pahelun varṣa
pahelo aṅk



julāi 1947
aṣāḍh 2003




उत्तिष्ठत जाग्रत प्राप्य वरान् निबोधत ।
ઊઠો સાધક ! જાગો ને આચાર્યવર મેળવો.
આત્મબોધ મળે એવા વિદ્યાવિજ્ઞાન કેળવો.



તંત્રી
સ્વા. સ્વયંજ્યોતિ તીર્થ
જ્ઞાનસાધન આશ્રમ, છોટા ઉદેપુર (પૂર્વ ગુજરાત)

# અનુક્રમણિકા

પૃષ્ઠ—



卐

## ખાસ વાંચો

૧—ઉત્થાનનો પ્રથમ અંક આપની સેવામાં હાજર થાય છે. જુલાઇની પાંચમી તારીખે એને ટપાલમાં રવાના કરવાની ધારણા હતી, પણ ડેકલેરેશન તથા પોષ્ટખાતાનું રજીસ્ટ્રેશન કરાવવામાં અણધાર્યો વિલંબ થયો, તેથી થોડો મોડો રવાના થયો છે, સૌ દરગુજર કરશે એવી આશા છે.

૨—હિતૈષીઓએ ખૂબ પરિશ્રમ ઊઠાવ્યો છે. છેલ્લાં બેએક વર્ષથી આવું સાહસ કરવાની મિત્રોની સૂચના હતી; એ સૂચના ધીરે ધીરે આગ્રહના રૂપમાં પરિણામ પામી અને છેવટનો નિર્ણય થયો.

૩—વિજ્ઞાપનો છપાવવાની શરૂઆત કરી; છપાયાં, અને આશ્રમ સાથે સંબંધ રાખનારાઓને પ્રથમ રવાના થયાં; એમણે પોતાના મિત્રોનાં નામઠામ મોકલ્યાં તેમને પણ મોકલાવ્યાં; કામની શરૂઆત કરવા ઘણાએ લવાજમ મોકલી આપ્યાં, પ્રકાશનફંડમાં પણ નાણાં આવ્યાં અને કામ શરૂ કર્યું.

૪—કાગળ વગેરેના ભાવ વધ્યા છે. બીજી પણ મુશીબતીઓ હતી, પણ ઈશ્ટકૃપાથી એ પાર પડી, પહેલો અંક તૈયાર થયો અને રવાના થયો.

૫—હજુ ઘણું કામ બાકી છે, અને જેઓને અંક મોકલ્યા છે, તે બધાને વિનંતિ છે કે આ અંક સૌને એમના મિત્રોના

ॐ

नारायण

# ઉત્થાન

વર્ષ પહેલું:]  જુલાઈ ૧૯૪૧–અષાઢ ૧૯૯૭  [અંક પહેલો

ईश्वरो गुरुरात्मेति मूर्तिभेदविभागिने ।
व्योमवद् व्याप्तदेहाय दक्षिणामूर्त्तये नमः ॥

શ્રી સુરેશ્વરાચાર્ય

શ્રી સદ્‌ગુરુની કૃપા અને પ્રેરણાથી 'ઉત્થાન' પ્રકટ કરવાનું સાહસ થયું અને એમના જ આશીર્વાદથી પહેલા વર્ષનો પહેલો અંક પ્રકટ થાય છે.

× × ×

અધ્યાત્મવિદ્યાનો પ્રચાર એ 'ઉત્થાન'નો મુખ્ય ઉદ્દેશ; આત્મભાવના આત્મજ્ઞાન દ્વારાજ જાગે છે, દૃઢ થાય છે અને અનુભવાય છે: એ આત્મભાવના (Self-reliance) વિના મનુષ્ય મનુષ્યજ કહેવાતો રહેતો, કે બનતો નથી. એ આત્મભાવના,' આત્મશ્રદ્ધા, આત્મનિષ્ઠા, મનોબળ, સંકલ્પબળ, ધારણા, 'વ્યક્તિત્વ, વિશિષ્ટતા અથવા શ્રી. કનૈયાલાલ મુનશીજીએ શોધેલો, અને પતંજલિઋષિએ અજ્ઞાનમાંથી

ઉત્પન્ન થાય છે, એવા અર્થવાળો શબ્દ 'અસ્મિતા'-બધાનો અર્થ એક જ ભાવનામાં અત્યારે યો નય છે એ આત્મભાવના એટલે સ્વધર્મ અને સ્વકર્તવ્યનું ભાન સૂઝાડે, સન્માર્ગ પરમાર્થમાં યથેષ્ટ સિદ્ધિ અપાવે, અને સંયમશીલ શક્તિ વધારે એવી આત્મજાગૃતિ

* * *

આત્મજ્ઞાન વિના આત્મજાગૃતિ અસંભવિત છે. વેદોક્ત કર્મકાંડ, પૌરાણિક ભક્તિ, તંત્રોક્ત ઉપાસના, પતંજલિ અને શાક્તોનો યોગમાર્ગ—અને એ સૌની પીઠમાં રહેલું આત્મજ્ઞાન આપણા ભારતવર્ષની સનાતન વિદ્યા અને આર્યોનું સાચું ધન છે

× × ×

આવો 'ઉત્થાન'નો ઉદ્દેશ છે, ઉદ્દેશ જેટલો વિશાળ છે, એટલો જ પ્રયત્નકાળ વસમો છે, રાજકીય અને સામાજિક નિયમોમાં ઉત્ક્રાન્તિ થઈ, અને એને લીધે રાજ્યતોભ તથા સમાજસત્તાનો મદ વધી પડયા આર્થિક પરિસ્થિતિ તંગ બની અને ધર્મભાવના જે એ બધાના સંયમ અને સુધારણા રૂપ હતી, તે સત્તાના મદમાં અસ્તવ્યસ્ત થઈ, ધર્મભાવનાની શિથિલતામાં બાહ્યાચાર અને બાહ્યધર્મને પ્રજાએ પકડી રાખ્યા, ક્રિયાકાંડની પાછળનું આત્મજ્ઞાન ગયું, અને સમસ્ત પ્રજાનો જીવન વ્યવહાર યંત્રમનુષ્યના જેવો અજ્ઞાનમૂલક બન્યો

* * *

જ્ઞાનશક્તિ હણાઈ, એટલે ક્રિયાશક્તિ ઉપરનો કાબુ ગયો, ક્રિયાશક્તિની સ્વચ્છંદ પ્રવૃત્તિમાં સંકલ્પબળનો દુરુપયોગ થયો, અજ્ઞાનને લીધે ઊંધા સંકલ્પો થયા, ધર્મભાવના દબાઈ ગઈ, અને સત્તાના મદમાં સુધારણાને બ્હાને કુધારણા વધી, વિદ્યાને બદલે અવિદ્યા કેળવણીને બદલે સમજણ વગરની ખીલવણી, ગણતર વગરનું ભણતર, અનુભવ વગરનું વાગ્વેદાન્ત, સમજ્યા વગરનું કર્મકાંડ,—આમ બધે,

ધર્મસંકરતા વ્યાપી; પરિણામે દુઃખ, ચિંતા; ક્લેશ, લોભ અને મોહનાં પ્રચંડ વાવાઝોડાં શું પૂર્વ કે શું પશ્ચિમ,–શું ઉત્તર કે શું દક્ષિણ,–પૃથ્વીના ચારે ખંડમાં વ્યાપ્યાં–વધ્યાં–અને યુદ્ધની જ્વાળાઓ પ્રકટી.

* * *

ભારતવર્ષ ચેતે, પોતાનો સ્વધર્મ સમજે, અને સ્વધર્મ પ્રમાણે વિદ્યા મેળવે અને કેળવે; વ્યવહાર સુધારે, અને જીવનના સમસ્ત પ્રદેશમાં સર્વાંગી વિકાસ કરવાનાં સાધન શોધે

* * *

'**ઉત્થાન**' આ માર્ગમાં નિમિત્ત બને એમ આપણે ઇચ્છીએ; વિદ્વાન લેખકોનો અને સહૃદયી જિજ્ઞાસુઓનો સહકાર એમાં જોઈએ; માસિક પ્રકાશનની સાથે સાથે ગ્રન્થમાળા શરૂ થાય, અને બીજી પણ જ્ઞાનપ્રચારની અવનવી દિશાઓ સૂઝે અને એમાં સફલતા મળે એવી શ્રીઈષ્ટ પાસે પ્રાર્થના અને વાચકવર્ગને વિનંતિ.

* * *

પશ્ચિમમાં બાહ્યયુદ્ધ વેગથી વધતું જાય છે; એના પડછંદારૂપે આખા વિશ્વમાં મનોમન્થન ચાલે છે; સૌ સૌનું સંભાળે છે; ભારતવર્ષ પોતાનું સંભાળે; અને એનું પોતાનું ધન એટલે અકલ્પ્ય કાળથી વારસામાં મળેલી, વિશ્વના કોઇ દેશે ન સાંભળેલી કે ન અનુભવેલી એવી બ્રહ્મવિદ્યા.

* * *

બ્રહ્મવિદ્યાનાં સાધન ન બદલાય; દેશદેશની સીમાઓ તૂટી અને ભૂગોળ બદલાઇ; રાજ્ય વિખેરાયાં અને પ્રજાની આર્થિક, સામાજિક દશા ફરી ગઈ; વ્યવહારનાં સાધનો બદલાયાં અને બાહ્યસુખના વિષયોનાં

રૂપાન્તર થયાં; પણ માનવ-મનન કરી શકે એવા મનવાળું પ્રાણી-એવી અને એટલી જ ઇંદ્રિયો અને દ્વંદ્વોનું ભાન ભોગવતું અનાદિકાલથી એવું ને એવું જ છે.

\+ + +

મનને કેળવે, સુધારે, સુખદુઃખથી પાર કરે, અને આનન્દયુક્ત શમાવે એ જ વિદ્યા; મનનું મિથ્યાત્વ અને જેમાં એ અધ્યસ્ત છે, એ અધિષ્ઠાન સ્વરૂપ આત્મતત્ત્વને ઓળખે એટલે દ્વંદ્વશાન્તિ ! અખંડ આત્માની ઓળખાણ એટલે અખંડ આનંદપ્રાપ્તિ અને અખંડ આનન્દ પ્રાપ્તિ એટલે જ બ્રહ્મસાક્ષાત્કાર !

× × ×

પરમાત્મા આપણને સૌને આવી દૃષ્ટિ કેળવવાના અધિકારી બનાવે !

  
 


# ઉત્થાન



उत्तिष्ठत जाग्रत प्राप्यवरान् निबोधत ।

ઊઠો, જાગો, ઊભા થાઓ, આળસ છાંડો, પ્રમાદ છોડો, ધર્મ-પરાયણ થાઓ, કર્મ કરો, પુરુષાર્થ કરો, વ્યવહાર અને પરમાર્થ બન્ને સાધો, બન્ને ક્ષેત્રમાં ધાર્યું કામ પાર પાડો, એવું જ્ઞાન મેળવવા જ્ઞાનીઓની શોધ કરો, તેમજ એમનાં સેવાશુશ્રૂષા કરી એ જ્ઞાન મેળવો !—આવાં શબ્દબાણ આપણને વેદના વારાથી વાગતાં આવ્યાં છે; અઘોરીની પેઠે આપણે ઊંઘ્યા કરીએ છીએ, પણ એ લોકહિતૈષી ઋષિમુનિઓએ આપણને અજ્ઞાનનિદ્રામાંથી ઊઠાડીને જગાડવા, અને સર્વાંશે સચ્ચિત્ સુખનો લ્હાવો લેવા પરાપૂર્વથી કહ્યા કર્યું છે અને હજુએ કહે છે.

ખરી વાત એ છે કે આપણે અજ્ઞાનમાંથી ઓરીએ છીએ એટલે આળસુ અને એદી છીએ. સૂતાં કે બેઠાં બેઠાં વિષયસુખ મળે તો ઊભા થઈને આંગળી પણ ઊંચી ન કરવાની આપણી વૃત્તિ છે; અને વારંવાર ચેતવણી મળવા છતાં પણ ઘડીએ ઘડીએ ભૂલ કરીએ તેવા છીએ,

એવા, માનવસ્વભાવનું એમને પૂરું જ્ઞાન હતું. તેઓ જાણતા હતા, કે માનવ સ્વરૂપે તો સચ્ચિદાનન્દ છે, છતાં અવિદ્યાને અધીન બની અજ્ઞાની અને વિષયી સ્વભાવનો થઈ આ પૃથ્વીપર અવતર્યો છે. કીટ પતંગથી માંડીને હિંસક પશુમાંના ટોળાનો આ જીવ, સહવાસે સ્વભાવે, જાણ્યે અજાણ્યે પણ પશુસ્વભાવનો વંશવારસ હોય એવ આચરણ કરે છે; દુ:ખ પામે છે, કલેશ ભોગવે છે, વારંવાર હારે છે ધાર્યું સુખ મેળવી શકતો નથી; જગતના વૈભવો પાછળ આંધળો બનીને દોડે છે, હવામાં બાચકા ભરીને ગાંસડી બાંધવાનું સાહસ કર્યા કરે છે, અને આવી આવી ગડમથલમાં જ જીવન વેડફી, જે અજ્ઞાનમાથી અવતર્યો છે—નીચે ઊતર્યો છે, તેમાં પાછો નીચેને નીચે વિશેષ અજ્ઞાનમાં ચાલ્યો જાય છે: આમ અજ્ઞાનના અગમ્ય પ્રદેશમાંથી આવી એવા જ અજ્ઞાનમાં જવું, એ પશુધર્મ જ જાણે માનવસમૂહે અત્યારસુધી પોષ્યો—પાળ્યો હોય, એવું ચોમેર નજર ફેરવતાં દેખાય છે.

જે કઠોપનિષદનું શ્રુતિવાક્ય ઉપર ઊતાર્યું છે, એના સમર્થનમાં એ જ ઉપનિષત્ બીજે સ્થલે માનવસ્વભાવનું સુંદર શબ્દોમાં વર્ણન કરે છે,

१ "पराञ्चि खानि व्यतृणत् स्वयंभूः
तस्मात् पराङ् पश्यति नान्तरात्मन् ।
कश्चिद् धीरः प्रत्यागात्मानमैक्षत
आवृतचक्षुरमृतत्वमिच्छन् । २–१–१
पराचः कामाननुयन्ति बालाः
ते मृत्योर्यन्ति विततस्य पाशम् ।
अथ धीरा अमृतत्वं विदित्वा
ध्रुवमध्रुवेष्विह न प्रार्थयन्ते ॥ २–१–२

ભાવાર્થ:-પરમેશ્વરે બાહ્ય વિષયોનું જ્ઞાન થાય એટલા માટે સમર્થ

માનવીનાં આસુરી અને દૈવી સ્વભાવનું રહસ્ય આમાં સમજાવ્યું છે. પરમાત્માએ સૃષ્ટિકાલે સૌનાં પૂર્વકર્મોનાં ફલરૂપે મનુષ્યની ઇંદ્રિયોને બહિર્મુખ બનાવી છે. અને તેથી એ નિત્ય સુખસ્વરૂપ આત્મા તરફથી મ્હોં ફેરવી, હમેશાં અનિત્ય એવા બાહ્ય વિષયોને જોવા-મેળવવા અને ભોગવવાનું કામ કર્યા કરે છે. આમ સાંસારિક બુદ્ધિવાળા મનુષ્યો બહાર વિષયો તરફ ખેંચાઈ જાય છે અને પરિણામે વિનાશી વિષયોના મોહમાં ને મોહમાં પોતાને પણ વિનાશી અનુભવે છે; જાણે જન્મમૃત્યુવાળા આ દેહમાં જ વારંવાર ટીંબાવામાં જ એમને એમ મઝા આવતી હોય! એમને શાંતિ હોતી નથી, સુખ મળતું નથી, ચંચલતા જ એમનો સ્વભાવ બની જાય છે, વિષયો અને વાસનાઓનો છેડો આવતો નથી, આ કરૂં કે તે કરૂં, આમ થાય તો ઠીક અને તેમ થાય તો સારૂં.

આમ મનુષ્ય સંસાર ભોગવે છે એમ કહેવા કરતાં વિષયો મનુષ્યને ભોગવી રહ્યા છે એમ કહેવું વધારે યોગ્ય લાગે છે. પરંતુ એ વિષયોના

---

ઇન્દ્રિયોને હણી નાખી; (આત્માથી વિમુખ કરી-કારણ કે આત્માથી વિમુખ થયા વિના અને એનું વિસ્મરણ થયા વિના જગત્ અને જગત્‌ના વિષયોનું જ્ઞાન સંભવતું નથી. (એક કાલે બે જ્ઞાન બની શકે જ નહિ.) તેથી એ બાહ્ય વિષયોને જ ઓળખે છે, અંતરઆત્માને નહિ. પરંતુ કોઇ વિવેકવાન ઇન્દ્રિયોને રોકીને (એને અંતરમુખ વાળીને) અમૃતને (વિષયભોગથી મળતાં અનિત્ય સુખમાંથી છૂટી નિત્ય સુખને) પામવાની ઈચ્છાવાળો અંતરઆત્માનું દર્શન (સચ્ચિદાનંદનો અનુભવ) કરે છે. (૨) સામાન્ય સાંસારિક બુધ્ધિવાળાઓ બહારના વિષયો પ્રતિ ખેંચાય છે, ચારે તરફથી ધસી આવતા (વિષયોના ભોગમાંથી આત્મજ્ઞાનનો નાશ, અને દેહની દીનતારૂપી) મૃત્યુના બંધનમાં બંધાય છે; અને વિવેકીઓ અચલ અમૃતપણાને ઓળખીને અહીં (આ સંસારમાં જે દુઃખમય ભોગ છે તેવા) અનિત્યની ઈચ્છા કરતા નથી.

બંધનથી થોડો સ્વતંત્ર થયેલો કોઈ ધીરગંભીર, વિવેકી અને વિશુદ્ધ હૃદયવાળો આત્મા સમજે છે કે આ વિષયયુદ્ધમાં કોઈ ઠેકાણે સાર નથી, નથી એ મેળવવામાં સુખ કે નથી ધાર્યા વિષય ન મળે ત્યારે શાંતિ એને તો એ બન્નેમાં વિનાશ જ દેખાય છે અને તેથી લાભાલાભનો વિવેક કરી, એ બન્નેથી પર સાચું અમરપણું શોધે છે દ્વંદ્વમાં કે દ્વૈતમાં અમરપણું નથી, પણ સાચું અમરપણું કે જેને ઉપનિષદો અને ગીતામાં " અમૃત ' ને નામે વર્ણવ્યું છે * એ અમૃતપ્રાપ્તિનો અધિકારી થવા મહેનત કરે છે એ અમરપણું એટલે જ જન્મમરણ, સુખદુ ખ, રાગદ્વેષ, હર્ષશોક, હાનિલાભ, જયાજય, ઈત્યાદિ વિકારી દ્વંદ્વોથી માનવચિત્તને પ્રાપ્ત થતી નિત્ય મુક્તિ અમૃત એ જ મોક્ષ અને મોક્ષ તે જ અમૃત પ્રાપ્તિ અને એ જ અમૃત પ્રાપ્તિ તે બ્રહ્મપ્રાપ્તિ અમૃતપ્રાપ્તિ, મુક્તાવસ્થા, નિર્વાણ, અભયપદ, સ્વરૂપસ્થિતિ, કૈવલ્યપદ, આ બધા એક જ અવસ્થા બતાવનાર પર્યાય શબ્દો છે

આ પૃથ્વી ઉપર આપણે માનવ શરીર ધરીને આવી ચડયા, અથવા કહો કે અજ્ઞાનમાં આવી પડયા, અને ત્યારથી સુખની શોધમાં ને શોધમાં સત્તા અને શક્તિ મેળવવાની મરીને પણ મહેનત કરનાર પુરૂષાર્થી તરીકે ઓળખાઈએ છીએ, સૃષ્ટિના આદિ કાળથી સત્તાના શોખીનોએ વિગ્રહો મચાવ્યા, પરંતુ કોઈ સામાન્ય હજુ સુધી એક હથ્થુ સત્તામાં, એક જ દેશમાં કે એક જ પ્રજાને અધીન થઈને ન્યુ નથી સંપૂર્ણ સત્તા, વિશાળ રાજ્ય, અવિચળ સુખ, અવિરત શાંતિ અથવા ઇષ્ટ પદાર્થોની પ્રાપ્તિ આ સંસારમાં કોઈને સદાને માટે મળ્યા હોય એમ ઇતિહાસના પાના વાંચી સમજાવતા નથી

મનુષ્ય જ્યારે બહિર્મુખ રહીને વિષયો તરફ જ ઘસડાતો જાય છે,

---

*ભગવદ્‌ગીતા અ ૨, શ્લો. ૧૫

ત્યારે ઐશ્વર્યની પરાકાષ્ઠા રૂપે રાજ્યલોભ સુધી પહોંચે છે; આમ ખંડરાજ્યમાંથી ચક્રવર્તીપણાનો લોભ–મોહ માનવ પ્રાણીને ઉત્તરોત્તર હિંસક પશુના નગ્ન સ્વરૂપમાં ઉઘાડો કરી આ મનુષ્ય કેવળ પશુનું જ રૂપાન્તર છે એવો ભાસ કરાવે છે.

ધર્મ અને અધર્મ, દૈવી અને આસુરી તેમજ નીતિ અને અનીતિની હારજીત બતાવતાં હજારો યુદ્ધ થઈ ગયાં, શૂરવીરોની ગાથાઓ ગવાઇ, એમનાં પરાક્રમના રોમાંચકારી ઇતિહાસો લખાયા, અતિશયોક્તિ પણ ઝાંખી પડે અને કલ્પના પણ ન પહોંચે એવાં અદ્‌ભુત વર્ણનો ઇતિહાસને પાને ચડયાં, પરંતુ સામ્રાજ્ય અને સત્તા મેળવવામાં જ કીમતી માનવજીવનને વેડફી નાખવાનો પુરૂષાર્થ માનનારાઓની દશા કેવી થાય છે તેનું **સ્વા. રામતીર્થ** આમ વર્ણન કરે છે:–

"એક દિવસ એવો હતો કે ગ્રીકોના સૈન્યોની દોડધામથી પૃથ્વી કંપી ઊઠતી; આજ ફિલિપ્સ અને સિકંદરના દેશનું માત્ર કહાણી કહેવા જેટલું જ નામ બાકી રહ્યું છે. એક વખત એવો હતો કે જ્યારે રોમની રાજધાનીની ધ્વજા ભૂમંડળના લગભગ બધા દેશોમાં ફરકતી ત્યારે આજે સીઝરોનાં સિંહાસનો ઉપર તો કરોળીઆ જાળાં ગૂંથે છે. એક દિવસ હતો કે અફ્રાસિયાબ, ફરેદુન અને કેકાઉસ ( પારસી સમ્રાટો )ની અસંખ્ય સેનાઓ અને ઘોડાઓની કુચકદમથી ઊંડાં જંગલોમાં પણ એમ કહેવાતું કે પૃથ્વીના ટૂકડે ટૂકડા થઈ ગયા અને આકાશ ઊંચે ઊડયું. આજ એ જ ગણ્યાગાંઠ્યા ત્યાંના સોરાબજી રૂસ્તમજી કે નવરોજી નામધારી વતનીઓ ભારતવર્ષને પોતાનું વતન માની રહ્યા છે. મોગલોનો ચમકતો ચાંદ ચાર દિવસનું ચાંદરણું દેખાડીને તદ્દન ઝાંખો પડી ગયો છે. આમ અનેક શકિતશાળી સામ્રાજ્યો સમુદ્રના મોજાંની પેઠે ઊંચે ઉછળીને હતાં નહોતાં થઇ ગયાં છે.

"પરંતુ જે જાતિ ગ્રીકોના નામનું પણ મૂળ હતી; જે વખતે રોમના સામ્રાજ્યનો પાયો પણ નહોતો નંખાયો, એ બધાં સામ્રાજ્યો પહેલાં

જેની હયાતી હતી અત્યારના યૂરોપના સમ્રાટો કે સત્તાધીશોના બાપ-દાદા જર્મનીના જંગલોમા નાગા ઉઘાડા ફરતા હતા, તે જાતિની ઉત્પત્તિનુ મૂળ શોધવા જતા તો ઇતિહાસની આખે પણ ઝાખ વળે એવુ છે આ હિંદુ જાતિ આપણા દેશમા અત્યારે પણ ત્રીસ કરોડ સખ્યામા મોજૂદ છે, અને ફૂલતી ફળતી જાય છે એનુ કારણ ?--કારણ એ જ કે એનાં શાસ્ત્રોનુ પ્રત્યેક વાક્ય એના જીવનના પ્રત્યેક વ્યવહાર ૐ આનદથી શરૂ થઇને ૐ શાન્તિ શાન્તિ શાન્તિ થી સમાપ્ત થાય છે —કારણ એ જ કે યુદ્ધ અને વિગ્રહ જમાવવાના નહિ પણ વૈરાગ્ય અને ત્યાગ સજાવવાના એના શસ્ત્રાસ્ત્ર છે —કારણ એ જ કે દેશો પર રાજ્ય ભોગવવાને બદલે પોતાની જાત પર કાબૂ મેળવવાનો અને આત્મજ્ઞાન દ્વારા સ્વ (આત્મા) રાજ્ય (સયમ દ્વારા જ્ઞાન) કેળવવાનો એનો આદર્શ છે આ જાતિ ઉપર ઇશ્વરનો અનુગ્રહ હમેશા રહેતો આવ્યો છે અત્યારે છે, અને અનન્તકાળ સુધી ચાલુ રહેશે આ એ જ ઉદાર (હિન્દુ) જાતિ છે કે જે મુસલમાનોને મસ્જીદ બનાવવામા ફાળો આપે છે અને ખ્રિસ્તીઓને દેવળો ઊભા કરવામા સક્રિય સહાયતા કરે છે

સસારમા પ્રત્યેક દેશ પોતપોતાનુ કર્તવ્ય બજાવવા માટે નિર્માઈ ચૂકેલો છે ભારતવર્ષને બ્રાહ્મણપણા (Priesthood of Nature) નુ કર્તવ્ય સુપ્રત થયુ છે કોઈ દેશને સાસારિક તૃષ્ણાએ વ્યાકુળ બનાવ્યો છે, તો કોઇને ભોગ અને ઐશ્વર્યની વાસનાએ ચચળ કરી મૂક્યો છે, સાચો હિન્દુ તો એ છે કે જે રામની ઉપર પોતાના પ્રાણ ઓવારી નાખે બ્રાહ્મણ તો એજ કહેવાય કે જે પોતાની વાણીથી હમેશા બ્રહ્માર્પણના સ્તોત્ર ભણ્યા કરે "

સ્વામીજીના આ વાક્યો કઠોપનિષદ ની શ્રુતિનો જુસ્સાદાર વાણીમાં ભાવાર્થ સમજાવે છે ઇન્દ્રિયો બાહ્ય વિષયો ભણી જ દોડયા કરે અન્તરાત્મા ભણી વળે જ નહિ તે પુરૂષ કદી અમૃતનો સ્વાદ ન કરી શકે

આવા અવિવેકીઓ અનિત્ય પદાર્થમાં જ નિત્ય પદાર્થની શોધ કર્યા કરે છે. ભારતવર્ષની પ્રજા, એનો સ્વભાવ, એનું કુદરતી વલણ, એની સરળ અને નિષ્કપટ રહેણીકરણી, એની જુગજૂની સંસ્કૃતિ અને વિદ્યા, એનું આત્મજ્ઞાન, એ બધાંનું જેટલું વિસ્મરણ થયું અને પશ્ચિમનો મોહ વળગ્યો, તેટલા પ્રમાણમાં આપણે એ દેશની આંધળી વાનર નકલ કરી; પરિણામે ઘણું ગુમાવ્યું, ઘણું ભૂલ્યા, ઘણું આડે માર્ગે ચડયા, અને કલહ અને કંકાસ જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં નોતરી લીધાં.

ભાઇ ભાઈવચ્ચે, કુટુંબકુટુંબ વચ્ચે, નાતજાતમાં, ગામેગામ, દેશે-દેશ, તેમજ સમાજના પ્રત્યેક ક્ષેત્રમાં ઝગડાઓ વધી પડયા; એ બધાના મૂળમાં આપણી બહિર્મુખ વૃત્તિ જ ખાસ કારણ હોય એમ જણાય છે. આપણે આપણો સ્વધર્મ ભૂલ્યા. સ્વધર્મ ભૂલ્યા એટલે સ્વભાવ અવળે ચીલે ચડયો; સ્વભાવે ઉલટી દિશા પકડી એટલે સ્વકર્મમાંથી ભ્રષ્ટ થયા, અને સ્વકર્મ એ જ સત્કર્મ છે એનુ ભાન ન રહ્યું તેથી સત્કર્મને બદલે દુષ્કર્મ, દુષ્કર્મને લીધે દુઃર્ભાવ, અને દુઃર્ભાવને લીધે દુઃખના અંધારા અરણ્યમા આંખે પાટા બાંધીને સુખ શોધનારના જેવી સ્થિતિ થઈ પડી.

પરિણામે ક્લેશ, કંકાસ, ભોગમાં સ્પર્ધા અને ખોટી ચડસાચડ-સીનો અંત જ આવતો નથી; પણ શ્રુતિ આપણને સમજાવે છે કે જેઓ અમૃતના જિજ્ઞાસુઓ છે, તેઓ આ અનિત્ય પદાર્થોની ઇચ્છા જ કરતા નથી, કારણ કે તેઓએ અમૃત એટલે નિત્ય વસ્તુ મેળવી લીધી છે.

એ અમૃત મેળવવા આપણે આપણી ઊંઘ ઉડાડવી છે; વિષયોની આ વિકારી વાસનાઓ, અને પદાર્થો મેળવવાની આંધળી અથડામણ-માંથી આપણે ઉઠવું છે; **આળસ છોડીને** ઉઠવું છે–અને પછી–જાગવાનું–જાગ્રતિ મેળવવાની, મેળવીને પણ સાચવી રાખવાની છે; ઘોર ઉંઘણમી જગાડયા પછી પણ આળસનો માર્યો ઊંઘી જાય છે, આપણે

એ પ્રમાદ, એ આળસ, એ ઘોર નિદ્રામાંથી જાગવું છે, તેમ જ જાગ્યા પછી ફરી વાર ન ઊંઘી જવાય એની સાવચેતી રાખવાની છે કે જેથી કેવલ, કકામ, કલેશ અને કુસંપના વાતાવરણમાંથી નિત્યને માટે બચી શકાય. સંસારી વિષયોના જ્ઞાનને જ જ્ઞાન માની બેસવું, અસંખ્ય પુસ્તકોના જ્ઞાતા થવું, નવનવી વિદ્યાઓમાં પારંગત બનવું, વ્યવહારોની ઉથલપાથલ કરવામાં કુશળ ગણાવું, વાણી, મન, અને વર્તનમાં ભેદ રાખી જગતમાં ફાવ્યા કહેવડાવવું, વૈભવ અને વિલાસ મેળવવા-ભોગવવામાંજ બુદ્ધિને ખરચી નાખવી, એ બધી વિદ્યા નહિ પણ અવિદ્યા છે. એ જ્ઞાન નહિ પણ અજ્ઞાન છે. એ કેળવણી પૂર્વના પ્રકાશની ભાગત વર્ષની નહિ પણ પશ્ચિમના આથમતા સૂર્ય પાછળ આવતી અમાવાસ્યાની રાત્રિના ઘોર અંધારા જેવી છે. એમાં નથી રહેતું સ્વધર્મનું ભાન કે નથી સચવાતું સ્વકર્મનું પાલન, સ્વધર્મ, સ્વકર્મ, સ્વકર્તવ્ય, એવા કશા માનવજીવનને પુણ્ય પંથે ચડાવે એવાં સત્કર્મ થાય એવો સ્વભાવ જ જેમાં કેળવાતો નથી, એ વિદ્યા નહિ પણ અવિદ્યા અને જ્ઞાન નહિ પણ અજ્ઞાન જ છે

સાચી વિદ્યા, સાચું જ્ઞાન, અને સાચો ઉપદેશ મળ્યા કે મેળવ્યા વિના સ્વધર્મ સૂઝતો નથી સ્વધર્મ સૂઝયા વિના સ્વભાવ સુધરતો નથી, સ્વભાવ સુધર્યા વિના સત્કર્મ થતાં નથી, સત્કર્મ કર્યા વિના આપણી પ્રવૃત્તિમાં અંકુશ રહેતો નથી, નિરંકુશ પ્રવૃત્તિમાં આત્મવિદ્યાનો ઉદ્દેશ સચવાતો નથી અને એ આત્મજ્ઞાનના ઉદ્દેશ વિના માનવસ્વભાવમાં જે પશુધર્મનાં લક્ષણો છે, તેનો જ ઉત્તરોત્તર વિકાસ થતો જાય છે, અને છેવટે જગતમાં કલહ અને કલેશ સિવાય બીજું કશું હાથ લાગતું નથી.

શ્રુતિ એટલા માટે કહે છે કે ઊઠયા અને જાગ્યા પછી આચાર્યો પાસે જાઓ, શ્રેષ્ઠ પુરુષોનું શરણ લ્યો, અમૃતનો ઉપદેશ તેઓ જ આપશે, સાચી વિદ્યા એ આચાર્યો જ શીખવશે, સાચું જ્ઞાન એ તત્ત્વ-

જ્ઞાનીઓ જ ભણાવશે, અને તમને એવા દેવનરો બનાવશે કે આ સમસ્ત જગત રાગ-દ્વેષના ભયવાળું સ્વર્ગ નહિ, પણ અમૃતભોગનું બ્રહ્મ-ધામ જ બની જશે.

આવી આત્મવિદ્યા ભણાવે તે આચાર્ય ! આવું જ્ઞાન આપી જીવાત્માની લઘુતા ટાળે તે સદ્‌ગુરુ, આવું શિક્ષણ આપીને જે ચિત્તના દાહ શમાવે અને સ્વધર્મ તેમજ સત્કર્મ શીખવે તે જ શિક્ષક, અને જે જ્ઞાન સર્વાંશે આત્મસ્મૃતિ કરાવી દ્વૈત દુઃખ ટાળે એ જ વિજ્ઞાન.

પરંતુ એમાંયે શાસ્ત્ર સાવધાન થવાનું કહે છે; કારણ કે એના ઉપદેશક પણ વિરલા હોય છે. " જ્ઞાનીનાં ન હોય ટોળાંટોળ, મુક્તા ન હોય સર્વ ગજકપોળ"અખો ભક્ત-કહે છે કે જેમ બધા હાથીઓના કપાળમાંથી મોતી નીકળતું નથી તેમ જ્ઞાનીઓનાં કંઈ ટોળેટોળાં હોતાં નથી. ઉપદેશ આપે, પુસ્તકોના અર્થ કરી બતાવે, તર્ક વિતર્કોની સુંદર ગોઠવણી કરી આપી કલ્પનાને શિખરે ચડાવી થોડી વાર બુદ્ધિની રસિક વૃત્તિને પોષણ આપે, અનુભવ કરવાનાં સાધન શીખવવાને બદલે ગ્રંથોની વિદ્વત્તા વધારાવે, ત્યાગ વૈરાગ્યનાં કેવળ બાહ્યાંગ સજાવીને અહંકાર ગાળવાને બદલે ત્યાગ અને તપનું મિથ્યાભિમાન વધારે'-એવા પંડિતમન્યો અને અજ્ઞાનીઓથી બચવાની ચેતવણી આપે છે, કારણ કે શ્રુતિ પોતે જ બીજે ઠેકાણે કહે છે કેઃ—

> ૧ श्रवणायामपि बहुभिर्यो न लभ्यः
> शृण्वन्तोऽपि बहवो यन्न विद्युः ।
> आश्चर्यो वक्ता कुशलोऽस्यलब्धाः
> आश्चर्यो ज्ञाता कुशलानुशिष्टः ॥ २-७

ભાવાર્થ-અનેક પુરુષો એ આત્મજ્ઞાન સાંભળ્યા કરે, છતાં એનું જ્ઞાન-એનો અનુભવ એવાને થતો નથી. (કારણ) એ (આત્મજ્ઞાનનો અનુભવી) વક્તા આશ્ચર્ય રૂપ હોય છે, ( અર્થાત્ એ વિરલ હોય છે; એ આત્માનુભવીનું

તત્ત્વજ્ઞાન કેવળ વાત કરનારાઓ પામે નહિ, પણ અનુભવીઓ પાસેથી જ મળી શકે છે. એનો વક્તા અને શ્રોતા બન્ને બુદ્ધિ અને હૃદયથી અધિકારી હોવા જોઇએ, યુક્તિથી સમજી શકે એવી બુદ્ધિની સૂક્ષ્મતા, અને ભક્તિપૂર્વક આચાર્યમા બ્રહ્મદૃષ્ટિ કરી પોતાનું દેહાભિમાન ગાળી શકે એવી હૃદયની શુદ્ધિની એમા આવશ્યકતા છે એમ ન હોતા સંસારના અનેક રંગથી રંગાએલો હોય, બ્રહ્માંડ પર સામ્રાજ્ય ભોગવવાની વાસનાથી બંધાએલો હોય, આકાશ પાતાળને ઊથલાવી પાડનારા વિજ્ઞાન ( Material Sciences ) વડે પ્રકૃતિનાં તત્ત્વોને અધીન બનાવી શસ્ત્રાસ્ત્રો સજનારો કોઈ કીમિયાગર હોય, ઇતિહાસ કે ખગોળભૂગોળના વર્ણનો જાણનારો કાળનો વહીવંચો હોય, અણુ-પરમાણુના ગુણધર્મ જાણી બાહ્યજગતમાં ચમત્કારો ચમકાવનારો હોય, અથવા એકાંતમા બેસી બાહ્ય ઇંદ્રિયોનો સંયમ કરી આંતર ઇંદ્રિયોનો વિકાસ કે વિસ્તાર વધારી સૂક્ષ્મ બ્રહ્માંડમા વિહાર કરનારા દેવદેવીઓના દર્શન કરનારો હોય, દૂરદર્શન, દૂરશ્રવણ, કે વીના પ્રસંગોને પુસ્તક વાચવાની પેઠે કહી સંભળાવનારો હોય, । કર્મભોગ પ્રમાણે આવનારા ભવિષ્યના સુખદુઃખોની આગાહી કરી શકતો હોય કે અજ્ઞાની તથા અબુધને બુદ્ધિ કે હૃદય

---

ધર્શન શાસ્ત્ર વિધિ અને નિષેધ એમ બન્ને રીતે કરે છે એટલે સામાન્ય મનુષ્ય માટે એની વ્યાખ્યા બાંધી શકાતી નથી કેવળ જીજ્ઞાસુ કે મુમુક્ષુ, જેનુ કેવળ આત્મજ્ઞાન જ લક્ષ્ય હોય તે જ શ્રદ્ધા અને સહવાસદ્વારા જ્ઞાનીને ઓળખી શકે છે અને ઓળખે છે ત્યારે એને આશ્ચર્ય થાય છે તેથી અહીં વક્તાને આશ્ચર્ય કહેલ છે. ) એ જ્ઞાન મેળવનારો નિપુણ હોય છે, ( અર્થાત્ એની બુદ્ધિ સૂક્ષ્મવસ્તુને સમજવા જેટલી એકાગ્ર અને શુદ્ધ હોય છે. ) આવા કુશળ ( બુધ્ધિશાળી ) જ્ઞાની પાસેથી જ્ઞાન મેળવનાર પણ આશ્ચર્યરૂપ હોય છે ( કારણ કે આ જ્ઞાન મેળવનારા જ પાછળથી જ્ઞાન આપનાર બને છે )

ચાતુર્યના ખેલ બતાવી અવિદ્યાના ચક્રમાં વધારે ફસાવનારો હોય તે જ્ઞાની નથી; તે મુક્ત નથી; તેણે અમૃત ચાખ્યું જ નથી; એની વાસના શમી જ નથી; એને શાંતિ જ નથી; એને ન્હાના મોટાના, અશક્ત કે શક્તિશાળીના મોહ હજુ ઊતર્યા નથી; આવા દ્વૈતપ્રપંચના કાવાદાવામાંથી પરવારીને અમૃતના અદ્વૈત સ્વરૂપમાં જે એકાકાર અનુભવીને પોતાનું અજ્ઞાન જેણે આત્મજ્ઞાનદ્વારા ભૂંસી નાંખ્યું છે, એવો વક્તા જ કુશળ છે, અને એવો આચાર્ય જ શરણ લેવા યોગ્ય છે.

એવા પરમતત્ત્વનો આત્માની સાથે અભેદ અનુભવ કરીને, બ્રહ્મ તથા બ્રહ્માંડનો પણ એવો જ અભેદ ઓળખી, જીવ જગત્ અને ઈશ્વર એ ત્રિપુટિનાં રહસ્યો બધાં એક જ પરમતત્ત્વના જ્ઞાનથી જેણે સમજીને દ્વૈત ભ્રાંતિને જેણે શાંત કરી હોય; સુખ, સંયમ, શીલ, અને સ્વધર્મને પોતાના જીવનમાં ઊતારીને કર્તા છતાં અકર્તા, વ્યવહારી છતાં અવ્યવહાર્ય આત્માનો અનુભવી તેમજ નિર્લેપ જગતનો ઉદ્ધારક કે સેવક છતાં જગતનાં સ્વપ્નભાવથી મુક્ત, એવા આચાર્ય પાસે જવાથી જ એ સાચી વિદ્યા મેળવી શકાય છે.

માનવ પ્રકૃતિના સત્ત્વ, રજસ્ અને તમસ્ એવા ત્રણ ગુણ, અને ત્રણમાંથી ભેળસેળરૂપે અસંખ્ય પ્રકૃતિનાં માનવીઓ આ જગતમાં છે; જેવી જેની પ્રકૃતિ તેને માટે તેવાં સાધન શાસ્ત્રકારોએ ગોઠવી મૂક્યાં છે; પણ સાવધાન ! આવી વિદ્યા મેળવવામાં, આવી રીતે ઈશ્વરપરાયણ થવામાં આવું આત્મજ્ઞાન ભણવામાં વાસના અથવા વિષયભોગને અણુમાત્ર પણ સ્થાન નથી. જ્યાં વાસના છે, ત્યાં ઈશ્વર નથી ને ઈશ્વરની ભક્તિ પણ નથી.

એક જ અંતઃકરણમાં ઈશ્વર ભક્તિ અને ઐશ્વર્યભોગની વાસના રહી શકે જ નહીં. એ બન્નેનો કુદરતી રીતે જ વિરોધ છે. ભોગ અને ઐશ્વર્ય એ અજ્ઞાન તથા અંધકાર છે; એ દુઃખ અને નાશવાન છે. જ્યારે ઈશ્વરનું સ્વરૂપ સંપૂર્ણ સુખ અને પ્રકાશ છે. એ નિત્યજ્ઞાન

છે, ઇશ્વરભક્તિમાં ઇશ્વરની પાસે સંસારના કે માયાના પદાર્થો માગવા માટે ભિખારી બનવાનું નથી, જગત અને જગતના ભોગો પૂર્વકર્મ પ્રમાણે આવી મળ્યા છે નવું સુખ કે નવું દુઃખ કોઈને મળ્યા નથી કે મળવાના નથી અત્યારે દુઃખ હોય અને ભવિષ્યમાં સુખ જોઈતું હોય તો ઇશ્વરના વિરાટ સ્વરૂપ જેવા જગતના પ્રાણીમાત્રને સુખી કરો, એટલે એ સત્કર્મના ફલરૂપે તમને સુખ મળશે અત્યારે થોડું સુખ હોય અને ભવિષ્યમાં વધારે સુખની ઇચ્છા હોય તો પણ એ વિરાટ જગતને સુખી કરો, અને એ વિરાટ પરમાત્મા ભવિષ્યમાં તમને વિશેષ સુખ આપશે

પણ પરમાત્માની પ્રાપ્તિ માટે કદી સંસારના સુખની ભીખ માગશો નહી, આવી ચેતવણી વારંવાર મળી છે છતાં આ માયાની જગતમાં અજ્ઞાનનું આશ્ચર્ય તો જુઓ! જગતમાં ભીખારી તરીકે ઓળખાવવામાં શરમ માનનાર સંપત્તિમાન રાજા મહારાજાઓ, ધનાઢયતાનો દંભ કરનારા વૈભવશાળીઓ કે વૈભવના ઇજારદાર હોવાનો ડોળ રાખીને વાંકી ડોક અને ઊંચી આંખે ફરનારાઓ, જ્યારે કંગાલ અને પામર બનીને ઇશ્વર અથવા ઇશ્વરના દાસદાસીઓ જેવા દેવદેવીઓ પાસે વધારે વૈભવ વધારે સંપતિ અને વધારે સુખ મેળવના કર્મફળનો અટલ નિયમ ભૂલીને છાની છૂપી પ્રાર્થનાઓ, મંત્રજાપો અનુષ્ઠાનો, પરાપારાયણો, તીર્થવ્રતો, જપતપો અને એવા કૈં કૈં કર્મજાળના જાળા ગૂંથે છે અને પરિણામે ભવિષ્યમાં વિશેષ દુઃખના ફસાય છે, ત્યારે જેમ જગતમાં પણ ભિખારી કે કંગાલનું મોં કોઈ જોવા ઇચ્છતું નથી, તેમ ઇશ્વર પણ એમનાથી હજારો ગાઉમાં દૂરને દૂર જ રહે છે અને માયાના ચિત્રવિચિત્ર દૃશ્યો જોઈ આવા અજ્ઞાની સકામ ભક્તો અંધારામાં જ અથડાયા કીચાયા કરે છે, આવા ભોળા માનવી અને એને ભમાવનારાં અજ્ઞાની, તેમજ વિભ્રાન્ત જીવાત્માઓ એ બન્નેની દશા મનકલ્પિત સુખસ્વપ્નના

જન્મજન્માન્તરમાં વિશેષ પામર, કંગાળ, અને બ્હીકણ થતી જાય છે, ભારતવર્ષની આવી અજ્ઞાની, મોહગ્રસ્ત અને વહેમી દશાની ધર્મઘેલી પ્રજાની મનોદશાનું વર્ણન કરતાં સ્વા. રામ વાજબી જ કહે છે કે;

"આજકાલ તો હિંદુસ્તાનમાં વૈશ્યવર્ગ (કેવલ સંસારના વૈભવો મેળવવા અને સાચવવાની વૃત્તિઓવાળો વર્ગ)ની વાહવાહ છે ! ક્ષત્રિયો (સમસ્ત જગતને પોતાનું ઘર સમજી તેમાં વ્યવસ્થા અને ધર્મ સાચવવા-ની વૃત્તિવાળા)તો સમસ્ત દેશને પોતાનું ઘર સમજવાને બદલે એકાદ ન્હાના સરખા ઘર(દેશ)નેજ પોતાનો દેશ સમજે છે. બ્રાહ્મણો (કેવળ બ્રહ્મચિંતનમાંજ પોતાનું જીવન વીતાવી સર્વત્ર બ્રહ્મવિદ્યાનોજ પ્રચાર કરનારો વર્ગ) બ્રહ્મચિંતનમાં ઘરબારની ચિંતાને ભૂલી જવાને બદલે છૈયાંછોકરાં અને કુટુંબકબીલાની જંજાળમાં બ્રહ્મને જ ભૂલી ગયા છે, અને ક્ષત્રિયો વૈ-શ્યોને રૂપીઆ પૈસાનો ત્યાગ શીખવવાને બદલે (મહારાણા પ્રતાપ અને ભામાશાના દ્રષ્ટાંતનો વિચાર કરો.) એમની પાસેથી રાજસત્તાને જોરે અયોગ્ય દાન ગ્રહણ કરવાનું શીખી શીખવી રહ્યા છે, જ્યાં જુઓ ત્યાં વ્યવહારમાં બધે વૈશ્યધર્મ જ—વાણીઆવૃત્તિ જ વધી પડી છે ! વાહ વૈશ્યધર્મ ! આજકાલ તારા જ પોબાર છે ! રાજ્યકર્તા પણ વૈશ્ય જ છે ! "

"જગતને મોંએ તમે ભલે રાજા મહારાજા કહેવરાવો હિંદના સપૂત કે ઉદ્ધારક તરીખે ઓળખાવરાવો, પણ જ્યાં સુધી તમે વાસનાઓ અને વિષયભોગનાં મેલાં, ગંધાતાં અને સડેલાં વસ્ત્રોના વાઘા તમારા અંત:કરણરૂપી શરીર ઉપરથી નથી ઊતારી નાંખ્યા, જ્યાં સુધી ચિંતા-ઓના સૂકા ટુકડા તમારા પેટમાં ચૂંકાય છે; જ્યાં સુધી તમે સ્વરાજ્ય (પોતાના મન અને ઇંદ્રિયો પર કાબુ) નથી મેળવ્યું; જ્યાંસુધી તમે કામવાસનાઓના અને એ પ્રમાણે ભોગ મેળવવા દેવદેવીઓના કંગાળ દાસ બનીને છૂપી દીનતા વધાર્યા કરો છો, ત્યાં સુધી તમે

પ્રતિષ્ઠા પામેલા સત્તાધારીઓ શાના ?"

સૂના રામ આપણને આમ ચેતવણી આપે છે કે ખબરદાર ! ઈશ્વર ભક્તિ કે આત્મજ્ઞાનનો અર્થ ભોગૈશ્વર્ય કે વિભવો મેળવવામા આપણી સકલ્પ શક્તિ વધારવી એ નથી સસારનો સકલ્પ મૂકીને હુ સચ્ચિદાનદ, શુદ્ધ આત્મા છુ–એવો સકલ્પ વધારવો એનુ નામ આત્મજ્ઞાન, અને વ્યવહારમા સમસ્ત બ્રહ્માડ તો શુ પણ કેવલ આ પૃથ્વીનોજ વિચાર કરીએ તો એમા સમસ્ત પ્રાણીમાત્ર પરમાત્માના વિરાટ સ્વરૂપના ભિન્નભિન્ન રૂપો છે, એવુ જ્ઞાન અને એમની સેવા એ જ ઈશ્વરભક્તિ આવુ જ્ઞાન એજ આપણી બ્રહ્મવિદ્યા અને આપણા ઋષિપૂર્વજોનો આપણને પરપરાદ્વારા મળેલો અમૂલ્ય વારસો છે

ભોગૈશ્વર્ય તો નરકાગાર છે આત્મજ્ઞાન વિનાનો વૈભવ મડદાનો શણગાર છે સયમ વિનાનુ સુખ એ દુ ખના કાટાળા ઝાડના બીજ વાવવાના છે અને આત્મજ્ઞાન વિનાનો વ્યવહાર એ કાટાળુ અધકાર અને ભયકર જગલ છે એટલા માટે પ્રથમ આત્મવિદ્યા અને પછી વ્યવહાર વિદ્યા

પ્રાચીન સમયમા અપાતી વિદ્યાની વિશુદ્ધ પ્રણાલિકાની જરા કલ્પના તો કરો ! આવી બ્રહ્મવિદ્યાને લક્ષમા રાખીને જ પ્રાચીન સમયમા બ્રહ્મર્ષિઓના તપોવન શોભી રહેતા બ્રહ્મવિદ્યા જેનુ લક્ષ્ય છે એવા શિષ્યોને બીજા વ્યાવહારિક વિદ્યાના અગ ઉપાગો ત્યાં શીખવાતા, ત્યા સેવા, શુશ્રૂષા અને સયમથી એમનુ ચારિત્ર ઘડાતુ એ વિદ્યાર્થીઓ ૧સમિત્પાણિ થઈને આચાર્યો પાસે જતા, એને લક્ષ્યમા

---

૧ બ્રહ્મર્ષિઓ આશ્રમમા ગૃહસ્થાશ્રમી તરીકે રહેતા, ત્યા અનેક સાધનોમા યજ્ઞ પણ એક સાધન તે વખતે મનાતુ એમા હોમ માટે જે સમિધ જોઈએ તે લઈને વિદ્યાર્થીઓ તે કાળે જતા, એક તો એમા એ સૂચન હતુ કે લાકડા લાવવા જેટલુ હલકામા હલકુ કામ કરવા જેટલી, પણ વિદ્યા મેળવવાની એમા આતુરતા અને ઉત્સુક દેખાતી, અને બીજુ બ્રહ્મવિદ્યા

રાખીને જ પ્રાપ્યવરાન્ શ્રેષ્ઠ પુરૂષો, ( માનવ સમૂહમાં જેઓએ પરમતત્ત્વને જાણ્યું એ શ્રેષ્ઠ ) ની પાસે જઇને વિશેષત જ્ઞાન મેળવવાનો આદેશ શ્રુતિ આપે છે.

ચારે વર્ણને પોતપોતાના ગુણધર્મને અનુસરીને કર્મ કરવામાં ઉપયોગી થાય એવી વેદાંગ વિદ્યા અપાતી; તેથી વિદ્યાપ્રાપ્તિનું લક્ષ્ય લક્ષ્મી નહીં પણ શાંતિ હતું; વૈભવોની વિપુલતા નહીં, પણ વૈભવને આત્મજ્ઞાનનું સાધન મનાતું. સાંસારિક સાધનો આત્મજ્ઞાનના મંદિરમાં ચડવામાં પગથીઆં મનાતાં; વ્યવહારને સરલ અને સુગમ બનાવનારી આપણા વિષ્ણુ સ્વરૂપ આત્માને અનુસરનારી લક્ષ્મી સમાજની માતૃરૂપે સેવા કરતી; પણ સાધ્ય અને ઉપાસ્ય તો શબ્દબ્રહ્મના અને વેદવિદ્યાના અવ્યક્ત સ્વરૂપને મૂર્ત રૂપ આપનારાં વીણા તથા અલંકાર રૂપે પુસ્તકને હાથમાં રાખનારી મહાદેવી સરસ્વતી જ હતી.

એ સરસ્વતીને વિસારીને, એનું અપમાન કરીને, લક્ષ્મીને જ ઉપાસ્ય કે સાધ્ય માનીને એની પાછળ ઘેલા બનનારાઓની દુર્દશા તો જુઓ ! પૈસો, વૈભવ, આ પદાર્થ અને પેલી વસ્તુ, આમ કરું ને તેમ કરું, આટલું મેળવ્યું ને આટલું મેળવવાનું છે, આવી જ દોડધામમાં લક્ષ્મીની જ કૃપા શોધનારાઓ, વૈભવ માટે જ લડી મરતા. સામાન્ય મનુષ્યમાંથી માંડીને પૃથ્વી પરના સામ્રાજ્યવાદીઓ કે સામ્યવાદીઓએ યુદ્ધો નોતરીને નરકાગાર ઊભો કર્યો છે અને તેથી જગત્ ત્રાહિ ત્રાહિ થઈ રહ્યું છે ! શાંતિ, સુખ, સંયમ અને શીલનું સૂચન અને પ્રેરણા આપનારી, સદ્‌વિદ્યા અને સદ્‌શાસ્ત્રોની મૂર્તિ જેવી સરસ્વતીની ઉપાસના ભૂલીને ચંચળ, અને અનેક માયા રૂપ ધારણ કરનારી વિષ્ણુરૂપી આત્માની શુદ્ર દાસી જેવી—લક્ષ્મીને જ ઇષ્ટ માનનારા દેશની પામર દશા ન થાય

---

મેળવવા જ એ વિદ્યાર્થી આવ્યો છે એની એ બાહ્ય નિશાની હતી; અત્યારે જેમ રોકા રૂપીયા એ નિશાળીઆની વિદ્યા પ્રાપ્ત કરવાની કિંમત છે તેમ.

તો બીજુ શુ બને !

પણ ફરી ફરીને ભારતવર્ષ જાગે છે, દિવસ અને રાત્રિના પ્રકાશ અંધકારના ક્રમ પ્રમાણે યુગધર્મ બદલાય છે, અને જ્ઞાન અજ્ઞાનના પડછાયાની પેઠે ધર્મ અધર્મના ક્રમ ચાલ્યા કરે છે આપણી ગતિ હવે નીતરા આવી છે, તેથી સમાજનો વિયાગ ન કરતા પ્રત્યેક પોતાની અજ્ઞાન ગતિ પૂરી થતા આવી છે એમ માનીને હવે દોડે, જાગ્રત થાય, અને સ્વધર્મ પાળવા માંડે, તો ભારતવર્ષને એના મૂળ ધર્મમા આવવામા વિલબ થાય એમ નથી

કોઇ અજ્ઞાત કારણવશ ભારતવર્ષ એ પશ્ચિમના મોહમા પડયુ, પશ્ચિમની વિદ્યા ત્યાની કેળવણી, ત્યાનો સસાર, ત્યાનુ વિજ્ઞાન (Science) ત્યાની રહેણી કરણી, ત્યાના રીત રિવાજ, એ બધાની પાછળ પાગલ બનેલા એ આર્યઋષિના સતાનો ! ધ્યાનમા રાખજો કે જૂના ઋષિમુનિઓના બ્રહ્મજ્ઞાન જ અજ્ઞાન નિદ્રામાથી તમને જગા અને એ પ્રાચીન ઋષિઓએજ તમને જગાડયા છે એમ નહી, તુ એ પશ્ચિમની કેળવણીનો પૂરો અનુભવ કરી, ગણિતવિદ્યા અને એમના વિજ્ઞાનની કસોટી પર આપણી વિદ્યાને કસીને જેણે પોતાના પચીસ વર્ષની તપશ્ચર્યાના અગ્નિમા બ્રહ્મવિદ્યાને વિશુદ્ધ કરી અને છેલ્લા આઠેક વર્ષમા, વેદવિદ્યાનુ નવનીત આપણને હજુ હમણા ત્રીસ પાત્રીસ વર્ષ પહેલા જ આપ્યુ છે, પોતાના જ્ઞાનચૈતન્યના પ્રચડ આદોલનથી ભા તની દરિદ્રી અને દિશાભૂલી પ્રજાને ઊઠો, જાગો, જાણોના પડકારથી ઢઢોળ્યા છે એવા એક આધુનિક બ્રહ્મર્ષિના બ્રહ્મઘોષ સાભળો

એ આત્મજ્ઞાનનો પ્રત્યેક મનુષ્ય અધિકારી છે રાજા કે રક, બ્રાહ્મણ કે અબ્રાહ્મણ પુરુષ કે સ્રી, બધા એ જ્ઞાન મેળવી શકે છે—શર્ત એ કે એણે એના અકાટય નિયમોનુ પાલન કરવુ જોઇએ જ્ઞાન વૈરાગ્ય અને ભક્તિના રગમા રગાવુ જોઇએ બ્રહ્મવિદ્યા જ સાચી વિદ્યા છે

એવો નિશ્ચય કરવો જોઇએ.– આ આત્મજ્ઞાન પ્રત્યેક મનુષ્યને આ જન્મમાં જ મેળવવા જેવું, મેળવી શકાય એવું, અને મેળવવું જ જોઇએ એવો નિશ્ચય હોય તો અવશ્ય મળે એવું જ છે, એમ શાસ્ત્રકારો અનેક મુખે કહે છે. માટે ઊઠો, જાગ્રત થાઓ' અને સાંભળો મહર્ષિ રામતીર્થના આ અમૂલ્ય બ્રહ્મઘોષ !

"હે વસિષ્ઠ, અત્રિ, ભારદ્વાજ, ગૌતમ અને એવા ઋષિઓ સાથે તમારૂં ગોત્ર મેળવનારાઓ ! હે રામ, કૃષ્ણ, બુદ્ધ અને શંકરાચાર્યની જન્મભૂમિમાં દેહ ધારણ કરનારાઓ સાંભળો ! જેઓએ આત્મજ્ઞાન દ્વારા પ્રાપ્ત થતી ઉન્નતિનું મોં પણ નથી જોયું, એવા આજકાલના અનુભવ વગરના ( પશ્ચિમના ) બાળકોની ( વિદ્યાની ) નકલ તો કરો છો, પણ સાવધાન ! ઊતારો પગમાંથી બૂટ અને માથેથી ટોપી, અને ભરબજારમાં માથે લાકડાનો ભારો ઉપાડી ( સમિત્પાણિ થઇ ) ને ( ભક્તિ અને વૈરાગ્યનાં ) આંસુઓનાં પાણીથી ભરેલા તમારાં બે નેત્રકમલની ભેટ લઇને જાઓ;–જાઓ અને પડો લાકડીની પેઠે ( દંડવત્ )કોઈ શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ અને તત્ત્વજ્ઞાનીના ચરણમાં; આમ કરશો તો જ તમારી અજ્ઞાનની ત્હાડ ઊતરશે; તમારી અજ્ઞાનરૂપી રાત્રિ કપાશે; આવી જ રીતે તમારાં પાપો બળીને ભસ્મ થશે; યાદ રાખજો ! સાચું જ કહું છું –તમારાં પ્રતિષ્ઠા અને ગૌરવ કોઈ મહાપુરુષનું શરણ લેવામાં જ છે."



# સ્વામી રામતીર્થ:—નવયુગના સંન્યાસી

લેખક—શ્રી. જયંતીલાલ મં. ઓઝા
બી. એ બી. ટી. એલએલ બી.

આપણા દેશનાં સાધુ સંન્યાસીઓનો તોટો નથી. વેષધારીઓનાં ટોળાં જ્યાં ત્યાં જોવામાં આવે છે; પરંતુ 'साधयति परकार्यमिति साधुः' "પરોપકાર સાધે તે સાધુ" એ સાધુ શબ્દની વ્યાખ્યા પ્રમાણે પરમાર્થવૃત્તિથી જીવન ગાળનારા વિરલાજ દેખાય છે.

અત્યારે ભારતવર્ષને સમર્થ સ્વામી રામદાસ, ગોસ્વામી તુલસીદાસ, રામકૃષ્ણ પરમહંસ, અને વેદાન્તકેસરી સ્વામી શ્રી વિવેકાનન્દ જેવા સંન્યાસીઓની જરૂર છે; જેઓના હૃદયમાં દેશનાં દુઃખી, દરિદ્ર, અજ્ઞાની જનો માટે પ્રેમ હોય, અને જેઓ પોતાની પ્રતિભાના બળથી ધર્મ, દેશ અને સમાજની સેવા બજાવવા શક્તિમાન હોય. સ્વામી રામતીર્થ પણ આવી ઉચ્ચ કોટીના સંન્યાસી હતા. એમના જેવા કર્મયોગી મહાત્માના જીવનના અભ્યાસથી હૃદયની દુર્બળતા દૂર થઇ જ્ઞાનની જ્યોત પ્રકટે છે, અને મનુષ્યજીવનનો ખરો અર્થ સમજાય છે.

પંજાબમાં ઘણા પ્રાચીન સમયથી ધર્મવીરો, રણવીરો અને કર્મવીરો ઉત્પન્ન થતા આવ્યા છે. આજ પ્રાન્તના ગુજરાનવાલા જીલ્લામાં મુરાલીવાલા નામના એક ગામડામાં ઈ. સ. ૧૮૭૩ ની ૮મી ઓકટોબર, વિક્રમ સંવત ૧૯૩૦ કાર્તિક

પ્રતિપદા બુધવારને દિવસે ગોસ્વામી હીરાનન્દજીને ત્યાં સ્વામી રામતીર્થનો જન્મ થયો હતો. નામાભિધાન સંસ્કાર વખતે તેમનું નામ તીર્થરામ પાડવામાં આવ્યું. તીર્થરામના નસીબમાં માતૃ સુખ હતું નહિ. તેમની વય નવ મહિનાની થઇ એટલામાં તો એમનાં માતુશ્રીનો દેહાન્ત થઈ ગયો. તીર્થરામનાં એક વિધવા ફઇબાએ તેમને ઉછેરી મોટા કર્યા.

માતાનું દૂધ ન મળવાથી તીર્થરામ બાળપણમાં ઘણા જ દુબળા રહેતા, પણ ઉમ્મર વધતાં તેમણે પોતાના શરીરને એવું તો કસ્યું હતું કે એક દિવસમાં પગે ચાલીને તેઓ પચાસ માઇલ સુધીની મુસાફરી કરી શકતા, અને અમેરિકામાં દોડવામાં તો મેનિકોથી પણ આગળ નીકળી ગયા હતા.

શારીરિક શક્તિ નબળી હોવા છતાં બાળપણથી જ અભ્યાસ તરફ તેમનું વિશેષ લક્ષ્ય હતું. મુરાલીવાલા ગામમાં જ તેમનું પ્રાથમિક શિક્ષણ શરૂ થયું. ત્યાં ઉર્દુ પાંચ ચોપડીનો અભ્યાસ પૂરો થયા પછી અભ્યાસ આગળ વધારવાને માટે તેમને ગુજરાનવાલા ગામમાં મોકલવામાં આવ્યા. આ ગામમાં ભગતજી ધન્નારામ નામના હીરાનન્દજીના પરમ પ્રિય મિત્ર રહેતા હતા. તેમની સંભાળ નીચે તેમને રાખવામાં આવ્યા. આ ભગતજી વેદાન્તશાસ્ત્રમાં અતિ પ્રવીણ હતા. વિશ્વવિદ્યાલયની કોઈ પણ ઉપાધિ તો શું, પણ અક્ષરજ્ઞાન પણ નહિ એવા આ ભગતજીનું જ્ઞાનબળ એવું હતું કે સદુપદેશરૂપી અમૃતનું પાન કરવા આસપાસથી ઘણાં માણસો

તેમને ત્યાં ભેગાં થતાં. તીર્થરામ આટલી નાની ઉમ્મરથી આવા મહાત્માના સંસર્ગમાં આવ્યા એ તેમના મહદ્ભાગ્યની નિશાની હતી.

ભગતજીને ઘેર સવાર સાંજ વેદાન્તની કથાવાર્તા થયા કરતી, તેથી અનાયાસે તીર્થરામને આ ચર્ચાનો લાભ મળવા લાગ્યો, અને વેદાન્તનાં ગૂઢ તત્ત્વો પણ તેમના દ્વારા જ તીર્થરામના સમજવામાં આવ્યાં. ધીમે ધીમે ભગતજી પ્રત્યે તીર્થરામનો ભક્તિભાવ એટલો બધો વૃદ્ધિંગત થયો કે તેઓ તેમને સાક્ષાત્ ઇશ્વર રૂપે માનવા લાગ્યા, અને એમનામાં ગુરુબુદ્ધિ ઉપજી.

પંદર વર્ષની ઉમ્મરે તીર્થરામે પંજાબ યુનિવર્સિટીની મેટ્રીકની પરીક્ષા પસાર કરી. તેમના પિતાશ્રીની ઇચ્છા તો એવી હતી કે તીર્થરામે હવે આગળ અભ્યાસ ન વધારતાં કંઇ નોકરી લઇ લેવી; પરંતુ ભગતજીના આગ્રહથી તીર્થરામના પિતાએ પોતાનો આ વિચાર ફેરવ્યો અને વિશેષ વિદ્યાભ્યાસ કરવા માટે તીર્થરામને લાહોર મોકલવામાં આવ્યા.

ત્યાં તેઓ ફોરમેન ક્રિશ્ચિયન કોલેજમાં દાખલ થયા, અને કોલેજના વિદ્યાર્થી તરીકે ઇ. સ. ૧૮૯૩ માં બી. એ.ની પરીક્ષામાં પ્રથમ નંબરે પાસ થયા. તેમને વિશ્વવિદ્યાલયની રૂપીઆ ૯૦ ની સ્કોલરશીપ મળી, તેથી એમ. એ. નો અભ્યાસ કરવા તેમનો ઉત્સાહ વધ્યો, અને તેઓ ગવર્મેન્ટ કોલેજમાં દાખલ થયા. બે વર્ષ પછી ૨૧ વર્ષની ઉમ્મરે એમ.

એ. ની પરીક્ષા પણ તેમને પાસ કરી

કોલેજના તેમના વિદ્યાર્થીજીવનના સમયમા તેમને મળવા ધન્નાભગત વારવાર આવતા અને એમની સભાળ રાખતા

આ કાળમા તેમણે ભગતજી પર જે પત્રો લખ્યા છે, તે પરથી તેમના વિદ્યાર્થીજીવન સબધી આપણને માહિતી મળે છે સવારમા તેઓ પાચ વાગે ઊઠતા, અને સાત વાગ્યા સુધી અભ્યાસ કરતા. ત્યાર પછી શૌચ આદિથી નિવૃત્ત થઈ કસરત કરી સ્નાન કરતા રસ્તા પર ચાલતા ચાલતા પણ તેમને વાચવાની ટેવ હતી. કોલેજમાથી પાછા આવતી વખતે તેઓ દૂધ પીતા અને ઘેર આવી થોડી વિશ્રાતિ લઈ નદી તરફ ફરવા જતા, તે વખતે પણ તેમનુ વાચન ચાલુ જ રહેતુ. સાજે ફરીને ઘેર આવ્યા પછી કસરત કરી તેઓ અભ્યાસ કરવા બેસતા, અને ભોજન કર્યા પછી પણ સાડા દસ સુધી અભ્યાસ કરતા કસરત વિષે તેઓ કહેતા કે, “જો આપણી પાચન શક્તિ સારી હોય તો આપણને આનન્દ અને સુખ પ્રાપ્ત થાય છે, ચિત્ત એકાગ્ર રહી શકે છે. પરમાત્માનુ પણ સ્મરણ રહે છે અને અત કરણ પવિત્ર થાય છે તે સાથે બુદ્ધિ અને ધારણાશક્તિ પણ તીવ્ર બને છે એક તો હુ ખાઉં છું ઘણુ જ ઓછુ, અને વળી જેટલુ ખાઉં છુ તેટલુ બરોબર પચાવુ છુ ”

કોલેજમા અભ્યાસ કરતા ત્યારથી તીર્થરામને બીજા વિદ્યાર્થીઓને ગણિત શીખવવાનો શોખ હતો. એમ એ ની

પરીક્ષામાં પાસ થયા પછી તેઓ સિયાલકોટ મિશન કોલેજમાં પ્રોફેસર તરીકે રહ્યા. ત્યાર પછી ફોરમેન ક્રિશ્ચિયન કોલેજમાં પણ તેઓએ બે વર્ષ સુધી ગણિતના પ્રોફેસર તરીકે કામ કર્યું. એ વિષય પર તેમને એટલો બધો પ્રેમ હતો કે સિનિયર રેંગ્લરની પરીક્ષા આપવાની ઇચ્છાથી સરકારી શિષ્યવૃત્તિ મેળવી કેમ્બ્રિજ જવા માટે તેમણે ઘણો પ્રયત્ન કર્યો, પણ તે શિષ્યવૃત્તિ તેમને મળી નહિ, પરંતુ કેટલીક વખત અનિષ્ટમાંથી પણ સારૂં પરિણામ ઉદ્ભવે છે. અશુભમાંથી પણ શુભ જન્મે છે. તીર્થરામને આ શિષ્યવૃત્તિ ન મળી એ ઠીક જ થયું. તેઓ જો સિનિયર રેંગ્લર થયા હોત તો કદાચ સ્વામી રામતીર્થ ન થાત અને તેમના અમૂલ્ય ઉપદેશથી દુનિયા વંચિત રહેત.

વિદ્યાર્થી જીવનની શરૂઆતથી જ એમને સંસાર પ્રત્યે વૈરાગ્ય ઉત્પન્ન થયો હતો. એ સમય દરમિયાન ભગતજી ઉપરના એક પત્રમાં તેઓ લખે છે કેઃ “પરમેશ્વર બહુ જ સારો છે, મને બહુ જ વ્હાલો લાગે છે. કેટલીકવાર એ આપણી તરફ સખ્તાઇ બતાવે છે પણ એ તો તેનો વિનોદ છે, તે આપણી સાથે મજાક કરવા માગે છે; તો પછી મજાક કરનાર ઉપર ગુસ્સો ન કરવો એ આપણું કર્તવ્ય છે.” એ જ પત્રમાં આગળ જતાં તેઓ લખે છે કેઃ “જેમ બાદશાહની સાથે સુલેહ કરવાથી આખા રાજ્યના અધિકારીઓ આપણા મિત્ર બની જાય છે, તેમ એક પરમાત્માને રાજી રાખવાથી સમસ્ત સંસાર આપણો પોતાનો થઇ જાય છે.”

તેમના એક સહાધ્યાયી એક લેખમાં લખે છે કે, " એક દિવસ મેં ગોંસાઇજીને પૂછ્યું કે આપની ખરેખરી ઇચ્છા શી છે ? કોલેજના વિદ્યાર્થીઓને ભણાવવાની કે બીજી કોઈ? એ પ્રશ્નનો જવાબ તેમણે આપ્યો કે, " આ ધંધો તો થોડા વખતને માટે જ છે. મારા કુટુંબકબીલાના ભરણપોષણ માટે થોડું ઘણું દ્રવ્ય બચાવ્યા પછી રાત દિવસ મુસાફરી કરવાની અને ઉપદેશ આપવાની મારી તીવ્ર ઇચ્છા છે, જ્યાં જઇશ ત્યાં વિદ્યાર્થીઓને ઉપદેશ આપીશ અને દૂધને માટે તેમની પાસેથી પૈસા લઇશ. બીજી કોઈ પણ વસ્તુ સાથે મારે સંબંધ નથી. ઉપદેશ દ્વારા અવિદ્યા દૂર કરવી એ જ મારૂં કર્તવ્ય છે. "

તેમના મનની આવી સ્થિતિ હતી એવામાં તેઓ વિશ્વવંદ્ય સ્વામી વિવેકાનન્દના પરિચયમાં આવ્યા. અમેરિકા તથા ઈંગ્લાંડમાં વેદાન્તનો વિજયધ્વજ ફરકાવી સ્વામી વિવેકાનન્દ એ અરસામાં જ પાછા આવ્યા હતા. અને ભારતવર્ષમાં સ્થળે સ્થળે ફરી વ્યાખ્યાનો આપ્યાં હતાં. તેમણે લાહોરમાં પણ ઘણાં વ્યાખ્યાનો આપ્યાં હતાં, અને તે બધાંની ગોઠવણ તીર્થરામે કરી હતી. એક વખત તેમનાં વ્યાખ્યાનોથી ખુશખુશ થઇ જઇ તીર્થરામે સ્વામીજીને સોનાની ઘડીઆળ ભેટ આપવા માંડી હતી ત્યારે એ ઘડીઆળ લઈ સ્વામીજીએ પાછી તીર્થરામના ખીસ્સામાં મૂકી હતી અને કહ્યું હતું કે, "હું આ ઘડીઆળનો મારા આ ખીસા દ્વારા ઉપયોગ કરીશ."

સ્વામી વિવેકાનન્દના પરિચયને લઇને તીર્થરામની સંન્યાસ–ભાવના અતિ દૃઢ થઇ અને તેમણે સર્વસ્વનો ત્યાગ કરવાનો પાકો નિશ્ચય કરી લીધો.

ઇ. સ. ૧૮૯૭ ના ઓક્ટોબર માસમાં દિવાળીને દિવસે તેમણે પોતાનો આ નિશ્ચય સર્વને જણાવી દીધો. આ વખતે તેમની ઉમ્મર માત્ર ચોવીસ વર્ષની હતી. પોતાના પિતાને એ સંબંધી કાગળમાં તેઓ લખે છે કેઃ—

" આપના પુત્ર તીર્થરામનું શરીર હવે વેચાઇ ગયું છે! વેચાઇ ગયું છે! રામચંદ્રજીએ ખરીદી લીધું છે! તેનું પોતાનું રહ્યું નથી. આજે દિવાળીને દિવસે પોતાનું શરીર હારી જઇ મહારાજને (પરમેશ્વરને) તેણે જીતી લીધા છે, એ વધામણી હું આપને આપું છું. હવે જે ચીજની જરૂર હોય તે મારા માલિકની પાસે માગજો, તેઓ જલદી આપશે....પરમેશ્વર જ આપણું ગોંસાઇનું ધન છે. ખરા ધનનો ત્યાગ કરી સંસારની ખોટી કોડીઓ પાછળ દોડવું એ યોગ્ય નથી. એ ખોટી કોડીઓ ન મળે તો અફસોસ કરવો એ તો ગંભીર ભૂલ કહેવાય. આપણા ખરા ખજાનાની મજા એક વખત તો ચાખી જુઓ. "

આ નિશ્ચય કર્યા પછી બે વર્ષ સુધી તેઓએ કોલેજના પ્રોફેસર તરીકે કામ કર્યું અને છેવટે ઇ. સ. ૧૮૯૯ માં સંસારની બધી જંજાળનો ત્યાગ કરી સંન્યાસ ગ્રહણ કર્યો, અને રામતીર્થ નામ ધારણ કર્યું. એ સંબંધમાં કાશીના 'સુદર્શન' નામના માસિક પત્રકમાં " યુવા સંન્યાસી " એ શીર્ષક નીચે એક કવિતા પ્રસિદ્ધ થઇ હતી, તેમાંથી થોડો ભાગ નીચે આપું છુંઃ—

ધન્ય પંચનંદ ભૂમિ જહાં
ઇસ બડભાગીને જન્મ લિયા,

ધન્ય જનકજનની જિનકે,
ઘર ઈસ ત્યાગીને જન્મ લિયા.
ધન્ય સતિ જિસકા પતી
મરને સે પહિલે હો જાય અમર,
ધન્ય ધન્ય સંતાન પિતા
જિનકા જગદીશ્વર પર નિર્ભર.

*       *       *       *

લગે વર્ષને પુષ્પ ઓર
જયજયકી તબ હો ઊઠી ધ્વનિ,
માનો ભિક્ષુક નહિ
વહાંસે ચલા વિશ્વકા કોઇ ધની.
જ્યોં નગરીમેં હોય સ્વચ્છતા
જબ આતા હે કોઇ લાટ,
ત્યોં વન પર્વત પ્રકૃત્તિ પરિષ્કૃત
હુએ સમજ માનો સમ્રાટ.

સંન્યાસ ગ્રહણ કર્યા પછી સ્વામી રામતીર્થ એકાન્ત સેવન કરવા માટે હિમાલય પર ચાલ્યા ગયા. ત્યાં રહીને તેઓએ 'અલીફ' નામનું વેદાન્તની ચર્ચા કરતું માસિકપત્ર શરૂ કર્યું. આ માસિક લાહોરમાં છપાતું. અહીંથી જ તેમણે હિમાલયનાં દૃશ્યો નામનું નાનું અંગ્રેજી પુસ્તક પણ બહાર પાડયું હતું. 'સુમેરૂ દર્શન'ના મથાળા નીચે સ્વામી રામ ઉપદેશ આપે છે કે "સંસારી મનુષ્યો ! ધ્યાનમાં રાખો કે યુવતીઓના કપોલની લાલિમા,

મનોહર રત્નો અને બહુમૂલ્ય આભૂષણો તથા ભોગ મહે લોમા સુમેરુની કાલ્પનિક સુદરતાનો અશ પણ નથી, અને જ્યારે તમને આત્મસ્વરૂપનુ જ્ઞાન થશે, ત્યારે આવા અગણિત સુમેરુ તમારા પોતાનામા તમને દેખાવા લાગશે, સમગ્ર પ્રકૃતિ તમારી પૂજા કરશે ”

આજ નિબધમા સ્વામી રામતીર્થ 'માયા'ના મથાળા નીચે લખે છે કે 'રામની સમક્ષ એક યુવકે સુઘવાને માટે ગુલાબનુ ફૂલ તોડયુ વાસ લેવાને માટે જેવો તે એ ફુલને નાક પાસે લા યો કે અદર બેઠેલી મધમાખીએ તેના નાક પર ડખ માર્યો એ ડખની પીડાને લઇને તે યુવાન રડવા લાગ્યો અને તેના હાથમાથી ફૂલ પડી ગયુ

શુ દરેક ગુલાબમા મધમાખી રહેતી હશે ? ચોકકસ, સાસારિક વાસનાથી ભરેલુ એવુ એકકે ગુલાબ નહિ હોય કે *ા હુ ખરૂપી મધમાખી છુપાઇ રહી ન હોય જે વાસનાઓ રોકી શકાતી નથી તેમને માટે પીડારૂપી દડ ચોકકસ મળવો જ જોઇએ ”

સ્વામી રામતીર્થે હિમાલય પર ઉગ્ર તપ તપી હૃદયને અતિ ઉચ્ચ ભાવથી ભરી દીધુ સન્યાસ લીધા પહેલા પણ તેમના વ્યાખ્યાનોની ઘણી અસર થતી, પણ આ તપથી તેમની શકિતમા ઓર વધારો થઇ ગયો

ઈ સ ૧૯૦૧મા મથુરામા ધર્મ મહોત્સવ ઉજવવામા આવ્યો હતો આ ઉત્સવમા સ્વામી રામતીર્થને પ્રમુખસ્થાન આપ વામા આવ્યુ હતુ સભાપતિ તરીકે સ્વામીજીએ જે ભાષણ

આપ્યું હતું. તેમાં સર્વેને તેમણે પ્રેમનો સંદેશો સુણાવ્યો. હતો. "પ્રેમ શબ્દ કેવો પ્યારો છે! ખરા હિન્દુને તો કેવળ પ્રેમની (ભકિતની) જ ઇચ્છા હોય છે. કેટલાક એવા પવિત્ર આત્માઓ હોય છે કે જેઓ પ્રસન્નતાપૂર્વક પોતાના સર્વસ્વનો પવિત્ર ઈશ્વરી પ્રેમને ખાતર ત્યાગ કરી દે છે. ખરા પ્રેમમાં મનુષ્ય પોતાની જાતને ભૂલી જાય છે. તેને કોઇ વાતની શરમ રહેતી નથી, તેને દુનિયાનું કંઈ ભાન રહેતું નથી. એ પ્રેમ જ ધર્મ છે."

મથુરાના ધર્મ મહોત્સવ પછી થોડે વખતે ટિહરીનરેશના સાંભળવામાં આવ્યું કે જાપાનમાં એક ધર્મ પરિષદ ભરાવાની છે. તેમણે સ્વામી રામને ત્યાં જવા અને પરિષદમાં ભાગ લેવા આગ્રહ કર્યો. સ્વામી રામને પણ એ વિચાર પસંદ પડયો.

પરિષદ માટે મુકરર થયેલી તારીખ ઘણી નજીક હોવાથી થોડાજ વખતમાં સ્વામી રામ જાપાન જવા નીકળ્યા. ત્યાં તેમને શ્રીયુત પૂરણસિંહ નામના શીખ યુવક સાથે પરિચય થયો. એ પૂરણસિંહે જ થોડાં વર્ષો પહેલાં અંગ્રેજીમાં સ્વામીજીનું જીવનવૃત્તાંત બહાર પાડયું છે.

જાપાન પહોંચ્યા પછી સ્વામીજીને માલમ પડયું કે ધર્મ પરિષદની વાતમાં કંઇ સત્ય નથી.

જાપાનમાં સ્વામીજીએ ઘણાં વ્યાખ્યાનો આપ્યાં હતાં. તેમાંથી "સફળતાનું રહસ્ય" એ નામનું વ્યાખ્યાન ભારતવાસીઓ માટે ઘણું જ બોધપ્રદ છે. સફળતા મેળવવા માટે

સ્વામીજી સાત સાધનોની આવશ્યકતા જણાવે છે (૧) નિરન્તર ઉદ્યોગ (૨) સ્વાર્થ ત્યાગ (૩) આત્મવિસ્મૃતિ (૪) સર્વવ્યાપી પ્રેમ (૫) પ્રસન્નતા (૬) નિર્ભયતા (૭) સ્વાવલમ્બન

જાપાનથી સ્વામીજી અમેરિકા ગયા રામ બાદશાહ તો આખી દુનિયાને પોતાની સમજતા હતા, અને પોતાને આખી દુનિયાના સમજતા હતા આવા પ્રકૃત ત્યાગી ઉચ્ચ આદર્શ સન્યાસીનુ ત્યા પણ સ્વાગત થાય એમા નવાઈ ન હતી સ્વામીજીના વ્યાખ્યાનો પર અમેરિકનો તો એવા ફીદા ફીદા થઈ ગયા હતા કે તેમને એક દિવસમા છ છ વ્યાખ્યાનો આપવા પડતા હતા, છતા પણ અમેરિકનોની જ્ઞાનપિપાસા તો અતૃપ્ત જ રહેતી !

સાન ફ્રાન્સિસ્કોમા સ્વામીજીએ 'સફળતાની ચાવી' એ સનુ ઉચ્ચ વિચારોથી ભરપૂર વ્યાખ્યાન આપ્યુ હતુ એ ભાષણમા સ્વામીજી ધર્મવિષયક ઝગડાનુ મૂળ કારણ શોધી કાઢે છે જુદીજુદી ભાષાને અગે નામભેદ એ જ બધા ઝગડાનુ કારણ છે એ સત્ય સ્પષ્ટ કરવા સ્વામીજી એકબીજાની ભાષાથી અપરિચિત હિન્દુ મુસલમાન અને અગ્રેજ બાળકોનુ દૃષ્ટાન્ત આપે છે એ ત્રણે બાળકોને કોઈ ખાવાની ચીજ લેવા માટે પાચ સેટ આપવામા આવ્યા હતા દરેકને તરબૂચ લેવાની ઇચ્છા હતી પણ ભાષાભેદને લઈને એક બીજાને સમજાવી શક્યા નહિ અને માહોમાહે ઝગડો કરવા લાગ્યા જુદાજુદા ધર્મસપ્રદાયોના વિદ્વેષનુ કારણ પણ આવુ જ છે જો નામ ભેદના પડદાને દૂર કરવામા આવે, તો પછી વસ્તુની અદર

કોઇ પણ જાતનો ભેદ નથી.

એ જ ભાષણમાં આગળ જતાં સ્વામીજી કેવળ નામ સાંભળીને જ કોઇ ધર્મથી ન ભડકવાની સલાહ આપે છે. કોઇ ધર્મ સૌથી જુનો છે; અથવા તો દુનિયા પરનાં માણસોનો મોટો ભાગ તેમાં માને છે, માટે તે ધર્મ સાચો નથી થઇ જતો. સ્વતંત્ર બુદ્ધિથી દરેક ધર્મના સત્યાસત્યનો નિર્ણય કરવો જોઇએ.

સત્ય કોઇ એક જ ધર્મપંથની માલિકીની વસ્તુ નથી, એ તો દરેક મનુષ્યની સંપત્તિ છે, અને જો કોઇના પણ તરફથી આપણને આધ્યાત્મિક અથવા ધાર્મિક ખજાનો મળતો હોય, તો આપણે તેનો સહર્ષ સ્વીકાર કરવો જોઇએ.

ત્યાર પછી સ્વામી રામ એવા વેદાન્ત ધર્મનો ઉપદેશ કરે છે કે જે હંમેશ વ્યવહારમાં ઉપયોગી થઇ શકે. વેદાન્ત સર્વના જીવન માર્ગને સુંદર અને નિર્ભય બનાવે છે. કેટલાકનું કહેવું એવું છે કે વેદાન્તથી નિરાશા આવે છે, વેદાન્ત આળસનો બોધ કરે છે, તેઓને રામની પ્રાર્થના છે કે વેદાન્તના ઉપદેશ અનુસાર ચાલવાની શકિત, બળ અને યશ અથવા તો બીજા પદાર્થોની પ્રાપ્તિ થાય છે કે નહિ તેનો પ્રયોગ પોતે કરી જોવો.

"An appeal to Americans" ' અમેરિકનોને એક વિનંતિ ' એ સ્વામીજીનું બીજું મહત્વપૂર્ણ ભાષણ છે. એમાં સ્વામીજીએ ભારતવર્ષની વર્તમાન દયાજનક સ્થિતિનો ખરો ચિતાર આપ્યો છે અને અમેરિકનોને ભારતવાસીઓની

સ્થિતિ સુધારવામાં સહાયભૂત થવા વિનંતિ કરી છે.

તે ભાષણની શરુઆતના ભાગમાં પ્રાચીન ભારતના ગૌરવનું વર્ણન કરતાં **સ્વામીજી** કહે છે કે:- "પ્રાચીનકાળમાં જે **ભારતવર્ષ** નૈતિક, આધ્યાત્મિક તેમ જ શારીરિક બળમાં દુનિયાના સર્વ દેશોમાં શ્રેષ્ઠ મસ્તક રૂપ હતો, તે જ અત્યારે આખી દુનિયાના પગ રૂપ થઈ પડયો છે. આજે ભારતવર્ષ આમ સર્વના દાસ રૂપ છે. એટલા માટે રામ આપને પ્રાર્થના કરે છે કે, હે મસ્તક ! જો તારે બળવાન રહેવું હોય તો તારા પગ (ભારતવર્ષ) ની પણ સંભાળ રાખજે."

આગળ ઉપર એ જ વ્યાખ્યાનમાં **સ્વામીજી** કહે છે, "આર્યપરિવારની સૌથી મોટી બહેન આજ બિમાર છે, શું તે આપની સેવા નહિ કરે ? અરે ઈંગ્લાન્ડ અને યુરોપીયન મહાશકિતઓ ! તમારે તેના સ્વાસ્થ્યની સંભાળ લેવી જોઇએ."

ભારતવર્ષની અવનતિનું કારણ પણ **સ્વામીજીએ** એ જ વ્યાખ્યાનમાં બતાવ્યું છે. એ કારણ તેનાં પૂર્વનાં કર્મ છે. જેવો વ્યવહાર હિંદુ જાતિએ ભારતવર્ષના પ્રાચીન નિવાસીઓની સાથે રાખ્યો હતો, તેવો જ વ્યવહાર કર્મફળ સ્વરૂપે તે વિજેતા તરફથી અનુભવી રહ્યું છે.

એ જ વ્યાખ્યાનમાં **સ્વામીજી** વર્ણાશ્રમ વ્યવસ્થા વિષે કહે છે કે, "ફેક્ટરી અથવા મીલોમાં વધારે સારી રીતે કાર્ય થઇ શકે એટલા માટે કાર્યના વિભાગ કરવામાં આવે છે. મનુષ્ય દેહમાં પણ આવા વિભાગો જોવામાં આવે છે. દરેક

ઇન્દ્રિય પોતપોતાનું કામ કરે છે. દરેક કાર્ય સારી રીતે કરવા માટે શ્રમવિભાગની જરૂર છે. આ સિદ્ધાન્તને અનુસરી ઘણા પ્રાચીન કાળમાં ભારતવર્ષમાં વર્ણવ્યવસ્થા કરવામાં આવી હતી; ધર્મપ્રચારનું કાર્ય કરનારા બ્રાહ્મણ, પ્રજાપાલનનું કાર્ય કરનાર ક્ષત્રિય, વેપાર કરનાર વૈશ્ય અને મજુરી કરનારા શુદ્ર કહેવાયા. આ ચારે કામમાંથી જેને જે પસંદ પડે તે કરવાની આગળના વખતમાં પૂરેપૂરી છૂટ હતી, પણ હાલમાં તો આ વર્ણવ્યવસ્થામાંથી ખરૂં રહસ્ય ઊડી ગયું છે, તેમાંથી ખરૂં જીવન નષ્ટ થયું છે. હિંદુઓની સૌથી ગંભીર ભૂલ એ છે કે, તેઓ શૂદ્રના છોકરાને શૂદ્ર જ રાખવા માગે છે. અને વૈશ્યના પુત્રને વૈશ્ય જ બનાવવા માગે છે. આત્માની શકિત અનન્ત છે તો પછી શા માટે શૂદ્ર કે વૈશ્ય બ્રાહ્મણત્વ પ્રાપ્ત ન કરી શકે ?"

ભારતવર્ષના ઉદ્ધારને માટે સ્વામીજીએ વેદાન્તના વ્યાવહારિક જ્ઞાનના પ્રચારની આવશ્યકતા બતાવી છે; આધ્યાત્મિક નિયમોથી જન-સમાજને પરિચિત કરવો એ જ એક માત્ર રામબાણ ઔષધ છે.

ભારતવર્ષમાંથી ગ્રેજ્યુએટોને બોલાવીને અમેરિકાના વિશ્વવિદ્યાલયોમાં વિવિધ વિષયોનું જ્ઞાન આપવાની પણ સ્વામીજીએ અમેરિકાવાસીઓને પ્રાર્થના કરી હતી.

આ પ્રમાણે વેદાન્તનો વિજયધ્વજ ફરકાવતા સ્વામીજી ઇ. સ. ૧૯૦૫ માં.ભારતવર્ષમાં પાછા આવ્યા. જાપાન અને અમેરિકાની મુસાફરી કરી આવ્યા પછી સ્વામીજીએ એક વર્ષ સુધી ભરતખંડના મુખ્ય મુખ્ય સ્થળોમાં દેશની ઉન્નતિ

# જીવનનો હેતુ

લેખક શ્રી. શાન્તિલાલ ઠાકર એમ એ બી ટી

સામાજિક, રાજકીય, આર્થિક, કળા તથા કેળવણી ધર્મ તથા સંસ્કૃતિ—આમ અનેક ક્ષેત્રામા માનવ જાતિએ અત્યાર સુધી જુદાજુદા દેશોમા જુદાજુદા પ્રયોગો કર્યા છે છતા માનવ મનને શાન્તિ મળી હોય તેમ લાગતુ નથી હજી સુધી તે બધા જ ક્ષેત્રામા ભાંગફોડ થાને છે નવીન અખતરા અજમાવી જોવાની વૃત્તિ સામાન્ય પણે પ્રચલિત દેખાય છે, જુદીજુદી પ્રવૃત્તિઓ માટે જુદાજુદા હેતુઓ દૃષ્ટિ સમક્ષ રાખવાની હિમાયત કરવામા આવે છે એક પછી એક વધારે ને વધારે ભયકર વિશ્વવિગ્રહો રચાતા જાય છે શાન્તિને બદલે સહાર અને સુખને બદલે ક્લેશની પરપરા માનવજાતિની દૃષ્ટિ સમુખ ખડા થાય અને તેની કલ્યાણ બુદ્ધિને ગુગળાવી નાખતા હોય તેમ લાગે છે આ બધી ભાગફોડ શાને માટે ? વિશ્વની યોજના પાછળ કોઈ સચેતન હેતુ કામ કરી રહ્યો છે કે નહિ ? વિશ્વયોજનાનો નિયતા હસ્તી ધરાવે છે કે પછી આ સઘળુ દરમાન જગત એક અધ, નિરર્થક અકસ્માત જ છે ? આવા પ્રશ્નો કોઇ પણ સુજ્ઞ વિચારકના મનમા સ્ફુરે તે સ્વાભાવિક છે

જગતમા આટલા આટલા પયગબરોએ અવતાર લીધો, અનેક ધર્મચક્રો પ્રવર્તિત થયાં નીતિ તથા કાયદાના નિયત્રણને વ્યાપક બનાવવાના પ્રયત્નો ગતિમાન થયા સગીત, ચિત્ર, નૃત્ય આદિ સસ્કાર પોષક અને સૂક્ષ્મ લલિત કલાઓએ વિધવિધ રીતે માનવના અસસ્કૃત તથા પાશવી ભાગોને સસ્કૃત તથા ઊર્ધ્વગામી બનાવવા માટે મધુર પ્રયત્નો કર્યા પણ આ બધા ઇતિહાસમા નોંધાયલા પ્રયત્નો પછી

પણ જો અત્યારે યૂરોપમાં ચાલતા મહાસંગ્રામ જેવી યાદવાસ્થળી શક્ય હોય, તો તો માનવના ઉત્થાન તથા ઉદ્ધાર માટે માત્ર નિરાશાજ સેવવાની બાકી રહે! ખરેખર, માનવજાતિ એક ભૂલકણો અને ઠોઠ નિશાળિયો છે. હજી પણ આટલાં વેરઝેર, આટલો લોભ, આટલો ક્રોધ, આટલી અહંતા—આ બધી કલેશોની ફળદ્રપ ભૂમિ તો કુશળ ક્ષેમ જોવામાં આવે છે! કારુણ્યમૂર્તિ ભગવાન બુદ્ધ, પ્રેમમૂર્તિ ઈસુખ્રિસ્ત, મર્યાદા પુરુષોત્તમ રામભદ્ર, યોગમૂર્તિ કૃષ્ણચંદ્ર, ધ્યાન-મૂર્તિ મહાવીર—આ બધા માનવોત્તર મહાત્માઓ સ્વાર્પણ અને ત્યાગનાં બીજ વાવી ગયા, તે શું આવાં વિશ્વયુદ્ધોની લણણી કરવા માટે? માનવજાતિને લાગુ પડેલા આ અસાધ્ય દેખાતા રોગનો ઈલાજ શો?

પશુ પંખીની તિર્યક્ યોનિમાંથી ઉત્ક્રાન્તિ પામેલા માનવની વિશિષ્ટતા એ છે કે તિર્યક્ યોનિના જીવો અંધવાસનાને તાબે હોય છે, સ્થૂલ પ્રાથમિક વૃત્તિઓના વેગો તેમને જે દિશામાં ઘસડે તે દિશામાં તે અવશ ઘસડાય છે, તેમનામાં મનોમય ભૂમિપર પ્રકાશતો વિવેકસૂર્ય ઉગ્યો હોતો નથી; જ્યારે 'માનવ' શબ્દની વ્યુત્પત્તિ જ સૂચવે છે કે માનવી એટલે મનનશક્તિવાળું પ્રાણી; તેનામાં શારીરિક ભૂમિકા તથા પ્રાણમય ભૂમિકા ઉપર દબાણ કરી, તેમને વશ વર્તાવી જાગૃત થયેલું મનનું તત્ત્વ કામ કરી રહેલું છે; તે વિવેકશક્તિ ધરાવે છે. અને તેટલા જ માટે અંધ વાસનાઓનું રમકડું જ માત્ર ન બનતાં, સચેતન હેતુ દષ્ટિ સમીપ રાખી, તેને સિદ્ધ કરવાનો પુરુષા-ર્થરૂપી પરમ હક્કનો ભાગીદાર છે. એટલે માનવજાતિના સમર્થ નેતાઓ તથા ચિંતકોનો એ ધર્મ છે કે તેમણે ઉપર વર્ણવેલા મહાન ક્લેશ-માંથી માનવજાતિને બચાવવાના ઈલાજની ખોજ કરવી, પછી તે ઉપાય માનવજાતિ આગળ ઠોકી ઠોકીને રજૂ કરવો, અને માનવજીવનના અંતિમ હેતુનું વિગતવાર સ્પષ્ટીકરણ પોતાના ભાનભુલેલા ભાઈઓને

ફરી બનાવવુ.

ત્યારે હવે પ્રશ્ન થાય છે કે-માનવજીવનનો હેતુ શો ! આ પ્રશ્ન બહુ અગત્યનો છે કારણ કે માનવીના સઘળા પ્રયત્નોનો પ્રકાર તથા દિશા તેણે દષ્ટિસમક્ષ રાખેલા હેતુના સ્વરૂપથી નિર્ણીત થાય છે સહૃદયતાથી દષ્ટિ સમક્ષ રાખી, આચરણમા સિદ્ધ કરવા મથતા હેતુ માનવના સઘળા આતરબાહ્ય પ્રયત્નોને પોતાના વિલક્ષણ રગે રગે છે, અને પોતાની વિલક્ષણ દિશામા આકર્ષે છે

માનવજાતિએ અત્યાર સુધીમા અનેક પ્રકારના હેતુઓ પોતાની દષ્ટિસમક્ષ રાખ્યા છે, અને જુદાજુદા દેશોમા જુદાજુદા જીવનવીરોએ તે પ્રમાણે પોતાના પ્રયોગો કર્યા છે તત્ત્વજ્ઞાન તથા ધર્મના ઈતિહાસમા તેવા પ્રયોગવીરોના નામ અમર છે. પોતાના હેતુને સિદ્ધ કરવા માટે ઘણા મહાત્માઓએ જીવનના સર્વ વૈભવને તિલાજલિ આપી છે, અને અનેક પ્રકારની યાતનાઓને આમત્રી, ત્યાગ તથા તિતિક્ષાને પોતાના જીવનસાથી બનાવ્યા છે તેઓ પોતાના આદર્શ ખાતર પાગલ બની મરી ફીટયા છે, અને સતા માટે સાડા ત્રણ હાથ જમીન તથા ઓસીકા માટે પોતાનો જમણો હાથ રાખી, અનતતાની યાત્રામા સન્યાસ દડને જ માત્ર પોતાનો મિત્ર બનાવી આગેકૂચ કરી ગયા છે તેવા માનવજાતિના મહાન વિચારકોએ જીવના હેતુ તરીકે જે સત્યો આપણી આગળ રજૂ કર્યાં છે, તેની હવે આપણે ટૂકામા સમીક્ષા કરીએ

(૧) કેટલાક વિચારકો માને છે કે, 'જ્ઞાન' એ માનવ જીવનનો સર્વોત્કૃષ્ટ હેતુ હોવો જોઇએ કામ, ક્રોધ લોભ, મોહ અભિમાન ઈત્યાદિ અનર્થો અવિદ્યા અર્થાત્ અજ્ઞાનમાથી ઉત્પન્ન થાય છે જેટલા પ્રમાણમા જ્ઞાનની માત્રા મનુષ્યમા પ્રગટે છે, તેટલા પ્રમાણમા તેના ક્લેશો ન્યૂન થતા ચાલે છે-જેમ સૂર્યના પ્રકાશથી અધકારનુ થાય છે તેમ. અધકારમાં આથડતા મનુષ્યનુ માથુ અફળાય કે હાથપગ

ઉપરના હેતુને જ અનુસરતી હતી.

( ૩ ) ત્રીજા પ્રકારના વિચારકો માને છે કે, માનવજીવનમાં 'સુખ' એજ સાચો હેતુ છે. અત્રચેતનના ખાડામાં ડૂબેલા કીટથી માંડીને તે સૃષ્ટિના રચનાર બ્રહ્મા સુધી સઘળી જીવકોટિઓ 'સુખ' માટે જ પ્રયત્ન કરી રહ્યા હોય એમ દેખાય છે. અલબત્ત, દરેક માનવીની 'સુખ'ની કલ્પના તેની આંતરભૂમિકા તથા વિવેકબુદ્ધિ ઉપર આધાર રાખે છે.

બાળકને રમકડાં ઉપર પ્રીતિ હોય છે. પછી તે વિદ્યાપ્રાપ્તિ માટે પુસ્તકો ઉપર સુખના સાધનની બુદ્ધિ કરે છે. યુવાવસ્થામાં તેને સર્વ સુખની પરિસમાપ્તિ પોતાની પ્રેયસીના મુખકમલમાં જ કેન્દ્રિત થઈ હોય તેવો અનુભવ થાય છે. મૂઢ વિષયી જનને સ્થૂલ વિષયભોગમાં જ સુખ સમજાય છે સૂક્ષ્મ વિષયી જનને નૃત્ય, સંગીત, ચિત્ર, વગેરે કોઇ લલિત કળા આનંદદાયી થઈ પડે છે, અથવા તો શાસ્ત્રવિચારણા કે કોઈ અમૂર્ત વિચાર અથવા તો ભાવ તેના ચિત્તમાં પ્રીતિ ઉપજાવે છે. જેના કષાય ક્ષીણ થઈ ગયા છે, જેનું ચિત્ત વિરક્તિની ઉત્કૃષ્ટ દશાને સ્વાભાવિક રીતે જ પ્રાપ્ત થયું છે; જેનાં અનેક જન્મોનાં પુણ્ય પરિપકવ થઈ ફલોન્મુખ બન્યાં છે, તેવા કોઈ મહાન યોગીને આત્મ-ધ્યાનમાં અને નિર્વિકલ્પ સ્થિતિમાં જ સર્વ સુખોની સીમા આવી રહેલી અનુભવાય છે. આ સુખનો તેને ત્રિકાળમાં કોઇ વખત પણ વિયોગ થતો નથી, અને તેની નિષ્પત્તિ કોઇ બાહ્ય ઉપકરણ પર નિર્ભર નથી, તથા જેનાથી અધિક માત્રાનું બીજું કોઈ સુખ નથી, તેથી તેને **'નિર્ભય પદ'** કહ્યું છે.

આ રીતે માણસની વિવેકબુદ્ધિની માત્રા ઉપર તથા તેના અંતઃકરણની યોગ્યતા ઉપર તેની સુખબુદ્ધિનો આધાર છે, અને તે પ્રમાણે જ તેના પ્રયત્નો થાય છે. "કેવળ સ્થૂલ વિષયોનો જ ભોગ એ સુખ

છે, તથા આ દેહથી ભોગવાય તેના ઇન્દ્રિય સુખથી બીજુ કોઈ પારલૌકિક સુખ છે જ નહિ ' એવા મતનુ પ્રતિપાદન આપણા દેશમા ચાર્વાક લોકોએ તથા પાશ્ચાત્ય દેશોમા ભૌતિક સુખવાદીઓએ કરેલુ છે

( ૪ ) ચોથા પ્રકારના વિચારકો કહે છે કે –' શકિત ' એ જ જીવનનો હેતુ છે અને હોવો જોઇએ એક સામાન્ય એન્જિનિયર પણ પોતાનુ એન્જિન ચલાવી શકે છે, અને તે શકિતને લીધે વીજળી તથા જળ તથા વાયુ વગેરે મહાન તત્ત્વોને પણ કાબૂમા રાખી તેમને કાર્યની ધૂસરીએ જોડી, તેમની પાસેથી સેવા લઈ શકે છે. જે માણસમા મનોબળ વધારે હોય છે તે ઓછા મનોબળવાળા મનુષ્યો પર પ્રભાવ નાખી પોતાનુ ધાર્યુ કરાવી શકે છે એક મજૂર તનતોડ મહેનત કરી દિનસના પૂરા ૭ આના પણ કમાઇ શકતો નથી, જ્યારે કોઇ બુદ્ધિશાળી ઉદ્યોગપતિ થોડા જ કલાકની સૂક્ષ્મ મહેનતથી કરોડો રૂપિયાનો સ્વામી થઈ શકે છે તેમા પણ આ ' શકિત 'જ કારણભૂત છે તાત્રિક લોકો કહે છે તેમ ' શકિત ' સિવાય તો શિવ–પરમાત્મા પણ આ જગતની રચના કરવા શકિતમાન ન થાત અગ્નિને તેની દાહક શકિત વગરનો કલ્પો જોઇએ શકિત વગ નો માણસ એટલે મુડદુ !

અલબત્ત, આમા પણ ચિત્તની અવસ્થા અનુસાર, અભ્યાસ અનુસાર, કલ્પના અનુસાર જુદાજુદા માણસો જુદીજુદી માત્રામા જુદાજુદા પ્રકારની શકિત ધરાવે છે શરીરશકિત મનશકિત, વિદ્યાશક્તિ, ધનશકિત, સાહસશક્તિ કુદરતની તથા તેના બળોની શકિત, આત્મશકિત, યોગીને જ પ્રાપ્ય એવી સમાધિને આનુષગિક સિધ્ધિશકિત–આમ અનેક પ્રકારની શકિતઓ હોઈ શકે છે–જો કે તાત્ત્વિક દૃષ્ટિએ વિચાર કરતા આ બધા એક જ ' શકિત 'ના ભિન્નભિન્ન સ્વરૂપો છે માટે સયમદ્વારા તપદ્વારા શક્તિસચય કરી આત્મસમ્રાટ અને વિશ્વસમ્રાટ થવુ તે જ જીવનનો મોટામા મોટો હેતુ છે ભગવાનનુ ઈશિત્વ અને વશિત્વ આ જ વસ્તુ સૂચવે છે અપ્રતિ

દન અગાધ સામર્થ્ય—એજ નરવીરનો મુદ્રાલેખ હોવો જોઇએ જ્ઞાન અને શાન્તિ તથા સુખ શકિત સિવાય પ્રાપ્ત કરી શકાતા નથી. માટે **શકિતના** પૂજારી બની સાચા 'શાકત' બનવુ એવો મત આ પ્રકારના લોકો પ્રતિપાદન કરે છે હઠયોગમા માનનારા લોકો નાડીશુધ્ધિ તથા પ્રાણશુધ્ધિદ્વારા પોતાના શરીર ઉપર તથા વિશ્વના તત્ત્વો ઉપર શકિત ધરાવવાની ઉમેદ રાખે છે રાજયોગના અનુયાયીઓ પણ ચિત્તવૃત્તિના નિરોધદ્વારા અષ્ટ સિધ્ધિ તથા અનેક બીજી સિધ્ધિઓ સમેત, પોતાના કેવલ સ્વરૂપની પ્રાપ્તિ કરવાનો હેતુ રાખે છે જ્ઞાનમાર્ગીઓ જ્ઞાનશકિતદ્વારા અવિદ્યાનો નાશ કરવા માગે છે, તથા ભકતો હૃદયની પ્રેમશકિતદ્વારા ભગવાનની પ્રાપ્તિને ઝખે છે, પણ શકિત સિવાય કોઇનો આરો નથી

(૫) કેટલાક ચિતકોનુ એમ માનવુ છે કે—માનવ જાતિનુ કલ્યાણ—એ માનવ જીવનનો પરમ હેતુ હોવો જોઇએ જેટલા પ્રમાણમા માણસ સ્વાર્થ મૂકી પરમાર્થ સાધવામાં વ્યાપૃત થાય છે તેટલા પ્રમાણમા તે પોતાની સકુચિત, ક્ષુદ્ર અહતાની વાડમાથી બહારના વિશાળ, નિર્મુકત પ્રદેશમા પગ મૂકે છે, અને તેટલા પ્રમાણમા જ તે મહાન કહેવાય છે વ્યકિત કરતા સમષ્ટિ મહાન છે માટે સમગ્ર માનવજાતિ માટે—અરે આખા વિશ્વના કલ્યાણ માટે—માનવે ફના થઈ જવુ તેમાં જ તેનો પોતાનો ઉત્કર્ષ તથા વિશ્વની ઉન્નતિ સમાયલા છે, પરમાર્થ માટે પ્રયત્ન કરતા કરતા જ **જ્ઞાન, શાંતિ શકિત** તથા સુખ ઉપજે છે માટે આવુ વિશાળ દૃષ્ટિબિન્દુ રાખી, જીવન ગાળવા કટિબધ્ધ થવુ એ માનવનો મોટામા મોટો હેતુ હોવો જોઇએ

ઉપર આપણે માનવજીવનના પાચ હેતુઓ વિચારી ગયા તાત્ત્વિક દૃષ્ટિએ જોતા તે ભિન્નભિન્ન નથી, પણ પરસ્પરપૂરક છે સાચા **જ્ઞાન** સિવાય **શાંતિ** કયાથી હોય ? **શાંતિના** સાધનનુ તથા સ્વરૂપનુ જ્ઞાન ન હોય તો તેની પ્રાપ્તિ થવાની આશા જ કેવી ? **જ્ઞાન** તો

શક્તિસ્વરૂપ છે. જે તત્ત્વનું જ્ઞાન હોય તે તત્ત્વ ઉપર જ કાબૂ હોઈ શકે, અને તેની શક્તિનો ઉપયોગ કરી શકાય. ચિત્તશાંતિ સિવાય આત્મજ્ઞાન તથા વિશ્વજ્ઞાન કેમ સંભવે? અશાન્ત ચિત્તવાળો કેવી રીતે શક્તિમાન બની શકે? જ્ઞાન, શાન્તિ કે શક્તિ સિવાય સુખ કેમ સંભવે? વળી તે ચાર તત્ત્વોને પ્રાપ્ત કર્યા સિવાય મનુષ્ય આત્મ-સમ્રાટ ન બની શકે, તો પછી વિશ્વકલ્યાણ કરવામાં તો કેવી રીતે જ સમર્થ નીવડે? વળી એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે વિશ્વકલ્યાણની ભાવના તથા યોજના તે તે યોગી કે સિદ્ધની અહંતામાંથી જન્મેલી ન હોવી જોઈએ. પરમ સિદ્ધ યોગી તો માત્ર પરાત્પર ચૈતન્યરૂપ ભગવાનની ઇચ્છા પ્રમાણે જ જીવન ધારણ કરે છે તથા પ્રવૃત્તિ કરે છે. માત્ર ભાગવત-દિવ્ય જીવન જીવવું, ભગવાનના હેતુને પોતાના દિવ્ય થયેલા શરીર, પ્રાણ, મન, તથા તેનાથી પણ ઉપર રહેલી શક્તિઓ દ્વારા સિદ્ધ થવા દેવો-તે સિવાય તે મહાત્માને બીજી કોઈ ઇચ્છા હોતી જ નથી

ઉપર જણાવેલા મહાન હેતુને સિદ્ધ કરવા માટે 'અમરતાના બાળકો' એવા મનુષ્યોએ ભગીરથ પ્રયત્ન કરવાનો છે જેને ભગવાનનો એ દિવ્ય સાદ સંભળાયો છે, જેનો ગોપી-આત્મા તે દિવ્ય મોરલીનો ધ્વનિ સુણી ઘેલો બન્યો છે, તેને તો જીવનની દરેક ક્ષણ એ મહાન ભાગવત દિવ્ય યજ્ઞમાં આહુતિ તરીકે આપવાની છે એવા દિવ્યવીર સાધકોની સેના સંગઠિત થઈ, પૃથ્વીની પીઠ પર જેટલું બળ જમા કરશે, તેટલા પ્રમાણમાં કામ, ક્રોધ, લોભ, મોહ વગેરે આસુરી સંપત્તિનાં બળો પાછા હઠશે, અને તેટલા પ્રમાણમાં માનવજાતિનો ક્લેશ ઓછો થશે આ વસ્તુ સિદ્ધ થયા સિવાય, માત્ર બાહ્ય પ્રયત્નો કરવાથી કે સંસ્થાઓમાં ફેરફાર કે પરિવર્તન કરવાથી માનવજાતિનું કે-પ્રથમ તો માનવનું પોતાનું-શ્રેય થવાનું નથી. તેને માટે કમર કસવી, 'ઉત્થાન' કરવું તે માનવો તરીકે આપણી પ્રથમ ફરજ છે

* * *

# [1]ત્રીજી આંખ

સંપાદક શ્રી. યોગીન્દ્ર જગન્નાથ ત્રિપાઠી. એમ એ

ૐ શું * * *　　　　　　　　　　　　　હૃષીકેશ, ૨૦ : ૧૨ ૧૩

નિરન્તર આનંદ વહાવતા અને આખા વિશ્વને સચ્ચિદાનન્દમાં ઓગાળી નાખતા આ સાગર મહારાજને તમારુ પત્ર મળ્યુ છે હરિ ૐ ॥

(૨)–વિસ્તારથી લખવાનુ કહો છો એ નાનાપણની પ્રેરી"શુભેચ્છા" છે. સોસાઈટી યાને સમાજની સેવા વિશે જે વિચારો જણાવો છો તે સુન્દર જણાતા હોવા છતા કેવળ પોલા છે–આભાસ માત્ર છે વસ્તુતાએ સમાજ જાતે પૂર્ણ છે અને નારાયણસ્વરૂપ છે નિર્ગુણ બ્રહ્મનુ સગુણ સ્વરૂપ બધા વિશ્વો છે અને એ સગુણ સ્વરૂપમા ખામી અથવા સુધારાને અવકાશ લાગે છે એ ત્રીજી આંખ નહી ઉઘાડવાનુ જ પરિણામ છે ગોયા વસ્તુને જેમ છે તેમ નહી જોતા અન્યથા આરોપીને જોવાનુ પરિણામ છે રાત્રે ઊંઘીએ છીએ ત્યારે સામાજિક વિશ્વ ક્યા જતુ રહે છે ? અહોનિશ એમ હોવુ એ વસ્તુસ્વરૂપની પિછાન માટે અતિશય આવશ્યક છે, ઓ નિજરૂપ ! ૐ ॥

(૩)–બાપુ ! સાચી મુમુક્ષુતા જાગ્યા વિના–કાયમનો આનંદ પિછાનવાને તીવ્રમા તીવ્ર વેદના એક વાર થયા વિના, સન્તના શબ્દો ખરા અર્થમા સાંભળવાને અન્દરના કાન ઊઘડતા જ નથી, અને એવી દશામા લાખો ગ્રન્થો વાચવા છતાં વસ્તુ નિરીક્ષણાર્થ પાત્રતા પમાતી નથી કોઽહં ? કો સંસાર ? એ પ્રશ્નના ઉદ્‌ભવ પછી એનુ નિરાકરણ થાય

---

[1] પ્ર શ્રી સાગરમહારાજનો એક પત્ર

નહી ત્યા સુધી જીવને સતોષ રહે શી રીતે ? એને ઉંઘ આવે શી રીતે ? જુવો યોગવાસિષ્ઠમાં પહેલું જ પ્રકરણ. એ પ્રશ્નનો ઊંડામા ઊંડા આન્તરમાથી ઉદ્દ્ભવ થવાની સાથે જ રામચંદ્ર જેવા સત્ત્વસંપન્ન રાજકુમારની શી સ્થિતિ થઈ છે ? મૂળ દષ્ટિએ વસ્તુને જોવા માટે તો સ્મશાનમા શબનું દહન કર્યા પછી, ભોજન કર્યા પછી અને સભોગ કર્યા પછી જેવી વિરક્તિની લાગણી ઉદ્દ્ભવે છે તે જ લાગણીને દિલમા ઘનીમૂત થવા દેવી જોઈયે અને તો જ **ત્રીજી આંખ** ઉઘડે; **નારાયણ** ! સમાજ-સમાજની બૂમ બિલકુલ ગલત છે, અને Self Perfection is the Highest Religion એ વાસ્તવિક વિચારણા છે, અહિત, અસત્ અને અધર્મો જેને જણાતા હોય તે ભલે તેને દૂર કરવાને મથ્યા કરે, પણ સાચું તો તે જ કે **ત્રીજી આંખે જ જોવું અને વસ્તુ સિવાય કશું વિદ્યમાન નથી** એ સત્યમા ભળી જવું અને પોતાના દેહ ઉપરાત આખા વિશ્વને હ્માગ્નિથી ભડભડાટ બળતામા ઝળકતું અનુભવવુ. ૐ ॥

(૪)–પોતાને જાણવા મથનાર પરિણામે પોતાના સ્વરૂપ ઉપરાન્ત આખા વિશ્વને જાણે છે, અને **નારાયણ**ના ચિદાનન્દ સ્વરૂપમાં–એની લીલામાં એને કશી ન્યૂનતા જ લાગતી નથી અને વસ્તુતઃ ન્યૂનતા છે જ નહી તો પછી સેવા શી કરવાની અને કોની કરવાની ? અન્ધારૂં હોય ત્યાં પ્રકાશ જોઇએ પણ ત્રિકાલાબાધિત બ્રહ્મસૂર્યનો પ્રકાશ જ અજવાળું ફેલાવ્યા કરતો હોય ત્યાં દીવો લઇને ફરનાર તો હાસ્યને પાત્ર છે. માયાનો મહિમા એવો જ છે અને એ અધ્યારોપણોમાં જ જગત્નું જીવન છે–વસ્તુસ્વરૂપ સ્થિતિમાં જગત અને બ્રહ્મ એવા બે પદાર્થો નથી એમ વેદો અને ઉપનિષદો કહે છે. સ્વાનુભવ પણ એ જ સાક્ષી પૂરે છે.

" ઠગતો રે ત્રિકમ, જીવ થઇ પડ્યો જાળમાં
હું કોને કહું કેમ, જો પોતાથી પર કો નહી ?"[૧]

૧ અખો ભગત.

અને આ સ્થિતિમા આત્મતિ વિસ્તરેણ ! હરિ ૐ તત્સત્ ॥

(૫)–માયાનો પર્વત તો એવડો મોટો છે કે લાખો કરોડો મેરૂ કરતા પણ ઊચો ને માતમગ એ ખોદતા તો ખૂટે નહી જ પણ સમજણથી, જ્ઞાનથી, સ્વરૂપમા શમવાથી બેશક ઓગળી જાય–અદૃશ્ય થાય કેમકે એ જાતે જ વસ્તુમા તો વન્ધ્યાપુત્રે આકાશમા બનાવેલો અને ઉધનારાને જ નડતો છે ૐ ॥

(૬)–આથી કઈ વધારે માગો છો ? માગો તો આપવાને સાગરરાજ હાજર છે કેમકે તે પોતે જ અનેક પ્રકારે આપ્યા જ કરે છે–કોઈ લે યા ન લે એની કશી પરવા વગર જ તે નિરન્તર આનન્દ લહરિઓનો અગાધ સમૂહ ઉપરાઉપરી વહા યા જ કરે છે અને કાલાબાધિતપણે તેનુ કાર્ય સનાતન છે–પૂર્વના જમાનાઓમા તેણે એમ જ અસ્ખલિતપણે વહા કર્યું છે–વર્તમાનમા તે વહા કરે છે અને ભવિષ્યમા તે વહા કરતો કદાપિ વિરમવાનો નથી, કેમકે તે અનન્તમા છે અને રીતે તે વિહરે છે વિરમે છે, વિચરે છે અને આ શરીરમા પણ એમ જ લીલા ચાલ્યા કરે છે આવુ બધુ થવુ એ બાહ્યમા દૃશ્ય છતા વસ્તુતાએ કશુ બન્યુ જ નથી, બનવાનુ નથી એ સિદ્ધાન્ત છે પોતાપણાનો વિલય કરનારને આ હકીકત સ્પષ્ટ છે, અને એ સ્પષ્ટતામા ભળવા માટે ઉપનિષત્ કહે છે તેમ

> "ૐ ધનુષ, તીર આત્માનુ, લક્ષ્ય બ્રહ્મ બનાવવુ
> ત્વરાથી વીધવાને હા ! તીવ્રવત્ તન્મય થવુ "

એ જ આનાદ ઈલાજ છે દેહાભિમાન જેમ અજ્ઞજન્ય ભ્રમ છે, તેમ સામાજિક અને સ્વદેશનુ અભિમાન પણ વસ્તુત તો ગલત જ છે ૐ ॥

(૭)–કયા સુધી અહી શરીર રહેશે એનો કશો નિર્ણય નથી

કેમકે નિર્ણય કરવાની એટલી આવશ્યકતા નથી જ લાગી અન્દર અને બાહ્ય પરમ શાન્તિ છે–પરમ સ્વાસ્થ્ય છે–પરમ આનન્દ છે જેમ આન્તરમા તેમ જ બાહ્યમા પણ ઠડક પુષ્કળ છે અને એ હિત છે ૐ ॥

(૮)–સાથે ત્રણ ભજનો છે ઉપયોગી લાગે તો રાખી લેશો–ન તો નાનપણના પેલા છોટા સ્વરૂપોને રમવાને આપી દેશો ૐ ॥

(૯)–" જ્ઞાન નિસરણી " ના એ ત્રણ પગથિયા છે તે પહેલાના ભજનો થોડાક છે પણ નકલ કરીને મોકલવાનુ અત્યારે બનતુ નથી ૐ ॥

(૧૦)–ટૂકામા, જે ઘર મૂવા પછી સૂઝે કે ન યે સૂઝે તે જીવતાજ સુઝી લેવુ એ નરતનુધારીનુ સર્વોપરિ પુરુષાર્થ છે અને બાકીનુ બધુ તો આળપપાળ છે મોમાઈટી (સમાજ) ની સેવાના નામ નીચે અનાત્મભાવનાને પોષણ મળી જાય નહી, એ ખાસ સભાળવાનુ છે કર્મયોગ અને જીવનમુક્તિ એ તો જાણે પર્યાય શબ્દો જ છે, પણ વધારે શા માટે ? શરીરમા રહીને બોલનાર કોણ છે, એને ઓળખો પ્યારાઓ! અને તો જ તમારો બેડો પાર છે એ વિના તો બોલવુ કે લખવુ એ માત્ર વાગ્વિલાસ છે અને એ જાળમા ગૂચાવાથી કરોળિઆની પેઠે આત્મવિનાશ થવા ઉપરાત કશુ સાર્થક નથી જ ૐ ॥

(૧૧)–ખરા હરિજનની ગતિ હમેશા નદીની પેઠે ઈષ્ટની સન્મુખ-વાહિની જ હોય છે અને તે જ્યા જ્યા વહે છે ત્યા ત્યા અનાયાસે–સ્વભાવત જ વહ્યા કરે છે, માર્ગમા જે જે એને મળે છે તે તે દરેકને એનો યથેચ્છ ઉપયોગ કે ઉપભોગ કરવાની પૂરી છૂટ છે સુન્દર પુષ્પો અને દધિ, દુગ્ધઘૃતાદિથી એનુ પૂજન કરો કે એમા મળ ધુવો, એથી

એની ગતિમા કશો અન્યથા ફેરફાર થવાનો સભવ નથી. પૂજન કર વાથી ખુશ થઈને પોતાની ગતિ અટકાવીને કોઈ સ્થાને એ ઠરી જશે નહી કે મગના ટોપલા ફેકવાથી ગુસ્સે થઈને માર્ગ બદલશે નહી એ તો ઈશ્વિરસ્મરણનુ બ્રહ્મ સગીત ગાયા જ કરતી હરદમ એ જ માર્ગે વહ્યા કરશે સતજનો પણ એ જ મુતાબિક જગતને અને બ્રહ્મને અભિન્ન ઓળખવાની શ્રેણીએ વહ્યા જનાર છે અને સ્વભાવત એ શ્રેણીએ જે જે મળે તે તે ભવે એમના આત્મસ્રોતનો યથેચ્છ ઉપયોગ કે ઉપભોગ કરે એમ અજાણપણે જે થયા કરે તે જ ખરી સેવા છે, કેમકે એ ત્રિગુણાતીત બ્રહ્મના સગ વહનમાથી ઉદ્ભૂત થયેલી અને નિરન્તરની પવિત્ર છે વિશ્વમા વિખ્યાતી પામેલા પૂર્ણ પુરુષો જુવો અને તમે જોઈ શકશો કે અનાયાસે થયુ તે સિવાય અધિક કશુ કર્યુ નથી પોતે દૃષ્ટાન્તરૂપ થવુ અને પોતાને જ જાણવા મથ્યા કરવુ એ જ ધર્મોનો મૂળ ધર્મ છે કૃષ્ણ, જનક, રામ, હરિશ્ચન્દ્ર, વસિષ્ઠ, યાજ્ઞવલ્ક્ય જેવા પૂર્ણ પુરૂષોએ નૈમિત્તિક કાર્યોમા નુ સ્વભાવત જ આત્મસ્રોતના ધોધ વહાવ્યા છે અને કોઈ પણ રીતે પાડિત્ય કર્યુ નથી આચાર્યો અને ધર્મોપદેશકો એથી નીચેની પક્તિમા વિરાજે છે અને મુક્તાત્માઓની લીલા તો ખુ- બ્રહ્મની જ લીલા છે એટલે એ વિશે કિં બહુના ? ॐ ॥

(૧૨)-તમે કોણ છો ? તમે શુ છો ? એ તમે જાતે જ નિરન્તર શોધ્યા કરો અને જુવો કે બાપદાદાના જે શરીરો છૂટા પડયા તેમને હાલના જગત સાથે શો સબધ રહ્યો છે ? તમે પણ એક કાળે એવા જ અસબદ્ધ થનાર છો અને " આપ મુવા પિછે ડૂબ ગઇ દુનિયા " એવુ થનાર છે તો આ વચમાનો બધો મામલો શુ છે ? શરીર જન્મ્યા પહેલા સબન્ધ ન હતો અને છુટયા પછી કશો સબન્ધ રહેવાનો નથી ત્યારે ચાળીસ, પચાસ કે પોણોસો વરસની આ વચની બાજી શુ છે ? સાચી છે કે કોઈ જાદુગરની ઇન્દ્રજાળ છે ? કે મૃગજળની પેઠે કેવળ

આભાસ છે ? હૃદયપ્રધાન પ્રકૃત્તિ હોય તો શાસ્ત્રોને અને સન્તની વાણીને શ્રદ્ધાથી આદર આપો અને બુદ્ધિપ્રધાન પ્રકૃત્તિ હોય તો જાતે શોધો અને સતત પ્રયત્નથી એ એક જ મૂળ પ્રશ્નની પરંપરાનું બધું નિરાકરણ પામો. હરિ ૐ ॥ તત્સત્ ॥

(૧૩)–એ નિરાકરણ થયા પછી જે શાન્તિસ્વરૂપનું સ્વાનુભવઝરણુ પોતામાં ઉઘડે છે તે પિછાણવાને બહુ કરીને ઉરની એકાન્ત જોઈયે છે અને તીરની પેઠે તન્મયતા સાચવવી પડે છે. એવા એકાન્તનિવાસી આરણ્યકના સંકલ્પમાત્રથી લાખો સમાજોનું આધ્યાત્મિક હિત વહ્યાં કરે છે. એ હિત અને એ સેવા સ્થૂલ સહવાસજન્ય કાર્યોથી થાય તે કરતાં અનેકગણી બળવત્તર છે અને જો કે સ્થૂલ ઇન્દ્રિયોને ગમ્ય થઇ શકતી નથી, કેમકે સૂક્ષ્મ છે, છતાં તે અલ્પકાલિક નહીં પણ અમર છે. ૐ ॥

(૧૪)-સાગરરાજનું શરીર બ્રહ્મસાગરમાં નિરન્તર નિમજ્જન કર્યા જ કરે છે અને દેવદેવીઓનો દિવ્ય સમૂહ એની સેવા કર્યા જ કરે છે, એ જાણીને ખૂશ થશો. એકાન્તનિવાસનો નિર્ણય કંઈ કાયમનો નથી અને કદાપિ ન હતો; પણ અનન્તમાં નિર્ણય કેવો ? હરપળે શાન્તિ જ વહ્યાં કરે છે. શરીર કાયમ જ હશે તો બેશક, ત્યાં પણ આવશે, બીજે પણ જશે અને યદચ્છ વિચરણ એ તો મસ્તોની મૌજ છે. હરિ ૐ ॥

(૧૫)–તમે કાષ્ટ કે પાષાણનું જડ રમકડું નથી જ, ઓ નારાયણ ! દેશ, કાલ અને સ્થિતિથી તમે તો સદૈવ સ્વતંત્ર સવિતાનું સ્વરૂપ છો અને ભ્રમણાનો પડદો ઊંચો કરીને જોશો, એટલે આખા વિશ્વને યથાર્થ પૂર્ણ જોવાશે. એ જ સાચી દૃષ્ટિ છે, ઓ નિજરૂપ ! તમારા પોતાના જ મકાનમાં અનન્ત દ્રવ્ય દાટેલું છે અને તમે દીનતા શાને માનો છો, બાપુ ? શ્રધ્ધા, સદ્‌ભાવના અને પ્રણવધુનમાં આન્તરની તન્મયતાનાં ઓજારો પણ તમારી હુઝૂરમાં હાજર છે, હુકમ ફરમાવો

અને એ બધા સાવનો મન, બુધ્ધિ અને હૃદય જેઓ તમારા મેરે ચઢાવેલા નોકરો છે તેઓ એકદમ રજૂ કરશે. એ એોગતરોથી ચિદાનન્દનો ખઝાનો ખોળી કહાડો અને બસ–કૃતકૃત્યતા. ॐ ॥ તત્સત્ ॥

ॐ શાન્તિ: શાન્તિઃ શાન્તિ

નિરન્તર પ્રેમ અને શાન્તિમા
તમારૂં જ અસલ સ્વરૂપ
**सागरराज**
ॐ ॥ નારાયણ

# ધર્મમીમાંસા

લેખક : સ્વા. શ્રી અદ્વૈતાનંદજી

વિશ્વના આરંભથી તે સાંપ્રત કાળ સુધી મનુષ્યજાતિના સર્વાંગી વિકાસમાં જે જે શક્તિઓએ કામ કર્યું છે, અને અત્યારે પણ કામ કરી રહી છે, તેમાં જે શક્તિને આપણે ધર્મ નામથી સંબોધન કરીએ છીએ, તેનો અત્યંત પ્રભાવ-તેની પ્રાણીમાત્ર ઉપર પ્રબળ અસર સર્વ બુદ્ધિશાળી મનુષ્યો સ્વીકારે છે.

પ્રત્યેક પ્રગતિશીલ પ્રવૃત્તિના મૂળમાં આ વિલક્ષણ શક્તિ વ્યક્ત અથવા અવ્યક્ત રૂપમાં વિદ્યમાન હોય છે. સૂક્ષ્મ નિરીક્ષણ કરનારાઓને તરત જ જણાઇ આવે છે કે ધર્મનું બંધન માનવસમૂહોને એકત્રિત કરવામાં વિશેષ શક્તિમાન છે, એટલું જ નહિ પણ મનુષ્યો પોતાના ધર્મને ખાતર સર્વસ્વનો ત્યાગ કરવાને અત્યારે પણ તૈયાર છે. જડવાદના હિમાયતીઓ ગમે તેટલી દલીલો રજુ કરે પણ "Man does not live on bread alone" નો સર્વમાન્ય સિદ્ધાન્ત

નિર્વિવાદ છે મનુષ્ય સર્વ સમય ફક્ત ઉદરનિર્વાહનો જ વિચાર કરવામા ગાળવા માટે સર્જાયેલ નથી શારીરિક પોષણ ને રક્ષણ મનુષ્યના સમસ્ત જીવનનુ એક આવશ્યક અગ બેશક છે જ, પણ તેટલેથી જ જો મનુષ્ય અટકી રહે તો તેનામા અને પશુમા કાંઈ પણ તફાવત રહેતો નથી

ધર્મ એટલે શુ ? એ શબ્દનો શુ અર્થ છે તે વિષે આપણે જરા વિચાર કરીએ વ્યુત્પત્તિની દૃષ્ટિએ જોતા ધર્મનો અર્થ 'ધારણ કરનાર' થાય છે બીજા ભિન્નભિન્ન અર્થ આ ઉપરથી જ નીકળ્યા છે કોઈ ઈશ્વરદત્ત પવિત્ર પુસ્તકમા શ્રદ્ધા રાખીને વર્તન કરવુ એને ધર્મ કહે છે કોઇ દાન કરવામા, પરોપકાર કરવામા—જનસમાજની સેવામા ધર્મ માને છે સામાન્ય રીતે ફરજ બજાવવાની અથવા અમુક સંપ્રદાય કે પથની પ્રણાલિકા પ્રમાણે ચાલવાની બુદ્ધિને ધર્મનુ નામ અપાય છે સપ્રદાય કે પથના બાહ્યાચારો પ્રમાણે જ વર્તન કરવામા ધર્મની પરાકાષ્ઠા છે એવી માન્યતા વધારે પ્રમાણમા પ્રચલિત હોય છે, આ બધા અર્થો ઊડી દૃષ્ટિથી વિચારવા યોગ્ય છે સૂક્ષ્મ વિચારકો આ પ્રતીત થતા વિશ્વના અધિષ્ઠાન તરીકે જે નિત્ય તત્ત્વ છે તેનો પ્રત્યક્ષ અનુભવ કરવાના પ્રયત્નને ધર્મ કહે છે આ અર્થમા ઈશ્વરના અસ્તિત્વમાં શ્રદ્ધા અને તે અનુભવગમ્ય છે એ બન્નેમા શ્રદ્ધા અતર્ગત છે આજ અર્થ બુદ્ધિને સતોષકારક, હોવાથી ગ્રહણ કરવા યોગ્ય છે, અને આજ ધર્મ શબ્દનો મુખ્યાર્થ છે ઈશ્વરને ઓળખવાની બુદ્ધિ—અનન્ત અવિકૃત પરમાનંદની પ્રાપ્તિ માટે મનુષ્ય બુદ્ધિમા જે નૈસર્ગિક ઈચ્છા હોય છે, તેને સતુષ્ટ કરવાના માર્ગને જ આપણે વસ્તુત ધર્મનુ નામ આપી શકીએ પોતાનુ અસ્તિત્વ મર્યાદિત છે, પોતાનાથી પર કાંઈ અપરિમીત વસ્તુ છે, અને તેને પામવાથી નિત્યાનદની-પૂર્ણ સ્વાતંત્ર્યની મુક્તિ પ્રાપ્ત થાય છે, આ ઉચ્ચ અભિલાષાના પ્રભાવથી જ મનુષ્ય ધર્મ તરફ વળે છે તે

જ્યાં સુધી આ ઉત્કૃષ્ટ ધ્યેયથી વિમુખતા રહે છે, ત્યાં સુધી જીવનમાં અસંતોષ પણ અનિવાર્યપણે રહે છે.

ધર્મની બુદ્ધિ મનુષ્યમાં પ્રથમ કેવી રીતે જાગ્રત થઇ અને કેવી રીતે તેમાં વિકાસ થતો ગયો તે વિષે વિદ્વાનોમાં ઘણો મતભેદ છે. કોઇ માને છે કે સૃષ્ટિ રચનાના ચમત્કારોને ઈશ્વરત્વ આરોપી મનુષ્યે ધર્મ ચલાવ્યો છે; કોઇ એમ માને છે કે મૂએલાં સગાંવહાલાં કોઇ સૂક્ષ્મ પણ આનંદમય સ્થાનમાં જાય છે ને ત્યાંથી દુનિયામાં રહેલાં પોતાના સગાંસંબંધીઓને મદદ કરી શકે છે, એ વિચારથી ઉત્પન્ન થયેલી પિતૃપૂજામાંથી જ ધર્મનો વિચાર મનુષ્યમાં પ્રથમ સ્વપ્નઅવસ્થામાંથી આવ્યો હશે, એ વધારે સંભવિત છે, કારણ કે તે અવસ્થાની સ્થિતિ અજબ છે. જ્યારે સ્થૂલ દેહાભિમાન હોતું નથી ત્યારે પણ મન પોતાના કાર્યમાં રોકાયેલું રહે છે, ને સુખદુઃખના મનકલ્પિત અનુભવો ભોગવે છે. આ જ્ઞાન સર્વ મનુષ્યોને થાય છે, ને મનુષ્ય દેહથી પૃથક છે તે વિષે આના કરતાં સ્વતઃસિદ્ધ પ્રમાણ બીજું જોઇએ પણ શું, એવો કેટલાક વિચારશીલ પુરુષોનો મત છે. ધર્મની ઉત્પત્તિ વિશે આ જુદી જુદી વિચારશ્રેણીઓ ઉપલક દૃષ્ટિએ જોનારને પરસ્પર વિરોધી લાગે તે સ્વાભાવિક છે; પણ વાસ્તવિક રીતે તેમ નથી. આ બધીય માન્યતાઓમાં એક સત્ય તરી આવે છે અને તે એ છે કે મનુષ્યમાં ઇન્દ્રિયાતીત થવાની ઉત્કંઠા કુદરતી છે. ઇંદ્રિયોના સંકુચિત ક્ષેત્રથી તેને તૃપ્તિ થતી નથી. ગમે તેવી જંગલી અને એકાંત સ્થિતિમાં પડેલું માણસ હોય, તેને પણ પોતે ને પોતાની આસપાસ જે હોય, તે બન્નેને સરખાવતાં તરત જ બળાબળનો વિચાર ઉત્પન્ન થાય છે; ને તે વિચારની સાથે જ એક સર્વ શક્તિમાન નિયંતાની ભાવના પણ સહજ જ સ્ફુરી ઊઠે છે, અને આને જ આપણે ધર્મબુદ્ધિ કહી શકીએ. તે નિયંતાનું સ્વરૂપ ગુણ, શક્તિ, ઈત્યાદિ બાબત ઉપર કેળવણી–બુદ્ધિવિકાસની અસરો થાય છે ને જુદા જુદા મતો બંધાય છે; પણ મૂળ ભાવના સર્વમાં ઉચ્ચ

થાય છે ઈશ્વર સર્વનો અંતર્યામી હોવાથી આ ધર્મબુદ્ધિ પણ જન્મ સિદ્ધ છે એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી. વિશ્વોત્પત્તિ, મનુષ્યોત્પત્તિ, ધર્મોત્પત્તિ, એ સર્વ અનાદિ છે આ ઉપરથી જ જર્મનીના સુપ્રસિદ્ધ તત્ત્વચિંતક મેક્સમૂલરે કહ્યુ છે કે " ધર્મવિચારના આરંભના વાસ્તવિક સ્વરૂપ વિષે આપણે કાંઈ પણ નિશ્ચય કરી શકીએ તેમ નથી. ધર્મારંભના સ્વરૂપ વિષે આપણો ગમે તેવો વિચાર હોય છતા તે વિચાર મૂળ પાયા જ રૂપ નહીં પણ અનંત વિચાર શ્રેણિના એક આંકડારૂપ છે, એમ આપણને લાગ્યા વગર રહેતુ નથી "

વસ્તુ કેમ થઈ એ આપણે સમજી ન શકીએ તેમા કાંઈ હાનિ નથી, પણ તેનુ હાલનુ સ્વરૂપ કેવુ છે, તેના શા શા નિયમો છે, તેનુ પાલન કરવાથી શુ ફલ થાય છે તે બધુ તો જાણી શકાય એવુ છે આ વિષે આપણે કાંઈ ચોક્કસ નિર્ણય ઉપર આવી શકીએ તો આપણને પરમાનંદ પામવાને, આ લોક અને પરલોક સુધારવાનો માર્ગ સુગમતાથી મળી આવે તથા નિશ્રેયસ અને અભ્યુદય બન્ને ય સાધી શકાય ઇતિહાસ દ્વારા આપણને સ્પષ્ટ સમજાય છે કે જ્યા સુધી પ્રજામા ધર્મની એકતા થતી નથી ત્યા સુધી, તે પ્રજા ઉન્નતિના માર્ગમા વિકાસ કરી શકતી નથી એકસંપ ને પરસ્પર પ્રેમ તથા હૃદયશુદ્ધિ, અનીતિ અને ભીરુતાનો સંતર ત્યાગ, ધર્મની ભાવના પ્રજાના જીવનમા ઓતપ્રોત થવાથી જ થાય છે આધુનિક પાશ્ચાત્ય સંસ્કૃતિના બહારના આડબરથી અંજાઇ જઇને આપણે ધર્મને બાજુ પર મૂકવાનો ગમે તેટલો પ્રયત્ન કરીએ તો પણ સમાજ, રાજ્ય વ્યવસ્થા તથા નીતિ ધર્મના બધન વિના નભી શકે નહિ તે સમજવુ સહજ છે.

સ્પેન્સર, કૉન્ટ, મીલ જેવા પશ્ચિમના આધિભૌતિક પંડિતો પણ પ્રતિપાદન કરે છે કે તત્તના સુખને ન પૂછતા માનવજાતિના ચિરસ્થાયી

સુખને માટે પ્રયત્ન કરવો એ પ્રત્યેક મનુષ્યનું નૈતિક કર્તવ્ય છે. મનુષ્ય માત્રમાં તત્ત્વજ્ઞાનની જે સ્વાભાવિક જિજ્ઞાસા છે તેને કોઇપણ રીતે રોકી શકાય તેમ નથી. તત્ત્વજ્ઞાન આધિભૌતિક સૃષ્ટિજ્ઞાનની પાછળ હંમેશ દોડતું જ રહે છે ને રહેવાનું જ કાર્ય રહેવાનું ત્યાં સુધી મૂળ કારણ જાણવાની જિજ્ઞાસા પણ રહેવાની જ. બુદ્ધિનું પ્રયોજન પણ તે જ છે. કાર્ય ઉપરથી મૂળ કારણ શોધવું ને મૂળ કારણમાંથી કાર્યની ઉત્પત્તિનાં ક્રમનો નિશ્ચય કરવો. મૂળ કારણ શોધ્યા વગર બુદ્ધિને શાન્તિ મળવાનો સંભવ જ નથી: અને તેની સાથે સાથે તેનો પ્રત્યક્ષ અનુભવ કરવાની ઉત્કંઠા પણ થવાની જ. ફકત બૌદ્ધિક જ્ઞાન (પરોક્ષ જ્ઞાન) થી કોઈ પણ ક્ષેત્ર (આધિભૌતિક કે આધ્યાત્મિક) માં મનુષ્યને સંતોષ થતો નથી. વિજ્ઞાનશાસ્ત્રમાં પણ બુદ્ધિના નિર્ણયને પ્રયોગશાળામાં અનુભવની કસોટી ઉપર ચઢાવવો પડે છે, અને તે જ નિયમ આધ્યાત્મિક વિષયમાં પણ લાગુ પડે છે. હજારો વર્ષો પૂર્વે આજ સ્થિતિ હતી ને અત્યારે પણ આજ પ્રકાર દૃષ્ટિગોચર થાય છે. જે દિવસે મનુષ્યની બુદ્ધિમાં આવી જિજ્ઞાસા પ્રગટશે તે દિવસે કાંતો મનુષ્ય મુકત થશે અથવા પશુની અવસ્થાને પહોંચશે.

બીજી રીતે વિચાર કરીએ તો પણ આપણને એમ જ જણાય છે કે સમગ્ર વિશ્વ જગતના પ્રારંભથી જ તે આજ પર્યંત અસંતુષ્ટ જણાયું છે. મનુષ્યના મનમાં અમુક ઇચ્છા થાય છે તેને પૂર્ણ કરવા આપણે કટિબધ્ધ થઇ પ્રયત્ન કરીએ છીએ;, પણ તે કામમાં અર્ધે જ પહોંચીએ છીએ તેટલામાં બીજી જ ઇચ્છા મનનો કબજો લઈ લે છે અને અસંતોષની લાગણી પહેલાં જેટલી જ તીવ્ર બને છે. અમુક ધ્યેયની પ્રાપ્તિ થઇ એટલે તે તરફનો મોહ આપણને ઉતરી જાય છે ને આપણું મન બીજી જ દિશામાં વળે છે. આપણને કશાની જરૂર નથી, આપણે સ્વાશ્રયી છીએ, સંતુષ્ટતાની પરાકાષ્ટા આપણે પ્રાપ્ત કરી છે એવી ભાવના આપણામાં ભાગ્યેજ ઉત્પન્ન થાય છે. આ

ચાલુ સ્થિતિથી અસંતુષ્ટતા તથા તેથી અધિક સારી સ્થિતિની પ્રાપ્તિની તીવ્ર ઈચ્છા જ સર્વ પ્રગતિનુ મૂળ છે સંપૂર્ણ સ્વાતંત્ર્ય, પ્રાકૃતિક બંધનોમાંથી મુક્તિ, એ જ આદર્શ જાણ્યેઅજાણ્યે આપણા સમસ્ત જીવનને દોરે છે પૂજનની સર્વવિધિઓ, સર્વ આચારો, સર્વ ક્રિયાઓ જે જે આપણને દષ્ટિગોચર થાય છે તે સર્વના મૂળમા એ જ ઈચ્છા રહેલી છે કોઈવાર આ અતૃપ્તિની ભાવના વિશેષપણે જાગ્રત થાય છે ને કોઈ વાર ગુપ્તપણે અતરના ઊંડાણમા સંચાર કરે છે જ્યારે વિશેષ રૂપે પ્રગટ થાય છે ને જનસમાજમા મનુષ્યો આ આદર્શથી પ્રેરાઈ સ્વાર્થનો અને પદાર્થમા મમતાનો ત્યાગ કરી ધ્યેયની પ્રાપ્તિ માટે સર્વસ્વ અર્પણ કરવા તૈયાર થાય છે, ત્યારે વ્યક્તિ અને સમાજની પ્રગતિ ઘણી જ ત્વરાથી થવા માંડે છે જ્યા સુધી આપણે જગતના નિયમોને અધીન થઈને જ વર્તન કરવામા સુખ માનીએ છીએ ત્યા સુધી આપણામાં અને અનેક પદાર્થમાં ઝાઝો ફેર નથી પરકૃત નિયમોની અધીનતા એ જ **પરતંત્રતા** છે સ્વકૃત નિયમોનુ સ્વેચ્છાથી પાલન એ જ **સ્વતંત્રતા** છે જેને લીધે આ સમસ્ત વિશ્વ ભાસમાન થાય છે તે સર્વદા મુક્ત છે અને તેને આપણે ઈશ્વર કહીએ છીએ મુક્તિની કલ્પના ને ઈશ્વરની કલ્પના સાથે સાથે જ જોડાયેલી છે જો સસાર બંધનરૂપ લાગતો હોય તો તેનાથી અધિકતાવાળી કોઈ પરિપૂર્ણ વસ્તુ અસ્તિત્વમા હોવી જ જોઈએ જ્ઞાન ને અજ્ઞાન,અંધકાર ને પ્રકાશ સુખ ને દુઃખ, બંધન ને મુક્તિ, પાપ ને પુણ્ય આ પરસ્પર વિરોધી પ્રતીત થતી ભાવનાઓ મનમા એકી વખતે જ ઉદ્ભવે છે અને એકનું અસ્તિત્વ આપણે સ્વીકારીએ તો બીજાનુ પણ સ્વીકારવુ જ જોઈએ, એવો માનસશાસ્ત્રનો અચળ નિયમ છે બંધન અને એમાંથી ઉપજતી અસતોષની ભાવના જેટલી સત્ય છે તેટલા જ આપણે સ્વભાવથી મુક્ત છીએ, અને તેથી નિત્ય મુક્ત વસ્તુનુ અસ્તિત્વ આપણે બુદ્ધિથી સ્વીકારે જ છૂટકો છે જ્યા સુધી ઈશ્વર-

રૂપી લક્ષ્યબિંદુને આપણે પ્રાપ્ત થતા નથી, ત્યાં સુધી આપણામાં અસંતોષ અવશ્ય રહેવાનો જ. એટલું જ નહિ પણ આપણા આંતરિક અને બાહ્ય જીવનમાં ઈશ્વિર તરફ લઈ જતી દૈવી બુદ્ધિને બંધન તરફ લઈ જતી મનુષ્ય બુધ્ધિ વચ્ચે સંઘર્ષણ પણ ન્યુનાધિકાંશ પણે રહેવાનું જ. આજ અશાંતિનું કારણ છે. મુકિતની ભાવનાને અનુભવસિધ્ધ કરવા માટે જ આ બધી દોડાદોડ છે ને તેની પ્રાપ્તિ વિના આ જિજ્ઞાસાનો નાશ થાય તો મનુષ્યનું જીવન રહેવું કઠિન છે. આ પ્રયત્નનું વ્યકત-સ્વરૂપ એનું જ નામ જીવન. જેટલા પ્રમાણમાં આ ઈચ્છા તીવ્ર થતી જાય છે તેટલા જ પ્રમાણમાં મનુષ્યના ક્રિયાત્મક જીવનનું ઘડતર થતું જાય છે. વિઘ્નોની સ્હામે થવામાં જ ખરૂં મનુષ્યત્વ છે. આપત્તિઓ સહન કર્યા વિના પ્રિય પદાર્થોનો–ભાવનાઓનો ત્યાગ કર્યા વિના મુકિતના રાજમાર્ગ ઉપર પ્રયાણ કરવાની શકિત સંપાદન થઈ શકતી નથી.

સામાન્ય રીતે હાલના જનસમાજમાં આ પરમ મુકિતની તીવ્ર જિજ્ઞાસા વ્યકત થયેલી દેખાતી નથી તેનું કારણ ગહન વિચારની ઊણપ છે. પ્રાકૃતિક બંધન એ જ સર્વ દુઃખોનું કારણ છે, આ વિચાર જનસમૂહમાં ઘણે કાળે ઉદ્દભવે છે ઊંડી દૃષ્ટિથી વિચાર કરી મૂળ કારણ શોધવા કરતાં બાહ્યદૃષ્ટિએ પ્રતીત થતાં કારણો શોધી તેનું નિવારણ કરવા આપણે પ્રયત્ન કરીએ છીએ. આમ કરવાથી પણ જ્યારે આપણને સંતોષ થતો નથી, ત્યારે જ સૂક્ષ્મ વિવેકબુદ્ધિનો ઉદય થાય છે. સાધારણ રીતે શરીરરક્ષક અને શરીરપોષક પ્રવૃત્તિઓમાં રચ્યાપચ્યા રહેવાનું આપણને મન થાય છે. જેમ જેમ મનનો વિકાસ થતો જાય છે, તેમ તેમ આપણા આદર્શો પણ ઉચ્ચ થતા જાય છે, ને છેવટે સુખ શું છે, દુઃખ શું છે, સત્ય શું છે, અસત્ય શું છે, ઈત્યાદિ વિચારો આવવા માંડે છે ને પરમશાંતિનો કોઈ માર્ગ છે કે નહીં એ વિચાર પણ આવવા માંડે છે: આને જિજ્ઞાસા કહે છે, ને

જેમ જેમ આ જિજ્ઞાસા તીવ્ર થતી જાય છે, તેમ તેમ આત્માની ઉપરનો પડદો પાતળો થવા માંડે છે અને જ્ઞાનરૂપી સૂર્યનો ઉદય થવા માડે છે

આટલા વિવેચન ઉપરથી આપણે એવા નિશ્ચય ઉપર આવીએ છીએ કે મુક્તિની ઈચ્છા જ પ્રાણી માત્રની સર્વ ક્રિયાનો ગુપ્ત પ્રેરક હેતુ છે આ ઈચ્છા વિના ક્રિયા અસભવિત છે, ને ક્રિયા વિના જીવન પણ અશક્ય છે. સૃષ્ટિ એટલે **નામ**, રૂપ અને કર્મ. વળી આ ઈચ્છાની સાથે સાથે જ એક સ્વયભૂ, નિરાકાર, સર્વજ્ઞ, સર્વશક્તિમાન્, સર્વ વિશ્વના અધિષ્ઠાન રૂપ એક અસ્તિત્વની કલ્પના પણ ઉદ્ભવે છે. મુક્તિની ઇચ્છા જેટને દરજ્જે નૈસર્ગિક છે તેટલે જ દરજ્જે આવા અસ્તિત્વમા માન્યતા પણ છે સર્વ ધર્મો આવા ત્રિકાલાબાધિત સત્યનો સ્વીકાર કરે છે અને સર્વ ધર્મોનો ઉપદેશ પણ એ જ છે કે એવુ સ્વાતન્ત્ર્ય, એવી દશા પ્રાપ્ત કરવી કે જ્યા સુખદુઃખના દ્વન્દ્વના આઘાતો કોઇ પણ રીતે સ્પર્શ કરી શકે નહી આ પૂર્ણાવસ્થા આપણને અનેકત્વમાથી એકત્વમા લઇ જાય છે ભેદબુધ્ધિનો સદતર ત્યાગ અને અભેદબુધ્ધિનો અનુભવથી સ્વીકાર, એ જ સર્વ ધર્મોનો સાર છે ક્ષુદ્ર અહકારનો નાશ કરવો, સર્વત્ર, સર્વમય, સર્વમા છીએ એવી ભાવના દૃઢ કરવી એ જ ધર્મનો હેતુ છે જ્યા સુધી આ ધ્યેયની પ્રાપ્તિ થતી નથી ત્યા સુધી પરમ શાન્તિની આશા રાખવી ફોકટ ફાંફા છે

પ્રચલિત સર્વ ધર્મો પ્રતિપાદન કરે છે કે, મનુષ્ય માત્રમા એક એવી શક્તિ રહેલી છે કે જે દ્વારા તે મન-બુધ્ધિની પર જઈ ઇન્દ્રિયો ને વૃત્તિને અગમ્ય એવા સત્યનો સાક્ષાત્કાર કરે છે. સર્વ ધર્મના સસ્થાપકોએ પોતે એવો દાવો કર્યો છે કે આવા નિરપેક્ષ સત્યનો પ્રત્યક્ષ અનુભવ થયા પછી જ તેઓએ જગતને જ્ઞાન આપ્યુ

છે. આ સત્ય બુધ્ધિની પર છે, એનો અર્થ એવો નથી કે તે બુદ્ધિનું વિરોધી છે. બુધ્ધિની કસોટી ઉપર આવાં આપ્તવાક્યોને ચઢાવવાનો આપણને સંપૂર્ણ અધિકાર છે. સ્થૂલ ઇન્દ્રિયજન્ય પ્રત્યક્ષ, અનુમાન અને ઇન્દ્રિયાતીત પ્રત્યક્ષ, આ ત્રણેય જ્ઞાનપ્રાપ્તિનાં સાધનો આપણી પાસે છે. તે પરસ્પર વિરોધી નથી, પણ એકબીજાનાં સહાયક છે.

નીતિશાસ્ત્રનો પણ મુખ્ય સિદ્ધાંત એ છે કે "હું નહીં પણ તું" "સ્વ"નો ત્યાગ કરી "પર"ને આગળ રાખવો. નીતિશાસ્ત્રના સર્વ ગ્રન્થો આ સનાતન સત્યનો સ્વીકાર કરે છે. વાસ્તવવાદીઓને પણ આ સિદ્ધાંત માન્ય છે. સમાજના કલ્યાણ માટે–માનવજાતિના હિત માટે પ્રત્યેક વ્યક્તિએ પોતાના સ્વાર્થની ભાવના ઉપર અંકુશ મૂકી પરકલ્યાણ જોવું; કારણ કે સર્વના કલ્યાણમાં જ પોતાનું કલ્યાણ પણ સમાયેલું છે, એ તો આધિભૌતિક સુખવાદીઓનો પણ મત છે. આટલું સ્વીકાર કરવાની સાથે જ તેઓ એ પણ માને છે કે "સ્વ"ની પર જવાની ભાવના મનુષ્યમાં કુદરતી છે. "આદર્શ જન-સમાજ" નૈતિક કાયદો, આદર્શ એકત્વ, આ બધા વ્યાપક આદ-ર્શોનો અંગીકાર બતાવી આપે છે કે એક પ્રકારની આદર્શ એકતા તો તેઓને માન્ય છે. ધર્મ આ બધી કૃત્રિમ મનઃકલ્પિત એકતાની ભાવ-નાઓની પર જઇ અનુભવગમ્ય નિરાકાર, નિર્વિકાર એકતાના અસ્તિ-ત્વનું પ્રતિપાદન કરે છે. ધર્મની ભાવના આ બધી સંકુચિત ભાવના-ઓથી વધારે વ્યાપક તથા પ્રત્યક્ષ અનુભવનો વિષય હોવાથી વધારે સંતોષકારક છે. વાસ્તવવાદીઓના સિદ્ધાંતો માનવ પ્રકૃતિના સમગ્ર ક્ષેત્રને સ્પર્શ કરતા નથી. મનુષ્યની પ્રકૃતિ દ્વિધા હોય છે. આંતર અને બાહ્ય. વસ્તુતઃ સ્થૂલ પ્રકૃતિ સૂક્ષ્મ પ્રકૃતિના આધિપત્યમાં હોય છે. સ્થૂલ પ્રકૃતિ ઉપર વિજય પ્રાપ્ત કરવો તે સુગમ છે; પણ સૂક્ષ્મ પ્રકૃતિ ઉપર સત્તા પ્રાપ્ત કરવાના સતત પ્રયત્નમાં જે આનંદ ને પરિ-

શ્રમ પડે છે તે પહેલાંની અપેક્ષાએ ઘણોજ ચડીઆતો છે, મનુષ્યની મનોવૃત્તિઓ, લાગણીઓ, અવ્યક્ત મનમાંથી ક્ષણે ક્ષણે ઉદ્દભવતા અસંખ્ય શુભાશુભ વિચારોનું નિરીક્ષણ કરવું, તેના ઉપર કાબૂ મેળવવો, તેનું મૂળ તપાસવું, સૂક્ષ્મ પ્રકૃતિને જીતવી, ને તે દ્વારા સ્થૂલને તાબે કરવું, આ બધું ધર્મનો ખાસ વિષય છે. ધાર્મિક વૃત્તિના મનુષ્યોની અભિરૂચિ અતીન્દ્રિય ભૂમિકા પ્રાપ્ત કરી તેમાં નિષ્ઠા રાખવામાં હોય છે. દરેક સમાજના મનુષ્યોનો અમુક વર્ગ એવો હોય છે કે જેમને વિષયોમાં આનંદ તથા રસ પડતો નથી. માનવજાતિના ઈતિહાસનું આપણે બારીક વૃત્તિથી નિરીક્ષણ કરીશું તો આપણને જણાશે કે જે પ્રજામાં આવા અધ્યાત્મરત મનુષ્યોની સંખ્યા વધારે પ્રમાણમાં હોય છે તે પ્રજાની ઉન્નતિ થાય છે, અને જ્યારે તેમનું પ્રમાણ ઘટે છે, ત્યારે પ્રજા અવનતિના માર્ગ ઉપર પ્રયાણ કરવાનું શરૂ કરી દે છે. પ્રત્યેક જનસમૂહનું ખરૂં ચેતન તેની આધ્યાત્મિકતામાં જ રહેલું હોય છે.

એક રીતે વાસ્તવવાદીઓની દૃષ્ટિએ પણ ધર્મની વૃત્તિ ખીલવાની ખાસ આવશ્યકતા છે, તેમનું ધ્યેય પણ સુખની પ્રાપ્તિ છે. ઈન્દ્રિયલોલુપ મનુષ્યોને વિષયભોગપોષક પદાર્થોને મેળવવામાં આનંદ પડે છે; તેમ અધ્યાત્મરસિક મનુષ્યોને આત્મચિન્તનમાં, ઉપાસનામાં, ધ્યાનમા, નિદિધ્યાસનમાં, સત્સંગમા, શાસ્ત્રના અધ્યયનમાં આનંદ પડે છે. સુખની તુલના તો મનુષ્યના મનની સંસ્કારિતા ઉપર આધાર રાખે છે કેટલાકને સ્થૂલ ઈન્દ્રિયપોષક વિષયમા, કેટલાકને માનસિક ભોગોમાં–સાહિત્ય, કલા, સંગીત ઇત્યાદિમાં આનંદ પડે છે. આધ્યાત્મિક વલણની વ્યકિતઓને ઈશ્વરસ્મરણમાં–ઉપાસનામાં આનંદ પડે છે. અને તેમને તેમ કરતાં અટકાવવાનો કોઇને અધિકાર નથી. અધ્યાત્મચિંતકોની દૃષ્ટિ વધારે ગહન અને વ્યાપક હોય છે. તેઓ વાસ્તવિક આનંદ કયાં છે અને કેવી રીતે પ્રાપ્ત થાય તે યથાર્થ

રીતે જાણે છે, અને અજ્ઞાનજન્ય વિચારપ્રવાહોની તેમના ઉપર કાંઈ પણ અસર થતી નથી.

મનુષ્ય માત્રમાં અનંત શક્તિ, અનંત જ્ઞાન, અનંત આનંદ રહેલો છે. તેનો સાક્ષાત્કાર કરવો ને તેનો સર્વ રીતે આવિર્ભાવ કરવો એ પ્રત્યેક ધર્મનો મુખ્ય ઉદ્દેશ છે. ચારિત્રના વિકાસ માટે, પરમશાંતિની પ્રાપ્તિ માટે, સમાજની ઉન્નતિ માટે ધર્મનું સાધન ઉચ્ચતમ છે; પણ તે માટે ધર્મનો ખરો અર્થ સમજવાની અને હાલમાં સર્વ ઠેકાણે પ્રચલિત સંકુચિત ભાવનાઓનો ત્યાગ કરવાની અત્યંત આવશ્યકતા છે. કુંઠિત ધર્મ સંબંધી વિચારોને તિલાંજલિ આપવાનો સમય હવે આવ્યો છે. ત્યારે જ ધર્મનું યથાર્થ સ્વરૂપ પ્રકટ થશે તથા જનસમાજની સર્વદેશીય ઉન્નતિમાં તે પોતાનું સ્થાન પુનઃ પ્રાપ્ત કરશે. વાસ્તવિક ધર્મ એક જ છે, કારણ કે સર્વનો ઉદ્દેશ આત્મસાક્ષાત્કાર યા ઈશ્વરદર્શન છે. આ ધ્યેયની સિધ્ધિ માટે માર્ગો ભિન્નભિન્ન છે અને હોવા જોઇએ, કારણ પ્રાકૃતિક વિલક્ષણતાના પાયા ઉપર સૃષ્ટિ રચાયેલી છે. પ્રત્યેક મનુષ્ય પોતાને અનુકૂળ આવે તેવો માર્ગ શોધી કહાડવાને સમર્થ થશે ત્યારે જ ધર્મનો સંપૂર્ણ વિકાસ થશે. આ સત્યનો સ્વીકાર હાર્દિક થવો જોઇએ. જુદા જુદા ધર્મના અનુયાયીઓ વચ્ચે ફક્ત ભ્રાતૃભાવ નહીં પણ એકતાભાવની વૃધ્ધિ થવી જોઈએ. આપણે અનેક માર્ગ ઉપર ચાલનારા હોઈએ, અનેક ગલીકુંચીઓમાંથી પસાર થતા હોઇએ, તથાપિ સર્વને ભેટવાનું સ્થાન નામ રૂપથી પર જે પરમાત્મા છે તે છે, એ ભાવના દૃઢ થવી જોઈએ. આ પરમાત્માના સાક્ષાત્કાર માટે ગુફા, પર્ણકુટિ, દેવાલય, કે મસ્જીદ સાધન રૂપ છે. તે જ પ્રમાણે દુકાન, કારખાનું, ખેતર, યુદ્ધક્ષેત્ર, રાજ્યશાસન, પણ સાધનરૂપ છે. વ્યવહાર અને પરમાર્થનો ભેદ અજ્ઞાન કલ્પિત છે. જ્ઞાનની પ્રાપ્તિ માટે આંતરિક ત્યાગની, અહંતા-મમતાના ત્યાગની જ આવશ્યકતા છે. અમુક પ્રકારના જ બાહ્યાચારની તે માટે

જરૂર નથી. જ્ઞાન ગમે તે વર્ણનો મનુષ્ય ગમે તે સ્થિતિમાં મેળવી શકે છે. આશ્રમ વ્યવસ્થા વ્યક્તિગત અને સામાજિક જીવન સુવ્યવસ્થિત કરવા માટે જરૂરની છે, અને તેનો સમયાનુસાર બાહ્યજીવનમાં થોડો ઘણો ફેરફાર કરી પુનઃ ઉધ્ધાર થવો જોઈએ ખરો; પણ અમુક આશ્રમમાં જ જ્ઞાન થાય તેવો કાંઈ અચલ નિયમ નથી. માનવજાતિની યથાર્થ સેવામા અને પરમાત્માની પૂજામા જરા પણ ભેદ નથી. એક જ ધ્યેયની પ્રાપ્તિ પ્રકૃતિ અનુસાર નિષ્કામ કર્મ, જ્ઞાન અથવા ભક્તિથી થઇ શકે છે. આત્મસાક્ષાત્કારના આદર્શને માનસિક દૃષ્ટિ સમીપ રાખી, સર્વ પ્રકારની વાસનાઓનો અને આસક્તિનો ત્યાગ કરી કરેલા સર્વ કર્મો ધાર્મિક જ છે. અમુક કર્મ ધાર્મિક છે કે અધાર્મિક તેનો નિર્ણય મનુષ્યની પ્રેરક બુધ્ધિથી થાય છે, કર્મના બાહ્ય સ્વરૂપથી નહિ. સર્વ ધર્મોના મહાન્ આચાર્યો માટે એકસરખો પૂજ્યભાવ કેળવવો જોઈએ, તથા સર્વ ધર્મોમા પ્રમાણભૂત ગણાતા શાસ્ત્રોને સમદષ્ટિથી જોવાં જોઈએ સર્વ ધર્મોમા ઋષિઓ, મન્ત્રદષ્ટાઓ થયા છે અને સર્વ ધર્મો એક જ સનાતન સત્યનું પ્રતિપાદન કરે છે. આધુનિક સમયમા . । સમન્વયની અત્યંત આવશ્યકતા છે.

ઉપર જણાવ્યા પ્રમાણે ધર્મનો વ્યાપક અર્થ કરવાથી ભિન્નભિન્ન ધર્મો, સપ્રદાયો, પથો વચ્ચે, ભિન્નભિન્ન જાતિઓ વચ્ચે, ભિન્નભિન્ન દેશના નિવાસીઓ વચ્ચે અત્યારે જે વૈમનસ્ય દેખાય છે, તેનો સદાને માટે ત્યાગ થશે, અને યથાર્થ ધર્મને તેનું યોગ્ય સ્થાન માનવસમાજના વિકાસમા પ્રાપ્ત થશે.

આધ્યાત્મિક સંસ્કૃતિ અને આધિભૌતિક સસ્કૃતિમાં મુખ્ય તફાવત એ છે કે પહેલીમા આત્મસાક્ષાત્કાર ને મન-બુધ્ધિથી પર જઇ નિરપેક્ષ સત્તાના અનુભવને જીવનમાં ધ્યેય માનવામાં આવે છે. પ્રકૃતિના સર્વ બધનોમાથી મુક્ત થઇ સ્વરાજ્ય-સામ્રાજ્યની પ્રાપ્તિને જ જીવનનો હેતુ ગણવામાં આવે છે. આધિભૌતિક વિચાર શ્રેણીના અનુ-

યાયીઓ સમક્ષ કાંઇ સ્પષ્ટ ધ્યેય નથી. સમસ્ત પ્રકૃતિના બંધનમાંથી મનુષ્ય છૂટી શકે એમ તેઓ માનતા નથી. તેમના મત પ્રમાણે પ્રાણી માત્ર સદાને માટે પ્રકૃતિના ગુલામ તરીકે રહેવાને જ સર્જાયેલાં છે. તેઓને અહંતાના ત્યાગમાં સ્વ-સ્વરૂપાનુભવમાં શ્રધ્ધા નથી, અને 'અહંતા' હોય ત્યાં સુધી બંધન છે તે પણ સ્પષ્ટ જ છે. આ પરિમીત આદર્શ સર્વ રીતે અસ્વીકાર્ય છે, એ વિષે કોઇ પણ વિચારશીલ મનુષ્યને શંકા હોઈ શકે જ નહિ.

ૐ

આપણા આર્યાવર્તમાં ન ઊભી થાય એટલા માટે નાની ઉંમરમાં જ વિદ્યાર્થીઓને જીવનનાં હેતુ, ધ્યેય વગેરે ઋષિકુલમાં અને ગુરુકુલમાં આગળના વખતમાં સમજાવવામાં આવતાં હતાં. હાલના વિદ્યાર્થીઓને પૂછીએ કે તમારા જીવનનું લક્ષ્ય શું છે, તો નિશ્ચયપૂર્વક જવાબ જ આપી શકશે નહિ, કારણ કે હાલની હાઇસ્કૂલો અને કોલેજોમાં એ બાબત સ્પષ્ટ રીતે સમજાવવામાં આવતી નથી, તે શાળાઓ કામ કરે તો માણસને સારો માણસ બનાવી શકે પણ માણસને પ્રભુ બનાવવાની વિદ્યાકળા ત્યાં મળી શકતી નથી. ઘણા માણસો રોટલો રળવાના હેતુથી ભણે છે અને તે અર્થ પણ હવે તો ભણવાથી સરતો નથી અને ભણેલાને ભૂખે મરવાનો વખત આવી લાગ્યો છે.

પેટ ભરવાની ઉપાધિ ઉપરાંત ઇચ્છાઓને અંકુશમાં રાખવાની જરૂર વધારે હોવા છતાં હાલની કેળવણીમાંથી સંયમ ઉત્પન્ન થતો નથી, બ્રહ્મચર્ય નિયમસર પાળી શકાતું ન હોવાથી વસ્તી વધે છે, અને નબળા બાંધાવાળી અને નબળા મનની વસ્તી વધવાથી સમાજનું લક્ષ્ય માત્ર પશુની પેઠે ભોગપ્રધાન થવા લાગ્યું છે. વળી જેટલી ઇચ્છા વધે છે; તેટલી બ્હીક પણ વધે છે, અને બ્હીક વધે છે તેટલી ઇચ્છા વધે છે તેથી જે સંસાર આનંદરૂપ લાગવો જોઇએ તે ભયરૂપ થઈ પડે છે.

જેને પોતાને સુધરવું છે તેને માટે તો હંમેશાં સત્યુગ છે, અને સત્સંગથી તે પોતાનું જીવન સુધારી શકે છે, પણ સમસ્ત સમાજનું જીવન ઉત્તમ બનાવવા માટે ઘણા મહાત્માઓ, ઘણા સદ્ગુરુઓ ઘણા ઘણા વિચાર કરી રહેલ છે, છતાં કલિયુગના ધર્મ એવા વ્યાપી ગયેલા છે કે કોઇ એક સીધો માર્ગ, સાચું સાધન તરત જોવામાં આવતું નથી, અને જોવામાં આવે તો પણ શ્રદ્ધાનું પ્રમાણ ઓછું થઈ જવાથી અને તર્ક વધી જવાથી માણસોના મનમાં શંકા ઉપર શંકા ઉત્પન્ન થયા કરે છે. ભગવાન પોતે સમાધાન કરવા આવે તો પણ આજનો

વિદ્યાર્થી તેને પૂછે કે "તમે ભગવાન છો એની ખાતરી શી ?" સત્ય, તપ, શુદ્ધિ, દયા, દાન, બ્રહ્મચર્ય, ઘણા ઓછા થઈ ગયા છે, અને આળસ, અજ્ઞાન, કામ અને ક્રોધનું જોર વધતું જાય છે સંયમ અને નીતિ વગર ભક્તિનો માર્ગ ખુલ્લો થઇ શકતો નથી શ્રીમદ્‌ભાગવતના માહાત્મ્યમાં શરૂઆતમાં કહેલ છે તે પ્રમાણે જ્ઞાન અને વૈરાગ્ય વૃદ્ધ થઈ ગયા છે અને તેની માતા ભક્તિ યુવાન હોવા છતાં જર્જરિત થઈ છે આ બાબત એટલી સ્પષ્ટ દેખાઇ આવે છે કે તે માટે વધારે કહેવાની જરૂર રહેતી નથી

છતાં પૃથ્વીનો ભાર શેષ ઉપર છે નામરૂપ જતાં બાકી રહે તે સચ્ચિદાનંદને શેષ કહે છે તેણે પૃથ્વીને છોડી દીધી નથી તે દયાળુ છે, ને પ્રત્યક્ષ દેખાતા વિરુદ્ધ ધર્મમાં તેની કૃપા ચાલુ હોય છે તે કારણને લઈને અસત્યની વચ્ચે સત્ય જોર કરી શકે છે, ક્રોધની વચ્ચે પ્રેમ જાગી ઊઠે છે, અન્યાયની વચ્ચે ન્યાય ઊગી નીકળે છે અને અન્તે સત્યની, સાચા પ્રેમની, ભગવાનની શક્તિની જીત ચોક્કસ થાય છે. અને એવો વખત નજીકના જ ભવિષ્યમાં જરૂર આવવાનો છે કે જ્યારે આત્મજ્ઞાનની, ભક્તિની એટલે સાચા જ્ઞાનની અને સાચા સુખની કિંમત થશે જેમ ખાદીનો ઉપયોગ ભૂલાઇ જવાથી પાછી તે જાણે નવી શોધ થઇ હોય તેમ લાગે છે, તેમ ભૂલાઇ ગયેલું સત્યજીવન નવા રૂપમાં પાછું આવવાનો પૂરો સંભવ છે, તેને માટે જેવા સંજોગો જોઇએ તેવા ઉત્પન્ન થવા માંડશે, તેને માટે જેવા ઉપદેશકો જોઇએ તેવા જન્મ લઈ તૈયાર થશે ભગવાનના વૈકુંઠમાં સાચા સેવકોની ખોટ નથી અને જ્યારે જેની જરૂર પડે છે ત્યારે તેવા તેવો જન્મ લઈ પોતાનું કામ કરી ચાલ્યા જાય છે

કોઇને એમ પણ પ્રશ્ન થાય છે કે ત્યારે હાલમાં એવા સાચા માણસો કેમ જન્મ લેતા નથી ? પણ હાલમાં સમાજ માત્ર માથાનું

સુખ વધારે આપી શકે તેવી છે, તેથી હાલ સટ્ટાવાળા અથવા વકીલો અથવા એવા ધંધાવાળા વધારે જોવામાં આવે છે. એવાં નવાં પ્રાણી હાલની સમાજને લાયક હોવાથી જન્મેલાં છે. જ્યારે સમાજને સાચા જ્ઞાનની અને સાચા પ્રેમની ભૂખ લાગશે, ત્યારે તે માલ આપનારા વેપારીઓ પણ ઉત્પન્ન થવા લાગશે.

શાસ્ત્રોમાં કહેલ છે કે નારદજી કોઈ જગ્યાએ કજીઆ ઉત્પન્ન કરાવે છે અને કોઇ જગ્યાએ ભક્તિ વધારે છે. સમાજની ગેરવ્યવસ્થા થવા લાગે ત્યારે જ્યાં જે કામની જરૂર પડે, ત્યાં બ્રહ્મા પોતાના પુત્ર **નારદજીને** મોકલે છે. સમાધિ ભાષામાં નારદજીને Intuition-પ્રજ્ઞાન કહે છે, તે નવાં નવાં રૂપ પણ ધરી શકે છે. વળી કલ્કિના અવતારની આગાહી માનીએ તો પણ તેનો ઘોડો બહુ વેગવાળો, કલ્કિના પહેલાં ઉત્પન્ન થવો જોઇએ અને તે Horse power-અશ્વશક્તિના રૂપમાં સમાજમાં દાખલ થઇ ગયો છે.

સંસારના દુઃખનો મુખ્ય હેતુ ખોટો મોહ છે, અને તે ખોટા મોહનું ખરૂં કારણ ખોટી વિદ્યા છે. ખોટી વિદ્યાથી અજ્ઞાન વધે છે અને તે બધા અનર્થનું મૂળ છે. જેવું જ્ઞાન હોય છે તેવી ઇચ્છા થાય છે, અને જેવી ઇચ્છા થાય છે તેવાં કર્મ થાય છે; તેથી સારાં કર્મ માટે સારૂં જ્ઞાન મળે એ ખાસ જરૂરી સાધન છે.

જીવ જન્મે છે ત્યારે તેને ખબર નથી કે પોતે જન્મ્યો. પહેલાનાં કર્મથી પ્રાપ્ત થયેલ દેહ વગેરેને અહંભાવથી પૂર્ણ-પણે સ્વીકારી લેવું એ જીવનો જન્મ છે. અને તે વખતે પહેલાંનાં શરીરોનું વિસ્મરણ થાય છે. તે સિવાય જીવનનો વાસ્તવિક જન્મ થતો નથી. જેમ સ્વપ્નમાં પોતાનું જાગ્રત જીવન હયાત હોવા છતાં પણ તેને ભૂલીને પોતાને અપૂર્વ એટલે નવો જીવ માની બેસે છે, એટલે પોતાને જેવો દેખે છે એવો સાચો માની બેસે છે; તેમ જાગ્રતમાં પણ પોતાનો આનંદ રૂપ આત્મા પ્રાપ્ત છતાં તેને ભૂલીને

પોતાને અપૂર્ણ એટલે નવો જીવ માની બેસે છે, તેમ જાગ્રતમાં પણ સાચા જ્ઞાનથી જોતાં બહારઅંદરનો ભેદ ન હોવાં છતાં તેવો ભેદ ભૂલથી સાચો થઈ જાય છે.

વળી વધારે મુશ્કેલીનું કારણ તો એ છે કે એવા અજ્ઞાનમાં પડેલાનો સંગ બહુ રહે છે, તેથી ભૂલ શોધવાનું કામ બહુ કઠણ થઈ પડે છે પશ્ચિમની વિદ્યા દેહમાં થયેલી આત્મબુદ્ધિ દૂર કરી શકતી નથી. સૌને પોતપોતાનું સુખ લેવું ગમે છે, અને દેહ હું છું એમ નક્કી થયું એટલે દેહને સુખ આપવામાં ઘણાનું આખું જીવન ચાલ્યું જાય છે. આવી મોટી ભૂલ માત્ર સત્સંગથી દૂર થઇ શકે છે. હજારોમાં કોઇ જ આ માર્ગે ચડે છે, એટલે કે અજ્ઞાન દૂર કરવાનુ સાધન કરે છે; અને તેમાં પણ કોઇક જ ફળ મેળવવા સુધીની દશા પ્રાપ્ત કરી શકે છે.

યુરોપમાં હાલમાં જે લડાઈ ચાલે છે તેવી લડાઈમાં લડવું એ સહેલું છે. તેમાં રાગ દ્વેષ જીતવા પડતા નથી; ઘણા માણસો હોય તેથી ઉત્સાહ રહે છે; સાથે બેન્ડ વાગતાં હોય છે, ન્યુસપેપરો અને રેડીઓમાં પોતાનાં વખાણ આવ્યા કરે છે; પણ પોતાના સ્વભાવ પ્રમાણે લડાઈ કરીને માયાનો સ્વભાવ જીતીને આત્માનો આનંદ લેવો એ અઘરૂં કામ છે, તેમાં રાગદ્વેષ જીતવા પડે છે; માટે એકલાનું તે કામ છે; તેમાં કોઈ વખાણ કરવાવાળા મળતા નથી. છતાં જેઓ આ અંદરનું યુદ્ધ જીતી શકે છે તેમનુ સુખ જ કાયમ રહી શકે છે.

એવા કામ માટે એરોપ્લેન કે બોમ્બની જરૂર નથી, પણ જ્ઞાનવૈરાગ્યયુક્ત ભક્તિની જરૂર છે. એવી ભક્તિ જે કરે છે તેને કલિયુગના દોષ અસર કરી શકતા નથી. એવા ભક્તો નિર્ધન છતાં પણ ધનવાન છે. જ્યાં લક્ષ્મીના પતિનો અનુભવ મળે છે, ત્યાં સુખ મળે છે, ત્યાં બહારના ધનની કિંમત રહેતી નથી. ભક્તિ એ હિંદનું સાચું ધન છે, અને તેથી બીજા દેશો જીતીને ખોટું ધન મેળવવાની મહે·

નત આ દેશના લોકોએ કરેલી નથી. ખરા આનંદના રસમાં પોતાના દેહ કે ઘરનું પણ ભાન રહેતું નથી, તો પોતાના નાના દેશનું ભાન શી રીતે રહી શકે ? આવા ભક્તને વિશ્વ એ પોતાનું ઘર બની જાય છે. બધા લોકમાં તે પોતાની ઇચ્છા પ્રમાણે ફરી શકે છે કારણ કે તેના વિરોધમાં કોઈ રહેતું નથી. હાલ જેને સ્વદેશાભિમાન કહે છે તેમાં કોઈ બીજા સામે રહી જાય છે અને તે સામેવાળા કોઈ કોઈ વાર હેરાન કર્યા વગર રહેતા નથી. જેના વિરોધમાં કોઈ રહેતું નથી એવું સ્વરાજ્ય મેળવવા તરફ આર્યોની વિદ્યાનું લક્ષ્ય હતું.

જાપાન, જર્મની અને ઈટાલી પણ હાલ નવો ઓર્ડર—નવી વ્યવસ્થા માગે છે. વેપારીઓનાં રાજ્યોએ પ્રજામાં અજ્ઞાન વધારીને વિષયના ભોગી બનાવી દીધેલ હોવાથી હવે આત્મજ્ઞાન વધારી બધા વચ્ચે પ્રેમ ઉત્પન્ન થાય, ઈંદ્રિયો ઉપર સંયમ ઉત્પન્ન થાય એવા નવા ધર્મની જરૂર જણાવા લાગી છે. વેપારીનાં રાજ્યોએ અને સાયન્સના સંચાઓએ બધા દેશોને નજીક લાવી મૂકયા છે પણ હવે તેમનું કામ પૂરું થયું છે, હવે વેપારીઓનાં રાજ્યોની જરૂર રહી નથી. હવે પરસ્પર પ્રેમ વધે તેવા ઓર્ડરની—તેવી વ્યવસ્થાની જરૂર છે અને તે માટે બધા દેશોમાં રહેલ પવિત્ર હૃદયવાળા સાધુ પુરુષોની સલાહની, મદદની જરૂર પડશે. તેઓ નિઃસ્વાર્થ હોવાથી સાચો માર્ગ બતાવી શકશે, અને હંમેશને માટે લડાઈ અટકાવવાના ઉપાય શોધી શકશે. તેમની મદદ વગર માત્ર સ્વાર્થી દેશોના સ્વાર્થી નેતાઓની મંડળીના કાચા ઠરાવોથી જગતમાં શાન્તિ રહી શકશે નહીં. તે ઉપરાંત ન્યુસપેપરો, રેડીઓ, કેળવણી, સીનેમા વગેરે જે હાલ રાગદ્વેષ વધારે છે, તેમનો ઉપયોગ રાગદ્વેષ ઓછા થાય તેવી રીતે કરવો પડશે. માણસના હૃદયની અંદર જો રાગદ્વેષ રહે તો તેને બહાર કહાડવા માટે બહારની લડાઈની જરૂર પડશે; અંદર જો રાગદ્વેષ ન રહે તો બહારની લડાઈનું કારણ રહે નહિ.

પણ જ્યાં સુધી પ્રજાના પ્રારબ્ધમાં દુઃખ હોય છે ત્યાં સુ
ઊંચા વિચાર સૂઝતા નથી, તેથી કોઈ મહાપુરૂષને જન્મ લેવાની જ
પડે છે. જગતમાં જે ખરા અને સારા ફેરફાર થયા છે તે થોડા મહ
પુરૂષોની આત્મશક્તિથી થયા છે; પણ સમાજનાં માણસો પાછળ
તેમના આદર્શો બગાડી નાખે છે, તેથી ઘણાં કારખાનાની જરૂર નથ
પણ ઘણા ભક્તોની જરૂર છે. જે જ્ઞાન નિશાળ અને કોલેજમાં મળત
નથી, તે મહાત્માઓ પાસેથી વિનામૂલ્યે મળે છે. શાસ્ત્ર પ્રમાણે તો ?
દેશમાં ખરા સાધુ મળતા નથી તે દેશમાં રહેવું નહિ એમ માનેલ છે.

ખરૂં સુખ ઇંદ્ર પાસે નથી, અને ચક્રવર્તી રાજા પાસે પણ નથી. ખર
સુખ વૈરાગ્યવાન અને જ્ઞાની-ભક્ત પાસે છે. હાડકાં, માંસ અને લોહીથ
ભરેલા નશ્વર દેહમાં મમતા છે ત્યાં સુધી ખરૂં સુખ દૂર જ રહે છે
માત્ર હજાર બે હજાર વર્ષની અથવા બસોચારસો વર્ષના રાજની
રમતથી ખરૂં સુખ મળી શકતું નથી. આ મળમૂત્ર ભરેલ શરીરમાંથી
અને વૃદ્ધાવસ્થાથી અને મરણને પ્રાપ્ત થનાર શરીર જેવા સાધનમાંથી
જે સુખ લેવા ઇચ્છે છે, તેને સાચું સુખ શું છે તેની ખબર નથી. આ
સંસારરૂપી સાગરમાં બીજા ચાલે તેમ ચાલે, તેમ ચાલવાથી જીવનનું
રહસ્ય સમજાશે નહિ. મહાત્માઓ જે રીતે ચાલે છે તેમના જીવનનું
અનુકરણ કરવું જોઇએ; તે સાચા સુખનો માર્ગ બતાવનાર નાવિક
છે. પરીક્ષામાં કેટલાક વિદ્યાર્થીઓ પરીક્ષા આપવા બેઠા હોય તે વખતે
બીજા શું લખે છે તે જોવા બેસીએ તો આપણા પ્રશ્નનો જવાબ લખ-
વાનો વખત નકામો જાય છે. માટે સૌએ પોતાની મુશ્કેલી દૂર કરવાની
છે. જમતી વખતે ભેગા થઈ જમી શકાય છે પણ મરવામાં ભેગા મરી
શકાતું નથી. અને સાચો પ્રેમ પણ ભેગા થઇને લઈ શકાતો નથી.
સાચું સુખ અને સાચું જ્ઞાન થોડા સત્સંગીઓની મંડળીમાં ઉત્પન્ન
થાય છે. ત્યારે કોઈ એમ પણ કહેશે કે પોતાના સુખની જ પરવા કરવી
એ તો સ્વાર્થ થયો પણ એ પ્રશ્ન ખોટી વિદ્યાના સંસ્કારથી ઉત્પન્ન થાય

છે. આ સંસારમાં ચાર પ્રકારના સ્વાર્થ છે તેને ધર્મ અર્થ, કામ અને મોક્ષ એ પ્રમાણે કહે છે. તેમાં મોક્ષ એ મુખ્ય સ્વાર્થ છે, અને તેથી તે મેળવવાનો પ્રયત્ન એ મુખ્ય પુરૂષાર્થ કહેવાય છે. પહેલા ત્રણ પુરૂષાર્થનું ફળ અનિત્ય છે અને ચોથા પુરૂષાર્થનું ફળ નિત્ય છે. માટે માણસના જીવનનો હેતુ સમજ્યા વગર જીવન શરૂ કરવાથી જીવનને અંતે સુખને બદલે દુઃખ નજરે પડે છે, અને તે દુઃખનો અંત જણાતો નથી.

તેથી જ શાસ્ત્રોમાં કહેલ છે કે સો કામ પડતાં મૂકી જમી લેવું, હજાર પડતાં મૂકી સ્નાન કરવું, લાખ પડતાં મૂકી દાન કરી લેવું અને કરોડ કામ પડતાં મૂકીને હરિનું સ્મરણ કરી લેવું. સામાન્ય સંજોગોમાં પોતાની ફરજ જાણી શકાય છે. પણ બે ત્રણ ફરજ એક જ વખતે ઉત્પન્ન થાય ત્યારે તેમાંથી ઊંચી ફરજ શોધી કહાડી તે પ્રમાણે પોતાનું જીવન ગોઠવવું એમાં બુધ્ધિવાનની બુધ્ધિની કસોટી છે. તે કસોટી સમજીને પ્રલ્હાદે ભક્તિ વધારવા માટે પિતાનું કહેવું માન્યું નહીં, ભરતે માતાનું કહેવું માન્યું નહીં, મીરાંબાઈએ પતિનું કહેવું માન્યું નહીં, બુધ્ધે રાજ્ય અને સ્ત્રી પુત્રો છોડયાં, વિભીષણે ભાઈને છોડયો, બલિરાજાએ ગુરૂને છોડયા; અને હાલના કાળમાં ત્રીસ વર્ષ પહેલાં શ્રી અરવિંદ ઘોષે ભક્તિ વધારવા માટે કોંગ્રેસને અને દેશ સેવાને છોડી; તેમ જ તેમના પ્રાંતના બીજા નેતા શ્રી સુભાષબાબુએ પણ કોંગ્રેસને છોડી. પહેલાં ચાર પાંચ દષ્ટાંતો સ્વામી રામતીર્થજીએ પોતાનાં વ્યાખ્યાનમાં આપેલાં છે. વળી શાસ્ત્રમાં એમ પણ કહેલું છે કે કુટુંબના લાભ માટે પોતાનો લાભ જતો કરવો, ગામના લાભ માટે કુટુંબનો લાભ છોડવો, દેશ માટે ગામનો લાભ છોડવો, અને આત્માના લાભ માટે પૃથ્વીનું રાજ્ય પણ છોડી દેવું. ભર્તૃહરિ, ગોપીચંદ, ભરત, રામ વગેરેને રાજ્યની કિંમત આત્માની કિંમત કરતાં બહુ અલ્પ લાગી હતી. એ બધા

મહાન સુખ પ્રાપ્ત કરવા માટે હલકા સુખવાળા જીવનમાંથી નીકળી ગયા છે.

તે છતાં હાલ બુદ્ધિનું પ્રમાણુ વધી જવાથી ઘણા એમ પણ પ્રશ્ન કરે છે કે જીવન સુધારવા માટે કોઈક સારૂં સાચું પ્રમાણુ તો શોધવું જ પડશે. અને જો શાસ્ત્રોમાં આપેલ મહાત્માના અનુભવો પ્રમાણુ રૂપે નહિ માનવામાં આવે તો તેનાથી ઊંચું બીજું પ્રમાણુ મળવું મુશ્કેલ છે. તેઓને બીજે કોઈ ઠેકાણે શ્રદ્ધા બેસશે નહીં.

ભેદબુદ્ધિ ગયા વગર સુખ મળવાનું નથી; કારણ કે ભેદબુદ્ધિવાળાને કોઈક સામે રહી જાય છે અને જે સામે રહે છે તે કોઈ વખત વિઘ્ન કર્યા વગર રહેશે નહિ. We cannot increase in any of our powers or faculties of life unless we constantly make the effort to understand even more and more clearly what we are in completeness or wholeness of our nature, while our brain is turned only to the lower and slower vibrations of the practical and divided affairs of our material Sense-life, it is not able at the same time to receive the higher and finer vibrations of Cosmic mind.

બ્રહ્મભાવ અથવા આત્મભાવ જાગ્રત થયા પછી આખું જગત પોતાના સ્વરૂપે અનુભવમાં આવશે. હિંદનાં વિદ્યાકળા, દરેક માણસને તેની ઇચ્છા હોય તો પ્રેમ વધારીને આખા જગતનું રાજ્ય મેળવવાનો રસ્તો બતાવે છે અને યુરોપની વિદ્યા દુશ્મનો વધારીને આપણું જીવન હલકું કરી નાંખે છે.

સાચું સુખ મેકોલેએ શરૂ કરેલી ઇંગ્રેજી કેળવણીથી મળવાનું નથી માયારૂપ પિશાચિનીએ જે ઘોર અંધકાર ફેલાવી દીધેલ છે, અને ખોટા

સુખમાં તથા ખોટા જ્ઞાનમાં અસંખ્યને મૂકયા છે તે અંધકારરૂપી નિદ્રામાંથી ઊઠીને જાગ્રત થવા માટે માત્ર આર્યોની અધ્યાત્મવિદ્યા સાધનભૂત થાય એમ છે. તે વિદ્યા પ્રમાણે હાલના સંજોગોમાં માણસ કેમ પોતાનું જીવન સુધારી શકે તે બતાવવું, તે હાલના કાળના મહાત્માઓનું કામ છે. જેને વારંવાર જન્મ લેવાની ટેવ પડી ગઇ છે, તેમને એક રોગ થયો છે; એ રોગ દૂર કરવાનું ઔષધ જ્ઞાન–વૈરાગ્ય પૂર્વક ભકિત છે. એવી ભકિતનું સ્વરૂપ જો કે શ્રીમદ્ ભાગવતમાં સારી રીતે સમજાવેલ છે અને તેનાથી પરીક્ષિત રાજાને ૭ દિવસમાં મોક્ષ થયેલ છે. તો પણ દરેક કાળે નવી નવી પ્રકૃતિનાં માણસો જન્મેલાં હોવાથી તેમને નવીનવી જાતની શંકાઓ થયા કરે છે અને તેથી ભક્તિ-તત્ત્વ નવી નવી રીતે નવાં દૃષ્ટાંતોથી સમજાવવાની જરૂર પડે છે.

સંસારમાં સુખદુઃખ સાથે રહે છે. જો સંસારનું દુઃખ ન જોઇતું હોય, તો સંસારનું સુખ પણ છોડવું જોઇએ. સંસારનું સુખ માયિક છે. તેની સાથે દુઃખ રહેલું જ છે. તેથી સંસારનાં સુખ એમને એમ રાખીને ભકિત થઈ શકે નહિ પણ ભકિતનું સ્વરૂપ સમજીને ભક્તિ વધે એવી રીતે સંસાર ચલાવવો જોઇએ. ભગવાન બધે છે તેથી સંસારમાં પણ છે, પણ બધું સુખ એ ભગવાનનું સુખ નથી.

The greatest reformers are the reformers of the soul rather than of the body.

જીવન સુધારવા માટે ભકિત એ સાધન છે, તેના નવ પ્રકાર છે.

૧ પરીક્ષિત રાજાએ શ્રવણભકિતથી સાત દિવસમાં મોક્ષ મેળવ્યો છે.
૨ શુકદેવજીએ ભગવાનના ગુણનું કીર્તન કરી ભકિત કરી છે.
૩ પ્રહ્લાદે ભગવાનની સ્મરણરૂપી ભકિત કરી છે.
૪ લક્ષ્મીજીએ ભગવાનનાં ચરણનું સેવન કર્યું છે.
૫ પૃથુરાજાએ સેવાથી ભકિત કરી છે.
૬ અક્રૂરે વંદનથી ભક્તિ કરી છે.

૭ હનુમાનજીએ ભગવાનના દાસ થઈ ભક્તિ કરી છે.

૮ અર્જુને મિત્રભાવે ભગવાનની ભક્તિ કરી છે.

૯ બલિરાજાએ આત્મનિવેદન કરીને એટલે પોતાનું સર્વસ્વ અર્પીને ખરી રીતે જે ભગવાનનું હતું, તે ભગવાનને આપીને ભક્તિ સિદ્ધ કરી છે.

આ પ્રમાણે ભક્તિના અનેક પ્રકાર છે અને અધિકાર પ્રમાણે જેને જે માર્ગ ભાવે તે તે માર્ગ ગ્રહણ કરી પુરૂષાર્થ સાધી શકે છે. અખો ભગત પણ કહે છે કે "સુતર આવે ત્યમ તું રહે, જેમ તેમ કરીને હરિને લહે." એટલે કોઇ પણ રીતે નિત્ય વસ્તુમાં પ્રીતિ વધારવાથી તે પ્રેમ નિત્ય રહે છે. તેનું સુખ પણ નિત્ય રહે છે અને અનિત્ય વસ્તુમાં પ્રીતિ વધારવાથી તે પ્રેમ અનિત્ય રહે છે અને તે પ્રેમથી મળતું સુખ પણ અનિત્ય રહે છે. આ વાત ઘણાએ સાંભળેલી હોય છે છતાં તે વિચારો ઉપર મનન કરીને આત્મસાક્ષાત્કાર તરત થાય એવું જીવન ગોઠવવું તેમાં ખરો પુરૂષાર્થ રહેલો છે. ભક્તિનું ફળ આત્મપ્રસાદ છે.

ભગવાનનું સ્વરૂપ કેવું છે તેનો હવે વિચાર કરીએ,

અપૂર્ણ.

ૐ

# અધ્યાત્મ વર્ણમાળા

લેખક : સ્વા. શ્રી આત્માનંદ સરસ્વતી

કક્કો કર સદ્‌ગુરુની પ્રીત, ચરણકમળમાં રાખી ચીત;
વાટ બતાવે સદ્‌ગુરુ સન્ત, નથી પાધરો પોથે પન્થ;
જે ઇચ્છે નિજરૂપ ખચીત, કક્કા કર સદ્‌ગુરુની પ્રીત.—૧

ખખ્ખા ખરી પ્રીત જ્યાં હોય, કશી કામના અંતર ન્હોય,
મમત્વનો આપી દે ભોગ, 'સદ્‌ગુરુ ઇચ્છા' સાધે જોગ;
પ્રેમમસ્ત આપોપું ખોય, ખખ્ખા ખરી પ્રીત જ્યાં હોય,—૨

ગગ્ગા ગાફલતા ત્યાગવી, પળપળ ચેતનતા રાખવી;
કામક્રોધ ષડ્‌રિપુ છે ચોર, લૂટે આતમધન કરી જોર;
વીરા ! વૃત્તિ સ્થિર રાખવી, ગગ્ગા ગાફલતા ત્યાગવી.—૩

ઘંઘા ઘર અસલી એ જાણ, સદ્‌ગુરુચરણે બ્રહ્મપિછાણ;
વિશ્વ બધું ભાસે શિવરૂપ, સદ્‌ગુરુકરુણા એજ અનુપ;
ઊગે અંતર અનુભવભાણ, ઘંઘા ઘર અસલી એ જાણ—૪

ચચ્ચા ચતુરનું એ એંધાણ, ધ્રુવઆધાર ચલાવે વહાણ;
સદ્‌ગુરુ શબ્દ કસોટી ધરે, અસંગ એ વ્યવહારો કરે;
મૂકે દ્વંન્દ્વનું ખેંચાતાણ, ચચ્ચા ચતુરનું એ એંધાણ;—૫

છછ્છા છત્ર શિરે ઓમ્‌કાર, તો ભવસિંધુતણા શા ભાર ?
વાર પાર ને ચૌદે લોક, બ્રહ્મ ચડવાને કોની રોક ?
સદ્‌ગુરુ શબ્દે સુખદ વિચાર, છછ્છા છત્ર શિરે ઓમકાર—૬

જજ્જા જગતરૂપ જંજાળ, સદ્‌ગુરુઓથે રહીને ટાળ;
સદ્‌ગુરુદષ્ટે સકલ વિનાશ, છૂટે ઐહિક દૈહિક પાશ;
ભુક્તિમુક્તિ સૌ ખોટા ખ્યાલ; જજ્જા જગતરૂપ જંજાળ.—૭

ઝઝ્ઝા ઝીણો વસ્તુ વિચાર, સૂક્ષ્મ બુદ્ધિથી કર નિર્ધાર,
વેળુ મહી વેગળી ખાંડ, કીડી ભખે, ન ફાવે સાંઢ,
**નાઽહમ્‌થી** આવે અધિકાર, ઝઝ્ઝા ઝીણો વસ્તુવિચાર —૮

ટટ્ટા ટેકવ દૃષ્ટિ સ્થિર, પહોચે જ્યાં કો વિરલા વીર,
નામરૂપ ના શોધ્યા જડે, પાછા પછી ન ફરવુ પડે;
અણુલિંગી હો ઉન્મન વીર, ટટ્ટા ટેકવ દૃષ્ટિ સ્થિર —૯

ઠઠ્ઠા ઠીક સમજ રાખવી, તદનુસાર રહેણી રાખવી,
સમજણવાળો સદ્ વિદ્વાન, અણસમજુ જાણો હેવાન,
જડી બુટ્ટી આ જાણો નવી, ઠઠ્ઠા ઠીક સમજ રાખવી —૧૦

ડડ્ડા ડહાપણ મૂકી દે, ગુરુ નચવે તેમ નાચી લે,
સદ્‌ગુરુ જાણ સગુણ અવતાર, મેવ્યે સ્હેજે ભવ નિસ્તાર
'હરિગુરુ હરિગુરુ' સતત કહે, ડડ્ડા ડહાપણ મૂકી દે —૧૧

ઢઢ્ઢા ઢોલ વગાડી કહ્યુ તે જનનું આપોપુ ગયુ,
જે અણુલિંગી આશક થયા, લિંગી નામરૂપમા વહ્યા
શ્રુતિનુ હાર્દ એ અણુય યુ, ઢઢ્ઢા ઢોલ વગાડી કહ્યુ —૧૨

તત્તા તીર શબ્દનુ લગે, બીજાથી ડગવ્યો નવ ડગે,
ડગી ગયા તે અધવચ ગયા, મર્યા નહી ને માદા થયા,
માયા ભ્રમ તે જનથી ભગે, તત્તા તીર શબ્દનું લગે —૧૩

થથ્થા થોડામા તુ લહે, કારણ વિણ કાયા શે દહે,
રામવાના ના સ્થાન વિશેષ, કોઈ ન ખાસ દેશ કે વેષ
જ્યા બેઠો ત્યા મશગુલ રહે, થથ્થા થોડામા તુ લહે —૧૪

દદ્દા દેહ ઈંદ્રિયો દમે, મન મર્કટ શુ એથી શમે?
સદ્‌ગુરુ ચરણે કરવી પ્રીત, વશ કરવાની ઉત્તમ રીત,
અન્ય ઉપાયે ભલભલા ભમે, દદ્દા દેહ ઇન્દ્રિયો દમે —૧૫

ધદ્દા ધન્ય પિતા ને માત, સાને જે સમજે આ વાત;
પંડિત પોથાં ખોળી મરે, તોય ન તેનું કારજ સરે;
સમજે સીધી જો આ વાત, ધદ્દા ધન્ય પિતાને માત.—૧૬

નન્ના નન્નો એવો ભણો, મોહ પ્રલોભ કશો ન ગણો;
રિદ્ધિ સિદ્ધિ સૌ સમજો સાલ, તપસી લપસી થયા બેહાલ;
લાભ બ્રહ્મનો બાબા ! લણો, નન્ના નન્નો એવો ભણો.—૧૭

પપ્પા પરગટ પામ્યે પાર, વિણપરગટ વાધે વ્યવહાર;
નિશ્ચિત પરગટ નાખી દૂર, કલ્પિત પાછળ પડતા ક્રૂર;
સેવો સદા સદ્‌ગુરૂ ઓમ્‌કાર, પપ્પા પરગટ પામ્યે પાર.—૧૮

ફફ્ફા ફરક જ્ઞાનમાં ગેબ, હરિગુરૂ સમરણ મીઠી એબ;
'હું' નહિ' 'તું' નહિ' 'તે નહિ' સાર, તોયે સદ્‌ગુરૂ સર્વાધાર;
સકલ દશામાં સદ્‌ગુરૂ છે જ, ફફ્ફા ફરક જ્ઞાનમાં ગેબ.—૧૯

બબ્બા બલનું ત્યાં નહિ કામ, હારો તો હાજર છે રામ;
દામચામથી થા ઉપરામ, ઊભય સમજવાં આપદ ધામ;
અળગો સૌથી આતમરામ, બબ્બા બલનું ત્યાં નહિ કામ—૨૦

ભભ્ભા ભવનું ભટકણ જાય, નૌકા નામ તણી લેવાય;
શ્રદ્ધાવિણ ના સાધન જોગ, તર્કવિતર્ક વધારે રોગ;
ગા ગુરુનામ તણો મહિમાય, ભભ્ભા ભવનું ભટકણ જાય.—૨૧

મમ્મા મગ્ન સ્વરૂપે રહે, સદ્‌ગુરૂ શિર તેને શો ભે ?
ફિકરે થાય ફકીરી દૂર, આતમ ! ભૂલ ન આતમનૂર
એ ઉપદેશ અનુપમ લહે, મમ્મા, મગ્ન સ્વરૂપે રહે.—૨૨

યય્યા યતિ સતીની ચાલ, એક ઉપાસન એકજ ખ્યાલ;
પતિમાં સતીની પૂરણ પ્રીત, યતિ લીન નિજઆતમ નીત;
હાલ એક ને ઉભય નિહાલ, યય્યા યતિ સતીની ચાલ—૨૩

માંદા પડયા છેલ્લા ચાર દિવસમાં લગભગ ૨૫૦૦ જેટલા માનાણુઓ મરી ગયા (૮) દિલ્હી વિદ્યાર્થીપરિષદ મા બે કલાક સુધી તોફાની દેખાવો થયા, લાઠીઓ ઉછળી અને પોલીસને મંડપનો કબજો લેવો પડયો (૯) પંજાબના ગુજરાત પ્રાંતની એક જમીનદાર કોલેજના આચાર્ય અને અધ્યાપકોએ સાદાઈનો દાખલો બેસાડવા માટે હવેથી સ્વદેશી પહેરવેશ પહેરવાનો નિશ્ચય કર્યો વિદ્યાર્થીઓ પણ કોલેજના વખત દરમ્યાન સાદો દેશી પહેરવેશ પહેરશે કોલેજમા યુરોપીયન ઢબના પહેરવેશની મનાઈ થઈ છે (૧૦) ભાવ ઔદિચ્ય યુવકસંગનુ વાર્ષિક અધિવેશન રાજકા ગામે થયુ, જ્ઞાતિ સુધારણા, કેળવણી પ્રચાર વગેરે બાબતના ઠરાવો મંજુર થયા (૧૧) અલ્જેરિયા ઘણો જ ગરીબ દેશ છે ત્યાના શિક્ષકો અને સીપાઇનો પગાર લગભગ પાચ રૂપિયા જેટલો જ હોય છે (૧૨) જામનગરમા બધા નાના મોટા હિન્દુ કોમના મંડળોને એકઠા કરી સમસ્ત હિંદુ યુવકદળની સ્થાપના કરવામાં આવી (૧૩) અલીગઢમા શીખ નેતા માસ્તર તારાસિંહના અધ્યક્ષપદે શીખોની પરિષદ ભરાઈ ૪૦ હજાર જેટલા શીખ ભાઈઓ એકઠા થયા તા ૨૦ હજાર જેટલા હિંદુ સ્ત્રી પુરુષોએ શીખ ધર્મનો અંગીકાર કર્યો (૧૪) અંકલેશ્વરના એક દરજીના ઘરમાથી શંકર, પાર્વતી અને ગણપતિની જુની મૂર્તિઓ નીકળી છે (૧૫) હાંસોટના હાસેશ્વર મહાદેવનુ બારણ તોડી ચોરો બાનણના નકુચા, મંદિરનો ઘંટ વગેરે લઈ ગયા મૂર્તિને પણ નુકશાન થયુ છે

( ૩ ) અમદાવાદના રેડીઓ સ્ટેશનથી પ્રો શ્રી જયેન્દ્રરાય દુરકાળે "સારકારિતા" ઉપર વાર્તાલાપ કર્યો તેમણે કહ્યુ કે–"આપણે એક જ ઈશ્વરના બાળકો છીએ, એટલે એક બીજા પ્રત્યે આપણને સ્વાભાવિક પ્રેમ, મૈત્રી અને સહાનુભૂતિ થાય છે આવી સ્વાભાવિક સદ્ભાવનાનો વિકાસ એ સારકારિતાનુ મુખ્ય ચિન્હ છે આવી ભાવના કેળવવાને માટે મુખ્ય પ્રેરક બળ એ છે કે આપણામા ઈશ્વર પ્રત્યેનો ભક્તિભાવ આવવો જોઈએ આખી માનવજાતિ એક પરિવાર છે, એવી માન્યતા દૃઢ થવી જોઈએ

# ગ્રન્થસ્વીકાર

૧ ધર્મ્યામૃતમ-અર્થાત્ શ્રીમદ્ ભગવદ્‌ગીતાનો ૧૨ મો અધ્યાય-શ્રી પરમહંસ વૈદિકમુનિ સ્વામી હરિપ્રસાદજીકૃત વૈદિક ભાષ્ય અને **શ્રી નલિન મ. ભટ્ટ** કૃત ગુજરાતી અર્થ તથા વિવરણ: પ્રાપ્તિ સ્થાન:-**શ્રી નલિન મ. ભટ્ટ** એમ. એ. શીતલામાતાની શેરી વલસાડ-મૂલ્ય રૂ. ૦-૪-૦.

૨ પુરુષોત્તમયોગ-અર્થાત્ શ્રીમદ્ ભગવદ્ ગીતાનો ૧૫ મો અધ્યાય. ભાષ્ય, વિવરણ તથા પ્રાપ્તિ સ્થાન ઉપર પ્રમાણે મૂલ્ય અમૂલ્ય.

૩ अथ पुरुषसूक्तम्-अनुप्रवक्ता **શ્રી નલિન મ. ભટ્ટ**-મૂલ્ય રૂ. ૦-૧-૬.

૪ શ્રીમદ્ ભર્તૃહરિકૃત નીતિશતક:-અનુવાદક ઉપર પ્રમાણે મૂલ્ય રૂા. ૦-૬-૦

આ બધાં પ્રકાશનો કેવલ વિદ્યાપ્રેમને લીધેજ **શ્રી નલિન મ. ભટ્ટે** લખેલાં છે એટલુંજ નહિ, પણ સ્વદેશી કાગળ ઉપર, સ્પષ્ટ અક્ષરથી છપાવવાની, અને બહુ જ થોડી કીંમતે જિજ્ઞાસુઓને મળે તેવી વ્યવસ્થા કરી છે. ભાષા સરળ, ભાવવાળી અને પ્રેરણાવાળી છે; ભગવદ્‌ગીતાનું પ્રત્યેક શ્લોકનું વિવરણ એટલું તો સરળ અને સચોટ છે કે વાંચનાર એકધારો રસ મેળવી શકે; ઉપરાંત વર્તમાન જીવનને બંધ બેસે એવી એની વિચાર શ્રેણી છે. ભગવાનની કૃપા, આત્મસાક્ષાત્કાર, ઈશ્વરનાં દર્શન, ભગવાન એટલે કેવળ કૃષ્ણાવતાર કે રામાવતાર આવી એકદેશી માન્યતાઓમાં જેઓ અટવાઇ પડયા હોય, એમને સાચી સમજણ મેળવવા આ વિવરણ ખાસ વાચવાં જેવું છે. નિરાકાર કે સાકારનો વિરોધ, જગત સત્ય કે અસત્ય, જીવ બ્રહ્મનો ભેદ છે કે અભેદ-આવી ઝીણવટનો વિચાર કર્યા વિના

પણ જો કોઈ જિજ્ઞાસુ આ વિવરણનો જીવનસુધારણામાં ઉપયોગ કરે તો એને અવશ્ય લાભ થાય એમ છે; મુક્તિની વ્યાખ્યા કયા સંપ્રદાય કે મતની સાચી એ વિષયમાં હજારો મતભેદ છે ને રહેશે, પણ જિજ્ઞાસુએ જ્યાં પ્રથમ ભગવદ્‌ભાવને જીવનને ઊતારીને આત્મદર્શનની યોગ્યતા કેળવવાની છે એમને માટે ગીતાનું આ વિવરણ બહુ સારું છે

પુરુસૂક્તનો ગુજરાતી ભાષાનુવાદ, તેમજ ભર્તૃહરિના નીતિશતકનો અનુવાદ તો સંસ્કૃત શીખનારાને પણ ખૂબ ઉપયોગી થઈ પડે એવો છે. અમે લેખક પ્રકાશકના સાહસને ઉત્તેજન મળે એમ ઇચ્છીએ છીએ.

## સ્વા. સ્વયંજ્યોતિ, તીર્થકૃત પુસ્તકો

**किरणकलाप**—વૈરાગ્યની વિકાસ પામતી ભાવનામાંથી લખાયેલાં, પ્રાર્થના અને પ્રકૃતિમાં પરમાત્માના દર્શનદ્વારા પરમપદ પ્રતિ વાળનારાં કાવ્યોનો સંગ્રહ.

**કિંમત આઠ આના**

**भर्गदर्शन**—જ્ઞાન, વૈરાગ્ય, ભક્તિ અને વિશુદ્ધ અદ્વૈત ભાવનાને પોષણ આપનારાં ઉપદેશપૂર્ણ ભજનોનો સંગ્રહ; આમાંનાં ઘણાં ખરાં પરમહંસ **શ્રી સ્વામી રામતીર્થ**જીનાં અંગ્રેજી તથા ઉર્દુ ભજનોના અનુવાદરૂપે છે.

**કિંમત ૭ આના**

**श्रीसद्‌गुरुस्तुतिशतक**—શ્રી ઇશ્વરાભિન્ન પરમ કરુણાકર શ્રી સદ્‌ગુરુ પ્રતિ અહૈતુકી ભક્તિ વધારી, જ્ઞાનવૈરાગ્યનો બોધ કરનારો અને તત્ત્વમાં તલ્લીન કરે એવો, નિત્યપાઠમાં ઉપયોગી થાય એવો અનુષ્ટુપ વૃત્તમાં ઊતારેલો સ્તુતિસંગ્રહ.

**કિંમત ત્રણ આના**

**श्रीसद्‌गुरुशिक्षाशतक**—શ્રવણ, મનન અને નિદિધ્યાસનના અન્તરંગ સાધનદ્વારા સાધકને તત્ત્વજ્ઞાનનો અધિકાર અપાવી લક્ષ્યબોધ કરાવનારો, ભુજંગ વૃત્તમાં ઊતારેલો શિક્ષાગ્રંથ.

**કિંમત ત્રણ આના**

**मीरां अने राणो**—મીરાંની અહૈતુકી ભક્તિ અને વૈરાગ્યની ચર્ચા કરતો એક અધ્યાત્મજ્ઞાનનો સંવાદ.

**કિંમત બે આના**

વ્યવસ્થાપક :
જ્ઞાનસાધન આશ્રમ
છોટાઉદયપુર, પૂર્વ ગૂજરાત

"વેદાન્ત મનુષ્યોને નકામા અને આળસુ બનાવી દે છે એમ કહેવું
ોટું છે. જેમ જેમ ઊંચું પદ મળતું જાય છે, તેમ તેમ સ્થૂલ કાર્
ંધ પડતું જાય છે. ઉચ્ચ આજ્ઞાધિકારી મનુષ્ય મજૂરોની પેઠે હાથ
ગ ન હલાવતાં માત્ર જીભ ( અર્થાત્ સૂક્ષ્મ ઇન્દ્રિયો ) હલાવે છે.
રન્તુ તેની એકાદ આજ્ઞા પણ હજારો મજૂરોને નાસભાગ કરાવી
કે છે. એ જ પ્રમાણે એક સાચો મહાત્મા જેના વિચાર માત્રમાં જ
ગત્ સ્થિત થઈ રહ્યું છે, તે સાંસારિક કામો તો શું કર્યા કરે, પણ
ભ સરખી યે ન હલાવે, ઉપદેશ પણ ન કરે, તો પણ તેનો સત્ય-
કલ્પ સેંકડો અને હજારો ઉચ્ચ સત્તાધારીઓનાં હૃદયો, જિહ્વાઓ,
ને શરીરોને નાસભાગ કરાવી મૂકે છે, પછી તમે ભલે ગમે તો તેને
ડ, મૂઢ, આળસુ કે એદી કહો, અથવા ચૈતન્યઘન શક્તિનું, મૂળ
બળનું કેન્દ્ર કહો. વહાલા આક્ષેપ કરનાર ! એક વખત જઈને
સાચા અદ્વૈતનિષ્ઠ મહાત્માનાં દર્શન તો કરી આવ. પછી જોઈશું
તારા આક્ષેપો અને તર્કો ક્યાં સુધી ટકી રહે છે."

સ્વા. રામતીર્થ

( લોકોને વેદાન્ત કેમ નથી ગમતું—એ લેખમાંથી )

પહેલું વર્ષ
ત્રીજો અંક

ઑગસ્ટ ૧૯૪૧
શ્રાવણ ૧૯૯૭




उत्तिष्ठत जाग्रत प्राप्य वरान् निबोधत ।
ઊઠો સાધક ! જાગો ને આચાર્યવર મેળવો
આત્મબોધ મળે એવા વિદ્યાવિજ્ઞાન કેળવો



તંત્રી
સ્વા. સ્વયંજ્યોતિ તીર્થ
જ્ઞાનસાધન આશ્રમ
છોટાઉદેપુર, ( પૂર્વ ગૂજરાત )

# અનુક્રમણિકા



卐

# વિનંતિ

ગ્રાહકોને,

૧ પહેલા વર્ષનો બીજો અંક આપની નેવામાં હાજર થાય છે. નમૂના તરીકે મોકલી, ગ્રાહક થવાની આશાએ જેમને પહેલો અંક રજીસ્ટ્રેશન નહોતુ થયુ, એટલે એક આનો ટપાલનો ખર્ચીને રવાના કર્યો હતો, તેમાંના ઘણાઓએ લવાજમ મોકલી આપી ગ્રાહક બનવાનું સ્વીકાર્યું કર્યું છે, બીજાઓએ એક યા બીજા કારણે 'ગ્રાહક નથી થવું' એવી સૂચના આપી છે, અને એક એવો વર્ગ હજુ બાકી રહ્યો છે, કે જેમણે એ બેમાંથી કશું પણ નથી કર્યું. સૌને ધન્યવાદ !

૨ અમે હજુ આ અંક વી. પી. ન કરતાં, એમની સેવામાં અંક તો રવાના કરીએ છીએ. આશા છે કે તેઓ લવાજમ મોકલી આપશે અથવા ત્રીજો અંક વી. પી. થી

મોકલવાની આજ્ઞા કરશે.

૩ અત્યાર સુધી જેઓએ પરિશ્રમ કર્યો છે, જેઓ ગ્રાહક થયાં છે, એક યા બીજી રીતે પ્રચાર કરવામાં નિમિત્ત બન્યા છે, તે સૌ પ્રશંસાને પાત્ર છે.

૪ પણ હજુ આ આખું વર્ષ મહેનત કરવાની છે, વર્તમાનપત્રોમાં કે બીજા સામયિકોમાં છૂટી જાહેરખબર છપાવતા જતાં માસિક પત્ર પર ખર્ચનો બોજો વધી પડે એમ છે. તેથી અત્યાર સુધી જે રીતે પ્રચારકાર્ય થયુ છે, એજ પદ્ધતિથી મિત્રો દ્વારા કાર્ય ચાલુ રહે તો કામ સરલ બન્યા કરશે.

૫ જિજ્ઞાસુઓ તરફથી એની પ્રશંસા આવે છે, સામયિકોએ એની સારી નોંધ લીધી છે, હજુ પણ એના ઉપર સારી ખોટી ટીકા ટીપ્પણીઓ આવશે. બનશે તો એ વાનગી આવતે મહીને આપવા ઇરાદો છે.

લેખકોને,

( ૧ ) વિદ્વાન્ લેખકોને અધ્યાત્મવિદ્યાને પોષક હોય, ધાર્મિક જીવનમાં ઉપયોગી બને એવા લેખો મોકલવા વિનંતી છે. ધાર્મિક વાર્તાઓ, સંત મહન્તોનાં ચરિત્રો-( ખાસ કરીને ગૂજરાત કાઠિયાવાડનાં ) તીર્થયાત્રાનાં વર્ણનો, તીર્થસ્થાનનાં ઐતિહાસિક સંશોધનો, ઐતિહાસિક દૃષ્ટિથી ભિન્નભિન્ન સંપ્રદાયો, પંથો તથા મતોનાં રહસ્યો સમજાવતા લેખો,

જૂના ભકત કવિઓનાં ભજનો અને એના ઉપરનાં વિવેચનો— આ અને આવી જાતના લેખો 'ઉત્થાન' માં લઈ શકાય એમ છે.

## તંત્રીઓને,

(૧) આપને અંકો મોકલાય છે તેની યોગ્ય સમાલોચના લેવડાવશો, અને એ અંક મોકલાવવા કૃપા કરશો. યોગ્ય લાગે તો હમેશાંને માટે વિનિમય તરીકે આપનું સામયિક પણ રવાના કરાવતા રહેશો.

છેવટે સૌને શકય એટલી સહાયતા કરવા વિનંતી છે.

**સ્વા. સ્વયંજ્યોતિ તીર્થ**
જ્ઞાન સાધન આશ્રમ
છોટાઉદેપુર

તોફાન મચાવ્યુ કે તાર, ટપાલ અને રેલ્વેઓના સબંધો તોડ્યા. તૈયાર અંકોનું પાર્સલ વડોદરા પડી રહ્યુ, એક પૈસાને બદલે એક આનો ટપાલ ખર્ચ કરતા પણ ધારેલી તારીખે પહેલો અંક રવાના ન થયો અને જે નિયમિતતા પ્રથમથી જ લાવવાની હતી તેમા વ્યવસ્થા ન રહી, ગ્રાહકો પ્રસંગોને સમજે અને ક્ષમા કરે.

* * *

લેખસામગ્રીમા વિવિધતા લાવવાનો ઉદ્દેશ છે ઘણી નવીનતા લાવવી છે પ્રથમ અંકમા સ્વતત્ર વિચારપ્રધાન લેખો ભર્યા હતા. આ અંકથી શ્રી સ્વામી રામતીર્થની નીતિકથાઓ અને પ્રાચીન મગધી ભક્તકવિ મુકુન્દરાજ પ્રણીત પરમામૃતના ગૂજરાતી અનુવાદનો ઉમેરો થાય છે.

* * *

કદ ન્હાનુ ગખ્યુ છે પણ પૃષ્ઠ ગયે મહીને ૮૪ હતા, આ મહીને પૂરા ૯૬ છે કદ ન્હાનુ રાખવાનુ કારણ એ છે કે પુસ્તકની પેઠે એ સાચવી શકાય, મોટા કદના પહોળા પાનાના માસિકના પૂઠા ફાટી જાય છે, અને માસિક જેવા કાયમ સાચવી રાખવા જેવા લેખ સમહની કિંમત દૈનિક સમાચાર આપતા પત્રોની સાથે આંકવા જતા ઘણાઓના ઘરમા જૂની ફાઈલો સચવાતી નથી તેમાંયે નિત્ય સાચવી રાખવા જેવા અધ્યાત્મજ્ઞાનના લખાણોની પણ એ દશા ન થાય, ગ્રાહકોના પુસ્તકાલયમા બાર મહીને પૂરે ૧૦૦૦ પાનથી પણ વધારે પાનાનુ સુદર વાચન સઘરાય—એ દૃષ્ટિથી પુસ્તકનો આકાર રાખ્યો છે કદ મોટુ રાખીએ તો પાના એના કરતા બીજા માસિકના જેટલા—આનાથી અર્ધાં જ થાય એ સૌએ વિચારવા જેવુ છે ગ્રાહકનો લાભ તપાસીને જ પુસ્તકાકાર રાખ્યો છે, એટલુ જ ટૂકામા કહેવુ છે અને તે સૌ સમજશે એવી આશા છે

* * *

આપણો ચિત્રોનો શોખ પણ વિચિત્ર છે. માસિકમાં ચિત્રો હોવાં જ જોઈએ, એ દૃષ્ટિ રાખવા જતાં તો ઘણે ઠેકાણે એવી મનોવૃત્તિ જોઈએ છીએ કે ધાર્મિક માસિકોમાં પણ કોઈ પણ અવતાર-પુરુષ કે દેવદેવીઓનાં નવનવાં ચિત્રો મૂકવાં, અર્થ વગરના ભાવ ગોઠવવા, અને વાચકોની લેખો તરફ રુચિ વધારવાને બદલે ન્હાનાં બાળકોની પેઠે જાણે ચિત્ર જોતાં જ કરી મૂકવાનાં હોય એવી મનોદશા બહુ વધી પડી છે.

*　　　　*　　　　*

અવતારો, સંતમહંતો, કે દેવદેવીઓનાં સદ્ધર્મપોષક ચિત્રો જોઈ એમનાં ગુણકર્મનું સ્મરણ થાય, એમના દિવ્ય ધર્મનો અંશ આપણા જીવનમાં ઊતરે, સ્વધર્મનું ભાન થાય, પ્રાચીન ધાર્મિક યુગની કલ્પના આપણા બુદ્ધિપ્રદેશમાં ધાર્મિક સ્વદેશભક્તિ તથા પરોપકારી સત્કર્મનો ઉત્સાહ જગાડે, એ આવાં ચિત્રોનો ઉદ્દેશ હોઈ શકે; તેને બદલે ભગવાન એટલે જાણે કોઇ અવતાર જ હોય એમ શ્રીરામચંદ્ર કે કૃષ્ણચંદ્રનાં શૃંગારવેષનાં યૌવનકાલીય નવનવાં ચિત્રો અપાયાં કરે, એ આપણો કેવલ રૂપમોહ જ છે.

ભગવાન્ માનવદેહે આપણી વચમાં ઊતરી આવે અને એ ઉદ્ધાર કરે તો જ આપણો ઉદ્ધાર થાય; આપણે તો દીન, હીન, પામર કંગાલ ભક્ત કે સેવક; આવી મનોદશાએ જનતામાં સાચાં ભગવદ્-ભાવ, ભગવદ્ભક્તિ અને ભગવદ્પૂજનને ભ્રષ્ટ કર્યાં હોય એવું જણાય છે; તેના ફલરૂપે સમસ્ત દેશની હિન્દુ જનતાને અકર્મણ્યતા, પામરતા અને પરાધીનતાના પાશે પશુ કરતાં પણ વિશેષ ઉદરપોષક અને બંધન ભોગવતી કરી છે.

*　　　　*　　　　*

ભગવદ્જ્ઞાન આપણો દિશાસ્તંભ છે, ભગવદ્ભક્તિ આપણું સંકલ્પબલ છે, ભગવદ્પૂજન આપણી જીવસેવા છે, અને ભગવદ્ શરણ એટલે પ્રત્યેક જીવનકર્મ અને કર્મફલમાં ચિત્તની સમતા છે, ભગવાનના આવા દિવ્ય ભાવનો જીવનમાં સંચાર કે વિકાસ નથી થતો, ત્યાં સુધી આપણા હૃદયક્ષેત્રમાં ભગવાન્ કેવી રીતે અવતરે ?

* * *

ભગવદ્શરણ વિના ભગવદ્ભાવ અસંભવિત છે, ભગવદ્ભાવ વિના ભગવદ્જ્ઞાન અશક્ય છે, અને ભગવદ્જ્ઞાન વિના ભગવાનનો અવતાર આકાશકુસુમવત્ છે,—પરંતુ આવા અવતાર વિના, એવી ભગવદ્પ્રાપ્તિ વિના આપણાં દેવદર્શન, કર્મકાંડ, પાઠપૂજા, ભક્તિના આર્તસ્વર, કે કરુણ પ્રાર્થનાઓ કેવળ સૂકા ઝાડને પાણી પાવા જેવા છે.

* * *

ભગવાન્ શબ્દ બોલતા જ કોઈ અવતારી મૂર્તિનું જ સ્મરણ થાય અને એ ભગવાન્ જ આપણા કલ્યાણકર્તા અને ઉદ્ધારક છે, એવી પરાધીન મનોદશા કેવલ અકર્મણ્યતા અને પામરતા જ પોષે છે. પુરુષાર્થ અને સ્વપ્રયત્નથી ભગવાનના દિવ્ય અંશોનો આપણા સમસ્તજીવનમાં જ્યાં સુધી વિકાસ થતો નથી, ત્યાં સુધી ભગવાન્ એમાં પ્રવેશ જ કેવી રીતે કરી શકે ?

* * *

આવશ્યકતા છે આપણાં હૃદયના પરિવર્તનની અને અંતઃકરણમાં આત્મભાવ જાગ્રત કરવાની. આત્મભાવ જાગ્રત કરવા માટે એમાંથી સ્વાર્થનો અંશ નીકળી જવો જોઇએ. 'હું' અને 'મારું' નહિ પણ સમસ્ત વિશ્વ જો ભગવાનનું હોય તો આ શરીર અને આ

અંતઃકરણ, કે જેમાં આપણે એ ભગવાનનું દર્શન કરવા ઇચ્છીએ છીએ, તે પણ ભગવાન્‌નું જ છે એવી સમજણ આવવી જોઇએ.

* * *

ભગવાન્ એટલે કેવળ જ્ઞાનમૂર્તિ, સુખસ્વરૂપ, પરમપવિત્રતા, સંસારના રાગદ્વેષ કે વિષયોના લોભમોહથી મુક્ત, કેવળ લોકહિતના કલ્યાણમાં જ નિરંતર પોતાના ચિત્તને રાખનાર અને પરોપકારની જ સાક્ષાત્ પ્રતિમાઃ એ ભાવ આપણામાં ઊતરે એવું ભગવાન્ ઇચ્છે છે, પણ આપણે એ ભાવ ઉતારવા પ્રબળ પુરુષાર્થ કરવો જોઇએ.

* * *

ભગવાનનો સર્વવ્યાપક ભાવ આપણા અંતઃકરણમાં ખીલ્યા વિના ઉપર લખ્યું રહસ્ય સમજાય એવું નથી, અને એવી સમજણ વિનાનાં ભકિત,પાઠપૂજા, કે કર્મકાંડનું કશું ફળ નથી.જે ભારતવર્ષમાં કરોડો મનુષ્યો રોજ ભગવદ્‌ગીતાનો પાઠ, ત્રિકાલસંધ્યા, નિયમિત દેવદર્શન, યાત્રાભ્રમણ, તીર્થસેવન, સંતમહાત્માઓનો સત્સંગ, એવાં એવાં ભગવદ્‌ભકિત અને ભગવદ્દર્શનનાં અસંખ્ય બાહ્ય સાધનો કરે છે છતાં, પણ જ્યારે ભારતવર્ષની ધાર્મિક કહેવાતી પ્રજામાં કુસંપ, રાગદ્વેષ, અને સ્વાર્થજ સર્વવ્યાપક બન્યો છે એવું પ્રત્યેક સમજુ માણસને દષ્ટિગોચર થાય છે, ત્યારે એનું કારણ એ જ જણાય છે, કે આપણે અંતઃકરણ પવિત્ર નથી કર્યું. ભગવદ્‌ભાવ, ભગવદ્‌ગુણ અને ભગવદ્‌કર્મ આપણા જીવનમાં ઊતારવા, ઓતપ્રોત કરવા, અને ભગવાનનું દર્શન આપણા જીવનમાં પ્રત્યક્ષ અને પ્રતિક્ષણ થાય કે એનો સર્વત્ર પ્રકાશ પડે, એવું આપણું હૃદયક્ષેત્ર ખેડાયું જ નથી.

* * *

ભગવાનનુ દર્શન બે પ્રકારે થાય એમ ભગવાન્ ગીતામા કહે છે

यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति।
तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति॥

ભ ગી અ ૬-૩૦

અર્થ જે મને બધે જુએ છે અને બધુ મારામા જુએ છે તેને મારે હુ નાશ પામતો નથી અને તે મારે માટે નાશ પામતો નથી

* * *

આ ભગવદ્દર્શનનુ ફળ એ ફળ તથા એની પ્રાપ્તિના સાધન કાંઈ જૂદા નથી પ્રથમ ભગવાન એમ કહે છે કે જે મને બધે જુએ છે તેના માટે હુ નાશ પામતો નથી એટલે કે પ્રત્યેક પ્રાણી-પદાર્થના કાળે કરીને બદલાતા જે રૂપ છે, જે નિત્ય નવો નવો આકાર ધરા કરે છે, અને રૂપ બદલાતા વ્યવહારની ખાતર આપણે એને નવા નવા નામ આપ્યા કરીએ છીએ, એ ભગવાનનુ સ્વરૂપ નહિ પણ કેવળ ભગવાનનુ બાહ્ય અગ છે ભગવાનનુ બાહ્ય અગ એટલે તો અચિન્ત્ય, અવર્ણનીય અને અલૌકિક માયાશક્તિ, એ તો એમની લીલા માત્ર છે નટના ભિન્નભિન્ન વેશમા નટનુ વ્યક્તિત્વ એકનુ એક રહે છે, તેમ ભગવાન સર્વવ્યાપક છે, એટલે સમસ્ત વિશ્વના નામરૂપો એમના લીલાશરીર છે, અને સત્વ રજસ્ અને તમોગુણ પ્રમાણે કર્મ કરીને બધો વ્યવહાર ભગવાન્ પોતે જ કરે છે

* * *

આપણે એમને એ ત્રણે ગુણમા ઓળખવાના છે, અને એમને ઓળખવા માટે જ આ બધી જગદ્રૂપી લીલા છે ભગવાનના એક જ ગુણની આસક્તિ આપણને પક્ષપાતી બનાવે છે, સત્વ ગુણને જ શોધવા જતા આપણે એમના રાજસ તામસ સ્વરૂપોનો દ્વેષ કરીએ છીએ,

સત્ત્મૂર્ત્તિના મોહમાં ને મોહમાં ભગવાનના આ વિરાટ સ્વરૂપ જગતનો તિરસ્કાર વધારી પરિણામે સંકીર્ણ મનોદશામાં એવા એકલા અને અટૂલા બની જઈએ છીએ, કે ભગવાનને આ વિશ્વથી દૂર, પાર, કોઈ એકાન્ત, આકાશથી પણ પર પ્રદેશમાં શયન કરતા, બેસી રહેલા, કે સાંસારિક નરનારીઓનાં જેવાં આચરણ કરતા કલ્પી,ઇન્દ્રિયનિરોધ કરી, સૂક્ષ્મ અંતઃકરણમાં એવું જ કોઈ માનસ ચિત્ર ઊભું કરી મિથ્યા એકાન્તપ્રેમી બનવા જતાં વિશ્વદ્રોહી બની જઈએ છીએ.

*　　　*　　　*

આવો એકાન્તરાગ જગતનો તિરસ્કાર ઉપજાવે છે; માનવસમૂહનો ભય પેદા કરે છે અને પ્રેમાળ બનવા સર્જાયેલો માનવ, ઉલટો સમાજ-બીરુ બની દુર્બળ મનોદશાને અધીન બને છે; એટલા માટે ભગવાન્ પ્રથમ સર્વત્ર ભગવાનનું દર્શન કરવા કહે છે.

*　　　*　　　*

એ થાય કે ન થાય ? થાય, અવશ્ય થાય. ભગવાન્ પોતે સત્ય સ્વરૂપ છે એટલે એમનુ વચન અસત્ય હોય જ નહિ; પણ એ પોતે આજ્ઞા કરે છે તેમ એમનું દર્શન કરવાનું છે, એમાં હા—ના કે આપણી સ્વાર્થી વૃત્તિ ન ચાલે. બધામાં એમનું દર્શન કરો, બધા વેષ એમના વેષ, બધાં શરીરો ભગવાનનાં શરીરો, એ ત્રણે ગુણવાળાં શરીરોને જે જે યથાધર્મ જોઈએ તે આપો, એટલે એમનું દર્શન અને એમની પૂજા. એમનું જ નિરંતર મનમાં સ્મરણ, એ જ આપણા અને સમસ્ત સમાજના જીવનમાં ભગવાનનો અવતાર.

*　　　*　　　*

ત્યારપછી ભગવાનમાં બધું જોવાનું કહે છે; એ છે આપણી નિત્યપ્રતિની એકાન્ત ધ્યાનની સાધના. એકાન્તમાં ઇંદ્રિયોને વિષયોથી વાળી લઇ, મનને સંસારનાં સમસ્ત પ્રાણી પદાર્થોનું વિસ્મરણ કરાવી,

ભગવાનના અવતારી દેહનું, એમના જ સ્વરૂપ જેવાં દેવદેવીઓનું, કે એ ભગવદ્દભાવ જેનામાં વિશેષરૂપે આવિર્ભાવ પામી ચૂક્યો છે એવા સંતમહન્તોનું કે કોઈ બ્રહ્મવિદ્દનું સ્વરૂપ અંતઃકરણમાં ઊતારો એમના પ્રતિ અનન્ય પ્રેમ કરો, એમના ગુણ કર્મના કીર્તનો ગાઓ। ભગવાન્ પ્રતિ અનુરાગ ઉત્પન્ન કરો, અને ભગવાન્ કહે છે તેમ એવી ભાવના કરો કે એ ભગવાનમાં જ આખું વિશ્વ સમાયેલું છે

* * *

ભગવાન્ એટલે સાક્ષાત્ બ્રહ્મ, બ્રહ્મનો સંકલ્પ એટલે જ સમસ્ત વિશ્વ, આપણા સંકલ્પમાં—આપણી મમતામાં—આપણા અંતઃકરણમાં જેમ આપણો સંસાર સમાયેલો છે, તેમ ભગવાનનો સંકલ્પ એટલે વિશ્વ તેથી સમસ્ત વિશ્વ ભગવાનના અંતઃકરણમાં છે એવી ભાવના ધ્યાન કરતી વખતે દઢ કરો.

* * *

આપણા નિત્યકર્મમાં આવી સાધના છે, એકાન્ત ગૂઢપ્રદેશમાં કે તીર્થયાત્રાદિ સ્થળોમાં જ્યાં જ્યાં અત્યારે નિત્યકર્મ, ધ્યાન, પાઠપૂજા, કે એવી ધર્મક્રિયાઓને મહત્વ અપાયેલું છે તે એટલા જ માટે કે આપણા અંતઃકરણના ઊંડાણમાં સમસ્ત સંસારના નામરૂપનું મિથ્યાત્વ સમજી અને અનુભવી, કેવળ ભગવાન્ જ સત્ય સ્વરૂપ છે,એવી આપણા ચિત્તમાં અને પ્રાણમાં પ્રતિષ્ઠા કરવાની છે. ભગવાનમાં સમસ્ત વિશ્વ છે, એટલે ભગવાનનું દર્શન વિશ્વમાં અને વિશ્વનું દર્શન ભગવાનમાં એમ સમજવાનું છે

× × ×

કેવળ બાહ્ય દર્શન કરનારો પણ ભગવદ્દર્શનની નિત્યતા સાચવી શકતો નથી, કારણ કે ભગવાનના ત્રિગુણાત્મક સ્વરૂપોની સેવા કરતા કરતા, ભગવાનની માયા અને એના ત્રિગુણાત્મક કર્મો એવા છે કે

આપણને નિત્ય ભુલાવામા નાખે છે, આપણે પોતે ત્રિગુણાત્મક, એટલે ત્રિગુણ અને એના કર્મ જોવા અને અનુભવવા જ ટેવાઇ ગયા છીએ, તેથી જો વિરાટની સેવા જ કર્યા કરીએ તો ભગવાનને ભૂલી વિશ્વને જ જોયા કરીએ અને રાગદ્વેષ વધે, દેહાધ્યાસ દૃઢ થાય, જન્મ-મરણની સાકળીના આકડા વધે અને આ ઘટમાળને અત જ ન આવે

*　　　*　　　*

એટલે ભગવદ્દર્શન આતર અને બાહ્ય એમ બન્ને પ્રકારે કરવુ જોઈએ, નિત્યપ્રતિ ધ્યાન દ્વારા એકાન્તમા પોતાના અંત કરણમા આતર દર્શન એટલે આત્મદર્શન અને બાહ્ય સમસ્ત વિશ્વના પ્રાણી પદાર્થ ભગવાનના જ સ્વરૂપ છે એમ અનુભવી એમની સેવારૂપી કર્મયોગ એ ભગવાનનુ બાહ્ય દર્શન.

×　　　×　　　×

બન્ને પરસ્પર એક બીજાના પોષક છે, વિરોધી નથી, સમજો કે આપણે ધ્યાનમાં બેઠા છીએ, ત્યા જે ભગવાનનુ સ્વરૂપ નિહાળવા ઇચ્છીએ છીએ તે સ્થિર થતુ નથી અને બીજા દશ્યો આતરદૃષ્ટિ સમીપ આવે છે, તો તરત જ આપણને આપણુ બાહ્ય ભગવદ્દર્શન સહાયતા કરશે, તરત જ આપણે વિચારી શકીશુ કે બધુ ભગવદ્મય છે, કોને કહાડુ ? અને કોને રાખુ ? આવી પ્રેમમય ભાવનામા ચિત્ત તરત જ ભગવદ્ભાવથી ભરાઈ જશે અને ભગવાનનુ જે વિશુદ્ધ, નિરાગર, નિરજન, સચ્ચિદાનદ આત્મસ્વરૂપ છે એના ભાવથી અત કરણ એવુ તો રેલમછેલ થઇ રહેશે કે કશા સકલ્પ વિકલ્પ નહી રહે,—અને ભગવાન સચ્ચિદાનદ સ્વરૂપ છે એનો અનુભવ થશે-દર્શન થશે.

×　　　×　　　×

આ આતર આત્મદર્શન ચિત્તમા ભગવાનનો આનદ જમાવશે, એનાથી આત્મબળ વધશે, એટલુ જ નહિ પણ એ આત્મબળ પવિત્ર

હશે, એનાથી મન અને ઇંદ્રિયો તૃપ્ત રહેશે, ભગવાનના આનંદથી મન અને ઇન્દ્રિયો તૃપ્ત રહેશે એટને વિષયોનો આનંદ નીરસ લાગશે ખપ પૂરતો જ શરીર વિષયોનો ઉપયોગ કરશે શરીર દ્વારા ભગવાનની સેવા કરવાની છે માટે એને પવિત્ર અને નીરોગી રાખવું એ સ્વધર્મ છે એમ સમજાશે, વિષયના રોગી આનંદ અને આત્માના વિશુદ્ધ આનંદની સરખામણી થશે એટલે જીવન પવિત્ર થશે વ્યવહાર સુધરશે અને અંદર આનંદની સ્થિરતા રહેશે એટલે દિવસભરના વ્યવહારમાં જ્યાં ભગવાનના બાહ્ય દર્શનરૂપી કર્મયોગના પગથીઆ જેવી લોકસેવાનો સ્વધર્મ બજાવતાં જે દ્વંદ્વો સાથે યુદ્ધ કરવું પડે છે એની કશી અસર ચિત્ત ઉપર નહિ થાય કારણ કે ભગવાન્ અંદર અખંડ અને સચ્ચિદાનંદ સ્વરૂપ નિત્ય નિરંતર વિરાજમાન છે

*　　*　　*

આ બેમાંથી જે કેવળ એકમાર્ગી બને છે તે સાચો સાધક નથી અવતારોના લીલાચરિત્રો, આચાર્યોના પુણ્યકાર્યો, સંતમહન્તોની જીવનકથાઓ, દેશવીરોની બોધક વાર્તાઓ આપણને શીખવે છે અને સમજાવે છે કે ભગવાન્ સર્વત્ર છે, દેહપોષણ, કુટુંબપોષણ, કે પોતાની જ કીર્તિ માટેનું અભિમાનપોષણ એ શુદ્ર ધર્મ છે નીચા તિનીચ નિંદ્ય જીવન છે

\+　　\+　　\+

લોકસેવા એ ઇશ્વરસેવા છે, ઈશ્વરસેવામાં જ ઈશ્વરદર્શન છે, ભગવાન્ સર્વત્ર છે તો જેમ આપણા અંતરના ઊંડાણમાં એ સચ્ચિદાનંદ સ્વરૂપે છે, અને એનું મંગળ દર્શન આપણે એમાં કરીએ છીએ કે કરવાનું છે, તેવીજ રીતે સર્વ દેહોમાં એ સર્વવ્યાપક હોવાથી સચ્ચિદાનંદ રૂપે વિરાજમાન છે, એવો જાતે અનુભવ કરવો, અને બીજાને કરાવવો—એ આપણી બ્રહ્મવિદ્યાનો આદર્શ

×　　×　　×

એ આદર્શ પ્રમાણે આપણો આચાર ધર્મ ગોઠવાયો છે. વ્યવહારનું બાહ્યાંગ જો આપણામાં બ્રહ્મધર્મ ન લાવી શકે તો આપણો આચાર ખોટો છે; ધર્મ ખોટો નથી; શાસ્ત્રોની વિદ્યા ખોટી નથી; એ રહસ્ય ઊંધું કે ખોટું નથી; પણ આપણી સમજણ ખોટી છે.

\+ \+ \+

ભગવાનનું આવું આંતરબાહ્ય દર્શન એટલે જ ભગવાનની આપણા અંતરમાં અને બાહ્ય સર્વત્ર નિરંતર હાજરી, જ્યાં જ્યાં જઇએ ત્યાં ત્યાં બધે ભગવાન, અને બધે ભગવાન એટલે ભગવાનની નિત્યતા; એ નિત્યતા એ જ એનું અવિનાશીપણું; આવું ઇશ્વર-દર્શન જે કરે એને માટે ભગવાન કહે છે કે હું કદી નાશ પામતો નથી.

× × ×

ભગવાનનો વાસ્તવિક નાશ ન હોવા છતાં પણ ભગવાનનો નાશ આપણે આપણા અજ્ઞાનથી કર્યો છે. આપણું આ અજ્ઞાન દૂર થાય એ જ ભગવાનનું અવિનાશીપણું આપણે પામવાનું છેઃ અને ભગવાન્ સર્વવ્યાપક છે, એટલે ભગવાન્ જ બધું છે, આવો અનુભવ થાય એટલા માટે જ વેદધર્મમાં જન્મથી મૃત્યુ સુધી અને મરણ પછીની શ્રાદ્ધાદિ ઉત્તરક્રિયામાં પણ બધું કર્મકાંડ ભગવદ્-ભાવથી અને ભગવાનના નિમિત્તથી કરવાનું કહ્યું છે.

× × ×

બાહ્ય પ્રદેશના આવા ભગવદ્દર્શન વિના જ આપણને દુઃખ સાંપડે છે. સ્વા૰ રામતીર્થ કહે છે કેઃ—"જ્યાં સુધી જગતના પદા-ર્થોને સાચા માન્યા છે (એને ભગવદ્રૂપે નથી જોયા)અને એમાં જ ચિત્ત રમી રહ્યું છે ત્યાં સુધી તમે ગમે તેટલું માથું ફોડશો તો પણ એ પદાર્થ પ્રાપ્ત થવાના નથી અને કદાપિ પ્રાપ્ત થશે તો પણ સુખ નહીં આપે. જ્યારે આપણા પુરુષાર્થથી એ પદાર્થમાંથી ચિત્ત (એમાં ભગ-

વદ્ભાવ પામીને ) ઉપનામ થાય છે, અર્થાત્ આત્મારૂપી અગ્નિકુંડમાં એ પદાર્થ પડે છે, મનમા તેનો નાશ થઈ જાય છે, ત્યારે સ્વાભાવિક્જ ઈષ્ટ પદાર્થો હાજર થાય છે હિમાલય કદાચિત પવનના વાવ-ટોળથી દડાની પેઠે ઉછળવા માંડે તો ભલે, પણ આ નિયમમાં કદી ભંગ પડતો નથી.”

× × ×

બૃહદારણ્યક ઉપનિષદ્ કહે છે કે —

ब्रह्म त परादाद्योऽन्यत्रात्मनो ब्रह्म वेद क्षत्र त परादाद्योऽन्यत्रात्मन क्षत्र वेद लोकास्तं परादुर्योऽन्यत्रात्मनो लोकान् वेद देवास्त परादुर्योऽन्यत्रात्मनो देवान्वेद भूतानि त परादुर्योऽन्यत्रात्मनो भूतानि वेद सर्वं तं परादाद्योऽन्यत्रात्मन सर्वं वेदेद ब्रह्मेद क्षत्रमिमे लोका इमे देवा इमानि भूतानीद सर्वं यदयमात्मा ॥ અધ્યાય ૨

અર્થ —જે કોઈ પોતાના આત્મસ્વરૂપ કરતા બ્રાહ્મણને જૂદો સમજે છે તેને બ્રાહ્મણો દૂર રાખે છે જે કોઈ ક્ષત્રિયોને પોતાના આત્મા કરતા જૂદા ગણે છે તેનો ક્ષત્રિયો ત્યાગ કરે છે જે કોઈ આત્માને લોક, લોકાન્તર અથવા લોકસમૂહથી જુદો માને છે તેને લોકો દૂર રાખે છે. જે કોઈ આત્માને દેવદેવીઓ કરતા જૂદો માને છે તેને દેવદેવીઓ પણ છોડી દે છે જે પુરૂષ ભૂતો ( પ્રાણીમાત્ર અથવા પંચતત્ત્વો ) ને પોતાના આત્માથી જૂદા જાણે છે તેને ભૂતો તજી જાય છે, જે પુરૂષ સર્વને-એટલે સમગ્ર વિશ્વને પોતાના આત્મ-સ્વરૂપથી જુદુ જુએ છે તેને સમસ્ત વિશ્વ દૂર નાખે છે આમ આ આત્મા તો સર્વ ( બ્રાહ્મણ, ક્ષત્રિય, લોક, દેવદેવતા, અને ભૂતમાત્ર ) રૂપ છે

× × ×

કેવો સુંદર ઉપદેશ ? ! આપણને વર્તમાન દશામાં આવોજ અનુભવ થાય છે; મનુષ્ય મનુષ્યની પ્રીતિ કરતો નથી; પણ દેહનો મોહ રાખે છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, લોકલોકાન્તર, દેવદેવીઓ કે ભૂતમાત્ર, ભગવદ્સ્વરૂપ સચ્ચિદાનંદ આત્માથી જુદાં છેઃ અને આપણે તો એમનાથી જુદા, ભગવાન્ વિનાના; આકાશ કે પાતાળમાં ભગવાનને રાખી, એના એકાદ અવતાર કે દેવદેવીનાં દર્શન ઇચ્છી એની પાસે વિશ્વના પદાર્થો કે જે એનાં જ સ્વરૂપો છે એની પ્રાપ્તિની માગણી કર્યા કરીએ—તો એ પદાર્થો દૂર ન રહે તો બીજું થાય શું ?

× × ×

ભેદબુદ્ધિ આમ આત્મવિઘાતક છે; આપણો નાશ કરનારી છે, ભગવાનનો નહીં; અને તેથી જ ભગવાન કહે છે કે મને બધે અનુભવો. એટલે મારા અવિનાશી આત્મસ્વરૂપનું—કે જે સ્વરૂપ તમે પોતે જ છો; તમે જ આત્મા છો; એનો કદી નાશ તમારા અંતઃકરણમાં અને આસપાસ સર્વથા નહી અનુભવો; સચ્ચિદાનંદ મહાસાગરમાં એના અમૃત સ્વરૂપનું જ અહોનિશ પાન કરશો એટલે હૃદય તૃપ્ત રહેશે અને એ તૃપ્તિ એટલે જ શોક, મોહ, રાગદ્વેષ વગેરે દ્વંદ્વો કે દુઃખોની નિવૃત્તિ; પરમાનંદની પ્રાપ્તિ પણ એ જ.

\+ \+ \+

આવી ધર્મભાવના કેળવાવી જોઇએ; સમસ્ત સંતાપનું કારણ ધાર્મિક જીવનનો અભાવ છેઃ—સ્વા. રામ એક સ્થળે આપણને સમજાવે છે કે, "ઘણા લોકો ફરિયાદ કરે છે કે અમે ભક્તિ કરીએ છીએ, ધાર્મિક જીવન ગાળીએ છીએ છતાં દુઃખ અને દરિદ્ર તો જતાં નથી અને બધે અધર્મીઓની જ બોલબાલા છે એનું શું કારણ ? આવાં ભોળાં અને અણસમજુ કાર્યકારણનો સિદ્ધાંત જ સમજતાં નથી. કર્મફળનો નિયમ જ તેઓ જાણતાં નથી. ધર્મ કે ભક્તિ શું છે એની એમને ખબર જ નથી. સ્વાર્થ, ઇર્ષ્યા, અને

દેહ જ આત્મા છે એવું અજ્ઞાન તો તેમણે છોડયું નથી કે જેનો ત્યાગ કરવાથી જ તેઓને ધર્મી કહી શકાય. એ સિદ્ધાન્તને અમલમાં મુકયા વિના જ તેઓ કહે છે કે અમે ધર્મ પાળીએ છીએ છતાં દુઃખી છીએ. શું આમ બોલવું વાજબી છે? કદાપિ નહિઃ જો તેઓએ ધર્મપાલન કર્યું હોત તો આવાં અયોગ્ય વાકય બોલવાનું એમને સૂઝત જ નહી. જેનાથી અહંકાર વધે, મિથ્યાદંભ જીવનમાં હોય, એવાં ભજન કે કર્મકાંડનો ધર્મમાં સમાવેશ નથી."

\+ \+ \+

આમ સર્વત્ર ઇશ્વરદર્શન થાય, ઉપર કહ્યું છે તેવો દિવ્ય ભાવ ઉપજે, જીવનના પ્રત્યેક વ્યવહારમાં ભગવાનનું દર્શન—એના સચ્ચિદાનંદ સ્વરૂપનો અનુભવ થાય એવા લેખો જ આપણને ધાર્મિક બનાવે છે. ચિત્રોની સહાયતા આમાં મર્યાદિત છે, અને તેથી જ અમે ચિત્રોના બાહ્ય આકર્ષક કે મોહકરૂપ કરતાં, લેખોની ગંભીરતા અને આંતરિક આત્મભાવની જાગ્રતિ થાય એના લેખો ઉપર વિશેષ લક્ષ આપવા ધાર્યું છે.

\+ \+ \+

પહેલો અંક વાંચ્યો હશેઃ બીજો પણ આપના હાથમાં છે. ઉત્તરોત્તર એમાં વિકાસ કરવાનો અમારો ઉદ્દેશ છે; આપનો સહકાર જોઇએ; અમે આપનો સહકાર ઇચ્છીએ છીએ; તેટલો જ આપને યોગ્ય સૂચના કરવાનો અધિકાર છે; કારણ કે માસિક આપનું જ છે; અમારે નિમિત્તમાત્ર બની મહેનત કરી છૂટવાની છે. સહકાર આપશો એવી આશા છે; શ્રદ્ધા છે, સફળતા મળશે.

* + *

પરમાત્મા આપણને સૌને આવી આત્મદષ્ટિ કેળવવાના અધિકારી બનાવે!

  

 



# ઉત્થાન એટલે આત્માની જાગ્રતિ

## લેખકઃ–શ્રી વિદ્યુતરાય દેસાઇ

અખંડ જાગતા આત્મા પાસેથી પરમતત્વના જાગ્રત સ્વરૂપને જોવા માટે જાગવું એટલે જ ઉત્થાન.

સનાતન સત્યના નિત્ય નિયમે સૂર્યદેવ પણ ઉષા પાસેથી પોતાનાં ઉત્થાન મેળવી ઉદય પામે છે એમ કહી શકાય.

માતા યશોદાજીએ બાળક કૃષ્ણ (પરમાત્મા)ને જાગ્રત કરવાઃ–

—"જાગને જાદવા કૃષ્ણ ગોવાળિયા"—કહીને જ પ્રાતઃ ઉત્થાનનું તત્ત્વ ગૂંથ્યું છે–ગાયું છે.

રામ માટે પણ,

—"અબ જાગિયે રઘુનાથજી, ભોર તો ભઇ"—

એવી જાગ્રતિનાં સૂર વહાવતી કવિતા કોઈ હિન્દી કવિએ યોજી જણાય છે.

રામ અને કૃષ્ણ પણ જન્મ લઈ દેહધારી મનુષ્ય બન્યા એટલે તેમને સંસારલીલાની વિચિત્ર નિદ્રામાંથી જાગ્રત કરવા પડયા છે. તેઓએ જન્મ લઇ, જાગી, જગતને જાગ્રત કર્યું છે, તે પ્રશ્ન ત્યાં જ રાખી, આત્માની જાગ્રતિ માટે એ અવતારોની છાયાના અનુસરણે જ સરીએ.

ગૂજરાતી ભાષામાં સૌને જાણીતી થએલી કવિતા, પ્રત્યેક માતા પોતાનાં વહાલસોયાં બાળકને ભાવથી સવારમાં સાદા સંગીતથી, "જાગ મુજ વ્હાલા બાળ પંખી વન બોલે" ગાઇ નિદ્રામાંથી જાગ્રત કરે છે. એ પણ ઉત્થાનનાં સ્થૂળ અર્થવાળી કલ્પના સાથે કંઇક આધ્યાત્મિક સંસ્કાર બાળકમાં રેડવા પ્રયાસ કરતી ગણાય.

ભારતીય તત્ત્વકારોએ વેદને પરમ પ્રમાણ તરીકે અપનાવ્યા છે, કેમકે વેદ પરમ આપ્ત છે, ઈશ્વરપ્રણીત છે પ્રાણીમાત્રના પરમ કલ્યાણ માટે અવતર્યા છે મનુષ્ય માત્રના અભ્યુદય અને શ્રેયની એમા ચાવી છે આ વાક્યો અર્થવાદ નથી

તો એ વેદવિદ્યામા શુ છે ? એમા જીવ, જગત, અને પરમાત્માને લગતા નિ સંશય નિર્ણયો છે. એ નિર્ણયોને આધારે માનવ જીવનની પ્રત્યેક પ્રવૃત્તિ પ્રસરે છે જગતના બધાએ શાસ્ત્રો પ્રત્યક્ષ વા પરંપરાએ આ ત્રિપુટીનો-જીવ, જગત અને જગતપિતાનો જ અનેકવિધ દૃષ્ટિએ વિચાર કરે છે

આ પ્રત્યેક શાસ્ત્રનો ઉદ્દેશ મનુષ્યને સુખ કેવી રીતે મળે તે જ જોવાનો છે એ સુખના અનેક ભેદો છે કેટલાક શાસ્ત્રો જગતના સુખ કેવી રીતે પ્રાપ્ત થાય તેની મીમાસા કરે છે કેટલાક પારલૌકિક સુખની પ્રાપ્તિ અને ઉપાયોનુ ચિન્તન કરે છે વળી બીજા પારલૌકિક સુખ દોષયુક્ત, નાશવત, અને અશુદ્ધ હોવાથી નિર્દોષ, અવિનાશી અને વિશુદ્ધ સુખની શોધમા પ્રેરાયા છે શાસ્ત્રોનુ આ તારતમ્ય વિવેકની શુદ્ધિ અને વૃદ્ધિ ઉપર છે માણસ વિવેકી છે-હોવો જ જોઈએ, અને વિવેકીએ તો એવો ઉપાય શોધવો રહ્યો, એવી વિચારસરણી સાધવી રહી કે જેથી તેને આ લોક, પર લોક, અને એ બન્નેથી પર એવા અનન્ત સુખની પ્રાપ્તિ થાય શાસ્ત્રીય પરિભાષામા કહીએ તો પ્રેય અને શ્રેય બન્નેની જેથી સિદ્ધિ થાય એવા ઉપાયો વિવેકીએ શોધવા જોઈએ વેદે એ બન્નેની પ્રાપ્તિ માટે ધર્મનુ વિધાન કર્યું છે એ વેદ-ધર્મના પાલનથી વ્યક્તિ અને સમાજ બન્ને એકબીજાના પોષક થઈ ક્રમશ પ્રેય અને શ્રેયને સાધી શકે છે

ભગવાન વેદે એ ધર્મનુ દોહન જીવ, જગત અને પરમાત્માનુ યથાર્થ નિરીક્ષણ કરી કર્યું છે જીવ પ્રકૃતિને છોડી પરમાત્માને પ્રાપ્ત

કરે ત્યારે તેને અવશ્યંભાવી અને અવિનાશી સુખની પ્રાપ્તિ થાય છે. એ ત્રણેના સ્વરૂપે અને ધર્મે વિવેક થતાં મનુષ્યને ધર્મની યથાર્થ સમજણ પડે છે. તો એ ત્રણેનાં સ્વરૂપ અને ધર્મનું અતિ ટૂંક વિવેચન કરી લઈએ. ગાયત્રી મંત્રનું રહસ્ય સમજવા એ અતિ ઉપયોગી છે.

## પ્રકૃતિ

ત્રિગુણાત્મિકા પ્રકૃતિ એ તમામ કાર્ય સમુદાયનું મૂળ છે. ત્રિલોકમાં એક અણુ એવું નથી જ્યાં પ્રકૃતિનો પ્રસર ન હોય. વૈદિક સિદ્ધાન્ત મુજબ પ્રકૃતિ પરમાત્માની અચિન્ત્યવિભવા, મહાશક્તિ છે. પરમાત્માના ઈક્ષણથી સચેરાચરને જન્માવે છે. પરમાત્માના સાન્નિધ્યથી ત્રિલોકની સ્થિતિ છે. પરમાત્માની ઇચ્છાથી તમામ સૃષ્ટિ પાછી સકેલાઇ જાય છે.

આ પ્રકૃતિ જીવાત્માને સારૂ છે, એટલે કે જીવને યથાકર્મ ભોગ અને અપવર્ગ સમર્પે છે. સુખદુઃખનો અનુભવ એટલે ભોગ, અપવર્ગ એટલે કૈવલ્ય-મોક્ષ. પુરુષાર્થે પ્રકૃતિ વ્યકત થાય છે, એટલે કે બુદ્ધિ વગેરે રૂપે પરિણામ પામે છે. પ્રકૃતિ ત્રિગુણાત્મિકા છે, જડ છે. આ પ્રકૃતિએ જીવને સુખ-દુ:ખ વગેરે રજ્જુથી બાંધ્યો છે. સ્વરૂપને ભૂલાવ્યું છે, અને આથી પ્રકૃતિના સંગને લઈને, સ્વરૂપે નિર્ગુણ અને અજન્મા છતાં પુરુષ સદ્-અસદ્ યોનિમાં જન્મ લે છે, સુખ દુઃખ અનુભવે છે. ધીમેધીમે પ્રાકૃતિક સુખદુઃખોથી પર થવા, વિવેકી હોય અને પરમાત્માની કૃપા હોય તો પુરુષ પ્રયત્ન કરે છે, અને છેવટે જ્ઞાનના બળે પ્રકૃતિથી પર થાય છે.

પ્રકૃતિથી પર થવાને માટે પુરુષે વિવેકજ્ઞાનની હદે પહોંચવું રહ્યું. મુક્તિ વિવેકજ્ઞાન અને પરમાત્મપ્રસાદ ઉપર જ અવલંબે છે. આથી, જેથી વિવેકજ્ઞાન પ્રાપ્ત થાય અને પરમાત્માના પ્રસાદની લાયકાત મળે

એવા ઉપાયો જ શોધવા અને સાધવા રહ્યા.

જીવ

જીવ શુદ્ધ ચેતન સ્વરૂપ છે, અર્થાત્ સ્વરૂપે જ સચ્ચિદાનન્દ છે. પ્રકૃતિના ધર્મોને જાત ઉપર આરોપીને જેવો સ્વરૂપે તે નથી તેવો પોતાને માને છે, અને એ માન્યતા એટલી તો દૃઢ છે કે ભાગ્યે જ કોઈ એનાથી મુક્ત હોય. આવું ઉલટું જ્ઞાન–વિપરીત જ્ઞાન જ સર્વ દુઃખોનું મૂળ છે. આવી અવળી સમજને દૂર કરવાને સમ્યક્ જ્ઞાન–સાચું જ્ઞાન જ સમર્થ થાય છે. આમ સાચા જ્ઞાનને સંપાદિત કરવા જીવે જ પ્રયત્ન કરવો રહ્યો.

પરમાત્મા

સમ્યક્જ્ઞાન પ્રયત્ન તથા પરમાત્મપ્રસાદથી પ્રાપ્ત થાય છે. પરમાત્મા સચ્ચિદાનન્દ છે. જીવ અને પ્રકૃતિનો શાસક છે. અંતર્યામી છે. સર્વવ્યાપી છે. સર્વપ્રાણ છે. અનન્ત જ્ઞાન અને ક્રિયા સહિત યુક્ત છે. ધર્મમૂર્તિ છે. આ પરમાત્માના દર્શનથી જ જીવને શ્રેય અને પ્રેય બન્નેની પ્રાપ્તિ થાય છે. ઈશ્વરનું દર્શન કેમ થાય એ માટે શાસ્ત્ર માત્રનો પ્રયાસ છે. વેદનું અસ્તિત્વ જ એ માટે છે.

સમ્યક્જ્ઞાન વિવેકથી થાય છે: વ્યક્ત, અવ્યક્ત તથા પુરુષ-પરમાત્માના વિજ્ઞાનથી વિવેક સધાય છે. બુદ્ધિ, અહંકાર, અગીઆર ઇન્દ્રિયો, પંચતન્માત્રા તથા પંચ મહાભૂત—આટલાં તત્ત્વોનો વ્યક્તમાં, પ્રકૃતિનો અવ્યક્તમાં તથા પુરુષમાં જીવ અને પરમાત્માનો સમાવેશ થાય છે. વ્યક્તમાં બુદ્ધિ, બીજાં બધાંય તત્ત્વોનુ સાક્ષાત્ વા પરંપરાએ કારણ છે. કારણની જો શુદ્ધિ હોય તો તેનાં કાર્યોની પણ શુદ્ધિ થાય છે જ એવો નિયમ છે; જો બુદ્ધિની શુદ્ધિ થાય તો બુદ્ધિથી જન્મેલાં દેહ પર્યન્તનાં તમામ તત્ત્વોની પણ શુદ્ધિ આપ મેળે જ થાય. અને બુદ્ધિની શુદ્ધિમાં વિવેકની પ્રસૂતિ છે. તેથી

જીવનમાં બુદ્ધિશોધન એ જ મુખ્ય છે, એને જ ચિત્તશોધન કહે છે. તો આપણે બુદ્ધિની શુદ્ધિનો જ વિચાર કરીએ. ગાયત્રી મંત્રનું અંતિમ રહસ્ય પણ બુદ્ધિની શુદ્ધિ જ છે.

મૂળ પ્રકૃતિ ત્રિગુણાત્મિકા છે. એટલે તેનો પહેલો વિકાર—બુદ્ધિ પણ ત્રિગુણાત્મિકા જ હોય. વિવેકની દષ્ટિએ એ ત્રણે ગુણમાં સાત્વિક ગુણ પ્રશસ્ત છે. રાજસ અને તામસ ગુણ ત્યાજ્ય છે. એટલે બુદ્ધિ પણ બે પ્રકારની હોય છે. સાત્વિક અને તામસ.

તો બુદ્ધિ એટલે શું? એનું સ્વરૂપ શું છે? સાંખ્યકારિકાકાર મહામુનિ ઈશ્વરકૃષ્ણે કહ્યું છે :—

अध्यवसायो बुध्धिः धर्मो ज्ञानं विराग ऐश्वर्यम् ।
सात्विकमेतद्रूपं, तामसमस्माद्विपर्यस्तम् ॥ २३ ॥

અર્થ:–બુદ્ધિ એટલે અધ્યવસાય–દઢ અફર નિશ્ચય. ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્ય એ બુદ્ધિનું સાત્વિક સ્વરૂપ છે. એનાથી ઉલટું એટલે કે અધર્મ–અજ્ઞાન–રાગ અને અનૈશ્વર્ય એ બુદ્ધિનું તામસ સ્વરૂપ છે.

અર્થાત્ ઉપલી કારિકા મુજબ ધર્મમાં–જ્ઞાનમાં–વિરાગમાં અને ઐશ્વર્યમાં દઢ નિશ્ચય એનું નામ સાત્વિક બુદ્ધિ. અધર્મ વગેરેમાં દઢ નિશ્ચય એનું નામ તામસ બુદ્ધિ. પ્રાણીમાત્રમાં બુદ્ધિ છે. મનુષ્યનું તો એ જ લક્ષણ છે. આથી પ્રત્યેક મનુષ્યમાં સાત્વિક અને તામસિક બુદ્ધિનું અસ્તિત્વ હોય છે જ. જેનામાં જે જાતની બુદ્ધિની અધિકતા, તે તેવો ગણાય. અને વિવેકદશાએ તો સાત્વિક બુદ્ધિ જ ગ્રાહ્ય છે. આમ ધર્માદિ મનુષ્યની બુદ્ધિનું સ્વરૂપ છે, બુદ્ધિનો સ્વભાવ છે; અને સ્વભાવનો કદી અભાવ થતો નથી. અને આથી જ ધર્મ વગેરેનો કદી નાશ નથી. માત્ર વૃધ્ધિહ્રાસ થાય છે.

તો ધર્મ એટલે શુ ? ભગવાન કણાદે ધર્મની વ્યાખ્યા આપી છે - **યતોઽભ્યુદયનિ શ્રેયસસિધ્ધિ સ ધર્મ ।** અર્થાત સાક્ષાત અભ્યુદયની અને પરપરાએ નિ શ્રેયસની પ્રાપ્તિ જે ઉપાયોથી થાય તે ઉપાયોનુ આચરણ એનુ નામ ધર્મ આ ધર્મ એ પ્રકારનો છે યાગાદિનુ અનુષ્ઠાન સ્વર્ગ વગેરેનુ સાધન છે પણ આપણુ પ્રકરણ વિવેકનુ છે એટલે બીજા વિવેક પ્રાપ્તિના ઉપાય રૂપ સાધનોનુ અનુષ્ઠાન તે આપણે માટે અહી ધર્મ છે એ બીજા ધર્મમા યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા ધ્યાન અને સમાધિનો સમાવેશ થાય છે

યમ

યમો પાચ છે અહિસા સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ ઇન્દ્રિયોને વિષયોમાથી ઉપરામ કરે તે યમ આ પાચમા અહિસા સાધ્ય છે બીજા ચાર સાધન રૂપ છે યમો સાત્વિક બુદ્ધિના ધર્મ છે અને બુદ્ધિ હમેશા તત્ત્વપક્ષપાતિની હોય છે રાજસ-તામસ ધર્મોની આડખીલી જો ન હોય તો બુદ્ધિ હમેશા તત્ત્વગામિની જ થાય અર્થાત પ્રાણીમાત્ર તત્ત્વાભિમુખ જ છે તત્ત્વને જ નિરતર શોધે છે પરમાત્મા એજ તત્ત્વ છે એટલે કે પરમાત્માની પ્રાપ્તિ પ્રાણીમાત્ર ઇચ્છાએ કે અનિચ્છાએ પણ વાચ્છે છે ગાયત્રી મત્રનુ રહસ્ય પામવા આ બધાયનુ ટૂકુ વિવેચન જરૂરી છે

અહિસા

અહિસા સાત્વિક બુદ્ધિનો ધર્મ છે—સ્વભાવ છે અહિસા એટલે કોઇપણ રીતે કોઈ પણ વખત કોઇપણ પ્રાણીને ક્યાયે ન પીડવુ અર્થાત મનથી વાણીથી કે કર્મથી કદી ક્યાયે જાતને કે બીજાને ન પીડવા એનુ નામ અહિસા પ્રેમ અને દયા એ અહિસાના સક્રિય સ્વરૂપ છે. પ્રાણીમાત્ર ઉપર આત્માના જેટલો જ પ્રેમ અને દયા એ એનુ રહસ્ય છે

ભગવાને પણ એ જ કહ્યું છે :—

आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ॥
सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥ ६-३०

કેનોપનિષત્‌ની પણ અહીં સંમતિ છે—तद् ह तद्वनं नाम । तद्वनमिति उपासितव्यम् । स य एवं वेदाभि ह एनं सर्वाणि भूतानि संवाञ्छन्ति ॥ ( के० खं० ४-६ ) तद्वन=સર્વ પ્રિય પરમાત્માના ઉપાસકને પ્રાણીમાત્ર ચાહે છે. એ અહિંસાની પ્રતિષ્ઠાનું ફલ છે. ભગવાન પતંજલિ કહે છે :—अहिंसाप्रतिष्ठायां तत् सन्निधौ वैरत्यागः ॥ ( २-३५ )

**સત્ય**

પરંતુ અહિંસાનું પૂર્ણ પાલન સત્યના વિરહમાં શકય નથી. એટલે સત્ય સિવાયની અહિંસા પાંગળી છે. સત્ય એટલે કે યથાર્થ મન અને વાણી. અર્થાત્ જેવો જે પદાર્થ તેવું જ તેનું ચિન્તન અને તેવું જ તેને લગતું વાણીદ્વારા કથન. યથાર્થ ચિન્તન અને યથાર્થ વચન બહુ સૂક્ષ્મ ધર્મ છે. સત્ય ચિંતન અને સત્ય વચનમાં અમોઘ શક્તિ છે. માણસ પણ જો સત્યનો પૂરો સેવક થાય તો તેના સંકલ્પમાં અને વાણીમાં અવન્ધ્યતા આવે છે. વેદમાં અને ઉપનિષદોમાં ઠેરઠેર સત્યનો અદ્‌ભૂત મહિમા ઋષિઓએ ગાયો છે. જેને વિવેક પ્રિય હોય તેણે સત્યનું યથાવિધિ પાલન કર્યે જ છૂટકો.

**અસ્તેય**

સત્યની સેવામાંથી જ અસ્તેય ફળે છે. સત્યસેવી માણસ કદી ચોર ન હોય. કેમકે તેને પોતાનું અને પારકાનું-બીજાનું શું છે તેનો વિવેક હશે, અસ્તેય એટલે અચોરી. કોઇ પણ પદાર્થની સ્પૃહા હોવી, તેને માટે મન વલખાં મારે, ઝખ મારે એ ચોરીનું ફળ છે. અસ્તેય પાળવા માટે માણસે નિસ્પૃહી થવું રહ્યું. નિઃસ્પૃહતા એ અચોરીનું

મૂળ છે. ચોરી એટલી સર્વવ્યાપી ચીજ છે કે ભાગ્યે જ તેમાંથી કોઈ બચી શકે. જગતની ન્યાયી વ્યવસ્થા ઉપર અસ્તેયનું વ્રત નભે. આપો જગતની વ્યવસ્થા ન્યાયી છે એ શ્રદ્ધાથી જ આગળ ધપવું રહ્યું. તું બીજાને વિશ્વાસની દૃષ્ટિએ જો, બીજા તને વિશ્વાસુ માનશે, આ અસ્તેયનું રહસ્ય છે. પરમાત્મા સત્ય છે એટલે ચોર નથી આથી તો આખું જગત તેનામાં વિશ્વાસ રાખે છે. પરમાત્મામાં જ આખું જગત નિહિત છે. પ્રકૃતિનાં સર્વ રત્નોનો આથી જ પરમાત્મા માલિક છે. મનુષ્ય પણ એ ફળ મેળવે જો તે ચોર મટે તો.

### બ્રહ્મચર્ય

માણસ ઇન્દ્રિયોદ્વારા પદાર્થો, પછી તે પોતાના હોય કે પારકા હોય–તેમનું ગ્રહણ કરે છે. સત્યની દૃષ્ટિએ માણસનામાં છેવટની નિઃસ્પૃહતા હોવી જોઇએ. કેમકે કોઈ પદાર્થ તેનો પોતાનો નથી, પારકાનો છે, પ્રભુનો છે. કોઈનું લેવું એટલે ચોરી, સત્યનો સેવક કદી ચોર ન હોય અને લેવાય તો ઇન્દ્રિયો દ્વારા. આથી અંદરના કે બહારના તમામ પદાર્થોને હૃદયમાં–બુદ્ધિમાં ઠાલવનાર ઇન્દ્રિયોનો સંયમ કરવો રહ્યો. બસ એકી વખતે તમામ ઇન્દ્રિયોના ઉપર પોતાનો કાબુ રાખવો એનુ જ નામ બ્રહ્મચર્ય છે. અસ્તેયમાંથી આ રીતે બ્રહ્મચર્ય ફળે છે. એકલી જનનેન્દ્રિયનો જ નહીં પણ બીજી બધી ઇન્દ્રિયોનો સંયમ એટલે બ્રહ્મચર્ય. વિવેક પ્રકરણમાં મૂળ અર્થને સંકુચિત કરવામાં અનેક અનર્થો છૂપાયેલા છે. આથી વિવેકીને માટે તમામ ઇન્દ્રિયોનો સંયમ એટલે બ્રહ્મચર્ય, એવો અસંકુચિત અર્થ જ ઉપયોગી છે. બ્રહ્મચર્યના પાલનથી મનુષ્યમાં અમોલ વીર્ય પેદા થાય છે. શરીર, મન અને આત્માએ તે અભેદ્ય થાય છે.

### અપરિગ્રહ

અપરિગ્રહ એટલે પ્રાપ્તમાં સંતોષ. અધિક મેળવવાની સ્પૃહાનો

અભાવ અને પ્રાપ્ત વસ્તુમાં પણ અનાસક્તિ. માનવ સંગ્રહકુશળ છે. જીવનયાત્રાને અનિવાર્યથી વધુનો સંગ્રહ એ ચોરી છે. એ ગુન્હો છે. વિવેકની જબરજસ્ત આડખીલી છે. પરમાત્મા જાતે અપરિગ્રહી છે. સમસ્ત પ્રકૃતિ એને પ્રાપ્ત છે છતાં એ ઉદાસીન છે. પરિગ્રહની અવિવેકી વૃદ્ધિમાં આત્મા બંધાતો જાય છે એવું સચોટ જ્ઞાન જો માનવને થાય તો તે પણ ઉદાસીન રહે. આપ્તકામ થાય. અસ્તેય અને અપરિગ્રહના વિશ્વનિયમોના અજ્ઞાનને લઈને સમસ્ત જગત આજે પીડાઈ રહ્યું છે.

ઉપલાં પાંચ વ્રતોનો ભંગ લોભ ક્રોધ કે મોહથી જ થાય છે. અને આથીજ ભગવાને ગીતામાં તેમને તમોદ્વાર તરીકે ઓળખાવ્યાં છે. તમોદ્વારથી મુક્ત પોતાનું શ્રેય આચરે છે એમ પણ ત્યાં જ બતાવ્યું છે.

યમો પછી નિયમો. યમોનું પાલન જેમ સાર્વવર્ણિક છે તેમ નિયમોનું પાલન પણ સાર્વવર્ણિક છે. અર્થાત્ નિયમ એટલે કર્તવ્ય તરીકે જેમનું વિધાન કરવામાં આવ્યું હોય તે. એટલે નિયમનું તો પાલન કર્યે જ છૂટકો. યમોની સિદ્ધિ માટે જ નિયમોનું પણ વિધાન છે. અર્થાત્ અહિંસા-વિશ્વવ્યાપી પ્રેમ અને દયાની સિદ્ધિ માટે જ યમનિયમ વગેરેનો ઉપયોગ છે. નિયમો પણ પાંચ છે. શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઈશ્વરપ્રણિધાન.

### શૌચ

શૌચ એટલે બાહ્ય અને આંતર પવિત્રતા. ચાલુ જમાનામાં બાહ્ય શૌચ બહુ સમજાવવું પડે એમ નથી. છતાં એમાં ભાવનાની વિપરીતતા જણાય છે. આથી ભાવનાની શુદ્ધિ માટે આગ્રહ રાખવો યોગ્ય છે. નહીંતર બાહ્ય શૌચનું પ્રયોજન જ મારું જાય છે. માટીને બદલે ભલે સાબુ વપરાય, પણ સાબુ શોખને માટે નહીં પરંતુ શારીરિક

સ્વચ્છતા માટે વિચારપૂર્વક વાપરવાનો રહ્યો. નિરંતર સાબુ વાપરવાથી પણ શરીર હંમેશને માટે શુદ્ધ થતું નથી કારણ કે એ સ્વભાવેજ મેલ છે એ મલિનતાનો સાક્ષાત્કાર કરી શરીરનો મોહ ઓછો કરવો એ વિચારીને સાબુ વાપરવાથી નીપજે, એટલે બાહ્ય શૌચનું ફળ દેહાધ્યાસની નિવૃત્તિ અને પવિત્રતાનું રહસ્ય ન જાણનારાઓ સાથે અસંસર્ગ, એ લાગે ગાળે પણ આવવું જોઈએ હાલ એ જણાતું નથી મૈત્રી, કરુણા વગેરે ની ભાવનાના સેવનથી મનના રાગદ્વેષ વગેરે મુખ્ય ક્લેશો તથા ઇર્ષ્યા, અસૂયા વગેરે ઉપક્લેશો નિવૃત્ત થાય છે આથી ઇન્દ્રિયોનું નિયમન થાય છે જીતેન્દ્રિય વિવેકવાર્તામા અધિકારી બને આજે નહી તો કાલાન્તરે પણ માણસને આતમપવિત્રતા સિવાય શાંતિ નહી વળે એ સિદ્ધ જ છે સાંસારિક જીવનના અનેક દુ ખો જીવનની કડવાશ–ક્લેશો એ આતર પવિત્રતાના અભાવને લઇને થાય છે આજે સપ નથી, ભાતૃભાવ નથી, ભાવના નથી, સત્વશુદ્ધિ નથી, સમષ્ટિ મનમા શાંતિ નથી–આ બધુ શાને પરિણામે નીપજે છે ?–શૌચના ભગને લઇને મનની શિવસંકલ્પતા ઉપર તો વેદે ખૂબ ભાર મૂક્યો છે–तन्मे मन शिवसकल्पमस्तु–એ જ વેદનો નહિ ભૂલાય એવો આદેશ છે અદરની પવિત્રતાથી સત્વશુદ્ધિ–મનની પ્રસન્નતા–એકાગ્રતા–ઇન્દ્રિયજય–અને આત્મદર્શનની યોગ્યતા આવે છે–વ્યક્તિ અને સમાજ બન્નેમા

## સન્તોષ

પ્રાપ્ત પદાર્થમા મનની પ્રસન્નતા એટલે સંતોષ કર્મના સિદ્ધાન્તમા જેને અટલ શ્રદ્ધા હોય તે જ સતોષી થઇ શકે વિશ્વની વ્યવસ્થા ન્યાયી છે એવી જેની શ્રદ્ધા હોય તે ઇષ્ટ પદાર્થની અપ્રાપ્તિમા મુઝાતો નથી અનિષ્ટની પ્રાપ્તિમા ઉદ્વેગ કરતો નથી મળેલામા તે સતુષ્ટ જ રહે છે છતા અનાસક્ત રહે છે સંતોષ પરમ સુખનુ સાધન છે. સન્તોષમા પ્રવૃત્તિનો નિષેધ નથી અવિરત પ્રવૃત્તિનુ એમા

વિધાન છે છતા ફળની પ્રાપ્તિ માટે વિહ્વળતાનો એમા નિષેધ છે પ્રવૃત્તિશૂન્યતા તો તામસ ધર્મ છે સતોષ સાત્વિક દશામા ઉપજે છે એટલે સતોષ એ અનૈશ્વર્યનુ–દરિદ્રતાનુ મૂળ છે એ અવૈદિક મત છે

## તપ

તપ એટલે દ્વદ્વસહન સુખ દુ ખ, ટાઢ તડકા વગેરે જે અનિવાર્ય જોડાંઓ છે તેમને શાતિથી સહન કરી લેવા એટલે તપ તપમા શરીર, મન અને વાણીની નિયમિતતાનો સમાવેશ થાય છે ગીતાકારે આ ત્રણે પ્રકારના તપનો મહિમા પૂરો સમજાવ્યો છે (જુઓ ગીતાજી અધ્યાય ૧૭ શ્લોક ૧૪–૧૯) સાત્વિક તપનુ રહસ્ય સમજી તે મુજબ જીવનનો કાર્યક્રમ ઘડવો રહ્યો સાધકે એક સાવચેતી રાખવી ઘટે તપ શરીર વગેરેનુ શોધક છે, શોષક નથી આથી શરીર વગેરેનુ શોધક તપ તે આચરે તપસ્વી જીવનની કિમત જીવે તેને સમજાય એવી છે કાયા અને ઇન્દ્રિયોની સ્વસ્થતા એ તપનુ ફળ છે

## સ્વાધ્યાય

સ્વ એટલે પોતાની જાત એટલે કે આત્મા અધ્યાય એટલે જ્ઞાન પોતાના આત્માનુ જેનાથી જ્ઞાન થાય તે સ્વાધ્યાય અર્થાત્ આત્મજ્ઞાન કરાવે એવા સત્–શાસ્ત્રોનુ પ્રતિદિન નિયમિત પઠન પાઠન એટલે સ્વાધ્યાય, સત્સગ એ મહાન સ્વાધ્યાય છે તે ઉપરાત સ્વાધ્યાય એ મહર્ષિઓની નિત્ય સગતિ છે સ્વાધ્યાયમા ઉચ્ચતમ વાતાવરણ પેદા કરવાની શક્તિ છે આતરચક્ષુને ખોલવાની શક્તિ છે, જીવન-દર્શનને સ્પષ્ટ કરવાની શક્તિ છે સ્વાધ્યાયમા અનેક પ્રચડ શક્તિઓ છુપાઇ છે સ્વાધ્યાયમા અતે મુક્તિ છુપાઇ છે એનુ ભાન થશે

## ઈશ્વરપ્રણિધાન

ઈશ્વરપ્રણિધાનનો શબ્દાર્થ તો પરમાત્મામા સર્વસ્વનો ન્યાસ–

પોતાની અન્ગ જ તેણે પોતાનાથી અભિન્ન સચ્ચિદાનન્દમૂર્તિ પરમા ત્માના દર્શન કર્યાં એ દર્શને તે કૃતકૃત્ય થયો પ્રકૃતિ ત્યાગી પરમાત્મા મળ્યો એટલે સ્વાનુભવે તે બોની ઉઠયો 'ईशावास्यमिद सर्व " तेन त्यक्तेन भुञ्जीथा " આમ પ મપિતાના દર્શન અને તેના ફળ રૂપે નિરતિશય ત્યાગ–એ એના જીવનમા વણાઈ ગયા બસ અહી વેદ થભી જાય છે અને આગળ જવાનુ પણ કયા ?

આમ બુધ્ધિની શુધ્ધિમા પરમાત્મદર્શન છૂપાયુ છે અને પરમાત્મ ર્શનમા સાચુ સુખ સમાયુ છે સાત્વિક બુધ્ધિનું જે ફળ તેનાથી ઉધુ તામસ બુદ્ધિનુ ફળ એટલે દુ ખ–એ હવે સમજવા જેવુ નથી બુદ્ધિની શુદ્ધિ વા અશુધ્ધિ એ જ વ્યકિત કે સમાજની પ્રગતિ કે પ્રતિગતિ માપવાનુ એક ધોરણ છે પ્રજાકીય જીવનના ઉદયાસ્તનો આધાર પણ એના ઉપર જ છે

પરમાત્માની કૃપા શિવાર બુદ્ધિની પરમ શુદ્ધિ થતી નથી એવો સાધક માત્રનો એકતાન અનુભવ છે પરમાત્માની પ્રાર્થના એ એની કૃપા મેળવવાનુ સાધન છે આથી ભગવાન વેદે પ્રાણીમાત્રને માટે ઉત્તમોત્તમ પ્રાર્થનાનુ વિધાન કર્યુ છે એ પ્રાર્થના તે ગાયત્રી મત્ર ત્રમા બુદ્ધિની શુદ્ધિ માટે પ્રાર્થના છે સર્વ પ્રાર્થનાઓમા એ કેમ ઉત્તમ છે એ હવે સમજાશે ઉપલા વિવરણને અનુલક્ષીને જ એ પ્રાર્થના સાર્વત્રિક કરવામાં આવી હતી એને રહસ્યની સજ્ઞા આપવામા પણ એ જ હેતુ છે

છાદોગ્ય ઉપનિષદ્ની નીચેની ઋચાઓ ગાયત્રીનો અર્થ સ્ફોટ કરવામા ઉપયાગી થશે —

" प्रजापतिर्लाकान् अभ्यतपत् , तेभ्य अभितप्तेभ्य त्रयी विद्या सप्रास्रवत ,ता अभ्यतपत् , तस्या अभितप्ताया एतानि अक्षराणि सप्रास्रवन्त–भू भुव स्व इति । तानि

अभ्यतपत् ; तेभ्यः अभितप्तेभ्यः ॐकारः संप्रास्रवत् । तद् यथा शंकुना सर्वाणि पर्णानि तृण्णानि एवं ॐकारेण सर्वा वाक् संतृण्णा । ॐकारः एव इदं सर्वम् ॐकारः एव इदं सर्वम् । " (छा.अ. २. प्र. २. खं. २३)

અર્થ:—"પ્રજાપતિએ (બ્રહ્માએ) (સરજાયેલા) લોકોને (પૃથ્વી, અંતરિક્ષ દ્યૌ) ચારે તરફથી તપાવ્યા (ધ્યાનપૂર્વક જોયા). તપાવેલા લોકોમાંથી વેદવિદ્યા ઝરી-પ્રકટ થઈ. તે વેદવિદ્યાને તેણે ચોમેરથી તપાવી (ધ્યાનપૂર્વક ચિન્તવી). તે ચિન્તિત વિદ્યામાંથી આ ત્રણ અક્ષરો ભૂઃ ભુવઃ સ્વઃ (સત્ ચિત્ આનન્દ) પ્રસ્ફુર્યા, આ ત્રણ અક્ષરોને તેણે ચારે તરફથી તપાવ્યા (ધ્યાનપૂર્વક ચિન્તવ્યા) તે પ્રસ્ફુરિત અક્ષરોમાંથી ૐકાર પ્રસ્ફુર્યો .....આ સઘળું ઓંકાર છે. ઓંકાર છે."

અર્થાત વિવેકી મનુષ્યે સૃષ્ટિનું ચિન્તન કર્યું. સૃષ્ટિના ચિન્તનમાંથી તેની સ્થિતિ માટે વેદવિદ્યા સ્ફુરી. વેદવિદ્યાનું જ્ઞાનમય મન્થન કરતાં સચ્ચિદાનન્દરૂપ નવનીત તર્યું. એ સચ્ચિદાનન્દરૂપી નવનીત ૐકારનું વાચ્ય છે. અર્થાત્ પરમાત્મા સચ્ચિદાનન્દ છે એ સત્ય વેદ અને લોકનો જ સમ્યક્ વિચાર કરતાં નિશ્ચિત થયું. આ જ વાત ગાયત્રી મંત્ર કહે છે:—

## ગાયત્રી મંત્ર

" ॐ भूर्भुवः स्वः । तत् सवितुः वरेण्यं भर्गः देवस्य धीमहि । धियो यो नः प्रचोदयात् (यजु० ३६-३)

ॐ=હે પરમાત્મન્ ! આપ ભૂર્ભુવઃસ્વઃ=સત્ ચિત્ આનન્દ (છો) હમો આપનાં બાળકો તત્=તે દેવસ્ય=દેવોના દેવ સ્વયંપ્રકાશ સવિતુઃ=જગત્ સ્રષ્ટા પરમાત્માનાં વરેણ્યં=સર્વથી શ્રેષ્ઠ ભર્ગઃ=(પાપ નાશક) તેજોમય (પ્રકાશમય) સ્વરૂપનું ધીમહિ=ચિન્તન (હૃદયમાં એકાગ્રતાથી ધ્યાન) કરીએ છીએ. યઃ = જે (તેજોમય પરમપિતા)

# ભક્તિમીમાંસા

લેખક - સ્વા. શ્રી માધવતીર્થજી



જેમ ગંગાનો પ્રવાહ સમુદ્રમાં સતત વહે છે તેમ ભગવાનના ગુણ સાંભળતાં જ, સર્વના અંતર્યામી રૂપે સર્વના હૃદયમાં રહેલ ભગવાનના સ્વરૂપમાં અવિચ્છિન્ન મનની ગતિ રહે તેને ભક્તિયોગ કહે છે. ભક્તિમાં બીજો કોઇ હેતુ રહેતો નથી. ભક્તિ એજ ભક્તિનો હેતુ છે. સાચા અને ઊંચા પ્રેમનું નામ જ ભક્તિ છે.

જીવન એ એક કળા છે. કળાનો મહિમા ઘણો મોટો છે અને ભોક્તાની વૃત્તિ ઉપર તેનો આધાર છે. કેટલીકવાર ખોટી કળા પણ આપણા જીવનમાં ઊંચી ભાવના ખડી કરી શકે છે. ભક્તોનાં ચરિત્રોવાળાં નાટકો, સીનેમા વગેરે ખોટાં હોય છે તો પણ ભક્તિ ઉત્પન્ન કરે છે અને વિષયવૃત્તિ વધારે એવા નાચરંગની કળામાં જો જોનારો સાવધાન ન રહે તો તેનામાં હલકી વૃત્તિ જાગ્રત થાય છે. તેથી કેવા પ્રકારની કળાથી કેવા પ્રકારની લાગણી ઉત્પન્ન થાય છે, કેવા શબ્દોથી કેવી વૃત્તિ જાગે છે, તે તરફ ખાસ ધ્યાન રાખવું જોઈએ. જે વસ્તુ

સારી હોય તે ગમે છે એવો નિયમ નથી પણ જે ગમે છે તે સારી લાગે છે, તેથી આપણને જે વસ્તુ ગમે તે નિત્ય રહે તેવી હોય તો ખરૂં સુખ મળે છે અને તે નિત્ય રહે છે. જેમ સાચું સુખ ભોગવવામાં કળા છે તેમ ખોટું સુખ છોડવામાં પણ કળા રહેલી છે.

આ કારણને લઇને **ભક્તિની સાથે સાથે જ્ઞાન અને વૈરાગ્ય કેળવવાની ખાસ જરૂર છે.** ખોટી નાશવંત વસ્તુનો મોહ અજ્ઞાનથી થાયછે અને તે અજ્ઞાનને બાધ કરે એવું જ્ઞાન ફક્ત આત્મજ્ઞાન છે. બીજાં જ્ઞાન કે જે હાઈસ્કુલો અને કોલેજોમાં શીખવવામાં આવે છે, અથવા જે જ્ઞાન વ્યવહાર શીખવવા માટે આપવામાં આવે છે, તે જ્ઞાન અજ્ઞાનનું બાધક નથી. સાચું જ્ઞાન, સાચો પ્રેમ, સાચું સુખ, અને ભગવાનનું સ્વરૂપ એ એક જ વસ્તુ છે. સાચા જ્ઞાનથી મળતું સુખ લેનારા મુનિઓ જે સુખ ભોગવે છે તે સુખ ઈન્દ્રને અથવા ચક્રવર્તી રાજાને પણ મળતું નથી. ઇંગ્લાન્ડની એક વખત ગાદી ભોગવતા આઠમા એડવર્ડે એક સાધારણ સ્ત્રીના સુખ ખાતર સામ્રાજ્યની પદવી છોડી .અને આર્યાવર્તના એક પુત્ર નચિકેતાને યમરાજાએ એનાથી અનંતગણું સંસારનું સુખ આપવાનું કહ્યું તો પણ તેણે લીધું નહી, એ બન્ને દેશના સંસ્કારનો તફાવત બતાવે છે. નચિકેતાએ યમરાજાને કહ્યું, કે મારે તો એજ જાણવું છે કે મર્યા પછી માણસનું શું થાય છે? યમરાજાએ જવાબ આપ્યો કે "માણસનો આત્મા જન્મતો નથી, મરતો નથી, માત્ર જેનામાં ભેદબુદ્ધિ રહી જાય છે તેને જન્મ-મરણનો અનુભવ દેખાય છે."

માટે ભક્તિ કરવાની ઈચ્છાવાળાએ આત્મજ્ઞાન તરફ ખાસ લક્ષ રાખવું જોઈએ. જે અદ્વય જ્ઞાન છે, જેની અંદર બહાર કંઈ નથી, જે પ્રત્યક્ આત્મા રૂપે સૌને નિત્ય પ્રાપ્ત છે, તેને જ ભગવાન અથવા પરમાત્મા અથવા બ્રહ્મ કહે છે. એવું જ્ઞાન પ્રાપ્ત કરવા માટે સંસારના જ્ઞાન તરફ અને સંસારના સુખ તરફ વૈરાગ્ય બરાબર થવો જોઇએ,

ખોટો સગ છોડી સાચા સગ તરફ એટલે સત્સગ તરફ વળવુ જોઇએ સત્સગમા જ સતનો સગ થાય છે તે બીજાનો સગ છોડાવી દે છે અને તેથી બીજાના ગુણદોષમા પડવાથી થતી ચિત્તની વ્યગ્રતા શાંત થાય છે જ્યારે અહકારને લાગશે કે તેનુ જ્ઞાન એ બધુ અજ્ઞાન છે ત્યારે અહકારનો મોક્ષ નજીક આવશે

જેમ જળમા અનેક મચ્છર અને માછલા ઉત્પન્ન થઈ જન્મે છે અને મરે છે, તેમ આ સસારમા અનેકવાર જન્મવુ અને મરવુ, એવા જીવનથી કઈ પુરુષાર્થ સિધ્ધ થતો નથી દુ ખ દેખવા છતા દુ ખમાથી નિકળાતુ નથી આહાર, નિદ્રા ભય અને મૈથુન તો પશુઓને કાઈપણ વિદ્યા ભણ્યા વગર,કાઈપણ પુરુષાર્થ કર્યા વગર મળે છે અને જો માણસને વિદ્યા ભણવાથી અથવા પુરુષાર્થ કરવાથી એટલો જ લાભ મળતો હોય તો તે પશુના જીવનથી આગળ વધ્યો છે એમ કહી શકાય નહિ માણસનુ જીવન ખરા જ્ઞાન માટે, ખરા સુખ માટે છે એવુ સાચુ જ્ઞાન આગળના વખતમા ઋષિમુનિઓના આશ્રમમાં મળતુ હતુ, અને હજુ પણ કોઈ ખરા જિજ્ઞાસુને એવુ જ્ઞાન આપનાર ખરા સાધુ મળી રહે છે વળી જ્યારે એવુ જ્ઞાન મળે ત્યારે તેના ઉપર મનન અને નિદિધ્યાસન કરી તેને દૃઢ કરી લેવુ જોઇએ જે જ્ઞાન દૃઢ થતુ નથી તે નષ્ટ થઇ જાય છે જેમ વ્યગ્ર ચિત્તથી કરેલો જપ વ્યર્થ થાય છે તેમ જ્ઞાન મળ્યા પછી પણ જો પ્રમાદ રહે તો જ્ઞાનનુ ફળ મળતુ નથી

આત્મજ્ઞાન પ્રાપ્ત કર્યા વગર માયાનુ જોર નરમ પડે તેવુ નથી ભક્તિ, વૈરાગ્ય અને નિષ્કામ કર્મ આત્મજ્ઞાનમા મદદરૂપ થાય છે માણસને મોટામા મોટો ભય મૃત્યુનો છે અને મૃત્યુ અજ્ઞાનીની પાસે જાય છે અજ્ઞાનીને કબજે કરે છે આત્મજ્ઞાની પુરુષ પાસે જતા તો મૃત્યુ પણ બ્હીએ છે તેથી આત્મજ્ઞાન માટે પૂરી જિજ્ઞાસા જોઇએ જેમ ભૂખ્યા માણસને અન્ન વગર બીજુ કાઈ ગમતુ નથી તેમ આત્મજ્ઞાન માટે ભૂખ લાગવી જોઇએ

શ્રીમદ્ ભાગવતમાં ચોથા સ્કંધના ૩૦ મા અધ્યાયમાં કહેલ છે કે, "જે કર્મથી હરિને સંતોષ થાય તે જ કર્મ છે, જે વિદ્યાથી હરિમાં મન રહે તે જ ખરી વિદ્યા છે. હરિ સર્વ પ્રાણિમાત્રના આત્મા છે અને પ્રકૃતિના ઈશ્વર છે."

પણ હાલના કાળમાં એવી વિદ્યા ઓછી થઈ ગઈ છે અને તેથી એવાં કર્મ પણ ઓછાં થઈ ગયાં છે. હાલના કાળમાં માણસ બહુ પુરૂષાર્થ કરે તો સમાજસેવામાં અથવા દેશસેવામાં જોડાય છે. તેમ કરવાથી તે એમ સમજે છે કે પોતાનું અભિમાન ઓછું થઈ શકશે; પણ બરાબર તપાસ કરતાં જણાશે કે તે દશા અજ્ઞાનયુક્ત હોવાથી ઘણે ભાગે તેમાં એક અભિમાન છોડી બીજું અભિમાન ધારણ થાય છે. આર્યોની વિદ્યામાં તો બધા પ્રકારના અભિમાનથી જીવને છોડાવી તેને રાજાનો રાજા બનાવવાની કળા છે. બહારની લડાઈ હાલ જેવી ચાલે છે તેમાં બહુ હિંમતની જરૂર પડતી નથી, ઘણા માણસો લડવામાં સાથે હોય છે, ન્યુસ પેપરોમાં પોતાનાં વખાણ આવે છે, રાગદ્વેષ ઓછા કરવા પડતા નથી, તેથી તે લડાઈ સહેલી છે; પણ એકાંતમાં રહીને પોતાના કામ ક્રોધ જીતવા, કે જે માટે કોઈ ન્યુસ પેપરોમાં વખાણ આવે નહિ, પોતાના રાગદ્વેષ ઓછા કરવા એ અંદરની લડાઈ બહારની લડાઈ કરતાં વધારે મુશ્કેલ છે. બહારની લડાઈથી દેશ જીતાય છે, અંદરની લડાઈથી કાળ જીતાય છે. અને માણસના જીવનમાં દેશ જીતવા કરતાં કાળ જીતવો એ વધારે ઉપયોગી કામ છે. કાળ જીતવા માટે પોતાનો અહંકાર તદ્દન નિર્મૂળ કરવો પડે છે, ગવાનને શરણ રહેવું પડે છે અને તેનો અનુગ્રહ માગવો પડે છે.

ભગવાનને શરણ રહેવું એટલે ભગવાન તરફ દીનતા રાખવી, ભક્તિને અનુકૂળ સંકલ્પ કરવા, ભક્તિને પ્રતિકૂળ સંકલ્પનો ત્યાગ કરવો, ભગવાન મારૂં રક્ષણ કરશે એવો નિશ્ચય રાખવો, ભગવાનને પોતાના કરવા, ભગવાનનું ભગવાનને અર્પણ કરવું વગેરે વગેરે.

પણ દીનતા ભગવાન તરફ રહે તે માટે ખાસ સંભાળ રાખવાની છે. એ દીનતા વિષયો તરફ વહી ન જાય તેટલા માટે વિષયો તરફ શૂરવીરતા રાખવી. જેમ વિજળીની બત્તી કરતી વખતે Positive અને Negative બન્ને છેડા ભેગા કરવા પડે છે, તેમ ભગવાન Positive હોવાથી ભગવાન તરફ જીવનો Negative ભાવ એટલે શરણુ ભાવ જોઇએ અને વિષયો Negative છે તેથી વિષયો તરફ જીવનો Positive ભાવ એટલે શૂરવીરતા જોઇએ. એમ કરવાથી અંદર અને બહાર બન્ને તરફ નવા તેજનો અને નવા આનંદનો અનુભવ થશે.

શરૂઆતમાં બે પ્રકારની ઇચ્છા ઉત્પન્ન થશે. એક ઇચ્છા જીવને બહારના વિષયોમાં ખેંચે છે એવું લાગશે અને બીજી ઇચ્છા ભગવાનના સ્વરૂપના જ્ઞાન માટે ઉત્પન્ન થશે અને તે બન્ને ઇચ્છાઓ સામસામી આવીને ઊભી રહેશે; પણ તે વિગ્રહમાં જો બરાબર ધીરજ રહેશે તો સત્વગુણી ઇચ્છા રજોગુણી અને તમોગુણી ઇચ્છાને તાબે કરશે અને છેવટે સત્વગુણથી સત્વગુણ બાળીને વૃત્તિ આત્માકાર થઈ શકશે. ખોટી ઇચ્છાના સંકલ્પો અલ્પ સ્વાર્થમાં ઘસડે નહિ તેની સંભાળ શરૂઆતમાં રાખવી જોઇએ, અને જગતના ક્ષણિક સૌંદર્યમાં જતી દૃષ્ટિને જડમૂળથી ઉખેડી નાંખવી, તે એટલે સુધી કે બ્રહ્માનું પદ, સ્વર્ગ, પૃથ્વીનું રાજ્ય, યોગસિદ્ધિ વગેરે કોઈપણ લાલચ આપે એવું પદ સાચો ભક્ત સ્વીકારતો નથી. તે માત્ર ભગવાન પાસે પોતાની ઇચ્છા બળી જાય તેવું માગે છે, અને તેની ભક્તિ અખંડ રહે એવી એક ઇચ્છા રાખે છે. એવી એક ઇચ્છા એ ઇચ્છામાં ગણાતી નથી. એ ઇચ્છા બ્રહ્મજિજ્ઞાસાનું સ્વરૂપ છે અને એવી જિજ્ઞાસા થયા વગર બ્રહ્મજ્ઞાન થવું સંભવતું નથી.

એવી જિજ્ઞાસા થવા માટે વિવેક, વૈરાગ્ય, ષટ્સંપત્તિ અને મુમુક્ષતા એ ચાર જ્ઞાનમાર્ગનાં સાધન છે, તે સાધન સિદ્ધ થયા પછી અથવા સાથે સાથે શ્રવણ, મનન અને નિદિધ્યાસન પણ કરવું જોઇએ.

શ્રવણથી ખોટું પ્રમાણ દૂર થઈ સાચું પ્રમાણ મળે છે, મનનથી સાચું પ્રમેય મળે છે, નિદિધ્યાસનથી સાચો પ્રમાતા મળે છે. તેની સાથે સાથે પદાર્થ શોધન એટલે ત્વંપદ ( જીવ ) અને તત્પદ ( ઈશ્વર ) ના સાચા સ્વરૂપનું જ્ઞાન વેદાંતવિચાર દ્વારા મેળવી લેવાથી બ્રહ્માકારવૃત્તિ ઉત્પન્ન થાય છે અને તે આવરણ ભંગ કરે છે. આવરણભંગ થવાથી આત્મા પોતાનું સ્વરૂપ પોતેજ પ્રગટ કરે છે. એ અનુભવ થાય છે ત્યારે હૃદયની ગ્રંથિ ભેદાઈ જાય છે, બધી શંકા છેદાઈ જાય છે અને બધાં કર્મનો ક્ષય થાય છે. છતાં અંતઃકરણ તદ્દન નાશ પામતું નથી અને જ્યાં સુધી અંતઃકરણ નાશ પામતું નથી ત્યાં સુધી તર્કવિતર્ક કરવા એ અંતઃકરણમાં રહેલ મનનો સ્વભાવ છે. પણ એ મનનો સ્વભાવ છે, આત્માનો સ્વભાવ નથી, તેથી મનના સ્વભાવનો સાક્ષી થઈ રહે તો તેને મનના ધર્મ અસર કરી શકતા નથી. મનને અનાત્મા માન્યા પછી તેની ચંચળતા ઓછી થવા લાગે છે અને આત્મદષ્ટિમાં–આત્મજ્ઞાનમાં સ્થિરતા આવવા લાગે છે. એટલી નિષ્ઠા થયા પછી એમ લાગે છે કે દૃશ્ય પણ દષ્ટામાં સ્વપ્નાની પેઠે આરોપિત હતું. આત્મામાં આરોપિત સત્ અને અસત્ બન્ને જે અવસ્થામાં આત્મજ્ઞાનથી બાધિત થઈ જાય છે તેને બ્રહ્મદર્શન અથવા ભગવદ્દર્શન કહે છે. એવા બ્રહ્મદર્શી પુરુષોની પરીક્ષા કોઈ કોઇ વાર બીજા દ્વારા અને પોતા દ્વારા થતી જ રહે છે. શુકદેવજી ચાલ્યા જતા હતા ત્યારે વ્યાસ ભગવાને પુત્રને જોઈને, "હે પુત્ર !" એમ કહી બોલાવ્યા ત્યારે શુકદેવજીની વતી વનનાં વૃક્ષોએ જવાબ આપ્યો; કેમકે શુકદેવજી સર્વાત્મા હતા, સર્વના આત્મારૂપ હતા. આવા કેટલાક અનુભવ હમણાં પણ સાચા બ્રહ્મજ્ઞાનીઓને થયા કરે છે. આવા યોગી પુરુષોને આત્મસાક્ષાત્કાર સુલભ છે, છતાં જેના કષાય પાકયા નથી અને જેની વાસના શાંત થઈ નથી એવા કુયોગીને આત્મા પાસે હોવા છતાં તેનો સાક્ષાત્કાર દુર્લભ થઈ જાય છે.

ભગવાન શ્રદ્ધાવાળાને સુલભ છે. તે પરીક્ષા માટે વિઘ્નો પણ નાંખે

છે. ભગવાન આપણને નીરસ બનાવે તેમાં પણ તેનો જે હેતુ હોય તે સમજવો જોઈએ. ભગવાન પહેલા આપણુ મન અને આપણી ઈચ્છાઓ લઈ લે છે અને જો તે ભગવાનને અર્પણ કરી શકાય તો એમ સમજવુ કે આપણે આપણુ બધુ ભગવાનને અર્પણ કરી આપ્યું છે પણ એ કામ સહેલુ નથી આપણા કલ્પિત ભાવોને તુચ્છ માની નમ્રતાથી મોહ જીતવો એ મોટી લડાઇ છે. તે બળતા અગ્નિમાં બળવા જેવુ છે ખરા સાધુ જગતની કોઈ વસ્તુમાં સુખ માનતા નથી અને માત્ર એકાંત ચાહે છે, બધા તેમને ભૂલી જાય એવુ તે ઇચ્છે છે, તેમને પોતાના અહંકાર ઉપર ધિક્કાર ઉપજે છે, તેઓ મોટા દુખમાં પણ સમતા રાખે છે કોઇ સંસારના સમાચારથી કે લડાઈના સમાચારથી તેમને હર્ષ થતો નથી કે શોક થતો નથી. જે બને છે, જે બનવાનુ છે તેમાં તે ભગવાનની ઇચ્છા જોઈ શકે છે. શરણાગતિ રાખવી એ સહેલુ છે પણ જે જીવ શરણાગતિ રાખે છે તેને પણ શરણાગતિમાં રાખવો એ બહુ મુશ્કેલ કામ છે, એ જીવના વાચ્યાર્થનો ત્યાગ છે, એમાં પહેલાં જાણે કે જીવ શૂન્ય થઇ જતો હોય એવુ લાગે છે, જાણે કે તેનુ જગત કોઈ લઇ જતુ હોય તેવું લાગે છે. પણ તેણે ધીરજ રાખવી જોઈએ. એવી શૂન્યતામાંથી દિવ્ય જીવન ઉત્પન્ન થશે મનથી ઉંચી દશાએ પહોંચવાનો રસ્તો અને પૂર્ણ શાંતિ ભોગવવાનો રસ્તો શૂન્યતાનો છે. મનનો શૂન્ય ભાવ અને ઇચ્છાનો તુચ્છ ભાવ આશ્ચર્યકારક કામ કરે છે. તેને પરિણામે મધુરતા જન્મે છે. તે મધુરતામાંથી તેને કોઈ ડગાવી શકતું નથી. એવી દશામા ભગવાન સિવાય બીજું કોઈ રહેતુ નથી જીવ, જગત અને ઈશ્વરની એકતા થાય છે. અંધારી રાત્રિમા દિવ્ય પ્રકાશનો અનુભવ, પ્રેમની એકતા અને બધાના પ્રાણની એકતા થવી એ એક મહાન અનુભવ છે.

જ્યારે ભગવાન જ મળે અને બીજું કાંઈ ન મળે ત્યારે ભગવાન મળ્યા છે એમ કહી શકાય, જે મુનિજન આત્મારામ અને જીવન્મુક્ત

હોય છે તે પણ ભગવાનની અહૈતુકી ભક્તિ કર્યા વગર રહી શકતા નથી કારણ કે ભગવાનના ગુણ આકર્ષણ કરે તેવા છે. શુકદેવજી નિર્ગુણ સ્વરૂપમાં પરિનિષ્ઠિત હતા, છતાં ભગવાનની લીલાથી મોહિત થઇ ભગવાનની અહૈતુકી ભક્તિ કરતા હતા. સમાધિ દશામાં નિર્ગુણ સ્વરૂપનો સાક્ષાત્કાર ઠીક રહે છે પણ વ્યુત્થાન દશામાં ભગવાનની લીલાનો અનુભવ લઈ શકાય છે. જેમ નાટકવાળો પોતાનું સ્વરૂપ જાણતો હોવા છતાં અનેક વેશ લઇ લીલા કરે છે અને પ્રેક્ષકોનાં મન રંજન કરે છે, તેમ ભગવાન પોતાનું સ્વરૂપ જાણતા છતાં જાણે કે પોતે પોતાને ન જાણતા હોય એવું દેખાડી અનેક પ્રકારની લીલા કરે છે, એવો અનુભવ થવા લાગે છે. ભગવાનનું મુખ્ય શસ્ત્ર સુદર્શન છે અને ખરા ભક્તનું મુખ્ય સાધન પણ સુદર્શન એટલે સમ્યક્દર્શન છે. બધામાં પોતાને જોવા અને પોતામાં બધાને જોવા એ સમ્યક્દર્શન છે. તે શસ્ત્રનો ઉપયોગ કરવાથી આપણી સામે બીજા કોઈ છે એવું લાગતું નથી.

આવા અનુભવ માટે ક્ષુદ્ર વાસનાઓ છતી લેવી જોઇએ, કારણ કે તે આપણને નાના બનાવી દે છે. જે માણસો અને જે વસ્તુઓ રહેવાનાં નથી તેને ભૂલવાં જોઇએ. આત્મજ્ઞાન માટે જે દુઃખ અને અગવડો આવે તે વધાવી લેવાં જોઇએ. એવી અગવડોમાં ભગવાનની સહાયતા અનુભવમાં આવતી જાય છે અને ભગવાનનો અપરોક્ષ અનુભવ થતો જાય છે. તે અનુભવ થાય ત્યારે બીજા સુખની જરૂર રહેતી નથી. જેમ ભગવાન નિજલાભપૂર્ણ રહે છે તેમ જ્ઞાની ભક્ત પણ નિજલાભપૂર્ણ રહે છે. તેને બહારના કોઈ લાભની ઇચ્છા રહેતી નથી. એ દશાની મસ્તીમાં કાળ રહેતો નથી, બધા લોક પોતાના થાય છે, છતાં નવા નવા બદલાતા જગતમાં ભગવાનની નવી નવી લીલાનો અનુભવ થયા કરે છે.

ભગવાનના વિસ્મરણમાં જગત દેખાય છે, તેના સ્મરણમાં જગત દેખાતું નથી, પણ જગત ભગવાન રૂપે દેખાય છે; તેથી જો ક્ષણવાર પણ ભગવાનનું વિસ્મરણ થશે તો જગતનાં દ્વંદ્વ અસર

કરવા લાગશે, કાંઈક સારું, કાંઈક ખનાબ લાગશે અને જેમ પ્રાણ વગરનું શરીર મડદા જેવું લાગે છે. તેમ ભગવાનના વિસ્મરણમા જગત અને તેના બનાવો ઢંઢવાળા લાગવા માંડશે. તેથી જ ભગવાને અર્જુનને ગીતામાં કહેલ છે કે **મામનુસ્મર યુધ્યચ** મારું સ્મરણ કરતો જીવનનુ યુદ્ધ કર. આમ કરવાથી જીવન નવા રૂપમા એટલે ખરા રૂપમા જેવામા આવશે, એવો ભકત દિગ્વિજય કરી શકે છે, બધી દિશાઓમા તેનુ રાજ્ય ચાલી શકે છે, તેની સામે કોઇ વિરોધમા રહી શકતુ નથી. આવા ભકતોનુ જીવન સામાન્ય માણસોને સમજવુ બહુ મુશ્કેલ પડે છે.

જીવનને અંતે ફકત નારાયણનુ સ્મરણ રહે એ મોટો લાભ છે તેટલા માટે સતત નારાયણનુ સ્મરણ રહેવુ જોઇએ, જો હમેશા ભગવદ્સ્મરણ રાખ્યુ નહિ હોય તો છેવટના મહ્લાક વખતે એવો સન્નિપાત થશે કે, "૨૫ શેર તાતાના ખરીદજે અથવા ૫૦ ઇમ્પીરીઅલના વેચજે" વગેરે વગેરે.

જેઓ ભગવાનથી વિમુખ છે અને સંસારના વિષયોમા આસકત છે તેમને ઘણુ લાબુ જીવન મળ્યુ હોય તો પણ શો લાભ છે ? અર્થાત્ કાઈ લાભ નથી ભગવદ્ ભકિતવાળુ ટૂંકુ જીવન પણ પરમશ્રેયની પ્રાપ્તિ કરાવી આપે છે. હિંદુધર્મમા શરૂઆતથીજ સંસારના સુખને સારુ સુખ માનેલ નથી. એ સુખ માટે જેટલો જેટલો પુરૂષાર્થ થાયછે તેમા અનાત્મવૃત્તિ વધે છે. હિંદુધર્મના મૂળમા અનાત્મવૃત્તિ વધે એવું શિક્ષણ જેવામા આવતું નથી

હિંદુઓનો ધર્મ બધા ઉપર આત્મભાવે પ્રેમ કરવાનુ કહે છે, તેથી તે ઊચામા ઊચો ધર્મ છે પણ તેની કિમત હાલના કાળની વિદ્યામા પુરી અંકાતી નથી. હાલના કાળની વિદ્યાનું લક્ષ્ય સમાજ-સેવા અને દેશસેવા કરાવવા તરફ છે, તેમ કરવામા બીજા દેશનાં માણસો દુખી થતાં હોય તેનો વિચાર થતો નથી. પશ્ચિમની વિદ્યા

એવું શિખડાવે છે કે આપણા બાપદાદા વાંદરા જેવા પશુ હતા અને હજુ આપણે પૂરા નીતિવાન માણસ થઇ શકયા નથી. હિંદુઓનાં શાસ્ત્રો એમ શિખડાવે છે કે માણસ પોતે આત્મસ્વરૂપે પ્રભુરૂપ છે અને આપણા બાપદાદાઓ ઋષિમુનિઓ હતા. તેમ ન હોત તો ગીતા અને ઉપનિષદ્ જેવાં શાસ્ત્રો આપણને મળી શકત નહિ. જો કે ભગવાન બધે છે, બધામાં છે પણ બધું સુખ એ ભગવાનનું સુખ નથી. સંસારના સુખમાં ભગવાનના સુખનો લેશ માત્ર અનુભવ નથી, એટલું જ નહિ પણ સંસારનું સુખ લેવાની વૃતિ એ ભગવાનનું સુખ લેવામાં બાધક છે.

જે માણસો ખરા પ્રેમને સમજ્યા વગર સંસારમાં પડે છે અથવા ખરા પ્રેમને જાણ્યા વગર સંસારથી બ્હીને સંસારનો ત્યાગ કરે છે તે બન્ને પ્રકારના માણસો પ્રેમથી હારી જાય છે. કોઈ વસ્તુમાં કે કોઈ માણસમાં ખાસ સૌંદર્ય નથી પણ તેને જોનાર કઈ દ્રષ્ટિથી જુએ છે તે ઉપર બધો આધાર છે. બાળકને કયાં ખબર છે કે તે તેની માને કેવો લાગે છે? **અજ્ઞાનીને કયાં ખબર છે કે જગત્ ભગવાનને, કેવું લાગે છે! સામાન્ય દૃષ્ટિ રૂપ જોઇ શકે છે પણ ગુણ જોઇ શકતી નથી.** ખરા ભકતો સર્વત્ર ભગવાનનું સૌંદર્ય જોઈ **તેના આનંદમાં મસ્ત રહે છે.** તેમની પાસે સંસારનું સુખ હોતું નથી છતાં, તેમના હૃદયમાં ભગવદીય આનંદ હોય છે અને તે તેમના મુખ ઉપર જણાઈ આવે છે.

અપૂર્ણ

卐

## પરમહંસ સ્વા. શ્રી રામતીર્થજી
## ની
# નીતિકથાઓ

કથક :—નર્મદાશંકર હરિશંકર વ્યાસ બી એ.

[વેદાન્તના તત્વજ્ઞાનને સરળતાથી સમજાવવા માટે સ્વામીજીએ ા અને નાની ટુંકી વાર્તાઓનો ઉપયોગ બહુ સારી રીતે કર્યો છે. ઘરગથ્થુ દૃષ્ટાન્તો દ્વારા, પચાવવામાં પાગ જેવું વેદાન્તનું તત્વ, સ્વામીજીએ એવી સુંદર રીતે સમજાવ્યું છે કે સાધારણ બુદ્ધિવાળા માનવી, બાળકો કે સ્ત્રીઓ પણ સહેલાઇથી એ તત્વને પકડી શકે; અહિં ઉતારવામાં આવનારી બધી વાર્તાઓ સ્વામીજીનાં પુસ્તકો (લખાણો અને વ્યાખ્યાનો) માંથી લેવામાં આવશે. ખાસ કરીને સ્વામીજીએ અમેરિકામાં વ્યાખ્યાનો આપતી વખતે જે દૃષ્ટાન્તોનો ઉપયોગ કરેલો, તેનોજ વિશેષત: ઉપયોગ કરવાનો આશય છે. આશા છે કે વાચકોને આ અંગ રસિક અને આલ્હાદક જણાશે; શિક્ષકો અને માબાપો આ વાર્તાઓ પોતાનાં બાળકો સમક્ષ ખૂબ લાભપૂર્વક મૂકી શકે તેવી છે.—તંત્રી]

મહત્વાકાંક્ષા :—

[૧]

## કારાગૃહમાં શાહનશાહ શાહજહાન

શાહજહાન મોગલકાળના સુવર્ણયુગનો શાહનશાહ હતો. તેના જીવન ઉપરથી, માનવજીવનમાં કેવા કેવા ફેરફારો થાય છે અને કુદરતનો કાનુન કેટલો અચળ ને અડગ હોય છે તે બરાબર સમજાય છે. શાહજહાનના પુત્ર ઔરંગઝેબે પિતાની રાજ્યગાદી મેળવવા માટે તેને કારાગૃહમાં ધકેલી દીધેલો. સત્તા અને સમૃદ્ધિની ક્ષુધા મિટાવવા માટે શાહનશાહ -પિતાને, રાજ્યલોભી પુત્ર કેદમાં નાખે છે ! એક વખત એ કારાગૃહમાંથી શાહજહાને ઔરંગઝેબને પત્ર લખીને માગણી કરી કે તેની પાસે કારાગૃહમાં, કોઇ કોઇ વખત થોડા વિદ્યાર્થીઓને મોકલવામાં આવે તો, તે તેમને કંઇક બોધ આપી પોતાનો વખત આનંદથી પસાર કરી શકે. પુત્રે જવાબ લખી મોકલ્યો કે "આખી જિન્દગી આપે રાજ્ય કર્યું છે અને હજુ પણ આપ શાસનવૃત્તિ ત્યાગી શકતા નથી. હવે વિદ્યાર્થીઓ ઉપર આપને હુકુમત ચલાવવી છે, કાં ? જીવનભરની હુકુમત ચલાવવાની ટેવને આપ છોડી શકતા નથી."

આ નર્યું સત્ય છે. આપણે આપણી જૂની ટેવોને-જીવન સાથે વણાઈ ગયેલી ટેવોને કેવી રીતે તજી શકીયે ! તે તો આપણી સાથે ઓતપ્રોત થઇને આપણને વળગી રહે છે. અને આપણે પણ તેમને કોઇ રીતે છોડી શકતા નથી. તમારું પોતાનું ખરૂં સ્વરૂપ-આત્મસ્વરૂપ-સારાયે વિશ્વનું સ્વામી છે.

તમે એ મહાન શાહનશાહને તમારા શરીર રૂપી કારાગૃહમાં પૂરેલો છે. પણ એ પોતાનું ખરૂં સ્વરૂપ–એ મહાન શાહનશાહ પોતાની જૂની ટેવને કેમ ભુલી શકશે? તે પોતાનું સ્વત્વ કેવી રીતે જતું કરી શકશે? જગતની કોઇ પણ શક્તિ તેના–આત્માના ખરા સ્વરૂપને ભુંસી શકે તેમ નથી. તમે જો કે તેને કેદમાં નાંખેલો છે પણ એ સ્થૂળ કારાવાસમાં પડયાં પડયાં તેને સારા વિશ્વને પોતાની અંદર સમાવી દેવું છે; તે એનો ખરો સ્વભાવ છે, તે જ એનું વાસ્તવિક સ્વરૂપ છે. જો તમારે આત્માની આ મહાન શક્તિને ઓળખવી હોય તો તમારે તમારા સાંસારિક લોભને જતો કરવો પડશે.

બોધ :—આત્મિક મહત્વાકાંક્ષા માનવીનો કુદરતી સ્વભાવ છે. આત્મા એ જ તેનું ખરું સ્વરૂપ છે. માનવી તેના વાસ્તવિક અને મૂળભૂત સ્વરૂપને કોઇ રીતે છોડી શકતો નથી.

[૨]

## લોભનું મૂળ

એક નાની સરખી ઝુંપડીમાં સુખી દંપતી રહેતું હતું. તેઓ ખૂબ સુખી હતાં. પુરૂષ આખો દિવસ મજુરી કરતો અને ઉદરપોષણ પૂરતું મેળવી લેતો. બીજી કોઇ પણ ભૌતિક મહત્વાકાંક્ષા તેમને નહોતી. એ ખરેખર પ્રમાણિક શ્રમજીવી હતો. તેમની પડોશમાં એક શ્રીમંત કુટુંબ રહેતું હતું. એ શાહુકાર સતત ચિંતાગ્રસ્ત રહેતો, શાન્તિ અને સુખની તેના જીવનમાં ઝાંખી પણ નહોતી.

એક વખત કોઇ વેદાંતી સાધુ ત્યાં આવી ચડયા. પેલા મુડીદારને સાધુએ સમજાવ્યું કે તેનાં દુઃખ અને ચિંતાના મૂળમાં તેની સમૃદ્ધિ અને પરિગ્રહવૃત્તિ છે. તેની સમૃદ્ધિનો તે ગુલામ છે અને સમૃદ્ધિના ભાર નીચે તેનું સત્વ ચગદાઇ રહ્યું છે. ગરીબનાં ઘર તરફ નિર્દેશ કરતાં સાધુએ કહ્યું "જુઓ, ત્યાં સમૃદ્ધિ નથી, સંગ્રહ નથી, છતાં તેના મુખ ઉપર સુખ ને શાન્તિની સ્પષ્ટ રેખાઓ તરી આવે છે. તે પોતાનું જીવન ખરેખરાં સુખ અને આનંદમાં પસાર કરે છે."

આવું નિર્ભેળ સુખ શ્રીમંતોના ભાગ્યમાં નથી હોતું. સાધુના શબ્દોની પરીક્ષા કરવાની મુડીદારની ઇચ્છા થઈ. સાધુના કહેવા પ્રમાણે મુડીદારે છૂપી રીતે ગરીબના ઘરમાં રૂ. ૯૯) ની થેલી સેરવી દીધી. બીજે દિવસે તેમણે જોયું કે ઝુંપડીની અંદર ચુલામાં રાત્રે આગ જણાતી નહોતી. સારાયે દિવસના પ્રમાણિક શ્રમને પરિણામે જે કાંઈ મળતું, તેમાંથી જોઇતી વસ્તુઓ ખરીદી તેઓ હંમેશાં ભોજન સામગ્રી બનાવતાં. પણ આજ રાત્રે ચુલાનો અગ્નિ શાન્ત હતો. રાંધ્યા અને ખાધા વિના જ આજ રાત્રે તેઓ સૂઇ ગયાં. બીજે દિવસે સવારે મુડીદારને સાથે લઇ સાધુ મહારાજ ગરીબની ઝુંપડીએ ગયા, અને આગલી રાત્રે ચુલો ન સળગાવવાનું કારણ પુછ્યું. સાધુ મહારાજની હાજરીમાં શ્રમજીવીથી ખોટું બોલવાની હિંમત ન ચાલી. તેણે સત્ય હકીકત કહી દીધી. ગઇ કાલ સુધી તે દરરોજ થોડા પૈસા હંમેશાં કમાતો અને તેમાંથી લોટ, શાકભાજી વગેરે ખરીદી ભોજન બનાવતાં. પણ ગઈ

કાલે તેમને એક પેટી મળી છે અને તેમાં રૂ. ૯૯) છે. જ્યારે તેમણે રૂ. ૯૯) જોયા ત્યારે તેમને વિચાર થયો કે એકસોમાં માત્ર એકજ રૂપીઓ ખૂટે છે. એ એક રૂપીઆની બચત કરવા માટે તેમણે એક ટંક જમવાનું જતું કરી પૈસા બચાવવાની શરુઆત કરી છે.

શ્રીમંત લોકોનાં દુઃખ અને અશાન્તિના મૂળમાં આ સંગ્રહવૃત્તિ રહેલી છે. જેટલું વધારે તેમને મળતું જાય છે, તેટલા તેઓ વધારે ગરીબ થતા જાય છે, કારણ કે વધારે મેળવવાની ઇચ્છા વધતી જાય છે. જ્યારે તેમને રૂ. ૯૯) મળે છે ત્યારે રૂ. ૧૦૦) ની ઇચ્છા થાય છે, જો રૂ. ૯૯૦૦૦) હોય છે તો રૂ. ૧૦૦,૦૦૦ ની આકાંક્ષા રાખે છે.

**બોધ :—**પરિગ્રહ પરિગ્રહને પોષે છે, જેમ વધારે મળતું જાય છે તેમ લોભની માત્રા વધતી જાય છે, અને સુખની માત્રા ઘટતી જાય છે. વાસ્તવિક સુખ સંપત્તિના સંગ્રહમાં કે પરિગ્રહમાં નથી પણ સંતોષમાં રહેલું છે.

**ઇચ્છાઓ :—**

[ ૩ ]

## છબી પાડનાર

એક વખત કોઇ સ્ત્રી પોતાની સુંદર છબી પડાવવા માટે સારા આલીશાન છબીઘરમાં ગઇ. છબી પાડનારે કેમેરો બરાબર ગોઠવ્યો, અને જ્યારે કાચની તકતી ઉપર સ્ત્રીનો ચ્હેરો તપાસ્યો ત્યારે માલુમ પડયું કે તેના મુખ ઉપર બળિયાના ડાઘ દેખાતા હતા. છબી પાડનારને ખુબ અચંબો

થયો. તેનું મુખારવિંદ તદ્દન ચોકખું જણાતું હતું, છતાં છબીમાં એ ભયંકર દર્દની નિશાનીઓ નિઃશંક જણાતી હતી. છબી પાડનારે બળિયાના ડાઘ ન જણાય તેવી રીતે છબી લેવાની ખુબ કોશિષ કરી પણ ડાઘ અનિવાર્ય જણાતા હતા. છબી પાડનારે કંટાળીને છેવટે તેને કહ્યું કે 'બેન! કોઇ બીજે દિવસે આવજો, તમારો સુંદર ફોટો પાડી આપીશ.' સ્ત્રી પોતાને ઘેર ચાલી ગઈ અને થોડા કલાકો પછી તેને બળિયા દાદા દેખાયા. આમ એકાએક આ દર્દ થવાનું કારણ શું હતું? વિચાર કરતાં તેને યાદ આવ્યું કે તેની બેનને બળીઆ નીકળેલા છે અને પોતાના ઉપર આવેલા તેના પત્રનું પરબીડીયું તેણે તેના થુંક વડે બીડેલું હોવું જોઇએ, જે ઉઘાડી વાંચતાં તેને પણ ચેપ લાગેલો છે. નરી આંખે શરીર ઉપર જેની કંઈ પણ નિશાની જણાતી નહોતી, તે કેમેરામાં બરાબર પકડાઈ ગઈ.

તેજ પ્રમાણે અંતરની ઇચ્છાઓ આવતી ઘટનાઓના પડઘા રૂપે હોય છે.[1]

બોધ :—ઇચ્છાઓ આગામી ઘટનાઓના સંકેત રૂપે હોય છે.

### [ ૪ ]

### એક લાંબો પત્ર

એક સજ્જન ઘણા લાંબા કાળથી વિખુટા પડેલા મિત્રને લાંબો પત્ર લખી રહ્યો હતો. પત્ર લખવામાં તે એટલો બધો મગ્ન થઇ ગયેલ કે એક ક્ષણ માટે પણ ઊંચું જોવાની તેને

ફુરસદ નહોતી. પત્ર લખતાં લગભગ એક કલાક પસાર થઇ ગયો. જ્યારે તેણે પત્ર પૂરો કર્યો અને ઊંચું જોયું, ત્યાં તો તેનો પ્યારો દોસ્ત તેની સમક્ષજ ઉભેલો જણાયો. તે ખુરશી ઉપરથી એકદમ કુદકો મારી ઉઠયો અને પોતાના મિત્રને ભેટી પડયો. "તમે અહિં છો ?" એમ ભેટતાં ભેટતાં મિત્રને પૂછયું. "હું તો અહિં અડધા કલાકથી ઊભો છું" મિત્રે જવાબ આપ્યો.

"તમે અહિં એટલી બધી વારથી ઊભા છો ને મને કહ્યું પણ નહિ ?" સજ્જન બોલ્યો.

"તમે તમારા કામમાં એટલા બધા ડૂબેલા હતા કે તમને તેમાં ખલેલ પાડવાનું મને યોગ્ય ન લાગ્યું." મિત્રે જવાબ આપ્યો.

માનવજીવનની ઇચ્છાઓ પણ આ પત્રલેખન જેવી છે. માનવી ઇચ્છા કરે છે, યાતના સેવે છે, આશાઓ બાંધે છે, મહત્વાકાંક્ષાઓ ધરે છે, અનેક પ્રકારની ચિંતાઓ–ઝંખનાઓ, વેદનાઓમાંથી પસાર થાય છે; આ બધું પત્રલેખન જેવું છે. જેને તમે પત્ર લખો છો, જેની તમે આશાઓ સેવો છો, જેને માટે તમે ઝંખો છો તે તો, કર્મની ગહન ગતિ પ્રમાણે, તમારી સામેજ હોય છે. પણ ત્યારે તમને તેની પ્રતીતિ કેમ નથી થતી ? કારણ કે તમે તેની ઇચ્છા કરી રહ્યા છો–પત્ર લખી રહ્યા છો.

જે ક્ષણે તમે ઇચ્છાથી પર થાઓ છો, પત્ર લખવાની સમાપ્તિ કરો છો, તેજ ક્ષણે તમારી ઇચ્છિત વસ્તુ તમારી

સામને ખડી થયેલી જણાશે.

બોધઃ–ઇચ્છાઓથી પર થતાં ઇચ્છાઓની પરિતૃપ્તિ આપોઆપ થાય છે.

[ ૫ ]

## વડા પ્રધાન અને લક્ષ્મીજી

લક્ષ્મીદેવીનાં સાક્ષાત્ દર્શન કરવા માટે કોઈ એક વડા પ્રધાને દરેક જાતની કોશિષ–યમ, નિયમ, તપ, યજ્ઞ વિગેરે–કરી જોઇ, લક્ષ્મીદેવીના સાક્ષાત્કાર માટે જપવા પડતા મંત્રો હજારો અને લાખોવાર તેણે જપી કાઢયા. પણ લક્ષ્મીજીનાં દર્શન થયાં નહિ. આટલા મહાન પ્રયત્ન પછી તેની શ્રદ્ધા ઊડી ગઇ અને તેણે જગતની સર્વ વસ્તુઓનો ત્યાગ કરી સંન્યસ્ત લઈ લીધું. જે ક્ષણે તેણે દુન્યવી વાસનાઓથી પર થઇ સંન્યસ્ત ગ્રહણ કર્યું, તેજ ક્ષણે તેને સાક્ષાત્ લક્ષ્મીજીનાં દર્શન થયાં. " દેવીજી અત્રેથી ચાલ્યાં જાઓ, મારે તમારું કામ નથી. હું તો સંન્યાસી છું, મારે હવે ભૌતિક સમૃદ્ધિનું શું કામ છે ? જ્યારે મેં તમારી ઇચ્છા કરી ત્યારે તમે આવ્યાં નહિ, અને હવે જ્યારે મારે તમારી જરૂર નથી ત્યારે તમે પધાર્યાં છો. "

લક્ષ્મીજી બોલ્યાં " તું પોતેજ તારા માર્ગમાં અવરોધ રૂપ હતો. જ્યાં સુધી તું મારી ઇચ્છા કરતો હતો, ત્યાંસુધી તારામાં ભેદ બુદ્ધિ હતી, તું તારી જાતને ભિખારી બનાવતો હતો, અને એમ ભીખ માગવાથી શું મળે ? પણ જે પળથી

તું ઇચ્છાઓથી મુકત થયો—પર થયો તેજ પળથી તું તારા ખરા સત્વનો, તારી અંદર રહેલી પ્રભુતાનો સાક્ષાત્કાર અનુભવે છે.” માનવજીવનનું આ ખરું અને છૂપું સત્ય છે.

**બોધ**—વાસનાઓથી પર થતાં ઇચ્છાઓનો ક્ષય થાય છે અને તૃપ્તિની ઝંખના શમી જાય છે. વાસનાના સેવનથી તૃપ્તિ દૂર ને દૂર ભાગતી જાય છે.

[ ૬ ]

## કાલીય મર્દન

એક વખત ભગવાન શ્રી કૃષ્ણ કિશોર અવસ્થામાં યમુનાને કાંઠે રમતાં રમતાં કુદકો મારી નદીની અંદર કૂદી પડયા. આ જોઇ તેમનાં માતાપિતા, મિત્રો તથા સગાં સ્નેહીઓ આશ્ચર્યચકિત થઈ ગયાં અને કલ્પાંત કરવા લાગ્યાં. તેમને લાગ્યું કે હવે તેમનો લાડીલો કૃષ્ણ પાછો નહિ આવે. સારાયે મથુરામાં વિષાદ અને શોકનું મોજું ફરી વળ્યું.

ભગવાન તો નદીને તળીયે ગયા અને ત્યાં રહેતા હજાર મસ્તકવાળા કાલીનાગને પોતાની મધુર બંસીથી જાગૃત કરી, તેની સાથે પ્રચંડ યુદ્ધ કરવા લાગ્યા. ભગવાને બંસીમાં ૐ મંત્રનો રણકાર ઉતાર્યો અને એક પછી એક કાલીનાગની ફેણ નાથવા માંડયા. જેમ જેમ મસ્તકનું મર્દન કરતા જાય તેમ તેમ નવાં મસ્તકો ઊભાં થતાં ગયાં; કિશોર કૃષ્ણ માટે આ કાર્ય ઘણું કઠિન હતું. પણ તે કંઇ ગભરાય તેમ ઓછા જ હતા? કલાકો સુધી પ્રચંડ યુદ્ધ ચાલ્યું અને છેવટે કાલીનાગ-

નું સંપૂર્ણ મર્દન કરી ભગવાન નદીની બહાર આવ્યા. યમુનાનાં ઘેરાં નીર રક્તવર્ણાં થઈ ગયાં, જાણે કે સંસારની વાસનાઓનું સઘળું ખૂન ન નીચોવી કાઢ્યું હોય ! કાલીનાગની બધી પત્નીઓ ભગવાનનાં દર્શન કરવા તથા તેમના સહવાસનું અમૃતપાન કરવા આવી. આ દૃશ્ય નિહાળી કાંઠે ઉભેલાં સગાં સંબંધી તો તાજુબ થઇ ગયાં અને તેમના આનંદનો ઉદધિ ઉછળવા લાગ્યો.

આ વાર્તા દ્વિઅર્થી છે. પોતાની અંદર રહેલી પ્રભુતા પીછાણવાની કોશીષ કરનારાઓને આમાંથી ઉત્તમ પાઠ મળે છે.

સરોવર અથવા નદી એ માનવીનું પોતાનું મન છે. જેણે કૃષ્ણ થવું હોય એટલે કે પ્રભુમય બનવું હોય, પોતાની અંદર રહેલી પ્રભુતાનો આવિર્ભાવ અનુભવવો હોય, ગુમાવેલું સ્વર્ગ ફરી પ્રાપ્ત કરવું હોય, તેને પોતાના માનસસિન્ધુમાં ડુબકી માર્યા વિના છુટકો નથી, પોતાના ઉંડાણમાં ઊતર્યા વિના બીજો ઉપાય નથી. સ્વપ્રકૃતિના ઊંડા અને ઘેરા, થરના થર વિંધી સ્વત્વને તળીયે જઇ, અંદર રહેલી વાસનાઓ રૂપી રાક્ષસણીઓ સાથે-ભૌતિક-માનસ રૂપી કાલીનાગ સાથે પ્રચંડ યુદ્ધ કરી વિજય મેળવવાનો હોય છે. દુન્યવી વાસનાઓ, મહત્વાકાંક્ષાઓ, આશાઓ અને ભૌતિક માનસ પ્રકૃતિને ઠોકરે માર્યા વિના, કચર્યા વિના, નાશ કર્યા વિના એ વિજય દુઃસાધ્ય છે. વાસનાઓને મોહવશ કરી તેનો સંપૂર્ણ નાશ કરવાથી જ તેનું મનોમન્દિર પ્રભુતાની પ્રતિષ્ઠા માટે યોગ્ય બને છે.

માનસસિન્ધુની શુદ્ધિજ પ્રભુતાને પંથે પગલાં પડાવી શકે છે. આ કાર્ય માટે ભગવાન કૃષ્ણને પગલે અનુસરવું જરૂરનું છે. પોતાની જીવનબંસીમાં ૐ નો મંત્ર ઉતારવાથી, સારાયે જીવનને એ દૈવી સંગીતમય બનાવી દેવાથી પોતાની અંદર રહેલી પ્રભુતા પ્રગટાવી શકાય છે.

આ બંસરી શું છે? એ માત્ર એક પ્રતીક છે–પ્રેમનું, મધુરતાનું, તલ્લીનતાનું. કયાં એવાં સત્કર્મોથી એ બંસરી ભગવાન કૃષ્ણના ચુંબનની અધિકારી થયેલ? કૃષ્ણ પોતે પ્રેમમૂર્તિ હતા અને એ પ્રેમમૂર્તિના અધરે બીરાજી અમૃતનું પાન કરવાનું સદ્ભાગ્ય એ બંસરીને પ્રાપ્ત થયેલું. બંસરીમાં એવું તે શું હતું કે કોઇને પણ ઇર્ષા આવે એવી સ્થિતિ પ્રાપ્ત થયેલી? જવાબ માત્ર એટલો જ હતો કે બંસરી નિર્લેપ હતી, વાસનાથી પર હતી, ભૌતિક પદાર્થનું–માનસનું તેનામાંથી સંપૂર્ણ વિસર્જન થયું હતું. બંસરી માથાથી તે પગ સુધી ખાલી હોય છે; પદાર્થવિહીન, વાસનાવિહીન આવી બંસરીને અધરે સ્થાન આપવું એટલે હૃદયશુદ્ધિ કરી, મનને પ્રભુતામાં પરોવવું, દુન્યવી વાસનાઓનો ક્ષય કરી આખુંયે જીવન પ્રભુને ચરણે ધરવું, પ્રભુમય બનવું. હૃદયના ઉંડાણમાંથી વાસનાઓને હાંકી કાઢો, તમારા શરીર ઉપરનો સઘળો અધિકાર જતો કરો, સ્વાર્થ અને સ્વાર્થસંબંધો તોડી નાંખો, મારા અને તારા, અને દુનિયાના વિચારોને ફૂંકી દો, દુનિયાથી પર થઇ જાઓ અને પ્રભુતા તમારી જ છે.

સંસારના કોઇ પણ પ્રેમીને આંજી દે તેવું સંવનન –પ્રભુસાથે સંવનન, પોતાનાં ખરાં અને વાસ્તવિક સ્વરૂપને

પિછાનવા માટેની ક્ષુધા અને તૃષા, દૈવી સત્ય માટેની ઝંખના, એવું જીવન બંસરીના મધુરા અને સુરીલા સંગીતની જમાવટ છે. મનની આવી સ્થિતિમાં, હૃદયની આવી શાન્તિમાં, આત્માના આવા વિશુદ્ધ પ્રકાશમાં ૐ નો જપ કરવાનું શરૂ કરો, ૐમય બની જાઓ, અને સ્વાભાવિક રીતે જ તમારી જીવનબંસી ૐ ના ભવ્ય સંગીતમાં રાચવા માંડશે. સ્વાર્થના પરિત્યાગે અને દૈવી શ્વાસની સ્વીકૃતિએ માનવતામાંથી પ્રભુતા પ્રગટે છે. સ્વાર્થનો, દુનિયાદારીનો અંચળો દૂર થતાં પ્રભુતા તમારી જ છે.

ૐ નો જપ સતત કર્યા કરો અને જપ કરતાં કરતાં તમારા મનની જડતી શરૂ કરો. અંદર રહેલા ઝેરી સાપને શોધી કાઢો. એ ઝેરી સાપની હજારો જીભો, માથાંઓ, ફેણો, માનવીની અગણિત જરૂરીયાતો, ઇચ્છાઓ, અસંખ્ય વાસનાઓ, સ્વાર્થી વલણ અને દુનિયાદારીપણું છે. એક પછી એક એ બધાને કચરી નાખો, તમારા પગ નીચે દાબી દો, છૂટાં પાડી નાંખો, વિખેરી નાંખો, ફેંકી દો અને ૐ નો મન્ત્ર જપતાં જપતાં તે સર્વનો સંપૂર્ણ વિનાશ કરો.

ચારિત્રનું ઘડતર કરો, મક્કમ નિર્ણય કરો અને ગંભીર શપથ લો, કે જ્યારે તમે માનસસિન્ધુમાંથી વાસનાઓના મર્દન પછી બહાર આવો, ત્યારે જીવનના જળ ડોળાયેલાં, ઝેર મિશ્રિત થયેલાં ન જણાય. અને જેને પરિણામે એ જળનું પાન કરનારાઓ પણ વિશુદ્ધિને પામે. સંસારસાગરમાંથી બહાર નીકળો,–તેને પરમ વિશુદ્ધિ બક્ષીને. જનતા સાથે ભલે

તમારો મતભેદ થાય, જનતાનો ભલે તમારે ઓફ વેરી લેવો પડે, ભલે લોકો તમારા માર્ગમાં મુશ્કેલીઓના ડુંગરો ઊભા કરે, ભલે તમને હેરાન પરેશાન કરે. પણ તેમના ગમા અને અણગમાઓની પરવા કર્યા વિના, તેમની ધાક અને ધમકીઓને ગણકાર્યા વિના, તમારા માનસસિન્ધુમાંથી સતત અને અસ્ખલિત પ્રભુતાનો દૈવી પ્રવાહ વહેવા દેજો. તમારા જીવનના અણુએ અણુમાંથી અમૃતની ધારાઓ વરસાવો જેથી સંસારનો કોઈ પણ સંસર્ગ તમારી વિશુદ્ધિને, તમારી પ્રભુતાને પ્રાપ્ત કરે. હૃદયને પવિત્ર બનાવો, ॐ નો સતત જપ કરો, જીવનમાંથી વીણી વીણીને નિર્બળતાઓને ફેંકી દો, અને ખરા જીવનવિજેતા તરીકે સર્વાંગસુંદર ચારિત્ર ઘડી પ્રભુતા પ્રાપ્ત કરો. જ્યારે વાસનાના રાક્ષસનો વધ કરવામાં આવશે ત્યારે વાસનાઓ તમારી દાસી થઈ રહેશે, જેવી રીતે કાલીનાગની પત્નીઓ કૃષ્ણની દાસીઓ થઈ રહી હતી તેમ.

**બોધ :**—ચિત્તની શુદ્ધિ, વાસનાના ક્ષયથી અને જરૂરીયાતોના લોપથી પ્રાપ્ત કરી શકાય છે. ચિત્તની શુદ્ધિ સાથે ॐકારમય બનવાથી પ્રભુમય જીવન બની જાય છે.

અપૂર્ણ



મહારાષ્ટ્રના આદિકવિ

# શ્રી મુકુંદરાજ

( સંક્ષિપ્ત જીવનવૃતાંત )

તત્ત્વજ્ઞ કવિ મુકુંદરાજ •મહારાષ્ટ્રના આદિકવિ મનાય છે; વિક્રમની ૧૨ મી સદીમાં એ હતા એવી મહારાષ્ટ્ર દેશમાં લોકવાયકા છે. 'વિવેકસિંધુ' નામનો ગ્રન્થ જીવનના અંતભાગમાં એમણે લખ્યો છે, તદુપરાંત કોઇ જયત્પાલ નામના રાજાને ઉપદેશ આપવાના નિમિત્તે એમણે '**પરમામૃત**' નામનો બીજો ગ્રન્થ લખ્યો છે.

છતાં ઇતિહાસકારો એમના સમયનો હજુ આખરનો નિર્ણય કરી શકયા નથી.. વિવેકસિંધુની હસ્તલિખિત બધી પ્રતોમાં એમની એ એવી શોધી મળતી નથી, કે જેમાં પોતે પોતાના જીવનકાલનો ઉલ્લેખ કર્યો છે. આ દૃષ્ટિએ પ્રસિદ્ધ જ્ઞાનેશ્વર મહારાજના કરતાં પણ તેઓ સોએક વર્ષ પહેલાં થઇ ગયા હોય એમ કહેવું પડે. છતાં આશ્ચર્ય એ છે કે શ્રી જ્ઞાનેશ્વર

મહારાજ તેમજ એમના વખતના બીજા કોઈ પણ સંતોએ પોતાની પ્રસાદવાણીમાં એમનો કશો ઉલ્લેખ કર્યો હોય એમ જણાતું નથી. ઉપરાંત જ્ઞાનેશ્વર મહારાજના ગ્રંથોની ભાષા જેટલી મુકુન્દરાજની ગ્રન્થભાષા અઘરી નથી. આમ ઐતિહાસિક દૃષ્ટિએ હજુ મહારાષ્ટ્રમાં એમના સમય માટે કશો નિર્ણય થયો નથી.

એક બીજી વાત પણ ઇતિહાસકારોને મુઝવે એવી છે, અને તે એ છે કે ઇતિહાસમાં કોઈ જયત્પાલ નામના રાજાનો ઉલ્લેખ આવતો નથી. આમ એમના જીવનકાળનો કશો નિર્ણય થતો નથી, છતાં એમના ગ્રન્થો, એમની સચોટ અનુભવસિદ્ધ વાણી, એમની ઉપદેશકળા, ગહન ગંભીર વસ્તુને પણ સરળ દૃષ્ટાન્તથી સહજભાવે સમજાવવાની શકિત; એ બધું એવું અદ્ભુત છે, કે ઇતિહાસકારો એમનો કાળ-નિર્ણય કરે કે ન કરે, પણ અનંતકાળને ય ઘોળીને પી જનાર એ સંતની જીવનકળા કોઇ અદ્ભુત રહસ્યોથી, વિદ્વતા અને અનુભવથી, તેમજ તે સમયના લોકોમાં બહુ જ પૂજ્યભાવથી ખીલી રહી હશે એ તો નિર્વિવાદ છે.

**શ્રી. સમર્થ સ્વા. રામદાસ** મહારાજના ભક્ત વર્ગોએ એક **રામદાસી** કીર્તનસંગ્રહ બહાર પાડયો છે, તેમાં જયત્પાલ રાજાનો ઉલ્લેખ આવે છે, અને જયત્પાલ તેમજ મુકુન્દરાજને પરસ્પર સંબંધ હતો એવી પણ એમાં કૈંક હકીકત છે.

**સંતો**, અવતારી પુરુષો, શૂરવીરો, કે એવા લોક પ્રસિદ્ધ

પુરુષો જ્યારે જગતનો કોઈ દિશામાં ઉદ્ધાર કરી જાય છે, ત્યારે એમના પ્રતિ લોકસમૂહનો અપ્રતિમ ભક્તિભાવ ઉપજે છે. ભક્તિનો ભાવજ એવો છે, કે જેના પ્રતિ ભક્તિ હોય એમના જીવનનાં પ્રત્યેક આચરણ અને વ્યવહારનાં કાર્યોમાં, એમનાં ભક્તોને હમેશાં અલૌકિકતાજ દેખાય, અને પ્રાચીન જમાનો એવો જ હતો, કે ખાસ કરીને સંતોના ચારિત્રોમાં સામાન્ય મનુષ્યથી ન સમજાય, સાધારણ વિજ્ઞાનબુદ્ધિથી જેનો ઉકેલ ન આવી શકે, એવા ચમત્કારો ભરપૂર ગૂંથી દેવા એ સાધારણ રિવાજ હતો.

શ્રી મુકુન્દરાજના વિષયમાં પણ એવી જ દંતકથા મહારાષ્ટ્રમાં પ્રચલિત છે. વસ્તુ સાચી હોય કે ન હોય, બનાવ બન્યો હોય કે ન બન્યો હોય, પણ પૌરાણિક ઢબથી લખેલાં ચરિત્રોમાં બહુધા જીવનકથાને આવીજ રીતે વર્ણવેલી હોય છે; પ્રથમ આપણે એ દંતકથાને આધારે એમનું જીવન-ચરિત્ર તપાસીએ.

મલય નામનો એક અત્યંત વિષયાસક્ત ગંધર્વ હતો; એ પોતાની સ્ત્રીઓ સાથે કોઈ સરોવરમાં ઉન્મત્ત બનીને નિર્લજ્જ રીતે સ્નાનક્રીડા કરતો હતો, એટલામાં વિશ્વવિહારના સ્વભાવવાળા, બ્રહ્માના માનસપુત્ર નારદમુનિ ફરતા ફરતા એ રસ્તે નીકળી પડયા. નારદજીએ ગંધર્વને મર્યાદાભંગ દશામાં જોયો, અને પરસ્પર દૃષ્ટિ મળવા છતાં પણ એ મદોન્મત્ત ગંધર્વે નારદજીની કશી પરવા ન કરી અને દુર્લક્ષ્ય કર્યું.

ભગવાનના ગુણાનુવાદમાંજ નિમગ્નચિત્ત રહેનાર

ઉમર કોઈ કહે છે કે માત્ર બાર વર્ષનીજ હતી; કોઇ મ્હોટી ઉમર હતી એમ પણ લખે છે; ગમે તેમ હોય, પણ બ્રહ્મના સાક્ષાત્ તેજોપુંજ જેવા, જ્ઞાનભાસ્કરની પ્રચંડ પ્રતિભાવડે દેદીપ્યમાન, વિભૂતિભૂષિત, જ્ઞાનોન્મત્ત દશામાં, આખા વિશ્વને પોતાની વિહારભૂમિ સમજનારા એ દિવ્યમૂર્તિ મુકુન્દરાજ ગામમાં જ્યાં પ્રવેશ કરવા જાય છે, ત્યાં લોકોએ એમને રોકીને કહ્યું કે " મહારાજ! ગામમાં પ્રવેશ ન કરશો, અહીં તો અમારા રાજા બધાને આત્મસાક્ષાત્કાર કરાવી આપો, નહિ તો જાઓ કેદખાનામાં અને તળાવમાં માટી ખોદવાની મજુરી કરો, એવી સજા કરે છે; આપ તો બાલક વયના છો, માટે સલાહ આપીએ છીએ કે ગામ બહારથી જ જલ્દી બીજે ગામ ચાલ્યા જાઓ, અમને તો આપના સુકુમાર શરીરની દયા આવે છે; આપની પણ બીજાના જેવી દશા ન થાય એટલા માટે ચેતવીએ છીએ."

મુકુન્દરાજ મહારાજ હસતે મ્હેરે આ ચેતવણી સાંભળી રહ્યા, અને તળાવની દિશા પૂછી; ત્યાં જઇને જુએ છે તો મહાત્મા કહેવાતા બ્રાહ્મણસાધુઓ માટી ખોદવાના કામમાં પડયા હતા; એમને આવું કરુણ દૃશ્ય જોઈ લાગી આવ્યું, અને તરત જ બધાઓને પૂછી જોતાં પોતે સાંભળેલી હકીકત સાચી નીવડી. એમણે એ બધાને તરત જ પોતાને રાજા જયત્પાલ પાસે લઇ જવા કહ્યું, પણ બ્હીકના માર્યા બ્રાહ્મણોએ જવાબ આપ્યો કે," અમે જો તમારી સાથે ચાલી નીકળીએ, તો આ ચોકીદારો અમારા ઉપર લાકડીઓ અને

ચાબુક વડે તૂટી જ પડે. ”

મુકુન્દરાજ મહારાજે એમને વિશેષ આગ્રહ કર્યો, અને નિર્ભય રીતે પોતાની સાથે આવવા કહ્યું, એટલે બધા પંડિતો એમની સાથે રાજદરબાર ભણી જવા નીકળ્યા; ચોકીદારો જેવા એ બધાને રોકવા જાય છે, ત્યાંજ એક મોટો ચમત્કાર થયો; જેવા એ પંડિત વિદ્વાનોએ પાવડા કોદાળા અને બીજાં હથીઆર મૂકી મુકુન્દરાજ સાથે ચાલવા માંડ્યું, કે એ હથીઆર સજીવન હોય તેમ પોતાની મેળે કામ કરવા મંડી પડયાં; માટી ખોદાય છે, પાળ બંધાય છે, અને હથીઆરોજ કામ કરે છે, એવું અલૌકિક દૃશ્ય જોતાં દેખરેખ રાખનારા ચોકીદારો વિસ્મય પામ્યા, અને આ કામ આ કિશોર મહાત્માના પ્રભાવનું છે એમ સમજ્યા; બધાને આશ્ચર્ય થયું. મુકુન્દરાજ ધીરે ધીરે વાતો કરતા કરતા અને બીજી હકીકત પૂછતા પૂછતા રાજદરબાર તરફ જાય છે, એટલામાં તો ચમત્કારથી મુગ્ધ અને વિહ્વળ બનેલા રાજસેવકો રાજદરબાર તરફ દોડયા, અને રાજાને જઇને નજરે જોયેલો વૃત્તાંત કહી સંભળાવ્યો.

રાજા જયત્પાલના આશ્ચર્યનો પણ પાર ન રહ્યો; આ કામ કોઈ અલૌકિક, દિવ્ય પ્રતિભાશાલી, ઈશ્વરશક્તિસંપન્ન મહાત્માનું જ હશે, અને જલદી જઈને હવે હું એમને મારો પ્રશ્ન પૂછું એવી ઉતાવળમાં, ભરદરબારમાંથી પોતે એમની સામે જવા નીકળી પડયા. મળતાં વેંતજ રાજાએ સન્માનપૂર્વક મુકુન્દરાજને દંડવત્ પ્રણામ કર્યા, પછી રાજસભામાં

લઈ જઈને એમની પ્રતિષ્ઠાને યોગ્ય આસન આપીને પૂજા-સત્કાર કર્યો; મુકુન્દરાજે રાજાને ઉપદેશ આપ્યો કે "મહારાજ આ શું કરો છો ? બ્રાહ્મણો અને સંતસાધુઓને કારાવાસમાં પૂરી આવી શુદ્રોના જેવી સખ્ત, હલકા પ્રકારની મજુરી કરાવો છો, એથી તો રાજકુલનો ક્ષય થાય ! ક્ષત્રિયનાં પ્રતિષ્ઠા અને પુણ્ય બળીને ભસ્મ થઇ જાય. ક્ષત્રિયોનાં ધર્મ અને શોભા તો પોતાનાથી શ્રેષ્ઠ એવા બ્રાહ્મણો અને સંતોનાં માન સત્કાર અને પૂજા કરવામાં છે. એમને દંડ કે પીડા આપવાથી તો ક્ષત્રિય પોતાના વંશનો વિનાશ નોતરી લે છે. પાપને આમંત્રણ આપે છે, અને એવી અધોગતિએ પહોંચે છે કે જેમાં એનાં સ્વધર્મકર્મ અને જન્મમરણ બન્ને બગડે છે."

જયત્પાલ કહે છેઃ—"મહારાજ ! એમાં મારો શો અપરાધ છે ? એ બધા આત્માનુભવી છે એમ કહે છે, તેથી મેં આત્માનુભવ કરાવો એમ કહ્યું, અને જ્યારે એમાંથી કોઇ આત્માનુભવ તો શું પણ એનાં સાધન પણ ઠીક નથી બતાવી શકતા, તો પછી આવા દંભીઓને સખ્ત મજુરી તથા કારાવાસ મળે એમાં મારો શો અપરાધ ? આ પંડિતો તો મહા ગર્વિષ્ઠ છે."[1]

---

૧. શ્રી કેન ઉપનિષદ્‌ની નીચે લખેલી શ્રુતિ આ રહસ્ય બહુ સુંદર રીતે સમજાવે છે.

यस्यामतं तस्यमतं मतं यस्य न वेद सः ।
अविज्ञातं विजानतां विज्ञातमविजानताम् ॥ खं० २ श्रु ३

બ્રહ્મનિષ્ઠ મુકુન્દરાજ મહાજ્ઞાની હતા; રાજાનું કહેવું જો કે યોગ્ય હતું, પણ એથી એ પંડિતોને આવી સજા કરવાથી કાંઈ જ્ઞાની બનાવી શકાય તેમ નહોતું; એમણે એ પંડિતોને કોઈ બ્રહ્મવિદ્ આચાર્યની શોધમાં મોકલીને એમની પાસેથી બ્રહ્મજ્ઞાન મેળવવાની સગવડ કરી આપવાની હતી. જન્મથી અને પાંડિત્યથી તેઓ બ્રાહ્મણ હતા; માત્ર બ્રહ્મજ્ઞાનથી બ્રાહ્મણ નહોતા, એમ ન સમજતાં રાજાએ એમના

---

ભાવાર્થ:—જે વિદ્વાન્ મન તથા વાણીના અવિષયરૂપે બ્રહ્મને જાણે છે, અને મન, વાણી તથા ઇંદ્રિયોથી નથી જાણતો એમ જાણે છે, તેણેજ બ્રહ્મ ઓળખ્યું છે. અને જે મન, વાણી તથા ઇંદ્રિયો વડે મેં બ્રહ્મને જાણ્યુ એમ જાણે છે—તે બ્રહ્મને નથી જાણતો; કારણ કે મન, વાણી અને ઇંદ્રિયો તો પરિચ્છિન્ન છે, તેથી એ અપરિચ્છિન્ન બ્રહ્મને કેવી રીતે ઓળખી શકે? માટે જેઓ અમે બ્રહ્મને જાણ્યુ છે એમ અભિમાન ધારણ કરે છે, તેઓએ બ્રહ્મને જાણ્યું જ નથી એ નિશ્ચય છે, અને જેણે મન બુદ્ધિ, ચિત્ત, અને અહંકાર આદિ અંતઃકરણ તથા વાણી અને ઇંદ્રિયોથી બ્રહ્મ જાણી શકાય એમ નથી, બ્રહ્મનો તો આત્મસ્વરૂપે અભેદ છે અને ત્યાં મન, વાણી કે ઇંદ્રિયો રહેતા નથી, એવું એ બ્રહ્મસ્વરૂપ તો સ્વસંવેદ્ય-પોતે જ પોતાને જ્ઞાનસ્વરૂપે જાણે એવુ છે, એટલે હું શબ્દથી બોલાતો અને ઓળખાતો જે દેહાધ્યાસરૂપી અહંકાર એને નથી જાણતો; બ્રહ્મમાં નથી વાણી, નથી મન, કે નથી ઇંદ્રિયો: એમાં જ્યાં કશું દ્વૈતજ નથી, ત્યાં કોણ કોને કહે કે હું બ્રહ્મને જાણું છું?' અને આવું દ્વૈત ઊભું કરે એટલે એ બ્રહ્મજ્ઞાની રહેતો નથી. આમ જે નથી જાણતો, અને મૌન જ સેવે છે-આશ્ચર્યમુગ્ધ દશા જ-મૌન અવસ્થા જ જેનું બાહ્ય ચિન્હ છે, તેજ બ્રહ્મને જાણે છે એવું શ્રુતિ સમજાવે છે.

પેલા પંડિતો અજ્ઞાની હતા, બ્રહ્મના સ્વરૂપને જાણતા તો શું પણ બુદ્ધિથી યે સમજતા નહોતા; તેઓ બ્રહ્મને અમે જાણીએ છીએ એમ કહેતા હતા તેથી દંભી હતા, એમ રાજાના કહેવાનો આશય હતો.

વર્ણથી વિપરીત એવું મજુરીનું કામ સોંપ્યું, અને તેથી જ એ પાપકર્મ હતું, એવો શ્રી મુકુન્દરાજનો કહેવાનો અર્થ હશે એમ અનુમાન થાય છે.

શ્રી મુકુન્દરાજ તત્ત્વજ્ઞ હતા; શાસ્ત્રના મર્મજ્ઞ હતા; સમદર્શી હતા; પુણ્યપાપની વાસ્તવિક સમસ્યા સમજતા હતા; અને તેથી એમણે જયતપાલ રાજાને કહ્યું:-"આત્મજ્ઞાન તો આપને થશે, પણ પ્રથમ આપે મારી આજ્ઞા માનવી જોઈએ. આત્મજ્ઞાન આપની ઇચ્છા, કે શરતો, પ્રમાણે આપ માનો તે રીતે ન થાય. આત્મજ્ઞાન ન કરાવી શકે એ અજ્ઞાની છે અને તેથી એ ક્ષમા કરવા યોગ્ય છે; એ દૃષ્ટિએ આ બ્રાહ્મણો અજ્ઞાની છે, તો એમને દંડ ન કરતાં આત્મજ્ઞાનનાં સાધન કરી આપવાં એ રાજાનો ધર્મ છે; એમને દંડ કરવાથી એમનું અજ્ઞાન દૂર નહીં થાય. બ્રાહ્મણોને શુદ્ર ધર્મનાં કામ કરવાની સજા કરવાથી તો એ ઊલટા વધારે અજ્ઞાની બનશે અને જેટલી વિદ્યા તેઓ ભણેલા હશે તે પણ ભૂલી જશે. ઉપરાંત બ્રહ્મજ્ઞાન શિષ્યભાવે અને નમ્રતાપણે મેળવી શકાય છે; ભર રાજસભામાં પોતે રાજસિંહાસન પર બેસી, સામે બ્રાહ્મણો, પંડિતો કે સંત સાધુઓને આજ્ઞા કરીને બોલાવી બેસાડીને કાંઈ બ્રહ્મજ્ઞાનનું શિક્ષણ મેળવી શકાતું નથી. વસ્તુ મૂળેજ જ્યાં વાણીનો વિષય નથી, એનું હે રાજા! આમ ભરસભાની ચર્ચામાં કેવી રીતે જ્ઞાન મેળવાય? પ્રથમ શિષ્યભાવ આવે, નમ્રતા આવે, "હું કશું નથી જાણતો" એવી નિરહંકાર બુદ્ધિ થાય, રાજાપણાનું કે એવું કોઇપણ પ્રકારનું સાંસારિક અભિમાન નિર્મૂળ થાય, અને તદ્દન શરણાગત દશામાં જો આપણે સંત-

સાધુઓ કે બ્રાહ્મણો પાસે જઇએ, તો આપણા નમ્રતાદિ ગુણોના પ્રભાવે પણ કૈંક એમના ચિત્તમાં પરમાત્માનો પ્રકાશ સ્ફુરે. એટલે જો આત્મસાક્ષાત્કારની આપની સાચીજ ઇચ્છા હોય, મુમુક્ષુતા જો તમે કેળવીજ હોય, અને એ પરમપદની પ્રાપ્તિના સાચા જિજ્ઞાસુ હો, તો પ્રથમ હું કહું તેમ કરો; મારી આજ્ઞા માનો; આ વિદ્વાનોને કારાવાસ આપીને અને એમની પાસે મજુરી કરાવીને જે પાપસંચય કર્યો છે એનું પ્રાયશ્ચિત કરો. એ બધાને છોડી મૂકો અને યથાધિકાર સત્કાર સાથે વિદાય કરો."

જયત્પાલ રાજાની મોક્ષેચ્છા સાચી હતી; માત્ર એમણે ધારણ કરેલી પદ્ધતિમાં ખામી હતી; પણ રાજસિંહાસને બેસીને અધિકાર ચલાવવામાં ટેવાઇ ગયેલા રાજામાં આટલો રજોગુણ તો ક્ષન્તવ્ય ગણાય એમ મુકુન્દરાજ સમજતા હતા, અને તેથી મુકુન્દરાજની કલ્યાણમયી ઉપદેશવાણીથી રાજા વિનમ્ર બન્યા, સ્વધર્મનું ભાન આવ્યું, અને મહાત્માની આજ્ઞાનુસાર બ્રાહ્મણોને છોડી મૂકી સત્કાર સાથે વિદાય કર્યા.

હવે ઉપદેશ આપવાનો વિધિ કરવાનો સમય આવ્યો. પેલો અશ્વનો અવતાર પામેલો ગંધર્વ, જયત્પાલની અશ્વ-શાળામાં હતો. 'પાગડે પગ ને બ્રહ્મઉપદેશ' જેવી રાજાએ માગણી કરી હોય કે કોણ જાણે, પણ એમ કહેવાય છે કે **શ્રી** મુકુન્દરાજ રાજાને અશ્વશાળામાં લઈ ગયા અને અશ્વ બનેલા ગંધર્વને લાવી એના ઉપર સવારી કરવાની આજ્ઞા કરી. સદ્ગુરૂની આજ્ઞાનું યથાવિધિ અને વિના વિચારે પાલન

કર્યા વિના તત્ત્વજ્ઞાન ન થાય, એ નિયમે રાજા ઘોડેસ્વાર થવા માટે જ્યાં પાગડામાં પગ રાખે છે, એટલામાં તો મુકુન્દરાજે રાજાને પણ થોડો વાગે તેવી રીતે પોતાનો સોટો એવો તો ઘોડાને માર્યો કે, ઘોડો સ્થિર સ્તબ્ધ ઊભો રહ્યો; રાજા અને ઘોડો બન્ને મંત્રમુગ્ધ બની ગયા હોય તેમ ઘોડાની પીઠ પર તદન ધ્યાનસ્થ, હાલ્યાચાલ્યા વગરના સમાધિસ્થ સ્થિતિમાં ઊતરી પડયા; ઘોડો પણ શાંત, સ્થિર, અને રાજા સ્વરૂપનિમગ્ન —આમ બન્ને પ્રાણી બાહ્ય જગતનું ભાન ભૂલીને સ્વરૂપમાં નિમગ્ન થયાં, તેથી એ દૃશ્ય જોનાર બ્રાહ્મણ તેમજ ઇતર વર્ગ આશ્ચર્યમુગ્ધ થયા; આવી રીતે મહાત્માના સ્પર્શમાત્રથી રાજાને અશ્વારોહણ કરતાં જ સ્વરૂપ જ્ઞાન થયું જાણી, બારેક વર્ષના બાલક મહાત્મા શ્રી મુકુન્દરાજ પ્રતિ અલૌકિક ભાવથી સૌ નમી પડયા.

* * *

આવી દંતકથા મહારાષ્ટ્રમાં મુકુન્દરાજના વિષયમાં ચાલે છે. ઇતિહાસકારોને તપાસ કરતાં જણાયું છે, કે એ સમયમાં કે પછી પણ, જયત્પાલ નામનો કોઇ રાજા જ મહારાષ્ટ્રમાં થયો નથી; પરંતુ જયત્પાલના નામનો ઉલ્લેખ મુકુન્દરાજના ગ્રન્થમાં સ્વમુખે એમણે કરેલો છે, તેથી એમ અનુમાન થાય છે કે, રાજા નહિ તો કોઇ ધનિક સજ્જન જયત્પાલ નામનો અવશ્ય થઇ ગયો હશે, કે જેને મુકુન્દરાજે આત્મજ્ઞાન કરાવ્યું હશે.

આ કથામાં એક બીજી પણ શંકા ઉપજાવે તેવી વાત છે.

રાજા જનકની ' પાગડે પગ ને બ્રહ્મઉપદેશ ' ની વાત પણ એટલીજ મશહુર છે. અવધૂત અષ્ટાવક્રે રાજા જનકને બ્રહ્મજ્ઞાન આપ્યું હતું અને પોતાના પિતાને બંધન મુક્ત કરાવ્યા હતા, એ તો પુરાણ પ્રસિદ્ધ કથા છે. મુકુન્દરાજના વિષયમાં પણ એવી જ વાત આવે છે, એટલે પણ રાજા જયત્પાલની કથાની સત્યતા વિષે શંકા અને આશ્ચર્ય ઉપજે છે.

* * *

ગમે તેમ હોય, પણ મુકુન્દરાજની મહત્તા, આ દંતકથા ન સ્વીકારીએ તો પણ ઓછી થતી નથી; વિવેકસિંધુ અને પરમામૃત જેવા બે ગ્રન્થ એમના લખેલા કહેવાય છે, એ એવા સચોટ અનુભવથી ભરેલા છે, કે એમના બ્રહ્મવિદપણા વિષે ભાગ્યે જ કોઇને શંકા થાય. જયત્પાલ નહિ તો બીજા કોઇને પણ એમણે પરમામૃત ગ્રન્થનો ઉપદેશ કર્યો હશે, એ તો પરમામૃતની લેખનશૈલી પરથી જ સમજાય છે. સાધકને વેદાન્તની પ્રક્રિયા દ્વારા એમાં ત્રણ દેહ, ત્રણ અવસ્થા, દસ ઇંદ્રિયો,અંતઃકરણ ચતુષ્ઠય,–અને આવી બધી ભેદ વ્યવસ્થાથી આત્મસ્વરૂપ તદ્દન પૃથક્ અને સ્વરૂપથી અભિન્ન છે, એવું પ્રથમના છ–સાત પ્રકરણોમાં સમજાવી, ત્યાર પછી નિદિધ્યાસન માટે જે રીતે તૈયારી કરીને અહંગ્રહ ઉપાસના કરવાની હોય છે, તેને માટે બહુજ અનુભવસિદ્ધ વર્ણન કર્યું છે. સહૃદયી જિજ્ઞાસુ વાંચતાં વાંચતાં જ જાણે એકાન્તનો અનુભવ કરી, ધ્યાનમગ્ન થવા માંડે, એવું એમના શબ્દોમાં બલ છે. દંતકથા પણ આ વાતનું સમર્થન કરે છે, એટલો જ

એનો પૂરાવો બસ છે

*　　　*　　　*

વળી ' વિવેકસિંધુ ' ગ્રંથમાં રાજા શારંગધરનું નામ આવે છે, પણ બારમી સદીમાં એ નામના કોઈ રાજા થઇ ગયા હોય એમ જણાતું નથી એમના જન્મ અને નિવાસ સ્થાન માટે પણ મતભેદ છે " જોગાઇચે અંબ " અથવા બાણગંગાને કાંઠે અંબેજોગાઇ એમ બે ગામ એમના નિવાસસ્થાન માટે મશહુર છે " જોગાઇચે અંબ " ગામની બહાર ડુંગરાઓમાં મુકુન્દરાજનું સમાધિસ્થાન છે, એમ ત્યાંના લોકો કહે છે, તેમજ અંબેજોર ગામમાં મુકુન્દરાજના પરમ ગુરૂ હરિનાથની સમાધિ છે એમ પ્રસિદ્ધ છે આ બીજું સ્થાન વરાડ પ્રાન્તના છિન્દવાડાની પાસે છે, અને છિન્દવાડા પાસે મુકુન્દરાજના ગુરૂ રઘુનાથનું સમાધિસ્થાન છે ત્યાંજ પાસેના બેતુલ જીલ્લાના એક ખડેલા નામના નાના ગામડામાં કોઈ જૂના ખંડેર જેવા કિલ્લામાં મુકુન્દરાજની સમાધિછે, એવી પણ લોકવાયકા છે આવી રીતે એમનો હયાતીકાળ, તથા તેઓ કયાં થઇ ગયા, એ વિષયમાં કશો આખરનો નિર્ણય હજુ સુધી મહારાષ્ટ્ર દેશમાં જ થઇ શકયો નથી

શ્રી મુકુન્દરાજે પોતે વિવેકસિંધુ નામના ગ્રંથમાં થોડી માહિતી આપી છે, તેમાં પોતે લખે છે કે —

" મારા આદિગુરુ શ્રી આદિનાથ ( શ્રી શંકર ) છે, તેમના શિષ્ય શ્રી હરિનાથ છે, અને એમના સર્વગુણભંડાર શિષ્ય રઘુનાથ તે મારા સદ્ગુરુ છે બાણગંગાને કાંઠે

અંબાનગરી ( અંબેર ) છે, ત્યાં મને ભગવાનનાં દર્શન થયાં. યજુર્વેદની વાજસનેયી માધ્યંદિની શાખાનો દેશસ્થ બ્રાહ્મણ હું છું. "—એ ઉપરાંત પોતાના પરમગુરુનું બીજું પણ કેટલુંએક વર્ણન એ ગ્રન્થમાં આપે છે; અને એ ઉપરથી જણાય છે કે શ્રી હરિનાથજી કોઇ પ્રખર વિદ્વાન, ગૃહસ્થાશ્રમી જ્ઞાની હોવા જોઇએ. મુકુન્દરાજ તો એમને અવતારી પુરુષની ઉપમા આપીને એમની વિદ્વત્તાનું અને એમણે કરેલા યજ્ઞથી ભગવાન્ શંકરે પ્રસન્ન થઇને વરદાન આપ્યાનું વર્ણન કરે છે.

યજ્ઞથી પ્રસન્ન થઇને ભગવાન્ શંકર યજ્ઞના કુંડની જ્વાલામાં પ્રકટ થયા અને શ્રી હરિનાથજીને એવું વરદાન આપેલું કહેવાય છે કે—" જા, તારી વંશ કે શિષ્યપરંપરામાં કોઇને આત્મજ્ઞાનની ઊણપ નહિ રહે. તારા વચનમાં જે શ્રદ્ધા રાખશે, તેને પુનઃ ગર્ભવાસ નહિ ભોગવવો પડે. મારું આપેલું બ્રહ્મજ્ઞાન તારા મુખદ્વારા તારા શિષ્યોને પ્રાપ્ત થશે અને મોક્ષદાયક નીવડશે. " શ્રી હરિનાથને યજ્ઞની જ્વાલામાં દર્શન આપનાર શ્રી આદિનાથ અપ્રકટ થયા, અને એ ઉપદેશના પ્રભાવે હરિનાથ ત્યાં જ સમાધિસ્થ થયા. યજ્ઞના કુંડમાં જ્યારે ભગવાન્ શંકર પ્રકટ થયા, ત્યારે બીજા ઋત્વિજો એમનું કરાળ સ્વરૂપ જોઇને સ્તબ્ધ બન્યા, અને મૂર્છા પામ્યા હતા; ત્યાર પછી તેઓ જાગીને જુએ છે, તો ભગવાન્ શંકરનું તિરોધાન થયું હતું ને હરિનાથ સમાધિસ્થ દશામાં બેઠા હતા. બ્રાહ્મણોને લાગ્યું કે યજ્ઞમાં કોઇ બ્રહ્મરાક્ષસ પ્રકટ

થયો હતો અને હરિનાથ પણ એ બ્રહ્મરાક્ષસના ભયથી સ્તબ્ધ બનીને અવાક્ બની ગયા છે. પરંતુ બાવીસ દિવસ સૂધી જ્યારે એમના એમ સમાધિમાં રહીને ઊઠયા, એમની મુખકાન્તિ પર બ્રહ્મપ્રતિભા ખીલી નીકળી; અને ત્યાર પછી એમની વૃત્તિમાં ચમત્કારિક પરિવર્તન જોયું, ત્યારે એ ઋત્વિજોને એ બધો ભગવાન્ શંકરનો અનુગ્રહ છે એમ સમજાયું. મુકુન્દરાજ એનું વર્ણન કરતાં લખે છે કે, એ "ભગવાન શંકરે શ્રી હરિનાથને ઉપદેશ દીધો; એમણે પોતાના શિષ્યો ઉપર અનુગ્રહ કર્યો; ત્યાર પછી મારા પરમગુરુ, શાસ્ત્રમાં વર્ણન કરેલું છે તે પ્રમાણે જડવત્, પિશાચવત્, નિજાનંદમાં ડોલતા દિનચર્યા કરતા હતા : વગેરે."

એમના પ્રધાન શિષ્યમાં એક સુરેન્દ્રભારતી કરીને મહાત્મા થઈ ગયા છે. એક બીજા રામચંદ્ર નામના શિષ્યની ઉપર પણ એમની કૃપા ઊતરી હતી. એ રામચંદ્ર ઉપદેશ મળતાં જ સમાધિમાં પડયા તે અઢાર દિવસે જાગ્યા એમ કહેવાય છે. એ રામચંદ્ર તે જ શ્રી મુકુન્દરાજના ગુરુ શ્રી રઘુનાથ. આ બધા મહાપુરુષો સમર્થ રાજયોગી થઈ ગયા છે, એવી મહારાષ્ટ્રીય લોકોની શ્રદ્ધા છે.

એમણે વિવેકસિંધુ, પરમામૃત, મૂળસ્તંભ, પવનવિજય આ ચાર ગ્રન્થ ઓવીમાં, અને બીજાં છૂટક પદો તથા અભંગ કાવ્યો લખેલાં છે એમ કહેવાય છે. અત્યારે તો વિવેકસિંધુ અને પરમામૃત બેજ ગ્રન્થ મળી શકે છે.

એ પોતે શંકરાચાર્યના અદ્વૈત મતાનુયાયી છે. એમના ગ્રંથમાં "શંકરોક્તિને મેં મરાઠીમાં ઉતારી છે" એવો

ઉલ્લેખ પણ આવે છે સગુણ ઉપાસનાને એ ખૂબ મહત્ત્વ આપે છે "કોઈપણ જાતના અવલંબન વિના ચિત્ત જો સ્થિર ન રહેતું હોય–અર્થાત્ નિરાલંબ અહંગ્રહ ઉપાસનાથી ચિત્તમાં બ્રહ્માકાર વૃત્તિ ન રહી શકતી હોય, તો સગુણ ઉપાસના કરવી, અંતઃકરણમાં દેવનું ધ્યાન ધરવું, માનસિક ષોડશોપચાર પૂજા કરીને શ્રી હરિની અનન્ય ભાવે ઉપાસના કરવી," એમ એ સમજાવે છે

આવી દૃષ્ટાંતકથાઓથી ભરેલી એમની જીવનલીલા છે, પરંતુ એમાં એમનો અનુભવ ઠાંસી ઠાંસીને ભરેલો છે એમના જે ગ્રન્થનો આપણે અનુવાદ વાચવાનો અને અભ્યાસ કરવાનો છે, એનું અવલોકન કરતાં જ એમની જ્ઞાનપ્રતિભાની ખાતરી થાય છે વેદાન્ત જેવા ગહન વિષયના, અને ઉત્તમ અધિકારીને ધ્યાનમગ્ન અને વિચારમગ્ન થવા માટે એમાં જે અનુભવપૂર્ણ સાધન બતાવે છે, એ એવાં તો સચોટ છે કે સાધક જો શ્રદ્ધા અને કાળજીપૂર્વક એનો અમલ કરે, તો અવશ્ય શ્રી મુકુન્દરાજનો અક્ષરદેહ સાધકના ઉપર આશીર્વાદની વૃષ્ટિ કરે

એક બીજી મહત્ત્વની વાતનો ઉલ્લેખ કરી આપણે હવે આ સંક્ષિપ્ત જીવનકથા સમેટી લઈએ પરમામૃત ગ્રન્થના છેવટના ૧૪મા પ્રકરણમાં, એ ગુરુભક્તિ કરવાથી, ગ્રન્થની વિદ્યાને ગુપ્ત ગણવાથી અને ગુરુસેવા દ્વારા જ આ આત્મજ્ઞાન પ્રાપ્ત થઈ શકે છે એમ ભાર મૂકીને કહે છે વાત અક્ષરશઃ સાચી છે બ્રહ્મવિદ્યા કેવળ પુસ્તકોના પઠનપાઠનથી મળતી નથી, મુકુન્દરાજ એને 'ગુરુબીજ કથન' એટલે સદ્‌ગુરુનું રહસ્યજ્ઞાન કહે છે

સંપ્રદાયશુદ્ધિ વિના ચિત્તશુદ્ધિ થતી નથી; ચિત્તશુદ્ધિ વિના બ્રહ્મજ્ઞાનનાં કિરણો અંતઃકરણમાં પ્રકટતાં નથી; મેઘાચ્છન્ન આકાશમાં જેમ સૂર્ય કે ચંદ્રનો પ્રકાશ પડતો નથી, તેમ રાજસતામસ અંતઃકરણમાં આત્મજ્ઞાનનો સૂર્ય પોતાનો પ્રકાશ ફેંકી શકતો નથી. શ્રી સદ્‌ગુરુની કૃપા મેળવવા એમની નિર્ભયભાવે સેવા, એમની મૂર્તિમાં ઈશ્વરની ભાવના, સગુણ બ્રહ્મનું એ સાક્ષાત્ સ્વરૂપ છે એમ માની એમના વિના બીજા બધા ચિંત્વનથી વિરક્તિ, અને એમનું બ્રહ્મભાવે ચિંત્વન કરતાં, એમની બ્રાહ્મી મૂર્તિની શિષ્યના વિશુદ્ધ સ્ફટિકમય હૃદયમાં પ્રાણ પ્રતિષ્ઠા થતાં જ, શિષ્યના ભવસંતાપ શમે છે, જીવ-શિવના ભેદભાવનો અંત આવે છે; અજ્ઞાનનું આવરણ દૂર થાય છે, અને અખંડ આત્માનુભવની સદોદિત જ્ઞાનજ્વાલા શિષ્યના અંતઃકરણમાં એવી તો પ્રોજ્વલ રહે છે કે એના ભવોભવના અંધકાર નિત્યને માટે નહિવત્ થાય છે.

આવું એમનું અદ્‌ભુત ચરિત્ર, અને અલૌકિક ગ્રન્થ-જ્ઞાન છે.

છેવટે એ મહાપુરૂષના આ જીવનવૃત્તાંત, અને એમના પ્રાસાદિક ગ્રન્થ 'પરમામૃતના શ્રવણ, મનન અને નિદિધ્યાસન દ્વારા સહૃદયી જિજ્ઞાસુઓને આત્મલાભ થાય એવી શ્રી સદ્‌ગુરુને પ્રાર્થના કરીને વિરમીએ છીએ.

卐

ॐ

नारायण

# પરમામૃત

卐

## પ્રકરણ પહેલું

### મંગલાચરણ

હે સદ્‌ગુરુનાથ ! આપને નમસ્કાર ! સૌથી શ્રેષ્ઠ એવી મોક્ષપ્રાપ્તિના આપ દાતાર છો; આપ કૃપાના સાગર છો;–તેમજ અનંત અને અપાર છો. (૧) આપ આનંદમય છો; સ્વયંપ્રકાશ છો; કૈવલ્ય આપનાર પરમેશ્વર છો; સ્વરૂપે અવિનાશી અને નિરાકાર છો. (૨) આપ નિઃસંગ અને નિરંજન એટલે અજ્ઞાનાંધકાર રહિત છો : અંતરાય રહિત અને અભિન્ન છો, આપના સમાન કોઇ દેવદેવતા નથી. (૩) આપ જ્યારે કૃપા કરો છો ત્યારે સંસારબંધન છૂટે છે,

અવિદ્યામાથી છોડાવો છો અને જીવોને તારી દયો છો (૪) દેવ અને અસુરો જે ન કરી શકે તે હે દાતાર ! આપ કરી શકો છો, આપના વિના હુ કોઇ બીજામા એ શક્તિ જોતો નથી (૫) આપના વિના બીજા કોને હુ નમસ્કાર કરુ ? કોનુ સ્તવન કરૂ ? જય ! જય ! હે સદ્ગુરો ! આપનો મહિમા અગાધ છે (૬) જેમ આખા વસ્ત્રમા એકજ તતુ વ્યાપેલુ હોય છે, તેમ આપ સમસ્ત વિશ્વમા ભરેલા છો, અને સર્વવ્યાપક હોવા છતા પણ આપ એનાથી રહિત છો, આપ ખરેખર અલિપ્ત છો (૭) આપ આપના (માયાના) વ્યાપકપણાવડે આ અનેક સગુણરૂપ ધરો છો, આપજ શિવ અને શક્તિના સાકારરૂપ ધરીને દર્શન આપો છો (૮) આપના વિના બીજુ કોઇ મારી દષ્ટિએ પડતુ નથી, તેથી મન બીજા કોઇને માનતુ જ નથી, ખરેખર, આ મસ્તક આપના ચરણમા જ મે તો મૂકયુ છે (૯) આપ વિશુદ્ધ આત્મા, સ્વયપ્રકાશ છો, આપનો જ જ્ઞાનપ્રકાશ સર્વત્ર પડેલો છે આનદસ્વરૂપ, ગુરુમૂર્તિ ! આપને નમસ્કાર ! (૧૦) આપજ બ્રહ્મા બનીને ઉત્પત્તિ કરો છો, વિષ્ણુરૂપે રક્ષા કરો છો, અને વળી પાછી સૃષ્ટિની રચના માટે આપજ રૂદ્રરૂપે સહાર કરો છો (૧૧) આપ બધાના સાક્ષી છો, સર્વજ્ઞ છો, બધી વિદ્યાના જાણકાર છો, જ્ઞાની છો, તત્ પદનો અર્થ સર્વજ્ઞ ( ઇશ્વર ) અને ત્વમ્ પદનો અર્થ જીવ પણ આપજ છો, આપ હે ગુરૂ ! સર્વેશ્વર છો (૧૨) આપને સ્વરૂપનુ જ્ઞાન છે તેથી આપ જ્ઞાન સ્ફુરાવો છો, અને આ જાણવાના ઉપાધિને લીધે જ આપ આપને પરમાત્મા કહેવરાવો છો

(૧૩) આ ચરાચરનો વિસ્તાર આપની ઇચ્છાનોજ વિસ્તાર છે. આપ જ અસંખ્ય જીવઅંશરૂપે સ્ફુર્યા છો, (૧૪) બધા જીવોની જ્ઞાનકળા, જગતનું સમસ્તજ્ઞાન, અને એ ત્વમ્ પદ-રૂપ જીવના પ્રિય જ્ઞાનાત્મારૂપે આપજ છો. (૧૫) માયા અને અવિદ્યાના સંબંધને લીધે જીવ અને ઇશ્વર એવા જે ભેદ થાય છે, તે આપના વિનોદ માત્ર માટે કેવળ ખેલ-લીલાજ છે. (૧૬) આપ સદોદિત આત્માનંદ છો; तत् પદના લક્ષ્યરૂપનો अस्ति પદની સાથે એટલે કે તે-તું-છે-એવી એકતાને લીધે અભેદ હોવાથી આપ અલિપ્ત છો; વળી तत् અને त्वम् પદથી પણ પર--એટલે કે તે-તું એવા વાચ્યાર્થથી પર, કેવળ લક્ષ્યાર્થ હોઇને આપ સ્વયપૂર્ણ છો અને આપ કૈવલ્ય છો. (૧૭) આપની આવી રીતે સ્તુતિ કરતા કરતાં વેદ અને શ્રુતિ મૂગાં બન્યાં, ત્યાં મારી પ્રાકૃતની આપનુ વર્ણન કરી શકવાની યોગ્યતા કેટલી ? (૧૮) આપ પ્રેમથી ભરેલા પરમ પુરુષ છો, ચારે પ્રકારની વાચા ( પરા, પશ્યન્તી, મધ્યમા, અને વૈખરી) ના ઇશ્વર છો; તેથી હે દેવ ! મારી બુદ્ધિમાં પ્રકાશ પાડજો કે જેથી આપનું જ્ઞાન થાય. (૧૯) આપ કૃપાસિંધુ જ્યારે વર-દાન આપો છો, ત્યારે જ જીવોનું અજ્ઞાન ફેડાય છે, અને પછી અવ્યક્ત રહેલુ શિવત્વ આપ સિધ્ધરૂપે પ્રકટાવો છો. (૨૦) એટલા માટે હું શરણાગત થઇને આપને વિનવું છું કે આપ જ્ઞાનસૂર્ય રૂપે હૃદયમાં ઊગી નીકળો, એટલે હે સ્વામી ! ( અવિદ્યારૂપ ) અંધકાર ક્ષણમાત્રમાં દૂર થાય. (૨૧) આટલું સાંભળતાં તો શ્રી સદ્ગુરુ પ્રસન્ન થયા અને મારા મુખે પરમાર્થનું વર્ણન કરાવે છે, સમસ્ત શાસ્ત્રોનું મંથન કરીને

જે સાર હશે તે જ હું બોલીશ અને એ સારજ મોક્ષ છે. (૨૨)

卐

## પ્રકરણ બીજું

### અન્યમતખંડન

જેને જાણી લીધા પછી જ બીજું બધું ( સાધન ) કરવાનું છે, જેનો સદા અભ્યાસ કરવાનો છે, જેમાં ચિત્તને પાછા ફરીને નિમગ્ન બનીને પડયા રહેવાનું છે, (૧) આવા જે અધ્યાત્મજ્ઞાનમાં યોગીજન નિરંતર રમ્યા કરે છે, તેનાં સાધન હું હવે પ્રકટ કરું છું. ( ૨ ) સમુદ્રમંથનમાંથી જેમ અમૃત, અને દહી વલોવીને જેમ માખણ કહાડે, તેમ હું બધાં શાસ્ત્રોને તપાસીને સાર માત્ર કહી સંભળાવું છું. (૩) આ ઉપરાંત બીજું કશું કરવાનું નથી; અનેક પ્રકારના બીજા અભ્યાસ, કે બીજા સંકલ્પવિકલ્પાત્મક સાધનો, બધાં છોડી દેજે. ( ૪ જ્યાં સૂધી મહાવાકયનું વિવરણ ચિત્તમાં અનુભવ્યું નથી, ત્યાં સૂધી સંકલ્પવિકલ્પાત્મક મતો અને જૂદાં જૂદાં દર્શનો બધું કષ્ટદાયક છે. ( ૫ ) જે નિરુપાધિક સ્વરૂપ-પોતે પોતાની મેળે અનુભવ્યુ નથી, ત્યાં સૂધી જે જે કષ્ટ પડે છે, તેનું કોણ માપ કહાડે ? ( ૬ ) વ્રત, તપ અને નિયમોની ભાંજગડમાં ગૂંથાઇ રહેલો બિચારો જીવ જે સંશયની જાળમાં ફસાયેલો છે, તે સંસારસાગરની પેલી પાર કેવી રીતે પહોંચી શકે ! ( ૭ ) પૂજા, સ્નાન, તીર્થભ્રમણ, દાન, મંત્ર, યંત્ર, યાગ, હવન એ જેટલા પ્રમાણમાં કરો તેટલું સ્વર્ગ કે પરલોક

આદિનું જ ફળ ભોગવવાનું મળે છે. (૮) જપ, તપ, અને અનેક પ્રકારનાં અનુષ્ઠાન કે એવાં જે સાધનો છે, એનાથી આત્મજ્ઞાન મેળવ્યા સિવાય મોક્ષ કદી પણ મળતો નથી. (૯) જ્યાંસૂધી જીવ અને ઇશ્વરની ઉપાધિનો ભેદ દૂર થઇને-એકતા થઇને, એકતારૂપી સિધ્ધિ (અનુભવ) ન થાય; શબલ (સગુણ) બ્રહ્મમાં વિરોધી લાગતા ભેદ છોડીને જ્યાં સૂધી શુધ્ધ સ્વરૂપનો પ્રકાશ ન પડે, (૧૦) त्वम् પદ અને तत् પદનું જે લક્ષ્ય (શુદ્ધ બ્રહ્મ) તેમાં જે શબલ (માયાવાળું બ્રહ્મ-ત્રિગુણાત્મક વિશ્વમાં વિહાર કરનાર ઈશ્વર અને જીવ) છે, તેના પરોક્ષ ભાગ (વાચ્યાર્થ)નો ત્યાગ કરીને, જે શુદ્ધ છે તેનો અપરોક્ષ અનુભવ ન થાય, ત્યાં સૂધી મોક્ષ કેવો ? (૧૧) જ્યાં સૂધી તે (ઈશ્વર) એક જૂદો છે અને હું એક જૂદો છું એ કલંક તૂટતું નથી, જ્યાં સૂધી સમ્યક્ જ્ઞાનનો પકાશ પડતો નથી, ત્યાં સૂધી પરમપ્રાપ્તિ થતી નથી. (૧૨) જ્યાં સૂધી ત્રિપદ (तत्त्वमसि-મહાવાકયના तत्, त्वम् અને असि એ ત્રણ પદ) નું શોધન ન કર્યું હોય (રહસ્યને ન જાણ્યું હોય), ત્યાં સૂધી (ૐકારના ઉકાર, મકાર, અને અર્ધમાત્રા બિંદુની પારનું સ્થાન મળતું નથી; ક્ષર (નાશવાન) અને અક્ષર (અવિનાશી) નો નીવેડો આવતો નથી અને તૃતીયપુરુષ (પુરૂષોત્તમ) બ્રહ્મનું સમરસમણું આવતું નથી. (૧૩) સત્ ચિત્ આનંદનું વિવરણ, તેમજ કાર્ય-કારણની સમજણ ન પડે, અને શુદ્ધ આત્મજ્ઞાન ન પમાય, ત્યાં સૂધી મોક્ષ કેવો ? ! (૧૪) શ્રી સદ્ગુરુના મુખથી કરેલું વેદાન્તશ્રવણ, એનું મનન, અને એના ઉપર જ્યાં સુધી નિદિધ્યાસન ન કર્યું હોય ત્યાં સૂધી મોક્ષ કેવો ?! (૧૫) વેદાન્તનો

સિદ્ધાન્ત છોડી દઈને જે કોઈ બીજા પાખંડ મતનું પ્રતિપાદન કરે છે તેની વાત ન સાંભળતાં મહાવાકયના અર્થનો અનુભવ કરવો. ( ૧૬ ) વેદોના પૂર્વ ભાગમાં સૃષ્ટિનો ક્રમ વર્ણવ્યો છે અને એ પ્રમાણે જે ધર્મો વર્ણવ્યા છે, ( પરમાર્થી સાધકે ) તે બધા છોડીને, વેદના અંત ભાગ ( ઉપનિષદ્ ) નું એટલે વેદાન્તનું રહસ્ય ગુરુમુખથી જાણી લેવું. ( ૧૭ ) વેદાન્તને જ્યાં કશું વધારે બોલવાનું રહેતું નથી, તેમજ સિદ્ધાન્તી પણ જાણીને ન જાણ્યા જેવો થઈ રહે છે, એ બન્નેનો જ્યાં મેળ થાય છે, તે કૈવલ્યપદ મેળવી લેવું. (૧૮) જીવ અને ઈશ્વરનો જ્યાં મેળાપ (એકતા) થાય છે, એજ નિર્વાણરૂપી પરમપદની પ્રાપ્તિ કહેવાય છે, અને ત્યાં દ્વૈતબુદ્ધિની અડચણ દૂર થાય છે. (૧૯)



## પ્રકરણ ત્રીજું

### મહાવાકય વિવરણઃ—

જે સર્વસાક્ષી અને સર્વેશ્વર જ્યારે આદિશકિતનો અંગીકાર કરીને સૃષ્ટિ, સ્થિતિ, અને સંહાર કરે છે ત્યારે તે શબલ ( માયોપાધિક બ્રહ્મ ) કહેવાય છે, ( ૧ ) સ્થૂલ દૃષ્ટિથી જે જે ઓળખાય છે ( જે જે પદાર્થનું જ્ઞાન થાય છે ) તે બધાંને છોડી દેવાં. અને પછી દૃષ્ટાપણા તરીકે જે એક અદૃશ્ય બાકી રહે છે, તેજ શુદ્ધ પરમાત્મા છે. એમ જાણવું. (૨) એ

ર્વજ્ઞ અને સર્વેશ્વર છે એવો બધાં શાસ્ત્રોનો નિર્ણય છે;
મેને જ્ઞાનમાત્ર, અને પરાત્પર જાણવાનો છે. (૩) અનંત
ાક્તિનો એ દષ્ટા છે; સ્થાન કે માપ વગરની એની પ્રતિષ્ઠા
, જે બધે અપરિમિત ઘન (નક્કર) ભરેલો છે, તેનો પાર
ઇ પામી શકે એમ નથી. (૪) તેને જ શુદ્ધ જાણવો અને
અશુદ્ધ અને શબલપણું છે, તેનો નિરાસ કરવો. એ જ
ાનઘન, આનંદ અને સિદ્ધ પરમેશ્વર છે. (૫) બ્રહ્માંડ,
ારણ્યગર્ભ (બ્રહ્મ), માયા અને ત્રણ દેહથી જે વેગળો છે
ને મહામાયા, મૂલ પ્રકૃતિથી જે વિલક્ષણ (વિરૂધ્ધ લક્ષણ
ળો) છે. (૬) ઉત્પત્તિ, સ્થિતિ, અને સંહાર, તેમજ
ક્ષીપણે જે બધા વ્યવહાર થાય છે, તે બધી અવસ્થાઓમાં
પોતે પોતારૂપે અપાર રહેલો છે, (૭) બ્રહ્મા, વિષ્ણુ,
અને ચોથો આ સર્વેશ્વર, એનાથી પણ જે વેગળો છે
અપરંપાર શુદ્ધ બ્રહ્મ છે. (૮) આવી રીતે જોતાં જીવ
વિદ્યાથી રહિત અને કામ્યકર્માતીત છે એમ જાણવું.
) સ્થૂલ, સૂક્ષ્મ, કારણ અને ચોથો મહાકારણ દેહ; જાગ્રતિ,
ન, સુષુપ્તિ અને ચોથી તુરીયા; (૧૦) વિશ્વ, તૈજસ,
જ્ઞ, અને પ્રત્યગાત્મા સર્વજ્ઞ, આ બધી અભિમાનીઓની
ા શબલના ત્વમ્-પદના અર્થમાં વપરાય છે. (૧૧) જ્યારે
ત્વનો નિરાસ થાય છે, ત્યારે આ બધાનો દષ્ટા જ્ઞાનઘન
ટ થાય છે અને શુદ્ધ (બ્રહ્મ) ની પ્રતિષ્ઠા થાય છે.
) શબલ (બ્રહ્મ) નો વાચ્ય (બોલતાં વેંતજ જે સમજાય
) પક્ષ છે અને શુદ્ધ (બ્રહ્મ) નો લક્ષ્ય પક્ષ છે. આ લક્ષ્યની
તા જ્યારે સમજાય છે; ત્યારે સિદ્ધિ (મોક્ષ) નો લાભ

છે. (૫) તે કેવી રીતે સાધી લેવું કે જેનાથી નિત્ય તૃપ્તિ થાય, એ નિશ્ચયાત્મક યુક્તિ એકાગ્રતાથી સાંભળ. (૬) પણ તે પહેલાં આત્મસ્વરૂપના પરિજ્ઞાન (ઓળખાણ) નાં સાધન કહું છું, કે જે જાણ્યા વગર તું ધ્યાન કોનું ધરીશ? (૭) એટલા માટે પહેલાં આત્માની સમજણ મેળવવી; પછી એનું સાધન કરવું; એ વિના કેવલ એનો અનુભવ કેવી રીતે મેળવાય ! ? (૮) જે યુક્તિથી તે એક છે એવી બુદ્ધિ થાય છે તે સાંભળ; "હું છું" એવું તો તું નિઃશંક જાણે છે, ના? (૯) "હું છું" એટલું માત્ર જાણે છે, પણ "હું કોણ છું?" એ તું જાણતો નથી. ત્યારે તું તને પોતાને શા માટે જાણતો નથી? ભલા! (૧૦) તું કોણ? ક્યાંથી આવ્યો? ક્યાં જવાનો છે? અનેક વખત આવ્યો અને ગયો, છતાં એનો વિચાર પણ તારે પલ્લે પડ્યો કે હું પોતાને જાણી લઉં! (૧૧) તું દેહ છે કે દેહનો તું? તું કોણ છે? દેહ તને જાણે છે કે તું દેહને જાણે છે, એનો વિચાર કરી જોતાં તને સમજાશે કે તું પોતે દ્રષ્ટા છે અને આ દેહ તારું દૃશ્ય છે. (૧૨) તું વિચાર કરીને જો એટલે તને જણાશે કે બહાર અને અંદર જે દેહ છે, તેનો તું જ્ઞાતા છે અને તેને તું અલંકારની પેઠે ધારણ કરીને ફેરવે છે. (૧૩) પંચતત્ત્વનું આ ખોળિયું પહેરીને તું બીજા ભૂતો (દેહધારીઓ) ની વચમાં એને ફેરવ્યા કરે છે; પણ એ દેહનું જ તને કાંઈ જ્ઞાન છે ખરું? (૧૪) આવી રીતે જે દૃશ્ય ગુણ છે, તેનો નિરાસ કરીને તું તને પોતાને જાણ અને 'હું દેહ છું' એવી જે ભ્રાન્તિ છે તે છોડી દે. (૧૫) દેહના સમસ્ત અવયવોનો તું એક જ જ્ઞાતા છે; તું

જૂદો છે અને એ (અવયવો) જૂદા છે એ વિચાર કરીને જરા જોતાં શીખ. (૧૬) વાળ, ચામડી, નાડીઓ, માંસ અને હાડકાં એ પાંચ કઠિણ ભાગ પૃથ્વી તત્ત્વના છે અને તું એનો જ્ઞાતા છે. (૧૭) લાળ, મૂત્ર, લોહિ, મજ્જા અને વીર્ય એ પાંચે પ્રવાહી અંશ જળતત્ત્વના છે અને એનો તું દ્રષ્ટા છે. (૧૮) ભૂખ, તરસ, આળસ, નિદ્રા અને મૈથુન આ પાંચ અંશનો અગ્નિ તત્ત્વને લીધે વ્યવહાર થાય છે એનો તું જાણનાર છે. (૧૯) ચાલવું, દોડવું, સ્થિર રહેવું, ફેલાવું કે સંકોચ થવો એ પાંચે ચંચળ ગુણ વાયુ તત્ત્વના છે એ તો તું જુએ છેજ. (૨૦) કામ, ક્રોધ, શોક, લોભ અને ભય એ પાંચ ગુણ આકાશ તત્ત્વનાં લક્ષણ છે એ તને પ્રત્યક્ષ દેખાય છે. (૨૧) આ પાંચ તત્ત્વોના પચ્ચીસ અંશોને તું જાણે છે, તેથી એ બધાં તારાં દૃશ્ય છે અને એજ સ્થૂલ દેહ કહેવાય છે. (૨૨) જન્મે છે, પછી રહે છે, વધે છે, બદલાય છે, ઘરડો થાય છે અને મરણ પામે છે–આમ જન્મ, અસ્તિત્વ, વિવર્ધન, પરિણામ, જરા અને મૃત્યુ–એ સ્થૂલ દેહના છ વિકાર છે. (૨૩) એવી જ રીતે એનો રંગ, નામ અને રૂપ પણ તું જાણે છે, તેથી એવા એ વિજાતીય દેહની, તું જે આત્મા છે, તેની સાથે એકતા કેવી રીતે થઈ શકે? (૨૪) તું તો નિરાકાર આત્મા છે; દેહ આકારવાળો છે એમ તું જાણે છે; લાકડામાં અગ્નિનો સંચાર છે–સર્વત્ર અગ્નિ વ્યાપક છે–છતાં લાકડાં કરતાં અગ્નિ જૂદો છે એમ તું જાણે છે. (૨૫) એ જ રીતે આ સ્થૂલ દેહમાં તું–આત્મા–વાળના છેડા સૂધી વ્યાપીને ભરપૂર ભર્યો છે, એ તું જો તપાસી જોઇશ તો તરત જ ખબર

પડશે. ( ૨૬ ) છતાં આ દેહ તને જાણતો નથી; તું એને જાણે છે અને એ જે જાણવાપણું એટલે જ્ઞાન છે તેજ તું પોતે આત્મા છે; પરંતુ તું નથી પુરુષ કે નથી સ્ત્રી. *(૨૭) આત્મા જ્યારે જાગ્રત હોય છે ત્યારે દેહનો બધો બાહ્ય વ્યવહાર થાય છે અને ઇન્દ્રિયો દ્વારા વિષયોના ભોગ ભોગવાય છે. ( ૨૮ ) હું અમુક નામનો કે અમુક રૂપવાળો છું, એ અભિમાન ધારણ કરનાર તો વિશ્વ (જાગ્રત અવસ્થાના કર્ત્તા ભોક્તા અહંકારનું એ નામ ) છે. તું તો એનાથી વિલક્ષણ, એ બધાનો જાણનાર જ્ઞાનમાત્ર આત્મા છે. (૨૯)



## પ્રકરણ પાંચમું

### લિંગદેહનિરસન

કાનથી સાંભળવું, ત્વચાથી સ્પર્શ જાણવો અને નેત્રથી જૂદાં જૂદાં રૂપ જોવાં; એ જ પ્રમાણે (૧) જીભથી તું સ્વાદ લે છે, નાકથી સુગંધ જાણે છે, વાચાથી તું બધા અક્ષરો ઉચ્ચારે છે, (૨) હાથથી લેવડદેવડ કરે છે, પગથી હાલેચાલે છે, ગુહ્ય-

*નામ, રૂપ, વર્ણ, આશ્રમ, પુરુષ, સ્ત્રી, અવસ્થા, વગેરે બધા દેહ (સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ)ના ધર્મ છે. સમાધિ કે સુષુપ્તિ (નિદ્રાવસ્થા)માં એ કશા ભેદ રહેતા નથી. કેવલ સ્વપ્ન, અને જાગ્રત અવસ્થા, કે જે દેહ અને અંતઃકરણની છે, એમા જ એ ભેદ અને ભેદબુદ્ધિનો વ્યવહાર થાય છે, એ બધાનો દૃષ્ટા જ્ઞાતા, સાક્ષી, નિર્લેપ, લિંગભેદ વગરનો આત્મા કેવલ, ચૈતન્ય, શુદ્ધ, સત્તાસ્વરૂપ, એક, અખંડ, નિત્ય અને અવિકારી છે.

ન્દ્રિયથી રતિભોગ ભોગવે છે અને ગુદાદ્વારથી મલત્યાગ કરે છે; ( ૩ ) આ ઇંદ્રિયોની ઓથે રહીને તું જ તારું અસ્તિત્વ ઓળખાવે છે. ( ઇંદ્રિયોને પ્રકાશ એટલે કે જ્ઞાન આપે છે. ) તું તો ઇંદ્રિયોથી વિલક્ષણ–જૂદો કેવળ સાક્ષીરૂપ છે. ( ૪ ) સાંભળવું, સ્પર્શ કરવો, જોવું, ચાખવું અને સૂંઘવું આવી ક્રિયા જ્ઞાનેંદ્રિયો કરે છે, અને એના પાંચ વિષય છે. ( ૫ ) શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ જ્ઞાનેન્દ્રિયના વિષય છે. બોલવું, લેવડદેવડ, ચાલવું, રતિભોગ અને મલત્યાગ એ કર્મેન્દ્રિયોનાં કર્મ છે, અને એ કર્મેન્દ્રિયોને તું જાણે છે. ( ૬ ) પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન આ પાંચ વાયુનાં સ્થાનનું તને પોતાને એકલાને જ જ્ઞાન છે. ( ૭ ) અંતઃકરણ, મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર આ પાંચ ભેદે તું સ્ફૂરણા પામે છે અને એને જાણે છે, એવો તું આદિકાલથી સ્વયંભૂ ઊભો છે. ( ૮ ) અંતઃકરણની સ્ફુરણા સૂક્ષ્મ હોઈને એમાં વૃત્તિના તરંગો ઊઠયા કરે છે. એનો જાણનારો જે અક્ષર ( અવિનાશી આત્મા ) તો સ્વયંસિદ્ધ છે. ( ૯ ) પહેલાં વૃત્તિનું સ્ફુરણ થાય છે, પછી એની સમજણ પડે છે એમ કહેતો નહીં; જ્ઞાન તો પ્રથમથી જ પોતે પોતાની મેળે વિરાજમાન છે. ( ૧૦ ) અંતઃકરણની વૃત્તિનું એ સ્ફુરણ થયું તે જ સંકલ્પવિકલ્પાત્મક મન અને નિશ્ચયાત્મક થાય ત્યારે એ ( સ્ફુરણ ) જ બુદ્ધિ કહેવાય છે. ( ૧૧ ) નિશ્ચય કરીને બુદ્ધિએ જે અર્થ ( વિષય ) પકડયો અને એમાં અનુસંધાન કરનારી જે વૃત્તિ તે ચિત્ત, અને એ ચિત્તની ત્યાર પછીની જે પ્રવૃત્તિ થાય છે તે અહંકાર. ( ૧૨ ) આવી અંતઃકરણની

પાંચ પ્રકારે સ્ફુર્ત્તિ થાય છે, તેને સ્વયંપ્રકાશ આત્મા જાણે છે, તેથી સ્વસંવેદ્ય ( પોતે પોતાને જાણનાર ) મૂર્ત્તિ આત્માનું જ છે. (૧૩) રૂમાંથી જેમ દોરો નીકળે છે, છતાં રૂથી જૂદો દેખાય છે, તે જ પ્રમાણે મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર સ્વરુપમાંથી નીકળેલાં હોવા છતાં પણ ( આત્માથી ) જૂદાં જણાય છે. ( ૧૪ ) દોરાનો વળ ઉકેલાય નહીં ત્યાં સુધી એ દોરો જ છે, પરંતુ વસ્તુતઃ એ રૂ જ છે. વળ ઉકેલાય કે ન ઉકેલાય પણ રૂ કરતાં એ જૂદો પદાર્થ નથી. ( ૧૫ ) અથવા પાણી ઉપર તરંગ ઊઠે છે, છતાં એ પાણી કરતાં કાંઈ જૂદી વસ્તુ નથી, એ તરંગ બેસીને ગળી ગયો કે પાણીમાં પાણીરૂપ થઈ જાય છે. ( ૧૬ ) પરંતુ એ તરંગમાં પાણી સિવાય બીજી કોઈ વિજાતીય ( સ્વરૂપે જૂદી ) વસ્તુ નથી, તેવી જ રીતે મન પાછું વળીને આત્મામાં લીન થયું, એટલે મન, મન જ રહેતું નથી. ( આત્માકાર જ થઈ જાય છે. ) ( ૧૭ ) એ દોરો વળને લીધે અને તરંગ વાયુને લીધે જેમ જૂદો દેખાય છે, તેવી જ રીતે આ લિંગદેહ ( અંતઃકરણ વગેરે )ના ઉભરાનું કારણ માયા છે. ( ૧૮ ) દોરો ઉકલી ગયો અને તરંગ બેસી ગયો, એટલે વળ અને વાયુનો જેમ આપોઆપ લય થાય છે, તેમ આત્મજ્ઞાન થતાં જ ( લિંગદેહનું કારણ ) માયા મિથ્યા બને છે. ( ૧૯ ) તરંગનું પાણી સાથે, તેમ જ દોરાનું રૂ સાથે ઐક્ય થતાં જેમ દ્વૈતનો ભાસ નીકળી જાય છે ( અને રૂ તથા પાણી એક જ વસ્તુ રહે છે ), તેમ મન સ્વરૂપમાં ( પાછું વળીને ) સમરસ થતાં જ અજ્ઞાન ( માયા, દ્વૈતભ્રમ ઇત્યાદિ ) નાશ પામે છે. ( ૨૦ ) તાત્પર્ય એ કે આ સ્ફુર્ત્તિકલ્પના-

અપૂર્ણ

# *સદ્વર્તનના નિયમો

[ સૂફી તરીકત મુજબ ]

લેખકઃ-બ્ર. શ્રી. સાગરમહારાજ



૧. પ્રકારની દુનિયામાં જીવવું; અને, નહીં કે પ્રમાણની દુનિયામાં. પ્રમાણમાં જીવનારા ભૌતિક જગતમાં જીવે છે, તેને હમેશ જ ખોટ જાય છેઃ ( કારણ કે, ) નિરન્તરનો અને નિશ્ચિત લાભ કોઈ પણ પદાર્થમાં હોતો જ નથીઃ ( પરન્તુ ) દિવ્ય અને આધ્યાત્મિક દુનિયામાં એટલે પ્રકારના વિશ્વમાં જે જીવે છે, તેનું અસ્તિત્વ સ્થાયી છે; કેમકે, તે દિવ્ય લક્ષણોનાં દર્શનનો ગ્રાહક હોય છે, કે જે ભૌતિક તત્ત્વવિષયક નહીં, પણ નિરન્તરના આવકારી દિવ્ય તત્ત્વસ્વરૂપ જ નિરન્તરનો ગ્રાહક છે. જ્યાં કશી જ ખોટ કદાપિ જતી નથી.

*બ્ર. શ્રી સાગર મહારાજ પોતાના મિત્ર અને શિષ્ય વર્ગને સૂફી સાહિત્યમાંથી આવી અમૂલ્ય જ્ઞાનકંડિકાઓ અવારનવાર મોકલ્યા કરતા, જેમાની થોડી એક એમના પુત્ર શ્રી. યોગીન્દ્ર જગન્નાથ ત્રિપાઠી એમ.એ. તરફથી મળી છે; એમાંના પ્રકાર જેવા કેટલાએક શબ્દો આપણાં શાસ્ત્રોની પરિભાષા સાથે બંધ બેસે એવા નથી, છતાં પણ જે અર્થમાં એ શબ્દો વપરાય છે એનો લક્ષ્યાર્થ આર્ય શાસ્ત્રોની તત્ત્વજ્ઞાનના પરિભાષાના અર્થથી જરા પણ જૂદો પડતો નથી. વાચકવર્ગને આ ભાગ અવશ્ય પસંદ પડશે એવી આશા છેઃ-તંત્રી

શિક્ષા અને આ ત્યાગ જ "દિલનું દર્દ;" કારણ કે તેમાં ચિત્તને "પાછા વળવાપણું"--ચિત્તશમન (અથવા ઉપરામવૃત્તિ) છે કે જે વિષયી જીવાત્માની અને ઉચ્ચતર આત્માની વચ્ચેની માધ્યમિક સ્થિતિ છે--"નફ્સ" થી "રૂહ" તરફ.

૧૬:--તમારો વિષયી જીવ તમને એવા બનાવવાને ઇચ્છે છે કે જાણે ભૂખે મરતું ગધેડું. જો તમે તેનું સાંભળશો તો તમારી તમામ આધ્યાત્મિકતાનો વિનાશ થશે.

તમારા વિષયી જીવાત્માને ભૂખે મારો અને એમ કરીને તમારા જ્ઞાનાત્માને ધર્મપરાયણ રહેવાને શક્તિમાન્ બનાવો.

૧૭:- જે જીવાત્મા દુનિયાદારીમાં રચી પચી રહેલો હોય, અભિમાની હોય અને વિષયી હોય, તે પદાર્થોના ખરા સ્વરૂપને જોઈ શકતો નથી, પણ પદાર્થોને ખોટી અને અવળી રીતે જ જુએ છે.

૧૮:--જે જીવાત્માનું વલણ સ્વભાવથી જ મૂર્ખતા તરફ હોય છે, તે ઈશ્વરનું દર્શન અને ઈશ્વરનું જ્ઞાન પામી શકતો નથી; અને તેથી કરીને તેને ધર્મની અને જ્ઞાનની વાતમાં અંધાપો જ રહે છે.

૧૯--જીવાત્મા માત્ર પોતાના હૃદયના અંધાપાને લીધે અને અજ્ઞાનને લીધે જ જ્ઞાનના પ્રકાશને, સન્ત પુરુષને અને પરમાત્માને ઓળખી શકતો નથી.

૨૦:--આ દુનિયાની જીન્દગી તો માત્ર એક રમતગમતનું નાટક છે, પણ લોકો જો જાણે તો, ખરું જીવન તો હવે પછીના પરમાત્માના અમરગૃહમા છે, એટલે કે માણસજાત સાથે આ લોકના સુખ માટે વ્યવહાર રાખવો, તે કરતાં, ઈશ્વર સાથે પરલોકના સુખ માટે વ્યવહાર રાખવો એ જીવને માટે ઘણું જ વધારે અગત્યનું છે.

૨૧:--પરમેશ્વર તરફ ખરા પ્રેમનો અગ્નિ ઉત્પન્ન થયા વિના, વ્રત, તીર્થ, ઉપવાસ વગેરે કર્મકાણ્ડના વિધિઓ કેવળ નિષ્ફળ છે, અને જીવાત્મા જ્યારે દિવ્ય ગુણો વડે પરમેશ્વરનો પ્રકાશ સ્વીકારવાને પાત્ર થાય, ત્યારે જ, પરમેશ્વર તરફના ખરા પ્રેમનો અગ્નિ તેનામાં ઉત્પન્ન થાય છે.

# એક શુભેચ્છા

'ઉત્થાન' એ જ્ઞાનસાધન આશ્રમ-છોટાઉદેપુરથી **શ્રી સ્વામી સ્વયંજ્યોતિજી** મહારાજના તંત્રીપણા નીચે પ્રકટ થતું ગુજરાતી ભાષાનું માસિકપત્ર છે. ઘણા લાંબા સમયથી ગુજરાતને એવા માસિકપત્રની જરૂરીઆત હતી. એ દ્વારા ગુજરાતી જનતાને અધ્યાત્મવિદ્યાનું મહત્ત્વપૂર્ણ વાચન મળશે એ નિર્વિવાદ છે. વિદ્વાન્ વિચારકો, અનુભવી મહાત્માઓ અને જ્ઞાનવાન સંન્યાસીઓએ લખેલા મહત્ત્વના આત્મજ્ઞાનના લેખો એમાં આવશે, અને પ્રત્યેક જીજ્ઞાસુને તે એ જ્ઞાનમાર્ગનો એક સોમીઓ થઇ પડશે.

**શ્રી સ્વામી સ્વયંજ્યોતિજી સંયુક્ત પ્રાન્ત** અને ગૂજરાતમાં જિજ્ઞાસુઓને વાતચીતદ્વારા સત્સંગનો, સાધન માટે અંગત ઉપદેશનો અને પોતાના શિષ્ય સમૂહનાં ચારિત્ર-ગઠન થાય તેવા શિક્ષણનો લાભ આપીને એકંદરે આત્મજ્ઞાન પ્રાપ્ત થાય તેવું શાંત, અને એકાંત છતાં સ્થાયી કામ કરી રહ્યા છે. પરમાત્મા એમના શરીરને નિરોગી રાખીને દીર્ઘાયુષી કરે ! અને જે આવી ઉત્તમ તેમજ નિઃસ્વાર્થ પ્રકારની ધાર્મિક પ્રવૃત્તિઓ કરે છે, તે ચાલુ રાખવાનું એમને મનોબળ આપે !

'**ઉત્થાન**'ની ખૂબ ઉન્નતિ થાઓ ! એનો બહોળો ફેલાવો થાઓ ! એ હમેશાં ચાલુ રહો ! એ **ઉત્થાન** શાંતિ, જ્ઞાન, પ્રેમ, આનંદ તથા આત્માનુભવનું પ્રચારક થાઓ અને માનવસમૂહને અધ્યાત્મમાર્ગમાં લક્ષ્યસ્થાને પહોંચાડવામાં માર્ગવાહક બનવામાં નિમિત્ત બનો !

આનંદ કુટિર<br>હપીકેશ તા ૨૦-૪-૪૧ } **સ્વા. શિવાનંદ સરસ્વતી.**

# પ્રાસંગિક સમાચાર.



( ૧ ) પાલીતાણા–આષાઢી પૂનમની યાત્રા કરવા માટે આ વર્ષે સુમારે ત્રણેક હજારથી પણ વધારે યાત્રીઓ આવ્યા હતા. ( ૨ ) રાજકોટ–વિવેકાનંદ ગુરુકુલનો વાર્ષિક ઉત્સવ તા. ૬ જૂલાઇએ ઉત્સાહભેર ઉજવાઇ ગયો. (૩) અમદાવાદ–શ્રાવણ માસમાં સાબરમતીમાં સ્નાન કરવા જનાર ભાવિકોની ભીડમાં કોઇ અનિચ્છનીય બનાવ ન બનવા પામે, એટલે ત્યાંની હિન્દુ સભાએ સ્વયંસેવકોની ભરતી કરવાની અને એમની સલામતી માટે સવારના ચારથી દશ વાગતા સુધી સ્વયંસેવકોને રાખવાની વ્યવસ્થા કરવાનું નક્કી કર્યું. ( ૪ ) કાંકરીઆ તળાવ પાસે ત્રણેક માસથી ચંદનદાસ ગુરુ સુન્દરદાસ નામનો બાવો રહેતો હતો. મ્યુનિસિપાલિટિએ ત્યાં બાગ તૈયાર કરવાના વિચારથી એને ઉઠી જવા કહ્યું, પણ બાવાએ સામે થતાં પોલીસને બોલાવવી પડી; ઝપાઝપી થઇ. બાવાએ ત્રિશૂળ ઉગામ્યું; પટાબાજીની [illegible] માંડી; એને પોતાને તથા એકાદ પોલીસને [illegible] પકડાયા, અને એમના પર કેસ ચલાવાયો.

( ૫ ) **લાહોર**-પાંચ પંદર બાળકો ઢીંગલાઢીંગલીનાં લગ્નની રમત કરતા એકઠાં થયાં; સાચાં લગ્નની પેઠે રમતનો ઠાઠમાઠ કરવા જતાં ફટાકડા ફોડવા માંડયા, અને પરિણામે પોટાશની શીશી ફાટતાં અકસ્માત્ થયો; આઠ બાળકો અને બીજાં ચારેક માણસોને ઇજા થઈ; સૌને ઇસ્પીતાલમાં લઇ જવાં પડયાં. ( ૬ ) લંડનઃ-મસ્જીદ બાંધવા અને ઇસ્લામી સંસ્કૃતિના પ્રચાર માટે કેન્દ્ર બાંધવા બ્રિટિશ સરકારે જમીન ભેટ આપવાની જાહેરાત કરી છે. ( ૭ ) **અમરેલી**-જૂલાઈના પહેલા અઠવાડીઆમાં વરસાદની સાથે આકાશમાંથી લોહીનાં ટીપાંની વૃષ્ટિ થઇ; એકાદ માઇલના વિસ્તારમાં આમ બન્યું અને ખેડૂતોએ નજરે જોયું એમ સંભળાય છે; બીજે દિવસે એમાંથી અસંખ્ય લાલ રંગનાં જીવડાં ઉત્પન્ન થયાં. ( ૮ ) **હાંસોટ**:-એક શિવાલયને તોડી અંદરથી કોઇ પાર્વતીની મૂર્તિ ઉપાડી ગયું; પોલીસની તપાસમાં થોડા પકડાયા, અને કૂવામાંથી મૂર્તિ મળી આવી (૯) **ભાવનગર**-રાજ્યના કોંકચ-વેળાવદર રસ્તા ઉપર નાના એવા બાવળા નામના ડુંગરમાં એક ભોંયરું છે, ત્યાં થોડા દિવસો પહેલાં ધડાકો થતાં એએક આંગળ પહોળો અને સોએક હાથ લાંબો ખાડો પડી ગયો; ગરમ હવા એમાંથી નીકળ્યા કરે છે એમ કહેવાય છે. ( ૧૦ ) **સુરત-બૌધાનના** કેટલાએક વણિક મહાજનો કેરીના કંડીઆ લઈ હોડી વાટે સુરત આવતાં, વાવાઝોડાનું તોફાન થયું; શેઠીઆઓ ગભરાયા; " ગમે તેટલા રૂપીઆ લો પણ અમને ઉગારો " એવી કાકલુદી કરી, એટલે જીવના જોખમે એમને બીજા માણસોએ બચાવ્યા; કાંઠે ઉતરતાં જ " ગમે તેટલા રૂપીઆ " ને બદલે થોડા આના આપીને એ ઉદાર મહાજનોએ પતાવ્યું. ( ૧૧ ) **ઉનાવા**—આશ્રમ તરફથી કલોલ, વીજાપુર, દહેગામ વગેરે તાલુકામાં તથા ઉનાવાની આસપાસ દર વર્ષના રિવાજ મુજબ આ વરસે પણ મફત દવાઓ વહેંચાય છે. ( ૧૨ ) **દુધરેજ**-અહિંના મંદિરના મહન્ત શ્રી જીવરામદાસનો

તા. ૧૭-૭-૪૧ ને રોજ યુવાન વયે દેહાન્ત થયો. (૧૩) ગુજરા
તથા કાઠિયાવાડમાં અતિવૃષ્ટિને લીધે આશરે ૧૦૦૦૦ મકાનો પ
ગયાં અને ૫૦૦ પશુઓ તણાઈ ગયાં છે. (૧૪) બનારસ-હિં
નેતાઓની પરિષદમાં ભારત ભૂષણ પં. માલવીયાજીએ કહ્યું
" મનુ તથા વેદવ્યાસે એવા નિયમો ઘડયા છે, કે જ્યારે માણસ ઉપ
હિંસાત્મક હુમલો થાય તો તે પોતાનો બચાવ હિંસાથી કરી શકે."
(૧૫) કલકત્તા-અહીંની યુનિવર્સિટીએ સર સર્વપલ્લી રાધા
કૃષ્ણનને ' ડૉકટર ઓફ લોઝ ' ની પદવી આપવાનું નક્કી કર્યું છે.
(૧૬) મુંબઈ-શ્રી આનંદીલાલ પોદાર આયુર્વેદિક કોલેજની
ઉદ્ઘાટન ક્રિયા ગયા મહિનામાં મુંબઈ સરકારના સલાહકાર-
મી. નાઈટના હાથે થઈ. શેઠ આનંદીલાલ પોદારની ઉદાર રકમમાંથી
આ કોલેજ સ્થપાઈ છે. (૧૭) ગોંડળ-બાવાઓનો વેશ ધારણ
કરીને વાઘરીઓ આસપાસ ગામડામાં બધે ફર્યા કરતા, તેમને પકડવામાં
આવ્યા છે. (૧૮) સિંધ-શ્રી. સીધવાને કોમી એકતાના પ્રચાર
માટે સિંધનાં ગામડામાં ફરતાં મહિઆરી નામના એક ગામમાં હિંદુ-
મુસ્લીમ પ્રજાનો અદ્ભુત મેળ દેખાયો. ત્યાં મસ્જીદ અને મંદિર
એક જગ્યાએ આવેલાં છે, એટલું જ નહિ પણ વચ્ચે એક નાની એવી
દિવાલ જ છે; મંદિરની આરતીથી મુસ્લિમોને અને મસ્જીદની બાંગથી
હિન્દુઓને કશી દખલ ત્યાં થતી હોય, એમ જણાતું નથી. અદ્ભુત
ભાઈચારાની લાગણીથી એ બન્ને કોમ ત્યાં રહે છે. (૧૯) પાટણ-
બ્રાહ્મણની તેર વરસની એક છોકરીને પ્રભુદર્શન થાય છે એમ વાત
ચાલે છે. છોકરી કહે છે કે " મને ભગવાન્ દેખાય છે અને ચાર
મા-બાપને એક મહીના પછી દર્શન થશે એમ ભગવાન્ કહે છે."
(૨૦) ઢાકા-ત્રિપુરા નરેશે ઢાકાના કોમી હુલ્લડથી મુશ્કેલીમાં
ઉતરેલા હિન્દુઓને સહાયતા કરવા માટે રૂા. ૪૦૦૦૦ ની ઉદાર રકમ
આપવાની જાહેરાત કરી છે.

卐

## સ્વા. સ્વયંજ્યોતિ તીર્થકૃત પુસ્તકો

**किरणकलाप**—વૈરાગ્યની વિકાસ પામતી ભાવનામાંથી લખાયેલાં, પ્રાર્થના અને પ્રકૃતિમાં પરમાત્માનાં દર્શન દ્વારા પરમપદ પ્રતિ વાળનારાં કાવ્યોનો સંગ્રહ.

કિંમત આઠ આના

**मर्मदर्शन**—જ્ઞાન, વૈરાગ્ય, ભક્તિ અને વિશુદ્ધ અદ્વૈત ભાવનાને પોષણ આપનારાં ઉપદેશપૂર્ણ ભજનોનો સંગ્રહ; આમાનાં ઘણાં-ખરાં પરમહંસ શ્રી સ્વામી રામતીર્થજીનાં અંગ્રેજી તથા ઉર્દુ ભજનોના અનુવાદરૂપે છે.

કિંમત છ આના

**श्रीसद्‌गुरुस्तुतिशतक**—શ્રી ઇશ્વરાભિન્ન પરમ કરુણાકર શ્રી સદ્‌ગુરુ પ્રતિ અહૈતુકી ભક્તિ વધારી, જ્ઞાનવૈરાગ્યનો બોધ કરનારો અને તત્ત્વમાં તલ્લીન કરે એવો, નિત્યપાઠમાં ઉપયોગી થાય એવો અનુષ્ટુપ વૃત્તમાં ઊતારેલો સ્તુતિસંગ્રહ.

કિંમત ત્રણ આના

**श्रीसद्‌गुरुशिक्षाशतक**-શ્રવણ, મનન અને નિદિધ્યાસનના અન્તરંગ સાધનદ્વારા સાધકને તત્ત્વજ્ઞાનનો અધિકાર અપાવી લક્ષ્યબોધ કરાવનારો, ભુજંગ વૃત્તમાં ઊતારેલો શિક્ષાગ્રંથ.

કિંમત ત્રણ આના

**मीरां अने राणो**—મીરાંની અહૈતુકી ભક્તિ અને વૈરાગ્યની ચર્ચા કરતો એક અધ્યાત્મજ્ઞાનનો સંવાદ.

કિંમત બે આના

વ્યવસ્થાપક : જ્ઞાનસાધન આશ્રમ
છોટાઉદયપુર, પૂર્વ ગુજરાત

પહેલું વર્ષ
ત્રીજો અંક

સપ્ટેમ્બર ૧૯૪૧
ભાદ્રપદ ૧૯૯૭



ॐ उत्तिष्ठत जाग्रत प्राप्य वरान् निबोधत ।

ઊઠો સાધક ! જાગો ને આચાર્યવર મેળવો,
આત્મબોધ મળે એવાં વિદ્યાવિજ્ઞાન કેળવો.



તંત્રી
સ્વા. સ્વયંજ્યોતિ તીર્થ
જ્ઞાનસાધન આશ્રમ
છોટાઉદેપુર, (પૂર્વ ગુજરાત)

વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે મંજુર

**ઉત્થાન**—અધ્યાત્મવિદ્યાનું માસિક પત્ર.

**વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે**

| હિંદ | બર્મા | આફ્રિકા | એક અંકની કીમત |
|---|---|---|---|
| રૂા. ૩–૮–૦ | રૂા. ૪–૦–૦ | શિ. ૮–૦ | રૂા. ૦–૬–૦ |

**પુસ્તકાલય માટે ખાસ રૂા. ત્રણ**

**નિયમો:**—( ૧ ) ઉત્થાનનું વર્ષ જુલાઈથી શરૂ થાય છે. અને વર્ષ વચ્ચે ગ્રાહક થનારને પાછલા અંકો મોકલી આપવામાં આવે છે. ( ૨ ) પ્રત્યેક અંક અંગ્રેજી મહીનાની ૧૬ મી તારીખે રવાના થાય છે. અંક ન મળે તો પ્રથમ પોતાની નજદીકની પો. ઓ. માં તપાસ કરવી અને પછીજ કાર્યાલયમા લખવું. મહીનાની આખર તારીખ સુધી લખનારનેજ અંક મળી શકશે; ત્યાર પછી કીંમત લઈને અપાશે ( ૩ ) પત્ર વ્યવહાર કરનારાઓએ પોતાનું નામ તથા ઠેકાણું સ્પષ્ટ અક્ષરે ગ્રાહકનંબર સાથે લખવું. જવાબ માટે હમેશાં પૂરતી ટીકટો મોકલવી. ( ૪ ) મ. ઓ. થી લવાજમ મોકલનારાઓએ કુપનમાં પોતાનું નામ ઠેકાણું સ્પષ્ટ અક્ષરે લખવું. (૫) પુસ્તકાલયોએ મ. ઓ. થી નાણાં મોકલવા ઉપરાંત પ્રમુખ તથા મંત્રીના હસ્તાક્ષરનો પ્રમાણભૂત પત્ર બીડવો. ( ૬ ) ' ઉત્થાન ' વડોદરામાં છપાય છે અને ત્યાંથી રવાના થાય છે પરંતુ એ સંબંધે બધો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

**નમૂના અંકની કીમત મળ્યા પછીજ અંક મોકલાશે.**

પ્રબન્ધક, ઉત્થાન
છોટા ઉદેપુર, ( પૂર્વગુજરાત )

卐

# વિનંતી

ગ્રાહકોને:-

૧. ત્રીજો અંક આપને મળશે. વાચકોને 'ઉત્થાન' ઠીક પસંદ પડયું છે એમ એમના સંતોષપત્રો પરથી જણાઇ છે. પરમાત્મા અમને એમાં ઉત્તરોત્તર વિકાસ કરવાની અનુકૂળતા કરી આપે એ જ પ્રાર્થના છે.

૨. અમારો ઉત્સાહ એના બ્હોળા પ્રચાર ઉપર આધાર રાખે છે. કશા પણ ધનભંડોળ વિના, કેવળ મિત્રોના આગ્રહથી અને મિત્ર લેખકોના સહકારથી સાહસ ખેડયું છે. સાહસ એટલા માટે કહીએ છીએ કે એમાં જો પૂરતી ગ્રાહક સંખ્યા ન થાય તો વરસ આખરે જરૂર ખોટ આવવાનો ભય છે.

૩. સારા કાગળ, સુઘડ છાપકામ, શુદ્ધ સંસ્કારી ભાષા અને વિવેચનાપૂર્ણ લેખો, એ બધું ખૂબ પરિશ્રમ અને નાણાંની છત ઉપર આધાર રાખે છે. એટલે અમારો તો એ નો એ જ આગ્રહ-એકની એક જ વાત-કે જો આપને ઉત્થાનના લેખોથી લાભ થાય છે એમ લાગતું હોય, તો એ લાભ બીજાને મળે એ દ્દષ્ટિથી-ઉત્થાન ચાલુ રહે અને તે દ્વારા જે જ્ઞાનસેવા કરવા ધારી છે તે યથાશકિત થાય, ગૂજરાતી

યુદ્ધતરંગો વાયુવેગે ઊડતા ઊડતા આપણા કાનના પડદા ચીરે છે; માનવહૈયાને હાયવરાળથી દઝાડે અને મૂઝવે છે; કુદરતમાં કશું પણ કદી અકુદરતી હોવાનો સંભવ જ ન હોવા છતાં પણ, ટૂંકી માનવબુદ્ધિને આ સંહારકાંડ એવી રીતે ગભરાવી મારે છે કે, બધું જાણે કુદરતથી વિરુદ્ધ બનતું હોય! પાંચ પાચ હજાર વર્ષના ગાળા પછી બ્રહ્માંડનાયક પુનઃ જાણે પુકારતો હોય કે—

कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धो, लोकान्समाहर्तुमिह प्रवृत्तः ।

"હું, લોકોનો સંહાર કરનાર, ખૂબ વધી ગયેલો કાળ છું; અત્યારે લોકોનો ભક્ષક (રક્ષક નહિ) થઇને પ્રવૃત્તિ કરું છું."– એવુ પ્રત્યક્ષ આપણે અનુભવીએ છીએ વિજ્ઞાનની સહાયતા વડે, પૃથ્વીનાં પેટાળ અને આભનાં ઊંડાણમાંથી અવનવી વિદ્યાઓ શોધી શોધીને જાણે માનવકુલે સંહારજ માડયો હોય, એવો મતિભ્રમ માનવભક્ષી માનવોને ચકડોળે ચડાવી રહ્યો છે!

× × ×

આવી તો કેટલીએ યુદ્ધલીલા આ પૃથ્વીપટ પર રમાઇ ગઇ હશે! આપણને અત્યારે પણ એ નવીન અને અપૂર્વ લાગે છે; ઇતિહાસ વાંચનારાઓ નવાજૂનાની સરખામણી કરે અને આશ્ચર્ય પામે! પણ કાલનો સ્વભાવ અને પ્રકૃતિનાં પરિણામ ઓળખનારાને એમાં કશી નવીનતા નહિ લાગે! અત્યારનાં આયુધોમાં ફેરફાર હશે, શસ્ત્રાસ્ત્રોમાં નવાજૂની હશે, લડવાની રીતભાત ફેરવાઇ ગઇ હશે, પણ એનું કારણ તો એજ જુગજૂનું–પૃથ્વીપડને વ્હેંચી લેવાનું, પૃથ્વીપટના સમસ્ત વૈભવને એકહથ્થુ ભોગવવાની વાસનાનું અને સક્ષેપમાં આસુરી સ્વભાવના પ્રદર્શન જેવું જ છે, એમ વિવેકશીલ મનુષ્યને ચોકખું સમજાય એવું છે.

× × ×

માનવમનને એમ થાય છે કે જગત હમેશાં કંઈ ને કંઈ અપૂર્વ, નવું, અને નિત્ય નવો અનુભવ આપે એવું એક પ્રયોગમંદિર છે. પરન્તુ પ્રસંગોનાં રૂપાન્તરથી કાંઈ જગત નવું થતું નથી; કારણ કે એથી કાંઇ પ્રકૃતિનો સ્વભાવ બદલાતો નથી; એના એજ અનાદ્યનન્ત ત્રણ ગુણ, એની એજ દૈવી અને આસુરી સંપદ્, એની એજ મોહતૃષ્ણા, એની એજ ભોગવાસના માનવ માનવ વચ્ચે વૈરવૃત્તિ ઉપજાવે છે, અને યુદ્ધની નોબતો ગડગડે છે. અજ્ઞાનના સ્વભાવમાં નહિ, પણ એના પ્રસંગોના રૂપાન્તરમાં મનુષ્યને નવીનતા અવશ્ય લાગે એ સ્વાભાવિક છે, પરંતુ આવો નવીનતાનો રંગ મનુષ્યના ભોગભૂખ્યા હૈયાને ન સ્હડે, તો એક ક્ષણ પણ એ જીવી શકે ખરો કે ? ! જગત નવું નથી, પણ મનુષ્ય નવો છે; પૃથ્વી નવી નથી, પણ એના ઉપરનો કે લોકલોકાન્તરનો પ્રવાસી આ જીવાત્મા નવો છે, એટલે એને જગત નવું લાગે છે. આમ વિરોધાભાસમાં જીવતો મનુષ્ય, પોતે નવો હોવાનું ભૂલીને જગતને નવું જુએ છે; અવનવી રચનાઓ ગોઠવે છે, અને નવું ભોગવવાની ગડમથલમાં ધરતીમાતાની ગોદમાં અવનવાં રમકડાંથી રમત માંડે છે; હસે છે, લડે છે, રમે છે, ઈત્યાદિ ભાવોના વલણમાં અથડાય ટીચાય છે; રીબાય છે; અને છેવટે પ્રકૃતિથી હારે છે.

× × ×

એને નવીનતા લાગે છે ત્યારે તો એ જીવી શકે છે કે; ત્યારેજ એ આગળ વધી શકે છે; આમ ન થાય તો નિરાશા અને નિરુત્સાહ એને પાતાળના પત્થર જેવો જડ બનાવી, આળસુ અને એદીના જેવાં બગાસાં ખવરાવી, છતી ઇંદ્રિયોએ પણ એને અપંગ બનાવી મૂકે—એવી આ અઘટિતઘટનાપટીયસી માયાની ત્રિગુણાત્મક લીલાનો પ્રભાવ છે.

× × ×

ગૂંચાયેલો, આસુરી સ્વભાવનો જીવાત્મા કેવા અને કેટકેટલા ધમપછાડા અને ઉધામા કરે છે, એનું સ્પષ્ટ કથન ભગવાને આપણને ભાખી મૂક્યું છે, અને વર્તમાન યુદ્ધમાં આપણને એવું જ પ્રત્યક્ષ દર્શન થાય છે.

× × ×

જે પહેલાં બની ગયું છે, તેનું તેજ, તેવુંજ પાછું બન્યા કરે છે: સંસાર એટલે ચક્રાકાર ગતિમાં વહેતો કાલપ્રવાહ; ત્રણે ગુણો, અથવા દૈવી અને આસુરી એમ બે સ્વભાવ વારા ફરતી ઋતુઓના કાલક્રમ પ્રમાણે, પૃથ્વીના વિશાલ પટપર હેર ફેર કર્યાંજ કરે છે: માનવ એ જુએ છે ને મૂંઝાય છે, એને બધા પ્રસંગો અભૂતપૂર્વ લાગે છે, બધું એને નવું નવું લાગ્યા કરે છે; પણ એમાં આપણા વિચારની ઉણપ છે. અસંખ્ય યુદ્ધો ખેલાઈ ગયાં છે, એમાં શું પશ્ચિમ કે શું પૂર્વ–એવા કશા દેશભેદ નથી કે નથી કોઇપણ જાતના પ્રજાભેદ. જે પ્રજા જેટલી વધારે જૂની એટલા એના અનુભવભંડાર વધારે સમૃદ્ધ. યુદ્ધ થઈ ગયાં છે, અત્યારે થાય છે, અને ભવિષ્યમાં પણ થશે, અને આપણાં અનુભવરત્નોમા ઉમેરો થશે.

× × ×

આપણે આપણા આત્મવિકાસ માટે દૈવી પ્રકૃતિની ઓથમાં રહીને લડવાનું છે, સમસ્ત જગતમાં શાંતિ ઈચ્છવી, પરમાંત્મા પાસે સંપ અને પ્રેમનું વાતાવરણ થાય એવી પ્રાર્થનાઓ કરવી, સર્વત્ર ભાઈચારો કે શાંતિના પડછંદા પાડવા, પ્રેમ પ્રેમ અને પ્રેમના પોકાર કરવા કે સંકલ્પો કરવા, એ આપણા સાત્વિક સ્વભાવની પ્રતિભા અને પરીક્ષા છે; સાચો લડવૈયો શત્રુના દલનું જોર જોઈ બમણો લડે–તેમ આપણી સામે જેટલું આસુરી શક્તિનું પ્રાબલ્ય વિશેષ, તેટલુંજ આપણે દૈવી સ્વભાવના જોરે કમર કસીને યુદ્ધમાં સામે મુખે ઊભા રહેવાનું છે. જગતમાં જો યુદ્ધ અનિવાર્ય હોય તો આપણી

દૈવી સ્વભાવની સહિષ્ણુતા, શૂરવીરતા, શાંતિ તથા પ્રેમના વાતાવરણને વ્યાપક બનાવવાની ઝંખના પણ સ્વાભાવિક છે.

× × ×

આવી સત્ત્વઝંખનાથી યુદ્ધ બંધ પડે, આસુરી સ્વભાવ દબાઇ જાય અને દૈવી સંપદ્‌ની જીત થાય, એ બધું થાય તે પહેલાં, આપણે એ યુદ્ધમાં વિજેતા થવા માટે, પ્રથમ આંતરયુદ્ધ શમાવવાની જરૂર છે. આપણી પ્રાર્થના કે સંકલ્પો યુદ્ધ અટકાવવા માટે નહિ, પણ સત્ત્વના વિજય માટેની હોવી જોઇએ. યુદ્ધ એટલા માટે શમે કે જેથી ભવાટવીનો માનવપ્રવાસી પોતાનો માર્ગ સુખપૂર્વક કાપે, અને પરમપદને પથે ચડેલો સન્માર્ગી જીવાત્મા પરમકલ્યાણનો ઉત્તરોત્તર અધિકારી બનતો જાય.

× × ×

મહાભારતના યુદ્ધમાં ભગવાન્ કૃષ્ણચંદ્રે અર્જુનને કેવી રીતે જ્ઞાન-માત્રા પાઇ, અને વીરતા વહોરાવી એનું સુંદર વર્ણન સ્વા. રામતીર્થ કરે છેઃ 'મહાભારતના યુદ્ધમાં શ્રી કૃષ્ણ અર્જુનના સારથિ હતા. યુદ્ધની તૈયારી જોઇ અર્જુનને વિષાદ–ખેદ થયો. દયા અને કૃપણતાથી એ કંપી ઊઠયો, દુર્બલતાએ એને દીન બનાવ્યો અને ગાંડીવ હાથમાંથી સરી પડયું, એ વખતે ભગવાને પ્રેરણા આપી:— "વીર અર્જુન! તું આ દેહ નથી; તું આ વ્યક્તિ નથી, આ લીલા તો પરમાત્માની છે. તું તો નિમિત્ત માત્ર છે..........દેહનો નાશ થવાથી આત્માનો નાશ થતો નથી........ કૃપણતા દૂર કર, આત્માનો અનુભવ કર; તારૂં કર્ત્તવ્યકર્મ યુદ્ધ કરવાનું છે, માટે સુખેથી કર; હું, દેવોનો પણ દેવ ક્ષણે ક્ષણે લાખો ને કરોડો કીટપતંગાદિ જેવા જીવોનો સંહાર નથી કરતો? છતાં હું નિર્લેપ, નિર્દોષ છું. ઇશ્વરજ કર્ત્તાહર્ત્તા છે. પરમાત્મા તો પરમ પવિત્ર છે.......તું આત્મજ્ઞાન કેળવ;......એટલે તને સમજાશે કે તું તો પરમાત્માના યંત્રનું એક

પૂતળું માત્ર છે........સત્ય, ન્યાય, અને ધર્મને માટે અસંખ્ય શરીરોનો તું સંહાર કરે, તો પણ તું સદા વિશુદ્ધ જ છે, તને એમાં કશો પણ દોષ કે પાપ લાગવાનાં નથી." આ સમજણ તે આત્મજ્ઞાનની ઓળખ પછીની છે: અર્જુનનું આંતરયુદ્ધ આત્મજ્ઞાનથી ભગવાન્ શાંત પાડે છે: કર્માકર્મ, ધર્માધર્મ, સત્યાસત્ય–જેવા સાપેક્ષક ગૂંચવાડાની ભ્રાંતિથી એને મુક્ત કરે છે. અને પરમતત્ત્વ કે જે નિરપેક્ષ સત્ય અને ધર્મ છે, એનુ એને ભાન કરાવે છે.

× × ×

ઓ માનવદેવ! જરા અંતર્મુખ થા; યુદ્ધ જીતવા નીકળ્યો છે, પણ તારા મનોમન્થનની તેં પરીક્ષા કરી જોઈ છે? અંતરના રાગદ્વેષ, મારા–તારાના ભેદભાવ, જન્મમૃત્યુના લોભમોહ, કીર્તિ અપકીર્તિના ભયાભય, અને લાભહાનિના ત્રાજવામા તું તોળાય છે, ત્યારે તારા માનસભૂતની વિડંબણા તપાસી જોઇ છે? જરા વિચાર કરીને જો કે તારૂં આંતરયુદ્ધ કેવું છે? તારામાં સમત્વ આવ્યું છે? યુદ્ધને તેં દૈવી સ્વભાવ અને ધાર્મિક ભાવનાથી તપાસી જોયુ છે? માનવીના મનમા જો લોભમોહની મહત્ત્વાકાંક્ષા–આસુરી વાસનાએ ઉશ્કેરણી ન કરી હોય, તો આવા બાહ્ય યુદ્ધની સંભાવનાજ ક્યાં છે? અને બાહ્ય દ્ધની ગમે તેટલી નોબતો ગગડતી હોય, પરંતુ તારા માનસસરનાં અમૃત વણડોળાયા રહે, તો દૈવી સંપદ્‌ની જ જીત થાય છે, એવો વિશ્વાસ તારા હૈયામા જન્મ્યો છે ખરો? સત્તા અને ભોગને માટે માનવ મનનો રાક્ષસી સ્વભાવ લોહીતરસ્યો બને છે; પ્રકૃતિનાં સમસ્ત તત્ત્વોને દબાવી-દબાવી, એને પગ તળે છૂંદી કચરી, એની ઉપર સંહાર-નૃત્ય ખેલી, પોતાની રક્ત–પિપાસાને તૃપ્ત કરી, સત્તાના મદમા તિરસ્કારનું અટ્ટહાસ્ય કરવા માટે ભૂખ્યો ડાંસ બને છે, ત્યારે આવી બાહ્ય યુદ્ધની જવાલા પ્રકટે છે.

પ્રથમ આંતરબાહ્યનો ભેદ ભૂલી જા; અંતરમાં છે તેજ બાહ્ય છે;

-બાહ્ય વિશ્વ આંતરમનની છબી માત્ર છે, અંતરમાં ધ્વનિ છે, તેનોજ બાહ્ય પ્રતિધ્વનિ છે. મહાભારતના યુદ્ધમાં પાંડવ સેનાનો અગ્રગણ્ય વીર અર્જુન યુદ્ધભૂમિ ઉપર આવતાં વેંતજ, પોતાનાજ મોહના-અજ્ઞાનના પાટા આંખે બાંધે છે; વીરત્વ વિસારે છે; કાપુરુષ બને છે; એનાં અંગ કંપે છે; એનાં અજેય આયુધ હાથમાંથી સરી પડે છે; એની આંખે અંધારાં આવે છે, એનું મન ચકડોળે ચડે છે અને ઢીલો બનીને, ધર્માધર્મમાં દિંગ્મૂઢ બનેલા અર્જુનની બુદ્ધિ બહેર મારી જાય છે. દિશાભૂલ્યો અને કર્તવ્યભ્રાન્ત એ ધનંજય એવી તો પામરતા દેખાડે છે, કે નિત્યસખા ભગવાનને મહેણું મારવું પડે છે કેઃ—

क्लैब्यं मा स्म गमः पार्थ !

અરયા પૃથાપુત્ર ! બાયલાપણું છોડ ! વીર થા ! તું ક્ષત્રિય છે; વીરનર છે ! ધર્મયુદ્ધમાં ખેલવું એ તો તારો સ્વભાવ અને સ્વધર્મ છે ! યુદ્ધ અને યુદ્ધભૂમિ તો તારાં ક્રીડાંગણ છે: તારી તો એ વિહારભૂમિ છે; લડવું તો તારે મન રમત છે. અને આવે વખતે, અત્યારે, અહીં આવીને ઊભા રહ્યા પછી જ્યાં આસુરી સ્વભાવના શત્રુઓ હથીઆર સજીને ઉગામવા સામે આવી ઊભા છે, ત્યાં તને આવી હૃદયની દુર્બલતા ક્યાંથી સૂઝી ? આવી વૈશ્યસ્વભાવની કૃપણતા ક્યાંથી વહોરી આવ્યો ?

એ દુર્બલતા ફગાવવા માટે, કુરુક્ષેત્રનું-કર્મભૂમિનું ધર્મયુદ્ધ લડતાં પહેલાં અર્જુનના અંતરમાં જે યુદ્ધ ચાલ્યું, એનો નીવેડો લાવવાનું કામ ભગવાનને શિરે પ્રથમ આવી પડ્યું, અને એ આંતર યુદ્ધ આત્મજ્ઞાનદ્વારા શમી ગયા પછી, અર્જુન ધર્મયુદ્ધમાં વિજેતા થયો.

× × ×

*આજનું મહાભારતનું યુદ્ધ ખેલાઇ ગયું: હારનારા હાર્યા અને*

જીતનાર જીત્યા, શસ્ત્રાસ્ત્રો ખડખડયા અને માગતાંગના, તથા સગા સબધી કે સ્નેહી મિત્રોમા કોણ મિત્ર કે કોણ શત્રુ—એ બધા ભેદભાવ ભૂલીને સૌ લડી ચૂકયા, મરનાર મરી પરવાર્યા, જીતનારા જીતીને પણ વિષાદ પામ્યા, અને સાર એ કૂઢાડયો કે યુદ્ધ અનિવાર્ય હતુ, કારણ કે બાળપણથી કૌરવ-પાંડવો વચ્ચે રાગ-દ્વેષના આતરયુદ્ધ મારે બીજ રોપાયા હતા રણભૂમિનુ બાહ્ય યુદ્ધ તો આતરયુદ્ધના પ્રતીક જેવુ હતુ. આતર યુદ્ધ નહોતુ શમ્યુ તેથીજ બાહ્ય યુદ્ધ અનિવાર્ય બન્યુ હતુ

એમા સાચો વિજેતા બન્યો અર્જુન, યુદ્ધ કરતા પહેલા એણે ભગવાનનો આદેશ ઝીલ્યો, જન્મ મૃત્યુની ભ્રાતિ ટાળી, આત્માનુ અમૃત પીધુ, ધર્મની ધારણા કેળવી, અને યુદ્ધ કરવા છતા, પણ એ અકર્તા, અસખ્ય દેહવધ કરવા છતા પણ એ અહિંસક, કર્મ કરતા છતા એ નૈષ્કર્મી, અને ફળની પ્રત્યક્ષતા છતા એ નિષ્કામ નીવડયો

× × ×

એ મહાભારતે આપણને ભગવદ્ગીતા આપી ઉપનિષદ્રૂપી ધેનુઓને દોહી દોહીને ભગવાને એ અમૃત અર્જુનને પાયુ અને ત્યાર પછી ભારતવર્ષની પ્રજાને વારસામા મળ્યુ ભગવાને અર્જુનના આતર યુદ્ધને શાત પાડયું, અને બાહ્ય પ્રદેશમા દૈવી સપદની જીત થઈ, કારણ કે અર્જુને આત્મજ્ઞાનદ્વારા સમતા કેળવી, અહમમત્વના ભેદભાવવાળા રાગદ્વેષને મારી, આતરિક પ્રદેશમાથી યુદ્ધ લડતા પહેલા જ આસુરી સ્વભાવને હતો નહોતો કરી નાખ્યો હતો, ભગવાને અર્જુનનો આતરદાહ બૂઝાવ્યો, એના રાગદ્વેષ ધોઈ નાખ્યા ભગવદ્ગીતાનો એ સનાતન સદેશ યુદ્ધની સ્વભાવલીલા સમજાવે છે, દૈવી આસુરીના ભેદ ઓળખાવે છે, માનવસ્વભાવની પરીક્ષા કરવાનુ શીખવે છે, અને યુદ્ધમા જીતવુ

હોય તો પ્રથમ સ્વભાવ અને સ્વધર્મ ઓળખવાનું અદ્ભુત જ્ઞાન આપે છે મૂઝાઇને ઢગલો થઈ પડેલા અર્જુનને વારવાર ભગવાન युद्धयस्व કહે છે અને એ ઉપદેશની સચોટ અસર તો, જ્યારે એના અતરના દાહ શમે છે ત્યારેજ થાય છે આખી ભગવદ્ગીતાનો નીચોડ એના જીવનમા અમૃત સીચે છે અને અતમા એ કહે છે કે करिष्ये वचनं तव ।

* * *

બાહ્ય યુદ્ધભૂમિપર આસુરી સપદની પ્રત્યક્ષ પ્રતિમાઓ જેવી કૌરવોના પર જીત મેળવતા પહેલા, ભગવાન અર્જુન પાસે એના આતરયુદ્ધમા જીત અપાવે છે એનો ઉકળાટ શમાવે છે અને એના ચિત્તમા સમતા અપાવી એની કાયરતા કઢાવી નાખે છે એના હૃદયની ક્ષુદ્ર દુર્બલતા નિઃશેષ માટે ધોઈ નાખી, કર્મયોગના સમત્વ વડે એના ચિત્તને હારજીત વગેરે દ્વન્દ્વથી પર થતા શીખવે છે

ત્રીજા અધ્યાયનો ત્રીસમો શ્લોક એનો શોકજ્વર દૂર કરે છે ભગવાન युद्धयस्व તો કહ્યાજ કરે છે, પણ તે પહેલા કેટલીએક શરતો એની પાસે મૂકે છે આ રહ્યો એ શ્લોક —

मयिसर्वाणि कर्माणि, संन्यस्याध्यात्मचेतसा ।
निराशी र्निर्ममोभूत्वा, युद्धयस्व विगतज्वर ॥

યુદ્ધ કરવાની તો ભગવાને ના કહેતા નથી, કારણ કે યુદ્ધ તો પ્રકૃતિના –માનવસ્વભાવના તાણાવાણા જેવુ છે, યુદ્ધ માનવ જીવનમા શક્તિનો દિવ્ય સચાર કરી, વીરતાનુ વર્ચસ્વ અપાવી, મનુષ્યને ઉન્નતિને પથે નિર્ભય પ્રયાણ કરાવે છે પ્રકૃતિની લીલાજ ત્રણગુણની, જગત તો દૈવી આસુરી સપદનો ખેલ છે પ્રાણીમાત્ર એ પ્રવાહમાં પડ્યાં છે અને જીવાત્માઓ તો પરવશ બનીને એ પ્રવાહમા આ આસુરીમાથી દૈવીમા અને દૈવીમાથી પરમાત્માના સ્વરૂપના અનુભવ ભણી ધપ્યા જાય છે પરમાત્માના સ્વભાવ અને સ્વ-રૂપના નમૂના જેવો માનવ જીવાત્મા એમા

એટલા માટે ઉતર્યો છે—અવતર્યો છે, કે આસુરી સ્વભાવની સામે લડી એને જીતતો અને દૈવી સ્વભાવની શક્તિ વધારતો ઊંચે ને ઊંચે પરમાત્માના સ્વરૂપ સાન્નિધ્યમા પહોચવા, હંસની પેઠે ઊંચે અને ઊંચે, આગળ અને આગળ ઊડતો જાય, પરમાત્માના સ્વ-મા પોતાના સ્વ-ને વિશુદ્ધ કરી એની સાથે અભેદ અનુભવવાનો—સચ્ચિદાનંદના સ્વરૂપમા તદાકાર થવાનો અધિકારી બને

ઉપર ઉતારેલા શ્લોકમા ભગવાન પ્રથમ એવી આજ્ઞા કરે છે, કે માનવે સ્વપ્રકૃતિદ્વારા થતા બધા કાર્યોનો ભગવાનમાં સન્યાસ કરવાનો છે સન્યાસ એટલે કર્ત્તાભોક્તાની બુદ્ધિથી થતા સમસ્ત કર્મોનું ભગવદ્બુદ્ધિદ્વારા ભગવાનમા સમર્પણ નક્ષેપમા પ્રકૃતિની ભાવનાનો ત્યાગ અને ભગવદ્દર્શનનો પ્રાદુર્ભાવ પરમાત્મા સર્વવ્યાપક છે પ્રકૃતિ પણ પરમાત્માનુ જ સ્વભાવે રૂપાન્તર છે, એટલે માનવ પ્રાણી પણ પ્રકૃતિનો જ વિભાગ, પરમાત્માનો જ સચ્ચિદાનંદ અશ છે જે જે કર્મ થાય, તે બધાં અધ્યાત્મદૃષ્ટિથી, અંત કરણમા ભગવદ્ભાવ ભરીને, કરવાનાં છે. પ્રેરક પોષક પરમાત્માને જ બધી બાબતમા લક્ષ્યમા રાખીને, પોતે માત્ર દૈવી સંપદ્ના માર્ગમા નિમિત્ત બનવાનું છે એમ માની, સ્વભાવને વશવર્તી બનેલો જીવાત્મા કર્મ કર્યે જાય એ જ ભગવાનની આજ્ઞા છે પ્રકૃતિ ગુણાત્મક છે, તેવી જ ક્રિયાત્મક છે. એની વ્યક્ત અને અવ્યક્ત દશામા જ્યા એ ચચળ અને શાંત સ્થિતિમા બદલાયા કરે છે, ત્યા પ્રકૃતિનો અંશ અને પરમાત્માના પ્રતિબિંબ જેવો માનવ જીવાત્મા પણ બન્ને દશા અનુભવે છે કોઇ અનિર્વચનીય અનાદિ સ્વભાવના સસ્કારની પ્રેરણા વડે એના ચિત્તમા શુભાશુભ પ્રેરણા થાય છે, દૃશ્ય જગતમા એ ભોગવિહાર ખેલે છે, સ્વભાવ પ્રમાણે શુભાશુભ કર્મો કરે છે અને ફળ ભોગવતા ભોગવતા થાકે છે, ત્યારે પરમાત્માની જ પ્રતિબિંબમૂર્તિ જેવો એ, પ્રકૃતિના ગુણાત્મક

ક્ષેત્રથી નિરકત થઇ, પરમાત્માના સ્વરૂપ ભણી સ્વાભાવિક રીતે વળે છે. જીવાત્માનું આવાગમનચક્ર આમ નિરંતર ચાલ્યા કરે છે, અને પ્રવૃત્તિ નિવૃત્તિના ભેદમાથી એ છેવટે નીકળવાનો–છૂટવાનો પ્રયત્ન કરે છે, આ એની જિજ્ઞાસુ વૃત્તિનો સમય કહેવાય છે.

*　　　*　　　*

ત્યાર પછી પ્રકૃતિની શુભાશુભ કર્મજાલમા એને બંધન લાગે છે, આ કર્મભાર અને કર્તવ્યભાવનો અંત જ નથી આવતો એમ એને સમજાય છે, દૈવી અને આસુરીના શુભાશુભ ફળ ભોગવી ભોગવીને થાકે છે. 'આ ચક્રવ્યૂહમાથી કેમ છૂટવુ ' એવો પ્રશ્ન બુદ્ધિમા વિવેક અને વિચારની ગહનતા સુઝાડે છે, ત્યારે એને થોડો સમય નિરાંત મેળવી, એકાન્ત દ્વારા અંતર્મુખ થવાનો અધિકાર મળે છે પરમાત્મા એવા કૃતકૃત્ય જીવાત્મા પર કરુણાદૃષ્ટિ કરે છે અને પ્રકૃતિના પાશમાથી છૂટીને જે નીરવ શાંતિ શોધવાની એને વૃત્તિ થઈ છે, એને ભગવાન પોષણ આપે છે. પ્રકૃતિના બંધન એને સાલે છે અને 'હુ' પ્રકૃતિ કે કૈંક એનાથી પર, બીજુ વિલક્ષણ છું, એવો વિવેકપ્રશ્ન ઉદ્ભવે છે આવી જિજ્ઞાસાવૃત્તિ થાય ત્યારે એને બાહ્ય યુદ્ધમા જિતરતા કે સડો વાતા પહેલા આંતરયુદ્ધની સારાસારતાનો વિચાર આવે છે અર્જુનની આવી મનોદશા, આ જિજ્ઞાસાવૃત્તિનુ–પ્રકૃતિના યુદ્ધમાં વિષાદ અને ફલાશાની મૂંઝવણમાથી કર્મ–અકર્મનું રહસ્ય સમજવાની વૃત્તિનુ– આપણને ભગવદ્ગીતાના પ્રારંભમા વ્યાસદેવ દિગ્દર્શન કરાવે છે.

*　　　*　　　*

અને પોતાના સ્વરૂપમા શમાવવા સદા તત્પર ભગવાનને જાણે જીવાત્માના જીવનમા આવી પળ કોઈ ધન્ય અને પૂણ્યમુહૂર્ત લાગતી હોય તેમ, તરત જ ભગવાન એને આત્મજાગ્રતિ અપાવે છે. એમના ઉપદેશામૃતની ઝડી વરસવા માંડે છે. તત્કાળ ભગવાન કહે છે કે " તુ

ત્રણ ગુણનો સમૂહ નથી, તું પંચભૂતનું ખોળીયું નથી, વિના વિચારે કે વિના સંસ્કારે ઘસડાતું તું નિર્જીવ પૂતળું નથી. તારા પ્રત્યેક કર્મની પાછળ રહસ્ય ભરેલું છે, વિકારી માયાના પ્રદેશમાં વિહાર કરતો તું તો નિર્વિકારી સચ્ચિદાનંદ આત્મા છે. તું પ્રકૃતિનો નહિ પણ મારો સનાતન અંશ છે. તું નિત્ય, ચૈતન્ય, આનંદસ્વરૂપ આત્મા છે. અજર છે. અમર છે. ક્રિયા તો પ્રકૃતિનો સ્વભાવ છે, તારો નહિ. પ્રકૃતિ તો કેવળ તારી છાયા છે, છાયાના વિકારથી તું ભય શાનો પામે છે ? કર્મ માત્ર મનોમન્થનનાં પરિણામ છે. હાર કે જીત, સુખ કે દુઃખ, લાભ કે હાનિ, હર્ષ કે શોક એ બધાં તારાં—તારા સ્વરૂપને ન ઓળખવાનાં કારણ છે. વિચારી જો એટલે જણાશે કે એ બધાં દ્વંદ્વોને તો તું જે દષ્ટિએ જુએ, તેવાં તને લાગશે, અને અજ્ઞાની દૃષ્ટિથી દેખાતાં એ બધાં આભાસમાત્ર અનુમાનો છે એમ સમજાશે.

* * *

તું પ્રકૃતિ નથી, શરીર નથી. હું યે શરીર નથી. તું આત્મા છે, હું પણ એ જ અજર, અમર, નિર્વિકારી, સચ્ચિદાનંદ, સનાતન, સત્ય સ્વરૂપ, એક, અખંડ, રસઘન, વિશુદ્ધ પરબ્રહ્મ છું. આપણે બન્ને કેવલ સ્વ-છીએ સ્વરૂપ નહીં, અને બધાં દશ્યો, બધાં રૂપચિન્હો, સમસ્ત નામ સમૂહો, કેવળ ગુણમયી લીલા અને મનોવિહારની દ્વંદ્વ ગૂંચણી છે. આ કર્મ અને કર્મફળની આશા તૃષ્ણા—એ બધું તો તારા સ્વરૂપ સુખથી વિપરીત છે—વિલક્ષણ છે. આ બધી વર્તમાનકાલની મધ્યવર્તી લીલા પહેલા હું—તું—તે કે મારા તારાના કશા ભેદ નહોતા. હતું અને છે માત્ર એક સત્ કે જેનો નથી કદી અભાવ કે નથી સ્વપ્ને પણ વિનાશ. આદિ અને અંતે તો એક જ, જેમાં હું—તું—તે એવું કશું ગણવાનું નથી. આ મધ્યવર્તી ખેલ તો વિનાશી—પરિણામી, અરે ભ્રાંતિ માત્ર; તું તો નિત્ય, નિર્વિકાર, કૂટસ્થ આત્મા—સદા સર્વથા એક અને

અખંડ !

*　　　　*　　　　*

માટે આત્મજ્ઞાન પામ, આત્મભાન કેળવ, કર્મ તો પ્રકૃતિની –સ્વભાવની ચંચલતા માત્ર છે અને એ છાયાની ચંચલતાને તું તારા આત્માની નિશ્ચલતામાં કાં આરોપી લે ? બધાં કર્મ મને અર્પણ કર, મારામાં બધાનો સંન્યાસ કર, અંતઃકરણમાં અધ્યાત્મભાવ રાખ, આમ થાય તો ઠીક અને તેમ થાય તો ઠીક, એવી આશાતૃષ્ણાનાં બંધનો છોડી નાંખ; અને તારા પોતાના સંબંધોનો વિચાર કરતાં અમુક મારૂં, અને મારે જીતવું છે, લડવું છે, આવા મનોરથ અને કામનાઓના ઉકળાટમાં તું બળેજળે છે, જાણે કે તને જ્વર આવ્યો હોય તેવો તું તપી ઊઠ્યો છે, એ તાપ શમાવી દે.

*　　　　*　　　　*

સમસ્ત વિશ્વ એક અખંડ અનિર્વચનીય સત્તાને અધીન ચાલ્યા કરે છે; દૈવી અને આસુરી સંપદ્‌ના પ્રવાહો સતત્ લડયા કરે છે, એમાં હંમેશાં દૈવી સંપદ્ જીતે છેઃ તું ન ડર, તું દૈવી સંપદ્‌માં જન્મ્યો છે. પરમ તત્ત્વની પ્રાપ્તિને માર્ગે છે, આસુરીને હરાવવાનું તારામા સામર્થ્ય છે, પણ તે પહેલાં અંતરનો જ્વર કહાડી નાંખ; મારાતારાનો ઉકળાટ શમાવ,સમસ્ત બ્રહ્માંડનો અધિષ્ઠાતા ઇશ્વરઃછે. ઈશ્વરનું નિર્માણ એ તારૂં નિર્માણ સમજ, એનો પ્રેર્યો જે થાય તે કર્મ કરઃ જગતને જીતવાના જ કોડ શાં રાખે ? જગતને જીતવું હોય, તો યે પ્રથમ તારા મનને જીત; મૂઝાતું મન ટટાર ઊભું રહી શકે ખરૂં ? તારો ગભરાટ સૂચવે છે કે તારામાં આત્મભાન નથી, તું જાણે છે કે અર્જુન એટલે આ પંચતત્ત્વનો દેહ; આ સગાં સંબંધી અને શત્રુ મિત્રો એટલે પંચ-તત્ત્વનાં પૂતળાં; આ બધાં જન્મ્યાં અને મરશે હતાં ન હતાં થઈ જશે, અને પછી–તને અંધકાર દેખાય છે નહિ વારૂ ?

+　　　　+　　　　+

એ જ્યારે ઉંહામવા માટે છે-ભેવ કરવા માટે છે, ત્યારે (વસ્તુત ) અણછતા ( અસત્ ) દૃશ્ય દેખાવા માડે છે, અને જ્યા જાણવાપણાનો નિરાસ કર્યો કે આત્માનો લાભ થાય છે (૨૯) એ જ્ઞાનશકિત-જાણવાપણુ જાગ્રત થતા તેની સમક્ષ જેનો આભાસ થાય છે, એનો દૃશ્ય માનીને ત્યાગ કરતા જે બાકી રહે તે જ આત્મા છે (૩૦) એ જ્ઞાનને જે જે ભામમાન થાય છે, તે બધુ જ્યારે નહિવત્ થાય છે-તેનો નિરાસ થાય છે, ત્યારે જ્ઞાન એકલુ જ રહીને પોતે પોતાને જુએ છે-અનુભવે છે (૩૧) દીવો જે પ્રમાણે પોતાના પ્રકાશથી પોતાને જ પ્રકાશે છે, તે રીતે એ જ્ઞાન આત્માનો પ્રકાશ (પ્રભા) છે અને એ આત્મા પોતે પોતાને જ આધારે ઊભો છે (૩૨) જે કાઈ દૃશ્ય છે તે મૃગજળની પેઠે આભાસમાત્ર છે, એનુ નિરસન કરીને હે ભાઈ, તુ કોણ અને કેવો છે તે જો (૩૩)



## પ્રકરણ છઠ્ઠું

### કારણદેહનિરસન

'મને કાઈ સમજાતુ નથી' એમ જે તુ જાણે છે એ જ અજ્ઞાન છે પણ એ બધો મિથ્યા ભ્રાન્તિનો ભાવ છે કેવી રીતે ? જેવા આકારના અવયવ હોય છે તેવી જ તેની છાયા હોય છે તેવી રીતે (૧) પોતાને જાણનારો પોતે તો સદા સર્વથા હોય છે જ એમ ન હોય તો 'હુ જાણતો નથી' એમ ન જાણવાની અવસ્થાનુ જ્ઞાન કોને થાય છે એમ કહેવુ ? (૨) ઘી રીતે જેતા જેનો એ પોતેજ જાણનાર છે, તેમા 'નથી

જાણતો ' એ અજ્ઞાનની જ આડખીલી છે, છતાં પણ આ ' ન જાણવા'નું જાણવાપણું–અજ્ઞાનનુ જ્ઞાન છે, એમ કોણ કહે છે ? (૩) ' મને નથી સમજાતું ' એમ જે આપણને સમજાય છે (જ્ઞાન થાય છે), તે આપણા અજ્ઞાનને નહીં પણ જ્ઞાનને જ જ્ઞાન થાય છે; એટલા માટે અજ્ઞાનનુ જ્ઞાન જેને થાય છે, તેનેજ આત્મા તરીખે ઓળખી લે. (૪) તું પોતાને ઓળખીને ( જ્ઞાનસ્વરૂપ રહીને ) જ ન જાણવાનો ( અજ્ઞાનનો ) ભાવ ધારણ કરે છે, તેથી જ આ બધી ગડબડ વધી પડી છે. ( ૫ ) " હું મને ઓળખતો–જાણતો નથી "–( હું અજ્ઞાની છું ) એ અજ્ઞાન જે ભાવ ( જ્ઞાન ) થી સમજાય છે તે જ્ઞાન છે. એટલે કે " ન જાણવાપણું "–અજ્ઞાન તો કેવલ મિથ્યા ભ્રાન્તિ જ છે. (૬) એ અજ્ઞાનનું જ્ઞાન થયું, એટલે એ અજ્ઞાન તરત જ મિથ્યા ઠરે છે, અને આત્માની પ્રભા ( જ્ઞાન–પ્રકાશ –ચૈતન્ય ) જ કેવળ બાકી–શેષ રહે છે. (૭) ' હું મને નથી જાણતો ' એ તું જ તને જાણે છે એમ થયું, તો પછી વિના કારણ શા માટે અજ્ઞાનમાં અટવાઇને ફાંફાં મારે છે ? ( ૮ ) તું તો સ્વયંપ્રકાશ આત્મા છે, એમા આ અજ્ઞાન–'નથી જાણતો ' એ મિથ્યા ભાસમાત્ર છે, એ મિથ્યા અજ્ઞાનનો નિરાસ કરતાં તું સ્વતસિદ્ધ અવિનાશી આત્માજ રહે છે. ( ૯ ) આ બધા ( દૃશ્ય જગત ) ને જે જાણે છે, એ પોતે પોતાને–આત્માને નથી જાણતો એમ કેમ બને ? આ અજ્ઞાન-નું જ્ઞાન તો સંભવી શકે એવું જ નથી. (૧૦) આ અજ્ઞાન જ કારણ દેહ છે, સ્થૂલ અને સૂક્ષ્મ દેહ એનાં કાર્ય છે (એમાંથી જ આવિર્ભાવ પામ્યાં છે ). આ અજ્ઞાનનુ કારણ જે સુષુપ્તિ

છે, તેનાં લક્ષણુ હવે તું સાંભળ. (૧૧) મન ઇંદ્રિયરૂપી દ્વારવડે બાહ્ય વિષયનો વ્યવહાર કરે છે, ત્યારે એ જાગ્રત અવસ્થા કહેવાય છે. (૧૨) એ (જાગ્રત અવસ્થા) નો આભાસ ગ્રહણુ કરીને મન જૂદા જૂદા પ્રકારની જે સૂક્ષ્મ કલ્પનાઓ કરે છે, એ સ્વપ્ન અવસ્થા કહેવાય છે. (૧૩) પણુ જ્યારે એ બન્ને (જાગ્રત અને સ્વપ્ન) માં જે એક જ જ્ઞાનશક્તિ છે, અને જ્યારે એનો નિઃશેષ લોપ થઈ જાય છે–જ્ઞાન, જ્ઞાતા અને જ્ઞેયની ત્રિપુટિ શાંત પડી જાય છે–ત્યારે સુષુપ્તિ અવસ્થા કહેવાય છે; એ જ ગાઢ અજ્ઞાન છે. (૧૪) વાસ્તવિક રીતે તો એ જે અજ્ઞાન છે, તે જ (જાગ્રત અને સ્વપ્નમાં) જ્ઞાન બને છે; પરંતુ અજ્ઞાનને લીધે વિપરીત ભાવ ધારણુ થાય છે, તેથી પોતે પોતાને (આત્મસ્વરૂપને) ભૂલી જાય છે. (૧૫) પોતે પોતાને ભૂલી જવાય છે, ત્યારે જ એ અજ્ઞાન પ્રપંચના આભાસની કલ્પના કરવા માંડે છે અને સુષુપ્તિ અવસ્થામાં "હું જીવ" એવી ભૂલ પડે છે. (૧૬) જેવી રીતે સુવર્ણનો મેલ ભઠ્ઠીમાં નાખવાથી બળી જઇને શુદ્ધ સુવર્ણ રહે છે, તેવી જ રીતે આ અજ્ઞાન–ન જાણવાપણું જ્યારે દૂર થાય છે, ત્યારે સ્વયંભૂ સ્વરૂપ આત્મા જ (વિશુદ્ધ સ્વરૂપે) પ્રકટે છે–પ્રતીત થાય છે. (૧૭) આ અજ્ઞાનમાંથી ઉત્પન્ન થનારૂં અભિમાન જે ધારણુ કરે છે, તે 'પ્રાજ્ઞ' (સુષુપ્તિ અવસ્થાનો અભિમાની) કહેવાય છે; આ બધું કારણુ દેહની વ્યવસ્થાનું વર્ણન થયું. (૧૮)

卐

## પ્રકરણ સાતમું

### મહાકારણદેહનિરસન

જાણવાપણું અર્થાત્ જ્ઞાનશકિતની સમક્ષ જેટલા દશ્ય આકાર દેખાય છે, તેનો નિરાસ કરીને કેવળ જ્ઞાનસ્વરૂપ તું જ બાકી રહે. (૧) " ન જાણવાપણા " ના–' ન જાણવાના ' ભાવનો, એટલે અજ્ઞાનીપણાના અજ્ઞાનનો જાણનાર તું સ્વયં પોતે જ છે. (૨) પોતે પોતાને જાણી લીધા પછી ન જાણવાપણું–અજ્ઞાન રહે છે ખરૂં ? તું સ્વતઃ ( પોતે જ ) જાણનારો–જ્ઞાતા બનીને ન જાણવાપણા (અજ્ઞાન) નો નિરાસ કર. (૩) જ્યાં–જે અવસ્થામાં અજ્ઞાનનો નિરાસ થાય છે ( દૂર થાય છે ), ત્યાં એ અવસ્થામાં કેવળ જ્ઞાન જ એકલું રહે છે અને આત્મદષ્ટિથી જોતાં એ જ આત્મસ્વરૂપ છે એમ ( શાસ્ત્રો ) કહે છે. (૪) જે પોતાના જ્ઞાનના–જાણવાપણાના સંયોગથી સમસ્ત પ્રપંચને જાણે છે, તેને પોતાને–આત્મસ્વરૂપને જાણવામાં ન જાણવાપણાની–અજ્ઞાનની અડચણ આવી પડે છે ! (૫) આ ન જાણવાપણારૂપી અજ્ઞાન ગુરુગમથી દૂર થાય છે અને પોતાને પોતાનું જ્ઞાન થાય છે; અંતઃકરણની આ સ્થિતિ મહાકારણ દેહ કહેવાય છે. (૬) અજ્ઞાનને ફીટાડી નાંખીને પોતે પોતાને જાણી લેવું-આત્માથી આત્માને ઓળખવો; સ્થૂલ, સૂક્ષ્મ, અને કારણ એ ત્રણે દેહોનો જે સાક્ષી છે, તે મહાકારણ દેહ છે. (૭) ત્રણે અવસ્થા ( જાગ્રત, સ્વપ્ન, અને સુષુપ્તિ )નું જ્ઞાન જે અવસ્થામાં હોય છે તે ' તુર્યા ' અવસ્થા છે એમ જાણવું; અને ત્રણે દેહનું અવલોકન કરનાર મહાકારણ દેહ છે. (૮) હું પોતે સર્વનો સાક્ષી છું એવું

અભિમાન કરનાર પ્રત્યગાત્મા કહેવાય છે. વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ અને આ પ્રત્યગાત્મા એ ચારે અભિમાનીઓનું જ્ઞાન જ્યાં કુંઠિત થઇ જાય છે તેજ શુદ્ધ આત્મસ્વરૂપ છે. ( ૯ ) કાર્ય ( સૃષ્ટિ-વ્યક્તાવસ્થા ) અને કારણ ( મૂલ પ્રકૃતિ-અવ્યક્તાવસ્થા ) એ બન્નેનું પણ એ કારણ છે તેથી એ મહાકારણ દેહ કહેવાય છે. કારણ કે કાર્ય અને કારણ એ બન્ને શૂન્યવત્ થઇ જતાં-બન્નેનો અંત આવતાં-પછી જે રહે તેને મહાકારણ પણ કોણ કહે ? ( ૧૦ ) આપણે પોતે તો સ્વયંભૂ પરબ્રહ્મ, નિર્વાણ આત્મસ્વરૂપજ હોઇને, ' છું ' એટલીજ ગમ માત્ર આપણને પડે છે. ( ૧૧ ) આવું આત્માની સાથે અનુસંધાન કરતાં વિજ્ઞાન ( આત્માના અનુભવ ) ની પ્રાપ્તિ થાય છે અને આ પ્રપંચનું મિથ્યાપણું ઓળખાય છે. (૧૨) હું પોતે શુદ્ધ આત્મા ( કોઇપણ જાતના દેહ, અવસ્થા કે અભિમાન વગરનો ) છું, એવું જે ( અંતઃકરણ ) માં અભિમાન સ્ફૂરે છે એનો તારા પોતાના સિવાય બીજો કોઇ સાક્ષી છે કે ? ( ૧૩ ) એટલે કે-જાણવાપણાનું પણ જે જ્ઞાન વિશેષ જ્ઞાન છે-જ્ઞાનનું પણ જ્ઞાન છે એટલેજ વિજ્ઞાન ) તેજ આત્માનું શુદ્ધ સ્વરૂપ છે; જાણવાપણું અને ન જાણવાપણું-જ્ઞાન અને અજ્ઞાન એ બન્નેનો તું નિરાસ કર એટલે તું પોતેજ પરિપૂર્ણ આત્મા છે. ( ૧૪ ) જ્ઞાન જ્યાં સ્ફુરે છે તેજ સ્વભાવે આત્મા છે. આવી રીતે સ્વસ્વરૂપનો અનુભવ કરવાનો છે એ લક્ષ્યમાં રાખજે. ( ૧૫ ) જ્યાં જ્ઞાનની ગતિ પણ પૂરી થાય છે તે તારૂં-આત્માનું સ્પષ્ટ સ્વરૂપ છે; ત્યાં ~. સ્મિત ઘન આનંદ ભરપૂર ભરેલો છે; એમાં કદી ભરતી-

ઓટની પેઠે વધઘટ થતી નથી. ( ૧૬ ) જે અમર્યાદ-સીમા વગરનું અમાપ-આવું, આવડું કે આટલું છે એવા માપ વગરનું અવિનાશી, અખંડિત સ્વસ્વરૂપ છે,તેને પોતે પોતાના-થી- ( આત્માને આત્માથી ) ઓળખી લેવું. ( ૧૭ )



## પ્રકરણ આઠમું

### શૂન્યખંડન

એ ( આત્મા )ની શૂન્ય છે એવી ભાવના કરીએ તો પછી એની કલ્પના કરીને ( શૂન્ય એવું ) નામ આપી શકાય છે, અને જે પોતે પોતાને જાણી શકે છે,તેને શૂન્ય કેમ કહેવાય ? ( ૧ ) જે બધી શૂન્યો ( અભાવ અવસ્થા ) ને જાણે છે એને શૂન્ય એમ કોણ કહે ? જેનું મૂળમાં કશું અસ્તિત્વ ( કશી હયાતી ) જ નથી, એ ( અભાવ-શૂન્ય ) આપણને કેવી રીતે જાણી શકે ? ( ૨ ) જે સ્વરૂપમાં દૃશ્ય જેવું કશું ઊગરતુંજ નથી, દૃશ્યનો દૃષ્ટા પણ જ્યાં અદૃષ્ટ થઇ જાય છે, એવું સ્વસ્વરૂપ નિત્ય જેમનું તેમ પ્રકાશી રહ્યું છે. ( ૩ ) જ્ઞાન ( જાણવાપણા ) નો નિરાસ (જાણું છું, જ્ઞાન છે, એવી વૃત્તિનું સ્વરૂપમાં શમાઈ જવું.) અને અજ્ઞાન ( નથી જાણતો એવા ભાવ ) નો ત્યાગ કરતાં જે જ્ઞાન અવશિષ્ટ-બાકી રહે છે તેને જાણવા માટે કોઇપણ ભાવ પછી સ્ફુરવાનો રહેતો નથી. ( અર્થાત્ એ અંતિમ જ્ઞાનનું જ્ઞાતા કે જ્ઞાન કોઇપણ પછી

હોતું જ નથી ) ( ૪ ) એથી એ અભાવ ( શૂન્ય ) રૂપ જેવું જણાય છે પણ જે એ શૂન્ય સાથે બીજા બધાને જાણે છે, તે ( જ્ઞાન ) ને ભલા શૂન્ય કેમ કહેવાય ? ( ૫ ) શૂન્યના શૂન્યપણાની કલ્પના જ્ઞાન કરે છે, પરંતુ તે જ્ઞાન શૂન્યની સાથેજ આત્મસ્વરૂપમાં લીન થઇ જાય છે. ( ૬ ) તે ( આત્મસ્વરૂપ ) નથી શૂન્ય કે નથી ( જાણવાપણાનુ ) જ્ઞાન, નથી દૃશ્ય કે નથી કશાનું ( ન જાણવાપણા રૂપી ) અજ્ઞાન. એ તો સ્વસ્વરૂપ કેવલ જ્ઞપ્તિ માત્ર છે. ( ૭ ) જે નિરંતર, નિર્મલ, જ્ઞાનઘન, કેવલ, ચિદાકાશ, અખંડ, અગોચર છે, ( ૮ ) જેમાં સમસ્ત દૃશ્ય આકાર શૂન્ય બને છે, અનિવાર્ય અજ્ઞાનનો પણ નિરાસ થાય છે, જે ભરપૂર સૂક્ષ્મ કરતા પણ સૂક્ષ્મ છે તે આત્મા જ્ઞાનસ્વરૂપ છે. (૯) જે નિષ્કલક જ્ઞાનાકાશ હોઇને શૂન્યાકાશનો ગ્રાસ કરી જાય છે ( અર્થાત્ જે જ્ઞાનસ્વરૂપમાં શૂન્યનો લય થઇ જાય છે ) જે પોતે પોતાનો દ્રષ્ટા, સ્વયંપ્રકાશ છે, તે પરમાત્મા તું છે. ( ૧૦ ) તેજ તું નિરાલંબ (સ્વતંત્ર) સર્વનો સાક્ષી, બધાથી નિર્લેપ ( માયારહિત ), અનંત, અપાર, સર્વનો પ્રેક્ષક આત્મા છે, અને એનું તું નિરીક્ષણ કર. (૧૧) જે જ્ઞાનનું રહસ્ય, આસ્તિકોનું ઘર ( સ્વરૂપ ), સુખનો સમુદ્ર અને ઘનાનંદ છે તે તું છે. ( ૧૨ ) સર્વ સાક્ષીનો પણ સાક્ષી, પ્રકાશને પ્રકાશ આપનાર, અને સ્વરૂપના આનંદનો ભંડાર, કૈવલ્ય સ્વરૂપ તું આત્મા છે. ( ૧૩ ) બધાનો નિરાસ થતાં જે શુદ્ધ, બુદ્ધ રહે છે, જ્યાં ' त्व ' પદ– (તુંપણું–જીવભાવ) પણ રહેતું નથી. ' तत ' પદ (ઇશ્વર ભાવ)ની સાથે ' असि ' પદ ( જીવ અને ઈશ્વરના અસ્તિત્વનો અને અભેદનો નિર્ણય

કરનાર શબ્દ અથવા ભાવ ) પણ સરી પડે છે-શાંત થાય છે, (૧૪) એવો તું પરમાત્મા છે. પણ તું તારો મહિમા તારી પોતાની મેળે ( તારા પોતાના અજ્ઞાનથી ) જ ખોઇ બેઠો છે, હવે એ તારા સ્વરૂપ-નિજધામને મેળવીને એમાં કેવી રીતે રહી શકીશ ? ( ૧૫ ) એ લક્ષ્ય ભાગ હવે કહું છું; વિશુદ્ધ અંતઃકરણ કરીને સાંભળજે. એનો જે રીતે નિત્ય અભ્યાસ કરવાનો છે તે ( વિગતવાર ) કહું છું. ( ૧૬ ) જે અભ્યાસવડે સ્વરૂપનો નિશ્ચય થાય છે, શુદ્ધ પરમાત્મા (અંતરમાં ) પ્રકાશી ઊઠે છે; કૈવલ્ય-મોક્ષસ્વરૂપમાં ચિત્ત હમેશાં રમ્યા કરીને સમરસ રહે છે. ( ૧૭ )



## પ્રકરણ નવમું

### નિદિધ્યાસન

હવે ઉપર કહ્યું છે તે પ્રમાણે પ્રથમ " સ્વરૂપ " નો નિર્ણય કરી લે; પછી એનોજ નિત્ય નિયમપૂર્વક અભ્યાસ કર્યા કર. ( ૧ ) જ્યાં બેસતાં મન જરા યે ચચલ ન થાય એવું એકાન્તસ્થાન જોઇને ત્યાં મનની સમસ્ત વૃત્તિઓને વાળી ( અંતર્મુખ કરીને ) લઇને ધ્યાન માટે બેસવું. ( ૨ ) વિષયોમાંથી મનને નિવૃત્ત કરવું, ચિત્તને અંતરાત્મા ભણી વાળવું, અને સમસ્ત દૃશ્ય ( આત્મા કરતાં જે જે વિજાતીય-અનાત્મા હોય તે બધા ) માં મનને વૈરાગ્ય તથા ત્યાગ બુદ્ધિ ધારણ કરાવવી. ( ૨ ) આસન ઉપર શાંત ચિત્તે બેસીને, જે મનોવૃત્તિ ઇંદ્રિયોનાં દ્વારો ( ઇંદ્રિયોનાં ગોલકો અથવા

દશામાં અંતઃકરણ, વૃત્તિઓ, વિષયો, વાસનાઓ કે એવો કશો દ્વૈતભાસરૂપી વ્યવહાર રહેતો નથી. (૧૮) કાચબો જેમ પોતાનાં અંગોને સંકોચી લઈને પોતાનાં હાથ, પગ, માથું વગેરેને પોતાનાં શરીરની અંદર શમાવી દે છે, ત્યારે માત્ર એક પીઠ જ અખંડિત બાકી રહે છે; (૧૯) તેવી જ રીતે અંતરાત્મામાં અંતઃકરણનો વૃત્તિસમેત પ્રવેશ થતાં કેવળ આત્મસ્વરૂપ જ શેષ રહે છે. (૨૦) પોતે પોતાના સ્વરૂપે એકલો જ છે, બીજો કોઈ જોવામાં આવતો નથી; આમ જ્ઞાનમાત્ર આત્મારામ જ સર્વત્ર ભરેલો છે, એવી સ્થિતિ અનુભવની છે. (૨૧)



## પ્રકરણ દસમું

### દૃશ્યભાસખંડન

આવી સમજણ ન હોવાથી ગાઢ અજ્ઞાનમાં રહીને બ્રહ્મને ઓળખી શકતો નથી એવો ભ્રમ કરે છે, એ ગાંડપણ નહિ તો બીજું શું છે? (૧) 'હું જાણતો નથી' એવો ભ્રમ જીવ પોતાની બુદ્ધિમાં પોતે જ ઉત્પન્ન કરે છે, જે છે જ નહિ, એવા અસત્ અજ્ઞાનને પકડીને બેસી રહે છે અને પછી હું નથી જાણતો એવા સંદેહમાં પડયો રહે છે. (૨) અજવાળામાંથી મનુષ્ય જ્યારે ઘરમાં આવે છે, ત્યારે અંધકારને લીધે ક્ષણભર એની દૃષ્ટિમાં અંધાપો આવે છે, અને ત્યાં છતી આંખે એ

આંધળો બને છે. ( ૩ ) અથવા રાત્રિના બીજા પહોરે એટલે મધ્યરાત્રિએ આંખોને બધે અંધારું જ દેખાય છે, તેમ તું અજ્ઞાનરૂપી અંધકારમાં અટવાઈ ન પડતો; (૪) એ (ધ્યાનની) અવસ્થામાં મનમાં જે જે કલ્પના ઊઠે છે, તે તે વસ્તુઓ આંખની આગળ ખડી થાય છે; એ બધાં દશ્યોનો નિરાસ કરીને, નિશ્ચલ ભાવે આત્મસ્વરૂપમાં સ્થિર થા. (૫) બોલવું હોય તો પોતે પોતાની સાથે બોલવું, પોતે પોતાને જ ઉપદેશ આપવો; વિવેકપૂર્વક જોતાં જોતાં એવો અનુભવ થશે કે (જેની સાથે તું બોલે છે અથવા જેને ઉપદેશ આપે છે તેનો) ત્યાં કશો આકાર જ નથી. ( ૬ ) જ્યાંથી વિવેકરૂપી માતાની સ્ફુરણા થાય છે, તે સ્થલ અંતઃકરણ છે; એ જ અંતઃકરણ જ્ઞાનનો હેતુ ધારણ કરીને જ્ઞાની બને છે. ( ૭ ) આપણા શરીર સાથે આ સમસ્ત બ્રહ્માંડ શૂન્યરૂપ થતાં જ પાછળ કેવલ પરિપૂર્ણ જ્ઞાનસ્વરૂપ જ બાકી રહે છે. ત્યાં કશું ઠામ-ઠેકાણું કે માનમાપ રહેતું નથી. ( ૮ ) આકારવાળા આ ત્રણે લોક ( સ્વર્ગ, મૃત્યુ અને પાતાલ ) કોણ જાણે કયાંના ક્યાં લોપ થઇ જાય છે; ફક્ત હું એકલો–એકનો એક ચિદાકાશ–જ્ઞાનસ્વરૂપ શેષ રહે છે. ( ૯ ) અંદર અને બહાર દશ્યનું જે જ્ઞાન હતું તે શૂન્યવત્ બની જાય છે કે તરતજ પોતે પોતાની મેળે એકપણાની પણ કલ્પના વગરનો બાકી રહે છે. *(૧૦) આવી સ્થિતિ પ્રાપ્ત થતાં અંધકાર ( અજ્ઞાન ) જતો રહે છે,

* જ્યાં બે હોય ત્યાં એક અને બે એમ કહેવાય; પણ જ્યાં બે જ નથી, ત્યાં જે છે તેને એક પણ કેમ કહેવાય ?

મન અને બુદ્ધિનો લય થાય છે, ચિદાદિત્ય-ચૈતન્યરૂપી સૂર્યની આત્મપ્રભાનું અજવાળું પ્રકટે છે. ( ૧૧ ) આમ સ્થૂલ દેહ અને જાગ્રત અવસ્થાની પ્રવૃત્તિ બંધ પડી, એટલે એ જ પ્રકારે લિંગદેહનો પણ નિરાસ કરવાનો છે. ( ૧૨ ) જ્યાંથી સ્ફૂર્તિ સ્ફુરણા પામે છે,તે તો પ્રથમ જ સ્ફૂર્તિ વગરનું-સ્પંદન-વગરનુ જ છે. સ્ફૂર્તિ તારી સમક્ષ જ ઊભી થાય છે અને પાછી શમી જાય છે. ( ૧૩ ) એ સ્ફુર્તિને જાણનારો-જ્ઞાતા તું છે, સંકલ્પવિકલ્પાત્મક મનનું જીવન અને નિશ્ચયાત્મક બુદ્ધિનું કારણ પણ તું જ છે. ( ૧૪ ) ચિત્તનું અનુસંધાન તો પ્રથમથી જ છે; તેથી ઊપજતાં વેંતજ તને તેની ખબર પડે છે, અહંતા પણ તારા પોતાના યોગથી જ ઊભી થાય છે અને તેને પણ તું જાણે છે. ( ૧૫ ) આમ પાંચ ભેદવાળા અંતઃકરણ ( મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર અને અંતઃકરણ ) રૂપે તું જ સ્ફૂરે છે, એને છોડી દેવાની વાત કરવી એટલે એ તારા વિના કયા, કેમ, અને કેવી રીતે જુદું જઇને પડે? (૧૬) પાણી તરંગનો કેવી રીતે ત્યાગ કરે ? આકાશ વાયુને કેવી રીતે છોડી શકે ? તેવી જ રીતે તારા અંગભૂત જે આ સ્ફુર્તિભાવ છે, એનો તું ત્યાગ કેવી રીતે કરી શકે ? ( ૧૭ ) તરંગ પાણીમાં ગળી પડે, વાયુ આકાશમાં શમી જાય, તેવી રીતે તારૂં સ્ફુરણ આ અંતઃકરણપંચક તારામાંજ લય પામી શકે (બીજે નહિ ). ( ૧૮ ) આપણા હાથ આપણે ખંખેરીએ, તો તે કાંઇ આપણા શરીરથી જૂદા પડતા નથી, કારણ કે એ શરીરને વળગી રહેલા છે; તેવી જ રીતે અંતઃકરણની સ્ફૂર્તિ તારી અંગભૂત-તારૂં જ અંગ હોવાથી એનો ત્યાગ કેવી રીતે

તું કરી શકે ? + ( ૧૯ ) એ સ્ફૂર્તિ ( અંતઃકરણપંચક )નો ત્યાગ કરવાનો તું વિચાર કરીશ તો એ ( વૃત્તિ ) પણ સ્ફૂર્તિમાંથી જ ઉત્પન્ન થયેલી જણાશે; જે કંઇ કરવા ધારીશ એ બધું એ વૃત્તિનું જ પરિણામ હશે અને વિચાર કરવા માંડીશ એટલે તે જ બુદ્ધિ ને તે જ મન હશે. (૨૦) ચિંતન કરીશ તો એ સ્ફૂર્તિ ચિત્ત હશે; ' હું પણું ' ધારણ કરીશ તો એ અહંકાર હશે, અમસ્તો સ્વ-સ્થ (સ્વ એટલે પોતાના આત્મામાં સ્થિરતા થાય તેમ એટલે શાંત ) બેસી રહીશ, તો સ્વસ્થતાનું સ્ફૂરણ પણ એ સ્ફૂર્તિનું જ રૂપ હશે. ( ૨૧ ) તું ખરેખર સ્વસ્થ બેસી રહીશ, તો તને સ્વસ્થપણાના ભાનની સ્ફૂર્તિ કયાંથી આવી ભલા ? અને સંકલ્પવિકલ્પ કયાંથી ઊભા થાય છે ? (૨૨) જીવ એક જ નિશ્ચય કરીને બેસી રહે, તો પણ એને ફરી ફરીને શા માટે ચિંતન કરવાનું સૂઝે છે? અને દેહરૂપે 'હું છું' એમ કહેવાની ટેવ શા માટે પડી છે ? (૨૩) તેથી એ હોવા છતાં ન હોવા જેવું-સત્ જેવું દેખાતાં છતાં અસત્ જેવું છે એજ એનું રહસ્ય છે. આમ વિચાર કરી જો, કે એ જ્ઞાનસ્વરૂપ ન હોય તો ' અહંકાર ' કેવી રીતે ઉત્પન્ન થાય ? (૨૪) ચિત્તમાં જે સ્મરણ હોય છે એ જ્ઞાન નથી તો બીજું શું છે વારુ ? અને જ્ઞાન વિના બુદ્ધિમાં સ્થિરતા કયાંથી

+ તાત્પર્ય એ કે જેઓ મનની કલ્પનાઓ અને ચિત્તની સ્મૃતિઓનો ધ્યાન કરતી વખતે ત્યાગ કરવા મથે છે એ ખોટું છે; એનો ત્યાગ કરવાનું નહિ, પણ એ બધી આત્મસ્વરૂપની સ્ફુરણા છે, તેથી આત્માજ છે, એવી જ્ઞાનદૃષ્ટિથી સ્વરૂપમાં એનો લય કરવાનો છે. એ લય જેમાંજ તરંગ પાણીમા ભળી જતાં જેમ પાણી જ રહે છે, તેમ વૃત્તિઓ લીન થઇને કેવલ શુદ્ધ આત્મસ્વરૂપ જ શેષ રહે છે.

આવી શકે એમ છે? (૨૫) એ જ્ઞાન આ બધાનું અધિષ્ઠાન છે તેથી જ–તેની જ સત્તાથી મન સંકલ્પવિકલ્પ કરી શકે છે; પરંતુ એ જ્ઞાન પોતે તો પરિપૂર્ણ છે તેથી એનું એકલાનું સ્ફુરણ સંભવી શકતું નથી. (૨૬) આવું એ પરિપૂર્ણ જ્ઞાન છે, એનું સ્મરણ કરતાં–ચિંતન કરતાં સ્મરણશક્તિ એટલે કે ચિત્ત રહેતું નથી, કારણ કે એનું સ્મરણ કરવું એટલે જ એનું વિસ્મરણ કરવા જેવું છે. (કારણ કે સ્મૃતિરૂપ વૃત્તિ લય પામી જાય છે એટલે કોણ કોનું સ્મરણ કરે?) તે જ્ઞાન પણ નથી અને અજ્ઞાન પણ નથી. એ તો કેવલ 'જ્ઞપ્તિમાત્ર' છે. (૨૭) એકાદી વૃત્તિનો ભાસ થાય છે કે તે ભાસ તો સ્ફૂર્તિ થાય ત્યારે જ જણાય છે. પરંતુ એ પોતે (સ્ફૂર્તિ વગરનો હોય છે ત્યારે) તો કેવલ નિરાભાસ જ છે. (૨૮) ત્યારે આ જે નિરાભાસ છે એ કોણ છે? એ તો કેવળ જ્ઞાન જ પોતાને પોતાનામાં શમી જઈને રહેનાર એક આત્મસ્વરૂપ છે. (૨૯) એટલા માટે એ નથી જ્ઞાન કે નથી અજ્ઞાન; ભાવસ્વરૂપ પણ નથી અને અભાવસ્વરૂપ પણ નથી. એ તો નિજાત્મરૂપ–પોતે એકલું અને એકજ છે. (૩૦)



## પ્રકરણ અગીઆરમું

### અજ્ઞાનખંડન

હું મને નથી જાણતો, એમ પોતે જ પોતાને જાણે છે; જે જ્ઞાનથી પોતાને પોતે નથી જાણતો એવા અજ્ઞાનને જાણે છે, છતાં એ જ્ઞાનની ઓળખાણ નથી પડતી, એ જ અજ્ઞાન છે. (૧) એ અજ્ઞાનનો નાશ કરીને—એનો ગ્રાસ કરી જઈને, (અપૂર્ણ)

# થોડા નિશ્ચયો

લેખક-સ્વા. શ્રી. શિવાનંદ સરસ્વતી



અધ્યાત્મજ્ઞાનનો માર્ગ કાંટાળો, લપસણો અને ખાડાટેકરાવાળો છે તેથી એમાં અનેક લાલચો તમને સતાવશે, તમારૂં સંકલ્પબળ કોઇ વાર નબળું થઇ જશે ઘણી વાર એમાં પડશો આખડશો, તેમ જ આસુરી સ્વભાવના પૂર્વ સંસ્કારો વિરોધ કરશે, અને તમને પાછા પડવાના પ્રસંગો આવશે પરંતુ તમારૂં નિશ્ચયબળ વધારવા આ પ્રતિકૂળ પ્રવાહોની સ્હામે થજો, તમારે વારંવાર નવા સંકલ્પો કરવા પડશે યોગમાર્ગમાં ઉત્સાહ અને ત્વરાથી આગળ વધવામાં તમને એથી ખૂબ સહાયતા મળશે નીચે થોડા નિશ્ચયો આપ્યા છે એને દૃઢતાથી વળગી રહેજો મનની રોજ ઝીણવટથી તપાસ કરતા રહેજો, અને આ અધ્યાત્મમાર્ગના અભ્યાસની નિત્યનોંધ રાખજો

૧ ધ્યાનના અભ્યાસ માટે હું સવારે બ્રાહ્મમુહૂર્ત્તમાં ચાર વાગે ઉઠીશ, અને એને માટે જરૂર પડે તો એલાર્મ ઘડિયાળ રાખીશ

૨ એક મહિના સુધી હું અખંડ બ્રહ્મચર્ય પાળીશ.

૩. આજ હું કડવા અથવા હલકા શબ્દોવાળી ભાષા નહિ વાપરૂં.

૪. આજ ગમે તેમ થાય તો પણ હું મારા વ્યવહારમાં સત્ય જ બોલીશ.

૫. આવતા રવિવારે હું ૨૦૦ માળા ફેરવીશ.

૬ આ રવિવારે હું આખો દિવસ સંપૂર્ણ મૌન પાળીશ.

૭ આવતી એકાદશીએ હું કેવળ દૂધ અને ફલાહાર ઉપર રહીશ

૮ આવતા રવિવારે હું ભગવદ્‌ગીતાનો પૂરો પાઠ કરીશ, અને બે કલાક સુધી ગુરુમંત્ર અથવા ઈષ્ટમંત્રનો જપ કરીશ

૯. આ મહિનાની મારી આવકનો દશાંશ ભાગ હું દાનમાં વાપરીશ.

૧૦. આજ હું ખોરાકમાં કેવળ ત્રણ જ વસ્તુઓ ખાઇશ, સવારે દાળ અને રોટલી અને રાત્રે એકલું દૂધ

૧૧. આજ હું જોડા નહિ પહેરૂં, અને રાત્રે સુવામાં ખાટલો કે પલંગ ન વાપરતાં પથારી પર સુઇ રહીશ

૧૨. આજ હું ગુસ્સે નહિ થાઉં.

આ નિશ્ચયોમાંથી જો એકાદનો પણ ભંગ થશે તો હું તે દિવસે રાત્રે ભોજન નહિ લઉં, અને એના પ્રાયશ્ચિત્તરૂપે ૧૦ માળાના જપ કરીશ.

આ નિશ્ચયો કરતી વખતે ભગવાનની મૂર્ત્તિ કે ગુરુ છબી પાસે હાથ જોડીને એની કૃપા અને કરુણા માટે ભક્તિપૂર્વક પ્રાર્થના કરજો, આ નિશ્ચયો પાર પાડવાનું બળ ભગવાન તમને અવશ્ય આપશે.

તમારા પ્રયત્નમાં તમે પાછા પડો તો પણ નિરાશ ન થશો, કારણ કે પ્રત્યેક નિષ્ફળતા તો સફળતા પ્રાપ્ત કરવાનું સીમાચિન્હ છે

વિશેષ દઢતા અને અફર સંકલ્પથી નવો નિશ્ચય હાથમાં લેજો એટલે અવશ્ય તમે સફળ નીવડશો. નિર્બળતા પરની આપણી એકાદ જીત આપણને નવું બળ આપે છે, અને ભવિષ્યમાં આવનારી બીજી નિર્બળતાને દૂર કરવાની શક્તિ વધારે છે. બાળક ચાલતાં શીખે છે, ત્યારે ઊભું થાય છે અને પડે છે; વળી પાછું ઊભા થવાનો બીજો પ્રયત્ન કરે છે અને છેવટે એ ટટાર ચાલતાં શીખે છે. એવી જ રીતે અધ્યાત્મમાર્ગ પર ચાલનારો પ્રવાસી પણ આગળ વધતાં વધતાં વચમાં પડે આખડે છે અને અનેકવાર એમ પડતો ચડતો છેવટે સફળતા મેળવે છે. યોગ શિખર પર ચડવા માટે આ જ રાજમાર્ગ છે.

પરમાત્મા તમને આવા નિશ્ચયો કરવાનું અને એને પાર પાડવાનું અસીમ બળ આપે!



# પ્રસંગસ્ફૂર્તિ



## ૧. ઋષિ રવીન્દ્રનાથ ટાગોર

તા. ૭ મી ઑગસ્ટના બપોરે આધુનિક ભારતના આ કવિ, સાહિત્યકાર, કલાકાર—એવા અનેકવિધ ભાવસ્વામી ઋષિનું દેહાવસાન થયું. એમના સર્વદેશી વ્યક્તિત્વને સીમાઓ નહોતી; અને વ્યક્તિત્વની પૂર્ણતા તો ત્યારે જ કહેવાય કે જીવનની સાત્ત્વિક મનાતી પ્રત્યેક દિશામાં એની પ્રતિભા પ્રસરે. કવિવરને આ પ્રતિભા જન્મજાત તેમ જ સ્વભાવસિદ્ધ હતી. ઋષિકુલમાં એમનો જન્મ એમાં નિમિત્તભૂત હતો. અને પછી તો જમીનમાં પડેલું બીજ, પોતાના ગુણસ્વભાવ પ્રમાણે ઈષ્ટ રસકસને ખેંચીને, પોતાનામાં અવ્યક્ત રહેલા વિકાસને ખીલવવા માટે અનુકૂલ તત્ત્વોને પચાવીને, જેમ પ્રચંડ અને પ્રખર વ્યક્તસ્વરૂપ પામે છે; તેમ આ જૂગજૂના પૂણ્યાત્માના દેહમાં—એમની વિરલ બુદ્ધિપ્રભા, વિમલ હૃદયભાવ, વિલક્ષણ મુક્તિપ્રેમ, અલૌકિક કાવ્યપ્રીતિ અને સમસ્ત જીવનમાં દિવ્ય વિકાસ સાધી-

આપે એવી બ્રહ્મભાવનામાં—એવી તો પારલૌકિકતા હતી કે માનવ-દૃષ્ટિ તો કેવળ એમને નતમસ્તકે પ્રણામ કરી, એમના અક્ષરદેહની જે અમર યશોમૂર્તિ ભારતવર્ષને વારસામાં મળી છે, એનું સ્મરણ કરે; એમના શ્રુતિમંત્રોનો સ્વાધ્યાય કરે, એમના રસાનુભવને જીવનમાં ઉતારીને કૃતકૃત્ય થવાનો પુરુષાર્થ કરે–એમાં જ ભારતીય પ્રજાની કર્તવ્યપરાયણતા; એ જ માનવસમૂહનો સ્વધર્મ ! એમને શી ઉણપ હતી, એમનો કીર્તિકલશ ક્યાં ઝાંખો હતો, કે જનસમૂહનાં લૌકિક પ્રશંસા કે ભાવગાન એમની અસીમ પ્રતિભામાં પ્રકાશનું એક કિરણ પણ ઉમેરી શકે ? પરમાત્મા આવા વિષમયુગમાં પણ આપણને આવા ઋષિવર્યો આપ્યા કરે એ આપણી અભિલાષા અને વિનમ્ર પ્રાર્થના ! ચિરંજીવ છે એમનું સ્વરૂપ, સ્વભાવ અને સ્વધર્મનું અમૂર્ત કીર્તિ-મંદિર પ્રત્યેક સંસ્કારશુદ્ધ માનવહૃદયમાં !

## ૨. મહામંડળેશ્વર સ્વા. શ્રી જયેન્દ્રપુરીજી

અમદાવાદના સંન્યાસ આશ્રમના આદ્ય સંસ્થાપક **સ્વા. શ્રી.** જયેન્દ્રપુરીજી સ્વરૂપસ્થ થયા. ગૂજરાતની અને ખાસ કરીને અમદાવાદની જનતાના પુણ્યબલે **સ્વામીશ્રી** છેલ્લાં પંદરેક વર્ષથી શરૂઆતમાં અવારનવાર આવતા અને પાછળથી આશ્રમની વ્યવસ્થા થતાં તો એમના જ્ઞાનશ્રવણનો લાભ ત્યાંની જનતાને લગભગ પ્રત્યેક વર્ષે મળ્યા કરતો. એમના વ્યક્તિત્વની પ્રતિભાથી આકર્ષાઈ અમદાવાદની જનતાએ એમને આગ્રહ કર્યો અને એક સુંદર સંન્યાસ આશ્રમ તથા તેને અંગે સંસ્કૃત પાઠશાળાની યોજના થઈ અને અત્યારે એ સફલતા-પૂર્વક ચાલે છે.

ગૂજરાત અને કાઠિયાવાડમાં છૂટાછવાયા અનેક સંતસાધુઓ સ્થાયી કે વિચરતા રહેતા જનતાને કંઈ ને કંઈ જ્ઞાનલાભ આપ્યા કરતા હશે, પરંતુ સ્વભાવે દાન અને ભક્તિપ્રધાન ગૂજરાતને વેદાન્તનો

રસાસ્વાદ ચખાડી, ઉપનિષદ્‌નું રહસ્યજ્ઞાન જ માનવજીવનના ઉદ્ધારનું સાચું અને શાસ્ત્રોક્ત સાધન છે, એ ઉપદેશના શ્રીગણેશ તો અત્યારના રાજકીય તેમ જ સામાજિક ઉત્ક્રાન્તિના વિષમકાલમાં સ્વ. શ્રી. જયેન્દ્રપુરીજીએ જ કરાવ્યા છે.

શ્રી. જયેન્દ્રપુરીજી સમર્થ વિદ્વાન્ અને સ્વભાવે શાંત, સૌમ્ય અને અનુભવની સાક્ષાત્ મૂર્તિ સમા હતા. ખૂણેખાંચરે અનેક જ્ઞાનપ્રેમીઓ પડયા હશે, પણ શહેરોના ધમાલ-ધાંધલવાળા વસતિવિભાગમાં વિશુદ્ધ આત્મજ્ઞાનનાં શ્રવણ-મનન કરાવવાનું કામ તો આ મહામંડળેશ્વરના પુણ્યભાગે જ જાય છે.

અમદાવાદની તો શું પણ ગુજરાતની જનતા એમના પુણ્યસંદેશદ્વારા પાવન બની છે; એમની પાસેથી જેમણે શ્રવણ કર્યું હોય તેઓ એ જ્ઞાનનુ મનન કરે, અને નિદિધ્યાસન કરી, પોતાના જીવનને ધન્ય બનાવે. અંગત મુમુક્ષુઓનો ધર્મ છે કે એમના દ્વારા જે જે પુણ્યશાલી પ્રવૃત્તિઓ થઈ હોય તેને નિભાવી રાખીને વિકસાવવાનો પ્રયત્ન કરે—એ જ આવા જીવન્મુક્ત મહાપુરુષનું સાચું અને અમર સ્મારક છે.

### ૩ ગુજરાતીઓનું શરીરધન

મુંબઈની ધી ગુજરાત રીસર્ચ સોસાયટીએ દાનવીર સર પુરૂષોત્તમદાસની સહાયતાથી ગુજરાતીઓના શરીરો નબળાં પડતાં જાય છે, એવા શ્રી. પોપટલાલ શાહના રીપોર્ટ ઉપરથી તેનાં કાર્યકારણોની તપાસ કરવાનું કામ ઉપાડી લીધું છે. વ્યાયામથી શરીર કેળવાય એટલા માટે કેટલાયે અખાડા અને યોગાશ્રમોની પ્રવૃત્તિ ઠેર ઠેર થતી સાંભળીએ છીએ; પરંતુ ગુજરાતની જનતાની શારીરિક સંપત્તિ નિર્બળ થતી જાય છે, એ ફર્યાદ તો શું શહેર કે ગામડાં, બધેજ સંભળાય છે.

શહેરમાં હદ કરતાં વધારે કરવી પડતી મહેનત, અને ખાનપાનમાં પોષક અને નીરોગી ખાનપાનને બદલે બાહ્ય ટાપટીપ, સિનેમા, નાટક

તેમજ એવાંજ વિલાસી સાધનોની પાછળ જે નાણું ખર્ચાય છે, તેનો વિવેક કરી, જે પોષક ખાનપાનમાં અને જીવનની રહેણી કરણીમાં સાદાઈ આવે, તો એ દ્વારા શીલ, સંયમ અને સદ્‌ગુણનો વિકાસ થાય; સંયમ આવતાં વેંતજ મનુષ્ય જીવનની કીંમત સમજતાં શીખે; માનવજીવન ગમે તેમ વેડફી નાંખવા માટે નહીં, પણ એને ચારિત્ર્યવાન બનાવી પોતાની જાત, ગૃહસંસ્થા, કુટુંબ, જ્ઞાતિ, પ્રાન્ત, દેશ, અને સમસ્ત પૃથ્વીપરના કલ્યાણ માટે મળેલી એક અમૂલ્ય ઈશ્વરીય બક્ષીસ છે એટલું સમજાય (એવી કેળવણીનો જે અત્યારે બહુધા અભાવ છે) તો ગુજરાતીઓની નિંદાતી શિથિલતાનું લાંછન દૂર થાય; ગુજરાતીઓમાં ધનની ઊણપ નથી, પણ ધન વાપરવાના વિવેકની ઊણપ છે. એમાં વિવેક આવે એવી દિશા સૂઝાડવી એજ પરમ માર્ગ છે.

કસરત કે એવાં બીજાં બાહ્ય અંગો ઠીક કરવામાં પણ નીતિ અને સંયમ સુધારવાના ઉપાયોનો શમાવેશ થઈ જાય છે, કારણ કે સંયમી જીવન વિના વ્યાયામ માટે શરીર યોગ્ય બનતું નથી. એકંદરે આ જાગ્રતિ આવી છે તે ખૂબ જ આવકારદાયક છે.

**૪ રા.રમણલાલ વ. દેસાઈનાં મુંબઈ વિદ્યાપીઠમાં વ્યાખ્યાનો**

**શ્રી વસનજી માધવજી ઠક્કર** વ્યાખ્યાનમાળાનાં વ્યાખ્યાનો આ વર્ષે ગુજરાતના લબ્ધપ્રતિષ્ઠ વિદ્વાન **શ્રી. ર. વ. દેસાઈએ** આપ્યાં છે. અનેકવિધ દિશામાંથી એમણે ગૂજરાતની આધુનિક સંસ્કૃતિનાં કાર્ય કારણો શોધી વિષયો પર સારો પ્રકાશ પાડ્યો છે. ગૂજરાતના મહાકવિ ન્હાનાલાલ વિષે એમણે મહત્ત્વનું વ્યાખ્યાન આપી ગૂજરાતના એ કવિસમ્રાટને પૂરેપૂરો ન્યાય આપ્યો છે.

એકંદરે એમનાં પાંચ વ્યાખ્યાનો થયાં છે, પરંતુ સાંભળનારની સંખ્યા આ વખતે ખૂબ વધી પડી હતી, એ એમની લોકપ્રિયતા સૂચવે છે. ગૂજરાત હવે ગૂજરાતને એટલે પોતાની સર્વદેશીય સંસ્કૃતિને ઐતિહાસિક દ્રષ્ટિએ ઓળખે, અને વિશિષ્ટતા સ્થાપિત કરે

એમ અમે ઇચ્છીએ છીએ.

### ૫ બલહીન હિન્દુઓ

તા ૬ ઠી ઓગસ્ટે પૂનામા શ્રી કનૈયાલાલ મા. મુનશીએ, ત્યાંના રાષ્ટ્રીય સેવા સઘના આશ્રય નીચે વ્યાખ્યાન આપતા કહ્યુ હતુ કે " હિ દુ જુવાનોએ બીક અને ડરપોકપણુ કાઢી નાખવુ જોઇએ. આપણે તેત્રીસ કરોડ જેટલા છીએ; આપણી પાસે બળ, સાધનો, શક્તિ અને સગઠન છે, આપણી પાસે અભિમાન લેવા યોગ્ય વારસો ઇતિહાસ, ધર્મ અને સસ્કૃતિ છે. " આવુ જાતીય સ્વમાન ઉત્પન્ન કરે એવુ વ્યાખ્યાન આપી હિંદુઓને અન્ય પ્રજા સાથે સ્વમાન, સંપ, અને સ્નેહથી વર્ત્તતાં છતા પણ પોતાની સસ્કૃતિ ન ગુમાવવાનું સમજાવ્યુ હતુ.

### ૬ મદિરોના કોતરકામનું પ્રદર્શન

મુ બઈમા ઓગસ્ટની આખર તારીખોમાં એક મદિરોના કોતરકામના ૮૦ ફોટાનુ પ્રદર્શન ભરવામા આવ્યુ હતુ. આ ફોટાનુ પ્રથમ પ્રદર્શન તો લડનમા ભરવામા આવ્યું, અને પાછળથી કલકત્તામા એ ચિત્રો દેખાડવામા આવ્યા હતા મુખ્યત્વે એમા બગાળ પ્રાતના મદિરોના જ નમૂના હોય તેમ જણાય છે, સમસ્ત ભારત વર્ષના દરેક સપ્રદાયોના મદિરોની મૂર્તિથી માંડી એના મદિરોનુ કોતરકામ તથા કારીગરીનુ પણ જો આવી રીતે સંગ્રહસ્થાન ભરવામા આવે, તો એ બંધામા મૂળમાં રહેલી અવિભાજ્ય હિન્દુ સસ્કૃતિની તેમજ વેદોક્ત સમયથી માંડી અત્યાર સુધીની ઉપાસનાપ્રણાલીમા મૂર્તિપૂજાએ જે અગત્યનો ભાગ ભજવ્યો છે, તેની સશોધનવૃત્તિ પ્રજામા જાગૃત થાય, અને તેની સાથે પ્રાન્તીય અસ્મિતામાથી ભાન્તવર્ષની એક અને અખડ સસ્કૃતિ પ્રત્યે હિંદુ પ્રજાની ભક્તિ ઉપજે.

# ગ્રન્થસ્વીકાર

૧ ઈશોપનિષદ્ ભાષ્યમ્-રચનાર શ્રી. નલિન મ. ભટ્ટ એમ. એ. વલસાડ. મૂલ્ય રૂા. ૦-૨-૬; પૃષ્ઠ ૨૮.

ઇશાવાસ્ય ઉપનિષદ્ ઉપર સંસ્કૃતમાં લખેલું આ એક ભાષ્ય છે. ભાષા સરલ છે, છતાં ગૂજરાતી અનુવાદ સાથે જો આ છપાયું હોત, તો ગૂજરાતી જનતાને પણ લાભ મળત. પંજાબ પ્રાતના એક સંત **શ્રી હરિપ્રસાદજી** કે જેઓ વલસાડની જનતામાં ધાર્મિક જાગ્રતિ લાવવામાં નિમિત્તભૂત થયા છે, એમના સહવાસ સત્સંગદ્વારા લેખકે પોતાનો અભ્યાસ કેવલ સ્વાધ્યાય દૃષ્ટિથી કરેલો છે અને સિદ્ધાન્તમાં એમના જ અનુયાયી છે. પરંતુ એમનાં ભગવદ્ગીતાના અધ્યાયોના છૂટક છૂટક ભાષાંતરોની પેઠે, બીજા આચાર્યોના મંતવ્યો સાથે ભેદભાવ હોવા છતાં પણ, એમનાં પુસ્તકો શુદ્ધ વિવેકબુદ્ધિથી જ લખાયાં હોય એવી વાચનારના હૃદયઉપર છાપ પાડે એવાં છે. પુસ્તક એકંદરે સારું છે.

૨ પ્રસન્ન પળો-( પ્રથમ ખંડ ) લેખક ઉપર પ્રમાણે, મૂલ્ય રૂ. ૦-૪-૦ પૃષ્ઠ ६૮.

લેખક પોતાના વક્તવ્યમાં લખે છે તેમ પોતાના સ્વાધ્યાયના પરિપાકરૂપે, પ્રસન્ન ચિત્તમાંથી જે સંકલ્પો સ્ફૂર્યા છે, એનો આ સંગ્રહ છે. એમાં જેમ ઘણા સારા છે, તેમ સાથે કેટલાએક અતૂ

સાધારણ પણ આવી ગયાં છે. કેટલાએક જરા વિશેષ વિવેક માગી લે એવા છે. લેખક પોતે જ સહભાવશાળી અને વિવેકી છે, એટલે બીજા ખંડ છપાવવાની એમને તક મળે ત્યારે વિશેષ લક્ષ આપે એવી વિનતી છે.

૩ કાવ્યપૂર્વા. લેખક-પ્રકાશક: શ્રી ઉપેન્દ્રનાથ ન્હાનાલાલ વોરા, સવાઈગરનો મઠ, માંડવી-કચ્છ. પૃષ્ઠ ૬૪ કિંમત રૂ. ૦-૮-૦.

આ એક યુવાન હૃદયની કૃતિ છે લેખક ધાર્મિક ભાવનામાં પણ રસ લેતા હોય એમ એમનાં કેટલાંએક કાવ્યો ઉપરથી જણાય છે. અમે પ્રાર્થીએ છીએ કે હજુ એમનો શબ્દભંડોળ વધારે સમૃદ્ધ થાય. ઉપનિષદ્, ગીતા, તેમજ બીજાં શાસ્ત્રસૂત્રોને લક્ષ્યમાં ગણીને કેટલીક કવિતાઓ લખાએલી છે લેખક પોતાનો ઉત્સાહ-પ્રયત્ન ચાલુ રાખે અને કાવ્યોમાં ઘણે સ્થળે ભાવની પૂરી સ્પષ્ટતા નથી, તેથી ભવિષ્યના પ્રયત્નોમાં વિશેષ ધ્યાન રાખે એમ ઇચ્છીએ છીએ પુસ્તકના કદના પ્રમાણમાં કિંમત વધારે છે.

૪ પન્નાકુમારી-સંપાદક; રમણલાલ નાનાલાલ શાહ-તંત્રી બાલજીવન-બાજવાડા, વડોદરા પૃષ્ઠ ૬૬ કિંમત રૂ. ૦-૬-૦

આમાં બાળકોને માટે લખાએલાં બે નાટકો છે, અને છપાઈ ચિત્રો, તેમજ બીજી બધી રીતે પુસ્તક સુંદર છે, અંદરની ભાષા પણ તેટલી જ સરલ છે. જે વર્ગ માટે એ લખાયું છે, તેમને તો એ જોતાં વેંત જ વાંચવા મંડી પડવાનું મન થાય એવું છે, બાલજીવન માસિક અને એ કાર્યાલય દ્વારા બહાર પડતા પ્રકાશનો તો અત્યારે એટલાં બધાં લબ્ધપ્રતિષ્ઠ થઈ ગયા છે, કે એમનો એ વિષયનો પાકટ અનુભવ એમાં સ્પષ્ટ જણાઈ આવે છે. ગૂજરાતનું બાલસાહિત્ય સમૃદ્ધ કરવામાં એમનો અમૂલ્ય ફાળો છે, અને આ પુસ્તક એમાં એક સુંદર ઉમેરો કરે છે.

# સ્વા. સ્વયંજ્યોતિ તીર્થકૃત પુસ્તકો



| | |
|---|---|
| કિરણકલાપ—વૈરાગ્યબોધક કાવ્યો | કિંમત રૂ. ૦–૮–૦ |
| ભર્ગદર્શન—ભજનોનો સંગ્રહ | ૦–૬–૦ |
| શ્રી સદ્‌ગુરુ શિક્ષાશતક—નિદિધ્યાસન કરાવે એવું એક વેદાન્તશતક | ૦–૩–૦ |
| મીરાં અને રાણો—મીરાંનાં ભક્તિ અને વૈરાગ્ય સમજાવનાર સંવાદ | ૦–૨–૦ |
| શ્રી સદ્‌ગુરુસ્તુતિશતક—નથી | ——— |
| | રૂ. ૧–૩–૦ |

**ચારે પુસ્તકો સાથે લેનારને ટપાલ ખર્ચ માફ**

**સ્વામી રામતીર્થ**—સંક્ષિપ્ત જીવન કથા;

મિત્રોમાં વહેંચવા માટે આ એક નાની પુસ્તિકા છે. તેમાં સ્વામીજીની સુંદર છબી છે. એક પ્રતની કિંમત ૦–૨–૦. દસની કિંમત રૂ. ૧–૦–૦. સો નકલની કિંમત રૂ. ૮–૦–૦. પોસ્ટેજ અલગ. થોડી જ નકલો બાકી છે. દીવાળીનો દિવસ સ્વા: રામની જન્મજયંતીનો છે, એ ઉપર એની લ્હાણી કરીને એમની પુણ્યસ્મૃતિ તાજી કરવાનો રામભક્તોને આ અમૂલ્ય પ્રસંગ છે.

— લખો —

**પ્રબન્ધક, ઉત્થાન**

**છોટાઉદેપુર**



"આપણા પ્રત્યેક ન્હાનામા ન્હાના અનુભવમાં પણ સમગ્ર ઇતિહાસ ભરેલો છે, પણ આપણે તે વાંચતા નથી જો આપણે સાચો માર્ગ લઇએ તો બુદ્ધ કે ઇસુ ખ્રિસ્ત થવુ પણ સહેલુ છે એ સાચો માર્ગ પકડવો એટલે આપણા ક્ષુદ્ર અહંકારનો ત્યાગ ને પરમાત્માને જીવન સમર્પણ કરવુ એક જ મિયાનમા તલવારો રહી શકે જ નહિ, સ્તુતિ અને નિંદાનો આપણા ... વરસાદ વરસે તો પણ તેના તરફ લક્ષ ન આપતાં આપણે આપણી શકિત ખીલવ્યા કરીએ, કર્તાપણાના જ્વરથી મુક્ત રહીએ, 'જીતવુ અને મેળવવુ' એવો ઉદ્દેશ ન રાખીએ, સત્યના હિમાયતી બનવા કરતા સત્યસ્વરૂપ બનવા ઇચ્છીએ, સૂર્ય જેમ વગર માનની ઇચ્છાએ બધાને સરખો પ્રકાશ આપે છે, તેમ આપણે આપણી સમસ્ત શક્તિઓનો બીજાને માટે ઉપયોગ કરવા છતા પણ એને માટે માનની ઇચ્છા ન રાખીએ તો અવશ્ય આપણે ઇશ્વરના પણ ઇશ્વર થઇ શકીએ. જગત આપણે માટે શુ બોલે છે એનો જે ક્ષણે આપણે વિચાર કરવા માંડીએ છીએ કે તરત જ આપણે સત્ય જીવનથી-અહં મમત્વ વગરના જીવનથી ચલાયમાન થઇએ છીએ"

સ્વા. રામતીર્થ

વડોદરા, રાવપુરા, અશોક પ્રિન્ટરીમાં રમણલાલ નાનાલાલ શાહે છાપ્યુ
અને ત્યાંથી પ્રકટ કર્યું. તા. ૧૫-૯-૧૯૪૧

પહેલુ વર્ષ
ચોથો અંક

ઑક્ટોબર ૧૯૪૧
આસો : ૧૯૯૭

# ઉત્થાન

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान् निबोधत ।

ઊઠો સાધક ! જાગો, ને આર્યોત્તમવર મેળવો;
આત્મબોધ મળે એવાં વિદ્યાવિજ્ઞાન કેળવો.



તંત્રી
સ્વા. સ્વયંજ્યોતિ તીર્થ
જ્ઞાનસાધન આશ્રમ
છોટાઉદેપુર, (પૂર્વ ગુજરાત)

# મીરાં અને રાણો

## અધ્યાત્મવિદ્યાનો સંવાદ



આ સવાદમા મીરાના ભક્તિ, જ્ઞાન, અને વૈરાગ્યના વર્ણન છે હવે માત્ર થોડી જ નકલો બાકી છે પોતાના સ્નેહી વર્ગ અને મિત્રમડળમા વ્હેચાશઓની સગવડ માટે એની કિમત ઘટાડેવી છે

કીમત

| | | |
|---|---|---|
| એક નકલ | ૦-૨-૦ | ટપાલ ખર્ચ અલગ |
| દસ ,, | ૧-૦-૦ | |
| ૧૦૦ ,, | ૮-૦-૦ | |

દરેક દસ નકલ સાથે સ્વા રામતીર્થની આર્ટપેપર ઉપર છાપેલી છબી ભેટ જલ્દી મગાવી લો.

પ્રબન્ધક,

**ઉત્થાન**

છોટાઉદેપુર

શ્રી

# સદ્‌ગુરુસ્તવન

卐

( અનુષ્ટુપ )

ૐ નમું ગુરુરૂપે **શ્રી રામતીર્થ** સ્વરૂપને;<br>
અરૂપી આદ્યતત્ત્વે જે આવ્યા રૂપ ધરી તને. ૧

વર્ત્તમાન યુગે આવ્યા આદ્યર્ષિ નવ સ્વાંગમાં;<br>
પ્રભા વિસ્તારની પ્રજ્ઞા રેલી દેશ સમસ્તમાં. ૨

ૐ નમું આદ્યરૂપે એ સદ્‌ગુરુરૂપ દેવને<br>
સચ્ચિદાનંદ સંજ્ઞામાં શોભે છે એકમેવ જે. ૩

ૐ ભજું શિષ્યશ્રેયાર્થે કૃપાકૈવલ્યથી ભર્યા,<br>
શિષ્ય જ્યાં હોય ત્યાં તેવા સદ્‌ગુરુ દેવ છે ઠર્યા. ૪

પિતા માતા સખા ભ્રાતા સ્નેહી સંબંધી મંડળે;<br>
દૃષ્ટાન્તે શોધતાં જેનું ત્રિલોકે કોઇ ના મળે. ૫

ભયો બ્રહ્માંડસિંધુ આ આપની કરૂણા વડે
ભવાબ્ધિ પાર પ્હોંચે જે નામનૌકા પરે ચ્હડે ૬
આપ છો શિષ્યના ત્રાતા પિતા માતા સખા સુહૃદ;
શાસ્ત્રોની સાક્ષી એવી કે તત્ત્વ પ્રત્યક્ષ છો બહદ્ ૭
કોટિ કોટિ કરે કર્મો આરાધે દેવતા ગણુ;
તોયે ના બન્ધ છૂટે તે છોડે સદ્‌ગુરૂ તત્ક્ષણુ. ૮
તર્યાં જે તરણી પામ્યા સદ્‌ગુરૂ પાદ પદ્મની;
શ્રદ્ધા, સંયમ સેવા ને ભક્તિ આત્મનિવેદિની. ૯
શાસ્ત્ર જ્યાં અધુરૂં મૂકે ત્યાંથી સદ્‌ગુરૂ શીખવે;
પ્રભુ જ્યાં પડતો મૂકે ત્યાંથી સદ્‌ગુરૂ તારવે. ૧૦
જેવી જેની હશે દૃષ્ટિ તેવા તેને મળે ગુરૂ;
શાસ્ત્ર તો સાક્ષી પૂરે છે તત્ત્વદર્શીજ સદ્‌ગુરૂ. ૧૧
નામ શું આપને દેવું ? આપ તો મૌનરૂપ છો;
રૂપ શું આપનું કહેવું ? રૂપે આપ સ્વરૂપ છો. ૧૨
આપનો વ્યાપ બ્રહ્માંડે વિશ્વ તો આપની કલા;
કિન્તુ ના આપમાં કિંચિત્, આપે આપજ એકલા.૧૩
શિષ્યત્વે યોગ્યતા આપો, સ્થાપો શ્રી ચરણે મતિ;
સદ્‌ગુરો ! શોધતો આવું સ્વયં શ્રી શરણાગતિ. ૧૪

卐

ॐ

નારાયણ

# ઉત્થાન

વર્ષ પહેલું.] ઑક્ટોબર ૧૯૪૧–આસો ૧૯૯૭ [અંક ચોથો

ईश्वरोगुरुरात्मेति मूर्तिभेदविभागिने ।
व्योमवद् व्याप्तदेहाय दक्षिणामूर्तये नमः ॥

ઈશ, સદ્‌ગુરુ ને આત્મા, મૂર્તિમાત્ર વિભાગ જે;
વ્યોમશા વ્યાપ્ત એવા એ, દક્ષિણામૂર્તિને નમું.

× × ×

શ્રી સદ્‌ગુરુનાં કૃપા અને પ્રેરણાથી 'ઉત્થાન' પ્રકટ કરવાનું સાહસ થયું અને એમના જ આશીર્વાદથી પહેલા વર્ષનો ચોથો અંક પ્રકટ થાય છે.

× × ×

યથામતિ અમે આગળ ચાલતા જઇએ છીએ–આપના અત્યાર સુધીના સહકારના બલે અને ભવિષ્યમાં એ સહકાર વધતો જશે એવી શ્રદ્ધાના ઉત્સાહે. परस्परं भावयन्तः એ ન્યાયે આપણે શ્રેયસ્ પ્રાપ્ત કરીએ એ ભગવાન શ્રી કૃષ્ણચંદ્રનો આપણને ભગવદ્‌ગીતાના ત્રીજા અધ્યાયમાં મળેલો કલ્યાણમંત્ર !

× × +

આ ચોથો અંક આપને મળશે તે દરમ્યાન તો વિક્રમ સંવતનાં

૧૯૯૭ વર્ષ પૂગ થઈ ૧૯૯૮ નુ મ ગળ પ્રભાત ઊઘડયું હશે કે ઊઘ ડશે જ્યા જ્યા ગૂજરાતીઓ હશે ત્યા ત્યા એમણે દીવાળી અને બેસતુ વર્ષ ઊજવ્યા હશે યુગપ્રવર્ત્તક વિક્રમાદિત્યની કઈ પગાક્રમગાથાએ કાળનો મહિમા ફેરવ્યો અને કાર્તિક શુદિ પડવાને મ ગળપદ મળ્યુ એ તો ઇતિહાસ જાણે, પણ ગૂજરાતીઓએ તો એ દિવસને પોતાના પ્રજાજીવનમા ધન્ય દિવસ ગણ્યો—વ્હાલ્યો છે, ગૂજરાતમા તો આપણે વિક્રમ સ વતથી જ પરિચિત છીએ, એની આસપાસના દિવસોમા ધન ત્રયોદશીથી માંડીને યમદ્વિતીયા સુધીના પર્વની મહત્તા ગાયા કરીએ છીએ અને કૈં કૈં ઉત્સવોને બહાને હર્ષઘેલા થયએ છીએ

+ + +

પણ અમને અત્યારે એ દિવસ એક જુદુ જ સ્મરણ કરાવે છે ! આજથી પૂરાં ૬૭ વર્ષ પહેલા, આવા જ મ ગલમય બેસતા વર્ષે, કાર્તિક શુક્લ પ્રતિપદાને બુધવારે, સ વત ૧૯૩૦ ના પ્રાગ ભક્તિ પરમહ સ સ્વા. રામતીર્થે માનવદેહે દર્શન દીધાં પ જાબના છેક ઉત્તર વિભાગમા, નાનાશા ગામડામા અને સામાન્ય સ્થિતિના બ્રાહ્મણ કુટુ બમા એમનો આવિર્ભાવ થયો !

+ + +

આમ આપણુ બેસતુ વર્ષ એ અમારા જીવનમા ઊઘડતી જ્ઞાન-ભાસ્કરની બ્રાહ્મી ઉષા છે અને અમારી કેમ ? ભારતવર્ષના અસંખ્ય જ્ઞાનપિપાસુઓએ એમના વાક્સુધા પીધા હશે એમના ઉત્સાહી ઉપ-દેશમાથી આંદોલન ઝીલી ઝીલીને પ્રાણમા પ્રોત્સાહન મેળવ્યુ હશે એ બધાના જીવનપ્રભાતમા રામના જ્ઞાનરશ્મિએ અદ્વૈતામૃત રેડયુ છે સીધી અને સચોટ એમની વાગ્ધારા હતી, શુધ્ધ અને સ સ્કારી એમનુ અભ્યાસ-શિક્ષણ હતુ. જેઓએ દેહદર્શન કર્યાં છે, તેઓએ તો મનભર સત્સ ગ માણ્યો છે, પર તુ ૩૩ વર્ષની સ્વલ્પ શરીરલીલામા જેઓ એમના દર્શનથી વ ચિત રહ્યા છે, તેમણે એમના ઉપદેશામૃતથી જીવનને ધન્ય

બનાવ્યુ છે. જ્યા જ્યા એમનુ નામ પહોંચ્યુ છે, જે જે પ્રાન્તમા એમની શિક્ષાસૌરભ પ્રસરી છે, ત્યા ત્યા એક સરખો જ અનુભવ સૌને થયો છે—એમ અત્યારે ૬૭ વર્ષે આપણને પ્રત્યક્ષપ્રમાણ જેવુ લાગે છે.

+ + +

આર્યાવર્તની એ ભાનભીની પ્રજા! ઋષિમુનિઓના અલૌકિક જીવનસુધાની વારસ! ભગવદ્‌ભક્તિ, અવતારપૂજા, સ તમહિમા, આચાર્યોપાસના, એવી કૈ કૈ બ્રહ્મભાવનાના સાધનોને તે વિસાર્યા નથી, વિસાર્યા વિસરે તેવા પણ નથી ધરતીમાતાની વ્હાલસોઈ પુત્રી હોય તો તે ભારતભૂમિ! બ્રહ્મવિદ્યાની અખડ જાગતી જ્યોત જેવી હોય તો તે ભગતખડમા! ત્યાગ અને વૈરાગ્ય, ભક્તિ અને શ્રધ્ધા, ત ત્ર અને પુરાણ,—એવા સનાતન સત્યને તૈલધારાવત્ વહેતી રાખનારી ગગાઓ જેવી હોય તો તે આ પુરાપ્રાચીન આર્યાવર્તમા! ઇતિહાસ ભણ અને ભૂગોળ પર દષ્ટિ ફેરવ એટલે સમજાશે કે, માનવકૂળને દેવદુર્લભ મોક્ષ કયા સ ભળાવી હોય તો તે આર્યાવર્ત્તના ઋષિઓએ! ઊચ્છિષ્ઠ વખાણવુ અને વ્હેચવુ—એ તો સોપ્યુ વિરોચનના વ રાવારસોને કે જેણે પશ્ચિમમા પ્રકટાવ્યો છે પ્રચ ડ જ્વાલામૂખી, અને વગોવે છે ધર્મ અને તત્ત્વજ્ઞાનની મોક્ષદાત્રી મહાજનની ભરતભૂમિને! ૐ

+ + +

સ્વા. રામ યુગપુરુષ હતા ૩૦ વર્ષની ટૂકી દેહલીલા તો હતી મોઈ કિરણકેતુનો પ્રચડ પ્રકાશપુ જ! ઉપનિષદના તત્ત્વજ્ઞાનને એમણે ધરગત્તુ બનાવ્યુ, વેદાન્ત જ જીવનનો મહામ ત્ર છે એમ ઓળખાવ્યુ, અખ ડ આત્મજાગ્રતિ, સચેતન દેશસેવા જીવન્ત આત્માનુભવ, પ્રેરણાત્મક આત્મપ્રકાશ—એ તો રામના જાણે જ્ઞાનવિજ્ઞાનના અણમોલ અને અભિનવ આવિષ્કરણ!

+ + +

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયના સંસ્થાપક સ્વા. શ્રી અખંડાનંદજીએ રામનો મહિમા ગૂજરાતમાં ઊનાર્યો. એમણે તો એમનો સત્સંગ સેવ્યો છે, એમનાં ઉપદેશસુધા પીધાં ઝર્યાં છે. રામપ્રેર્યા અખંડાનંદજીએ રામના વચનામૃતોથી ગૂજરાતી પ્રજાને ન્હવરાવી છે. ગૂજરાતની પ્રજાના હૃદયમાં–રોમરોમમાં રામને ઉતારી આપ્યા છે. આમ રામનો મહિમા આપણને–ગૂજરાતની પ્રજાને નવો નથી! એમની પુણ્યસ્મૃતિ આપણને પાવન કરે! એમનું નામસ્મરણ આપણને જાગ્રત રાખે, એમનાં ગુણગાન આપણામાં આત્મગૌરવ ભરે, એ જ અભિલાષા અને આ મંગળ પ્રસંગે આંતરિક અભ્યર્થના!

\+ + +

વ્હાલા વાચક! સંતમહિમા તેં સાંભળ્યો છે? સાંભળ્યો હોય તો સત્સંગ સેવ્યો છે? સત્સંગ સેવ્યો હોય તો ભક્તિ ઉપજી છે? ભક્તિના ભાવોદ્રેકથી હૃદયને ભરી જોયું છે? સંતમહિમા ગુરુભક્તિ, આચાર્યોપાસના, એ એક અને અદ્વિતીય સાધન છે સર્વ ધર્મોના સારસમન્વય સમું! જિજ્ઞાસુઓને તો એ છે દિવ્યજીવનનો આધારસ્તંભ. ગુરુભક્તિ વિના તત્ત્વજ્ઞાન નથી, તત્ત્વજ્ઞાન વિના દ્વંદ્વવિમોચન નથી, દ્વંદ્વવિમોચન વિના નિત્ય શાંતિ નથી, નિત્ય શાંતિ વિના નિત્ય સુખ નથી. ભગવાન્ ગીતામાં કહે છે કે–

अशान्तस्य कुत:सुखम् ?

\+ + +

આહાર પરિવર્તન કરી, વ્રત ઉપવાસ કરી, કે શીતઉષ્ણ વેઠી તપશ્ચર્યા કરવી સહેલી છે; યાત્રાભ્રમણ કરી સૃષ્ટિસૌંદર્ય અને દેવદર્શન કરવાં રમત વાત છે; મંદિરમાં કે ઘેરઘેર મૂર્તિની સામે એમની પૂજા કે પ્રાર્થના કરવી એ સ્વભાવસુલભ ખેલ માત્ર છે; યજ્ઞયાગ કરવા કે દાનપુણ્ય કરવાં, લોકસેવા કરવી કે જીવસેવા આચરવી એમાં કષ્ટ નથી પણ–

હાલતી ચાલતી, માનવશરીરધારી. સત્ત્વ, રજસ્, અને તમો-ગુણથી વ્યવહાર કરતી, નિરંતર અંતઃકરણમાં આત્મજાગૃતિ રાખતી, સત્યાસત્યથી માંડીને કર્માકર્મનાં દ્વંદ્વોને ઋતંભરા પ્રજ્ઞાથી નિહાળતી અને જીવનમાં ઉતારતી કોઈ બ્રહ્મની સાક્ષાત્ અનુભવમૂર્તિની સેવા-ભક્તિની કલ્પના કરી જોઈ છે કદી તેં ? એમના ચરણોનું શરણ લીધું છે? એમનાં જ્ઞાનશરીરને નીરખવાનો પ્રયત્ન કર્યો છે ? એમનાં સેવાશુશ્રૂષાનો લ્હાવો લીધો છે ?

\+ + +

વિકટ છે આ માર્ગ, જિજ્ઞાસુ ! ખરેખર વિકટ છે ! દેવદારૂ કે મણિમય ( લાકડાની મૂર્તિને દેવદારૂ અને પાષાણની મૂર્તિને મણિ-મય મૂર્તિ કહે છે. ) મૂર્તિના પૂજાઆરાધન કરી કરીને એમનાં દર્શન કર્યાં હશે. સંસારમાં તારે માટે એ મૂર્તિદ્વારા અનેક ચમત્કારો બન્યા હશે; અને સસાર સત્ય છે, ભગવાને મારાં આ કામ કર્યાં, પેલાં કરશે, એવી સકામ ભાવના વધારી હશે, પણ ડગલે ને પગલે તારા માનવસુલભ દૂષિત સ્વભાવના ખોડખાંપણ જુએ-તપાસે, વિના સંકોચે અને નિઃસ્વાર્થ ભાવે તારા દૂષણો કહી સંભળાવે, તારી દુર્બલતાના કંટકોને વીણીવીણીને ખેંચી કાઢવાનું કરે, તારો સંસાર-મોહ છોડાવે, તારી ગંધાતી વાસનાઓના મેલને ધૂએ, તારા દેહાભિ-માનના ચૂરેચૂરા થાય એવા તારા અહંકાર પર વજ્રપ્રહાર કરે; અને એટલા એટલા કઠોર થતાં પણ, પ્રેમથી તને આત્મામૃત પાય; તું માનવ દેહ નથી, તું તુચ્છ નથી, પણ અખંડ અવિનાશી બ્રહ્મ છે, એક અને કેવલ અદ્વિતીય-એવું ક્ષણે ક્ષણે સમજાવે; અરે ! માતાના વાત્સલ્યથી પણ વિશેષ મમતાથી ત્હને પોતાના ભાવભર્યાં બાહી હૃદયમાં સ્થાન આપી શીતલ શાંતિનો અનુભવ કરાવે, એવી બ્રહ્મવિદ્ મૂર્તિની તેં ઉપાસના કરી જોઈ છે ?

× × +

યોગેશ્વર શ્રીકૃષ્ણચંદ્ર જ્ઞાનપ્રાપ્તિ માટે અર્જુનને આજ્ઞા કરે છે કે —

**तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।**
**उपदेक्ष्यन्ति ते ज्ञानं, ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥**
( भ गी अ ४-३४ )

ભાવાર્થ —" પૂરા પ્રણામ કરીને, વારંવાર પ્રશ્ન પૂછીને, અને સેવા કરીને તેને ઓળખ, તત્ત્વદર્શી જ્ઞાનીઓ તને જ્ઞાનનો ઉપદેશ આપશે "

અર્જુનની સમક્ષ પૂર્ણાવતાર શ્રી કૃષ્ણ સ્વયં ઊભા છે જ્ઞાનનો મહિમા ગાય છે, પણ એ જ્ઞાનનો ઉપદેશ લેવાનું કહે છે તત્ત્વદર્શી જ્ઞાનીઓ પાસેથી અને એ જ્ઞાન તે કયુ જ્ઞાન ?—સાભળો,

તેને જાણ જેનુ કોઈ નામ નથી, કોઈ રૂપ નથી; જે હું-તુ ,થી, અહી કે આમ તેમ નથી, કશા એવા સાપેક્ષક શબ્દથી ઓળખાવી શકાય એમ નથી, એવુ સંકેતમાત્ર જે છે-તેને " તે " એવુ ઈશારાથી સમજાવીને કહે છે " તે " જાણી લે તત્ત્વદર્શી એટલે અનુભવીઓ, તત્ત્વને જીવનમા ઓતપ્રોત કરનારાઓ, અને જ્ઞાનીઓ એટલે સમજીને સમજાવી શકે તેવાઓ તને એનો ઉપદેશ કરશે, તને એની દિશા સુઝાડશે

પણ એમા ત્રણ શરતો છે, એ જ્ઞાનની પાઠશાળામા—એનાં વિદ્યાલયોમા રૂપીઆ ટકાની ફી નથી ! એમા પ્રવેશ ફી, વાર્ષિક ફી, પરીક્ષા ફી, નથી, અસખ્યાતવધિ ધનભડાર આપીને પણ માસ્તર કે પ્રોફેસર પાસેથી શીખી શકાય એવી એ વિદ્યા નથી અને શીખ્યા પછી પ્રમાણપત્ર, કે એવા કશા માનપાનના સુવર્ણપદક નથી, ત્યાં ત્હારે આપવુ પડશે ત્હારા અહકારનુ સપૂર્ણ બલિદાન, ભગવાન કહે છે કે પ્રણિપાત કરી નાંખ, પડી જા એમના ચરણશરણમા—પૂરેપૂરો નિપાત કર, બુદ્ધિની હાર કબૂલ, મનની ત્હારી માનવકલ્પના છોડ, ચિત્તની ત્હારી સાસારિક

સ્મૃતિઓને બાળી મૂક; અહંકારની ત્હારી અહંભાવનાને ઘોળી ઘોળીને પીજા; અને જાણે હું કશું જાણતો નથી; મ્હારું જ્ઞાન તો બધું અજ્ઞાન-જ છે, એવી પોતાપણાની હતાન્હોતાની ભાવના વડે, દંડવત્-સીધી સૂકી લાકડીની પેઠે કોઈ બ્રહ્મવિદ્‌ના ચરણમાં સૂઇ જા, શાન્ત અને મૂકભાવે. એ છે પ્રણિપાતની શરત.

× × ×

પણ પ્રણિપાતથી જ કેવલ સરવાનું નથી. બુદ્ધિને મારવાનો અર્થ, વિચારહીન થવું એમ નથી; મારવી છે સાંસારિક બુદ્ધિને, તેને ધોઈ ધોઈને એમાં સારાસારનો વિવેક ભરવો છે, નિત્યાનિત્યનું શોધન કરતાં એને શિખવવાનું છે; અહંકાર ગાળવો છે, પણ અહંભાન ગુમાવવાનું નથી; હું દેહ છું, હું સમજું છું, ડાહ્યો છું, સંસારની અનેક વિદ્યાઓમાં નિષ્ણાત છું, એવું અભિમાન ગાળીને હું અલ્પજ્ઞ તત્ત્વ-જિજ્ઞાસુ છું; હું કોણ ? જગત્ શું ? એ બન્નેનુ અધિષ્ઠાન શું ?–એવું મહામૂલ્ય સત્ય તો હું જાણતો જ નથી, એવું સાત્ત્વિક અહંભાન તો રાખવાનું છે; પ્રણિપાતથી મારવું છે સાંસારિક અભિમાન. ચરણમાં પડીને ગાળવું છે દુનિયાદારીના દોઢડાહ્યા ડહાપણને. આમ ભગવાન કહે છે કે પ્રણિપાત કર–અને કોઇ જ્ઞાનીના ચરણમાં–એમની છાયામાં કોઇ બ્રહ્મવિદ્‌ની પ્રકૃતિમાં, ત્હારી પ્રકૃતિને હતીનહોતી કરી નાંખ; એમની પ્રકૃતિમાં ત્હારી પ્રકૃતિને ગાળી દે. તું અને તે એક થઈ જાઓઃ ત્વમ્ જ તત્ છે એવો ચોખ્ખો ઉપદેશ એમાં આમ ભરેલો છે.

\+ + +

હવે બીજું સાધન આવે છે પરિપ્રશ્નનું–વારંવાર પૂછીને તત્ત્વ જાણવાનું; એટલે એ પ્રણિપાત પછી, એ અહંકાર ગાળ્યા પછી, શું જડવત્, મૂકવત્, મૂર્ખવત્, મૂઢવત્ એમના ચરણશરણમાં પથ્થર થઇને પડયા રહેવાનું છે ? નહિ; કદાપિ નહિ: ત્હારી બુદ્ધિનું શોધન કર; એને શુદ્ધ બનાવ; પરમતત્ત્વની જિજ્ઞાસા માટે ઉહાપોહ કરી શકે

એવી તીક્ષ્ણ કર ત્હારી સમજશક્તિને. સંસારમાં જ જો તું જડ જેવો હોઈશ, વ્યવહારમાં જ તું ભાન ભૂલકણો હોઈશ, ધર્મ અર્થ અને કામના પુરુષાર્થત્રયમાં જ ત્હારી કશી કીમત નહીં હોય, તો સમજજે કે અહીં પણ એવી બુઠ્ઠી અક્કલનો ગજ વાગે તેમ નથી પામરનું અહીં કામ નથી, અહીં તો બુધ્ધિને તત્ત્વચર્ચા કરે એવી તીક્ષ્ણ કરવાની છે. અનેક યુક્તિ પ્રયુક્તિની સગણ પર ચઢાવીને એને સતેજ કરવી છે, કારણ કે તારે સાત્ત્વિક જ્ઞાન મેળવવું છે.* અને તે માટે બુધ્ધિમાં સત્ત્વગુણ ભરવાનો છે. એ બુદ્ધિના પણ ત્રણ જાતના ભેદ છે, સાત્વિક, રાજસિક, અને તામસિક. ભગવદ્‌ગીતાના અઢારમા અધ્યાયના શ્લોક ૩૦, ૩૧, અને ૩૨માં એ એવા તો સ્પષ્ટ વર્ણવ્યા છે કે પ્રત્યેક ગીતાપ્રેમીને એ સુપરિચિત છે.

× × +

આવી સમજણ, આવી જ્ઞાનબુધ્ધિ કેળવવા માટે કહે છે કે એ જ્ઞાનીઓ પાસે જઈને જડ જેવો બેસી ન રહેતો; જડ થતાં તો પત્થર જેવો બની રહીએ ચૈતન્યસાગર ઉપર પુષ્પની પાંદડીથી વિશેષ સુકોમળ ચિત્તપર એવડો મોટો હિમાલય થઈ પડીશ કે એ ઉદારાત્મા પણ ત્હને કશું નહિ કરી શકે। તત્ત્વદર્શીનું હૃદય તો સંસારભાવનાથી વિમુક્ત એટલે શુદ્ધ દર્પણ જેવું, દર્પણની સ્હામે જેવું દૃશ્ય હોય તેવું પ્રતિદર્શન થાય. એટલે ત્હારી જડતા તે અસંગીને પણ મૂક બનાવશે. ત્હારી

*सर्व भूतेषु येनैकं भावमव्ययमीक्षते ।
अविभक्तं विभक्तेषु, तज्ज्ञानं विद्धि सात्त्विकम् ॥
ગીતા અ. ૧૮-૨૦

અર્થઃ-પરસ્પર જુદા જુદાં જણાતા બધા તત્વોમા (અથવા પ્રાણી માત્ર કે મૂર્તિઓમાં) બધે વ્યાપી રહેલા એકજ અવ્યય (અખંડ, અખૂટ કે અવિનાશી) ભાવે (આત્મદૃષ્ટિ) વડે જે (પરબ્રહ્મને) જુએ છે, તે જ્ઞાનને તું સાત્વિક જાણજે.

જડતાના પ્રતિબિંબ જેવા એ હૃદયમાંથી તું ચૈતન્યનો ઉપદેશ કેમ ગ્રહણ કરીશ ? એમના અજેય બ્રહ્મઘોષ ક્યાંથી સાંભળીશ ? એમના અંતરમાં ભરેલા જ્ઞાનસરોવરનાં ઝરણાં વહેવરાવવાનાં છે ત્હારે તો. એની આડે હિમાલય જેવડી દિવાલ ન બની બેસતો તું ત્યાં.

અને એક બીજો પણ ભય છે ! ત્હારી જડતાને કદાચ એ તોડવાના પ્રહાર કરશે. ત્યારે એમના પુણ્યપ્રકોપમાં, એમનાં ઓજસ્વી વાગ્બાણોમાં, એમનાં પ્રચંડ અનુભવવાક્યોમાં ત્હને ક્રોધનો ભાસ થશે. એમના વજ્રસમા વાક્પ્રહાર હશે. ત્હારી જડતા ફેડવા ત્હારી શિલાવત્ મૂઢદશાને વિદારવા અને ચૂરેચૂરા કરવા માટે; પણ તું સમજીશ કે એ તો તમોગુણી છે, એ ક્રોધી છે; એમનામાં સત્વગુણ કે શાંતિ જ નથી. આવો મતિભ્રમ થવાનો સંભવ પણ છે.

× × ×

માટે સંભાળજે; ત્યાં જઈને સત્ત્વગુણ કેળવજે; બુદ્ધિને સતેજ કરી વિનય અને વિવેક, સદ્‌ભાવ અને સદાચાર વડે એમને પરિપ્રશ્ન કર્યા કરજે; તત્ત્વપ્રશ્નો પૂછજે; વારંવાર પૂછજે પણ વિવેકબ્હાર ન જાશ; અતિપ્રશ્ન ન થાય એ સંભાળજે; જેટલું શીખવે તેટલુંજ ત્હારા અધિકારનું છે એવી શ્રદ્ધા રાખજે, એ વિનાનું શાસ્ત્રસાગરનું બધું જલ ત્હારે માટે વિષભંડાર છે એમ નિશ્ચય માનજે; જે શીખવે તે શીખજે, પૂછતાં પૂછતાં જેટલા ઉત્તર મળે તેજ ત્હારા હિત માટે છે એમ સમજી, વધારે ઉત્તર ન મળે, તો રખે એમને અજ્ઞાની માની લેતો. રખે તને ગોતાને ડહાપણનો ભંડાર સમજતો; કશું નથી શીખવતા કે નથી જાણતા, મ્હારે તો આ શીખવું છે ને પેલું, એવી કુબુધ્ધિ ન કરી બેસતો; પરિપ્રશ્નનો અર્થ મિથ્યા તર્ક નહીં, અતિપ્રશ્ન નહીં, જેમ આવે તેમ બકવાદ નહીં, પણ પોતાને માટે યોગ્ય હોય તેવું પૂછવાનો, સાંભળવાનો, અને જેટલું કહે,–વધારે કે પણ ન કહે કે ત્હારું મનમાન્યું ન કહે–તો શ્રદ્ધાભક્તિ ન ગુમાવતો; ત્હારા માર્ગમાંથી આડો અવળો ન જતો,

× × ×

બીજું સાધન આપણે પરિપ્રશ્નનું જોયું; પહેલું સાધન પ્રણિપાત-નું તપાસ્યું; પ્રથમ સાધન દ્વારા નિરભિમાન થવાનું, અને બીજા સાધનદ્વારા બુધ્ધિને શુધ્ધ કરી સાધન માર્ગે લાગી જઇ શ્રધ્ધા વધારવાનું છે. હવે ત્રીજું જે એથી પણ મહત્ત્વનું છે તે કહે છે અને તે છે **સેવા.**

સેવાનું સ્વરૂપ જેટલું ઉચ્ચ છે, તેટલું જ અત્યારે બુદ્ધિગમ્ય થતું હોય એમ દેખાતું નથી. પરમાત્માની તન–મન–ધનથી સેવાના અર્થને વ્યક્તિગત કે કુટુંબગત સેવામાં જ્યારે સંકુચિત કરીએ છીએ, ત્યારે એમાંથી બધા અનર્થ ઊભા થાય છે. સેવાનો અર્થ કદી સ્વાર્થ થતો નથી; સેવા એટલે તો નિઃસ્વાર્થ જીવનના શ્રી ગણેશ.

× × ×

આપણે તો અહીં આચાર્યસેવાની જ સમીક્ષા કરવાની છે; પેલા પ્રણિપાત અને પરિપ્રશ્ન દ્વારા તત્ત્વદર્શીના પરિચયમાં આવ્યા; એમને ઓળખતા થયા; એમની પાસે નિરભિમાની બન્યા; એમને પૂછીપૂછીને તત્ત્વદર્શનને પથે પડયા અને સાધક બન્યા.

એમને અહંકાર આપ્યો પણ તન ન આપ્યું; મનથી માન્યું અને બોલ્યા કે ભગવાન્ હું આપનો છું. દેવમંદિરે ગયા અને બોલ્યા કે હે ભગવાન્ આ શરીર આપનું છે, પણ ભગવાન્ માથાના વાળ પકડે અને એકાદ વાળ એમાંથી ખરી પડે ત્યાં તો બૂમાબૂમ કરાય; આચાર્ય શરીરથી કામકાજ બતાવે તો કહેવાય કે હું મનથી આપનો છું, પણ મારે બીજાં કામ કરવાનાં છે, આમ જવાનું છે ને તેમ જવાનું છે, પુરસદ નથી; આપને નાણાં આપું આપ નોકરદ્વારા કામ કરાવી લેશો; આવી આવી દેહ રક્ષાની વાસના આપણને ધનનો ત્યાગ કરાવી ધનના અભિમાની બનાવે છે અને સેવાનો એક પ્રકાર આપણે વિસારીએ છીએ.

\+ + +

બીજો પ્રકાર એવો પણ હોય છે કે શરીરથી કહો તેટલા ધક્કા ખાઉં, કામ કાજ કરું, પણ ધન નહીં છૂટે, પૈસો ટકો તો કુટુંબ-

કબીલા અને બૈરી છોકરાં મારે છે ! નાત જાતના વગ માટે છે ! લોકમા કીર્તિ કમાવા માટે છે. ભગવાનને ધનની શી જરૂર ? આપ તો નિર્લેપ છો—વગેરે બહાના સાધકનો લોભ સૂચવે છે, આમ ધનસેવામા **લોભ** આડે આવે છે **તન**સેવામા **દેહાધ્યાસ** નડે છે અને રહી **મન**-સેવા, એ તો સૌથી વિકટ છે

શરીરથી સેવા કરી છૂટીએ, અને ધનથી પણ સેવા થાય, કારણ કે લોકમા ભક્તની પદવી મળે, કીર્તિ વધે, ધન આપીને દાતા કહેવાઈએ; તનથી સેવા કરીને સેવક કહેવાઇએ, પણ મન કોઈને ન આપીએ મનની વાત નો કોઇ ન જાણે ! ન કરે નારાયણ ને **પરમાત્મા** સાક્ષાત્ મળે તો પણ મનને અગજ ખાડીનુ તાળુ મારી મૂકીએ તન, ધન પરમાત્માના—સંતોના—ગુરુદેવના—પણ મન—તો એવુ જ ગંધાતા સડેલા ચીથરા જેવુ, એમ એના એ જ મેલા સાંસારિક વિષય વિચારના વંટોળમા જવા ગૂચવાયેલુ, ભયકર પ્રપચી અને પ્રચડ ગદ્દાસી સ્વભાવનુ !

× × ×

બીજી બાજુ જોઇએ જગ, તન મન ધનની સેવા લેનાર પણ જો રહસ્યવિદ્ ન હોય, તો દુરૂપયોગ થવાનો સભવ છે, તન મન ધનની સેવામાં જાતિભેદનો પ્રશ્ન મુખ્ય ભાગ ભજવે છે, શાસ્ત્રમા વગોવાતા અને અત્યારના કલિકાલમા દુરૂપયોગ કરતા કામિનીકાચનનો ભય નાનોસુનો નથી. જિજ્ઞાસુ ભોળો ભટાક હોય તો જ્ઞાની દભી અને મિથ્યાચારી હોય ! જ્ઞાની સત્યદર્શી હોય તો જિજ્ઞાસુ ઠગ હોય, આમ બન્ને બાજુ વિવેક, સદાચાર, અને શાસ્ત્રમર્યાદાનુ બધન હોય તો જ શાસ્ત્રવાકય સાચા પડે છે. માટે સાવધાન ! સેવામા સ્વાર્થ, દેહાધ્યાસ કે ભોગવાસનાને અણુમાત્ર પણ સ્વપ્નેય સ્થાન નથી.

× × ×

આપણે પાછા મૂળ મુદ્દા પર આવીએ, પ્રશ્ન છે સેવાનો, અને

આપણો વિષય છે, સાધકનાં શિષ્યભાવ અને જ્ઞાનપ્રાપ્તિનાં સાધનનો, ઉપગત ચર્ચવાનો વિષય છે ગુરુભક્તિ ! સાધક જો સાચો સાધક હોય, સહૃદય જિજ્ઞાસુ હોય તો પ્રથમ તો એણે પોતે જ સાધનસંપન્ન થવાની જરૂર છે સાધનસંપન્ન જિજ્ઞાસુ કદી ઠગાતો નથી, સાધન સાધકની આંખ છે, પ્રણિપાત, પરિપ્રશ્ન અને સેવા એ જિજ્ઞાસુના બ્રહ્માસ્ત્ર છે, એટલા માટે જ સેવાના પહેલા એ પ્રણિપાત દ્વારા વિશુદ્ધ જિજ્ઞાસા કેળવીને સાંસારિક બુદ્ધિ અને વિષયવાસનાને નિર્મૂળ કરવાનુ કહ્યુ છે જિજ્ઞાસુ પોતે વાસનામુક્ત હોય તો એને ઠગાવાનો કે એની સેવાનો દુરૂપયોગ થવાનો સંભવ જ નથી, ભય છે બન્ને બાજુ વાસનાના વિકારનો સેવા કરનાર અને સેવા લેનાર બન્ને વિકારી જ હોય ત્યાં વગોવાય છે એને સેવા કહેવી કે કમ એ જ પ્રશ્ન છે. દોષિત હોય તો બન્ને છે, એક નથી. અખંડ સેવામાં તન-મન-ધન ત્રણેનો સંપૂર્ણ પણે આચાર્ય આજ્ઞા પ્રમાણે ઉપયોગ કરવાનો છે, એમ જે શાસ્ત્ર કહે છે એમાં જરા પણ શંકાને સ્થાન નથી

× × ×

સેવામાં અસંખ્ય લાભ છે, મમત્વનો ત્યાગ થાય છે, આત્મસમર્પણ દ્વારા બધામાં ઈશ્વર બુદ્ધિ ઊપજે છે અને માનાપમાન વગેરે દ્વન્દ્વો સહીસહીને તિતિક્ષા જન્મે છે. સૌથી મુખ્ય લાભ છે આચાર્યનો સહવાસ સેવા વિના સહવાસ મળતો નથી સત્સંગ થઈ શકતો નથી સત્સંગ વિના સતનો અનુભવ અસંભવિત છે, અને અનુભવ વિનાનું જ્ઞાન કેવળ વાણીનો વિલાસ માત્ર જ બની રહે છે.

× × ×

સેવામાં સ્થૂલ આપીને સૂક્ષ્મ લેવાનું છે, આચાર્યની પ્રસન્નતા એ જ એમનો આત્મપ્રસાદ, એમનો આત્મપ્રસાદ એ જ બ્રહ્માનંદ, અને એ બ્રહ્માનંદની ઝાંખી એ જ આપણા અંતરમાં પડતી એમની દૈવી જ્ઞાનપ્રતિભા, પળે પળે આચાર્યના બોલ ઝીલવા, ક્ષણે ક્ષણે

એમના જ્ઞાનનું રટણ કરવું, અને ઘડીએ ઘડીએ એમની ઉપદેશ-ગંગામાં સ્નાન કરવું, એ શિષ્યની અખંડ સાધના છે.

\+ + +

આટલી ચર્ચા તો કેવળ સ્થૂલ અને વ્યવહારદૃષ્ટિથી થઈ: आचार्यवान् पुरुषो वेद: । तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत्— આવાં તો અનેક વાક્યો ઉપનિષદોમા, પુરાણોમાં અને બધા ધર્મગ્રંથોમાં છે, અને ગુરુ-ઉપાસના તો લગભગ પ્રત્યેક સંપ્રદાય, મત, કે પંથમાં—અરે હિંદુ-ધર્મમાં જ નહિ, પણ જગતના ઇતર ધર્મોમાં પણ એટલું જ મહત્ત્વનું સ્થાન ભોગવે છે. પરમતત્ત્વના દર્શનના માર્ગમા દ્વૈત અને અદ્વૈત દૃષ્ટિના ભેદ છે, પરંતુ આચાર્યોપાસનામાં મતભેદ નથી.

× × ×

વેપારી પોતાનો વેપાર વધારવામાં સર્વશ્રેષ્ઠ વેપારીનાં ગુણગાન કરીને પ્રેરણા મેળવે છે; કારીગર કલાવિદ્ કારીગરનું અનુકરણ કરે છે; વિદ્યાર્થી શિક્ષકની પ્રશંસાના પુષ્પ પાથરે છે: લડવૈયો ક્ષાત્રબલની સાક્ષાત્ મૂર્તિ જેવા કોઈ વીર યોદ્ધાની યશકલગી ભણી દૃષ્ટિ રાખીને વીરતા કેળવે છે, અને આમ જ માનવસૃષ્ટિ ઉચ્ચ ભૂમિકા પર આરૂઢ થવા માટે વ્યવહારમાં પણ જાણ્યે અજાણ્યે ગુરૂભક્તિનું જ સાધન સેવે છે.

× × ×

ઘણીએ મહત્ત્વની વાતો એ સિદ્ધાન્તમા છે, અને શાસ્ત્રોએ સર્વત્ર ભારોભાર ગુરૂમહિમા ગાયો છે; વસ્તુનો દુરૂપયોગ થાય તેથી સિદ્ધાન્ત ખોટો ઠરતો નથી, અને એમ તો વિદ્યાની કઇ શાખામાં દુરૂપયોગ નથી થતો? પ્રથમ દીક્ષા અને પછી શિક્ષા એ સનાતન સિદ્ધાન્ત અને પ્રણાલિકા છે. વેદના સમયમાં વેદાધ્યયન માટે યજ્ઞોપવીતની દીક્ષા અપાતી, એ છે આપણી પ્રાચીન આચાર્યોપાસના. અવતારોએ વિનમ્ર ભાવે અનુ-ભવી ઋષિઓના ચરણો સેવ્યા છે, એ છે આપણી જ્ઞાનપ્રાપ્તિની

સર્વોત્કૃષ્ટ પ્રણાલિકા

અને ત્યાર પછી તો ઇતિહાસ બોલે છે કે પ્રાચીનમાં પ્રાચીન આચાર્ય શંકરાચાર્યથી માંડીને રામાનુજાચાર્ય, મધ્વાચાર્ય, નિમ્બાર્કાચાર્ય, વલ્લભાચાર્ય, અને ભક્તરત્નોમાં શ્રી ગૌરાંગદેવ નરસિંહ મહેતા તુલસીદાસજી, મીરાંબાઈ, એકનાથ, જ્ઞાનદેવ, તુકારામ, રામદાસ એ બધાના જીવનમંથન તપાસી જુઓ એટલે જણાશે કે ગુરુભક્તિ અને ગુરુકૃપાએ જ એમના જીવન ઘડાયા છે

× + +

એ જ અત્યારે અમારા અંતરનો ભાવ છે કેના રામની ગુરુભક્તિ અપ્રતિમ છે અક્ષર પણ પાટી પર નહોતો પાડ્યો એવા ભગારનો ધંધો કરનાર, ધન્નારામ ભગત બાલ્યાવસ્થાથી જ એમના ગુરુદેવ થયેલા ગૃહસ્થાશ્રમના પાલન સુધી એમણે ભગતજીમાં બ્રહ્મદૃષ્ટિ કેળવી અને દ્વારકાપીઠના તત્કાલીન શંકરાચાર્યની આજ્ઞાનુસાર સંન્યસ્ત ગ્રહણ કર્યું, ત્યાર પછી પણ એમનો સદ્ભાવ ઓસર્યો નહોતો.

+ + +

પણ હવે આપણે સિદ્ધાન્ત ચર્ચા આટોપીએ ! એમની જીવનલીલાના ૬૮ મા વર્ષનું મંગલ પ્રભાત ઊઘડે છે એ એમની જન્મજયંતી છે અવિરત કાલને પણ ગોળીને પી જનારને તો કશા દેશકાલના બંધન નહોતા પરંતુ કાલને જીતીને પાર પહોંચવાનો પ્રયત્ન કરનારા આપણા જેવા જિજ્ઞાસુઓને તો એમના જીવનકાલના ધન્ય પ્રસંગો કાલાતીત થવાના માર્ગના સીમાસ્તંભ છે, એ દૃષ્ટિથી એમની જન્મજયન્તીનું આપણે સ્મરણ કરીએ આજની ઊગતી ઉષાના તેજ આપણાં અંતરમાં રામના જ્ઞાનકિરણ પ્રગટાવે તે માટે એ મહર્ષિને પ્રાર્થીએ કે-ગુરુદેવ! અમારા જીવનમાં આપનું જ્ઞાન ઉતારજો! અમારી બુદ્ધિમાં પ્રજ્ઞા પૂરજો અમારા ચિત્તમાં આપનું અખંડ સ્મરણ રખાવજો અમારા પ્રાણમાં સદૈવ પ્રોત્સાહન ભરજો, અને આપના પ્રજ્ઞા

પ્રતિભા, અને પ્રકાશ ઝીલવાના અમને અધિકારી બનાવી, જીવનમાં એ અલૌકિક પળ અવશ્ય લાવજે કે કે અમે ય જીવી જાણ્યું, જાણવાનું જાણ્યું,' અને ઓળખવાનું ઓળખ્યું' એવું જ્ઞાનભાન થાય. ઓળખાણ તો આપે અમને કરાવી છે અમારા સ્વરૂપની ! આપના શબ્દસુધાનાં છાંટણાં તો આપે અંતરના દાહપર છાંટીને ખૂઝવ્યો છે આ સંસારસંતાપનો દાવાનલ ! વિલંબ છે અમારા પ્રબલ પુરુષાર્થનો માન; પૂરો એમાં પ્રોત્સાહ અને પ્રાબલ્ય, ગુરૂદેવ !

\+ \+ \+

પરમાત્મા આપણને સૌને એમના જેવી આત્મદષ્ટિ કેળવવાના અધિકારી બનાવે !

ૐ ૐ ૐ

ૐ ૐ

ૐ

यावदायुस्त्वया वन्द्यो वेदान्तोगुरुरीश्वरः ।
मनसा कर्मणा वाचा श्रुतेरेवैष निश्चय ॥

અર્થઃ—જ્યાં સુધી જીવે ત્યાં સુધી ત્હારે મન, કર્મ અને વચનથી વેદાન્ત, ગુરુ અને ઈશ્વરનું અભિવાદન કરવું એવો શ્રુતિનો નિશ્ચય છે.

ભગવાન્ શ્રી શંકરાચાર્ય.

卐

# अध्यात्मदीपावली

લેખક -સ્વા. શ્રી આત્માનંદ સરસ્વતી



શિખરિણી

पराग्रथेभ्य किं क्वचिदपि सुखस्याधिगमनम्
निमज्ज्य स्वान्तं ते सुखनिधिमवाप्नुह्यनवधिम् ।
तिरस्कृत्यैता या निकृतमति ते स्वार्चिरतुला
प्रतीकस्योपास्ति प्रकटतनुदीपावलिरियम ॥ १ ॥

અર્થ —બહારના અનાત્મ પદાર્થોમાંથી કોઈને કદી સુખ મળ્યું છે ખરું ? તારા અંતઃકરણમાં ઊંડે ઊતરીને સુખના અસીમ સાગરનો અનુભવ કર પોતાના જ અતીવ અનુપમ આત્મપ્રકાશનો અનાદર કરીને બાહ્ય દૃષ્ટિગોચર થતો દીવાળીનો આ ઉત્સવ તો કેવળ આત્મજ્યોતિના બાહ્ય પ્રતીક ( ચિહ્ન )ની ઉપાસના કરવા જેવો છે ( ૧ )

क्वचिच्चक्षू रूप श्रवणमभिलषति स्पर्शमथवा
रस जिह्वा क्वापि क्वचिदपि च घ्राण तु सुरभिम् ।
दशा स्थाणोर्यद्वद् जलनिधितरंगेषु वहत
तथाऽक्षाधीनाना किमिह प्रिय दीपावलिरियम् ॥ २ ॥

અર્થ —કોઈ વાર આંખો વડે સૌંદર્ય નિહાળવાની તો કોઈ વાર ત્વચાથી કોમળ સ્પર્શ માણવાની તને અભિલાષા થાય છે, કોઈ વાર જીભથી રસાસ્વાદ ચાખવાની તો કોઈ વાર નાસિકાથી મનોહર સુગંધ સૂંઘવાની મઝા તું લૂંટે છે । ઇંદ્રિયાધીન મનુષ્યોની દશા તો સમુદ્રનાં તરંગો ઉપર અફળાતા લાકડાના જેવી છે એવાઓને આ દીપમાળાથી શો લાભ ? ( ૨ )

अहोपानन्दानां विविध विषयासक्तमनस
न यातो योगो वै तनुमपि चिदानन्दसमताम् ।

अनर्थव्याप्त्यै यदिविचरणे तेऽनवरतम्
भवेत्प्रीतिस्तावत् किमिह न मनागात्मरमणे ॥ ३ ॥

અર્થ:-વિવિધ વિષયોમાં આસક્ત અંતઃકરણના સમસ્ત વિષયાનન્દની આત્માના ચૈતન્ય સુખ સાથે જરાયે સરખામણી થઈ શકે એમ નથી. નિરર્થક પ્રવૃત્તિઓમાં તને સતત્ રમ્યા કરવાનું મન થાય છે તો પછી આત્મસ્વરૂપમાં શા માટે થોડો પણ આનંદ નથી મ્હાણતો ? (૩)

अनेकानालोकाञ्चयनरमणीयानभिमतान्
निरीक्ष्यैतानल्पान्मनसि यदि मोदं च मनुते ।
प्रभापुञ्जंतावद् विमल निजबोधात्मकमिमम्
विहायासौ मन्दो रचयति कथं दीपसरणिम् ॥ ४ ॥

અર્થ:-પોતાની ઈચ્છાનુસાર ગોઠવેલા, આંખને આંજી નાંખી આનંદ આપે એવા આ ન્હાના ન્હાના દીપપ્રકાશને જોઇને ત્હારૂં મન હર્ષથી ઊછળે છે; તો પછી પવિત્ર નિજબોધસ્વરૂપ આત્મજ્યોતિના પ્રભાપુંજને છોડીને આ મંદમતિ મનુષ્ય શા માટે દીપમાળાની હાર ગોઠવતો હશે ? (૪)

गता नैका दीपावल्य इह वर्षास्त्वभिनवाः
कृता नैकस्वादास्तदपि न गता तेऽत्रभिरुचिः ।
न जाने किं रूपा जगति जनतायाश्च जडता
गृहं दीपैर्दीप्तं बत हृदयमज्ञानखचितम् ॥ ५ ॥

અર્થ:-અનેક દીવાળીઓ અને અસંખ્ય નવા વર્ષના મંગલ દિન ઊગ્યા-આથમ્યા; ભિન્નભિન્ન પ્રકારનાં મિષ્ટાન્નોના સ્વાદ મ્હાણ્યા, છતાં એમાંથી અભિરૂચિ હજુ નથી ગઇ. પૃથ્વી પર માનવજાતની આ જડતા ( અવિદ્યા ) કોણ જાણે કેવી વિચિત્ર છે કે, દીપમાલા ગોઠવીને માટીના ઘરને ઝગઝગાટ કરી મૂકે છે; પણ અંતઃકરણરૂપી ચૈતન્યમંદિર તો અજ્ઞાનના અંધકારથી જ ભરેલું પડયું છે. (૫)

न यात्यस्तं नाप्यभ्युदयमथवा नो निरसनम्
दशावैषम्ये वा प्रकृतिविकृतौ नो विकुरुते ।
अखण्डात्मज्योतिर्निखिलभुवनं यज्ज्वलयति
स्थिरीकर्तव्यं ते तदवगमने तात नयनम् ॥ ६ ॥

અર્થઃ—આ અખંડ આત્મજ્યોતિનો નથી થતો અસ્ત, નથી થતો એનો ઉદય કે નથી એને કદી દૂર કરી શકાતું. પ્રકૃતિના વિકારમાં કે વિષમ અવસ્થામાં એ બદલાતું નથી. અખિલ ભૂમંડલને જે અજવાળે છે તેના અનુભવમાં હે ભાઈ, તું તારી દૃષ્ટિને સ્થિર કર. ( ૬ )

स्वतोभानुर्यद्वद् विलसति चिति स्वात्मप्रभया
स्वबुद्ध्यांसाऽऽरूढा तदपि विदिता नास्त्यविदुषा ।
विभाति यद्भासा चरम चरमाब्रह्मभुवनात्
असौ दीप्तिर्दिव्या स्वगतमतिमान्द्यं निरसतु ॥ ७ ॥

અર્થઃ—સ્વયંપ્રકાશ સૂર્યની પેઠે એ આત્મચૈતન્ય પોતાની જ પ્રભાવડે અંતઃકરણમાં પ્રકાશિત છે; પોતાની બુદ્ધિમાં આરૂઢ હોવા છતાં પણ ( બુદ્ધિમા એનું જ જ્ઞાનચૈતન્ય હોવા છતાં પણ ) અજ્ઞાનીને એનું કશું ભાન થતું નથી. બ્રહ્મલોક સુધીનું ચરાચર વિશ્વ જેના પ્રકાશવડે પ્રકાશિત થાય છે એવી એ દિવ્ય જ્યોતિ સૌની આત્મ-વિષયક બુદ્ધિની મન્દતાનો નાશ કરો । (૭)

અર્ધમાલિની

अधिकमपि गुणानामर्जनं चात्मध्यानम्
इदमभिनववर्षे ते धनाधिक्यमस्तु ॥

અર્થઃ—આ નવા વર્ષમાં સૌને સદ્‌ગુણોની વૃદ્ધિ, આત્મધ્યાનમાં અભિરુચિ અને ધનની વિપુલતા થાઓ ।

 



# ભક્તિમીમાંસા

## આવરણભંગ

( ગતાંકથી ચાલુ )

લેખકઃ-સ્વા. શ્રી. માધવતીર્થજી



ભક્તિ અને પ્રેમનો અર્થ એક જ થાય છે, પણ 'પ્રેમ' શબ્દ ઘણીવાર સંસારના પ્રેમ માટે વપરાતો હોવાથી શાસ્ત્રમાં ભગવાનના પ્રેમને ભક્તિ કહે છે. પ્રેમનું ખરું સ્વરૂપ એવું છે કે તે ઉભય પક્ષ-વાળો છે, એટલે કે આપણે જેના ઉપર ખરો પ્રેમ કરીએ તેને આપણા ઉપર ખરો પ્રેમ થવો જ જોઇએ, એટલું જ નહિ પણ તે પ્રેમ પર-સ્પર કાયમ રહે છે. સંસારનો પ્રેમ ઉભય પક્ષવાળો રહેતો નથી અને કાયમ રહેતો નથી; પ્રેમનું પાત્ર જ કાયમ રહેતું નથી, ત્યાં એક-ને બીજા ઉપર સ્નેહ થાય તો યે બીજાને સ્નેહ થતો નથી તેથી સંસારી પ્રેમને મોહ કહે છે.

ઉપર પ્રમાણે ખોટા પ્રેમનો અને સાચા પ્રેમનો અર્થ બરાબર

## યાચના

લેખકઃ-શ્રી. બિપિન વૈદ્ય

વરસાવો અમીધાર, દયાનિધિ ! વરસાવો અમીધાર
તાપતણી ગરમી સહેવામાં એક હતી દિલ આશ,
કાલ થશે સઘળું હરિયાળું મે પડતાં ચોપાસ
હૃદયમાં શેં ધરવો ઉચાટ-દયાનિધિ.
તાપ નથી તો યે ગરમી છે, અંતરમાં વિખવાદ,
અમીવર્ષણની વાટડી જોતાં, કરિયે તુજને સાદ;
હવે તું સાંભળજે ફરિયાદ-દયાનિધિ.
તાપ ગયો તન શિથિલ થયું રે ! ઘટી ન દિલની આગ,
તાપ વિનાની આગ મુંઝાવે, જાગ, પ્રભુ ! તું જાગઃ
અમારા છોડવવાને રાગ-દયાનિધિ.
જગાડવા પ્રભુ ! તુજને મેં તો કરિયાં અર્ચન આજ,
યજ્ઞ-યાગ આદરિયા કંઇ કંઈ, રીઝવવા અહો ! રાજ;
સજ્યા મેં ભક્ત તણા છે સાજ-દયાનિધિ.

ભક્તિ કરૂં તુજ તો ય ન કાં તું સાંભળ અરજી નાથ !
હે પ્રભુ ! ભાનભૂલ્યાને કાજે તું વિણુ કોણુ જ સાથ ?
કૃપાનિધિ ! સહાજે મારો હાથ–દયાનિધિ.
જીવન–તાપ સહેતાં સહેતાં શુષ્ક બની મુજ કાય,
ઓસરતી માનવતા દિલથી સૂચવો કોઇ ઉપાય;
અમારી દૃષ્ટિ તું પર જાય–દયાનિધિ.
અન્ય બહુ અમીવર્ષણ પામી સ્નેહસુધામાં ન્હાય,
એક જ શું અમીબિન્દુ ન પામ્યો સળગી રહ્યો છું હાય !
હવે પ્રભુ ! ઓલવી દે આ લ્હાય–દયાનિધિ.
તારે શી પ્રભુ ખોટ અમીની સાગર તો છલકાય,
જલધારા માગું ન અદકેરી ઝરણું તો બસ થાય;
સરવડાં થોડાં બસ થઈ જાય–દયાનિધિ.
ભક્તિ મહીં છે મોડું થયું બહુ, હશે દીધી ભૂલથાપ,
સત્યતણો પથ ના ચૂકવાનું; કહી ય કર્યાં છે પાપ
છતાં યે માફી પ્રભુ ! તું આપ–દયાનિધિ.

卐

## પરમહંસ સ્વા. શ્રી. રામતીર્થજી
## ની
# નીતિકથાઓ

( ગતાંકથી ચાલુ )

લેખકઃ-પ્રો. નર્મદાશંકર હરિશંકર વ્યાસ બી. એ.



### બે પત્નીઓનો ધણી

[ ૧૨ ]

હિંદુઓ ઘણું ખરું એક પત્નીવ્રત પાળે છે જ્યારે મુસલ-માન બહુ પત્નીવ્રતના સિદ્ધાન્તને અનુસરે છે. એક મિયાં સાહેબને બે બીબીઓ હતી. એક બીબી ઘરના નીચલા ભાગમાં રહેતી અને બીજી ઉપલા ભાગમાં. એક રાત્રે ઘરમાં ચોર ભરાઇ બેઠો. ઘરની માલમત્તા સાફ કરી લઇ જવાની દાનત હતી પણ ઘરનાં માણસો આખી રાત જાગૃત ..થી ચોર પોતાનું કામ પાર પાડી શકયો નહિ. દિવસ

ઊગતાં ચોર પકડાઇ ગયો. અને તેને ન્યાયાધીશ સમક્ષ ખડો કરવામાં આવ્યો. ચોરી તો કંઇ થઇ નહોતી, તેણે માત્ર ગૃહ-પ્રવેશનો ગુનો કરેલો. ચોરીની દાનતથી ગૃહપ્રવેશ કરેલો હોવાથી ન્યાયાધીશ તેને શિક્ષા ફરમાવવા જતા હતા, તેવામાં ચોર બોલ્યો, " સાહેબ, આપ મને ગમે તેવી આકરી શિક્ષા કરી શકો છો, આપ ધારો તો મને એકાંત અંધારી ઓર-ડીમાં પૂરો, કૂતરાઓ પાસે મને ફડાવી નાખો, મને જીવતો બાળી નાખો, પણ કૃપા કરી એક શિક્ષા મને ન ફરમાવતા. "

ન્યાયાધીશે આશ્ચર્ય પામી પૂછયું, " તે વળી શું છે ?"

ચોરે જવાબ આપ્યો " કૃપા કરી બે બૈરીના ધણી થવાની શિક્ષા મને કદી ન ફરમાવશો." પછી ચોરે વિસ્તારથી આગલી રાતનો અનુભવ વર્ણવી બતાવ્યો, અને પોતે કેમ પકડાઇ ગયો અને કેમ કંઇ ચોરી ન કરી શકયો તે પણ કહી બતાવ્યુ. રાતભર ઘરધણીની ઉપર અને નીચે ખેંચાતાણ થયા કરેલી અને દાદર ઉપર અર્ધા ઊભા અને અર્ધા લટકતા રહેલા ઘરના માલિકને આખી રાત ટાઢમાં થરથર ધ્રૂજતાં પસાર કરવી પડેલી. તેથી આવી સચેત જાગૃતિમાં મને મારું ચોરીનું કામ કરવાનો અવકાશ કેવી રીતે મળે ?! બલ્કે એ જીવલેણ જાગૃતિનો હું ભોગ થઇ પડયો અને આપની પાસે હાજર થવું પડયું.

આ પ્રમાણે ઇચ્છાઓના વિરોધમાંથી ભયંકર ઉદ્વેગ ઊભો થાય છે અને વસ્તુતઃ ઇચ્છાઓ હંમેશાં એક બીજી સાથે અસંગત જ હોય છે.

જે તમાગમાં હેતુની એકતા અને તન્મના, તથા ધ્યેયની

એકનિષ્ઠા હોય તો તમને દુઃખ કે ઉદ્વેગ સ્વપ્ને પણ નહિ આપડે, પણ જ્યાં વિરોધ છે, અસંગતતા છે ત્યાં દુઃખનો દાવાનળ ફાટી જ નીકળવાનો

**બોધઃ**-વિરોધાભાસક વાસનાઓથી દુઃખ અને ઉદ્વેગ ઉપસ્થિત થાય છે, સુખ અને શાંતિ માટે ચિત્તની એકાગ્રતા અને ધ્યેયની એકનિષ્ઠા ખાસ આવશ્યક છે

[ ૧૩ ]

**શ્રદ્ધા**

## માનવી અને ભગવાન

એક પ્રસંગે કોઇ વેદાંતીના ઘરમા, અપરિચિત માણસ આવી ચડયો ઘરમાલિકની ગેરહાજરીમા અજાણ્યો માણસ માલિકના મુખ્ય સ્થાન ઉપર ચડી બેઠો ત્યારે ઘરમાલિકને આવતા જોયો ત્યારે અપરિચિત માણસે તેને પ્રશ્ન કર્યો, "ઓ વેદાતીજી, ભગવાન શુ છે અને માણસ શું છે એ મને સમજાવો "

વેદાતીએ સીધે સીધો જવાબ ન આપ્યો, પણ તેના નોકરોને બૂમ મારીને બોલાવ્યા અને બહુ કડક શબ્દોમા, અજાણ્યા માણસને ઘર પ્રવેશ કરવા દેવા માટે, તથા તેને એકદમ ઘરની બહાર હાંકી કાઢવા માટે, જોરથી ધમકાવવાનુ શરૂ કર્યું

આવી અણધારેલી પરિસ્થિતિ ઉપસ્થિત થયેલી જોઇ, આવેલો માણસ એકદમ ગભરાઈ ગયો અને ધ્રૂજવા લાગ્યો, તે ગાદી ઉપરથી એકદમ નીચે ઊતરી ગયો

વેદાંતીએ, મુખ્ય સ્થાન ઉપર નીરાંતે ગોઠવાઇ, શાન્તિથી અને ગંભીરતાથી નવીન માણસને સંબોધી પ્રવચન શરૂ કર્યું.

પોતાની તરફ નિર્દેશ કરીને બોલ્યા કે, "આ પરમાત્મા છે," અને અજ્ઞાન માનવી તરફ અંગુલિ નિર્દેશ કરી કહ્યું કે "તે માનવી છે. જો તમે ગભરાઇ ન ગયા હોત, બેબાકળા થઈ તમારું સ્થાન છોડ્યું ન હોત, તમારું શારીરિક તેમજ માનસિક સમતોલપણું ન ગુમાવ્યું હોત, તો તમે પણ પરમાત્માના સ્વરૂપે ઓળખાત. પણ તમારા ગભરાટની ઘટના તમારા ઈશ્વરત્વને ઢાંકી દે છે અને માત્ર એક કંગાલ માનવી તરીકે જ ઓળખાવે છે."

તમે પોતે જ ઈશ્વરનો અંશ છો. તમારી અંદર રહેલ દૈવીતત્ત્વમાં અચળ શ્રદ્ધા રાખતાં શીખો અને નિર્ભય બનો. જ્યાંસુધી તમે બાહ્ય આલંબનને વળગી રહેશો, ત્યાં સુધી નિષ્ફળતા જ અનિવાર્ય પરિણામ રૂપે ભેટવાની. તમારી અંદર રહેલા ઐશ્વર્યને ઓળખો, તેમાં શ્રદ્ધા કેળવો. અને પછી કોઇ પણ જાતનું કર્તવ્ય હાથ ઉપર લ્યો. વિજય તમારી સાથે મોજૂદ હશે.

બોધઃ– જ્યારે તમને તમારી અંદર રહેલા ઈશ્વરીય તત્ત્વમાં જીવન્ત શ્રદ્ધા હશે, ત્યારે તમેજ પરમાત્માનું સ્વરૂપ છો. બાહ્ય આલંબન ગમે તેટલું મજબૂત હોય, તો પણ માનવીને કેવળ પંગુ બનાવી દે છે.

[ ૧૪ ]

## સાચી શ્રદ્ધા

નાયાગ્રાના પ્રચંડ ધોધમાં બે માણસો તણાતા હતા. એકના હાથમા મોટો લાકડાનો કડકો આવી ગયો અને બચવાની આશાએ તેને જોરથી પકડી લીધો. બીજા માણસના હાથમાં, તેમના બચાવ અર્થે કાંઠે ઊભેલા માણસોએ નાંખેલું દોરડું આવ્યું. તેણે એ દોરડાને શાંતિથી પકડી લીધું. પરિણામ એ આવ્યું કે મોટા લાકડાને બાઝેલા માણસે પ્રચંડ વહેણમાં લાકડા સાથે રાક્ષસી ધોધની અસીમ ધારાઓમાં, ઘૂઘવતાં વિકરાળ બુદ્બુદો મહીં પરમ વિરામ લીધો, તે ડૂબી ગયો; જ્યારે નાના સરખા, નિર્બળ દેખાતા દોરડાને ઝાલનાર માણસ બચી ગયો.

એજ પ્રમાને બાહ્ય કીર્તિ, મોટાં નામ-ઇલકાબ, સમૃદ્ધિ, જમીન, માલ-મિલ્કત, સંપત્તિ વગેરે ભૌતિક બાબતોમાં રાચતો માનવી, લાકડાના કડકાની ઓથે ગયેલા જેવો છે. તે તેને બચાવી નહિ શકે, મુક્તિનો ખરો માર્ગ નહિ બતાવી શકે. મુક્તિનો માર્ગ તો નરમ અને નમ્ર દેખાતા દોરડા જેવો છે. તે ભૌતિક નથી, તે જોઇ શકાતો નથી, તેમાં પ્રાપ્તિનો, ઉપયોગનો સ્થૂળ આનંદ માલૂમ પડતો નથી. એ તો સૂક્ષ્મ ' ાં અટળ સત્ય છે, સંસારસાગરના માયારૂપી હજારો ા પ્રચંડ ધોધપ્રવાહોમાંથી બચાવનાર દૈવી દોરી છે.

જગતની તમામ ભૌતિક પ્રતિભાઓ અને પ્રાપ્તિઓ તમને તમારા નાશને માર્ગેજ દોરી જવાની, અને તમને અંધકા-

રના, નિરાશાના, દુઃખ અને અજ્ઞાનના ઊંડા ગર્ત્તમાં ફેંકી દેવાની.

ચેતો ! ચેતો ! ! જાગૃત થાઓ, અને સત્યનું સાચું આલંબન ગ્રહણ કરો ! બહારની વસ્તુઓ ઉપર આધાર રાખવા કરતાં સત્યમાં પરમ શ્રદ્ધા રાખતાં શીખો. કુદરતનો કાનૂન એવો છે કે જ્યારે માનવી કેવળ બાહ્ય આલંબન ઉપર જ પોતાના જીવનની ઇમારત ચણે છે, ત્યારે તે ગંજીપાના પાનાનાં મહેલની માફક કઈ પળે એકાએક તૂટી પડે છે, તે કલ્પી શકાતું નથી. પણ જો આંતરિક દૈવી તત્ત્વમાં શ્રદ્ધા કેળવી જીવન ઘડયું હોય, તો જીવનવિજેતા બની માનવ પોતાનું જીવન સફલ કરી શકે છે.

બોધઃ–પરમાત્મામાં પરમ શ્રદ્ધા એજ મનુષ્યનો ખરો ધર્મ છે. બાહ્ય આલંબન–ભૌતિક આલંબન માનવીને અધર્મ અને વિનાશને માર્ગે લઇ જાય છે.

[ ૧૫ ]

## બાળક અને પ્રેત

કોઈ અજ્ઞાન, અસંસ્કારી માએ, બાળકની અંદર ભીતિ બેસાડવા, બાજુના ઘરમાં ભૂત છે—પ્રેત છે એવી માન્યતા તેના મનમાં ઠસાવી દીધી. બાળક તો ખૂબ ગભરાઇ ગયું અને ઘરમાં પગ સુદ્ધાં મૂકતાં ડરવા લાગ્યું. એક સાંજના બાળકના પિતાએ, કચેરીમાંથી આવ્યા બાદ, બાજુના ઘરમાંથી કંઇ ચીજ લાવવાનું બાળકને ફરમાવ્યું. બાળક તો ખૂબ ગભરાયેલું અને બાજુના ઘરમાં જવાની કલ્પનાથી પણ

ત્રાસતું એકદમ તેના બાપ પાસે દોડી ગયું અને કહેવા લાગ્યું "પપ્પા, હું એ ઘરમાં નહિ જાઉં, ત્યાં તો મોટો, જબ્બર બાઘડો રહે છે. મને ત્યાં જતાં બીક લાગે છે." બાપને બાળકની આ બીકણ વૃત્તિ ગમી નહિ અને કહેવા લાગ્યો; "ના, ના, બેટા ત્યાં કંઈ ભૂતપ્રેત નથી, તને કોઇ ખાઈ જાય એમ નથી, માટે જા અને મેં કહ્યું તે લઈ આવ;" પણ બાળક તો એક ડગલું પણ આગળ કેમ વધે?

બાપ ઘણો ડાહ્યો માણસ હતો અને તેથી બાળકના મનની અંદરથી આ કાલ્પનિક ભીતિ દૂર કરવા તેણે એક યુક્તિ શોધી કાઢી. તેણે નોકરને બોલાવ્યો અને તેના કાનમાં કંઇક ન સંભળાય તેમ કહ્યું. પાછલે બારણેથી નોકર બાજુના ભૂતિયા ઘરમાં આવ્યો અને તેની અંદર એક ખૂણામાં તકિયો મૂકી, ઉપર કાળું કપડું ઢાંકી, બિહામણી આકૃતિ બનાવી તે ચાલ્યો ગયો. બાળકને, તેનો પિતા તે તરફ પોતાની સાથે લઇ ગયો અને એ ભયાનક દૃશ્ય બતાવ્યું. બાળક એકદમ ભયથી બોલવા લાગ્યુ, "પપ્પા, મેં નહિ કહેલું કે ખરેખર આ ઘરમાં ભૂત રહે છે?"

બાપે કહ્યું, "બેટા, તારી વાત સાચી છે, પણ બહાદુર બની જા અને હિંમતથી આ લાકડી તારા હાથમાં પકડી લે, આપણે એ ભૂતને હતું ન હતું કરી નાખશું."

બાળકોની અંદર વાસ્તવિક રીતે બીકણવૃત્તિ સહજ કે સ્વાભાવિક નથી. પણ સાહસિક અને ધીંગામસ્તીની વૃત્તિ કુદરતી જ હોય છે. બાપાનું પ્રોત્સાહન અને સુંદર નેતરની સોટી

મળતાં તે તો બહાદુર ભૂતનો વિનાશક બની ગયો ! એક પછી એક, આડીને અવળી, તે તો ભૂતને સોટીઓનો સ્વાદ ચખાડવા લાગ્યો. પડખેના ઓરડામાંથી નોકર રડવાનો અને દુઃખનો અવાજ કાઢતો હતો. આ તરફ બાપ, બાળકને વધારે ને વધારે પ્રોત્સાહન આપે જતો હતો. “શાબાસ ! બેટા, શાબાસ ! ! તું ઘણો બહાદુર છે, ભૂતનું બરાબર સત્યાનાશ કાઢવા ઊભો થયો હોય એમ લાગે છે.” બાળક આમ સાંભળતાં વધારે ઉશ્કેરાતો ગયો અને બનાવટી ભૂતની પાછળ પડી, તેની ઉપર પોતાની પ્રચંડ પ્રહારલીલામાં રાચવા લાગ્યો. છેવટે બાપે તકિયા ઉપરનું કપડું ખેંચી લીધું અને બોલ્યો. “અરે બહાદુર બેટા, તેં તો ભૂતને મારી મારી તકિયામાં પલટાવી નાંખ્યું ! શાબાશ, ભૂતનો સંપૂર્ણ નાશ થઇ ગયો છે.”

બાળકને ખાત્રી થઇ કે ભૂત નાશી ગયું હતું. ભૂતના વિનાશથી તેણે આરામ અને સંતોષનો દમ ખેંચ્યો. તેનાં ખોટાં કાલ્પનિક ભય અને વહેમ દૂર થઇ ગયાં અને બાળક બહાદુર બની નાચવા અને કૂદવા લાગ્યું. આનંદથી ગાતાં ગાતાં એ ઘરમાં જઇ તેના બાપને જે ચીજ જોઇતી હતી તે લઇ આવ્યું.

આ ઘટનાની અંદર સમજવાનુ એ છે, કે ભૂતનું વિસર્જન તકિયા ઉપર સોટિઓ લગાવવાથી નથી થયું, પણ બાલમાનસની અંદર, ભૂતની નાસ્તિને અંગે શ્રદ્ધાનો વિકાસ ભૂતની ભીતિને દૂર કરે છે તે છે. બાળકને ખાત્રીપૂર્વક બતાવવામાં આવ્યું કે ઘરની અંદર ભૂત છે જ નહિં, ભૂત હતું પણ નહિ, એ તો

માત્ર ભૂતનો આભાસ કેવળ કાલ્પનિક ભીતિ હતી.

એ જ પ્રમાણે માનવજીવનમાંથી એવી ઘણીએ કાલ્પનિક ભીતિઓ જો દૂર કરી દેવામાં આવે તો દુઃખ કલેષ, ગ્લાનિ, આપોઆપ નાશ પામે.

**બોધ**—કાલ્પનિક ભીતિનું નિવારણ, બીજી વિરોધી કલ્પના દ્વારા ખરા સત્ય તરફ લઈ જવું તે છે.

[ ૧૬ ]

## શ્રદ્ધા અને મતપંથ

( ચમત્કારી ભાલો )

યાહુદી અને ઈસાઇ ધર્મના ઝઘડાઓ વખતે જ્યારે ઈસાઇઓ પરાજિત થઈ માર ખાતા હતા, ત્યારે ઈસાઈ લશ્કરના એક ધર્માંધ સૈનિકે જાહેર કર્યું કે તેના સ્વપ્નમાં દેવતા આવીને કહી ગયા કે ઇસા મસીહના દેહને અડેલો ભાલો તેના પગ નીચે દાટેલો હતો. એ શોધી કાઢવાથી ઈસાઈઓનો વિજય થશે. ધાર્મિક કીર્તિ અને નામના મેળવવા માટે સૈનિકના ફળદ્રુપ ભેજામાંથી આ વાત ઘડી કાઢવામાં આવેલી. વાત તાજૂબી ભરેલી હતી અને એકદમ વાયુ વેગે આખા સૈન્યમાં પ્રસરી ગઇ. આવી ઘટનાના તથ્યાતથ્યનો વિચાર કર્યા વિના બધાએ ખોદકામ શરૂ કરી દીધું. રાત અને દિવસ ઘણા વિસ્તારમાં અને ઊંડાણમાં ખોદાણ કરવા છતાં કોઇપણ જગ્યાએથી ભાલો મળ્યો નહિ. છેવટે થાકી અને નિરાશ થઇ પ્રયત્ન છોડી દેવાની અણી પર હતા

તેવામાં એ જ સૈનિકે મોટી બૂમ મારી જાહેર કર્યું કે તેને સ્થાનની માહિતી લાગી ગઈ છે. જે જગ્યાએથી ભાલો મળવાનો હતો ત્યાં બધા તેની સાથે ગયા અને તે સ્થાનેથી ભાલો મળ્યો. તે ઘણો જૂનો અને કાટથી ખવાઈ ગયેલો હતો. બધા જોઈ શકે તેમ હાથમાં લઈ, સૈનિક ઉત્સાહથી બોલવા લાગ્યો, "આજ એ ભાલો લાગે છે જે ઇસા મસીહના દેહને સ્પર્શેલો હોવો જોઈએ." એ સાંભળી ઈસાઈઓના આનંદનો પાર ન રહ્યો અને બધા તેની આસપાસ નાચવા ને કૂદવા લાગ્યા. ચમત્કારી ભાલો મળવાથી સૈન્યમાં નવી પ્રેરણા અને નવો ઉત્સાહ આવ્યાં; દુશ્મનો ઉપર નવા જોશથી ફરી એક વખત તૂટી પડયા અને વિજયી નીવડયા.

જ્યારે ઈસાઈઓ ધર્મયુદ્ધમાંથી પાછા યુરોપ ફર્યાં ત્યારે બધાની એવી સચોટ માન્યતા હતી કે ચમત્કારી ભાલાના પ્રભાવે વિજય પ્રાપ્ત થયેલો. થોડો વખત જતાં એ જ સૈનિક બિમાર પડયો અને લગભગ મૃત્યુને ભેટવા તૈયારી કરતો હોય એવું માંદગીએ ગંભીર સ્વરૂપ પકડયું. જીવનની છેલ્લી પળોએ તેણે ધર્મગુરુની સમક્ષ કબૂલ કર્યું કે ભાલાની વાત સાવ બનાવી કાઢેલી હતી. એ ભાલો તો તેના દાદાના વખતનો હતો અને તેને વારસામાં મળેલો. ઈસાઈઓ જ્યારે જેરૂસલેમ ઉપર ચઢાઈ લઈ જતા હતા ત્યારે તેણે એ ભાલો સાથે જ લીધેલો અને લડાઈમાં નિરુપયોગી જણાવાથી તેણે તેને ફેંકી દીધેલો. પણ એ ભાલા દ્વારા નામના અને કીર્તિ મેળવવાની યુક્તિ સૂઝી આવવાથી તેણે પોતે જ ભાલાને અમુક જગ્યાએ દાટી સ્વપ્નમાં દેવતા આવી ભાલાની વાત કહી ગયાની ગપ

ચલાવેલી.

વાસ્તવમાં ભાલાની અંદર કોઇપણ જાતનો ચમત્કાર કે શકિત નહોતાં, પણ લોકોની પરમશ્રદ્ધામાં નવી પ્રેરણા અને નવું જોમ રહેલાં હતાં. ભાલાને લીધે વિજય પ્રાપ્ત નહિ થયેલો, પણ લોકોની આંતરપ્રેરણા અને આંતરચેતના જીવન્ત શ્રદ્ધા દ્વારા ખીલવાથી વિજય મળેલો.

વેદાન્ત પણ એ જ પ્રમાણે જુદા જુદા ધર્મના માનવીઓને પુકારી પુકારીને કહે છે, કે દુનિયાના બધા ધર્મોના સંસ્થાપકો દ્વારા તમારો ઉધ્ધાર નથી થતો, પણ તમારી પોતાના આતરચેતના દ્વારા જ તમારી મુકિતનો માર્ગ મળવાનો છે.

બોધઃ-આંતરચેતના અને જીવન્ત શ્રધ્ધા માનવીને મુકિતને માર્ગે લઈ જાય છે, નહિ કે મતપંથ.

અપૂર્ણ



# *સર્વધર્મસમન્વય અને શ્રીરામકૃષ્ણ

લેખકઃ-જયંતીલાલ મં. ઓઝા
બી. એ. બી. ટી. એલએલ. બી.



" ખરેખરા ધાર્મિક માણસે માનવું જોઇએ કે બીજા ધર્મો પણ એ જ સત્યને પહોંચવાના જુદા જુદા માર્ગો છે. આવા દૃઢ વિશ્વાસ-પૂર્વક બીજા ધર્મો પ્રત્યે આપણે બધાંએ હંમેશાં માનની દૃષ્ટિએ જોવું જોઇએ."

શ્રી રામકૃષ્ણ દેવનું આ કથન સર્વધર્મસમન્વયના બે મુખ્ય મુદ્દા ઉપર ખાસ ધ્યાન ખેંચે છે. ( ૧ ) સર્વ ધર્મની સત્યતામાં દૃઢ વિશ્વાસ, ( ૨ ) અને તે વિશ્વાસમાંથી ઉત્પન્ન થતી સર્વ ધર્મ પ્રત્યે આદર બુદ્ધિ.

તેમના આ શબ્દો વર્તમાન ભારતના અને સાચું કહીએ તો

*પરમહંસદેવ શ્રી રામકૃષ્ણની ૧૦૬ ઠી જન્મજયંતી પ્રસંગે શ્રી રામકૃષ્ણ આશ્રમ, રાજકોટ તરફથી યોજવામાં આવેલા ધર્મસંમેલન વખતે આપેલા વ્યાખ્યાન ઉપરથી.

અર્વાચીન માનવજાતિના સત્યના ઉમદામા ઉમદા ઉચ્ચારણ તરીકે સ । સર્વજ્ઞ પ્રકાશી રહેશે. આપણે બધા જાણીએ છીએ તેમ વૈજ્ઞાનિક જગતની શોધો તો બેધારી તલવાર જેવી છે કલ્યાણનુ સાધન બનવાને બદલે ઘણી વખત તેમનો ઉપયોગ માનવસમાજનુ અહિત સાધવામા થયેલ છે. પરંતુ આધ્યાત્મિક જગતનો આ આવિષ્કાર તો સર્વત્ર કેવળ પ્રેમની જ અમીધારા વર્ષાવે છે

હાલને સમયે જ્યારે યુરોપની વિનાશી સસ્કૃતિનો પ્રલયાગ્નિ ચોમેર ભભૂકી રહ્યો છે, જ્યારે તે ખડમા એક દેશની પ્રજા પોતાની વિરોધી બીજા દેશની પ્રજા પર કાળો કેર વરસાવી રહેલ છે, જ્યારે પ્રભુના સતાનોમાથી દયા, માયા, ક્ષમા જેવા દૈવી ગુણોનો લોપ થતો જોવામા આવે છે, ત્યારે 'સર્વ ધર્મ સત્ય છે' 'એ બધા એક જ ઇશ્વર પાસે દોરી જાય છે'-એ અર્થના શ્રી રામકૃષ્ણ પરમહસના શબ્દો યાદ કરી, સમગ્ર મનુષ્યજાતિ એક વિશાળ કુટુબ છે, એક પિતાનો પરિવાર છે, એમ અતઃકરણપૂર્વક માનવુ, તે પ્રમાણે પોતે વર્તવુ અને અન્ય બધુઓને તેમ કરવા પ્રેરવા એ આપણી પવિત્ર ફરજ છે

વિશ્વના મોટા ભાગ ઉપર અત્યારે તો નિરાશાનો ગાઢ અધકાર છવાઈ ગયો છે, જ્યા ત્યા વિપત્તિના વાદળ ઘેરાઈ ગયા છે વેરઝેર, અશાતિ જુલ્મના ભડકા ભડભડી રહ્યા છે અને શાતિનુ એક પણ ચિન્હ નજરે પડતુ નથી પરતુ, एकोऽहं बहुस्याम्, तत्सृष्ट्वा तद् प्राविशत्, આદિ મહાવાક્યો જાહેર કરે છે તેમ, ઇશ્વરમાથી વિશ્વની ઉત્પત્તિમા દૃઢ વિશ્વાસ રાખીને આપણે કહી શકીએ કે સમય જતા જરૂર ફરી સૌમ્ય પ્રભાતનો ઉદય થશે, સર્વત્ર સત્ય જ્ઞાનરૂપી દિવ્ય સૂર્યના રૂચિર કિરણો ફેલાશે અને બધે આનદમગળ થઈ રહેશે

તે સમયે હિન્દુ કે મુસલમાન, જૈન કે શીખ પારસી કે ખ્રિસ્તી —દરેકે દરેક ભારતવાસી સર્વ ધર્મ સમન્વયના સિદ્ધાન્તનુ સ્મરણ કરી વિશ્વબધુત્વનુ ભવ્ય મદિર ઊભુ કરવામા સહાયરૂપ થઈ વિશ્વની મહાન

સેવા બજાવી શકે એમ છે.

ભારતવર્ષને પોતાને માટે પણ પરમહંસ દેવનો આ સંદેશો કંઈ ઓછી અગત્યનો નથી. આપણા દેશમાં આજે ચારે તરફ અનેક પ્રકારના ઝગડાઓ ચાલી રહ્યા છે. હિન્દુ ધર્મની ઉદાર ભાવનાઓ ભૂલી જઈ, હિન્દુ ધર્મના વિવિધ સંપ્રદાયો માંહોમાંહે તકરાર કરી રહ્યા છે. તે ઉપરાંત આ હિન્દુ, તે મુસલમાન, પેલો ખ્રિસ્તી–એવા કોમીવાદનાં વેરઝેર પણ આખા દેશમાં જ્યાં ત્યાં રેડાઈ રહ્યાં છે. એ ઝેર ઉતારવાનો એક માત્ર ઉપાય એ છે કે, વિવિધ ધર્મપંથના પ્રવાસી બંધુઓએ આ પ્રમાણે એકત્રિત થઈ પ્રેમપૂર્વક સર્વ ધર્મના કલ્યાણકારી સિદ્ધાન્તોની ચર્ચા કરવી, અને બીજા ધર્મમતો પ્રત્યે કેવળ સહનશીલતા જ નહિ, પણ આદર બુદ્ધિ કેળવવી.

આવા શુભ કાર્યમાં આપણાં મંદિરો, આપણી મસ્જીદો, આપણાં યુવકમંડળો, આપણાં વર્તમાનપત્રો ધારે તો ઘણી મદદ કરી શકે એમ છે. તે ઉપરાંત આપણા વિશ્વવિદ્યાલયો પણ Comparative Religion–તુલનાત્મક ધર્મના અભ્યાસને પોતાના અભ્યાસક્રમમાં અગત્યનું સ્થાન આપી, તેમ જ વિદ્વાન અધ્યાપકોની ધર્મ વિષયક વ્યાખ્યાનમાળાઓ ગોઠવી અનેક રીતે એમાં પ્રોત્સાહન આપી શકે તેમ છે. આજે તો એ દિશામાં પ્રથમ પગલા તરીકે શ્રી રામકૃષ્ણ દેવે સિદ્ધ કરેલા સર્વધર્મસમન્વયનો થોડો વિચાર કરી આપણે સંતોષ માનીશું.

તેમના આ સિદ્ધાન્તને સમજવા સારૂ સર્વ પ્રથમ તો આપણે ધર્મ એટલે શું એ બરાબર જાણવું જોઈએ. દરેક ધર્મમાં એવું કયું તત્ત્વ છે કે જે તેના પ્રાણસ્વરૂપ છે, જેના ઉપર જ ધર્મ તરીકેના તેના સ્વીકારનો બધો આધાર છે? પરમહંસ દેવ આ પ્રશ્નનો જવાબ આપે છે કે એ તત્ત્વ ઈશ્વરસાક્ષાત્કાર છે. બાહ્ય ધાર્મિક ક્રિયાઓ, ટીલાં ટપકાં એ બધું ગૌણ છે, એ બધી સાધનાઓ દ્વારા થતો ઈશ્વરનો અપરોક્ષ

ઇતિહાસમાં અપ્રતિમ છે. આધ્યાત્મિક સંસ્કૃતિના જુદા જુદા આદર્શોનો તેમનો સમન્વય પણ તેવો જ અજોડ છે. જુદા જુદા ધર્મમતોમાંથી સબંધ વિનાના સત્યના ટુકડાઓનો ખીચડો કરી, તેમ જ તે દરેક ધર્મમતમાંથી કહેવાતા વહેમો અને બીજા નિરર્થક લાગતા ભાગો ફેંકી દઈ, બાકીનાનું મેળ વિનાનું મિશ્રણ કરવાનો પ્રયત્ન પરમહંસદેવે કદી પણ કર્યો નહોતો. બધા ધર્મોને અર્ક ખેંચવાના સંચામાં નાખી તેમનો અર્ક કાઢવાથી કોઈ ધર્મસમન્વય મળતો નથી, તેમ કરવાથી તો મળે છે કેવળ ધર્મનું નિષ્પ્રાણ હાડપિંજર, જેને ધર્મનું નામ જ આપી શકાય નહિ. એ તો એક જાતનો બુદ્ધિનો તમાશો છે અને તેનું ધર્મ તરીકે કંઈ પણ મૂલ્ય નથી. ધર્મ એટલે જે સાધના દ્વારા ઈશ્વરસાક્ષાત્કાર થાય તે—અગાઉ આપેલી આ વ્યાખ્યામાં ઉપર કહ્યા એવા ધર્મ સમન્વયનો કોઈ પણ રીતે સમાવેશ થઈ શકતો નથી, માટે તે તદ્દન નિરર્થક છે.

ઝીણવટથી નિરીક્ષણ કરશું તો આપણને માલૂમ પડશે કે દરેક ધર્મમાં અમુક આદર્શ રહેલો હોય છે. આ દર્શન તે તે ધર્મમતોમાં અમુક પ્રકારના બહારના રૂપની અંદર પ્રકટ થયેલું હોય છે. એ બાહ્ય રૂપ, એ ઊપલું ફોતરું પણ અંદર રહેલા દાણા જેટલું જ અગત્યનું છે, અને બાહ્ય ધર્માચારમાં નિગૂઢ રહેલા આદર્શ જેટલું જ વાસ્તવિક છે. જો એ આદર્શ અનુસાર પરમ સત્યનો સાક્ષાત્કાર કરવો હોય તો એ બધું જ સંપૂર્ણપણે પાળવું જોઈએ. ફોતરામાં રહેલા ચોખા જ ઉપયોગના છે એ સાચું, પણ ફોતરાં ફેંકી દઈને ચોખા વાવીએ તો ઊગે ખરા? તેવી જ રીતે જુદા જુદા ધર્મોમાંથી ટુકડાઓ ભેગા કરી કૃત્રિમ ધર્મસમન્વય રચીએ તો એ જરા પણ કામનો નથી. પરમહંસદેવે બોધેલો સમન્વય આનાથી તદ્દન વિલક્ષણ છે. તેમનો સમન્વય તો સાક્ષાત્કાર ઉપર—અપરોક્ષ અનુભવ ઉપર—રચાયેલો હોવાથી સ્વીકારવા યોગ્ય છે. તેમની દૃષ્ટિએ ઈશ્વરસાક્ષાત્કાર એ જ ધર્મની એક માત્ર

કસોટી છે, અને એમ હોવાથી જો ઈશ્વરસાક્ષાત્કાર થતો હોય તો માર્ગની વિવિધતા તો ખૂબ ઇચ્છવા યોગ્ય છે. દરેક ધર્મને અણિશુદ્ધ—આખે આખો—તેના સમગ્ર સ્વરૂપમા સ્વીકારવો જોઇએ.

સ્વાનુભવ દ્વારા તેમને જણાયુ હતું કે દરેક ધર્મ એ નિત્ય સત્ય, નિત્ય સુદર શુધ્ધ, બુધ્ધ,મુક્ત સનાતન તત્ત્વનુ અવિભાજ્ય અગ છે તે ઉપરાત તેઓશ્રી કહેતા કે એમ માનવાનુ નથી કે ઇશ્વિરનો ગ્રથ પૂર્ણ થઇ ગયો છે અખડ, અનન્ત, અપાર ઇશ્વિરી સત્ત્વનુ પ્રકટીકરણ હજી પણ ચાલુ જ છે અને કાયમ ચાલુ રહેશે કોઈ પણ મનુષ્યે હજી સુધી નિરજન નિરાકારને સપૂર્ણપણે ઓળખ્યો નથી, અને સપૂર્ણ ઓળખી શકવાનો પણ નથી શુ થોડી ઘણી કીડીઓ ભેગી મળી, ખાવા માટે સાકરનો મોટો હિમાલય પોતાના દરમા લઈ જઈ શકે? ધર્મની વિવિધતા સમજાવતા તેઓ કહેતા કે, પાણી જેવા વાસણમા નાખીએ તેવો આકાર ધારણ કરે છે ઈશ્વર પણ પાણી જેવો છે જુદા જુદા ધર્મરૂપી વાસણોમા પડતા જુદો જુદો દેખાવ ધારણ કરે છે, ખરી રીતે પોતે તો એક જ છે, તેથી એ દરેકમા એ જ ઇશ્વરના દર્શન થઈ રહ્યા છે.

વળી સમગ્ર માનવજાતિની જુદી જુદી પ્રકૃતિને બધ બેસતી આવે એવી એક જ ધાર્મિક વ્યવસ્થા હોઈ શકે નહિ સસ્કાર, કેળવણી અને મનનુ સાહજિક વલણ—એ બધાનો એક સામટો વિચાર કરીને દરેક માણસે પોતાને માફક આવે એવો ધર્મ શોધી કાઢીને સ્વીકારવો જોઇએ આ ઉપરથી સમજાશે કે દુનિયામા જેટલા વધારે ધાર્મિક સપ્રદાયો, જેટલા વધારે ધાર્મિક મતમતાતરો, તેટલા પ્રમાણમા દરેક મનુષ્યને પોતાને અનુકૂળ ધર્મ મળી આવવાનો વિશેષ સંભવ. નાસ્તિકતા, નિરીશ્વરવાદ, અજ્ઞેયવાદ એ બધાનો સાચો અર્થ પા! આપણને આ પરથી સમજાશે કોઈ પણ માણસ નાસ્તિક છે, ઈશ્વરમા માનતો નથી એમ કહેવાનો અર્થ માત્ર એટલો જ છે કે તે માણસને

પોતાને અનુકૂળ આવે એવો ઈશ્વર-સાક્ષાત્કારનો માર્ગ હજી સુધી સરજ્યો નથી

આવા ઉદાર ધાર્મિક ભાવને લીધે, તેમ જ તેમના સાક્ષાત્કારના ઉંડાણને લીધે પરમહંસ દેવ દરેક જીવાત્માની પ્રકૃતિને પારખી લેતા, અને તે જીવાત્માને અનુકૂળ આવે એવે માર્ગે તેને ઇશ્વર તરફ દોરી શકતા

સાધારણ રીતે એવુ જોવામા આવે છે, કે આવા ધાર્મિક ઉદાર ભાવવાળી વ્યક્તિઓના અંતરમા વહેતી ભાવસરિતા વિશાળ હોય છે, પણ પ્રમાણમાં બહુ ઊંડી હોતી નથી બીજા શબ્દોમા કહીએ તો તેઓની ધાર્મિક ઉદારતા ભાવનાના ઉંડાણ અને વેગને ભોગે મેળવેલી હોય છે - જો વિશાળતા સાથે ગંભીરતા ન હોય, ઉદારતા સાથે તીવ્રતા અને વેગ ન હોય, તો એવી વિશાળતા અને ઉદારતા કંઈ કામના નથી પરમહંસ દેવની નજર બહાર આ વાત પણ ગઇ ન હતી આમ ન થાય એટલા માટે તેમણે ઈષ્ટનિષ્ઠાનો-પસંદ કરેલા આદર્શને ચુસ્તપણે વળગી રહેવાનો-ઉપદેશ કરેલો છે કેવળ જિજ્ઞાસુવૃત્તિને સતોષવા ખાતર જો કોઈ વારંવાર ઘડી ઘડી પોતાનો ધર્મમત બદલતો રહે તો પછી એવા સ્વતંત્ર મતવાદથી ઝાઝો ફાયદો થવાનો સંભવ નથી

કાલુ માછલીનુ દૃષ્ટાંત આપીને શ્રી રામકૃષ્ણ આ રહસ્ય સમજાવતા એ માછલી હમેશા પોતાનુ મ્હો ખુલ્લુ રાખીને પાણી ઉપર તરે છે, સ્વાતિ નક્ષત્રમા પાણીનુ એક ટીપુ તેના મ્હોમા પડે છે કે તરત જ મોઢુ બંધ કરીને પાણીને તળીએ ચાલી જાય છે અને ફરી ઉપર આવ્યા વિના મોતી પકવે છે તે જ પ્રમાણે એક વખત પોતાનો આદર્શ-ધર્મ માર્ગ નક્કી કર્યા પછી પોતાનુ સમગ્ર બળ કેંદ્રિત કરી દરેકે એ રસ્તે આગળ વધવું જોઈએ-મોતી પકવવુ જોઇએ-ઈશ્વ સાક્ષાત્કાર કરવો જોઇએ. જ્યા સુધી એમ ન થાય ત્યા સુધી સાધકે પોતાની સાધનાનો વેગ વધાર્યે જવો. " કૂવો ખોદવા માટે ઘડી ઘડી જગ્યા

બદલીએ તો પાણી નીકળે નહિ, ઊગતા છોડને ઉછેરવા વાડની જરૂર છે, ' એમ કહી પરમહંસ દેવ આધ્યાત્મિક જીવનમાં ઈષ્ટનિષ્ઠાની–એકાન્તિક ભક્તિની–આવશ્યકતા સમજાવતા.

આવી રીતે ધર્મનું રહસ્ય સમજી જો આપણે બધા પોતપોતાના આદર્શ પ્રમાણે–ધર્મમત પ્રમાણે–સાચા હિન્દુ, સાચા મુસલમાન, સાચા ખ્રીસ્તી, પારસી, જૈન કે સીખ, બનીએ તો જરૂર બધા ઝગડાઓ શમી જાય, વિશ્વભરમાં સર્વત્ર શાંતિનું અમીવર્ષણ, થાય અને સાથે સાથે આપણું પોતાનું પણ પરમ કલ્યાણ સધાય.

એક વખત બ્રહ્મનિષ્ઠ કેશવચંદ્ર સેને પરમહંસદેવને પૂછયું હતું કે " જો ભગવાન એક છે તો પછી જુદા જુદા સંપ્રદાયો વચ્ચે આટલા બધા ઝગડા કેમ જોવામાં આવે છે ? "

જવાબમાં પરમહંસદેવે કહ્યું હતું કે, ' જેમ આ પૃથ્વીમાં આ જમીન મારી, આ ઘર મારૂં એમ કહી માણસ આડ ઊભી કરે છે, પણ ઉપર તો એકજ અનંત આકાશ છે, કે જેના કોઈ ભાગ પાડી શકતું નથી, તે પ્રમાણે અજ્ઞાનને લીધે માણસો પોતપોતાનો ધર્મમત સ્હાચો છે એમ કહી નકામી ગડબડ કરે છે; પરંતુ બરાબર જ્ઞાન થયા પછી એક બીજાની સાથે ઝગડો રહેતો નથી." જેમની તપસ્યામાં અનેક પ્રકારની ઉપાસનાઓનાં વહેણો એકરૂપ થઇ ગયાં હતાં જેમના જીવનમાં પરમ સત્યનાં ભિન્ન ભિન્ન પ્રકટીકરણના આનંદથી ધાર્મિક એકતાની સુંદર પ્રતિમા ઘડાઈ હતી, તે ધાર્મિક શાન્તિના પયગંબર શ્રીરામકૃષ્ણને અનેક પ્રણામ !

# પરમ પુરુષાર્થ

લેખકઃ-શ્રી. યોગીન્દ્ર જગન્નાથ ત્રિપાઠી એમ. એ.



જીવનના વ્હેણમાં આપણે ધસ્યા જ જઇએ છીએ. અનેક અભિલાષાઓ સેવીએ છીએ અને એની સિદ્ધિને અર્થે અનેક પ્રકારે પુરુષાર્થ કરીએ છીએ. એમાં કોઇ વાર આપણને સફળતા સાંપડે છે અને કોઈ વાર નિષ્ફળતા સાંપડે છે. એક અભિલાષા તૃપ્ત થતાં આપણે નવી અભિલાષા જન્માવીએ છીએ અને એની સિદ્ધિ પાછળ જીવનનાં વર્ષો અને બુદ્ધિની શક્તિ ખર્ચીએ છીએ. આમ ને આમ જીવનનો બધો સમય વ્યતીત થાય છે. શાસ્ત્રો, સંતો અને આપણો આર્યધર્મ આપણને કહે છે કે જ્યાં સુધી મનુષ્યની આશાઓ અને નિરાશાઓના વિવિધ સંકલ્પો શમતા નથી, એની વાસનાનો ક્ષય થતો નથી, બલ્કે, એનો અહંભાવ-હુંપણું પરમાત્મામાં શમી જતું નથી, ત્યાં સુધી એ જીવનમરણના ફેરામાંથી છૂટતો નથી અને એનાં સારાં કે માઠાં કર્મો અનુસાર વારંવાર પૃથ્વી ઉપર અવતાર લીધાં જ કરે છે, અને એની વાસના જ એને ભવચક્રમાં ભમાડ્યાં કરે છે.

આપણે ડાહ્યા છીએ, સમજુ છીએ, વિદ્વાન છીએ અને પ્રત્યેક કાર્ય, એના શુભ કે અશુભ પરિણામનો પૂરેપૂરો ખ્યાલ રાખીને જ કરીએ છીએ. મનુષ્યજીવન કે જેનો સમય હાલના યુગ પ્રમાણે સરેરાશ ૪૦ થી ૫૦ વર્ષનો ગણાય, તેટલા ગાળામાં આપણે સુખમાં જીવન ગાળી શકીએ, તે સારૂ આપણે પરીક્ષાઓની, નોકરીની, ધંધાની કે બીજા કોઈ પણ આપણા જીવનને લગતા લાભની બાબતમાં પૂરેપૂરો પુરુષાર્થ કરીએ છીએ; આપણાં તન, મન અને ધન એમાં જ હોમી દઇએ છીએ; તો શું જીવનના વિકાસને અર્થે થતા અનેક પુરુષાર્થો કરનારની ફરજ નથી કે એણે જીવન પછીની સ્થિતિનો પણ વિચાર જીવનકાલ દરમિયાન જ કરી લેવો જોઇએ ?

પ્રત્યેક વિચારશીલ મનુષ્યને લાગ્યા વિના ન જ રહે, કે જીવનના આયુષ્યકાલના સમયમાં સુખ અને ઉપભોગને અર્થે જે પુરુષાર્થો આપણે કરીએ છીએ, તેની સાથે સાથે જ હું કોણ છું ? ક્યાંથી આવ્યો ? મ્હેં શા માટે જન્મ લીધો ? આ સંસાર સાથેનો મ્હારો સંબંધ સાચો છે કે ક્ષણિક ? જો સાચો ન જ હોય તો કોની સાથેનો સંબંધ સાચો છે ? એ સાચો સંબંધ પામવા માટે મ્હારે શું કરવું જોઇએ ? એ પ્રશ્નમાળાનો ઉકેલ કરવો અને આ જીવનમાં જ પોતાનું ખરૂં સ્વરૂપ ઓળખી લેવાનો પરમ પુરુષાર્થ આદરવો, એ પણ જીવનકાલ જ દરમિયાન કરી લેવું જોઇએ. એ પરમ પુરુષાર્થની સિદ્ધિ એ જ મનુષ્યજીવનની ખરી સાર્થકતા છે.

ઉપર કહેલી પ્રશ્નમાળાનો ઉકેલ મેળવવાની અને ભવના બંધન-માંથી છૂટી જવાની ખરી અને પૂરી વૃત્તિ એ જ મુમુક્ષુતા. એવી મુમુક્ષુતા જેનામાં પૂરેપૂરી જાગે તેને એક જીવનકાલ દરમિયાન નહીં તો બીજે જન્મે પણ આત્મજ્ઞાન થાય જ. ખરો રસ્તો પકડીને ધીમે ધીમે પણ ચાલવા જ માંડ્યું છે, તે તો મોડો વ્હેલો પણ મુકામે

પહોંચે છે.

જેટલી મુશ્કેલી શરૂઆતમાં મુમુક્ષુને લાગે છે એટલી પ્રવાસ શરૂ કર્યા પછી નથી લાગતી. એકવાર રસ્તે ચાલવું શરૂ કર્યા પછી તો શાસ્ત્રો, સંતો અને પોતાનો અનુભવ (અંતરનો અવાજ) એ ત્રણેની એકતા પ્રવાસી અનુભવવા માંડે છે અને એનો માર્ગ સરળ થાય છે.

જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્ય, એમ ત્રણ ભિન્ન માર્ગો જો કોઈ બતાવે તો એની ત્રિવિધતાથી જરા યે ગભરાવાનું નથી. સાધક અથવા મુમુક્ષુના આન્તરની ભિન્નભિન્ન સ્થિતિઓ જ આ ભેદનું મૂળ છે. એક વસ્તુ પ્રત્યે અનન્ય રાગવૃત્તિ થતાં બીજી વસ્તુઓ પ્રત્યેનો મોહ કુદરતી રીતે જ ઓછો થઈ જાય છે; એવી રીતે પ્રભુ પ્રત્યે પ્રીતિ અને ભક્તિ જન્મતાં જ હૃદય પ્રભુપ્રીતિનું અનુરાગી અને અન્ય વસ્તુઓ પ્રત્યે વિરાગી બની જાય છે; ભક્તિ અને જ્ઞાન તો એક બીજાની પૂર્ણતારૂપે હંમેશાં જ મુમુક્ષુને એકની પછી બીજું આવી મળે છે. પરમ ભક્ત તે જ પરમ જ્ઞાની હોય. પરમ જ્ઞાની તે જ પરમ ભક્ત ! ભક્ત કવિ નરસિંહ મહેતા પરમ ભક્ત–એનું જ દર્શન એનાં પ્રભાતિયાંમાં પરમ જ્ઞાની રૂપે નથી થતું ? જુવોઃ–

નિરખ ને ગગનમાં કોણ ઘૂમી રહ્યો,
તે જ હું તે જ હું શબ્દ બોલે;

× × +

નેત્ર વિણ નિરખવો, રૂપ વિણ પરખવો,
વણ જિવ્હાએ રસ સરસ પીવો.
અકળ અવિનાશી એ નવ જ જાએ કળ્યો,
અરધ ઉરધની માંહે મ્હાલે,
નરસૈંયાનો સ્વામી સકળ વ્યાપી રહ્યો,
પ્રેમના તંતમાં સંત ઝાલે.

એવી જ રીતે જ્ઞાનાવતાર શ્રી શંકરાચાર્યજીનાં ભક્તિભર્યાં સ્તોત્રો એના અભ્યાસીને ફક્ત શંકર તરીકે જ દર્શન દે છે. આ બાબત ચર્ચાની સિદ્ધાન્તની કે કલમની નથી પણ મુમુક્ષુના અનુભવની છે એટલે અલમ્ ।

વેદાન્તશાસ્ત્રો આપણને જણાવે છે કે વાસનાનો ક્ષય–મનનો નાશ એટલે કે અહંભાવનાના આપણા અનાદિકાળના અભ્યાસનો નાશ એ જ મોક્ષ. એ વાસનાનો ક્ષય કેવી રીતે થાય અને દેહભાવનાનો આપણો અભ્યાસ ટળી જાય આપણે કેવી રીતે ' આપણે ' મટી જઈએ અને ચિરકાલ સુધી પૂર્ણ બ્રહ્માનંદ અનુભવીએ, એ શાસ્ત્રોમાં વિધિપૂર્વક પ્રતિપાદન કર્યું છે, અને જ્ઞાનની સાત ભૂમિકાઓ દ્વારા એનું સંપૂર્ણ માર્ગદર્શન કરાવવામાં આવ્યું છે. આમ છતાં એ વિષય કેવળ શાસ્ત્રનો અને અભ્યાસનો તો નથી જ. એ તો અનુભવનો વિષય છે, જાતે જીવી જોવાનો વિષય છે. જેમ સરકારની તીજોરીમાં લાખ્ખો રૂપીઆ હોવા છતાં સરકારી નોકર તો માસિક જેટલું વેતન પોતાને ઘેર લાવે તેટલું જ એનું ગણાય; એવી રીતે જ્ઞાનના ભંડારો તો આત્મજ્ઞાનનાં પુસ્તકોમાં અને જ્ઞાની-ઓના હૃદયભંડારોમાં છે. સાધક પૂર્ણ પુરુષાર્થવડે, પ્રીતિભક્તિવડે અને સ્વાનુભવવડે જેટલું જીવનમાં ઉતારે એટલું જ એનુ છે. કહેણી અને રહેણીમાં તો હજારો કોસનું અંતર છે. પૂર્ણ પુરુષાર્થવડે એટલે કે તીવ્રમાં તીવ્ર અને સતત્ વેગવન્તી એવી આવેગી અભિરુચિવડે, મનુષ્ય એક વાર કામે લાગી જાય અને ખરે રસ્તે પ્રયાણ શરૂ કરે, કે તરત જ એને હરેક પ્રકારે દૈવી મદદ માર્ગમાં સહાય થવા માટે મળ્યા રહે છે.

ખરું તો બંધનમાં કોઈ જ નથી. શુદ્ધ પરમાત્મસ્વરૂપ સિવાય કશું જ કદાપિકાળે અસ્તિત્વમાં હતું જ નહીં, છે નહીં અને હોઈ શકે નહીં. એ પરમતત્ત્વ પોતે જ પોતાનું સ્વાભાવિક એકલ અનેકવિધ

કર્યા જ કરે છે. જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય એનાં જ વિવિધ પ્રકટીકરણો અને અપ્રકટીકરણો છે. આમ છતાં ય વસ્તુતઃ કશું જ થતું નથી. અખંડાનન્દ અદ્વૈત પરબ્રહ્મ 'જેમનું તેમ' જ રહે છે. આવો એ પરબ્રહ્મનો રસમહિમા છે ! આપણે એ પરમ સત્ રૂપે જ આપણી જાતને અનુભવવા માંડીએ અને આપણું એ પરમ શુદ્ધ, પરમ પવિત્ર, નિરંજન, નિરાકાર અને છતાં પરમ આનંદમય ત્રિકાલાબાધિત સ્વરૂપ ઓળખી લઇએ એ આપણો પરમ પુરૂષાર્થ હો.

卐

ॐ.

नारायण

# પરમામૃત

( ગતાંકથી ચાલુ )

જે જ્ઞાન પાછળ બાકી રહે છે, એમાં પછી અજ્ઞાન-નથી જાણતો એવો ભાવ બાકી જ કઇ રીતે રહી શકે ? ( ૨ ) જાણું છું અને નથી જાણતો-જ્ઞાન અને અજ્ઞાન, એ બન્ને ભાવથી રહિત હોવા છતાં પણ એનો આવિર્ભાવ કરીને વિસ્તાર કરનાર તે (આત્મા) છે, ( ૩ ) ( એમ છતાં પણ ) એ જ્ઞાન અને અજ્ઞાન એવા બન્ને ભાવમાં સપડાતો નથી; એનો સ્વરૂપનો આનંદ તો પોતાનો-મૂળનો જ છે. ( ૪ ) જેના પહેલાં કોઇ પણ જાતનું સ્ફુરણ થતું નથી, એવું એ અનાદિ સ્થલ છે, જે કેવલ જ્ઞાનનું જ સ્ફુરણ-જ્ઞપ્તિમાત્ર જ છે. (૫) જે નિષ્કલંક, જ્ઞાનઘન અને આનંદસ્વરૂપ હોઇને સ્વતઃસિદ્ધ, પોતે પોતાને જાણનાર ( સ્વસંવેદ્ય ) અને નિજ સ્વરૂપ વિશુદ્ધ આત્મા છે. ( ૬ ) જેમાં જ્ઞાન છે તેથી એમાં ન જાણવાપણાનું અજ્ઞાન છે જ નહિ. તે પોતે પોતારૂપે એકલો જ હોવાથી, એમાં જાણવું-જ્ઞાન કે ન જાણવું-અજ્ઞાન-કંઇપણ નથી. ( ૭ ) તે પોતે એક પરિપૂર્ણ છે, તેથી એમાં બીજું કંઇ દશ્ય છે-દેખાય છે-એવો સંભવ જ નથી. એ તો ઘન આનંદથી ભરેલું સ્વસ્વરૂપ સર્વવ્યાપક છે. ( ૮ ) જે દેખાય છે-દશ્ય છે એ તો ( પોતાના કરતાં ) જુદું દ્વૈત છે; એ ભિન્નપણું તો એમાં ગળી જાય છે-શમી જાય છે, એટલે પછી જાણવાપણું પણ રહેતું નથી. કારણ કે એ એક જ્ઞાન માત્રમાં કોણ કોને જુએ ? ( ૯ ) જોનાર જે આત્મસ્વરૂપ એ તો પોતે પોતાને જોવાનું છે;

એટલા માટે જ જોવું–એ શબ્દ એમાં ઘટાવવો પડે છે. જે જાણી કે જોઇ શકાય તે ( દશ્ય ) નો નિરાસ થતાં, જોનાર ( જ્ઞાતા કે દ્દષ્ટા ) જ કેવલ એકલો બાકી રહે છે. (૧૦) દશ્ય ( જોવાનું ), દ્દષ્ટા ( જોનાર ) અને દર્શન ( જોવાની ક્રિયા ) એ ત્રણે ભાવથી જે વિલક્ષણ છે, તે પોતે કેવલ જ્ઞાનસ્વરૂપ-જ્ઞપ્તિમાત્ર અને એક જ છે. (૧૧) દશ્ય અને જોવાની ક્રિયારૂપ દર્શન એ બંનેનો નિરાસ થતાં–એ બન્ને લય પામતાં પછી અખંડિત વિકારરહિત, એવું આત્મસ્વરૂપ જ માત્ર બાકી રહે છે. ( ૧૨ ) બધા જોવાનો–દશ્ય પ્રપંચનો લય થતાં–જોવાનું-(જોનાર એટલે દ્દષ્ટા ) છે તેનો પણ અંત આવે છે. પછી તો તે સદોદિત પોતે પોતાને જ જોયા–અનુભવ્યા કરે છે. ( ૧૩ ) એ આત્મસ્વરૂપ અવિનાશી અને પરિપૂર્ણ છે એવું અંતર્મુખ થઇને પોતાની મેળે પોતાને ઓળખી લેવું. ( ૧૪ ) ન જાણવાપણાનો અજ્ઞાનનો નિરાસ થયો કે કારણ-શરીરનો પણ નાશ થશે, અને જ્ઞાન મહાકારણ દેહની સાથે સમરસ–એકાકાર બની જશે. ( ૧૫ ) સુષુપ્તિ અને તુર્યા અવસ્થા તથા તેના અભિમાની પ્રાજ્ઞ અને પ્રત્યાગાત્મા ( અંતર્યામી ) તેમ જ જાગ્રત અને સ્વપ્ન અવસ્થા અને તેના અભિમાની વિશ્વ અને તૈજસ એ બધા ગયા પછી એકેય અવસ્થા શાની બાકી રહે ? ( ૧૬ ) આવી રીતે ચારે દેહ ( સ્થૂલ, સૂક્ષ્મ, કારણ અને મહાકારણ ) નો નિરાસ કરીને જે અવિનાશી આત્મ સ્વરૂપને જાણ્યું એટલે પછી સ્વયંપ્રકાશ, જ્ઞાનઘન, પોતે જ બાકી રહે છે. (૧૭) પોતાનું જાણવાપણું –હું જાણું છું એ જ્ઞાન છોડીને તું જ્યારે સ્વસ્થ–આત્મ-

સ્વરૂપે એકાકી-પોતે પોતાના સ્વરૂપે જ રહીશ, ત્યારે નિઃસંગપણે તું ' કોણ છે '-સાચું સ્વરૂપ કેવું છે-એની સમજણ પડશે. (૧૮) જાણવાપણારૂપી જ્ઞાનનો ત્યાગ થયો ત્યારે ( જાણવાપણાના યોગથી થનારું ) સ્ફૂરણ પણ બંધ થયું અને તારામાં જે સ્ફૂરણ જ્યાંથી ઊભું થયું હતું, એ ત્યાં જ-તારામાં જ લય પામ્યું. (સમુદ્રમાં લહરી શાંત થાય તેમ. ) (૧૯) જે જાણવાપણા (જ્ઞાન) ને એના શૂન્યપણા (અભાવ) સાથે તારામાં સમાવી દીધું, તે તું સ્વંયભૂ મૂર્ત્તિ, અપરિમિત આત્મા છે. ( ૨૦ ) ત્યાં જાણવા ન જાણવાપણારૂપી જ્ઞાન કે અજ્ઞાન નથી; શબ્દ નથી; નિઃશબ્દ નથી; રૂપ નથી તેમ અરૂપ પણ નથી. ( ૨૧ ) ત્યાં જોવાનું નથી, ન જોવાનું પણ નથી; પારકું નથી, પોતાનું નથી; સ્મરણ નથી તેમ વિસ્મરણ પણ નથી; એ તો કેવલ સ્મૃતિ માત્ર છે. ( ૨૨ ) તેમાં વૃત્તિ, કે પ્રવૃત્તિ નથી. અપૂર્ણતા કે પૂર્ણતા નથી.અભાવ કે ભાવ નથી; કેવલ પ્રતીતિ માત્ર છે. ( ૨૩ ) એને પકડી શકાય એમ નથી; ન પકડાય એમ પણ નથી. "નથી" એમ કહેવાનો પણ એમાં અવકાશ નથી; અનુભવ કરતાં અનુભવથી જાણી શકાય છે એમ પણ કહી શકાય એમ નથી. એનો પત્તો જ લાગે એમ નથી*(૨૪) આવો અભ્યાસ અંતઃકરણમાં-મનોમન-પોતે પોતાની મેળે કરી લેવો, અને મનને એ નિશ્ચલ સ્વરૂપમાં સ્થિર કરીને રાખવું

*આ બધા વિરોધી ભાવો એમા નથી એમ એટલા માટે કહેવું પડે છે કે આત્મ સ્વરૂપ કેવલ અને દ્વૈતવિનાનું છે, તેથી એને કોઇપણ સંજ્ઞાથી ઓળખી કે બોલી બતાવાય એવું નથી. ઉપનિષદમાં અનેક ઠેકાણે આવું નિષેધાત્મક વર્ણન આવે છે.

( આનું નામ જ અભ્યાસ છે. ) ( ૨૫ ) સ્વસ્વરૂપને જાણી લેવું અને પછી એને આલિંગન કરીને-એમાં સમરસ થઇને રહેવું. કલ્પનાનો વ્યાપાર કરીને-મનના તરંગ ઉછાળીને ચંચલપણું ઉત્પન્ન ન કરવું. ( ૨૬ ) આમ કરતાં કરતાં મન વિરામ પામશે; વિષયવ્યાપાર શાંત થશે, એટલે ચિત્ત ધીરે ધીરે અને થોડું થોડું પણ સ્વસ્વરૂપમાં રમવા માંડશે. (૨૭) ક્ષણભર કદાચ સ્વરૂપ વિસરી જવાશે, તો બીજી જ ક્ષણે તે પ્રકાશિત થશે; કોઇવાર આપોઆપ એનો લોપ થશે તો કોઇ વાર પોતે પોતાની મેળે જ અનુભવમાં આવશે; આમ આવી રીતે પ્રયત્ન-અભ્યાસ કરતાં કરતાં મન ( અવશ્ય ) સ્થિર થશે. ( ૨૮ ) નિર્વાતપણે-વાયુ વગરના નિશ્ચલ દીપકની પેઠે-મન સ્વસ્વરૂપનો ઉપભોગ કરવા માંડશે કે આપોઆપ એ આનંદથી ડોલવા માંડશે. પછી તો એ સુખનું માપ ભલા કોણ કાઢી શકે એમ છે ? ! ( ૨૯ )

卐

## પ્રકરણ બારમું.

### સ્વાનુભવસુખવર્ણન

( પાછલા પ્રકરણમાં બતાવ્યા પ્રમાણે આત્માનુભવનું સુખ મેળવ્યા પછી ) સ્વેદ, કંપ વગેરે અષ્ટ સાત્વિક ભાવ ઉત્પન્ન થાય છે, અને ભિખારીને સામ્રાજ્ય પ્રાપ્ત થાય તેવી

સ્થિતિનો અનુભવ થાય છે. ( ૧ ) ચિત્ત ચૈતન્યમાં લીન થઈને પોતે જ્ઞાનમાત્ર શેષ રહે છે, ત્યારે આપોઆપ અખંડ બ્રહ્માનંદનો અનુભવ થાય છે. ( ૨ ) એ સુખમાં સમરસ થતાં જ તેમાં જીવ લીન થાય છે. એ સુખનું. કોણ વર્ણન કરી શકે? એ તો અનુભવી જ જાણી શકે છે. ( ૩ ) અમૃત જેમ પોતે જ પોતાનો સ્વાદ અનુભવે, તેમ પોતે જ સ્વસુખનો અનુભવ કરે છે; ત્યાં સંસારનું સ્મરણ કોને થાય ભલા? (૪) આત્માનંદનો જાણે વર્ષાદ વરસવા માંડે છે, અને પરિપૂર્ણ સુખ પ્રાપ્ત થાય છે. એ સુખમાં જ્ઞાન અને અજ્ઞાનને ઓળખનાર વિવેક લય પામે છે. ( ૫ ) અહંકાર સ્વસ્વરૂપમાં ગળી જાય છે; વિષયતૃષ્ણા શાંત થાય છે, અને કોઈપણ જાતનું કર્મ કર્યા વિના ઈંદ્રિયોની ( ભોગની ) ઈચ્છા પૂર્ણ થાય છે. (૬) મહાન સુખરૂપી સુંદર શય્યા ઉપર સ્વાનુભૂતિ રૂપી સુંદરીને જીવ આલિંગન કરે છે અને આવી રીતે કેવલ જ્ઞાનમાત્ર એવા સ્વસ્વરૂપનો ( જીવ ) અનુભવ કરે છે. ( ૭ ) 'ન જાણવાપણા' નો-અજ્ઞાનનો નિરાસ કર્યા પછી જાણવાપણું-જ્ઞાન સ્વરૂપમાં સમરસ-( એકાકાર-અભેદ ) થઇ જાય છે અને એ યોગી ( આવા જ્ઞાનનિષ્ઠ અનુભવી ) ને એક છત્ર સ્વરાજ્ય ( સ્વ= આત્મા, રાજ્ય=સ્વાધીન સ્વરૂપાનંદ ) ની પ્રાપ્તિ થાય છે. (૮) પછી તો એ નિત્ય સ્વાનંદની મઝા લૂંટે છે, વિજાતીય વિષયો હતા નહોતા થઇ જાય છે અને સ્વ-સ્વરૂપસુખ વડે બધી ઈંદ્રિયોને તૃપ્તિ થાય છે. ( ૯ ) આ પરમ ( આત્યન્તિક ) સુખની ભરતીમાં એક પણ ( ચિત્તની વૃત્તિ રૂપી દ્વૈત ) સ્ફૂર્તિ ઉત્પન્ન થતી નથી અને નિમિષ માત્રમાં કર્મની

વિસ્મૃતિ થાય છે. ( ૧૦ ) યાજ્ઞિકો કરોડો યજ્ઞ કરીને સ્વર્ગ લોકમાં પોતાની ધ્વજા ફરકાવે છે, પણ આ બ્રહ્મસુખ ઉપર તો એ સુખને ઓવારી નાંખવા જેવું છે. (૧૧) આનંદ આનંદના ઘૂંટડા ભરે છે! વર્ણન કરતાં પરાવાણી બંધ પડી જાય છે આમ વાચાજ મૂંગી બને છે ત્યાં એ સુખની વાત જ કોણ કરે? ( ૧૨ ) મનનું જાણવાપણું-જ્ઞાનશકિત જ જ્યાં ખૂટી જાય છે ત્યાં તે સુખનું વર્ણન કોણ કરવા આવે? અનુભવીને જ એ સુખની ખબર પડે છે, બીજા તો સામું જ તાકી રહે છે. ( ૧૩ )



# પ્રકરણ તેરમું

## મુક્તિરહસ્ય

આવી રીતે યોગનું રહસ્ય મેળવીને જે પરિપૂર્ણ સ્વાનંદનો અનુભવ કરે છે, તેવા યોગીને પુનઃ સંસારનો ત્રાસ ભોગવવો પડતો નથી. ( ૧ ) આમ સહજ પરિપૂર્ણ બ્રહ્મસ્વરૂપ થયેલો યોગી સર્વદા જ્ઞાનરૂપ આત્માનંદમાં નિમગ્ન રહે છે. (૨) સંકલ્પ અને વિકલ્પ એ બન્નેનો એનામાં લવલેશ પણ રહેતો નથી; કારણ કે આત્યન્તિક ( નિરવધિ અને નિરુપમ ) સુખની એને પ્રાપ્તિ થયેલી હોય છે. ( ૩ ) સાધન કરવું કે ન કરવું એ બધું પૂરું થઇ જાય છે; કરવું ન કરવું બાકી જ રહેતું નથી.

તે પોતે જ પરબ્રહ્મ થયો છે. ( ૪ ) ( પછી ) ધારણા, ધ્યાન સમાધિ,આસન એવાં યોગનાં અષ્ટાંગની એને આવશ્યકતા જ રહેતી નથી. આનંદઘન સ્વસ્વરૂપમાં જ એ તો નિમગ્ન થયેલો હોય છે. ( ૫ ) ત્રણે ભુવનમાં એ વિહાર કરે છે. ઇચ્છાનુસાર વર્તન કરે છે; કારણ કે એનામાં જ્ઞાન-તૃપ્તિનું અખંડ સ્ફૂરણ રહે છે. ( ૬ ) વિધિ અને નિષેધ ( વિહિત કર્મ અને અવિહિત કર્મ ) ના નિયમોનો વિચાર એના અંતઃકરણમાં ઉદ્ભવતો જ નથી, તેમ જ પાપપુણ્યની વાતની તો તેને ખબર જ હોતી નથી. ( ૭ ) શુભ કે અશુભ ફળનો તેને બાધ આવતો નથી. જીવન્મુકત એ બધામાંથી મુકત થયેલો હોય છે. ( ૮ ) બંધ ( સંસાર બંધન ) અને મોક્ષ એની એને વાત કરવી પડતી નથી;એ તો અખંડ અવિનાશી એવા બ્રહ્મના ચિંતનમાં સહજ સ્વભાવે રહે છે. ( ૯ ) જેણે મન ( સંકલ્પ-વિકલ્પ ) માંથી મુકિત મેળવી એને કોઇપણ વાતનો સંશય રહેતો નથી; કારણ કે કરવા જેવાં કે ન કરવાં જેવાં એનાં બધાં કર્મ તો નાશ પામ્યાં હોય છે. ( ૧૦ ) આવી રીતે નિર્ભ્રાન્ત થયેલો એ કોઇને પાર પામવા દેતો નથી; ( કોઇ એને ઓળખી શકતું નથી-અથવા કોઇ ઓળખી જાય એવું એ કરતો નથી. ) લોકોમાં તે ભકિત રહસ્યનો પ્રચાર કરે છે. ( અર્થાત્ પોતે ભકિતમાર્ગમાં રહીને જનસમૂહને સન્માર્ગ દેખાડે છે.) (૧૧) ભકિત, જ્ઞાન અને વૈરાગ્ય સ્વદેહે આચરણ કરીને લોકોને દેખાડે છે ( દ્દષ્ટાંત રૂપ બને છે. ) આવો તે તારક ( તારનાર) યોગી જગતને સરલ માર્ગે ચડાવે છે. (૧૨) સદ્ગુરુની દાસ્ય-ભાવે સેવા કરતાં કરતાં પણ તે સ્વસ્વરૂપના રહસ્યનો અનુભવ

લીધા કરે છે. છતાં એના અંતઃકરણમાં ભેદબુદ્ધિ હોતી નથી. કારણ કે જીવ અને ઇશ્વર એક છે એમ એ જાણે છે. ( ૧૩ ) પરમાત્મપ્રેમથી તે નિત્ય ગદ્‌ગદ્ રહે છે. (નેત્રથી પ્રેમાશ્રુ વહ્યા કરે છે. ) તેને સ્મરણ કે વિસ્મરણ એ બેમાંથી કાંઇ પણ હોતું નથી. (કારણ કે એ બન્ને ચિત્તના ધર્મ છે, આત્માના નહીં) ક્ષણે ક્ષણે તે સદ્‌ગુરુના નામનો ઉચ્ચાર કર્યા કરે છે. ( ૧૪ ) સદ્‌ગુરુ અને પરમેશ્વરની એકતા અનુભવીને સદ્‌ગુરુની સેવા કરતો કરતો અત્યંત પ્રીતિપૂર્વક સંતોનું સન્માન કરે છે. ( ૧૫ ) અને પરમેશ્વરરૂપી સદ્‌ગુરુ જ એકલા વિશ્વમાં સર્વવ્યાપક ભરેલા છે; તેથી બધાં પ્રાણી સાથે પ્રેમથી વ્યવહાર કરે છે. ( ૧૬ ) જેનું હૃદય કોમલ છે અને તે શુદ્ધ અને નિર્મલ હોઇને નિરંતર પવિત્રપણે આચારશીલ રહે છે. ( ૧૭ ) માન, અપમાન, નિંદા, સ્તુતિ કે એના સમાધાનની એ પરવા કરતો નથી; એનો મનોવ્યાપાર અત્યંત ધૈર્યપણે ચાલ્યા કરે છે. ( ૧૮ ) સુખ, દુઃખ, લાભ, હાનિના સમાધાનને એ ગણકારતો નથી. ઉદાર અંતઃકરણવાળો એ યોગી કશામાં ફસાઇ પડતો નથી. ( ૧૯ ) તેની ચિત્તવૃત્તિ હંમેશાં વિવેકથી ભરેલી હોય છે. આત્મસ્વરૂપની વિસ્મૃતિ થવા ન દેતાં અહોનિશ એમાં સાવધાન રહે છે. ( ૨૦ ) અથવા કદાચ ( બાલોન્મત્ત ) પિશાચવૃત્તિનો વ્યવહાર કરે, ત્યારે જગતના કરતાં જૂદા જ પ્રકારનાં આચરણ કરે છે અને પોતાના જ્ઞાનીપણાની જગતને ખબર પણ પડવા દેતો નથી. ( ૨૧ ) આવી રીતે ભિન્ન ભિન્ન પ્રકારે આચરણ કરે છે, ફલની અપેક્ષા જ મનમાં લાવતો નથી; એ એવી રીતે વર્તે છે

કે લોકો જ એને છોડી દે છે. (૨૨) સમસ્ત વિશ્વનો (અથવા જાગ્રત અવસ્થાના વ્યવહારનો ) એ સાક્ષી યોગીરાજ બધાના અંતઃકરણનો મર્મ જાણે છે, પરંતુ લોકોને તો ગાંડાના જેવો જ લાગે છે. ( ૨૩ ) લોકસમૂહની વચમાં રહેતો હોવા છતાં બધાં ( સકામ ) કર્મ ક્રિયાને છોડી દઇને સહજ સ્વભાવે નિષ્કર્મપણાના ભાવથી રહે છે. ( ૨૪ ) પોતે એક જ સર્વેશ્વર છે ( બધે છે એટલે બીજાં બધાં પણ ઈશ્વરસ્વરૂપ જ છે ) એમ જાણીને કોઇને કશો વ્યવહાર બતાવતો નથી તેમ જ અસત્ એવાં ક્રિયા કર્મ કરવાનું કહેતો નથી. ( ૨૫ ) ઉગ્રતા અને ખળતા દેખાડે છે, કે જેથી લોકો તેને જોઇને હસે છે, પરંતુ તેના અંતરમાં અદ્વૈતભાવ ભરેલો હોવાથી એની એને કશી અસર થતી નથી. ( ૨૬ ) આવી સ્થિતિમાં રહેવું, સ્વરૂપનું જ્ઞાન મેળવીને એનો અનુભવ કરવો ( એટલું જ એના લક્ષ્યમાં હોય છે. ) જનતાનો ઉદ્ધાર કરવો કે એનો ત્યાગ કરવો એનું તો એને સ્મરણ જ હોતું નથી ( કારણ કે જગત રૂપી દ્વૈતની એને સંપૂર્ણ વિસ્મૃતિ થયેલી હોય છે. ) ( ૨૭ ) સમસ્ત વિશ્વ આત્મસુખનો અનુભવ કરે કે ન કરે, પરંતુ એ સ્વસ્વરૂપ કેવું છે એવું વર્ણન કરવાના વિચારનો સ્પર્શ પણ એના અંતરને એ થવા દેતો નથી. ( ૨૮ ) વિશ્વનો દાહ એના અંગને લાગતો નથી કારણ કે એ દ્વંદ્વને ઓળંગી ગયો છે; આ એકદેશી ( બ્રહ્મના માયામય એવા એક અંગને આશ્રય કરીને રહેનાર ) જગતને આ યોગી કદી જોતો જ નથી. ( ૨૯ )

卐

# પ્રકરણ ચૌદમુ

## સાક્ષાત્કાર

( અતે મુકુદરાજ કહે છે કે ) હે સાધક, તુ કશો પણ મ શય ન રાખીશ જે મુકત છે તે તો ( આ પહેલાના પ્રક રણમા કહ્યુ છે તે પ્રમાણે વ્યવહારદષ્ટિ રાખીને વિશુદ્ધપણે તેમ જ પિશાચવૃત્તિ રાખીને ઉન્મત્તપણે એમ ) બન્ને પ્રકારે રહેતા હોય છે, પરતુ તું તો જે પ્રમાણે કહ્યુ છે તે પ્રમાણે અભ્યાસ કર્યે જા ( ૧ ) તુ સહજ સ્વભાવે તેવો ( બ્રહ્મરૂપ ) છે, પરતુ તે પ્રત્યય ( અનુભવ, જ્ઞાન ) મા આવવુ જોઇએ એટલે તુ પરિપૂર્ણ જ્ઞાની જ થઇશ ( ૨ ) વેલ ઉપર ચીભડુ પાકે એટલે શુ ડી ટાથી એને જૂદુ પાડવુ પડે છે કે ? ( એ તો એની મેળે જ ગળીને છૂટુ પડી જાય છે ) તારી એવી સ્થિતિ થઇ, એટલે (આત્મ ) જ્ઞાન મનમા પાકી ગયુ છે એમ કહેવાય ( ૩ ) એવી સ્થિતિ પ્રાપ્ત થાય ત્યા સુધી જે પ્રમાણે બતાવ્યુ છે તે રીતે અત્યત પ્રીતિથી સ્વરૂપનુ ધ્યાન કર્યા કર, એટલે પરમવસ્તુની પ્રાપ્તિ થશે એમ ખરેખર સમજજે ( ૪ ) આમ નિત્ય એવો નિયમ જ કરી લેવો, એમા સસાર ભ્રાન્તિ મનમા આવવા ન દેતો સ્વસ્વરૂપની મનમા જિજ્ઞાસા ધારણ કરીને સાધન માર્ગે ચડી જા ( ૫ ) નિત્ય એનુ જ શ્રવણ કરવુ અને મનન કરીને નિદિધ્યાસ ( ધ્યાન ) દ્વારા અનુભવ કરી લેવો આળસ કરીને આયુષ્યને વૃથા ગુમાવતો નહી (૬) એ વિષયમા જે આળસ કરે છે તેને કલ્પને અતે પણ પરમપદની પ્રાપ્તિ થતી નથી, અને એવાને ઉપદેશ લાગ્યો છે એમ કહેવાય જ નહી ( ૭ )

વધારે બોલવાનું કશું કામ નથી; **શ્રી સદ્‌ગુરુને** પોતાના જીવ અને પ્રાણ માનીને એમના વિના બીજું કશું સારભૂત નથી એમ સમજ. ( ૮ ) એમનાં વચન પ્રમાણે જ રહેવા માંડ, બીજું કશું કરીશ નહીં; એટલે વિના પરિશ્રમે તને સ્વસ્વરૂપની પ્રાપ્તિ થશે. ( ૯ ) જેનાથી સદ્‌ગુરુની કૃપા વધે એવી રીતે તું વ્યવહાર કરજે; સદ્‌ગુરુને જરા પણ કષ્ટ થાય એવું હે ભાઈ, કશું પણ વર્તન ન કરતો. (૧૦) સદ્‌ગુરુનો મહિમા અપરંપાર છે, પરાત્પર પરબ્રહ્મ સદ્‌ગુરૂ છે. તને એની ગતાગમ નથી તેથી ખાસ કરીને તારું ધ્યાન ખેંચવા વિસ્તારથી કહું છું. ( ૧૧ ) હવે તું તારાં તન, મન, ધન સદ્‌ગુરુના ચરણમાં અર્પણ કરી દે; આ જગતમાં એના વિના બીજું કાંઇ પણ દૈવત નથી. ( ૧૨ ) तत्त्वमसि મહાવાકયમાં સદ્‌ગુરુ तत्-પદ ( શિવ સ્વરૂપ ) છે; શિષ્ય त्वम्-પદ ( જીવ ) છે એટલા માટે તું એમના ચરણમાં ઐકયતાનો ભાવ ધારણ કર. (૧૩) ગુરૂ तत्-પદ રૂપી મહાસાગર હોઇને શિષ્ય त्वम्-પદ રૂપ તરંગ છે; આ બન્ને પદ ( જીવ-શિવ ) નો નિરાસ કરીને તું નિર્વિકાર બ્રહ્મરૂપે થઇને રહે. ( ૧૪ ) ગુરુનો ભય રાખીને ( એમને દુઃખ થશે એ ભયથી એમની ઇચ્છા વિરુદ્ધ આચરણ ન કરીને ) એમની સાથે પ્રેમપૂર્વક ( અભેદ ભાવે ) વ્યવહાર કરીશ, તો અવશ્ય કીટભ્રમર ન્યાયે તને આત્મસ્વરૂપની પ્રાપ્તિ થશે. ( ૧૫ ) ઇયળને જેવી રીતે ભ્રમરનું રૂપ પ્રાપ્ત થાય છે, તે પ્રમાણે ગુરુ તને સાયુજ્ય મુક્તિ ( એમની સાથે અભેદ જ્ઞાન ) આપશે, એટલે તું ખરેખર સુખી થઇને સ્વસ્વરૂપમાં રમ્યા કરીશ. ( ૧૬ ) તત્ત્વદૃષ્ટિથી જોતાં ( બ્રહ્મ )

સ્વરૂપમાં કશો ભેદભાવ નથી, પરંતુ આત્મસ્વરૂપ એક માત્ર ધ્યાનથી જ મેળવી શકાય છે.ધ્યાન દૃઢ થતાં જ અનુભવ દ્વારા તું સુખી થઇને સંસારભયમાંથી છૂટી જઇશ. (૧૭) આ શાસ્ત્રને ગુપ્ત રાખજે. કોઇને ગમે તેમ અને ગમે ત્યારે કહ્યા ન કરીશ. આ ગુરુગમ્ય વિદ્યાનો તું જાતે જ અનુભવ કર. (૧૮) કેવળ પશુની પેઠે જીવન ગાળનારાને જો તું આ જ્ઞાન સંભળાવીશ તો એમાં એમની શું સિદ્ધિ થવાની છે ? કોઇનો સદ્ભાવ જોઇ તપાસીને કૃપા કરવી જોઇએ એમ તને લાગે, તો ઉપર કહ્યું છે તેવો એનો અધિકાર હોવો જોઇએ. (૧૯) આવી ગુરુસંપ્રદાયની પરંપરા છે, એ પરંપરા પ્રમાણે જો શિષ્યને ગુરુચરણમાં ભકિત હોય તો તેને આત્મજ્ઞાન થવામાં, ભાઇ, અધઘડીનો પણ વિલંબ થતો નથી. (૨૦) ગુરુસંપ્રદાયની પદ્ધતિને છોડીને તું જો આ રહસ્ય પ્રકટ કરીશ, તો ગુરુજ્ઞાન મને સમજાયુ છે, એવી ચોવટ કરનારા જ નીકળી આવશે. (૨૧) એટલા માટે હૃદયમાં આ જ્ઞાનને ગુપ્ત રાખ, અને સ્વયં આ પરમામૃતનો સ્વાદ લે, એટલે તું બધા યોગીઓનો પણ મુકુટમણિ થઇશ. (૨૨) આ પરમામૃત ગ્રન્થ પ્રમાણભૂત છે; આમાં પરમાર્થનું જ વર્ણન છે, જેને ગુરુગમ-ગુરુરહસ્ય જાણવું છે તેણે આ ગ્રન્થનું અવલોકન કરવું. (૨૩) આજ ગુરુબીજ કથન છે-ગુરુના ગુપ્ત ઉપદેશની જ્ઞાનકથા છે, તેથી એનું જતન કરવું, અને સદ્ગુરુના ચરણની સેવા કરીને સુખી થવું. (૨૪) મુકુન્દરાજ યોગી કહે છે કે આ જ્ઞાન (બુદ્ધિ) નો જે અનુભવ કરશે તે અંતર્મુખ થઇને પોતાના સ્વરૂપને અવશ્ય નિહાળશે. (૨૫) સંપૂર્ણ

શ્રી

# પરમામૃત

## નો

# અભ્યાસ×

લેખક—શ્રી વિષ્ણુપ્રસાદ ર. ભટ્ટ બી. એ.



આ પરમામૃત વેદાંતનો પ્રમાણભૂત ગ્રંથ છે. વેદાંત એટલે ઉપનિષદો અને ઉપનિષદો એટલે

**વેદાંત એટલે શું?**

સનાતન સત્યોનો સમૂહ. જે પ્રજા સનાતન સત્યોને સમજતી નથી અને તે પ્રમાણે આચરણ કરતી નથી, તે પ્રજા ઉન્નતિ મેળવી શકતી નથી.

---

× આ પરમામૃતનો એક અનુવાદ શ્રી વિષ્ણુપ્રસાદ ભટ્ટે ઇ. સ. ૧૯૨૮ માં કરેલો ભાવનગરથી છપાયો હતો. 'ઉત્થાન' માં છાપેલો અનુવાદ તદ્દન નવો છે; પરંતુ પ્રથમ અનુવાદકે પોતાના ગ્રન્થમાં પ્રસ્તાવના તથા અભ્યાસ લખીને એમાં સુંદર ઉમેરો કર્યો હતો, જેનો ઉપયોગી ભાગ અહીં એમની પરવાનગીથી, વાચકોને ઉપયોગી નીવડશે એમ ધારી છાપ્યો છે.

—તંત્રી.

અમૃતત્વના માર્ગ પર ચાલવાને ચાહે છે, તેમને માટે અતિ પ્રાચીન પરમ્પરાથી સાધન-ચતુષ્ટયનો માર્ગ નિર્દિષ્ટ થયેલો ચાલ્યો આવેલો છે. આ માર્ગ એટલે (૧) વિવેક (૨) વૈરાગ્ય (૩) ષટ્સમ્પત્તિ અને (૪) મુમુક્ષત્વ અથવા પ્રેમ. કેટલાક લોકો એવા પણ છે કે, જે આ પરંપરાને માનતા નથી, અને કહે છે કે એ તો કેવળ શ્રી શંકરાચાર્યનો મત છે, પરંતુ હકીકત એવી નથી.

આ સાધન-ચતુષ્ટય શ્રીમદ્ શંકરાચાર્યના સમય પહેલાં ઘણા જ પ્રાચીન કાલથી પ્રચલિત છે, એ સિવાય બીજાં પણ સાધનો છે. પણ તેમાંનાં ઘણાં ખરા આ સાધન-ચતુષ્ટયમાં અતિ સંક્ષિપ્ત રૂપમાં અંતર્ગત થયેલાં છે, જે પ્રત્યેક વાસ્તવિક ધર્મસંપ્રદાયોમાં આ માર્ગના જિજ્ઞાસુ માટે અતિ ઉપયોગી અને આવશ્યક બતાવવામાં આવેલા છે. માત્ર જુદાંજુદાં નામોને માટે કોઈ આક્ષેપ લેવાને માગે તો આક્ષેપ લઈ શકે છે. એકના સ્થાનમાં પોતાની પસંદગીનુ બીજુ નામ જેને ગોઠવવું હોય તે ગોઠવી શકે છે, પરંતુ જે સાધનવસ્તુ છે તેની તો ઉપેક્ષા થઈ શકતી નથી. કારણ સાધનસંપત્તિ વિના આ માર્ગ પર કોઈ ઉપસ્થિત થઈ શકતુ નથી. અગર કોઈ સાધનહીન અનધિકારી પુરુષ પ્રયાણ કરે તો આ "અસ્ત્રાની ધારવાળા" માર્ગથી ખચ્ચિત અધઃપતન થયા વિના રહેશે નહિ અથવા શુષ્ક નીરસ બૌદ્ધિક જ્ઞાનના ચઢાવ ઉપરથી ટક્કર ખાઇને ચકનાચૂર થઈ જશે.

જે સદ સદ્વિવેકી, વૈરાગ્યવાન, શમ-દમાદિ ષટ્સમ્પત્તિયુક્ત અને મુમુક્ષુ હોય તેનામાં બ્રહ્મજિજ્ઞાસાની યોગ્યતા માનવામાં આવેલી છે. તત્ત્વવેત્તાઓએ જિજ્ઞાસાનાં ચાર સાધન બતાવેલાં છે. તે સાધનસમ્પન્ન થવાથી જ સત્ય સ્વરૂપ આત્મામાં સ્થિતિ થઈ શકે છે, તે સિવાય નહિ.

પહેલું સાધન નિત્યાનિત્ય વસ્તુવિવેક ગણવામાં આવેલું છે. બીજું લૌકિક તેમ જ પારલૌકિક સુખભોગમાં વૈરાગ્ય થવો તે છે.

ત્રીજું, શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા, સમાધાન એ ૭ સમ્પત્તિયો છે, અને ચોથું સાધન મુમુક્ષુતા અથવા પ્રેમ છે. એ દરેક સાધનને આચરણમાં મૂકવા માટે તેનું અલગ અલગ વિવેચન નીચે પ્રમાણે કરવામાં આવે છે. આ ચારે સાધનો આચરણમાં ઉતાર્યા પછી જ સાધક ખરેખર આત્મતત્ત્વનો અપરોક્ષ અનુભવ કરવાનો અધિકારી બને છે.

**પહેલું સાધન વિવેક છેઃ**—સામાન્ય રીતે વિવેક શબ્દ સત્ અને અસત્ એટલે કે નિત્ય અને અનિત્યને ઓળખવાની શક્તિ, એવા અર્થમાં વપરાય છે, આ વિવેક મનુષ્યોને ગુરૂપરંપરાના માર્ગ પર લઈ જાય છે. વિવેકમાં ઉપર બતાવેલા સામાન્ય અર્થ કરતાં પણ કંઈ વિશેષ રહસ્ય સમાયેલું છે, અને પરપદમાર્ગની શરૂઆતમાં જ આ સાધન પ્રમાણે વર્તન રાખવાનું છે, એટલું જ નહિ, પરંતુ પરંપદની પ્રાપ્તિ થતાં સુધી દરેક ક્ષણે ક્ષણે અને પળે પળે હંમેશાં તે પ્રમાણે જીવન ઘડવાની આવશ્યકતા રહે છે. આપણે આ માર્ગ પસંદ કરેલો છે, કેમકે જે વસ્તુ પરિચય કરવા યોગ્ય છે—ઓળખવા જેવી છે, તે સર્વ માત્ર આ માર્ગે ચાલવાથી જ પ્રાપ્ત થઈ શકે છે, એવો આપણો પક્કો નિશ્ચય થયેલો છે. જે લોકોને એવી સમજ થઈ નથી, તેઓ જગતના વૈભવ અને સત્તાની પ્રાપ્તિ માટે પ્રયત્ન કર્યા જ જાય છે; પરંતુ તે વૈભવો અને સત્તા બહુમાં બહુ તો માત્ર એક જન્મ પૂરતી છે, અને તેથી તે બન્ને અસત્ અને અનિત્ય છે. એના કરતાં બીજી વધારે મહત્ત્વની વસ્તુ છે, કે જે સત્ અને નિત્ય છે. જ્યારે સાધકને આ સત્ અને નિત્ય વસ્તુઓનું એક વાર ભાન થશે, ત્યારે તે અગાઉ જણાવેલી અનિત્ય વસ્તુની કદી ઈચ્છા કરશે નહિ.

જગત્ ભરમાં માત્ર બે જ પ્રકારનાં મનુષ્યો છે. એક તો જેઓને જ્ઞાન પ્રાપ્ત થયું છે તે, અને બીજા જેઓને જ્ઞાન પ્રાપ્ત થયું નથી તે. વાસ્તવિક રીતે જોતાં આ જ્ઞાન જ મહત્ત્વની વસ્તુ છે. એક માણસ

કયો ધર્મ પાળે છે, તથા તે કઈ જાતિનો છે, એ બાબતો કંઇ અગત્યની નથી. ખરેખરી અગત્યની વસ્તુ કેવળ જ્ઞાન જ છે. અને આ જ્ઞાન એટલે તે મનુષ્યવિકાસ માટે ઈશ્વિરે કરેલી યોજનાનું જ્ઞાન સમજવું. એ યોજનાને વિકાસક્રમ કહેવામાં આવે છે. તેને લીધે મનુષ્ય દિનપ્રતિદિન પરંપદના માર્ગે આગળ વધે છે જ્યારે કોઈ પણ મનુષ્યની આ બાબતમાં એક વખત આંખ ઊઘડે છે અને જ્યારે તેને વિકાસક્રમની યોજનાનુ ખરૂં જ્ઞાન થાય છે ત્યારે તે માણસ આ યોજના સાથે એકરૂપ થયા વિના તથા તેને માટે કાર્ય કર્યા વિના રહી શકતો નથી; કારણ વિકાસક્રમની યોજના ઘણી જ ઉત્તમ અને મનોહર છે. આ વિશ્વના નિયંત્રણ માટે કેટલીક ઈશ્વરી યોજનાઓ છે. તે પૈકીની એક એ વિકાસક્રમની યોજના છે, તેને લીધે જિજ્ઞાસુ મનુષ્ય દિનપ્રતિદિન પરંપદના માર્ગ ઉપર આગળ વધી શકે છે. જ્યારે આ બાબતમાં જિજ્ઞાસુની એક વખત આંખ ઊઘડે છે, અને જ્યારે તેને વિકાસક્રમની યોજનાનું યથાર્થ જ્ઞાન થાય છે, ત્યારે તે જિજ્ઞાસુ મનુષ્ય આ યોજના સાથે એકરૂપ થઈ તેને માટે સહકાર્ય કર્યા વિના રહી શકતો નથી આ યોજનાનું જ્ઞાન થતાની સાથે તે દૈવી સમ્પત્તિના પક્ષમાં રહી સત્ય, સદ્ધર્મ અને સદાચાર પાળીને, અસત્ય, અધર્મ અને દુરાચારની સામે લડે છે, અને પોતાના સ્વાર્થનો ત્યાગ કરી આખા જગતના કલ્યાણ માટે કાર્ય કરતો થાય છે, અર્થાત્ ધર્મક્ષેત્રરૂપ કુરુક્ષેત્રમાં અર્જુન જેવો આદર્શ શિષ્ય બનીને આસુરી સંપત્તિનું બળ ઓછું કરવાને નિમિત્ત થઇ ઊભો રહે છે.

જગતના મહાન જીવન્મુક્ત પુરૂષો કહે છે કેઃ-મુમુક્ષુ જ્યારે આ પ્રમાણે કાર્ય કરતો થાય છે, ત્યારે તે અમારા મંડળમાંનો જ એક છે. પછી ભલે તે પોતાને હિન્દુ કહે યા બૌદ્ધ યા ખ્રિસ્તી યા મુસલમીન ભલે તે ગમે તે દેશનો રહેનાર હોય તેની સાથે મુમુક્ષુ જીવનનો. પણ સંબંધ નથી. જો કે હિન્દુધર્મશાસ્ત્રોમાં જ્યાં વિધિવિધાનનો

વાસનાશરીર તો કામનાઓનો માળો છે. ક્રોધ, લોભ, મોહ, મદ
ગેરે માત્ર તેજ શરીરમાં વસે છે. માટે, મનુષ્યની વૃત્તિઓ પણ આજ
ાર્ગે, મને કે કમને, વળે છે. મનુષ્યને લાગે છે કે, તેને તમસ,
જસ વગેરે ગુણોની જરૂર નથી. તો પણ વાસના શરીરની ઈચ્છાઓ
મને આત્માની ઉત્કૃષ્ટ ઈચ્છાઓ વચ્ચેનો મુકાબલો મનુષ્યે જરૂર
ામજવો જોઇએ, અર્થાત્ બન્નેની વચ્ચે વિવેક કરવાનું ખાસ આવ-
યક છે.

માનસ શરીર પણ પોતાને અહંકાર અને ગર્વના કારણથી બીજા
કો કરતાં જુદું સમજે છે. અને બીજાઓનો વિચાર બાજુએ મૂકી
ાત્ર પોતાના સ્વાર્થનો વિચાર આખો વખત કર્યા કરે છે. સાધકે
નને સંસારના વિષયો ઉપરથી ખેંચી લીધુ હોય, તો પણ તે
ોતાને જ માટે અર્થાત્ પોતાના સ્વાર્થને માટે હજી પ્રયત્ન કરે છે,
ને બીજાઓને સહાયતા કરવાનો તેમ જ ગુરૂદેવના કાર્યનો એટલે
નિ સ્વાર્થ કાર્ય કરવાનો વિચાર કરવાને બદલે પોતાને કેમ આગળ
ધવું તેનો વિચાર કરાવે છે. જ્યારે સાધક ધ્યાન કરવા બેસે ત્યારે
ને પોતાને જોઇતી એક વસ્તુનું ધ્યાન કરવા નહિ દેતાં, મનને પોતાને
જે અનેક વસ્તુ પસંદ હોય તેના જ વિચારો જબરદસ્તીથી સામે
રજુ કરી સાધકને ઇષ્ટ વસ્તુનું ધ્યાન કરવામા અંતરાય કરશે.
એટલે તેણે વિવેક દષ્ટિથી સમજવું જોઈએ કે, મન એ આત્મા નથી
પણ આત્માને ઉપયોગમાં લેવાનુ એક સાધન છે. તેથી સાધનનો
સદ્દુપયોગ કેવી રીતે કરવો તે વિવેક દ્વારા અવશ્ય સમજવું જોઈએ.

ગુપ્ત જ્ઞાન અથવા પરાવિદ્યા ખરાં અને ખોટાં વચ્ચેના ગોળ
ગોળ નિવેડાને માન્ય રાખતું નથી. માટે ગમે તેવાં જોખમે પણ સાધકે
સત્યનું જ અવલંબન કરવું ઘટે છે. સમજ વિનાના અજ્ઞાની લોકો
સાધકને માટે ગમે તે બોલે અગર વિચાર બાંધે તો પણ તેની દરકાર
નહીં કરતાં સાધકે જે કાંઇ ખોટું હોય તેનો ત્યાગ કરી સાચાં (સત્ય)

(અપૂર્ણ)

# પ્રસંગસ્ફૂર્તિ

卐

૧. **અમદાવાદની વ્યાયામ શાળાઓ**—અમદાવાદની જુદી જુદી વ્યાયામ શાળાઓની શેઠ શ્રી કસ્તુરભાઇએ મુલાકાત લીધી હતી. તા. ૧૭ મી સપ્ટેમ્બરે ખાડીઆ વ્યાયામ શાળાની મુલાકાત લેતી વખતે, ત્યાંના મેળાવડામાં જાણીતા નગરજનોની સમક્ષ એમણે કહ્યું: " ગુજરાતીઓ માત્ર વેપાર જ કરી જાણે છે એમ નથી પણ બહાદુરી બતાવી શકે છે એવું પરિવર્તન ત્રણ-ચાર વર્ષમાં અમદાવાદ કરી બતાવશે એવી મને આશા છે. " આગળ જતા એમ પણ કહ્યું હતું કે-" આ વ્યાયામશાળાનો લાભ માત્ર થોડાજ જુવાનો લે એમ ન થવું જોઈએ. ખાડીઆના દરેક જુવાને તેનો લાભ લેવો જોઈએ. છેલ્લા હુલ્લડમાં પ્રજાએ જે કાયરતા બતાવી હતી તે હવે દૂર ન કરે ત્યાં સુધી આવી પ્રવૃત્તિઓનો કૈં અર્થ નથી. " આ સૂચના ખૂબ જ મહત્ત્વપૂર્ણ છે, પ્રજાએ વીરત્વ કેળવી જીવનમાં શૌર્ય ભરવાનું છે. અહિંસા એટલે પામરતા કે અશક્તિ નહીં, પણ સશક્ત શરીર અને બહાદુર મનનું ઘડતર છે. આત્મરક્ષણ વિના દેશ

રક્ષણ, ધર્મરક્ષણ કે ધનરક્ષણ કશું બની શકે નહિ, અને આત્મ-રક્ષણ કરી શકે એવા સમર્થ સેવકો જ જનતાની સેવા કરી શકે છે, ભયથી કાંપતા કે મોહમાં મુઝાતાં પામરો તો પોતે મરીને બીજાને પણ મૃત્યુના મુખમાં અને ભયના ભયંકર અંધારામાં ધસડી જાય છે.

૨ સૂર્યગ્રહણ અને તીર્થસ્નાન—તા. ૨૧-૯-૪૧ ને રવિવારે બધે સૂર્યગ્રહણ દેખાયું; લાખો મનુષ્યોએ કુરુક્ષેત્ર જઈ સ્નાન કર્યું; કાશીમાં ત્રણ લાખ હિંદુઓએ ગંગાસ્નાન કર્યું; લાહોરમાં પચાસહજાર હિંદુઓએ રાવીના જલમાં શરીર ધોયાં; મુંબઈમાં સમુદ્રસ્નાન ઊજવાયું; આમ જ્યાં જ્યાં નદી કે સમુદ્ર હશે ત્યાં બધે અસંખ્ય હિંદુ જનતાએ શરીરસ્નાન કરીને પોતાને પાવન માન્યા હશે; એ બધાંમાં, જેમણે બાહ્ય સ્નાન સાથે મનમાં ઈશ્વરને ઉતારીને મનના મેલ ધોયા હશે, એની પાવક આત્મજ્યોતિનાં અજવાળાં વડે આંતર અંધકાર કહાડયો હશે—એ સૌ ધન્યવાદને પાત્ર. બાહ્યના ગ્રહણ કરતાં, આંતરગ્રહ પર ઉતરતું અજ્ઞાન અને એનાં વંશવારસ જેવાં કુસંપ, રાગદ્વેષ, વગેરે દ્વંદ્વોના ગ્રહણ ને સૌ અગ્રાહ્ય સમજી એનું અગ્રહણ કરવાનું છે, એવો ધન્ય વિચાર કેટલાને સુઝયો હશે, કે જેથી એ ગ્રહણ હમેશાને માટે અગ્રહણ જ થઈ જાય.

૩ આધુનિક કેળવણીમાં સર્વાંગી સુધારણા—તા. ૨૭ મી સપ્ટમ્બરે મદ્રાસ ઇલાકામાં એક નિશાળના મકાનની ઉદ્‌ઘાટન ક્રિયા વખતે ત્રાવણકોરના દિવાન સર સી. પી. રામસ્વામી આયરે સંગીત અને નૃત્યકલા વગેરે જેમ લલિત ભાવોને પુષ્ટ કરી એનો વિકાસ કરે છે, તેવી જ રીતે શારીરિક કેળવણીની અગત્યતા સમજાવતાં કહ્યું હતું કે પશ્ચિમનાં રમત ગમતનાં સાધનોથી આપણું કામ પતે એમ નથી. પરંતુ દેશી રમતોની સાથે હઠયોગનાં આસન અને પ્રાણાયામના શિક્ષણ ઉપર ભાર મૂકીને સમજાવ્યું હતું કે ધાર્મિક સંસ્કાર પાડવા

ઉપરાંત શરીર સ્વાસ્થ્યમાં પણ એ સુંદર ફાળો આપે એવાં છે.

૪. અત્યારની નાસ્તિક કેળવણી—અ'હામાદ યુનિવર્સિ-ટીના વાઈસ ચાન્સેલર શ્રી અમરનાથ ઝાએ શ્રીનગરમાં ભરાયેલી અખિલ ભારત શિક્ષણ પરિષદના પ્રમુખસ્થાનેથી ભાષણ કરતા, અત્યારની અપાતી કેળવણીને નાસ્તિક કહી હતી. એમણે કહ્યું કે, આધુનિક શિક્ષણમા ઈશ્વરને સ્થાન જ નથી. મનુષ્યના આત્મવિકાસનો એમાં વિચાર જ કરવામાં આવતો નથી. વત્તાઓછા પ્રમાણમાં એ શરીરને કેળવે છે, બુદ્ધિને ખીલવે છે, રોજી રળતાં શીખવે છે, પરંતુ સમાજ, વિજ્ઞાન, અને ધર્મને તો એવાં જુદા પાડી નાંખે છે, અને પરસ્પર એટલાં અસંબદ્ધ ગણે છે કે, એમાં ધર્મને તો પોતાની મેળે જ પોતાની સંભાળ લેવી પડે છે. અંતરમા ઉજાસ પાડનારી, માનવને સંયમ અને શીલ અર્પનાર આત્મવિદ્યાની

વિચાર જ કરતુ નથી.



# ગ્રંથાવલોકન



**અ. સૌ. વિધવા: લેખક: શ્રી બાબુભાઈ પ્રાણજીવન વૈદ્ય. પ્રકાશક: પ્રગતિ સાહિત્ય મંદિર, રાજકોટ મૂલ્ય રૂ. ૨–૦–૦**

પ્રગતિ ગ્રંથમાળાના બીજા વર્ષનું આ પહેલું પુસ્તક છે. અગિયાર વાર્તાઓના આ સંગ્રહનું નામ તેની પેલી વાર્તા ઉપરથી જ આપવામાં આવ્યું છે. નામની પાછળ ત્યાગ અને પવિત્રતાની ભાવના જણાય છે. વિધવા હિન્દુ સમાજમાં ત્યાગમૂર્ત્તિ છે. કેટલાંયે કહેવાતાં અ. સૌ. બૈરાંઓ વૈધવ્યની ચૂડ ને અદૃષ્ય ધૂંસરી વહન કરી રહ્યાં હોય છે. તેવાં એક શિયળ, ત્યાગ અને સેવાના પ્રતીકનું જ્વલંત પાત્ર લેખકે આ વાર્તામાં રજુ કર્યું છે.

આ નવલિકાઓ કલામય છે; પણ તેમાં કલાનો સ્વચ્છંદ વિહાર નથી. લેખકને મન કલા જીવનને ઉન્નત બનાવનારી વસ્તુ છે. વાર્તાઓ ખૂબ જ વાસ્તવિક, રોચક અને સરળ છે. પુસ્તક વાંચતાં વાચકને માનવતાની–માણસાઇની ઝાંખી થાય એમ છે. માનવજીવનના નીચલા થરમાંથી ઉપાડી લીધેલાં પાત્રો, લેખકે બેનમૂન કલાથી જીવન્ત અને

અમર બનાવ્યાં છે. સમજુ વાચક જરૂર કળી જશે કે, રામો વાળંદ અને જીવો ગાડીવાળો લેખકના પરિચારકો પૈકીના જ હોવા જોઈએ. બીજી વાર્તાઓનાં પાત્રો પણ લેખકની આસપાસનાં રોજરોજનાં સંસર્ગના માનવીઓ છે. કલાનું ઊંચું ધોરણ, સંસ્કારમય ભાષા, સાદી અને સરળ શૈલી, પાત્રો અને ઘટનાઓનું સાતત્ય, વસ્તુનું તદ્દન વાસ્તવિક નિરૂપણ, નીતિ, ન્યાય અને માનવતાનું અગ્રસ્થાન, એ આ પુસ્તકનાં વિશિષ્ટ અંગો છે. શ્રી. બાબુભાઈમાં ગુજરાતને એક સફળ નવલિકાકાર પ્રાપ્ત થયેલ છે એમ અમને લાગે છે.

નાઝીરાજ: લેખક:—શ્રી ચંદ્રભાઈ કા. ભટ્ટ, પ્રકાશક, પ્રગતિ સાહિત્ય મંદિર, રાજકોટ. મૂ. ૧-૧૨-૦

પ્રગતિ ગ્રંથમાળાના પહેલા વર્ષનું આ ચોથું પુસ્તક છે. ગત મહાન યુદ્ધ પછી એટલે કે ૧૯૧૯ થી નાઝીસત્તા આવતાં સુધીનો એટલે ૧૯૩૩-૩૪ સુધીનો ઇતિહાસ આ પુસ્તકમાં છે. ગતયુદ્ધના પ્રત્યાઘાતનું ધ્યાન પુસ્તક વાંચતાં થાય છે. લેખકનો આશય તો ખાસ કરીને નાઝી લોકો કેવી રીતે સત્તા ઉપર આવ્યા અને સત્તા ઉપર આવવા માટે તેમણે કેવી કેવી જાતના જુલ્મો કર્યા, તે બતાવવાનો હોય એમ લાગે છે. ઘટનાઓનું નિરૂપણ કંઈક વધારે ઘેરૂં જણાય છે. સમાજવાદી વ્યવસ્થા તરફ વિશેષ પક્ષપાત પણ તરી આવે છે, છતાં પુસ્તકને ઘણી જ સફળ રીતે સુંદર રસપ્રદ ભાષા અને શૈલીમાં ઉતારવામાં આવ્યું છે કે જેથી વાર્તાની માફક વંચાઈ જાય છે

નર્મદાશંકર વ્યાસ

卐

Regd No. B. 4592



કેટલાએક લોકો એમ પૂછે છે કે "હિન્દુસ્તાનમાં રાજકીય અધઃપાત કેમ આવી ? શું વેદાન્ત જ એમાં કારણભૂત નથી ?" રામ કહે છે કે એ વાત સાચી નથી., સાચી વાત એ છે કે અધોગતિનું કારણ વેદાન્ત નહીં, પણ વેદાન્તનો અભાવ છે......જ્યાં સુધી હિન્દુસ્તાનના જનસમાજમાં ઘેર ઘેર વેદાન્તનો પ્રચાર હતો, ત્યાં સુધી હિન્દુસ્તાનને માથે કીર્તિનો મુકુટ હતો. પૃથ્વી પર બધી વાતે એનું સર્વોપરિપણું હતું અને એ જાતે સમૃદ્ધિવાન હતું; પણ ત્યાર પછી વખત બદલાયો: અમુક સ્વભાવના લોકોની સત્તા ઊતરી આવી કે જેથી એનો અસ્તકાળ શરૂ થયો. જનસમાજે અને વેદાન્તને છૂટું છેડું પડ્યું, અને જનસમૂહ—"હે પરમેશ્વર, હું ત્હારો દાસ છું, ત્હારો ગુલામ છું." એવો ધર્મ માનવા લાગ્યો ત્યારથી એની પરાધીનતા શરૂ થઇ.......જે ધર્મ પોતાની જાતને હલકી ગણવાનું, ધિક્કારવાનું, અને પોતાને કીટ, જંતુ, નીચ, ગુલામ, દાસ, પામર, પાપી માનવાનું શીખવે છે, તે ધર્મ હિન્દુસ્તાનમા બહારથી આવ્યો છે."

સ્વા. રામતીર્થ

---

[illegible], રાવપુરા, અશોક પ્રિન્ટરીમા રમણલાલ નાનાલાલ શાહે છાપ્યું
અને [illegible]




उत्तिष्ठत जाग्रत प्राप्य वरान् निबोधत।

ઊઠો સાધક ! જાગો ને આચાર્યવરે મેળવો;
આત્મબોધ મળે એવાં વિદ્યાવિજ્ઞાન કેળવો.


તંત્રી

સ્વા. સ્વયંજ્યોતિ તીર્થ

જ્ઞાનસાધન આશ્રમ

[illegible] (પૂર્વ ગુજરાત)

આ પાંચમા અંકમાં 'ઉત્થાન'ના અધ્યાત્મવિદ્યાના ઉદ્દેશની ઉપયોગિતાનો વિચાર કરીએ.

વેદાન્ત જ ભારતવર્ષનું અમૂલ્ય જ્ઞાનધન છે. ઉપનિષદ્‌વિદ્યા જ અધ્યાત્મવિદ્યા છે, અને ગીતામાં ભગવાન સ્વમુખે પ્રશંસા કરે છે કે, "હું જે-તત્ત્વસ્વરૂપ છું" તે अध्यात्मविद्या-विद्यानाम्-બધી આર્ય વિદ્યાઓમાં અધ્યાત્મવિદ્યા છું. આ અલૌકિક વિદ્યા સર્વ કાલમાં પ્રશંસા પામેલી, પ્રત્યેક દેશમાં સૌને સમાન ઉપયોગી થઈ પડે એવી, મનુષ્યના સ્થૂલ શરીરને નહિ, પણ સૂક્ષ્મ મનોમય શરીરને સુધારી, સંસ્કારી બનાવી, જન્મપરંપરામાં ઉત્તરોત્તર ઉન્નતિ અપાવનારી છે. ઉપનિષદ્‌કાલના જે ઋષિઓએ એને અનુભવગમ્ય માનીને-વર્ત્તમાન જીવનમાં જ અનુભવી શકાય તેવી શક્યતા બનાવીને, જે જે સાધનોદ્વારા એમણે અનુભવ કર્યો છે, એ બધાં સાધનોને માનવપ્રજાના હિત માટે સ્પષ્ટ અને સચોટ રૂપે પ્રકટ કર્યાં છે. એ વિદ્યાનું મહત્ત્વ કદાચ અત્યારના વ્યવસાયી, અને બહિર્મુખ જીવનના ધમપછાડામાં પૂરેપૂરું ન સમજાય પણ વિવેકી અને વિચારશીલ મનુષ્ય તો સમજી શકે એમ છે કે, અધ્યાત્મવિદ્યા જ સાચી વિદ્યા છે.

\+ + +

આ અધ્યાત્મવિદ્યાની ઉપયોગિતા સમજવા માટે મૂલમાં વિદ્યાના વિરોધી શબ્દ તરીકે અવિદ્યા, અને વિદ્યાના પરા અને અપરા એવા બે વિભાગ ઉપનિષદ્ પાડે છે તે આપણે તપાસી જોઇએ.

ઈશાવાસ્ય ઉપનિષદ્ કહે છે કે-

अविद्यया मृत्युं तीर्त्वा विद्ययाऽमृतमश्नुते ॥

અવિદ્યા વડે મૃત્યુને તરી જઈને વિદ્યા વડે (સાધક) અમૃતનો ભોગ કરે છે.

મૃત્યુને તરવું એટલે આ પાર્થિવ જીવનનો વ્યવહાર કરતાં કરતાં, થી મૃત્યુ સુધીના જીવનમાં જે જે વ્યાવહારિક વિદ્યાઓનો ઉપયોગ

કરવો પડે, જે વિદ્યાઓ વડે ધર્મ, અર્થ અને કામના ત્રિવર્ગ ક્ષેત્રમાં સુખપૂર્વક જીવનનિર્વાહ કરી શકાય એ વિદ્યાસમૂહ. સાંસારિક ક્ષેત્રની બધી વિદ્યાઓને અહીં અવિદ્યા કહી છે, પણ એ અવિદ્યાનો નિરાદર કરીને સાંસારિક જીવનના ત્રિવર્ગના સાધન સુધી જ એનો ઉપયોગ છે એમ બતાવ્યું છે. એ અવિદ્યાથી–સાંસારિક ક્ષેત્રોની એ બધી વિદ્યાઓથી–જીવનનું એવું સુંદર ઘડતર થાય કે જીવન સુખપૂર્વક રીતે, ધર્મક્ષેત્રમાં સંયમ અને શીલની પ્રાપ્તિ થાય, ધાર્મિક જીવન વડેજ આર્થિક સાધનો અને સંપત્તિઓ મેળવાય અને એ બધાં સંપત્તિનાં સાધનોનો કામ એટલે કુટુંબ, જાતિ, સ્વગ્રામ, સ્વદેશ અને જગતભરનાં પ્રાણી સાથેના બધા સામાજિક સંબંધોના જે સ્નેહ તથા સંપના પરસ્પરના સુખસંબંધો છે, એ સંયમ, શાન્તિ અને અનાસક્તિપૂર્વક નિભાવી શકાય. અવિદ્યાનો અર્થ ઈશાવાસ્ય ઉપનિષદ્‌ના ઋષિ આવો કહી બતાવે છે.

\+ \+ \+

આ અવિદ્યાને વિદ્યાથી જૂદી પાડી બતાવવા માટે મુણ્ડક ઉપનિષદ્‌માં વિદ્યાના પરા અને અપરા એવા બે વિભાગ પાડી બતાવે છે. વિદ્યાને પરા અને અવિદ્યાને અપરા તરીકે ઓળખીએ, એટલે વિદ્યા અને અવિદ્યાનો અર્થ પૂરેપૂરો સમજાય એમ છે. મુણ્ડક ઉપનિષદ્ કહે છે કેઃ–

द्वे विद्ये वेदितव्ये इति ह स्म यद् ब्रह्मविदो वदन्ति परा चैवापराच ॥

અર્થઃ–બ્રહ્મવેત્તાઓએ કહ્યું છે કે બે વિદ્યાઓ જાણવા જેવી છેઃ– એક પરા અને બીજી અપરા

એ બન્નેનું સ્પષ્ટીકરણ પણ તેજ ઉપનિષદ્‌માં નીચે પ્રમાણે કર્યું છે.

तत्रापरा ऋग्वेदो यजुर्वेदः सामवेदोऽथर्ववेदः शिक्षा कल्पो व्याकरणं निरुक्तं छन्दो ज्योतिषमिति । अथ परा यया तदक्षरमधिगम्यते ॥

બ્રહ્મનું સ્વ અને જીવાત્માનું સ્વ જુદુ નથી, સ્વ-ભાવ જૂદા છે બ્રહ્મનો સ્વભાવ ઉપર કહ્યો તેમ સચ્ચિદાનંદ છે, અને પ્રત્યેક વિકારી વ્યાવહારિક અવસ્થામા પણ નિર્વિકારી છે, જ્યારે જીવાત્માનો સ્વ-ભાવ લઘુતાનો, મૃત્યુનો, દેહનો, દુઃખનો, અને એવી રીતે બધી અલ્પતા અને અજ્ઞાનનો છે. આવા સ્વ-ભાવની જે વિદ્યા, બ્રહ્મની હૃદયમા સતત ભાવના જાગ્રત રહે તેવી નિર્વિકાર અવસ્થા-તેજ અધ્યાત્મવિદ્યા, તેજ મુડક ઉપનિષદ્‌ની પરા વિદ્યા અને ઇશાવાસ્યની વિદ્યા.

* * *

આનાથી વિપરીત સ્વભાવવાળી, જીવભાવને પોષણ આપનારી ઇંદ્રિયપ્રત્યક્ષ થતા જગતને જ સાચુ માનીને એમા વ્યવહાર કરાવનારી, કર્તા ભોકતાવાળા અંત કરણના ઊડાણમાથી અનેક પૂર્વજન્મોના સસ્કાર પ્રમાણે વાસનાના ફણગા ફૂટાડનારી જે અવસ્થા તે અવિદ્યા અને એનો સ્વભાવ તે જીવભાવ.

આ રહસ્યને પુનર્જન્મના સિદ્ધાન્ત સાથે સબંધ છે પશ્ચિમમાં પણ હવે અનેક પ્રત્યક્ષ પ્રમાણોદ્વારા એ સિદ્ધાન્ત માન્યતા પ્રસારતો જાય છે. મનુષ્ય તો શુ, પણ કોઈ પણ વસ્તુ વિનાશી નથી પણ કેવળ વિકારી છે, બદલાય છે કેવળ વસ્તુનુ રૂપ અને વ્યવહાર પુરતુ પાડેલુ નામ, આમ આર્યઋષિઓએ અગણિત યુગો પૂર્વે જે તત્ત્વ શોધી આપીને ભારતવર્ષની પ્રજાને તો જાણે એના લોહીમા-એની નસેનસમા રેડી આપ્યુ છે, તે અત્યારે પશ્ચિમની પ્રજા ભૂતપ્રેતોના આવાહન કરી કરીને સિદ્ધ કરી બતાવે છે, કે મનુષ્ય એટલે આ પૃથ્વીના ગ્રહ ઉપર હરતો ફરતો, અનેક વાસનાઓના સમૂહથી ચચન બની બેસતો, હાડમાસના પૂતળા જેવો દેખાતો નાશવાન્ પ્રાણી નથી, પણ આ પાર્થિવ શરીરને બાળી કે દાટી દીધા પછી, એમાં કોઇ એવુ સૂક્ષ્મ વ્યક્તિત્વ છે કે જે પોતાનુ શરીર ટકાવી રાખે છે, કોઈ કોઇનામા તો આ જગતના ભોગવિલાસ માટે,

પોતાનાં પાછળ મૂકેલાં સંબંધી, સ્નેહી તથા પ્રિય પદાર્થો માટે એવી તો મમતા દેખાય છે કે, પંચતત્ત્વોનું સૂક્ષ્મ શરીર, મનુષ્યના જેવા જ મન તથા સ્વભાવવાળું, ઘણા મનુષ્યોનાં સ્વપ્નમાં તથા સ્વપ્ન શરીરના જેવી ધ્યાનાવસ્થામાં દૃષ્ટિગોચર થાય છે અને સાક્ષી આપે છે કે, " હે ભૂતલવાસીઓ ! અમે પણ તમારા જેવા જ સ્વભાવના છીએ; અમને ય સુખદુઃખનાં દ્વંદ્વ સતાવે છે, અમને ય રાગદ્વેષનાં બંધનો બાંધી રાખે છે; અને તમે ય ચેતજો કે જેવી વાસના તેવાં કર્મ, જેવાં કર્મ તેવા કર્મફળ: અને વળી પાછાં કર્મફલની ઇષ્ટાનિષ્ટતાના સંતોષ અને અસંતોષના પરિણામ રૂપે નવી નવી વાસનાઓની ગાંસડીઓ બાંધતા જવાની છે."

× × ×

પશ્ચિમની ભાષાઓમા આવા સેંકડો પુસ્તકો લખાયાં છે. પ્રેતોનાં સૂક્ષ્મ રૂપોનાં—તેજસ તત્ત્વનાં બનેલાં શરીરોનાં ચિત્રો પણ-તેઓ ઉતારી શકે છે અને આમ બતાવીને કહે છે એટલું જ કે પુનર્જન્મ છે; માણસના શરીરમાંથી પ્રાણાત્મા નીકળી જતાં એનો અંત આવતો નથી; એ એનો અંતિમ અંત નથી. જીવાત્મા એટલે તો સૂક્ષ્મ શરીર. અનેક વાસનાઓના સમૂહ જેવું એ મનોમય પૂતળું, સૂક્ષ્મ તત્ત્વોનો દેહ ધારણ કરી, પરલોકમાં વિહાર કરવા પ્રાણાત્મા રૂપે ઊપડી જાય છે. રહી જાય છે અહીં તો કેવળ રાખ, માટી, ધુમાડો, કે તેજ, કે જે માટીમાં, ધુમાડામાં કે તેજમાં ભળીને અલોપ થાય છે; અને પૃથ્વીનું પૃથ્વી ઉપર રાખીને જીવાત્મા પોતાની લોકપરલોકની યાત્રામાં ફર્યા કરે છે.

\+ + +

અસ્તુ ! પુનર્જન્મનો સિદ્ધાંત કેવળ મનની કલ્પના નથી, પણ વાસ્તવિક અનુભવનો વિષય છે. પૃથ્વીના ગ્રહ ઉપરનું પાર્થિવ શરીર એ શરીર નહિ, પણ મુખ્યત્વે માટીનું-પૃથ્વી તત્ત્વનું એક વસ્ત્ર

છે, તેથી ઊલટું અધિદૈવ અને અધિભૂતમાં બધે ભેદભાવવાળું અસત્, જડ, અને દુઃખનું ગ્રહણ છે. અને તેથી જ પરમ અક્ષર-બ્રહ્મને વિસારી જીવાત્મા પામર સ્વભાવ ધારણ કરી બંધનમાં દુઃખી થાય છે.

બીજી રીતે કહીએ તો અધ્યાત્મ સ્વભાવ એટલે બ્રહ્મભાવ છે, ત્યારે શરીરની ઇંદ્રિયો, પ્રાણ વગેરે શક્તિઓ, અને બ્રહ્માંડની શક્તિઓ બધી ભિન્નભિન્ન દેવદેવીઓનાં સ્વરૂપો છે, તેથી બધાં એક જ બ્રહ્મને અધીન, અને નામરૂપથી સીમાબદ્ધ છે. એ બધાં સૂક્ષ્મ છે, સ્થૂલ ઇંદ્રિયથી જોઇ જાણી શકાય એવાં નથી; દેવદેવીઓના સમૂહને મન તથા સૂક્ષ્મ શરીરની ઇંદ્રિયો ત્યારે જ જોઈ જાણી શકે, કે જ્યારે એ અધિભૂતમા–સ્થૂલ પંચ તત્ત્વના જગતમાંથી–સ્થૂલ શરીર, જાગ્રત અવસ્થાના ભાનમાંથી–મન તથા ઇંદ્રિયોને વાળીને શાંત, નિશ્ચલ થઇને બેસે અને એમાં જ મનને પરોવે.

અધિભૂત અર્થાત્ સ્થૂલ પ્રાપંચિક જગતને ભૂલવાથી જ જેમ અધિદૈવ એટલે સૂક્ષ્મ દેવદેવીનાં દર્શનો કરી શકાય છે, તેમ અધિ-દૈવને ભૂલ્યા વિના અસીમ અધ્યાત્મનાં દર્શન–અનુભવ થવાં અસં-ભવિત છે.

આટલું હવે સમજી લઈએ.

૧:–જેટલું જેટલું જાગ્રત અવસ્થામાં, સ્થૂલ શરીરની ઇંદ્રિયો, મન અને બુદ્ધિદ્વારા પ્રત્યક્ષ થાય છે, તે બધું વિકારી, નાશવાન્, નામરૂપ, અસત્, જડ, અને દુઃખમય છે; મર્યાદાવાળું, હોવાથી અપૂર્ણ છે. અપૂર્ણ હોવાથી ખંડિત છે. અને ખંડિત હોવાથી ભેદભાવવાળું છે; ભેદભાવવાળું હોવાથી અનેકતાવાળું છે, અનેકતાવાળું હોવાથી ત્રિગુણા-ત્મક છે; ત્રિગુણાત્મક હોવાથી, પરસ્પર વર્ગવિગ્રહવાળું છે, અને વર્ગવિગ્રહવાળું હોવાથી હમેશાં દ્વંદ્વોથી ભરપૂર છે, તેથી સત્, ચિત્ આનન્દ સ્વભાવવાળું નથી.

૨ –તેની જ રીતે જે જે અધિદૈવ છે તે સૂક્ષ્મ છે, અધિભૂત બ્રહ્માડમાં જે જે ક્રિયાઓ ઇંદ્રિયપ્રત્યક્ષ થાય છે, તેની પાછળ કોઇને કોઇ ભિન્નભિન્ન શક્તિઓ પ્રેરણા કરે છે; આપણા સ્થૂલ જડ શરીરને ચલાવનાર જેમ આપણા સૂક્ષ્મ શરીરના મન, બુદ્ધિ તથા ઇંદ્રિયો છે, વળી એ બધુ સ્થૂલપ્રત્યક્ષ નથી, પણ કેવલ સૂક્ષ્મ મૂર્ત્તિવાળું છે, તેમ આખા બ્રહ્માડમા વહેતો વાયુ, અનેક નક્ષત્રો, ગ્રહો, અને તારકમડળરૂપે રહેતો અગ્નિ, સર્વત્ર શીતલતા અને આર્દ્રતા રાખતુ જલતત્ત્વ અને જડતા, પરાધીનતા અને બીજાનુ હલાવ્યુ હાલે તેવું અચલ પૃથ્વી તત્ત્વ, આ બધાની પાછળ જૂદા જૂદા અવ્યક્તરૂપે રહેતી જે શક્તિઓ છે, તે બધું અધિદૈવ બ્રહ્માડની સૂક્ષ્મ શક્તિઓ,તે આપણા દેવદેવીઓ છે સ્થૂલ જગતની પીઠમાં અપ્રત્યક્ષ રહી, ત્રિગુણાત્મક રીતે બ્રહ્માડને ચલાવનારા તત્ત્વનાં સૂક્ષ્મ શરીરો છે, વેદના સહિતા તથા બ્રાહ્મણ ભાગમા આ દેવ દેવતાઓની સાથે પ્રાર્થના કે ક્રિયાઓ દ્વારા અનુસધાન સાધી, એમની સાથે મેળ રાખી, જીવાત્માઓ જે પોતાની શરીરસ્થ શક્તિઓને વધારતા હતા, તે બધી આ અધિદૈવ સ્વભાવની શક્તિઓ પુરાણોમા, તેમ જ તંત્રોમા જે બધા દેવદેવીઓના ઉપાસના કે કર્મવિધાન છે, તે આ અધિદૈવ સૃષ્ટિને પુષ્ટ કરવાના સાધન છે.

૩–સ્થૂલ તેમ જ સૂક્ષ્મ આ બન્ને બ્રહ્માડનુ મૂળ, નાના પ્રકારના જડ ચેતનના ભેદવાળા વિશ્વનું અધિષ્ઠાન, સમસ્ત પ્રપંચનો જેમાથી વિવર્ત્તભાવે આવિર્ભાવ જણાય છે તે તત્ત્વ, અક્ષર, પરમ અને બ્રહ્મ એ પોતાના ભાવમાં-સ્વભાવમા રહીને સતત પોતાની જ ઇચ્છાથી અકર્ત્તા છતા કર્ત્તાભોક્તારૂપે જણાય છે, તે સ્વેચ્છા, સ્વજ્ઞાન, અને સ્વકર્મ જે અધિદૈવ અને અધિભૂતમા જણાય છે, તે સ્વ અને એનો ભાવ બધી પરિવર્ત્તનશીલ અવસ્થાઓમાં સચવાઈ રહે, તે અધ્યાત્મ એમા સ્વનો ભાવ સચવાય તે સ્વભાવ અધિભૂત તથા

અધિદૈવમાં જ્યારે સ્વભાવ વિહરે, ત્યારે દ્વૈતભાવે જીવભાવ, દેવભાવ ધારણ કરે; અને દેહભાવ ધારણ કરે, એટલે એ સંબંધીનું જે જે જ્ઞાન તે અવિદ્યા અથવા અપરા વિદ્યા અને અભેદ ભાવે રહે તે સ્વભાવનું જ્ઞાન વિદ્યા કે પરા વિદ્યા

\+ \+ \+

ઉપર મુંડક ઉપનિષદે ઋગ્વેદથી માંડીને જ્યોતિષ સુધીની વિદ્યાઓને અપરા એટલા માટે કહી છે, કે તેનાં જ્ઞાન અને કેળવણીથી જીવ, લોકલોકાન્તરમાં દેહધારી રહીને ભમે, અને શું સંપૂર્ણ સુખના ધામ જેવું સ્વર્ગ, સંપૂર્ણ દુઃખના સ્થલ જેવું નરક, કે સુખદુઃખના મિશ્રભાવવાળું આ પૃથ્વીપરનું જન્મમરણશીલ જગત્, એ બધું એને દ્વંદ્વદ્વારા ભોગવવું પડે. એમાંથી—સંપૂર્ણ દુઃખમાંથી કે મિશ્રસુખદુઃખમાંથી છૂટવા માટે શુભ કર્મો કરી સંપૂર્ણ સુખના સ્વર્ગ ધામ સુધી પહોંચે ખરો પણ અંતે એ વિકારી અને અનિત્ય છે, એટલે નિત્ય અને અવિનાશી નહિ; તેથી જે વિદ્યાઓ વિવિધ કર્મો વડે દુઃખમાંથી અનિત્ય સુખ મેળવવાનું જ્ઞાન આપે તે બધી વિદ્યાઓ અવિદ્યા.

એનાથી ઊલટું આ બધી વિદ્યાઓથી ઉપરામ બની, ઋષિઓ અનેકવિધ સાધનો અને સંશોધનો દ્વારા અંતર્મુખ બનીને, અધિદૈવ અને અધિભૂતથી વૈરાગ્ય કેળવણીને, અધ્યાત્મ તરફ વળવા માંડ્યા, ત્યારે એમને અક્ષર અને પરમ બ્રહ્મનો અનુભવ થયો, વેદોના સંહિતા અને બ્રાહ્મણ ભાગોમાં, પુરાણોમાં, તંત્રોમાં, તેમ જ યોગાદિ અંતરંગ સાધનોમાં જે જે વિદ્યાઓ છે, એની ઉપેક્ષા કરવાનું ઉપનિષદ્ એટલા માટે કહે છે, કે એ બધાંનાં ફલ નાશવાન્ છે, અને અધ્યાત્મવિદ્યાનું ફલ જે દ્વંદ્વથી નિત્યને માટે મુક્તિ અને, સત્ ચિત્ અને આનન્દની નિત્ય પ્રાપ્તિ કરાવે છે, તેથી અધ્યાત્મવિદ્યાના યોગ વડે, જીવના સ્વ-ભાવમાંથી નીકળીને બ્રહ્મના સ્વભાવમાં પ્રવેશી શકાય, એવી વિદ્યા તે

અધ્યાત્મવિદ્યા. એવું જ્ઞાન તે અધ્યાત્મજ્ઞાન.

× × ×

આપણે આટલી યુક્તિસંગત ચર્ચાની સાથે ઉપનિષદોની શ્રુતિઓનો શ્રદ્ધાભાવે વિચાર કર્યો; હવે, એ વિદ્યાને આપણે આપણા નિત્ય-જીવનમાં ઉતારવાની રહી.

એ અક્ષર અને પરમ બ્રહ્મ, સત્, ચિત અને આનન્દ છે એ જ એનું સ્વ-પોતાપણું છેઃ એ ભાવ બ્રહ્મનો નિત્ય છે, તેથી આ દ્રષ્ટા, દશ્ય અને દર્શનના ત્રિપુટિમય વિશ્વમાં પણ એવો ને એવો અખંડ છે. એ સર્વવ્યાપી છે તેથી સર્વગત છે; સર્વત્ર ક્રિયાશીલ છે, તેથી સર્વજ્ઞ છે; સર્વજ્ઞ છે, અને ક્રિયાશીલ છે, તેથી સર્વશક્તિમાન છે; અને સર્વત્ર, સર્વજ્ઞ અને સર્વગત છે, તેથી આપણા અધ્યાત્મરૂપે છે.

+ + +

કયાં સુધી અધિદૈવ અને અધિભૂત જગતમાં રખડશો? કયાં સુધી દેહભાવ રાખીને દ્વંદ્વોના સંકટમાં સપડાયા, ભીંસાયા અને રેંસાયા કરશો? જાગ્રત થાઓ, અવિદ્યાની નિદ્રામાંથી જાગો, અને જીવાત્માના સ્વ-ભાનમાંથી બ્રહ્મના સ્વ-ભાનમાં આવો, એટલે અધ્યાત્મ-વિદ્યાનું રહસ્ય એટલે કે એ એક જ વિદ્યા છે અને બીજી બધી અવિદ્યા છે એ સમજાશે તેમજ અનુભવાશે.

અવિદ્યાથી મૃત્યુ પાર કરી શકાય તે આવી રીતે. અવિદ્યાઓથી વિશ્વમાં સુખદુઃખના સંસારમાં વારંવાર આવતાં, વાસના, કર્મ અને કર્મભોગમાં, જે રખડવાની ટેવ પડી છે; તેમાં વર્તમાન સુખથી અધિક સુખ મેળવવું હોય, ઉત્તરોત્તર ઉચ્ચ જન્મ પ્રાપ્ત કરવો હોય, મન તથા ઇંદ્રિયોના વિષયસુખના જ સ્વપ્નભોગ મ્હાલવા હોય, તો એ અવિદ્યાઓનો આશ્રય લો; યજ્ઞયાગ કરો, કર્મકાંડ કરો, દેવદેવીઓને ઉપાસો, મંત્રતંત્રનાં અનુષ્ઠાન કરો, યોગનાં અષ્ટાંગો કેળવો

એટલે અવશ્ય તમને સુખ મળશે. પણ એ મર્યાદિત હોવાથી બદલાયા કરે એવું વિકારી છે, પરિણામી અને અનિત્ય છે, એટલે છેવટે તો એ નાશવાન છે, જેટલું કરો તેટલું પામો, જેવું વાવો તેવું લણો. જેટલી મજૂરી કરો તેટલી રોજી મેળવો, અને આમ એક જન્મમાંથી બીજા જન્મમાં મૃત્યુના દરવાજા ઓળંગતા જાઓ. આવી રીતે અવિદ્યા દ્વારા મૃત્યુ ઓળંગી શકાય છે.

× + ×

પરંતુ વિદ્યા કે અધ્યાત્મવિદ્યા એવા નથી, એનું સ્વ નિત્ય છે, અવિનાશી છે, સુખદુઃખાદિ દ્વંદ્વોથી રહિત એટલે કેવળ, આનંદ અને જ્ઞાનરૂપ છે. એ મેળવવા માટે દ્વૈતરૂપી સ્થૂલ-સૂક્ષ્મ ભૂલો, અધિદૈવ અને અધિભૂતના જગતમાંથી મન ઇંદ્રિયોને વાળી લો અને એકાંતમાં બેસી, નિવૃત્તિ મેળવી, ગમે તેટલા ભોગે પણ સમય શોધી કે ચોરી કાઢી, એક માત્ર સ્વ તરફ મન બુદ્ધિને વાળો, એટલે નદી જેમ પાછી વળીને પોતાના મૂળમાં સમાય તે નદી જ નથી રહેતી, તેમ એ બધા અધિદૈવ ક્ષેત્રના અંગઉપાંગ પણ મૂળ સ્વમાં-બ્રહ્મમાં તદાકાર થઈ રહેશે

સાધનાના એ પ્રકાર ઉપનિષદ તથા ગીતામાં છે, પુરાણોમાં પણ છે, તંત્રોમાં પણ છે. નિવૃત્તિ મેળવી, એકાન્તમાં બેસી, ઇન્દ્રિયો અને અંતઃકરણને અંતર્મુખ કરી, જે જે દેખાય, સંભળાય, સ્પર્શ થાય, સુગંધ લેવાય, કે સ્વાદ લેવાય તેવું પંચેન્દ્રિયના વિષયભૂત હોય, તે બધાયને દ્વૈતમય, દુઃખમય, અને જન્મમરણશીલ માની, એક માત્ર સ્વમાં ગાળી દો. ઉપાસના અને યોગનો અથવા તો ધ્યાનદ્વારા સ્વનો અનુભવ કરવાનો, બધા ધર્મો અને તત્ત્વજ્ઞાનનો સાર જેવો એ એક માત્ર સર્વમાન્ય ઉપાય છે.

એકાન્તમાં બધું ભૂલ્યા, સ્વના આનન્દ અને જ્ઞાનથી અંતઃકરણ ગદ્ગદ થયું; ઓળખાયું કે સ્વના સુખ સાથે કોઈ પણ ઇન્દ્રિયનું સુખ સરખાવી શકાય એવું નથી. એટલું જ નહિ, પણ ઇન્દ્રિયસુખ તો

દુઃખમિશ્રિત તથા અનિત્ય છે, ત્યારે આ **સ્વસુખ** નિત્ય અને અવિનાશી છે. એનો હંમેશાં **ભાવ** છે, અભાવ નથી. એ એનો **સ્વભાવ** અને એ જ **અધ્યાત્મ**-અક્ષર એટલે અવિનાશી, પરમ એટલે સૌથી મહાન્ અને બ્રહ્મ એટલે સૌથી વ્યાપકના **સ્વ** નો ભાવ તે **અધ્યાત્મ**; એ જાણવાની વિદ્યા તે અધ્યાત્મ વિદ્યા, અને એ અનુભવનો યોગ કે ઉપાસના તે અધ્યાત્મયોગ.

જે અનુભવ અંતઃકરણમાં **સ્વ**નો થયો, તે જ **સ્વ** સર્વવ્યાપક છે. તેમાં મન ઇન્દ્રિયદ્વારા પ્રતીત થતું, નામરૂપવાળું, વિનાશના ભાવવાળું આ જે વિશ્વ છે, તે શું છે?

હવે વિચાર કરો. અહીંથી જ્ઞાનની શરૂઆત થાય છે; એને માટે વિચાર સાધન છે. ધ્યાનથી અંદર જે અનુભવ્યું તે જ સર્વત્ર બાહ્ય અખંડ વ્યાપક છે એમ અનુભવીઓ પાસેથી શ્રવણ કરી, એના ઉપર સ્વતંત્રપણે વારંવાર મનન કરી, અને એ પ્રમાણે પ્રત્યેક કર્મમાં, આત્મજાગ્રતિ રાખી, બ્રહ્મના સ્વ-ભાવનું ભાન રાખવું એ એની બીજી દિશા. આ વિશુદ્ધ જ્ઞાનયોગ.

એ પૂર્ણમદઃ પૂર્ણમિદમ્‌ને સર્વત્ર અનુભવવું એટલે પ્રત્યેક નામરૂપના અધિષ્ઠાન તરીકે ઓળખવું. પ્રત્યેક ચંચળ ક્રિયામાં નિશ્ચલતાના વિચારવી, ગતિમાં એની અગતિ સમજવી, અને જે "હું" નું **સ્વ** છે તે જ "આ" નું **સ્વ** છે, જે અહમ્ છે તે જ ઇદમ્ છે; એ સર્વવ્યાપક તત્ત્વ તો એક જ છે; ભેદ માત્ર મનોગમ્ય છે; કલ્પનામય છે; માટે ધ્યાનયોગદ્વારા જે એકાન્તમાં અનુભવ્યું, તે જ્ઞાનયોગદ્વારા બાહ્ય પ્રદેશમાં અનુભવવું જોઇએ એમ ઈશોપનિષદ્ કહે છે.

**यस्तु सर्वाणि भूतान्यात्मन्येवानुपश्यति ।**
**सर्वभूतेषु चात्मानं ततो न विजुगुप्सते ॥**

અર્થ:-જે સાધક સંપૂર્ણ પ્રાણીપદાર્થોને આત્મામાં-સ્વ માં જુએ છે (આ ધ્યાનયોગની પૂર્ણતા) અને સમસ્ત પ્રાણી પદાર્થોમાં આત્માસ્વને જુએ છે, તે આ (જ્ઞાનયોગની પૂર્ણતા)ને લીધે કશાની ઘૃણા નથી કરતો.

× × ×

# આધ્યાત્મિક સંસ્કૃતિની વિશિષ્ટતા

લેખકઃ-સ્વા. શ્રી. અદ્વૈતાનંદજી



સાંપ્રતકાળમાં ભારતવર્ષ ભિન્ન ભિન્ન સંસ્કૃતિઓના સંઘર્ષણથી જાગૃત થવા માંડ્યું છે. બાહ્ય દૃષ્ટિએ વિરોધી દેખાતા પ્રવાહોથી બુદ્ધિશાળી વર્ગમાં સ્વતંત્ર વિચાર કરવાની શક્તિ ઉદય પામી છે, અને તેને પરિણામે દરેક વ્યક્તિગત અને સામાજિક પ્રશ્નના નિરાકરણ માટે પ્રાચીન પુસ્તકોનો આધાર ન લેતાં, ઈશ્વરદત્ત તર્કશક્તિનો ઉપયોગ કરવાની શુભેચ્છા ઉત્પન્ન થઇ છે. આર્યાવર્તની સંસ્કૃતિ ધાર્મિક છે, આધ્યાત્મિક છે. આધુનિક પાશ્ચાત્ય સંસ્કૃતિ આધિભૌતિક છે વિજ્ઞાનશાસ્ત્રના અણહદ વિકાસથી, જડવાદની પ્રબળતાથી, આસુરી યાંત્રિક શક્તિઓના સંપાદનથી, અસંખ્ય ભોગવિલાસની સામગ્રીઓ પ્રાપ્ત કરવાનું સામર્થ્ય પશ્ચિમના દેશોએ મેળવ્યું છે, અને તેના પ્રચંડ તેજથી અંજાઇ જઈ આપણા જનસમાજમાં પૂર્વે નહી અનુભવાયેલી વાસનાઓ જાગૃત થઇ છે. એક તરફથી સીતા, સાવિત્રી

ગાર્ગી, રામ, કૃષ્ણ, જનક, વાલ્મીકિ, વસિષ્ઠ જેવાનાં આદર્શ જીવન-ચરિત્રો આપણને આકર્ષે છે, કારણ કે તેઓમાં આપણને અસાધારણ બુદ્ધિ, અનુપમ શૌર્ય, અદ્વિતીય ત્યાગ અને સંયમ તથા ઉચ્ચતમ આધ્યાત્મિકતાનું દર્શન થાય છે. બીજી તરફથી સ્વાર્થસાધના અને ભોગવૃત્તિની પ્રધાનતા ઉપર રચાયેલી અર્વાચીન સંસ્કૃતિ આપણા ચિત્તને ડામાડોળ કરવા લાગી છે. આ ઉભય દિશાગામી વિચારશ્રેણીઓ આપણી પવિત્ર ભૂમિ ઉપર હાલમાં ભેટી રહી છે. આવે સમયે આર્યાવર્તના સર્વદેશીય કલ્યાણ માટે પ્રયત્ન કરનારા સર્વ વિચારશીલ મનુષ્યોની ફરજ છે કે, આપણી આર્ય સંસ્કૃતિની વિશિષ્ઠતા શામાં છે અને બીજી સંસ્કૃતિઓમાંથી આપણે શું ગ્રહણ કરવા જેવું છે, તેનો નિડરતાથી વિચાર કરી ભાવી ઉન્નતિનો કાર્યક્રમ નક્કી કરવો.

આધ્યાત્મિક અને આધિભૌતિક સંસ્કૃતિઓ વચ્ચે મૂળગત ભેદ શું છે તે વિષે આપણે સંક્ષિપ્તમાં વિચાર કરીએ.

આધ્યાત્મિક સંસ્કૃત્યનુસારઃ—

સંસારના અધિષ્ઠાન તરીકે એક નિરાકાર નિર્વિકાર તત્ત્વ છે, તે પરિપૂર્ણ છે અને તે જ વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું કારણ છે. આ તત્ત્વને આપણે ગમે તે નામ આપી શકીએ છીએ. બ્રહ્મ, આત્મા, God ( ગૉડ ), અલ્લાહ, નિર્વાણ અવસ્થા વગેરે, આ નિત્ય તત્ત્વ સિવાય બાકીનું બીજું બધુંય, સંસારના સર્વ પદાર્થો, સ્થૂલ કે સૂક્ષ્મ પરિવર્તનશીલ છે. બીજી રીતે આ વિચાર દર્શાવીએ તો આત્માનાં નિરાકાર ને સાકાર એવાં બે સ્વરૂપો છે. સાકાર સ્વરૂપને આપણે સંસાર નામથી સંબોધન કરીએ છીએ. સાકાર સ્વરૂપ નિરાકારને અધીન છે અને તે નિરાકારનો માત્ર વિવર્ત્ત જ છે. નિરાકાર સ્વરૂપમાં કોઇ પણ કાળે લેશ માત્ર પણ પરિવર્તન થતું નથી.

પ્રત્યેક મનુષ્ય ત્રણ પદાર્થોનો બનેલો છે, સ્થૂલ દેહ, સૂક્ષ્મ દેહ,

અને તે બન્નાની પીઠમાં રહેલ વિશુદ્ધ ચૈતન્ય-આત્મા આત્મા સચ્ચિદાનંદ સ્વરૂપ છે જ્ઞાન શક્તિ આનંદનો અખૂટ ભંડાર છે મન ને શરીર તેના કરણો છે, અને તે દ્વારા તે સૃષ્ટિના સર્વ પદાર્થોને ભોગવે છે આત્મા ચૈતન્યસ્વરૂપ હોવાથી કારણ કાર્યના નિયમોની પર છે અમર છે નિત્ય છે અવિનાશી છે, અકર્તા છે અચળ અને સનાતન છે આત્મા કદાપિ આવતો કે જતો નથી સઘળી ગતિ પ્રકૃતિમા માયામા જ છે પ્રકૃતિની ગતિનુ પ્રતિબિંબ આત્મા ઉપર પડે છે અને તે ઉપરથી આત્મા ભૂલથી એમ માની લે છે કે પોતે સર્વ કર્મ કરે છે અને આ કર્તૃત્વાભિમાનથી સુખ-દુઃખનો ભોગી બને છે આને આત્માની અજ્ઞાનાવસ્થા કહે છે તથા બંધનયુક્ત આત્માને જીવ નામથી સંબોધન થાય છે

જ્યા સુધી આત્મા બંધનમા છે ત્યા સુધી પ્રત્યેક કર્મની ( માનસિક, શારીરિક અને વાચિક ) છાપ મન ઉપર પડે છે અને એને સંસ્કાર કહેવામા આવે છે આ વિવિધ સંસ્કારોના સમૂહને સ્વભાવ કહેવામા આવે છે મનુષ્યનુ ચારિત્ર્ય મનુષ્ય પોતે જ ઘડે છે તે તેના સઘળા વિચારોનુ અને કર્મોનુ પરિણામ છે આ સંસ્કારસમુદાય મૃત્યુ પછી માર્ગદર્શક બને છે શરીરનો નાશ થાય છે ત્યારે તેની સાથે મનનો નાશ થતો નથી એક શરીર પડતા બીજા જડ તત્ત્વો લઇને બીજુ શરીર તે બનાવે છે સંસારચક્ર આ પ્રમાણે ચાલ્યા જ કરે છે જીવને ઉત્તમ અને અનિષ્ટ દશામા વારાફરતી આવવુ પડે છે અને આ નિયમને પુનર્જન્મનો નિયમ કહેવામા આવે છે વર્તમાન જન્મનો આપણો સ્વભાવ આપણા પૂર્વજન્મોના કર્માનુસાર છે અને ભાવી મનની સ્થિતિ આપણા આ જન્મના કર્માનુસાર થવાની આપણુ સમસ્ત જીવન એક અનંત સાંકળના જેવુ છે સઘળા જન્મોનો પરસ્પર નિકટ સંબંધ છે આપણે અજ્ઞાનથી જન્મ-મૃત્યુરૂપી જાળમા ફસાઇ ગયા છીએ તેને માટે આપણા કર્મો જ જવાબદાર છે આપણે

બીજા કોઇના ઉપર આધાર રાખવાનો નથી, તેમ યાચના પણ કરવાની નથી. આપણા શુભ કર્મોથી આપણે આપણું કલ્પિત બન્ધન તોડી શકીએ છીએ

કર્મ અને પુનર્જન્મના અચલ નિયમાનુસાર પ્રાણીઓમા જન્મથી જ પ્રાકૃતિક ભેદ નૈસર્ગિક છે, તેને વર્ણભેદ કહેવામાં આવે છે વર્ણનો આધાર ગુણ ઉપર છે, અને ગુણાનુસાર કર્મ થાય છે.

આ આખું બ્રહ્માંડ આત્માની અદર રહેલું હતુ અને હજી પણ છે, આત્માની અદર સ્પદન થવાથી સસાર પ્રતીત થાય છે. વિદ્યુત જેમ યત્રમાથી નીકળી અમુક ગતિ કરી પાછી તેમા જ સમાઇ જાય છે, તેવી જ રીતે આ વિશ્વ પણ આખરે આત્મામા જ લીન થાય છે જીવાત્માઓની પણ તે જ ગતિ છે. જ્યા સુધી સ્વાભાવિક સમત્વ પ્રાપ્ત થતુ નથી, ત્યા સુધી નૂતન આકૃતિઓ બનતી જાય છે. પ્રાણીસૃષ્ટિ અને બીજી બધી સૃષ્ટિઓમા જે જીવનસ્પર્ધા, અશાતિ દૃષ્ટિગોચર થાય છે, તથા માનવસમાજમા જે તકરારો માલુમ પડે છે તે બધું ય આ ગુમાવેલા સમત્વ પ્રાપ્ત કરવાના ઉદ્દેશથી જ છે.

સર્વોત્તમ સિદ્ધાન્ત આ સસ્કૃતિનો એ છે કે, આત્માનો સાક્ષાત્કાર કરવો, પ્રત્યક્ષ અનુભવ કરવો; એ જ મનુષ્યજીવનનો અંતિમ ધ્યેય છે, ત્યારે જ આપણે પ્રકૃતિના બધનમાથી મુક્ત થઈ શકીએ આ આત્મા અનુભવગમ્ય છે, અજ્ઞેય નથી. સામાન્ય રીતે આપણને એવો અનુભવ રહે છે કે, "હૂ દેહ છુ, હૂ મન છું" આનો ત્યાગ થવો જોઇએ અને હૂ નિરાકાર, નિર્વિકાર, અનત છુ, એવો અનુભવ સ્થાયી થવો જોઈએ. દેહાધ્યાસનો ત્યાગ કરી આત્માનું અપરોક્ષ જ્ઞાન મેળવવુ જોઇએ. આને માટે મન બુદ્ધિથી પર જવુ જોઇએ. બુદ્ધિથી પરોક્ષ જ્ઞાન મળે, અપરોક્ષ નહી. બુદ્ધિને કોરે મૂકવાની નથી, પણ ફક્ત બૌદ્ધિક નિશ્ચયથી સતોષ માનીને બેસી રહેવાનુ નથી. સાક્ષાત્કાર-

સ્વરૂપાનુભવનો મુદ્દો ખાસ સમજવા જેવો છે, કારણ કે આ બન્ને વાદો વચ્ચે મૂળ તફાવત આ જ છે ધર્મ કોઈ પુસ્તકોમાં, કે દેવાલયોમા ને મસ્જીદોમા જ સમાયેલો નથી આ બધાને ધાર્મિક વૃત્તિ જાગૃત કરવાના ઉપાયો તરીકે વાપરી શકાય, પણ તેનુ ખરૂ રહસ્ય પ્રત્યક્ષાનુભવમાં સમાયેલુ છે. આ સાક્ષાત્કારથી જ ત્રિવિધ તાપમાથી, પ્રાકૃતિક બંધનમાથી મુક્ત થવાય છે, તથા સુખદુ ખ, પાપપુણ્ય, હર્ષ-શોક, વગેરે દ્વંદ્વોથી પર થવાય છે, તે સિવાય બીજો રસ્તો જ નથી આને માટે અમુક નૈતિક ગુણોની આવશ્યકતા રહે છે સર્વ પ્રકારની વાસનાઓનો ત્યાગ સ્થૂલ, સૂક્ષ્મ વિષયોમા આસક્તિનો ત્યાગ સંયમ સમતા અને ચિત્તની વિશાલતાની અનિવાર્ય જરૂરિયાત છે આથી ચિત્ત સાત્વિક બને છે અને અહંતાના ત્યાગ માટે મનુષ્ય અધિકારી થાય છે

જીવનનો ધ્યેય સ્વરૂપાનુભવ હોવાથી અને મનુષ્ય હમેશ સામાજિક પ્રાણી હોવાથી સમાજવ્યવસ્થા પણ એવી હોવી જોઈએ કે તેમા દરેક મનુષ્ય પોતપોતાના અધિકારાનુસાર ક્રમશ અંતિમ ધ્યેય તરફ પ્રગતિ કરી શકે

આધ્યાત્મિક સંસ્કૃતિમા આત્મપ્રેરિત સાહિત્ય-કળા તથા સમાજ-વ્યવસ્થા ઉચ્ચતમ ગણાય છે, અને તે જ તેનો ધ્યેય છે જ્યાં સુધી અનુભૂતિ ન થઈ હોય ત્યા સુધી માનસિક શક્તિઓનો, બુદ્ધિનો, હૃદયનો, ક્રિયાશક્તિનો ઉપયોગ કરી શકીએ, પણ સાક્ષાત્કાર પછી મન, વાણી દ્વારા જે અવિષ્કાર થાય તે જ સર્વોત્કૃષ્ટ કહેવાય અતીન્દ્રિય અનુભવ મેળવીને અથવા સરળ ભાષામા કહીએ તો ઈશ્વરના દર્શન કરી, તેની ઇચ્છા સાથે આપણી ઇચ્છાને એક કરી, તેની આજ્ઞાનુસાર જ જ્યારે આપણુ મન અને શરીર કામ કરે, ત્યારે જ આપણુ વ્યક્તિગત અને સામાજિક જીવન પરિપૂર્ણ થાય અહંતાયુક્ત જીવન હમેશ અપૂર્ણ

જ રહેવાનું અને અશાંતિ પણ સાથે સાથે રહેવાની જ.

સંક્ષિપ્તમાં આધ્યાત્મિક સંસ્કૃતિનો ધ્યેય મોક્ષ છે. આ ધ્યેયની પ્રાપ્તિ શરીરમાં ને સમાજમાં જ કરવાની હોવાથી અર્થ અને કામની આવશ્યકતા છે, પણ તેનું સંપાદન ધર્માનુસાર કરવાનું છે. **મોક્ષની અવસ્થા માટે દેહત્યાગની જરૂર નથી. દેહાધ્યાસના ત્યાગની જરૂર છે.**

હવે આપણે આધિભૌતિક સંસ્કૃતિનો શો ધ્યેય છે તે વિષે થોડો વિચાર કરીએ.

આધિભૌતિક સંસ્કૃત્યનુસાર —

સંસારના કર્તા તરીકે આત્મા જેવું સ્થાયી નિરાકાર, નિર્વિકાર તત્ત્વ છે જ નહિ અને હોય તો પણ તે અજ્ઞેય છે. આ વાદીઓના બે વિભાગો પડી શકે. અજ્ઞેયવાદીઓ અને નાસ્તિકવાદીઓ. વ્યાવહારિક દૃષ્ટિએ બન્નેના સિદ્ધાન્તોમાં કાંઈ ફેર પડતો નથી. પારલૌકિક કે પરમ તરફ, મોક્ષ તરફ બન્ને સરખા ઉદાસીન છે. એમની દૃષ્ટિ ફક્ત ઐહિક સુખ તરફ જ પડે છે. એમનો ધ્યેય **અર્થ** અને કામ છે. મોક્ષને તેમની વિચારશ્રેણીમાં સ્થાન નથી. શ્રેયસ્ તરફ આ વાદીઓનું લક્ષ્ય નથી. એનો અર્થ એ નથી કે આ વાદના અનુયાયીઓ બધા સ્વાર્થી અને અનીતિમાન છે. કોમ્ટ, મીલ, સ્પેન્સર જેવા સાત્ત્વિકવૃત્તિના, પરોપકારને માટે સ્વાર્થનો ત્યાગ કરવામાં માનનારા નરરત્નો આ વાદીઓમાં પણ ઘણા થયા છે અને તેમના ગ્રંથો ઉદાર અને પ્રૌઢ વિચારોથી ભરપૂર છે એમ કબૂલ કર્યા વિના ચાલે તેમ નથી. "Greatest good of the greatest number" 'ઘણાનું ઘણું સુખ' આ સિદ્ધાન્ત ધ્યાનમાં રાખી મનુષ્યે વર્તન કરવું જોઈએ એવો તેમનો મત છે, પણ આ દૃષ્ટિ આ લોકના સુખની છે, કારણ કે મનુષ્ય મનની પેલી પાર જઈ અહંતાનો ત્યાગ કરી નિત્ય-ચિત્તત્ત્વના સંપર્કમાં આવી શકે તેવી તેમની માન્યતા નથી. તેમના મત

પ્રમાણે મનુષ્યને સમાજમા રહેવાનું છે, તેમ વળી સુખ ભોગવવાનુ સાધન મન અને શરીર છે, તેથી પ્રત્યેક મનુષ્યની ફરજ છે, કે પોતાનુ સુખ એવી રીતે સાધવુ કે બીજાના સુખમા વિઘ્ન ન થાય વિઘ્નથી સઘર્ષણ થાય, સ્પર્ધા થાય, દ્વેષ ઉત્પન્ન થાય અને તેથી કનેશ થાય છે તેથી વ્યાવહારિક દૃષ્ટિએ પણ ખરો સ્વાર્થ બધાનુ સુખ ઇચ્છવામા છે, અને ત્યારે જ સમાજ અને વ્યક્તિ બન્નેનુ જીવન શાતિમય અને સુખકારી થઈ શકે શારીરિક સ્વાસ્થ્ય સાચવવુ જોઈએ સમાજ વ્યવસ્થા પણ ન્યાયી હોવી જોઈએ, તેમ વળી દરેક મનુષ્યે મનના ઉપર સપૂર્ણ કાબૂ મેળવવો જોઇએ વિકારોથી અશાતિ થાય છે, દુખ થાય છે અને તેની અસર શરીર ઉપર પણ પડે છે મન ઉપર સયમ શારીરિક સ્વાસ્થ્ય, સમાજની સુવ્યવસ્થા—આ સિદ્ધાન્તો આધ્યાત્મિક અને આધિભૌતિક બન્ને વાદીઓ સ્વીકારે છે પણ આધિભૌતિકવાદના અનુયાયીઓ મનની પર જવામા માનતા નથી. તેમનુ સુખ માનસિક છે આધ્યાત્મિક આનદમા તેઓ માનતા નથી અહતાના ત્યાગમા તેઓને શ્રદ્ધા નથી મનુષ્ય એક ક્ષુદ્ર જતુ તરીકે આ વિશ્વમા આમરણાન્ત રહેવાનો, તેથી શરીર રહે ત્યા સુધી વ્યવસ્થિત રીતે ભોગો ભોગવવા ને પર લોકનો વિચાર જ ન કરવો, આવો તેમના સિદ્ધાન્તનો નિષ્કર્ષ છે આ વાદાનુસાર ઉચ્ચતમ સાહિત્ય, કળા, સમાજવ્યવસ્થા, વ્યકિતગત જીવન વગેરે બુદ્ધિ અને ભાવનાપ્રેરિત જ હોઈ શકે આત્માપ્રેરિત નહી માટે બુદ્ધિનો, હૃદયનો, ક્રિયાશક્તિનો સપૂર્ણ વિકાસ કરવામા તેઓ માને છે, પણ ચિત્તપરતામાં નહી

ઉપરના વિવેચનથી આપણને સ્પષ્ટ જણાઈ આવે છે કે, આધ્યાત્મિક સસ્કૃતિની વિશિષ્ટતા જીવનના અંતિમ ધ્યેયમા છે આધ્યાત્મિકવાદીઓ આત્માના અસ્તિત્વમા માને છે તેને અનુભવગમ્ય માને છે, એટલુ જ નહિ પણ એમ માને છે કે જ્યા સુધી મનુષ્યમાં દેહા-

પ્યાસ છે, ત્યા સુધી તેને પ્રાકૃતિક બધનમાથી મુક્તિ મળી શકે જ નહી. તે હમેશ સુખ દુઃખના દ્વદ્વને અધીન જ રહેવાનો. **મોક્ષ-અહતાનો સદતર ત્યાગ એ જ યથાર્થ સ્વરાજ્ય અને સા-મ્રાજ્યની પ્રાપ્તિનો રસ્તો છે. બીજો એક પણ ઉપાય નથી.** આધિભૌતિકવાદીઓનો ધ્યેય આને માટે માયાની મુસા-મગીરી છે

આર્ય પ્રજાના રૂધિરમા આધ્યાત્મિક ભાવનાઓના પૂર વહે છે. પશ્ચિમમા આધ્યાત્મિક તત્ત્વચિંતકો અને સાધુ પુરૂષો થતા જ નથી એવુ અનુમાન આપણે કરવાનુ નથી, તેમ વળી આર્યા-વર્તમા સર્વ મનુષ્યો સાત્ત્વિકવૃત્તિના છે એમ કહેવુ તે પણ અતિશ-યોક્તિ છે, પણ એમ તો નિશક કહી શકાય કે અધોગતિના સમયમા પણ ભારતવર્ષમા ઘણા સતો પેદા થતા છે ને થયા જ કરે છે. તેમજ જનસમાજમા પણ હજી સુધી આત્મસાક્ષાત્કારનો આદર્શ સર્વમાન્ય છે પશ્ચિમમા સામાન્ય રીતે આ આદર્શ સ્વીકારાતો નથી ને વ્યક્તિગત અને સામાજિક જીવનનુ ઘડતર આ આદર્શાનુસાર કરવામા આવતુ નથી ને આવ્યુ પણ નથી ધાર્મિક અને વ્યાવહારિક પ્રવાહો ભિન્ન ભિન્ન દિશાઓમા વહે છે આપણે ત્યા ધર્મને, (મોક્ષના આદર્શને અને તેની પ્રાપ્તિના સાધનોને ) વ્યવહારમા ઓતપ્રોત કર-વામા આવ્યો છે

આપણા બુદ્ધિમાન પુરૂષો, જેઓના હાથમા દેશનુ નેતૃત્વ છે, તેમણે હાલના સમયમા એ જ નિર્ણય કરવાનો છે કે **ધર્મ–અર્થ–કામ–મોક્ષનો** ચતુર્વિધ પુરૂષાર્થ સ્વીકારી તે પ્રમાણે સમસ્ત જીવનની વ્યવસ્થા કરવી કે ફક્ત પશ્ચિમનો આદર્શ **અર્થ** અને કામ સ્વીકારી તે પ્રમાણે વર્તન કરવુ આ પ્રશ્નના યથાર્થ નિરાકરણ ઉપર જ આર્ય પ્રજાના ભાવિનો આધાર છે એમ કહેવામા મને તો અતિશયોક્તિ જણાતી નથી

પશ્ચિમમાંથી બાહ્ય જીવનને સ્પર્શ કરતી ઘણી વસ્તુઓ લેવાની છે. તે બાબત મતભેદ હોઈ શકે જ નહીં. આપણો અસલ આદર્શ સમન્વયાત્મક હોવા છતાં, બાહ્ય જીવન તરફ હજારો વર્ષોથી જે ઉદાસીનતા બતાવી છે તે અક્ષમ્ય છે. સામાજિક અધોગતિ, આર્થિક દારિદ્રય, રાજકીય પરતંત્રતા આ બેપરવાઈનું ફળ છે, પણ આપણી સંસ્કૃતિના ધ્યેયનો, મોક્ષના ધ્યેયનો ત્યાગ કર્યા વગર આ બધું થઈ શકે તેમ છે. મોક્ષપ્રાપ્તિનાં સાધનોમાં, પૂજાવિધિઓમાં, ક્રિયાવિધિઓમાં, વિચારશ્રેણીઓમા, સમયાનુસાર ફેરફાર થઈ શકે તે કરવો જ જોઈએ. પરિવર્તનશીલ સંસારમાં રૂઢિચુસ્ત મનોદશા રાખવી એ પતનને નિમંત્રણ કરવા જેવુ છે તેને તિલાંજલી આપવી જ જોઇએ; અને મુખ્ય ધ્યેયને વળગી રહી, સનાતન સત્યનો ત્યાગ કર્યા વગર નૂતન સર્જન કરવાની અભિલાષા પેદા કરવી જ જોઈએ. આંતરિક વિકાસને માટે આર્થિક દારિદ્રયની, બાહ્યજીવનને-ક્ષુદ્રને મર્યાદિત બનાવવાની આવશ્યકતા છે. વૈરાગ્ય એટલે બાહ્ય જીવન તરફ ઉદાસીનતા, અવ્યવસ્થાનો, સૌંદર્યનો, પરિવર્તનશીલ વૈવિધ્યનો, કર્તવ્યદક્ષતાનો અભાવ, આ બધા નિર્માલ્ય વિચારો જે આપણા મગજમા ઘર ઘાલી બેઠા છે તેમનો સદતર ત્યાગ થવો જ જોઇએ. વૈરાગ્ય એટલે આસક્તિનો ત્યાગ છે. દારિદ્રયમાં પણ આસક્તિ હોઈ શકે ને વૈભવમા પણ હોઈ શકે ને મનની સ્થિતિ ઉચ્ચ હોય તો ગમે તે અવસ્થામા સમત્વ રાખી શકાય. વૈરાગ્યને, દારિદ્રયને, પાશવ જીવનને કાંઈ જ સંબંધ નથી. આધ્યાત્મિક સંસ્કૃતિનો ધ્યેય છે, આત્મસાક્ષાત્કાર અને તે પણ આંતર બાહ્ય જીવનના પરિપૂર્ણ વિકાસ દ્વારા.

નજદીકના ભૂતકાળના ઈતિહાસે ભારતનું આંતરજીવન અને પશ્ચિ-બાહ્યજીવન વિકસાવવા કર્યું છે. હવે આ બન્નેના સમન્વયનો આની ગયો છે. પૂર્વની ગહનતા અને પશ્ચિમની વિશાળતાનો

મેળાપ થવો જોઇએ, ત્યારે જ સમગ્ર જીવનનો વિકાસ થાય ને એક-દેશીય મનોદશાનો ત્યાગ થાય. પણ આંતરિક ધ્યેયનો ત્યાગ કરી, મોક્ષના ધ્યેયને બાજુ ઉપર મૂકી, કેવળ ભોગના ધ્યેયને જ સ્વીકારવો તે વાસ્તવિક દૃષ્ટિથી સ્વતંત્રતા નથી પણ પરતંત્રતા છે. ધ્યેયથી જ મનુષ્યના અને સમાજના જીવનનું ઘડતર થાય છે. કેવળ ઐહિક આદર્શથી આખરે અધોગતિ જ થાય છે એનું વિસ્મરણ થવું જોઇએ નહીં. પશ્ચિમની પ્રજાઓની હાલની સ્થિતિથી આપણે શિક્ષણ લઇને આપણા દેશના ભાવિનો વિચાર કરવો જોઇએ.



અર્થ—હું નિર્ગુણ બ્રહ્મમા પરિનિષ્ઠિત હોવા છતા ભગવાનની લીલા જોઇને તે લીલાથી આકર્ષાઇને જે આખ્યાન ભણ્યો છુ તે તમને કહુ છુ

આ સબધમા બીજા પુરાણોમા પણ એવી કથા છે કે જ્યારે શુકદેવજી એકાંતમાં હિમાલયમા તપ કરતા હતા, ત્યારે વ્યાસ ભગવાન પણ ત્યાથી થોડે દૂર એકાતમા સમાધિ કરી શ્રીમદ્ ભાગવતની સહિતા તૈયાર કરતા હતા તે તૈયાર થયા પછી કોને ભણાવવી તેનો વિચાર કરતાં લાયક અધિકારી તરીકે શુકદેવજી યાદ આવ્યા પણ તે નિજલાભપૂર્ણ હતા એટલે આત્મામા આનદ લેવાથી તૃપ્ત હતા તેને એવી કોઈ સહિતા ભણવાનુ મન થાય તેવુ નહોતુ તેથી વ્યાસે પોતાના બે શિષ્યોને શુકદેવજીના આશ્રમ તરફ મોકલ્યા અને એવી સૂચના આપી કે ( નીચેના ) બે શ્લોક ત્યા જઇને ગાવા એટલે તે શ્લોકના અર્થથી આકર્ષાઇને શુકદેવજી શ્રીમદ્ ભાગવતની સહિતા ભણવા આવશે

આ પ્રમાણે સકેત થયા પછી તે બન્ને શિષ્યો શુકદેવજીના આશ્રમે ગયા ત વખતે શુકદેવજી ગગાજીમા સ્નાન કરવા જતા હતા, ત્યા તે શિષ્યોએ નીચેનો શ્લોક શુકદેવજી સાભળે તેવી રીતે ગાયો

> बर्हापीडं नटवरवपुः कर्णयोः कर्णिकारं ।
> बिभ्रद्वासः कनककपिशं वैजयन्तीं च मालाम् ॥
> रंध्रान्वेणोरधरसुधया पूरयन् गोपवृन्दैः ।
> वृन्दारण्यं स्वपदरमणं प्राविशद्गीतकीर्तिः ॥
>
> શ્રીમદ્ ભા ૧૦-૨૧-૫

અર્થ જેણે મસ્તક ઉપર મોર મુગટ ધારણ કરેલ છે નટવરના જેવુ જેનુ સુદર શ્રીઅગ છે, કાન ઉપર જેણે કર્ણિકાનાં પુષ્પ ધારણ કરેલ છે સુવર્ણના જેવુ પીળુ વસ્ત્ર અને વૈજયન્તી માળા

જેણે શ્રીઅંગમાં ધરી છે, વેણુનાં છિદ્રોને અધરામૃતથી જે પૂરે છે, ગોપવૃન્દો જેની કીર્તિ ગાતા રહે છે એવા પ્રભુ પોતાના ચરણથી રમ્ય બનાવવા એવા વૃંદાવનમાં પ્રવેશ કરે છે.

આ શ્લોક સાંભળીને શુકદેવજીને એવું લાગ્યું કે જે પ્રભુ નિર્ગુણ રૂપે સર્વના હૃદયમાં તેમ જ અંદર બહાર અને વચ્ચે ઠસોઠસ ભરેલા છે, તેજ પોતાની ઇચ્છાથી નાટકના ઉત્તમ પાત્રની પેઠે અનેક વેશ લઈ અનેક લીલા કરી રહેલ છે. એવા રમતા પ્રભુને જોવા હોય તો જગતરૂપી નાટકમાં નવી દષ્ટિથી એટલે જ્ઞાનદષ્ટિથી જોઈ શકાય, પણ છતાં જ્યારે જ્ઞાની પુરૂષ બધાને પ્રભુરૂપે જોવા લાગે છે ત્યારે તે બધા પ્રભુરૂપે કોઇવાર જવાબ આપે છે અને કોઈવાર માણસ રૂપે જવાબ આપે છે; તેથી એવા પ્રભુ મારા જેવા નાગા અવધૂતની શા માટે દરકાર કરે? તે કરતાં તો નિર્ગુણ સ્વરૂપ કે જે નિત્યપ્રાપ્ત છે તેમાં જ મસ્ત રહેવું એ વધારે સારૂં છે, એમ માની પોતાના આશ્રમ તરફ પાછા વળતા હતા. એટલામાં વ્યાસ ભગવાને મોકલેલ બે શિષ્યોએ નીચેનો બીજો શ્લોક ઉચ્ચાર્યોઃ–

अहो बकी यं स्तनकालकूटं
जिघांसयाऽपाययदप्यसाध्वी ।
लेभे गतिं धात्र्युचितांततोऽन्यं
कंवादयालुं शरणं व्रजेम ॥

શ્રી. ભા. ૩–૨–૨૩

અર્થઃ–પૂતના કે જે ખરાબ ચારિત્રવાળી અસતી હતી, તે ભગવાનને ઝેર આપી મારી નાખવા માટે આવી અને સ્તન ઉપર લગાવેલું ઝેર ભગવાનને પાયું, છતાં ભગવાને યશોદાના જેવી ગતિ તેને આપીઃ તો પછી આવા દયાળુ ભગવાન વિના બીજા કોને શરણે કોણ જઈ શકે?

આ શ્લોક સાંભળી શુકદેવજીનું મન પીગળી ગયું. તેને લાગ્યું કે ભગવાનના પ્રેમનું માપ નથી. તે ભક્તની તરફ પૂર્ણ ભાવથી તરત દોડી આવે છે અને સામો પ્રેમ આપે છે, ભક્ત સાથે રમે છે એટલું જ નહિ પણ ભક્તને રમાડે છે. ( रमयाचक्रार ). માટે ભગવાન સાથે રમવું હોય અથવા તેની રમત સમજવી હોય તો તેનું સગુણસ્વરૂપ કે જે અનેક નામ અને અનેક રૂપથી ઉત્તમ નટની માફક સર્વત્ર લીલા કરી રહેલ છે, તેનો સગુણ ભાવે સંબંધ કરવામાં વધારે પ્રેમ, વધારે સુખ મળે તેવું છે, એમ ખાતરી થવાથી શુકદેવજી શ્રીમદ્ ભાગવતની સંહિતા ભણવા વ્યાસ ભગવાન પાસે આવ્યા.

શુકદેવજી સર્વાત્મભાવમાં ( એટલે સગુણ ભાવમાં ) બરાબર નિષ્ઠાવાળા થયા છે કે નહિ, તેની પરીક્ષા કરવાની વ્યાસ ભગવાનની ઇચ્છા થઈ. તેને લાગ્યુ કે મારો અને તેનો પિતા-પુત્રનો સંબંધ હોવાથી કોઇ બાબતમાં હજુ તેના મનમા કદાચ શંકા રહી જાય, તેથી સર્વાત્મભાવની પરીક્ષા માટે વ્યાસ ભગવાને શુકદેવજીને જનક પાસે મોકલ્યા. શુકદેવજી જનકના મહેલના દરવાજે આવી ઊભા.

જનકની નિષ્ઠા સર્વાત્મભાવમા બહુ સારી હતી તેને પોતાની મિથિલા બળતી વખતે પણ એમ લાગ્યુ હતું કે " હુ કે જે અકિંચન છુ, ને સર્વ જગતનો માલેક છું, તેને મિથિલા બળવાથી કંઇ ખોટ જતી નથી "

શુકદેવજીએ દરવાજા આગળ ઊભા રહી જનક રાજાને ખબર આપી. તેની ધીરજની પરીક્ષા કરવા માટે જનકે ત્રણ દિવસ સુધી જવાબ ન મોકલ્યો, છતાં શુકદેવજી ત્રણ દિવસ સુધી ત્યાં જ ઊભા રહ્યા. પછી જનકે તેને અંદર પોતાની પાસે બોલાવ્યા. જનકે જાણ્યું કે વ્યાસે મારી પાસે શુકદેવજીની પરીક્ષા કરવા માટે મોકલ્યા છે તો મારે બરાબર તેની પરીક્ષા કરવી. તેણે કેટલીક સુંદર અને નગ્ન સ્ત્રી-

એનો નાચ નચાવ્યો અને તેની વચ્ચે શુકદેવજીને તેમની સાથે નાચવા કહ્યું. શુકદેવજી તે પરીક્ષામા પસાર થયા. બીજી પરીક્ષા જરા વધારે કઠણ હતી. જનકે પોતાની રાણીને કેટલીક સૂચના આપી શુકદેવજીને અંત:પુરમા એકાંતમાં મોકલ્યા. રાત્રિ થઈ એટલે રાણીએ શુકદેવજીને પોતાની સાથે એક પલંગમા પોઢવાનુ કહ્યુ. શુકદેવજી ત્યા સૂતા એટલે રાણીએ તેને મોહ કરવાના પ્રયત્ન કરવા માડયા, એટલે શુકદેવજી પોતાનું મોઢું રાણીથી વિમુખ કરી બીજી બાજુ વળી ગયા. એટલામા ત્યા ગુરુ દત્તાત્રય પ્રગટ થયા અને શુકદેવજીને કહ્યું: "સગુણ સ્વરૂપની બીક કેમ લાગે છે, ઇચ્છા અને બીકના પ્રસંગો તો અપરોક્ષ અનુભવ કરવાના પ્રસંગો છે, માટે ગભરાઓ નહિ અને રાણીને મા માની ધાવવા મંડી જાઓ" શુકદેવજી પોતાની ભૂલ સમજી ગયા અને રાણીની સન્મુખ ફરી તેને મા માની ધાવવાની તૈયારી કરી, એટલામા રાણીએ બધો તમાસો બંધ કરી લીધો, માયા સમેટી લીધી, ગુરુ દત્તાત્રય અદ્રશ્ય થઈ ગયા અને શુકદેવજી પરીક્ષામા પાસ થઈ ગયા

ભગવાનની લીલાનો અનુભવ બરાબર લેવો હોય તો કોઈ વખતે ભાવની વિત્તિત્તિ થવા દેવી નહિ. ઉપરના પ્રસંગ જેવા પ્રસંગો જાતે ઉત્પન્ન કરીને અનુભવ લેવાની જરૂર નથી. કારણ કે જ્યારે પરસ્ત્રી સાથે એકાંત હોય અને ભાવ દૃઢ ન હોય તો પડી જવાનો પૂરેપૂરો સંભવ રહે છે અને એવું કરવામા કેટલાક વામમાર્ગીઓ અને કેટલાક સાધુઓ પડી પણ ગયા છે; પણ સામાન્ય નીતિના વ્યવહારમા કોઈને પોતાની સ્ત્રી સાથે રહીને બ્રહ્મચર્ય કેળવવું હોય તો તેને પ્રભુરૂપ માનવાથી પોતાની સ્ત્રી વિઘ્નરૂપ થશે નહિ વ્યવહારમા નીતિને રસ્તે પણ લીલાનો અનુભવ લેવાના ઘણા પ્રસંગો મળે છે. ખાસ કરીને ઇચ્છા અને બીકના પ્રસંગો આવે ત્યારે ભક્તિની કસોટી થાય છે.

આ શ્લોક સાંભળી શુકદેવજીનું મન પીગળી ગયું. તેને લાગ્યું કે ભગવાનના પ્રેમનું માપ નથી. તે ભકતની તરફે પૂર્ણ ભાવથી તરત દોડી આવે છે અને સામો પ્રેમ આપે છે, ભકત સાથે રમે છે એટલું જ નહિ પણ ભકતને રમાડે છે. ( रमयाचकार ). માટે ભગવાન સાથે રમવું હોય અથવા તેની રમત સમજવી હોય તો તેનું સગુણસ્વરૂપ કે જે અનેક નામ અને અનેક રૂપથી ઉત્તમ નટની માફક સર્વત્ર લીલા કરી રહેલ છે, તેનો સગુણ ભાવે સંબંધ કરવામાં વધારે પ્રેમ, વધારે સુખ મળે તેવું છે, એમ ખાતરી થવાથી શુકદેવજી શ્રીમદ્ ભાગવતની સંહિતા ભણવા વ્યાસ ભગવાન પાસે આવ્યા.

શુકદેવજી સર્વાત્મભાવમાં ( એટલે સગુણ ભાવમાં ) બરાબર નિષ્ઠાવાળા થયા છે કે નહિ, તેની પરીક્ષા કરવાની વ્યાસ ભગવાનની ઇચ્છા થઈ. તેને લાગ્યું કે મારો અને તેનો પિતા-પુત્રનો સંબંધ હોવાથી કોઇ બાબતમાં હજુ તેના મનમા કદાચ શંકા રહી જાય, તેથી સર્વાત્મભાવની પરીક્ષા માટે વ્યાસ ભગવાને શુકદેવજીને જનક પાસે મોકલ્યા. શુકદેવજી જનકના મહેલના દરવાજે આવી ઊભા.

જનકની નિષ્ઠા સર્વાત્મભાવમા બહુ સારી હતી તેને પોતાની મિથિલા બળતી વખતે પણ એમ લાગ્યુ હતુ કે " હુ કે જે અકિંચન છુ, ને સર્વ જગતનો માલેક છું, તેને મિથિલા બળવાથી કંઇ ખોટ જતી નથી "

શુકદેવજીએ દરવાજા આગળ ઊભા રહી જનક રાજાને ખબર આપી. તેની ધીરજની પરીક્ષા કરવા માટે જનકે ત્રણ દિવસ સુધી કાંઇ જવાબ ન મોકલ્યો, છતા શુકદેવજી ત્રણ દિવસ સુધી ત્યાં જ ઊભા રહ્યા પછી જનકે તેને અંદર પોતાની પાસે બોલાવ્યા. જનકે જાણ્યું કે વ્યાસે મારી પાસે શુકદેવજીની પરીક્ષા કરવા માટે મોકલ્યા છે તો મારે બરાબર તેની પરીક્ષા કરવી. તેણે કેટલીક સુંદર અને નગ્ન સ્ત્રી-

થવો જોઈએ. આપણે રાત દિવસ ભગવાનની આજ્ઞા પ્રમાણે રહીએ, તેના કાયદા પ્રમાણે જીવન ગાળીએ અને તેની લીલાનો જેણે સાક્ષાત્કાર કરેલ હોય તેવા ગુરુ પાસે હોય, તો ભગવાનની મૂર્તિ સાથે બરાબર સંબંધ થઈ શકે છે, અને ભગવાન આપણા થાય છે. જે આપણા થાય તેની સાથે બરાબર વ્યવહાર થઇ શકે છે પણ પૂજા કર્યા પછી તરત સ્ત્રી, પુત્ર, ધન, મિત્રો વગેરેને આપણાં માનીએ તો ભાવની વિચ્છિત્તિ થઈ જાય છે. માટે ચોવીસ કલાકની જોગણુ થવું જોઈએ, ત્યારે જ ભગવાન સાથે બરાબર સંબંધ થાય અને બરાબર સંબંધ થયા પછી તેની સાથે બરાબર વ્યવહાર થઈ શકે છે.

૨. પ્રેમી માણસ પોતાના પ્રિયતમના દોષ જોતો નથી. તેમ ખરો ભક્ત ભગવાનના દોષ જોતો નથી. ભગવાન દૂધ ન પીએ તોયે ખરો ભક્ત એમ માને છે કે ભગવાન તો પીએ છે પણ હું જોઈ શકતો નથી; માટે પોતે જોઈ શકે એવી રીતે પીવા માટે પ્રાર્થના કરે છે.

૩. આપણે ભગવાનને નોકર બનાવવાના નથી પણ આપણે તેના નોકર થવાનું છે; છતાં પ્રેમ વધશે ત્યારે ભગવાનને પ્રાર્થના કર્યા વગર પણ ભગવાન ભક્તનું કામ કરી આપે છે.

તે રજપુત ભક્તની જગ્યાએ શુકદેવજી જેવા અથવા ગોપીઓ જેવા ભક્ત હોત તો એવો બનાવ બનત નહિ.

રાજકોટમાં બીજા એક ભક્તે લગભગ દશેક વર્ષ પહેલાં એવો સંકલ્પ બાંધ્યો કે ભગવાન દર્શન ન આપે તો ઊંચા ઝાડ ઉપરથી પડીને મરવું; તે માટે એક દિવસ સાંજે રાજકોટથી બે ત્રણ માઇલ દૂર સાંજને વખતે એક ઊંચું ઝાડ શોધી નીચે મોટો પત્થર મૂકી તેણે પડતું મૂક્યું. છાતીમાં ખૂબ વાગ્યું અને બેભાન થઇ જવાયું. ઘણે વખતે ભાન આવતાં કંઈક નવી શક્તિની ઝાંખી થઈ, પણ હાલ તે ભક્ત

પોતાનું ખરૂં સ્વરૂપ બતાવ્યું હતું.

ખરા ભક્તો એમ માને છે કે જે ભગવાનનું છે તે ભગવાન માટે વપરાય છે. સ્ત્રી પતિએ આપેલ સાધનથી પતિની જેમ સેવા કરે છે, તેમાં તેને કાંઈ અભિમાન લેવાનું કારણ નથી, તેમ જીવ જે કાંઈ પુણ્ય કર્મ કરે છે તે માટે કાંઈ અભિમાન લેવાનું કારણ નથી. જેનામાં જરા પણ અભિમાન છે તેને લીલાનો અનુભવ થઇ શકશે નહિ.

(અપૂર્ણ).

卐

# ઉપનિષદનો ઉપદેશ

લેખકઃ-શ્રી. નાનાલાલ દેવશંકર વૈદ્ય

(અવતરણિકા)



" In the whole world there is no study so beneficial and so elevating. It has been solace of my life, it will be the solace of my death. "

Schopenhaver

' આખા જગતમાં ઉપનિષદોના અભ્યાસ જેવો લાભકારક અને આત્મોન્નતિએ લઇ જનાર કોઈ અભ્યાસ નથી. મારા જીવનને એણે સુખી કર્યું છે, અને મારા અવસાનને પણ એ જ શાન્તિ આપશે. "

શોપનહોર

ઉપનિષદ એ વેદનાં રહસ્ય છે, વિશાળ જ્ઞાનનો અનન્ત ભંડાર છે, અને પવિત્રમાં પવિત્ર ધર્મગ્રંથ છે. પ્રાચીન સંસ્કૃત સાહિત્યમાં ઉપનિષદોનાં માન અને ગૌરવ અગ્રસ્થાન ભોગવે છે. ઉપનિષદોનું ગૌરવ આપણે જ સ્વીકારીએ છીએ તેવું નથી, વિધર્મીઓ પણ એની

પ્રશંસા કરે છે. તેનાં ભાષાન્તર લગભગ બધી વિદેશી ભાષાઓમાં થઈ ગયાં છે. સર્વ દેશમાં, સર્વ કાળમાં અને સર્વ જાતિના લોકોને એનો ઉપદેશ શાન્તિદાતા જણાયો છે. શાહજહાં બાદશાહના મોટા પુત્ર દારાએ પચાસ ઉપનિષદોનું ભાષાન્તર કર્યાનું કહેવાય છે. તેનો વ્યાકુલ આત્મા એ જ અમૃતરસનું પાન કરી તૃપ્ત થયો હતો. જર્મનીના પ્રસિદ્ધ વિદ્વાન શોપનહોરે એ જ ઉપનિષદ્‌વિદ્યાને પોતાના જીવન-કાળમાં અને મૃત્યુ સમયે સુખશાન્તિ દેનારી લખી જણાવી છે. આમ થવાનું કારણ એ જ કે ઉપનિષદોમાં જે કાંઇ કહેવામાં આવ્યું છે તે સર્વે ધર્મમાં, સર્વે જાતિમાં, સર્વત્ર અને સર્વદા જુદા જુદા અધિકાર-વાળા બધા જણને ઉપયોગી થાય તેવું છે. મત, પંથ, સંપ્રદાય કે વાડા એમાં નથી. ઉપનિષદોનો ધર્મ ઘણો ઉદાર, વિશાળ અને ઉચ્ચ છે. તેમાં જે ઉચ્ચ ધર્મભાવનાઓ, નૈતિક તત્ત્વો અને ઉત્તમ તત્ત્વ-વિચારો સગ્રહાયેલા છે, તેના પરિચયમાં આવી વર્તમાન જીવનને પવિત્ર, શાન્ત અને સુખમય બનાવવું જોઇએ કે, જેથી ભાવિજીવન પણ ઉચ્ચ શ્રેણીનું સ્થાય.

વેદના ત્રણ વિભાગ છે:-સંહિતા, બ્રાહ્મણ અને આરણ્યક. એ ત્રણ વિભાગમાં ભક્તિ, કર્મ અને જ્ઞાન એમ ક્રમવાર જોવામાં આવે છે. સંહિતામાં પરમાત્માની સ્તુતિ અને પ્રાર્થનાઓ છે. બ્રાહ્મણ ભાગમાં યજ્ઞ-કર્મવિધિ સંબંધી મીમાંસા પ્રધાનપણે છે, અને આર-ણ્યક તથા ઉપનિષદોમાં પરમાત્માનાં જ્ઞાનનું ચિંતન છે. સંહિતા અને બ્રાહ્મણમાં બ્રહ્મવિદ્યાનું નિરૂપણ છે; પરંતુ તે ગૌણપણે છે. ઉપનિ-ષદોમાં કર્મ, ઉપાસના વગેરેનો ઉલ્લેખ છે, પણ તે મુખ્યપણે નહિ આ ઉપનિષદોની સંખ્યા કોઇને મતે ૨૫૦ ની છે., અને કોઈને મતે ૧૦૮ છે. પરંતુ પ્રાચીન, પ્રામાણિક અને મુખ્ય ઉપનિષદો ૧૦ ગણાય છે, તે આ પ્રમાણે. ઈશ, કેન, કઠ, પ્રશ્ન, મુંડક-માંડૂક્ય, ઐતરેય, તૈત્તિરીય, છાંદોગ્ય અને બૃહદારણ્યક.

ઉપનિષદના વિવિધ અર્થ કરવામાં આવે છે. ઉપનિષદ પોતે જણાવે છે તે પ્રમાણે બ્રહ્મવિદ્યા–પરબ્રહ્મ સંબંધી વિદ્યા ( ब्राह्मीवाव उपनिषत् ), જે વિદ્યા વડે પરબ્રહ્મસ્વરૂપનો અધિગમ થાય તે પરા વિદ્યા–તે ઉપનિષદ. શ્રી નૃસિંહ તાપનીય ઉપનિષદમાં "इति उपनिषत्" એમ નહિ કહેતાં તેને સ્થાને " इति रहस्यम् " એમ આઠ વાર કહેલું છે, એટલે રહસ્યવિદ્યા, ગુહ્ય આદેશ–તે ઉપનિષદ. ઉપનિષદ શબ્દમાં સદ્ ધાતુ છે, જેનો અર્થ ગતિ–હિંસા, નાશ એવો થાય છે. એ ઉપરથી પરબ્રહ્મને પહોંચાડનારી વિદ્યા અથવા અજ્ઞાનનો નાશ કરી પરમાત્માને પ્રાપ્ત કરાવનારી વિદ્યા એવો તેનો અર્થ થાય છે. ગુરુ પાસે વિધિવત્ જઈ પૂર્ણ નિશ્ચયથી અને વૃત્તિઓને વશ કરીને મેળવવાની વિદ્યા તે ઉપનિષદ આવો અર્થ થાય છે. ઉપનિષદોને વેદાન્ત પણ કહેવામાં આવે છે, એટલે કે વેદનો છેવટનો ભાગ વા સિદ્ધાન્ત વા રહસ્ય જેમાં રહેલ છે તે. સારાંશ કે ઉપનિષદ એટલે બ્રહ્મવિદ્યા–પરા વિદ્યા કે જે સર્વવિદ્યા-પ્રતિષ્ઠા–અધ્યાત્મવિદ્યા ગણાય છે તે. આ વિદ્યા સર્વે વિદ્યાનું આશ્રય-સ્થળ છે, રાજવિદ્યા છે, સર્વ પ્રકારની વિદ્યાઓ કરતાં શ્રેષ્ઠ, પવિત્ર અને શ્રેયસ્કર છે. આ અધ્યાત્મવિદ્યાનું વિવેચન શ્રીમદ્ ભગવદ્ ગીતામાં થએલું છે. ગીતાજીનો પ્રત્યેક શ્લોક ઉપનિષદના કોઈ ને કોઈ વિભાગની કલ્પનાઓના સમૂહમાંથી રચવામાં આવેલો છે, એમ વિદ્વાનોનું માનવું છે. સર્વ ઉપનિષદનું દોહન ગીતામૃત છે. એટલા માટે કહેવામાં આવે છે કેઃ–

**सर्वोपनिषदो गावो दोग्धा गोपालनन्दनः ।**
**पार्थो वत्सः सुधीर्भोक्ता दुग्धं गीतामृतंमहत् ॥**

ઉપનિષદ રૂપી ગાયોને દોહવા સમયે અર્જુન જ્યારે વાછરડા રૂપે તેને ધાવવા લાગ્યો, ત્યારે તેમણે પાસો મૂકયો અને શ્રી કૃષ્ણ ગોવા-ળીએ ગીતામૃત રૂપી દૂધ સુબુદ્ધિમાનના ઉપયોગ માટે તેમાંથી દોહી લીધું.

આ ઉપનિષદોમાં ગવાએલી બ્રહ્મવિદ્યાનું મૂળ ઋગ્વેદમંત્રોમાં છે એમ કુશળ વિદ્વાનો સપ્રમાણ સિદ્ધ કરી બતાવે છે; પણ અહીં તેનો વિસ્તાર અસ્થાને છે.

આ ઉપનિષદો ગદ્ય રૂપે અને પદ્ય રૂપે લખાયેલાં છે. ઉપનિષદોની ભાષા સૂત્રાત્મક હોઈ કવચિત્ ગુંચવાડા ભરેલી જોવામાં આવે છે, તેની વિચારસરણી પણ પ્રાચીન હોઇ તેનું તાત્પર્ય સમજવું મુશ્કેલ પડે છે. તો પણ એકંદર રીતે જોતાં તેની ભાષા સરળ, સાદી અને પ્રાસાદિક છે. ઉપનિષદોનો ઉપદેશ સાદી ભાષામાં, સાદી પણ સચોટ પદ્ધતિએ અપાયલો છે. ઘટાકાશ, મઠાકાશ આદિની તર્કજાળ પાછળથી વિસ્તરેલી છે. ઉપનિષદો ધર્મતત્ત્વ, તત્ત્વજ્ઞાન, સૃષ્ટિતત્ત્વ જેવા ગહન વિષયોનું વિવેચન એકાદ મનોહર આખ્યાયિકા અથવા રૂપકદ્વારા સુગમ રીતિએ કરે છે. તેની વિવેચનપદ્ધતિ સુંદર, સરળ અને હૃદયસ્પર્શી છે. તેમાં તર્કજાળ કે સાહિત્યની ભૂલભૂલામણી નથી. નિરર્થક રૂપક, અલંકાર, શબ્દચ્છલ, શબ્દજાળ કે વાગાડંબરનો વિસ્તાર નથી. બહુ શબ્દો ઉપર ધ્યાન લગાડવું એ તો વાણીનો વ્યર્થ વ્યય કરવા જેવું છે.* એક જ આત્માને જાણો, તે સિવાયની વાચા ત્યાગવી× એમ તેઓ સ્પષ્ટ કહે છે; એટલે તેમા નિરર્થક વિશેષણો, વ્યામિશ્ર વાક્યો, ક્લિષ્ટ અને બુદ્ધિને સંભ્રમમાં નાખનારી રચનાઓ નથી. તેનો પ્રત્યેક શબ્દ સાર્થ અને દૃઢ છે. આથી ઉપનિષદોનું યથાવત્ અધ્યયન અનુશીલન કરનારા શાન્ત વિદ્વાનોને મિથ્યા વેદાન્તી કે શબ્દપંડિત થવાનો ભય નથી. સાહિત્યની કે તર્કજાળની ભૂલભૂલામણીમાં ફસેલાઓને વસ્તુતત્ત્વ હાથ ન આવતાં ઉપનિષદો જેનો સ્પષ્ટ નિષેધ કરે છે, તેવા શબ્દો અને વાણીવિલાસ હાથ આવે છે. તેવા પંડિતો શુકવત્

---

*नानुध्यायात् बहून् शब्दान् वाचोविग्लापनं हितत् ॥
×तमेवैकंजानथ आत्मानम् अन्यावाचो विमुञ्चथ ॥

વેદાન્તની પરિભાષા અને પ્રક્રિયાઓનું શબ્દજ્ઞાન મુખપાઠ કરી પોતાને કૃતાર્થ માને છે. એવા લોકો બ્રહ્મ સંબંધી વાતો કરવામાં કુશળ હોય છે, વખત ઉપર પંડિતાઇ પણ દેખાડી શકે છે; પરંતુ તેમની વૃત્તિ ઉપર તેની લેશ પણ અસર હોતી નથી. તેઓની વૃત્તિ વિષયાકાર બની રહી હોય છે અને તેથી તેમનું ચારિત્ર દૂષિત હોય છે. આવા મિથ્યા વેદાન્તીઓની લોક નિંદા કરે તે યોગ્ય જ છે. ઉપનિષદોમાં જે ગંભીર અને ઉદાત્ત ધર્મભાવનાઓ અને તત્ત્વવિચારો સંગ્રહાયેલા છે, તથા જે ઉચ્ચનીતિનાં તત્ત્વો ઉપદેશાયેલાં છે, તે બધાંની અસર તેનો અભ્યાસ કરનારા મનુષ્યના હૃદય ઉપર આબાદ અને સ્થાયી થાય છે, અને તેનું જીવન સુન્દર, પવિત્ર અને પુણ્યમય બની રહે છે.

ઉપનિષદો ઘણાં છે એ ખરૂં છે, પરંતુ સર્વે ઉપનિષદોનો પ્રતિપાદ્ય વિષય એક જ છે. આર્યધર્મનો પ્રાચીન અને મૂળ તથા મુખ્ય સિદ્ધાન્ત તેમાં પ્રતિપાદન કરવામાં આવ્યો છે. પરમ સત્યનું જ્ઞાન તેમાં ચર્ચવામાં આવ્યું છે. ઉપનિષદોનો ઉપદેશ આગળ કહેવામાં આવશે, તે પ્રમાણે અધિકાર પરત્વે જુદી જુદી રીતે કરવામાં આવ્યો છે. તેમાં જ્ઞાન, કર્મ અને ઉપાસનાનું અધિકારી પરત્વે પ્રતિપાદન કરવામાં આવેલું છે. કર્મ અને ઉપાસનાથી જેમનાં અંતઃકરણ સ્વચ્છ અને સ્વસ્થ થયાં હોય, બુદ્ધિ વિક્ષેપ, સંશય, વિપર્યય, રાગદ્વેષ કે મોહથી મુક્ત થઈ સૂક્ષ્મ અને અગ્રય થઈ હોય, તેવાઓને પરમતત્ત્વનો બોધ કરે છે, બીજાઓને આંતરશુદ્ધિનાં સાધનોમાં યોજે છે. જ્ઞાનપ્રાપ્તિમાં ઉપયોગી ક્રિયા અને ભક્તિ સેવવાનો બોધ એ જ શાસ્ત્રો આપે છે; સર્વમાન્ય નીતિનાં તત્ત્વો પણ એ જ ઉપદેશે છે. સૃષ્ટિતત્ત્વ અદ્વિતીય બ્રહ્મચૈતન્યનાં સ્વરૂપનું નિર્ધારણ, જગત સાથે તેના સંબંધનો નિર્ણય, તેની ભાવના, તેની ઉપાસનાપદ્ધતિના પ્રકારો, સાધનપ્રણાલી આદિ મહાતત્ત્વોનું તેમાં પરિસ્ફુટભાવે વર્ણન કરવામાં આવેલું છે. ઉપનિષદોમાં છૂટાછવાયા તર્કો પણ નજરે પડે છે, અને એના વિચા-

રોમાંથી દરેક દર્શનવાળાને ટેકો મળે એવા તર્કો પણ મળી આવે છે. દ્વૈત, વિશિષ્ટાદ્વૈત, શુદ્ધાદ્વૈત, અને અદ્વૈત આદિ વાદો ચાલે છે, તે દરેકના ટેકામા ઉપનિષદના મહાભંડારમાંથી વાક્યો મળી આવે છે. આમ દેખીતો વિરોધ ઉપનિષદોમા જોવામાં આવે છે, તેનો પરિહાર કરી ભગવાન વેદવ્યાસે એ વિસ્તૃત ઉપનિષદોનો સક્ષેપ સત્રોમાં સમાસ કર્યો છે, જે બ્રહ્મસૂત્ર કે ઉત્તરમીમાસા દર્શન કે વેદાન્તદર્શન નામે પ્રસિદ્ધ છે. ઉપનિષદના તત્ત્વવિચારો ગહન છે, અને તેના સિદ્ધાન્તો દુરૂહ છે. શ્રીમાન્ આદ્ય શંકરાચાર્ય ભગવાને દશ ઉપનિષદોનો સુશ્લિષ્ઠ સમન્વય કરી તેનો અખંડાર્થ સમજાવ્યો છે. ઉપનિષદોનું તત્ત્વજ્ઞાન અને તેના સિદ્ધાન્તો શ્રીમાન્ શંકરાચાર્યના ભાષ્યની મદદ વિના સમજી શકાય તેવા નથી. ઉપનિષદોમા જે સરળ અને ઉંચામા ઊંચો ધર્મબોધ રહેલો છે, તે સબંધી કંઇક મનનનાં ફળ રૂપે આ લેખની પ્રવૃત્તિ હોઇ યથા પ્રતિભાસ પ્રયત્ન અહીં થયો છે.

શ્રીમાન્ શંકરાચાર્ય ભગવાને ઉપનિષદોના ઉપદેશ સંબંધમાં નીચેના શ્લોકમા ટુંકે પણ સરસ અને યથાર્થ વર્ણન કર્યું છે –

एवं बाल रोदमान चिरतरसमय शान्ति मानेतु मम्बे
द्राक्ष खर्जूर माम्र सुकदल मथवा योजयत्यंम्बिकाऽस्य ।
तद्वत् चेतोऽतिमूढं बहुजननभवान्मोदयसंस्कार योगात्
बोधो पायैरनेकैरवश मुपनिषद् बोधयामाससम्यक् ॥

શતશ્લોકી ૬

અર્થ–જેમ ચિરકાળથી રોતા પોતાના બાળકને શાંતિ પમાડવા માટે તેની માતા તેના મોં પાસે દ્રાક્ષ, ખજૂર, કેરી કે સુંદર કેળા મૂકે છે, તે જ પ્રમાણે અનેક જન્મોમાં ઉત્પન્ન થએલ અજ્ઞાનના સંસ્કારને લીધે અતિમૂઢ થએલ અને તેથી અવશ–પોતાને વશ નહિ તેવા ચંચળ ચિત્તને અનેક બોધરૂપી ઉપાયોથી ઉપનિષદ યથાધિકાર બોધ આપે છે ઘણા ઉપાયોમાથી કોઈ પણ સફળ થશે એમ ધારી શ્રુતિ માતા

અનેક ઉપાયો યોજે છે. "

આ શ્લોકમાં ઉપનિષદોને માતા સાથે સરખાવ્યાં છે. માતાનો બાળક ઉપર પ્રેમ હોય છે, તે પ્રેમને લીધે બાળક રૂએ છે, તે તેનાથી ખમી શકાતું નથી; તેને રોતો બંધ રાખવાને સ્નેહના આવેશથી અનેક પ્રકારનાં મિષ્ટ ફળો તેનાં મોં આગળ મૂકે છે, અને હરકોઈ ઉપાયે તેને શાન્ત પાડવા મથે છે. તે જ પ્રમાણે અનેક જન્મોમાં સંચય કરેલા અજ્ઞાનસંસ્કાર અને દુર્વાસનાઓને લીધે જેમનાં ચિત્ત ચંચળ તથા મલિન થયાં છે અને તેને લીધે શોક, મોહ, ભય, ચિંતા, દુઃખ સંતાપથી જેઓ રડયા કરે છે, તેમનું અજ્ઞાન દૂર કરી તેમને પરમ શાંતિસુખ આપવા ઉપનિષદ માતા અનેક યુક્તિ પ્રયુક્તિ. મિષ્ટ વાકયો, દષ્ટાન્તો તેમ જ આખ્યાયિકાઓનો પ્રયોગ કરે છે. ઉપનિષદો નીરસ અને લૂખાં જ્ઞાનવાકયોથી બોધ નથી કરતાં, પરંતુ વ્યવહારમાં હરકોઇના જોવામાં આવતાં દષ્ટાન્તોથી અને મનને આલ્હાદ પમાડી તે પર ઊંડા સંસ્કાર પાડે તેવાં વચનોથી, જ્ઞાનનો બોધ કરે છે; જેમકે રથરૂપક, બે પક્ષીઓનું રૂપક વગેરે.

એટલે અજ્ઞાન અંધકારમાં રડતા મનુજબાળને અનિર્દેશ્ય પરમ સુખ અને શાશ્વત શાન્તિ આપવા માટે ભગવતી શ્રુતિ માતા અધિકાર અનુસાર અનેક રીતિએ ઉપદેશ આપે છે. બધાં મનુષ્યોનાં ચિત્તનું સ્વરૂપ એક જ પ્રકારનું હોતું નથી. ધારણાશકિત પણ સમાન હોતી નથી. પ્રત્યેક મનુષ્યનું મન કિંવા અંતઃકરણ સરખું જ શુદ્ધ હોતું નથી. જેમ શુદ્ધિ સરખી હોતી નથી; તેમ શકિત પણ સરખી હોતી નથી અને રૂચિ પણ એક સરખી હોતી નથી. ચિત્તના સ્વરૂપના ભેદ અને વ્યકિત વ્યકિતની બુદ્ધિ અને પ્રકૃતિનાં તારતમ્યની દષ્ટિએ ઉપનિષદો સમાજમાં મનુષ્યોના બે વર્ગ પાડે છે. એક વર્ગ બ્રાહ્મણ કે ધીર અને બીજો કૃપણ, મન્દ, બાલ; બૃહદારણ્યક ઉપનિષદ કહે છે કે જે કોઈ અક્ષર પરબ્રહ્મને જાણ્યા વિના આ લોકમાંથી જાય છે તે કૃપણ

દયાપાત્ર છે. જે જાણીને જાય છે તે બ્રાહ્મણ છે. આ બે વિભાગ શ્રી ગીતાજી પણ ब्राह्मणस्य विजानतः અને कृपणा फलहेतव ॥ એમ દૈવ અને આસુર વર્ગ વિસ્તારથી સમજાવીને પાડી બતાવે છે.

કેટલાક મનુષ્યોનાં ચિત્ત કેવળ સંસારમાં જ આસક્ત હોય છે. કેવળ ઇન્દ્રિયસુખપરાયણતા, સ્વાર્થ, ઇન્દ્રિયતૃપ્તિ, કામોપભોગ, દુનિયાદારીની મોટાઈ, આવી આવી કામનાઓ અને તેનાથી પ્રેરાયલી નિરંકુશ, સ્વચ્છંદ પ્રવૃત્તિઓ પાછળ તેમનું ચિત્ત ચોંટયુ હોય છે. પરલોક, પરજીવન, પરમાર્થનો તો તેમને લેશ પણ ખ્યાલ હોતો નથી. આધિભૌતિક સુખની અભિવૃદ્ધિ કરવી એ જ ન્યાય્ય, પ્રશસ્ત, શ્રેયસ્કર તથા પરમપુરુષાર્થ સમજે છે. ઉપનિષદો આવા વર્ગના મનુષ્યોને નીચેના શબ્દોથી વર્ણવે છે –

**अन्धेन तमसावृता** –ગાઢ અજ્ઞાનરૂપી અંધકારથી ઘેરાયલા,
**अविद्यायामन्तरे वर्तमाना** –અવિદ્યામાં ડૂબેલા,
**आत्महन** –આત્મઘાતી,

**पराच कामाननुयन्तिबाला** –બાલ, અવિવેકી મનુષ્યો બાહ્ય વિષય કામનાઓ પાછળ ભટકયા કરે છે.

**प्रेयो मन्दो वृणीतेः** ધન, પશુ, પુત્ર આદિ પ્રેય વસ્તુને મન્દ બુદ્ધિવાળો પસન્દ કરે છે,

**न साम्परायः प्रतिभाति बालम्**
**प्रमाद्यन्तं वित्तमोहेन मूढम्**
**अय लोको नास्ति पर इति मानी**

પ્રેય પદાર્થો, દુનિઆદારીની મોજમઝાઓ, .એશ આરામમાં આસક્ત મનવાળા અને દ્રવ્યના મોહથી મૂઢ બની ગએલા બાલ, અજ્ઞાની, પામર મનુષ્યને પરલોકપ્રાપ્તિના શાસ્ત્રીય સાધન સૂઝતાં નથી. " આ દૃશ્યમાન લોક છે, પરલોક નથી " એમ તેઓ માને છે.

આવું જેમનાં ચિત્તનું સ્વરૂપ છે તેવા પામર લોક "ખાઓ, પીઓ, પારકું હરો, છેદો, ભાગો—કેવો ધર્મ અને કેવો પરોપકાર"— એવા રાક્ષસી અને આસુરી ભાવથી જીવન વીતાડે છે. સંસાર વ્યવહારમાં આવા પ્રકારે માંસમીમાંસામાં આયુષ્ય ગાળનારો વર્ગ મોટો છે. શ્રુતિ કહે છે કે ज्यायसा एव असुराः ॥ અસુર વર્ગ મોટો છે. આવાં ચિત્તવાળા લોકો કરતાં ઉચ્ચતર શ્રેણીના લોકો છે, કે જેઓ સંસાર-સુખ કરતાં સ્વર્ગસુખને અધિક ગણી તેની પ્રાપ્તિ માટે સત્કર્મોથી પ્રયત્ન કરે છે. પહેલા પ્રકારના અસુર અને પામર કરતાં આ વર્ગ સારો છે, પણ ઉપનિષદની દૃષ્ટિમાં આ લોક જેમ ક્ષયશીલ છે, તેવી જ રીતે પુણ્યથી મેળવેલો સ્વર્ગલોક પણ ક્ષયશીલ જ છે. પુણ્ય ક્ષીણ થતાં પાછું પૃથ્વી પર અવતરવું પડે છે. આવાં સ્વર્ગની પ્રાપ્તિને જ પરમ પુરુષાર્થ શ્રેય માનનાર વર્ગને પણ તે મૂઢ અને બાલ ગણે છે, અને સ્વર્ગલોકની પ્રાપ્તિનાં સાધનને અદૃઢાપ્લવા તકલાદી હોડી જેવાં ગણી કાઢે છે. આવી રીતે કેવળ દુનિઆદારીમાં જ પશુવત્ રચીપચી રહેલા પશુ વર્ગની અપેક્ષાએ સ્વર્ગ સુખની કામનાથી પુણ્ય કર્મ કરનાર વર્ગ ઉચ્ચ શ્રેણિનો છે; તો પણ ઉપનિષદો જેને શ્રેયઃ ॥अमृतत्वं॥ કહે છે, તેની પ્રાપ્તિની ઇચ્છા રાખનાર અને તેના માટે પ્રયત્ન કરનાર વર્ગ ઉચ્ચતમ છે, આ વર્ગને ઉપનિષદો ધીર કહે છે. આ ધીર, હંસ જેમ દૂધ અને પાણીનાં મિશ્રણમાંથી પાણી મૂકી દૂધ જુદું પાડી લે છે, તેમ પ્રિયાન્ અને પ્રિયરૂપાન્ પ્રિય લાગતી કામનાઓ અને ઐહિક સુખો-પ્રેયનો ત્યાગ કરી શ્રેયનું ગ્રહણ કરે છે. શ્રેયને પસંદ કરનાર અને પ્રાપ્ત કરનાર બ્રાહ્મણ ધીર છે; બાકી બધા કૃપણ, બાલ, મૂઢ, મન્દ, અવિદ્યા અંધકારમાં ઠોકર ખાતા, અંધ આત્મઘાતી છે, એમ ઉપનિષદો કહે છે. દુનિયાદારીના વિષયોને જ વળગી રહેનાર મન્દ અને બાલવર્ગ પાપાચારી બની અધોગતિને પામે છે; પુણ્યકર્મ કરનાર સ્વર્ગ લોક મેળવે છે; અને અમૃતત્વ પરમશ્રેયને તો કેવળ બ્રહ્મસંસ્થ-બ્રહ્મનિષ્ઠ જ

પામે છે આમ વિવિધ પ્રકૃતિવાળા અને ભિન્નભિન્ન રૂચિ તથા શક્તિ વાળા લોકને પુત્રવત્સલ માતા જેટલા જ સ્નેહથી શ્રુતિ માતા મુખ્ય લક્ષ્ય તરફ વાળવા વિવિધ પ્રકારે ઉપદેશ આપે છે અને સાધનો બતાવે છે આ ઉપદેશનો ક્રમ વિચારતા નીચે પ્રમાણે જોવામા આવે છે —

જ્ઞાનચર્યા અને તત્ત્વજ્ઞાન એ જ ઉપનિષદોનો મુખ્ય વિષય છે મુખ્યત બ્રહ્મવિદ્યાનો ઉપદેશ તેમા કરવામાં આવ્યો છે. સામાન્ય કોટિના મનુષ્યોને આ ઉપદેશ એકદમ સમજાય નહિ, તેમ રૂચે પણ નહિ એ સ્વાભાવિક છે, એટલે એવા વર્ગને ઉદ્દેશીને સ્વર્ગીય સુખોની લાલચ ઉપનિષદોમા બતાવવામાં આવી છે સાંસારિક સુખોને મુકાબલે સ્વર્ગના સુખો દિવ્ય અને અનન્ત છે સ્વર્ગમા શોક નથી ભય નથી, રોગ નથી, વૃદ્ધાવસ્થા નથી મૃત્યુ નથી. દિવ્ય અપ્સરાઓ છે દિવ્ય ભોગો છે કેવળ આનન્દ છે આવા દિવ્ય સુખો મેળવવા માટે યજ્ઞ યાગાદિ વૈદિક ધર્મક્રિયાઓ અને પુણ્યકર્મ કરવાની જરૂર બતાવી, કેવળ ઇન્દ્રિયપોષણ સ્વાર્થી જીવન ન ગાળતા કુવા તળાવ જેવા જળાશયો, ધર્મશાળા ઔષધશાળા, પાઠશાળા, અનાથાશ્રમો જેવા આશ્રમસ્થાનો વગેરે દાન દયાના પરમાર્થી સત્કર્મો કરવાનુ ઉપદેશવામાં આવ્યું છે ભાવી સ્વર્ગીય સુખો મેળવવા માટે તાત્કાલિક સુખનો ભોગ આપતા આવી રીતે ક્રમે ક્રમે શીખાય છે અને ચિત્ત ઉપરથી મલિન સસ્કારો દૂર થતા જઈ સારા સસ્કારો પડતા અને જામતા જાય છે શ્રુતિ કહે છે કે પુરૂષ કામમય-ઇચ્છાનો બનેલો છે, જેવી એની કામના હોય છે, તેવો એનો સકલ્પ ભાવના હોય છે, તેવાં તે કર્મ કરે છે અને જેવાં કર્મ કરે છે તેવું પામે છે એ જેવુ કરે છે જેવુ આચરે છે તેવો તે થાય છે, પુણ્યકર્મ વડે પુણ્યશાળી બને છે, પાપકર્મ વડે પાપી થાય છે. એટલે જેવુ વાવીએ તેવુ લણીએ અને જેવુ કરીએ તેવુ પામીએ

( અપૂર્ણ )

# —: મૃત્યુ વિજયી વીર :—

લેખક—શ્રી નલિન મ. ભટ્ટ એમ. એ.



## અંક પહેલો

### દૃશ્ય ૧ લું

**વસિષ્ઠ ઋષિનો આશ્રમ**

**પ્રાતઃકાલ**

( વસિષ્ઠ ગુરુ તથા શિષ્ય વાત્સાયન )

વસિષ્ઠઃ—( સંધ્યા પછી પ્રાર્થના કરતા ) હે પરમાત્મન્ ! આજના મંગલ પ્રભાતે આપના ચરણકમલોમાં હું પ્રણામ કરું છું. હે નાથ ! આપની પરમજ્યોતિ હમારી મતિમાં પ્રકાશો. હે પિતા ! असतो मा सद्गमय, तमसो मा ज्योतिर्गमय, मृत्योर्मा अमृतं गमय । ॐ शान्तिः शान्तिः शान्तिः ॥ ( વાત્સાયનને ઉદ્દેશીને )

બેટા ! ગઈ કાલે તને કહ્યુ હતુ તેટલું તૈયાર કર્યું છે ને? આજે આપણે મહામુનિ ઉદ્દાલકને ત્યા જવાનું છે.

વાત્સાયન –હા ગુરુદેવ ! આપની આજ્ઞા મુજબ સઘળુ તૈયાર છે, પણ એ ઉદ્દાલક મુનિ કોણ ?

વસિષ્ઠ કેમ ! તે એમનું નામ નથી સાંભળ્યું ? એઓ ભારતવર્ષના તમામ તત્ત્વવેત્તાઓમા સૌથી મોખરે છે. એઓ મહાન દ્દષ્ટા છે.

વાત્સાયન–તો તો એ મહાભાગના દર્શનથી આપણે પવિત્ર થઈશુ. પણ ગુરુદેવ ! એમને ત્યા શુ છે કે આપણે ત્યા જઈએ છીએ ?

વસિષ્ઠ –એઓ વિશ્વજિત્ યજ્ઞ કરે છે એ યજ્ઞમા મારે આચાર્ય થવાનુ છે

વાત્સાયન –વિશ્વજિત્ યજ્ઞ ?! ભગવન્ ! એ તો નવો યજ્ઞ સાભળ્યો ! એની વિશેષતા શી છે ?

વસિષ્ઠ –બેટા એ એક મહાન યજ્ઞ છે. કરનારે એમા પોતાનું જડ–ચેતન તમામ દ્રવ્ય દાન તરીકે દઈ દેવાનુ હોય છે. બેટા ! મમતાની દ્દઢ ગાંઠને તોડી નાંખવાનો એ પ્રયોગ છે.

વાત્સાયન –તો તો એ ઋષિજીને ધન્ય છે જે દાન દ્વારા જીવનને ઉજાળે તે પ્રણામ યોગ્ય છે

વસિષ્ઠ–એમા શો શક ? દાન દેવુ એ ઈશ્વરીય ગુણ છે; તો ચાલો બેટા ! આપણે પ્રસ્થાન કરીએ.

વાત્સાયન –જેવી આજ્ઞા, ગુરુદેવ

(બન્ને જાય છે.)

### દ્દશ્ય બીજુ

### ઉદ્દાલક ઋષિનો આશ્રમ

### યજ્ઞનો છેલ્લો દિવસ

(ઉદ્દાલક =નચિકેતાના પિતા તથા ગર્ગાચાર્ય=નચિકેતાના મામા)

ગર્ગ:–મુનિજી! ઈશ્વરકૃપાથી આજે યજ્ઞ પૂરો થશે. એ અંગે દાનની હવે યાદી કરી નાંખવી જોઈએ.

ઉદ્દાલકઃ–ગર્ગજી! દાનની યાદી કેવી? જ્યાં બધું જ દેવાનું ઠર્યું ત્યાં વળી યાદી શી? પસંદગી શી?

ગર્ગ:–એ ભાવના તો યોગ્ય છે; પણ મુનિજી! દાનમાં પણ વિવેક જોઈએ ને! આપ કાંઈ એકલા થોડા જ છો? આપને પુત્રો છે, પરિવાર છે, તેમનો પણ બધું દેતાં વિચાર કરવો જોઈએ.

ઉદ્દાલકઃ–ગર્ગજી! પણ મારી તો પ્રતિજ્ઞા છે કે સર્વસ્વનું દાન દઈ દેવું.

ગર્ગ:–આપની પ્રતિજ્ઞા ભલે હોય! પણ તેથી આપણે આંધળા કેમ થઈએ! વ્યવહાર પણ સાધવો જોઈએ. હજી નચિકેતા નાનો છે. તેને લૂંટાવી દાન દેવામાં વિવેક ક્યાં છે?

ઉદ્દાલકઃ–ગર્ગજી! નચિકેતા પોતાનું નસીબ લઈને નહીં આવ્યો હોય?! મારે તેની શી ચિંતા! તેની ચિંતા તો ભગવાનને સોંપેલી છે.

ગર્ગજી:–મુનિજી! આપની બાબતમાં આપ દરેક રીતે જ મુખત્યાર છો; આ તો મને જે લાગ્યું તે મેં કહ્યું. હું તો વ્યવહાર અને પરમાર્થ બન્ને સચવાય એ દષ્ટિએ કહું છું, કે આપે આપનાં છોકરાં છૈયાંનો પણ વિચાર કરવો જોઈએ. લેનારાઓ તો પ્રશંસાના બે બોલ કહી રહી જશે, અને આપ પણ જશો; પાછળની મુંઝવણ તો નચિકેતાને જ ને? અને જે આપ બેટાને ભિખારી છોડી જાય તે આપને ખેરો વ્હાલથી પિંડ ન દે! અને વાણીએ એટલું લણાય થોડું જ! જુવો! મેં તો મારી મતિ આપી. ચાલો, હું તો યજ્ઞમંડપમાં જાઉં છું (પ્રસ્થાન).

ઉદ્દાલકઃ–(સ્વગત) ગર્ગજી કહે છે તે પણ ઠીક છે!

નચિકેતાનો પણ મારા ઉપર હક્ક છે. છતાં ધને હું એને ભિખારી છોડીને જાઉં એ શું પાપ નથી ? અને વળી મારે ક્યાં માગ પોતાના ઉપયોગ માટે કશું પણ ગપવું છે ? આથી પ્રતિજ્ઞાને પણ વાધો નહિ આવે, અને વ્યવહાર પણ સચવાશે. ઠીક. (વિચાર કરતા) તો શું કરવું ? સર્વસ્વનો આમ મેં અંતરથી તો ત્યાગ કર્યો જ છે ને ? પછી શો વાધો ? (કાંઈ નિશ્ચય કરી) હા. બસ. એમ જ કરૂં. વ્યવહાર અને પરમાર્થ બન્ને તોળાશે. ચાલ ત્યારે આજના કામમા પરોવાઉં.

(પ્રસ્થાન)

## દૃશ્ય ત્રીજું

### ઉદ્દાલકની વનભૂમિ

(કૌટિલ્ય, સૌતેમનસ, વિભાવસુ=(નચિકેતાના આનમિત્રો)

કૌટિલ્ય:—જા જા. એ ડોસાની બુદ્ધિ તો જાહેર મારી ગઈ છે ? મારો વા'લો તો વિશ્વજિત્ યજ્ઞ કરવા નીકળેલો ?

સૌતેમનસ—પણ હું કયા ઉદ્દાલકના વખાણ કરું છું ? હું તો યજ્ઞનો મહિમા ગાઉં છું. એ યજ્ઞમા તો બધું આપી દેવું પડે છે એમ મારા પિતાજી કહેતા હતા !

વિભાવસુ—અને આથી તો કૌટિલ્ય ઉદ્દાલક ઉપર ઉખડ્યો છે !

સૌતેમનસ—પણ થયું શુ લે તો તમો કહેતા જ નથી ! અને બિચારા ડોસાને શાને ઝાટકો છો !

વિભાવસુ—થયુ એમ કે ડોસાએ પાંજરાપોળમા ન મોકલી શકાય એવી ગાયો દક્ષિણા માટે કાઢી છે !

સૌતેમનસ—પણ એવી ગાયો પણ શાને ન કાઢે ? જ્યાં બધું જ આપવાનુ હતું ત્યાં એવી ગાયો પણ દેવાની જ ને ?

કૌટિલ્ય —એમ હોત તો તો ઠીક પણ આ તો સારી સારી નચિકેતા માટે રાખી મૂકી છે અને ડોબા જેવી બ્રાહ્મણોને માટે કાઢી છે !

સૌતેમનસ:–એમ છે !

કૌટિલ્ય –નહિતર શું હું અમસ્તો કહેતો હતો ? ડાચાની તો આખી બુદ્ધિ નાઠી છે ! બચ્ચા ! દાન દેવું મુશ્કેલ છે !

સૌતેમનસ –પણ મને ખાતરી છે કે જો નચિકેતા આ વાત જાણશે તો તે સત્યાગ્રહ કરશે !

કૌટિલ્ય –કર્યો સત્યાગ્રહ ! બચ્ચા ! બાપાઓ સાથે સત્યાગ્રહ કરવો સ્હેલ નથી તો ! ને બાપ દેવું મૂકી જવાનો હોય તો તો સત્યાગ્રહ થાય ! મિલકત મૂકી જાય તો સત્યાગ્રહ તો દૂર રહ્યો પણ જૂઠાગ્રહ પણ લોક હ્હેજથી કરે !

સૌતેમનસ્ –કૌટિલ્ય ! તું નચિકેતાને નથી જાણતો ! એ બાગ તારા જેવો નથી ! સત્યને ખાતર એ પ્રાણ આપે એવો છે !

કૌટિલ્ય—બાધા રે બાધા ! પ્રાણ આપવો સહેલ નથી ! લોકોને તો ટેવ પડી છે—જરા કાંઈ બને એટલે બરડાઈ ઊઠે કે " એ માટે તો હું પ્રાણ પાથરીશ. " બચ્ચા ! પ્રાણ આપવો જો એટવો સહેલો હોત તો દુનિયા આવી ન રહી હોત !

વિભાવસુ –ને કૌટિલ્ય ! તારા જેવા જ બધા હોત તો દુનિયા ચાલી જ ન હોત તેનું શું !

કૌટિલ્ય—તો તમો બધા ઉકાળજો ને ! આપણે તો ટૂંકું સમજીએ કે બાપ મિલકત આપી જાય તો તે બહુ વહાલો લાગે અને દેવું આપી જાય તો દુશ્મન જેવો લાગે ! આપણે તો સત્યાગ્રહ કે દુરાગ્રહ કશું ન કરીએ ! સીધા વારસો લઈ લઈએ.

સૌતેમનસ્-કૌટિલ્ય ! તું તો હંમેશનો જ બડકો છે. જોજે મારૂં કહેવું ખરૂં પડે છે કે નહી? નચિકેતા તેના બાપને ઠેકાણે લાવશે.

કૌટિલ્ય—તેમ થશે તો નચિકેતાના ચરણમાં મારૂં માથું મૂકશે. પણ હું તો એટલું સમજું કે માયા છોડવી મુશ્કેલ છે. એ ડોસો ગાંઠે એમ નથી ! તું નચિકેતાને આ વાત કરજે તો ખરો !

વિભાવસુ-ચાલો ત્યારે આ વાતને આરો કયા ?

કૌટિલ્ય.-ઉદ્દાલકને ત્યા દૂધપાકમા.

( બધા હસતા હસતા જાય છે )

## દૃશ્ય ચોથું

### ઉદ્દાલકનો આશ્રમ

### નચિકેતા પ્રવેશે છે

નચિકેતા-( સ્વગત ) અરે ! સૌતેમનસ્ આ શું કહી ગયો ! પિતાજી પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થવા માંગે છે ? એ કેમ બને ? આપવાનું પણ લીધું એટલે આપવાનું જ ! લાગે છે કે પિતાજીને પુત્ર-મોહ પીડે છે ! મારામાં તેમનો જીવ ચોંટે છે ! પણ મારો... પુત્રનો આ ટાણે શો ધર્મ ? મને પિતાનો મોહ વહાલો કે પિતાની પ્રતિજ્ઞા ? ( વિચાર કરી ) મારૂં બાલહૃદય મને કહે છે કે સત્ય સમક્ષ મોહનાં મૂલ્ય તુચ્છ છે ! ( મુંઝાતાં ) પણ પિતાજીને મારે આ કડવું સત્ય કહેવું કેવી રીતે ? સીધુ કહું તો તેમાં અવિનય છે ! બધાંની વચ્ચે પિતાજીનું માનખંડન કે મારો અવિનય મને ન છાજે ! ( વળી મુઝાતાં ) પણ તેમને ક્રોધ તો નહીં ચઢે ? ( વિચારતાં ) ખેર ! તેમને ખીજ ચઢે તેથી શું ? પિતાજીની સાચી આબરૂ પ્રતિજ્ઞા પાળવામાં છે ! એ ખાતર મારે સહન કરવું પડશે તો કરીશ; પણ સત્યપાલન દ્વારા મારે પિતાનું સાચું તર્પણ કરવું જ

ઘટે. ( મુંઝાતાં ) ત્યારે કરવું શું ? ( એકાએક સૂઝતાં ) ધન્ય છે પ્રભો ! આપે મને સુંદર ઉપાય સૂઝાડયો છે ! ચાલ તે જ અજમાવું અને ભાવિના પુરો મારે એક અમર ચીલો પાડું.

( પ્રસ્થાન )

## દશ્ય પાંચમું

### યજ્ઞશાળા

( દક્ષિણાનો વખત; બધા ઋષિઓ બેઠા છે. દૂર પાંજરાપોળમાં મોકલવા જેવી ગાયો બાંધી છે. ઉદ્દાલક પાસે નચિકેતાનું આસન ખાલી છે. )

ઉદ્દાલકઃ–ગર્ગજી ! જુવોને ! નચિકેતા હજી કેમ નહિ આવ્યો ? એ આવે તો આપણે કામ આગળ ચલાવીએ.

ગર્ગઃ–અરે ! એ તો ક્યાંક રમતો હશે. આપ ચલાવોને, બાળક એમાં શું સમજે !

ઉદ્દાલકઃ–ના ભાઈ ! બાળકના દેખતાં જ આવાં ધર્મકાર્યો થવાં ઘટે. કેમકે બાળક તો જુવે તેવું કરે !

વસિષ્ઠઃ–મુનિજી ઠીક કહે છે. પ્રજાને સાંસ્કારિક શિક્ષણ આવી વખતે જ મળે !

ઉદ્દાલકઃ–લ્યો ! પેલો આવ્યો. ( આવતા નચિકેતાને જોઈને ) ચાલ તો બેટા ! મોડું થાય છે.

નચિકેતાઃ–(પિતાને તથા બેઠેલા ઋષિઓને વંદન કરી) પિતાજી ! હવે અહીં શું થવાનું ?

ઉદ્દાલકઃ–હવે આપણે આ મહર્ષિઓનો સત્કાર કરવાનો છે. જો બેટા ! હવે તું મુંગો રહેજે હોં; જે થાય તે જોયા કરજે.

-

નચિકેતાઃ–( સરળ ભાવે ) પણ પિતાજી ! આ યજ્ઞમાં તો બધું આપી દેવાનું ને ! તે બધું અહીં ક્યાં છે ?

ઉદ્દાલકઃ–( સાંભળ્યું ન સાંભળ્યું કરીને ) ( વસિષ્ઠને ઉદ્દેશીને ) ઋષિવર્ય ! ચલાવો હવે ! દાનસંકલ્પ કરાવો !

નચિકેતાઃ–( દૃઢ મને ) પણ કહોને બાપુજી ! આપણે તો બધું આપી દેવાનું છે ને !

ઉદ્દાલકઃ–( સ્હેજ ચિડવાઈને ) ચાલ બેટા ! હવે મૂંગો રહે. મેં તને શું કહ્યું હતું ?

નચિકેતા–( વિનયપૂર્વક ) પણ... પણ...

ગર્ગઃ–( વચ્ચે જ અટકાવી ) બેટા ! જો; બધા મોટા બેઠા હોય ને, ત્યારે બાળકોથી કશું ન બોલાય ! સમજ્યો !

નચિકેતાઃ–પણ મામાજી ! પિતાજી બોલતા કેમ નથી ? બધામાં તો હું પણ આવી જાઉં ને ? પુત્ર પણ પિતાજીની જ મિલ્કત છે ને ?! તો પછી મને કોને આપશો ? હેં બાપુજી !

ઉદ્દાલકઃ–( ક્રોધથી ) હરામખોર ! કેટલી વખત કહ્યું કે, બકવાદ ન કર !

નચિકેતા–( આંખોમાં આંસુઓ સાથે–દૃઢ મને ) પણ પિતાજી ! પ્રેમથી પૂછું છું; કહોને, મ્હને કોને આપશો ?

ઉદ્દાલકઃ–( સંયમ ગુમાવતાં ) જા, નીકળ અહીંથી ! હરામજાદા ! હું તને મૃત્યુને સોંપું છું.

( સભા સ્તબ્ધ બને છે )

નચિકેતાઃ–( વિના ગભરાયે ) મૃત્યુને ! જેવી આજ્ઞા ! (કહીને પિતાને તથા ઋષિઓને વંદન કરી જતાં જતાં સ્વગત ) મોતને દ્વારે ! પિતાજી ભલે ક્રોધમાં બોલ્યા હોય ! પણ તેમની આજ્ઞા મારે પાળવી

જ જોઈએ ! હે હૃદય ! પિતાની આજ્ઞા પાળતાં કોનું અકલ્યાણ થયું છે, કે તારું થશે ! એમના આશિષે હું મૃત્યુને પણ વશ કરીશ, એમ મારું તરુણ શ્રદ્ધાથી ભરેલું હૃદય કહે છે.

( યજ્ઞશાળામાંથી નચિકેતાનું ગમન. સભા સ્તબ્ધ. ગમગીનીમાં યજ્ઞકાર્ય પૂરું થાય છે ).

## દૃશ્ય છ ઠ્ઠું

### ઉદ્દાલક, ગર્ગ, નચિકેતા

નચિકેતાઃ-( પિતાને પ્રણામ કરી ) પિતાજી ! શોક ન કરશો. મને આશીર્વાદ દો. હું જાઉં છું.

ગર્ગઃ-બેટા ! આ તારો દુરાગ્રહ છે !

નચિકેતાઃ-( વિનયથી ) ના મામાજી ! આ મારો સત્યાગ્રહ છે. મને કશો ડર નથી !

ઉદ્દાલકઃ-( ગળગળા થઈને ) બેટા ! હું ક્રોધનો માર્યો એવું કાળજીભું બોલી ગયો હતો ! તે માટે તારી ક્ષમા યાચું છું.

નચિકેતાઃ-( પ્રણામ કરી ) પિતાજી ! આવું બોલી મને શરમીંદો ન કરો ! હું આપનો પુત્ર છું. હું સાચો પુત્ર ત્યારે જ કે આપને તારું. આપે શિખવ્યું છે કે पितृदेवो भव ।।

ઉદ્દાલકઃ-( આંસુ લૂછતાં ) પણ બેટા ! મને પણીઆં આવ્યાં !

નચિકેતાઃ-પિતાજી ! આમ અકળાશો નહીં. જન્મ્યાં તે સૌ જવાનાં જ છે; તો કોઈ વહેલું કે કોઈ મોડું. એમાં શોકને તક નથી ! શોક તો આપના બોલ મિથ્યા જાય તેમાં હોવો ઘટે !

ઉદ્દાલક.-બેટા ! તું નહીં માને ? મારું હૃદય પશ્ચાત્તાપથી બળે છે.

નચિકેતાઃ-પિતાજી ! એમાં પશ્ચાત્તાપ જેવું કશું જ નથી ! આપ મને આશીર્વાદ દો જેથી મૃત્યુને પણ હું વશ કરી શકું ! આપની

આશીષ કદી મિથ્યા નહીં થાય !

ઉદ્દાલક:-( નચિકેતાની દૃઢતા આગળ નમી પડતાં ) બેટા ! હું ઘરડો બાપ બીજું શું કરી શકું ! જા. જે સત્ય ભગવાનનો તેં આશરો લીધો છે, તે તારૂં રક્ષણ કરો ! તને મૃત્યુવિજયી વીર બનાવો.

( નચિકેતા બન્નેને પ્રણામી આશીર્વાદ લે છે, અને દૃઢ મને અદ્રશ્ય બને છે. બન્નેની આંખોમાંથી આંસુ સરે છે. )

ઉદ્દાલક.-( હતાશ થઈને ) ગર્ગ ! જેની આશાએ જીવ વળગાડયો તે તો ગયો ! હવે આ જીવનમાં શો રસ !

ગર્ગ:-મુનિજી ! ધીરજ ધરો ! ભગવાન સૌ રૂડાં વાનાં કરશે. નચિકેતાએ તમને તો અમર કર્યા. ચાલો હવે સૂર્યાસ્ત થયો. સાયંસંધ્યા કરીએ.

ઉદ્દાલક-( નિશ્વાસ નાંખી ) હાં ! ચાલો, સૂર્યાસ્ત થયો !—આકાશમાં અને જીવનમાં.

( બન્ને જાય છે, પડદો પડે છે )

**પ્રથમ અંક સમાપ્ત**

( અપૂર્ણ )

卐

# બે ચિત્રો અને ચિંતન

લેખકઃ-શ્રી. રમેશનાથ રંગનાથ ગૌતમ બી. એ.



પ્રભાતનો પહોર હતો. દૂર દૂરથી સંગીતનો અસ્પષ્ટ અવાજ આવ્યો. ધીરે ધીરે એ સંગીતરવ વધારે મોટો અને સ્પષ્ટ થતો ગયો. સીનેમાની જાહેરાતની ગાડી આવતી હતી, તેમાંથી એ ગીતધ્વનિના ઓઘ ઉભરાતા હતા. છોકરાં અને મોટાં પણ તરત છજામાં દોડયાં.

જે ગીત એ વાહનમાં વાગતું હતું તેની હલક મીઠી અને જાણીતી હતી. ગાડી વધારે સમીપ આવતાં એ વધારે સ્પષ્ટ સંભળાયું:

"હસ લે, હસ લે, જી ભર ભર કર હસ લે !..."

એની સાથે છોકરાં પણ આનંદથી હસવા અને ગાવા લાગ્યાં; ગુસ્સો કરીને તેમને કોઈ કોઇ વાર રડાવતાં મોટેરાં તરફ અર્થભર્યા કટાક્ષથી ચાળા કરતાં ગાવા લાગ્યાં—" હસ લે, જી ભર ભર કર હસ લે !"

બધાં ય હસ્યાં. ગાડી સાવ પાસે આવી. એ ગીતના ગુંજને આખી સડકને ગજવી મૂકી.

ઘડીભર સૌને ઉદ્વેગ થયો પણ ભાઈબેન માદી છોડીને લઈને ગયાં, અને બધા પાછા પોતપોતાની પ્રવૃત્તિમા તલ્લીન થઈ ગયા

લગ્નો ઉકલી ગયા, બીજે દિવસે જમણ થયુ. બહારગામથી ભાઈ-બેન આવી પહોચ્યા, કોઈએ પૂછ્યુ, " ભાણી કયા ? "

" ભાણીને અમદાવાદ સારવાર માટે રાખવી પડી છે. " શાતિથી ઉત્તર મળ્યો

" હાસ્તો, ઠીક કર્યું , આ એવડા લગ્નની ધાધલમા એ મિયારીનો ભાવ કોણ પૂછત "

" તેથી સ્તો "

બેન પગતે બેઠી હસ્તે મુખડે, ગભીર નયને એ જમી જમણ પછી ભાડુ બધા ભેગા થયા એકે પૂછ્યુ, " હવે કહો ભાણીને કેમ છે ? અને ત્યા રાખી છે ? દવા કોની ચાલે છે ? "

બેનનુ મો પડી ગયુ એણે આડુ જોઈ લીધુ. એની સાથે જનાર ભાઇએ ધીમેથી ઉત્તર આપ્યો " ભાણીને બહુ જ સારુ છે હવે એને ફરી માદી પડવાનો ભય જ નથી ભાણીને મૂકી છે ભગવાનને ત્યા, અને દવા ચાલે છે દૈવની "

અહી લગ્ન થતા હતા–ત્યા ભાણી જતી હતી પ્રભુને દરબાર અને બેનડીઓના લગ્નમા રખે કોઈનુ વદન મ્લાન થવા વારો આવે, તેથી ચીગતે હૈયે, હસ્તે ચહેરે માતા પગતમાં જમી એ છોડી એનુ પહેલુ સતાન હતી

એજ સસારનો એ ક્રમ, જીવનનો રોજનો રાહ, એ જ દ્દ

× × ×

સસારના લ્હાવા કહો કે જીવનકલહ, જે કહો, તે આજ, જેના બે નિર્દય પાંખડાની બીસમા માનવમાત્ર સદૈવ પીસાતુ, તરફડતુ રહે છે,

જેમાંથી છૂટવાની ચાવી હાથમાં હોવા છતાં છૂટાતું નથી, છૂટવું સૂઝતું ય નથી, તે એજ દ્વંદ્વની સડી. એ ચાવી, તે ચિત્તની સમતા. અને એ સમતા કેમ કરીને આવે ?

यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ।
तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥

" જે બધે મને જ દેખે છે, અને બધું મારામાં જ પેખે છે, તેનો હું મટતો નથી, અને મારો તે મટતો નથી. "

એવી જેની દૃષ્ટિ હોય, તેને સુખ-દુઃખ, ગમતું-અળખામણું, આનંદદાયક-ઘૃણાસ્પદ, એવો ભેદ કેવી રીતે રહે ? ભગવાન એક સ્થળે ગમતો અને બીજે અણગમતો, એ કેમ બને ?

અને એ વાત ગળે ઉતરી, એટલે समत्वं योग उच्यते વાળા યોગનો કીમિયો મૂઠીમા આવ્યો જ સમજવો.

કેવું સરળ અને સહેલું...કેવું વિકટ અને દુષ્પ્રાપ્ય !

પણ એ તો ધોકડ ખમે તે ગોળ ખાય; કાંટા સમારે તે ગુલાબ મેળવે; કસરત કરે તે પહેલવાન થાય. સમજવા છતાં આ આચરવું કેટલું આકરૂં છે ! કોઈ કહેશે. આ તો ધર્મની વાત થઇ; તેમાં આટલી અકળામણ શી ? પરંતુ ધર્મ એટલે કર્તવ્ય, કર્તવ્ય એટલે જે કરવાનું જ છે તે. એ ન કરીએ તો પછી એ ધર્મ મટી જાય. " ધર્મ " રહે જ નહિ. સૌ કોઈએ આ " કાર્ય " ને " કર્તવ્ય " બજાવવાનું છે. જેનામાં જેટલી માણસાઈ, તેટલા પ્રમાણમાં તે મહેનત કરે. કોઇને એ કામ વધારે વિકટ લાગે અને કોઇને ઓછું, કોઇને સફળતા વહેલી મળે અને કોઇને મોડી, એ સંસ્કારની વાત થઇ; પણ પ્રયત્નનો હક્ક તો સર્વ કોઇને છે. એ પ્રયત્ન કોઈ બોલી બતાવીને કરે, કોઈ મનમાં જ સમજીને કરે, અને કોઇ સુસ્પષ્ટ રીતે સમજ્યા વિના, છતાં કેવળ સંસ્કારબળે સ્વભાવથી કરે; ગમે તે નામે કે રૂપે, પણ પ્રત્યેક

જોઇએ ? પ્રભુનું નામ લેતાં અને ૐ નો જપ જપતાં શા માટે નદી ન ઓળંગી જવી ? તેમની શ્રદ્ધા મેરુ જેવી અચળ હતી. બીજે દિવસે ૐકારનો ગુંજારવ કરતાં ગોરમકન્યાઓ, જાણે પારદર્શક સંગેમરમર ઉપર નિર્ભયપણે ચાલી જતી હોય તેમ, નદીનાં અગાધ નીર ઓળંગી ગઇ. આ પ્રમાણે દરરોજ તેઓ રમતાં રમતાં, પ્રભુમય બની, પ્રભુના નામમાં મગ્ન બની, નદી ઓળંગવા લાગી.

એકાદ માસ પસાર થયા પછી તેમને લાગ્યું કે તેઓ પેલા પંડિતજીના કેટલાં આભારી છે કે જેના શાસ્ત્રવચનના બોધથી તેઓ દરરોજ હોડીના પૈસા બચાવી શકતાં હતાં ! પંડિતજીને તેમણે એક દિવસે ભોજન માટે આમંત્રણ આપ્યું; પંડિતજીએ કૃપા દાખવી આમંત્રણ સ્વીકાર્યું. એક કન્યા પંડિતજીને તેડવા આવી, અને ચાલતાં ચાલતાં નદી આવી, એટલે કન્યા તો સડસડાટ, હૃદયમાં ૐનું રટણ કરતી, નદી પાર કરી ગઈ. કન્યા પેલે પાર અને પંડિતજી આ પાર. થોડીવારમાં, કન્યા પાછી આ કાંઠે આવી અને પંડિતજીને પૂછ્યુ. " તમે શા માટે ઢીલ કરો છો ? "

"હું હોડીની રાહ જોઉં છું" પંડિતજી બોલ્યા. "હોડીવાળો પેલે પાર મૂકી જાય ત્યારે જ નદી ઓળંગી શકાય ને ? "

કન્યા વિસ્મય પામી બોલી. "વાહ ! પંડિતજી, તમે તો અમને નદી પાર કરતાં શીખવ્યું છે અને અમારો દરરોજનો હોડીનો ખર્ચ બચાવ્યો છે, અને તમે જ 'વળી શું આમ ... હશો ? અમને તો જિંદગીભરનું નદી પાર કરવાનું સુખ ... ગયું છે. તમે કાં મારી સાથે આવતાં અચકાઓ છો ? હું

તો-પેલે પાર, કોઈ પણ જાતના ભય વિના, હાનિ વિના, તમારા અમૂલ્ય શાસ્ત્રવચનના શિક્ષણથી ચાલી જાઉં છુ. તમે પોતે પણ જરૂર મારી માફક પેલે પાર મારી સાથે આવી શકશો ."

પંડિતજીએ પૂછ્યુ "કયા એવા શાસ્ત્રવચનથી તમને આ ચમત્કાર સાપડયો છે ?"

ગોરસ કન્યાએ, રૂપાની ઘટડીના રણુકાર સમા સ્વરે, હૃદયમા ઉતારેલા, શાસ્ત્ર-વચનનુ પુનરાવર્તન કરી બતાવ્યુ

પડિતજી સમજ્યા અને બોલ્યા "ઠીક, પ્રભુના નામ રૂપી અદૃશ્ય હોડી દ્વારા તમે આ મહાન નદીને પાર કરી જાઓ છો, એમને ?"

સાથે ઊભેલા ગૃહસ્થોને પડિતજીએ કહ્યુ "પ્રભુના નામમા શ્રદ્ધા રાખી નદી પાર કરવાની કોશિષ હુ આ બાલિકા સાથે કરવા તો જાઉં છુ, પણ જો હુ ડૂબવા લાગુ તો મારી કમરે બાધેલુ આ દોરડુ તમે પકડી રાખો અને જરૂર જણાતા તેનાથી મને બહાર ખેચી લેજો "

પડિતજીએ નદીમા પ્રયાણ કર્યું પણ થોડા પગલા આગળ જતા જ ડૂબવા લાગ્યા, તેથી તેમને દોરડાથી ખેચી બહાર કાઢવા પડયા.

પંડિતજીના જ્ઞાન કે શ્રદ્ધા જીવનવ્યાપી કે જીવન્ત નહોતા નર્યું જ્ઞાન કે શુષ્ક નિર્જીવ શ્રધ્ધા માનવીને સસાર-સાગરમાથી તારી શકતા નથી, મુક્તિ અપાવી શકતા નથી, સસારસાગર પાર કરવા માટે પ્રભુના નામરૂપી નાવને ધારણ કર્યા પછી, મનમા સદેહ કે શકા જરાપણ ન રહેવા જોઇએ.

-

વિશુધ્ધ હૃદયની પરમ શ્રધ્ધાથી ઉચ્ચારાતો ૐકાર નાવ બની માનવીને સંસારસાગરમાંથી, પેલે પાર ઉતારી દે છે; પણ તેમાં જરા પણ–લવલેશ શંકા રહે તો સંસારની ઘૂમરીઓમાં ઘેરાયા વિના છૂટકો જ નથી.

જ્યારે પ્રભુમાં–પોતામાં રહેલા પ્રભુત્વમાં જીવન્ત શ્રદ્ધા ઊભી થાય, ત્યારે જ જગત જીતાય છે અને ભવસાગર પાર થાય છે. જગતને પોતામાં સમાવી દેવું એટલે જગતને જીતવું, સાગરની અંજલિ કરી જવી એટલે સંસારને પાર કરી જવો. પોતામાં રહેલા ખરા સ્વત્વને–પ્રભુત્વને ઓળખ્યા વિના જગત અજેય અને સાગર અભેદ્ય જણાય છે, પણ સારાયે બ્રહ્માંડને પોતામાં સમાવી દીધા પછી શું અજેય કે શું અભેદ્ય ?

બોધઃ–પરમાત્મામાં અને પોતામાં રહેલી પ્રભુતામાં સંશયરહિત જીવન્ત શ્રદ્ધા માનવીનો ખરો ધર્મ છે. આવી પરમ શ્રદ્ધા માનવીને જગતનો વિજેતા અને સંસારનો સ્વામી બનાવે છે.

[ ૧૮ ]

**બ્રહ્મભાવ**

## " ગુરુ–શિષ્ય "

આત્મસાક્ષાત્કારની સંપૂર્ણ સ્વતંત્રતાની કક્ષાએ પહોંચેલા એક પરમહંસને ચરણે, કોઈ જિજ્ઞાસુ શિષ્ય, જ્ઞાનપ્રાપ્તિ માટે આવી રહ્યો. એકાદ વર્ષ પછી જ્યારે શિષ્ય વિદાય થતો હતો, ત્યારે ગુરુચરણે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરવા લાગ્યો. ગુરુએ સ્મિત વદને તેને ઊભો કર્યો અને કહ્યું: " પ્રિય બેટા, તારામાં જે જ્ઞાનનો દીપ પ્રગટાવો જોઇએ તે હજુ પ્રગટ્યો

નથી, તારે હજુ ઘણું મેળવવાનું બાકી છે. થોડા વધારે દિવસ રોકાઈ જા."

શિષ્ય ગુરૂની પવિત્ર છાયામાં દિવસો પસાર કરવા લાગ્યો, અને દિનપ્રતિદિન બ્રહ્મજ્ઞાનની પ્રેરણા વિશેષ ને વિશેષ મેળવવા લાગ્યો. તેનું હૃદય પ્રભુમય, બ્રહ્મમય થવા લાગ્યું. તેનું સારું યે જીવન બ્રહ્મસ્વરૂપમાં પરિણમવા લાગ્યું. તે ગુરૂને છોડીને જાય છે, પણ ગુરૂ તરીકે કે શિષ્ય તરીકે–તેના ભાન વિના તે જાય છે. વિશાળ અવનીના પટ પર, બ્રહ્મભાવે અને બ્રહ્મસ્વરૂપે સારું યે બ્રહ્માંડ પોતામાં સમાયેલું તે જોઇ શકે છે, અનુભવી શકે છે. જ્યારે સમસ્ત બ્રહ્માંડના અણુએ અને પરમાણુઓએ પોતાને વસેલો જુએ છે, ત્યારે તેને પ્રયાણ શું કે આગમન શું ? તમે જે જગ્યાએ નથી તે જગ્યાએ તમે જઈ શકો, પણ જ્યારે તમે તમારા સ્વરૂપને સારાએ બ્રહ્માંડમાં વ્યાપ્ત થયેલું અનુભવી શકો, આત્માના ભેદભાવને ભૂલી જઇ, અભેદ ભાવે પરમાત્મા અને બ્રહ્માંડ સાથે એકરૂપ થઇ જાઓ, ત્યારે ગુરૂ કોણ ને શિષ્ય કોણ ? પ્રયાણ ક્યાં અને આગમન ક્યાં ?

શિષ્યને સંપૂર્ણ આત્મભાન-બ્રહ્મભાવ-જાગ્રત થયેલ અને પરિણામે ગુરૂચરણે સાષ્ટાંગ પ્રણામના બાહ્ય આચારની જરૂર ન રહી. તે પોતે જ બ્રહ્મમય અને બ્રહ્મસ્વરૂપે હતો. ગુરૂ તેનાથી જુદા નહોતા. પ્રયાણ અને આગમન તેને મન શૂન્ય હતાં, કારણ કે સ્થળ અને કાળની મર્યાદાથી તે પર હતો. શિષ્યને આ કક્ષાએ પહોંચેલો જોઇ ગુરૂને સંતોષ થયો. શિષ્ય અને ગુરૂ, બે વ્યક્તિ જુદી છે, તેવા

ભેદભાવનો ત્યાં સંપૂર્ણ લોપ થઇ ગયેલો. આભાર કે ઋણની લાગણીને ત્યાં સ્થાન નહોતું. માન અપમાન, આભાર કે ઋણ બેની વચ્ચે હોઇ શકે, પણ જ્યાં દ્વૈતનું અદ્વૈત ઊભું થાય ત્યાં દ્વૈતભાવનાં પ્રતીકો પણ આપોઆપ વિરાજૅન પામે.

ગુરુજી બ્રહ્મકક્ષાએ ખરેખર પહોંચેલા, એટલે જ્યારે શિષ્ય તેમના ચરણોમાં આભાર અને ઋણની લાગણી હળવી કરવા લાગ્યો, ત્યારે તેમને, તેમના સ્વરુપને, તેમના સ્વત્વને તેમના બ્રહ્મભાવને હલકાં પાડવામાં આવતાં હોય એમ જણાયું; " હું, કાંઇ, આ મર્યાદિત દેહમાં પુરાયેલો, જકડાયેલો નથી, હું માત્ર આ શરીર કે દેહ નથી, હું આખું બ્રહ્માંડ છું, હું તમારામાં છું અને તમારામાં મારા સ્વરુપને ઓળખી, તેને માન આપો. " આ પરમાત્મભાવની કક્ષા પ્રાપ્ત કર્યા પછી માનવી, માનવી મટી બ્રહ્મ બને છે, બ્રહ્માંડમાં સર્વત્ર વ્યાપક બને છે, બ્રહ્માડને પોતામાં સમાવી દે છે, પોતે બ્રહ્માંડમાં વિલીન થઈ જાય છે. ભેદભાવના અભાવમાં અને અભેદભાવના આવિર્ભાવમાં વિનિમયને સ્થાન નથી. વિનિમય એટલે દ્વૈત. અદ્વૈતને શું લેવું ને શું દેવું ? કોને આપવું અને કોની પાસેથી લેવું ? આવા બ્રહ્મસ્વરુપ માનવીને मानापमानसमोभूत्वा लाभालाभजयाजयौ, જીવનનું–બલ્કે બ્રહ્મનું નક્કર સત્ય હોય છે.

બોધઃ—બ્રહ્મભાવે અદ્વૈતમાં રાચતા માનવીને સારા ચે [illegible] પ્રતીતિ પોતામાં થાય છે તે બ્રહ્મસ્વરુપે બ્રહ્માંડમાં સર્વવ્યાપક બને છે અને બ્રહ્માંડ સાથે એકરુપતા સાધે છે, કરુપ બની જાય છે.

( અપૂર્ણ )

卐

# સાધન–ચતુષ્ટય

( ગતાંકથી ચાલુ )

લેખકઃ–શ્રી. પ્રાણલાલ પ્ર. બક્ષી બી. એસસી.



ને જ ગ્રહણ કરવું જોઈએ. સૃષ્ટિના ગૂઢ અને અચલ નિયમોનો પૂરે-પૂરો અભ્યાસ કરવો જોઇએ, અને તે નિયમોનું જ્ઞાન થાય, ત્યારે સાધકે પોતાનું જીવન નિયમોને અનુકૂલ બનાવવું જોઈએ. અને તેમાં પણ વ્યાવહારિક જ્ઞાન અને વિવેકબુદ્ધિનો બરોબર ઉપયોગ કરવો જોઈએ.

એ સિવાય સાધકે મહત્ત્વની અને બિન–મહત્ત્વની વસ્તુઓ અને બાબતો વચ્ચે વિવેક કરવો જોઇએ. જ્યાં ખરાંખોટાંની વાત હોય કે, જ્યાં ન્યાય અને અન્યાયનો પ્રશ્ન હોય ત્યાં ખડકની માફક સ્થિર રહેવું, અને સત્યનો માર્ગ ગ્રહણ કરવો. અને જ્યાં બિનમહત્ત્વની વાત હોય, ત્યાં બીજાઓ કરે તે માન્ય રાખવું. કેમકે સાધકે હમેશાં નમ્ર, માયાળુ, ન્યાયપ્રિય, અને બીજાઓની ઈચ્છાને માન આપનારૂં વર્ત્તન રાખવું જોઈએ. અને જેવા પ્રકારની સંપૂર્ણ સ્વતંત્રતાની પોતાને

જરૂર હોય, તેવી સપૂર્ણ સ્વતંત્રતા બીજાઓને પણ આપવી જોઇએ

નાના મોટા કાર્યો કરવામા પણ વિવેક કરવાની આવશ્યકતા છે જે કામ મોટુ દેખાતુ હોય અને જેને જગત સારૂ કામ કહેતુ હોય, તેવા કામ કરતા એક ન્હાનુ કામ કે જે ગુરુદેવના કાર્યમા સીધી રીતે ઉપયોગી થઈ પડે તેવુ હોય, તે કામ ઘણુ જ ઉત્તમ અને કરવા લાયક છે એ રીતે ઉપયોગી અને નિરુપયોગી કામ પરત્વે પણ સાધકે નિર્ણય કરવો જોઇએ ગરીબ ભૂખે મરતા લોકોને ખાવાનુ આપવુ તે સારૂ, ઉમદા અને હિતકર કાર્ય છે પરતુ તેના કરતા, તેઓના જીવાત્માનુ જ્ઞાનથી પોષણ કરવુ, તે વિશેષ ઉમદા અને હિતકર કાર્ય છે દેહનુ પોષણ તો કોઈપણ શ્રીમત મનુષ્ય કરી શકશે, પણ જીવાત્માનુ પોષણ તો માત્ર જ્ઞાની પુરૂષો જ કરી શકે માટે સાધકને જે જ્ઞાન પ્રાપ્ત થયુ હોય તો બીજા લોકોને જ્ઞાન પ્રાપ્ત કરવામા સહાયતા કરવી તે તેનો પરમ ધર્મ છે

મુમુક્ષુ સાધક ગમે તેવો વિદ્વાન અને બુદ્ધિશાળી હશે તો પણ આ પરમપદના માર્ગ પર તેને ઘણુ ઘણુ શિખવાનુ અને જાણવાનુ બાકી રહે છે એટલુ બધુ શિખવાનુ છે કે, તેમા વિવેકની જરૂરીઆત છે તેથી સાધકે પ્રથમ શિખવા લાયક શુ છે, તેનો લક્ષપૂર્વક નિર્ણય કરવો જોઇએ સઘળુ જ્ઞાન પ્રાપ્ત કરવુ અને મનુષ્ય તરીકેની પૂર્ણતા મેળવી જીવન્મુક્ત થવુ તે આવશ્યક છે અને સાધકને એક દિવસ સપૂર્ણ જ્ઞાન અવશ્ય પ્રાપ્ત થશે પરતુ જેમ જેમ જ્ઞાનપ્રાપ્તિ થતી જાય તેમ તેમ તે જ્ઞાન સૌથી વધારે ઉપયોગી નિવડે તેવી પસદગી કરવી જોઇએ પરમાત્મા જ્ઞાનસ્વરૂપ તેમ જ પ્રેમસ્વરૂપ છે, અને જેમ જેમ સાધકમા જ્ઞાન અને પ્રેમનુ પ્રાકટ્ય વધતુ જશે, તેમ તેમ તેનામા દૈવીભાવ પણ વધારે પ્રકટ થતો જશે, માટે અભ્યાસ કરવો જોઇએ પુ તે અભ્યાસ એવા પ્રકારનો હોવો જોઇએ કે જે બીજા લોકોને

સહાય કરવામાં સાધકને ઉપયોગી થાય.

સાધકે સત્ય અને અસત્ય વચ્ચે પણ વિવેક કરવાને છે. તેણે મન, વાણી અને કર્મ એ દરેકમાં સત્યપરાયણ થવું જોઇએ. પ્રથમ સત્ય વિચાર કરતાં શિખવું જોઇએ, પણ કામ કંઈ સહેલું નથી. કારણ કે આ દુનિયામાં ઘણા ખોટા વિચારો તથા ઘણા મૂર્ખાઈ ભરેલા વહેમો છે. તેનો જે મનુષ્ય દાસ બની જાય છે, તેનાથી પોતાની ઉન્નતિ સાધી શકાતી નથી. તેથી ઘણા લોકો અમુક વિચાર ધરાવે છે, અથવા તો મેંકડો વર્ષોથી તે વિચાર મનાતો આવ્યો છે, અથવા મનુષ્યો જેને પવિત્ર માને તેવા પુસ્તકમાં તે વિચાર દર્શાવેલો હોય, એટલા ઉપરથી સાધકે અમુક વિચાર ધરાવવો જોઇએ, એવું રિવાજ કે રૂઢિનું બંધન નહિ જોઇએ; પરંતુ તે બાબતનો સાધકે પોતે વિચાર કરી તે યુક્તિયુક્ત અને વાજબી જણાય તો જ તેને વિવેકની કસોટીએ કસીને ગ્રહણ કરવો જોઇએ. એટલું ખાસ યાદ રાખવાની જરૂર છે કે, કદાચ હજારો મનુષ્યો અમુક બાબતમાં એકમત થતા હોય, પરંતુ તે બાબત વિષે તેઓ કંઇ પણ જાણતા ન હોય અગર અનુભવ ધરાવતા ન હોય તો તેમનો અભિપ્રાય કશી કીમતનો નથી. એટલા માટે મુમુક્ષુ—સાધકે દરેક બાબત પોતાની મેળે જ સમજી વિવેકપૂર્વક નિર્ણય કરવો જોઇએ. કારણ કે રૂઢિબદ્ધ વિચારો અને વહેમોનો જગતમાં વિસ્તાર વધવાથી મોટો અનર્થ પેદા થયો છે. તે એક બંધન છે અને તેથી સાધકે તેમાંથી તદ્દન મુકત રહેવું જોઇએ.

વળી બીજા લોકોને માટે પોતે જાણ્યા સિવાય એકદમ અભિપ્રાય કે મત બાંધવામાં વિવેક કરવાની જરૂર છે. દરેક જીવાત્માને પોતાની જ મુશ્કેલીઓ વળગેલી હોય છે, અને તેના સઘળા વિચારો મુખ્યત્વે કરીને પોતાને જ લગતા હોય છે, તેથી કોઈ મનુષ્ય સાધકની સાથે ક્રોધથી વાત કરે તો તે સાધકને ધિક્કારે છે, અથવા તો તેનું દિલ

દુભાવવા ઈચ્છે છે, એવુ એકદમ માની બેસવુ નહિ

મુમુક્ષુ સાધકે પોતાની વિવેકશક્તિ એટલી હદ સુધી કેળવવી કે તેનુ દરેક વર્તન, આચરણ અને વિચારો ગુરુદેવની અનુમતિને પાત્ર થાય વાણી અને વર્તન એકરગી હોવા જોઇએ કહેવુ કઈ ને કરવુ કઇ એમ નહિ વાણીમા સત્યતા, પ્રિયતા અને મૃદુતા હોવા જોઇએ આચરણ પણ શુદ્ધ અને સત્યથી રગાયેલુ હોવુ જોઈએ અદર અને બહાર એક સરખુ દેખાવુ જોઇએ. અર્થાત્ સાધકનુ વર્તન વિવેકથી ભરેલુ હોવુ જોઈએ તેની અદરથી વિવેકની પ્રતિભા પડવી જોઇએ.

સ્વાર્થી અને નિસ્વાર્થી કામો વચ્ચે વિવેક કરવો જોઇએ. સ્વાર્થનો અથવા અહપણાનો ધીમે ધીમે નાશ કરવામા આવે તો પણ તેની જડ ઘણી જ ઊડી હોય છે તેથી તે ક્યારે ય અકુરિત ન થાય, તેની સાધકે સદૈવ કાળજી રાખવી જોઇએ. અહભાવનો નાશ થયા વિના સાધકને આગળના પગથિયા પર ચડવાનુ કામ પણ જ મુશ્કેલ થઇ પડે છે માટે હમેશા વિવેકનુ સાધન અગત્યર જીવનમા ઉતારી સાધકે આગળ વધવાનુ છે

છેવટે એક વાત ખાસ લક્ષમા નાખવા જેવી છે તે એ કે, ઉપરથી કોઇ પણ મનુષ્ય ગમે તેવો દુષ્ટ અને પાપી દેખાતો હોય, અથવા કોઈ વસ્તુ બહારથી ગમે તેવી ખરાબ દેખાતી હોય તો પણ દરેક પ્રાણી અને પદાર્થમા વ્યાપી રહેલા પરમાત્માને ઓળખી શકતા સાધકે શીખવુ જોઈએ આત્મભાવ દરેક મનુષ્યમા સમાનભાવે રહેલો છે. તે દ્વારા સાધક બીજા મનુષ્ય બધુઓને સહાય કરી શકશે બીજા મનુષ્યોમા એક જ આત્મા પ્રકાશે છે તે દિવ્ય અશને જાગ્રત કરતા, તેમજ તે વાતનુ બીજાઓમા ભાન કરાવવાનુ શીખવુ જોઈએ.

卐

# [૨] વૈરાગ્ય

આ જગતમાં એવાં ઘણાં મનુષ્યો છે કે, જેઓને વૈરાગ્ય સાધન ઘણું કઠિન જણાય છે. કારણ કે તેમને તો એમ જ જણાય છે કે, વાસનાઓ અને લાગણીઓ એ જ તેમનું ખરું જીવન છે. જો કદી તેમની ખાસ વાસનાઓને અર્થાત્ જુદી જુદી વસ્તુઓ તરફના તેમના રાગદ્વેષને તેમની પાસેથી લઈ લેવામાં આવે તો, જાણે તેઓ જીવન-રહિત અને હતાશ થઈ ગયાં હોય તેવું તેઓને જણાય છે. તેઓનું સર્વસ્વ હણાઈ ગયું હોય તેવું ભાન થાય છે અને તેમનો મન અને ઇન્દ્રિય-મૂલક વિષયાનંદ ફિક્કો અને નીરસ બની જાય છે. પરંતુ સાધકને એકાદ વખત પ્રેમાનંદની, અથવા હૃદયનાં સ્વચ્છ માનસસર પર આત્માનંદની ઝલક લાગી જાય તો, તેની સર્વ પ્રકારની વાસનાઓની ગ્રંથી અને સંશયો નિર્મૂળ થઈ જાય ! જ્યારે સાધકને આવી મનની એકાગ્ર સ્થિતિ પ્રાપ્ત થાય, ત્યારે જ હૃદયમાં ગુરૂદેવનાં કે નિજ સ્વરૂપનાં અથવા પ્રેમીને પ્રભુનાં દર્શન થાય. આ પવિત્ર દર્શનના પ્રકાશમાં સર્વ પ્રકારની આશા તૃષ્ણા અને વાસનાઓનો લય થઈ જાય છે. માત્ર એક જ શુભ ઇચ્છા બાકી રહે છે, અને તે શ્રી ગુરૂદેવના જેવી પૂર્ણતા પ્રાપ્ત કરવાની. સાધક ગુરૂદેવના સમાગમમાં આવવાને ભાગ્યશાળી થાય તે પહેલાં પણ જો તે ધારે તો વૈરાગ્ય પ્રાપ્ત કરી શકે છે, અને વાસના રહિત થઇ શકે છે

વિવેકના સાધનથી એટલું તો સાધ્ય થવું જ જોઈએ કે, સર્વ પ્રકારના વૈભવ અને અધિકાર જેવી વસ્તુઓ માટે મનુષ્ય જાતિનો મોટો ભાગ જે લાલસા રાખે છે, તેની લાલસાનો મોહ સમૂળો નાશ થવો જોઈએ. અને જ્યારે વૈભવ, તથા અધિકાર વગેરે સંસારના મોહક પદાર્થો કરતાં આત્મ-પરિચય જેવી અમૂલ્ય વસ્તુ વિશેષ મહત્વની છે, એવું માત્ર કહી બતાવવામાં નહીં, પરંતુ હંમેશના જીવ-

નમાં ધડતર થતું જાય, ત્યારે જ વાસનાક્ષય થવાનું કાર્ય શરૂ થયું એમ સમજી શકાય. કારણ ભગવાન્ શંકરાચાર્યે વિવેકચૂડામણિમાં અપરોક્ષ અનુભવની આવશ્યકતાના સંબંધમાં કહેલું છે કેઃ–

न गच्छति विनापानं व्याधिरौषधशब्दतः ।
विनाऽपरोक्षानुभवं ब्रह्म शब्दैर्न मुच्यते ॥

અર્થાત્–ઔષધનું પાન કર્યા સિવાય, માત્ર ઔષધ શબ્દના કેવળ ઉચ્ચારણ માત્રથી રોગ જતો નથી, એ જ પ્રમાણે અપરોક્ષ અનુભવ કર્યા વિના કેવળ " બ્રહ્મ બ્રહ્મ " કહેવાથી કોઈ મુક્ત થઈ શકતું નથી. એટલે કે સાધનની સર્વ સામગ્રી હંમેશનાં જીવનમાં એવી રીતે ઓતપ્રોત થવી જોઈએ કે, જેમાં વાણી, વિચાર અને વર્તનનો સુંદર સુમેળ બનેલો હોય.

કેટલાંક મનુષ્યો એવાં છે કે, જેઓ સાંસારિક વસ્તુઓનો ત્યાગ તો કરે છે, પરંતુ તેમાં તેઓનો હેતુ સ્વર્ગ મેળવવાનો અથવા તો જન્મ-મરણના આવાગમનથી મુક્ત થવાનો જ હોય છે. પણ આવી જાતની ભૂલ સાધકે તો કદી કરવી નહિ. સાધક જો પોતાના અહંભાવને ભૂલી જાય તો પછી, તેનામાં "હું" અર્થાત્ સ્વાર્થપરાયણતાવાળું સંકુચિતપણું રહે જ નહિ. અને જ્યારે " હું " પણાનો અભાવ થાય તો પછી તે ક્યારે મુક્ત થશે, અથવા કેવા પ્રકારનું સ્વર્ગ મળશે, એવો ખ્યાલ તેના મનમાં આવશે જ નહિ. સાધકે એટલું ખાસ ધ્યાન રાખવું કે, દરેક પ્રકારની સ્વાર્થી કામનાઓ, પછી તે ગમે તે ઉત્તમ હેતુવાળી હોય તો પણ બંધનકારક છે. જ્યાં સુધી સાધક તેવી સ્વાર્થી કામનાઓથી મુક્ત નહિ થાય ત્યાં સુધી, ગુરુદેવના કાર્યમાં તે પોતાની જાતને સંપૂર્ણ રીતે અર્પણ કરી શકશે નહિ.

જ્યારે સ્વાર્થને લગતી સઘળી વાસનાઓનો ક્ષય થાય, ત્યારે સાધકને પોતાના કાર્યનું પરિણામ જોવાની વાસના રહે ખરી? તે કોઈને સહાયતા કરવામાં કેટલો ઉપયોગી થયેલ છે, તે જાણવાની આતુરતા

રહે છે. સાધક કદાચ એમ પણ ઇચ્છે છે કે સામો માણસ તેનો ઉપકાર માને અને જાહેરમાં પ્રશંસા કરે. પરંતુ સાધક જો કર્મનો નિયમ બરાબર સમજ્યો હોય, અને તેનું પરિણામ ચોક્કસ રીતે આવે છે, એવો દૃઢ વિશ્વાસ હોય, તો કોઇ પણ પ્રકારના બદલાની આશા રાખ્યા સિવાય સત્યને ખાતર સાધકે સત્ય વર્તન કરવું જોઈએ. સત્ અને અસત્ વચ્ચેનો દૃઢ વિવેક થઈ ગયા પછી, અસત્ વસ્તુઓને લગતી વાસનાઓ અને વળગણો તદ્દન ઢીલાં કરી નાખવાં જોઇએ; એ વૈરાગ્યના સાધન વડે બની શકે છે.

કર્મનું ફળ મેળવવાની આશા સિવાય સાધકે માત્ર કાર્ય કરવાની ખાતર જ જનસેવાનું કાર્ય કરવું. જનસેવાના કાર્યમાં પોતાની જાતને ભૂલી જઈ તેને અર્પણ થઇ ગયા સિવાય એ કાર્ય બની શકે તેવું નથી. માટે સાધકે પોતાની જાતને સેવાધર્મમાં સમર્પણ કરવાથી જ કર્મો બંધનકારક થઇ શકશે નહિ. અને તેને જ નિષ્કામ કર્મ કહેવામાં આવે છે

સાધનની સંપૂર્ણતા થયા સિવાય રાજયોગના સાધનમાર્ગમાં સાધકે સિદ્ધિઓ પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખવી નહિ. સિદ્ધિઓ મળવાથી ઘણો લાભ થશે એવું જ્યારે ગુરૂદેવને જણાશે ત્યારે સાધકને સિદ્ધિઓ અવશ્ય પ્રાપ્ત થશે. અયોગ્ય સમયે તે પ્રાપ્ત કરવાના પ્રયત્ન કરવાથી ઘણી વખત અતિ કલેશ અને સંકટ આવી પડે છે. ઘણી વાર એવો સાધક મોહ ઉત્પન્ન કરનારા હલકા પ્રકારના ક્ષુદ્ર દેવોથી આડે માર્ગે દોરાય છે, અથવા તો તે અભિમાનમાં તણાઈ જઈ પોતે કદી ભૂલ કરે જ નહિ, અને જે કાંઇ કરે છે તે બરાબર કરે છે એમ માની બેસે છે. એ વાત તો નિર્વિવાદ છે કે આવી સિદ્ધિઓની પાછળ જે સમય અને શક્તિનો વ્યય કરવો પડે, તેનો ઉપયોગ જનસેવાના કાર્યમાં ઘણી સારી રીતે થઈ શકે છે. સાધક જ્યારે વિકાસક્રમમાં આગળ વધશે, ત્યારે સિદ્ધિઓ તો તેને આપોઆપ પ્રાપ્ત

થશે જ. તેમાં કશી શંકા જ નથી. વળી કદાચ ગુરૂદેવને એમ જણ
કે તેવો સમય આવ્યા પહેલાં સિદ્ધિઓ મળવાથી સાધકને વધ
લાભ થશે, તો તે સરલતાથી અને નિર્ભય પણે કેવી રીતે પ્રા
કરવી, તે સાધકને તેઓ અવશ્ય બતાવશે. પરન્તુ આવો સમ
આવતાં સુધી સિદ્ધિઓ વગરના રહેવું એ સાધકને માટે અ
ઉત્તમ છે.

હમેશના વ્યવહારમાં કેટલીક ઝીણી ઝીણી વાસનાઓ સાધ
અંતરાયરૂપ હોય છે, તેનાથી તેણે ખૂબ સાવધ રહેવાની જરૂર
લોકોમાં જરા દીપી નીકળવાની કે ચતુર દેખાવાની ઇચ્છા કદિ કર
નહિ. પંડિતાઈ પ્રગટ કરવા બોલવા માટે પણ બહુ આતુરતા બતાવ
નહિ. સાધકને માટે તો થોડું બોલવું એ જ ઉત્તમ છે. કદાચ કં
કહેવાનો પ્રસંગ આવે તો પણ તે સત્ય, પ્રિય અને હિતકારક છે
કેમ, તેની સંપૂર્ણ ખાત્રી થયા શિવાય કંઈ પણ નહિ બોલવું
વધારે સારું છે. કંઇ પણ બોલવાની શરૂઆત કરતાં પહેલાં સાધ
પોતે જે કહેવા માગે છે, તેમાં ઉપર બતાવેલા ત્રણે ગુણો પ્રદર્શિ
થાય છે કે કેમ? તેનો પ્રથમ સાવચેતીથી વિચાર કરવો, અને જો
ગુણો તેમાં નહિ હોય તો બહેતર છે કે મૌન ધારણ કરી બેસ
રહેવું.

બોલવા પહેલાં સાવધાનપણે વિચાર કરવાની ટેવ હમણાંથી
પાડવી, તે વધારે સારું છે; કારણ કે સાધક જ્યારે આત્મજ્ઞાનના દ્વા
ઉઘાડવાની સ્થિતિએ પહોંચશે, ત્યારે કદાચ બીજાઓને નહિ કહેવ
જેવી ગુપ્ત વાત તેનાથી પ્રગટ થઈ જાય, એટલા માટે તેણે તેના દરે
શબ્દો પર ધ્યાન આપવું જોઈએ. સામાન્યપણે લોકો જે વાતો કરે છે
તેમાંની ઘણીખરી વાતો નકામી અને મૂર્ખાઇ ભરેલી હોય છે, તેમ જ
બીજા માણસની નિંદાની જ વાતો હોય છે, તેથી તો તે અનર્થ અ
પાપના મૂળ રૂપ જ હોય છે. માટે બોલવા કરતાં સાંભળવાની ટે

પાડવી, પરન્તુ તે નિન્દાની અને નકામી વાતો તો નહિ જ. સાધકને સીધી રીતે પૂછવામા ન આવે ત્યા સુધી તેણે પોતાનો અભિપ્રાય કદી આપવો નહિ મુમુક્ષુને ગ્રહણ કરવા લાયક સાધનોના સબંધમા એક સ્થળે લખવામા આવ્યુ છે કે, તેણે પ્રથમ જાણવુ પછી નિર્ભયપણે વર્તવુ, દૃઢ સકલ્પ કરવો અને મૌનનુ સેવન કરવુ આ છેલ્લુ સાધન સૌથી કઠિન છે

બીજા મનુષ્યોના કામમા વિના કારણ માથુ મારવાની ઇચ્છા કે ટેવ જગત્મા સાધારણ રીતે ઘણા મનુષ્યોમા જોવામા આવે છે, આ કુટેવને પણ સાધકે દૃઢતા પૂર્વક નાબૂદ કરવી જોઇએ બીજો માણસ શુ કરે છે, કહે છે, કે માન્યતા ધરાવે છે, તેની સાથે સાધકને કઈ પણ સબધ નથી બીજા લોકોને તેમની મરજી મૂજબ જ કરવા દેવુ જ્યા સુધી કોઇ મનુષ્ય બીજા કોઇની વચ્ચે આની અતરાયરૂપ થતો ન હોય, ત્યા સુધી તેને કર્મ, વાણી અને વિચારમા સ્વતત્રતા ભોગવવાનો સપૂર્ણ હક્ક છે દરેક મનુષ્ય પોતાને માટે જ સ્વતત્રતા ચાહતો હોય તેવી જ સ્વતત્રતા તેણે બીજાને પણ આપવી જોઇએ અને જ્યારે બીજો મનુષ્ય તેની સ્વતત્રતાનો ઉપયોગ કરતો હોય, ત્યારે તેને વિષે વાતો કે ટીકા કરવાનો કોઇને અધિકાર નથી

કદાચ સાધકને એમ જણાય કે, અમુક માણસ ખોટુ કામ કરે છે, અથવા અવિચારી પગલુ ભરે છે, તો તે માણસને ખાનગી રીતે અને સભ્યતાથી તેને સમજુતી આપવાની તક લઇ શકાય, અને એવી રીતે સભવિત છે કે એવા માણસને સમજાવીને ઠેકાણે લાવી શકાય છે પરતુ કેટલાક એવા પણ પ્રસગો હોય છે, કે જેમા એ પ્રમાણે દરમિયાનગીરી કરવી, તે પણ અયોગ્યરીતે આડે આવવા જેવુ થઇ પડે આવા પ્રસગોમા સાધકે પોતાની સામાન્ય બુદ્ધિનો ઉપયોગ કરી વર્તન કરવુ જોઇએ પરતુ એટલુ તો ખાસ ધ્યાનમા રાખવુ કે કોઈ બીજા માણસ પાસે જઇ તેની નિદા તો નહિ જ કરવી, કારણ નિદા તો ઘણુ જ દુષ્ટ

કર્મ છે.

જો કોઇ બાળક અથવા પશુ ઉપર ઘાતકીપણું ગુજરતું જોવામાં આવે તો તે અટકાવવા વચ્ચે પડવું તે સાધકની પવિત્ર ફરજ અને ધર્મ છે. જો કોઈ મનુષ્ય દેશના કાયદાઓ ભંગ કરતો જોવામાં આવે, તો યોગ્ય અધિકારીઓને ખબર આપવી એ પણ ફરજ છે. એ શિવાય જ્યારે કોઈ મનુષ્યને શિક્ષણ આપવાનું કામ સાધકને સોપવામા આવ્યું હોય, તે પ્રસંગે માયાળુપણે તેને તેના દોષો બતાવવા એ કર્તવ્ય ગણાય. એ શિવાયના પ્રસંગોમા સાધકે પોતાનું કામ સંભાળવું, અને મૌન સેવવાનો સદ્‌ગુણ પ્રાપ્ત કરવો જોઇએ.

( અપૂર્ણ )



શિષ્ટ ને ઇષ્ટિ મૂડી જ આપણે ખોઇ બેસીશું. ”

વેદકાળ, સૂત્રકાળ, દર્શનકાળ, પુરાણકાળ, કવિતા અને સાહિત્યકાળ—એ બધાના પ્રેરકો અને કર્તાઓએ ધર્મ અને ઈશ્વરને લક્ષ્યમાં રાખ્યા વિના કશું પણ લખ્યું નથી. પણ જ્યારથી વિદેશી પ્રજાની સંસ્કૃતિની મ્હોર આપણા સાહિત્યની સમીક્ષા અને પરીક્ષા ઉપર લાગવા માંડી, ત્યારથી ઈશ્વર કરતાં કુદરત, ધર્મ કરતાં સંસાર અને નીતિના બંધ કરતાં સ્વેચ્છાવિહારની અસર ખાસ કરીને છેલ્લી બે સદીઓના સાહિત્ય ઉપર ખૂબ જ જોર કરી રહી છે, અને પરિણામે પશ્ચિમના નાગવાર ધડાતા અને બદલાતા સિદ્ધાન્તોથી પ્રાચીનથી પ્રાચીન સાહિત્યના મૂલ્યાંકન થાય છે ! વસ્તુસ્થિતિ હજૂ પણ સુધારી શકાય જેવી છે અને કવિશ્રી કહે છે તેમ ખરેખર થોડું પાછું વાળીને પણ જોવા જેવું છે કે આગળ સ્વૈરવિહાર કરતી પ્રજાને લક્ષ્યસ્થાન હોઈ છે કે નહિ, અને છે તો અધર્મ અને સ્વચ્છંદનું તો નથી ?

(૭)–તત્ત્વજ્ઞાનના પ્રમુખના ભાષણમાં, તત્ત્વજ્ઞાનને બહુધા પશ્ચિમની દૃષ્ટિથી જ જોયું છે, જો કે પૂર્વના શબ્દો, સિદ્ધાન્તો અને ચર્ચાઓને વચમાં વચમાં આણ્યા તો લાગે છે, મહૂંમ શ્રી મણિલાલ નભુભાઈ દ્વિવેદીના એક પુસ્તકનું નામ “સિદ્ધાન્તસાર” છે. ‘સિદ્ધાન્તદર્શન’’ નહિ, એ છાપાની તો ભૂલ નહિ હોય ?

એક વાત સૂચવીએ, ગઈ શતાબ્દિમાં ભારતના ધર્મક્ષેત્રમાં, અને તત્ત્વજ્ઞાનના ક્ષેત્રમાં પણ સ્વા. દયાનંદ સરસ્વતી, શ્રી રામકૃષ્ણ પરમહંસ, સ્વા. વિવેકાનંદ, સ્વા. રામતીર્થ, લો. ટિળક વગેરેથી માંડી મહાત્મા ગાંધી અને શ્રી અરવિંદ ઘોષે જે દૃષ્ટિથી પશ્ચિમના તત્ત્વજ્ઞાનને જોયું છે, એમ ન જોતા પૂર્વના તત્ત્વજ્ઞાનને પશ્ચિમની દૃષ્ટિથી જોવાનો પ્રયત્ન શા માટે આ વિભાગના પ્રમુખે કર્યો હશે !

આ ક્ષેત્રમાં જ ઘણા ભારતવર્ષના વિદ્વાનોએ પુસ્તકો લખ્યાં છે, એમના નામનો ઉલ્લેખ પણ આવતો નથી. વિસ્તારભયને લીધે એવા

પુસ્તકો કે લેખકોના નામો નથી ગણાવતા, કારણ કે આના સમર્થ વિદ્વાન એનાથી ભાગ્યે જ અપરિચિત હોય।

**૨ :– મુંબઈના પ્રાર્થના સમાજમાં આસ્તિક પરિષદ –** પ્રાંતની આસ્તિક પરિષદ્ ડૉ. કાશીબાઈ નવરંગેના પ્રમુખપદે ભરાઇ હતી. પરિષદ્નો મૂળ હેતુ એકેશ્વરવાદ સ્થાપવાનો અને ધર્મના ઉદાર સિદ્ધાન્ત ચર્ચવાનો હતો ઈશ્વરમા શ્રદ્ધા, માનવો પ્રત્યે ઉદારતા અને ભાવિની આશા એ આસ્તિકતાના લક્ષણો છે એમ પ્રમુખે કહ્યુ હતુ

**૩ – રત્નાગિરી જિલ્લાનાં એક મંદિરમાં ધાડ –** ઓકટોબરના છેલ્લા અઠવાડીઆમા નાજાપુર ગામના એક મંદિરમા ધાડ પડી સત્તર શેર વજનનું સોનુ અને આઠસો રૂપીઆના દાગીના મળીને ત્રીસથી ચાળીસ હજારનો માલ લુંટાઇ ગયા સશસ્ત્ર ધાડપાડુઓ સામે નિ:શસ્ત્ર ગ્રામજનતા કશુ ન કરી શકી, કહેવાય છે કે ધાડપાડુ-ઓએ અમેરિકન પદ્ધતિ વાપરી હતી સીનેમાગૃહોની આ અવળી અસરનો નમૂનો છે પરંતુ હિંદુ જનતાની આમા ભીરુતા જ વધારે જણાઈ આવે છે જે હિંદુઓએ પ્રાણાન્તે પણ દેવમંદિરોની રક્ષા ભૂતકાળમા કરી છે, તે હવે આવી પ્રાણભીરુ શા માટે થાય છે ?

**૪ –મુંબઈમાં ઐગતે વર્ષે હિંદુઓનું સંમેલનઃ–** વિઠ્ઠલભાઈ પટેલ રોડ પર આવેલા યંગમેન્સ હિંદુ એસોશીએશનના ચોગાનમા પુરીના શ્રી શંકરાચાર્યના પ્રમુખપદે સંમેલન ભરાયુ હતુ હિંદુઓના સંગઠન સબંધે વ્યાખ્યાનો થયા હતા

**૫ – મુંબઈમાં ઐક્ય સંમેલન –** અંધેરીમા હિંદુ અને મુસ્લિમ ભાઈઓના બેસતા વર્ષ તથા ઈદના તહેવારોના અંગે નૉ ઐક્યસંમેલન થયુ હતુ. આવા સંમેલનો દાન ધર્મમા મહિમાના વધે અને પ્રજાના રાજકીય, સામાજિક કે આર્થિક પ્રશ્નોના સમાધાનમા મેળ અને શાંતિ વધે એ સ્પષ્ટ છ

# ગ્રન્થાવલોકન



(૧) ભગવાન શ્રી રામકૃષ્ણ પરમહંસના સદ્વચન, (૨-૩) શ્રી રામકૃષ્ણ લીલા પ્રસંગ ભાગ પહેલો અને બીજો (૪) ભક્તિ તત્ત્વ (૫) નાગ મહાશયનું જીવન વૃત્તાંત (૬) મા શારદા (૭) શ્રી રામકૃષ્ણ દેવનું ટૂંક જીવનચરિત તથા ઉપદેશ (૮) સંન્યાસીનું ગીત (૯) શ્રી રામકૃષ્ણ ઉપદેશ

ઉપરના બધા પુસ્તકો શ્રી રામકૃષ્ણ આશ્રમ, રાજકોટના સંચાલકો તરફથી મળ્યા છે. શ્રી રામકૃષ્ણ પરમહંસ અને સ્વામી વિવેકાનંદનું નામ ગુજરાતને અજાણ્યું નથી. એ બન્ને મહાપુરુષોના ઉપદેશામૃતનો પ્રચાર કરવા અને એમના સ્થાપિત સિદ્ધાન્તોને અનુસરવા ઊભા થયેલા શ્રી રામકૃષ્ણ મઠના વિદ્વાન સંન્યાસીઓ દેશવિદેશમાં પુરુષાર્થ કરી રહ્યા છે, જેમાંનું રાજકોટનું પણ આ એક કેન્દ્ર છે. આ કેન્દ્ર વિવેકાનંદ ગુરુકુલ ચલાવે છે તેની સાથે સાથે આવા પ્રકાશનો પ્રગટ કરી જ્ઞાનનો પ્રચાર કરે છે. પ્રથમના પાંચ પુસ્તકો ખાસ ગણવા

જેવાં છે. શ્રી રામકૃષ્ણના જીવનનું ઘડતર જે અદ્ભુત અને અલૌકિક ભાવથી ઘડાયેલું છે એનું તાદૃશ ચિત્ર આમાં છે આ નવે પુસ્તકોની છાપેલી કિંમત રૂ. ૫-૬-૦ થાય છે, પણ બધાં એક સાથે લેનારને રૂ. ૩-૮-૦ માં શ્રી રામકૃષ્ણ આશ્રમ રાજકોટથી મળી શકે છે

૨ —તત્ત્વબોધ વા વેદાન્ત પ્રવેશિકા અનુવાદક શ્રી રમણીક ભ. મહેતા. કલ્યાણ મોતી ચાલ નં. ૭, કાંદાવાડી, મુંબઈ ૪, પોસ્ટ-ખર્ચ દેઢ આનો મોકલનારને મફત મોકલાય છે

આ ન્હાનો ગ્રન્થ વેદાન્તના આરંભના અભ્યાસીઓને ઉપયોગી થાય તેવો છે, કારણ કે વેદાન્તની પ્રક્રિયાઓ અને પરિભાષાનું એમાં વિવરણ છે. અનુવાદક આ ગ્રન્થને શ્રીમદ્ આદ્ય શંકરાચાર્યકૃત નથી માનતા. મંગલાચરણના શ્લોકમાં વાસુદેવ યોગીન્દ્રને નમસ્કાર છે, અને એવા કોઈ વાસુદેવ નહિ પણ શ્રી ગોવિન્દાચાર્ય શ્રી શંકરાચાર્યના ગુરુ હતા, તેથી એ ગ્રન્થ બીજા કોઈનો હશે એમ કહે છે, પણ એ સબળ પ્રમાણ નથી

દૃષ્ટાન્ત તરીકે શ્રી યોગતારાવલી સ્તોત્રમાં ગુરુવન્દન કરતાં શ્રીમદ્ આદ્ય શંકરાચાર્ય પોતાના સદ્ગુરુનું કોઈ પણ નામ આપતા નથી. શ્રી સ્વાત્મનિરૂપણ ગ્રન્થમાં પણ નામ વિના જ ગુરુવંદન કરે છે. શ્રી અપરોક્ષાનુભૂતિમાં શ્રી હરિને નમન કરે છે, શ્રી વિવેક ચૂડામણિમાં શ્રી ગોવિન્દાચાર્યના નામનો સ્પષ્ટ ઉલ્લેખ કરે છે, અને વાક્યવૃત્તિ નામના ગ્રન્થના પ્રારંભમાં श्री वल्लभं विमल बोध घनं *नमामि* કહે છે, તેથી કોઈ એ ગ્રન્થ સંબંધે શંકા કરવી યોગ્ય નથી

તાત્પર્ય એ કે ભગવાન્ ભાષ્યકારના સમયમાં સદ્ગુરુની મહત્તા બ્રહ્મસત્તાના કરતાં જરા પણ ઊતરતી નહોતી મનાતી અને તેથી બ્રહ્મ-બોધક શબ્દનો ઉપયોગ જેમ એમણે વાક્યવૃત્તિમાં વલ્લભ શબ્દથી કર્યો છે, તેવી જ રીતે અહીં વાસુદેવ શબ્દને પરબ્રહ્મ અર્થમાં યોજીને નમસ્કાર તો પોતાના સદ્ગુરુને પરબ્રહ્મથી અભિન્ન માનીને જ કર્યો છે. આદ્ય

શંકરાચાર્યને નામે ચડેના ગ્રન્થોની નામાવલિમા સર્વત્ર આ તત્ત્વબોધ ગ્રન્થનુ નામ પણ આવે છે

અનુવાદ ગદ્ય જ સરલ ભાષા અને ભાવમા થયો છે, સાથે સાથે નીચે ઉપયોગી ટીપ્પણ પણ છે, અનુવાદક પોતે સત્સંગ સેવી, જિજ્ઞાસુ છે એટલે એમનો આશય આત્મલાભનો જ છે, અને તેથી કેવળ સેવા ભાવે અનુવાદ પ્રકાશન થયા છ એ ધન્યવાદને પાત્ર છે સૌથી મહત્ત્વની વાત એના સુદર સુઘડ કવરની છે જે ખૂબ જ આકર્ષક છે જિજ્ઞાસુઓને શ્રી રમણીક મ મહેતાના ગ્રન્થો ઉપયોગી થઇ પડે એવા છે

૩–**મહા ગુજરાત**–દીપોત્સવી અ ક–કરાચી, કરાચીથી પ્રકટ થતા અઠવાડિકનો આ અ ક સુદર વાર્તાઓ, કાવ્યો અ ે કેટલાએક ઉપયોગી વિવેચનોથી ભરપૂર છે ' વિદ્યાવર્તુળ પરિવર્તન માગે છે ગુજરાતના આહરદ્સનની સુવર્ણ સાકળ ' કનાચીઓ ા ગુજ ગતીઓનુ રસજીવન ' તેમ જ કેટલીક વાર્તાઓ અને કવિતાઓ ભાર આપી છે

૪–**બાલજીવન**–દીપોત્સવી અ ક–વડોદરા બાલકોના આ માસિકને સુદર રીતે આકર્ષક બનાવી, લેખસામગ્રીની વિવિધતાવડે બહુ ઉપયોગી બનાવ્યો છે એકવીસ વર્ષથી એકધારી બાલજીવનની સેવા એટલી તો પ્રસિદ્ધ છે કે, ગુજરાતના બાળકોમા બાલજીવનનુ નામ ઘેર ઘેર પરિચિત છે –ન હોય તો થવુ જ જોઈએ એમ કહેવુ પડે છે

૫–**ગાયત્રી રહસ્ય** તથા સ ક્ષિપ્ત પુરશ્ચરણ વિધિ લેખક નલિન મ ભટ્ટ શીતળામાતા શેરી, વલસાડ તરફથી મળ્યુ છે ગાયત્રી રહસ્યનો જે લેખ, ઉત્થાનના બીજા અ કમા પ્રકટ થયા હતો, તે આ નાની પુસ્તિકાના આકારમા લેખકે છપાવ્યા છે અને છેવટના ભાગમા ગાયત્રીના પુ શ્ચર । વિધિનો સ ક્ષિપ્તરૂપે ઉમેરો કરીને એની ઉપયોગિતામા વધારો કર્યો છે કીમત ૦–૨–૦ પોસ્ટેજ ૬ ૦–૦–૯ છે, અને લેખક પાસેથી મળી શકે છે

ફ–સુવાસ, ગુજરાત શાળાપત્ર, ગૈગગ, પારીજાત, આનંદઆશ્રમ, ધર્મશાળા, ગ્રામજીવન અને સહકાર્ય, ફાર્બસ સભાનું ત્રૈમાસિક. ઠમગ. ક્ષત્રિયમિત્ર, ખેતીવાડી વિજ્ઞાન, વિશ્વમંગલ, હિંમત, ડીવાઈન લાઈફ. ( Divine Life ) અનાવિલ જગત, ક્રમગ, શક્તિ, વગેરે મળ્યા છે.



## 'ઉત્થાન' માટેના થોડા અભિપ્રાય —વાચકોનો સન્તોષ

આપે મોકલાવેલ અધ્યાત્મવિદ્યાનુ માસિકપત્ર ઉત્થાન મળ્યુ છે જે માટે આપનો આભાર માનુ છુ ઉત્થાનમા આપેલ વસ્તુ અત્યુત્તમ છે વાચવા, વિચારવા અને આચારમા મૂકવા યોગ્ય છે ગૂઢ તત્ત્વાર્થ દર્શાવનારુ છે અને દરેક રીતે વિવેકી મુમુક્ષુને તેમ જ જ્ઞાન પિપાસુને લાભદાયી નિવડશે એવી મને આશા છે—પાકી ખાત્રી છે પરમકૃપાળુ પરમાત્મા આ સત્કાર્યમા દરેક પ્રકારે ઉત્સાહ પ્રેરો અને ફતેહ અપાવો

ન૦ પા૦ **શ્રી જીવાશાળા શ્રી માનપુરજ** (કાઠિયાવાડ)

**ઉત્થાન** ના પહેલો બીજો અંક મળ્યા અમારી લાયબ્રેરીના ગ્રાહક તરીકે દાખલ કરશો જિજ્ઞાસુઓને **ઉત્થાન** ઘણુ પસંદ પડ્યુ છે

**શ્રી** મગનલાલ પ્રા મહેતા ઑ૦ સેક્રેટરી
દેસાઈ **નાનજી** ગોકુળદાસ લાયબ્રેરી, પોરબંદર

પ્રજાજીવનમાથી અત્યારે ધર્મ વિષે શુભ ભાવનાઓ લુપ્ત થતી જાય છે, ત્યારે તને નવો યુગ સમજી અનુભવમા મૂકે એવી પ્રેરણા આપનાર **ઉત્થાન** ને અભિનન્દન ઘટે છે તના બધા લેખો વિદ્વત્તાપૂર્ણ અને ધર્મના વિવિધ અંગોને સ્પર્શનારા છે

પ્રો રવિશંકર મ જોશી એમ એ
શામળદાસ કૉલેજ, ભાવનગર

બન્ને અંકના લેખો પરમામૃત ખાસ કરીને બહુ જ જ્ઞાનગાંભીર્ય વાળુ છે આપનુ માસિક આધ્યાત્મિક પ્રગતિ કરવામા બહુ જ મદદરૂપ થઈ પડશે

શ્રી વસંતરાય ન પટ્ટણી બી એ
હેડમાસ્તર સ્ટેટ હાઈસ્કૂલ કચ્છ—અંજાર

ગુજરાતી હિંદુ જનતાની જ્ઞાનજાગૃતિ કરવામા આપના પ્રયાસો સફલ હો '

**શ્રી ભીમજીભાઈ વૈજનાથ જોષી**
બી એ એલ એલ બી

## વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે મંજુર

## ઉત્થાન—અધ્યાત્મવિદ્યાનું માસિક પત્ર

વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે

| હિંદ | બર્મા | આફ્રિકા | એક અંકની કીમત |
|---|---|---|---|
| રૂ. ૩–૮–૦ | રૂ. ૪–૦–૦ | શિ. ૮–૦ | રૂ. ૦–૬–૦ |

પુસ્તકાલય માટે ખાસ રૂ. ત્રણ

નિયમો:—(૧) ઉત્થાનનું વર્ષ જુલાઈથી શરૂ થાય છે, અને વર્ષ વચ્ચે ગ્રાહક થનારને પાછલા અંકો મોકલી આપવામાં આવે છે. (૨) પ્રત્યેક અંક અંગ્રેજી મહીનાની ૧૬ મી તારીખે રવાના થાય છે. અંક ન મળે તો પ્રથમ પોતાની નજીકની પો. ઓ. મા તપાસ કરવી અને પછી જ કાર્યાલયમાં લખવું. મહીનાની આખર તારીખ સુધી લખનારને જ અંક મળી શકશે, ત્યાર પછી કીંમત લઈને અપાશે। (૩) પત્ર વ્યવહાર કરનારાઓએ પોતાનું નામ તથા ઠેકાણું સ્પષ્ટ અક્ષરે ગ્રાહકનંબર સાથે લખવું. જવાબ માટે હમેશા પુરતી ટીકીટો મોકલવી. (૪) મ. ઓ. થી લવાજમ મોકલનારાઓએ કુપનમાં પોતાનું નામ, ઠેકાણું સ્પષ્ટ અક્ષરે લખવું. (૫) પુસ્તકાલયોએ મ. ઓ. થી નાણાં મોકલવાં ઉપરાંત પ્રમુખ તથા મંત્રીના હસ્તાક્ષરનો પ્રમાણભૂત પત્ર બીડવો. (૬) ઉત્થાન વડોદરામાં છપાય છે અને ત્યાંથી રવાના થાય છે; પરંતુ એ સંબંધે બધો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

નમૂનાનો અંકની કીંમત મળ્યા પછીજ અંક મોકલાશે.

પ્રબન્ધક, ઉત્થાન
છોટા ઉદેપુર ( પૂર્વગૂજરાત )



" હાથ, બુદ્ધિ, મન એમ શરીરના બધા અવયવો વડે તમે વેદાન્તનો અભ્યાસ કરો; વેદાન્તના સિદ્ધાન્તને કાગળ ઉપર લખી રાખો; જીભવડે એનો ઉચ્ચાર કરો; મનવડે એનું મનન કરો; અંતઃકરણ વડે એનો અનુભવ કરો એમ રામ આગ્રહપૂર્વક કહે છે. તમારી બધી નસનાડીઓમાં વેદાન્તના સિદ્ધાન્તને એક સરખો વહેવા દો. વેદાન્તના જ્ઞાન વડે તમારા અંતઃકરણને ભરી દો. વેદાન્તના વિચારમાં જ તમારું મસ્તિષ્ક તરબોળ કરી દો. તમારા પંચ પ્રાણ વેદાન્ત તત્ત્વમાં લીન થવા દો. તમારી બુદ્ધિમાં વેદાન્તના રહસ્યની એકતા થવા દો. એટલે એવી સ્થિતિ થશે કે તમે બધે ઉન્નતિ જ અનુભવશો."

( સ્વા. રામતીર્થ )

વડોદરા, રાવપુરા, અશોક પ્રિન્ટરીમાં રમણલાલ નાનાલાલ શાહે છાપ્યું અને ત્યાંથી પ્રકટ કર્યું. તા. ૧૫-૧૧-૧૯૪૧




उत्तिष्ठत जाग्रत प्राप्य वरान् निबोधत ।
ઊઠો સાધક ! જાગો ને આચાર્યવર મેળવો;
આત્મબોધ મળે એવાં વિદ્યાવિજ્ઞાન કેળવો.



તંત્રી
સ્વા. સ્વયંજ્યોતિ તીર્થ
જ્ઞાનસાધન આશ્રમ
છોટાઉદેપુર, ( પૂર્વ ગૂજરાત )

# અનુક્રમણિકા

| લેખ | લેખક | પૃષ્ઠ |
|---|---|---|




ॐ

નારાયણ

# ઉત્થાન

વર્ષ પહેલું ] ડીસેમ્બર ૧૯૪૧-માર્ગશીર્ષ ૧૯૯૮ [અંક છઠ્ઠો

ईश्वरोगुरुरात्मेति मूर्त्तिभेदविभागिने।
व्योमवद् व्याप्तदेहाय दक्षिणामूर्त्तये नमः॥
ઈશ, સદ્ગુરુ ને આત્મા, મૂર્ત્તિમાત્ર વિભાગ જે;
વ્યોમશા વ્યાપ્ત એવા એ, દક્ષિણામૂર્તિને નમું.

* * *

**શ્રી સદ્ગુરુનાં** કૃપા અને પ્રેરણાથી "**ઉત્થાન**" પ્રકટ કરવાનું સાહસ થયું અને એમના જ આશીર્વાદથી પહેલા વર્ષનો છઠ્ઠો અંક પ્રકટ થાય છે.

* * *

યથામતિ અમે આગળ ચાલ્યા જઈએ છીએ-આપના અત્યાર સુધીના સહકારના બળે અને ભવિષ્યમાં એ સહકાર વધતો જશે એવી શ્રદ્ધાના ઉત્સાહે પરસ્પરંભાવયન્ત. એ ન્યાયે આપણે શ્રેયસ્ પ્રાપ્ત કરીએ એ ભગવાન્ **શ્રી** કૃષ્ણચંદ્રનો આપણને ભગવદ્ગીતાના ત્રીજા અધ્યાયમાં મળેલો કલ્યાણમંત્ર !

× × *

ચોથા અંકમાં વેદાન્તનો પરમામૃત ગ્રન્થ પૂરો થયા પછી સાથે થોડો **શ્રી વિ. મ. ભટ્ટ** બી. એ. નો અભ્યાસ છપાયો હતો. કેવળ એ ગ્રન્થના અભ્યાસમાં જ નહિ, પણ તત્વજિજ્ઞાસુને અન્ય ગ્રન્થના શ્રવણ-મનનમાં ખૂબ જ ઉપયોગી નીવડે એવો એ લેખ હતો. એ

ગ્રન્થની મહત્તા તો સાચો સાધક જ સમજી શકે એવી છે, અને અ-ભ્યાસી જો અનુભવના માર્ગે ચ્હડવા માંડે, તો તરત જ સમજાશે, કે સતશિરોમણિ મુકુંદગજના પ્રાસાદિક જ્ઞાનમાંથી એ અમૃત ઝરણુ નીકળ્યુ છે, અને તેમનો અનુભવ એમાં હાસી હામીને ભરેલો છે એની ઉપયોગિતા, તેમ જ જિજ્ઞાસુઓની ઉપગ ઉપરી માગણીઓને લીધે એ ગ્રન્થ જૂદો છપાય છે, ઉપરાંત એમા પ્રકરણવાર પુષ્કળ વિવે-ચન ઉમેરી ઘણો વધારો પણ કર્યો છે, કે જેથી એની સરલતા ખૂબ વધી પડશે થોડા જ વખતમા ઉત્થાનના ગ્રાહકોને એ સસ્તી કિંમતે મળી શકશે

× × ×

આ અંકથી એક એવા જ બીજા સંસ્કૃત ગ્રન્થનો અનુવાદ આપવા માડ્યો છે એ ગ્રન્થનુ નામ છે "લઘુ વાસુદેવ મનન" થોડો પ્રવે-શક તો એની શરૂઆતમા જ આપ્યો છે છતા અત્યારના જિજ્ઞાસુઓને જોતા અમને એમ લાગે છે કે લોકો વેદાન્ત જ્ઞાનથી આકર્ષાય છે અને સમજે છે કે એવા ગ્રન્થો જ ઉપયોગી છે, સાચી રહસ્ય વિદ્યા, અનુપમ સાધન સામગ્રી, બધા મતમતાંતર પ્રતિ ઉદારતા, આત્માનો અસ્ખલિત આનંદ, જીવનમા દરી ઉલ્લાહ તેમ જ વ્યવ-હારના વિક્ષેપમા મુકિત અપાવનાર કોઈ શાસ્ત્ર કે સિદ્ધાન્ત હોય તો તે વેદાન્ત જ છે અને તે પણ ભગવાન્ શ્રી શંકરાચાર્ય સ્થાપિત સિદ્ધા-ન્તવાળુ આવી શ્રદ્ધા લગભગ સેંકડે નવ્વાણુ જિજ્ઞાસુઓની હોય છે

× × ×

પરંતુ એકની શ્રદ્ધા જ કાંઈ ઉપયોગી થઈ પડતી નથી શ્રદ્ધા તો ચિત્તનોવસ્તુ પ્રતિ અસ્ખલિત રીતે વહેતો પ્રેમપ્રવાહ છે ચિત્તના એ પ્રેમપ્રવાહને વસ્તુ પ્રતિ વાળ્યા પહેલા વસ્તુના સ્વરૂપનુ જ્ઞાન મેળવ્યુ ન હોય, તો વસ્તુમા ભ્રાન્તિ રહી જવાનો અને એને બદલે બીજી વસ્તુ પ્રતિ ખેંચાઈ જવાનો ભય રહે છે ભગવદ્ગીતાનો ઉપ-સહાર કરતા ભગવાન્ કહે છે કે

बुद्धियोगमुपाश्रित्य मच्चित्तः सततंभव ॥

અ. ૧૮, શ્લો. ૫૭

અર્થ:-જ્ઞાનયોગનો સ્વીકાર કરીને સર્વદા મારામાં ચિત્તને રાખ.

જ્ઞાનયોગની મહત્તા આટલેથી જ અટકતી નથી; હજુ આગળ જતાં કહે છે કે:-

ज्ञानयज्ञेन तेनाहमिष्ट स्यामिति मे मतिः ॥

અ. ૧૮, શ્લો ૭૦

અર્થ:-તે જ્ઞાનયજ્ઞવડે હું પૂજિત થાઉં છું એવો મારો નિશ્ચય છે.

આથી પણ વધારે આગળ ચાલો એટલે છેવટનો પ્રશ્ન જે અર્જુનને પૂછે છે તે આ ઃ્યો:—

कच्चिदेतच्छ्रुतं पार्थ त्वयैकाग्रेण चेतसा।
कच्चिदज्ञानसंमोह प्रणष्टस्ते धनंजय ॥

અ. ૧૮, શ્લો. ૭૨

અર્થ:-હે પાર્થ! (મેં તને આ બધું જે કહ્યું-શ્રવણ કરાવ્યું તે) તેં એકાગ્ર ચિત્તે સાંભળ્યું કે કેમ? (અને) હે ધનંજય! અજ્ઞાનથી ઉપજેલો તારો મોહ નાશ પામ્યો કે કેમ?

\+ \+ \+

ઉપર લખેલા એ ત્રણે શ્લોક જુઓ, એના ઉપર વિચાર કરો. ભગવાને આખી ગીતા સંભળાવી; ઢગવો થઇ પડેલા અર્જુનને બીજા અધ્યાયમાં આત્માનું નિત્ય સ્વરૂપ સમજાવ્યું; જન્મ-મૃત્યુની ભ્રાન્તિ ટાળવા પ્રયત્ન કર્યો; કર્મ કે અકર્મ એ બન્ને ચિત્તની ભાવના છે; ગતિ કે અગતિ, ચંચલતા કે નિશ્ચલતા, વગેરે દ્વંદ્વો બધાં ત્રિગુણાત્મક પ્રકૃતિમાં છે, એવું છઠ્ઠા અધ્યાય સુધી જુદી જુદી રીતે સંભળાવ્યું; પરંતુ આ તો એને આત્મા અને અનાત્મા જુદાં પાડી બતાવ્યાં. આત્મા સર્વત્ર એક, અખંડ, અજરામર, અને નિર્મલ શુદ્ધ સ્વરૂપ છે; અને અનાત્મા અનેક તેમ જ ભેદમય છે; એને જ પ્રકૃતિ કહે છે. એ પ્રકૃતિ ત્રણ ગુણવાળી છે; ત્રણ ગુણ પ્રમાણે જીવા-

ત્માના સ્વભાવ ગોઠવાય છે; સ્વભાવ અને સ્વગુણ પ્રમાણે વર્ણભેદ પડે છે, અને શરીરધારી જીવાત્મા જો પ્રકૃતિના સ્વભાવવાળો થઇ કર્મ, અકર્મ, અને ફલ તથા દ્વંદ્વોના ગૂંચવાડામાં જ ફસાયેલો રહે તો કાલક્રમે અશાન્તિ ભોગવ્યા કરે, રજોગુણ તમોગુણથી દબાયેલો એ ભોગાત્મા બનીને સંસારચક્રમાં ફર્યા કરે અને અસંખ્ય અનાત્મ વસ્તુઓના સંગ્રહસ્થાન જેવા આ પિંડબ્રહ્માંડમાં ગોઠવાયા કરે. અર્જુનને એક અને અદ્વિતીય આત્માનું ઓળખાણ નહોતું, તે ઓળખવાનો ભગવાને વિવેક દાખવ્યો. શાસ્ત્રીય ભાષામાં કહીએ તો સદ્‌ગુરુ શ્રીકૃષ્ણે શિષ્ય અર્જુનને વેદાન્તશાસ્ત્રનું શ્રવણ કરાવ્યું.

* * *

પણ શ્રવણનું રહસ્ય એકાગ્ર ચિત્ત વિના ચિત્તમાં ટકે નહી; બુદ્ધિ મોહગ્રસ્ત હોય, ચિત્તમાં લોકપરલોક, જન્મમરણ, દેવદેવીઓ, કર્મ-ઉપાસનાઓ, મંત્રતંત્રોની જૂદી જૂદી ભ્રાન્તિ હોય, ત્યાં સુધી સાક્ષાત્ ભગવાન્ જેવા સદ્‌ગુરુ મળે, તો પણ ભગવાન્ કહે છે તેજ સત્ય, અને બીજું બધું મારે માટે અસત્ય, એવુ શિષ્ય અર્જુનના મનનું સમાધાન થાય તેમ નહોતું. એકાગ્ર ચિત્ત કરવા માટે વચલા ૭ અધ્યાયમાં ધ્યાનયોગની સરલતા માટે "હું પોતે સર્વવ્યાપક છું એટલુ જ નહિ પણ હું જ બધું છુ—હું બ્રહ્મ છુ; હુ બધું છું; એટલે બધું બ્રહ્મ છે-આમ **सर्वं खल्विदं ब्रह्म**નું રહસ્ય સમજાવ્યું, અને બ્રહ્મ જો સર્વવ્યાપક હોય, તો હું જે અનુભવી બ્રહ્મવિદ્ છું, તેમાં પ્રથમ બ્રહ્મદષ્ટિ કર, એટલે પછી સર્વત્ર બ્રહ્મદષ્ટિ થશે; આવા ધ્યાનયોગ માટે ભક્તિનો રંગ ચ્હડાવ્યો.

ભગવાનના પ્રતિ અપ્રતિમ પ્રેમ વિના ભગવાનનું ધ્યાન, ભગવાન જ મારૂં સર્વસ્વ છે, એવો મનોવૃત્તિનો વેગ થવો અસંભવિત છે, તેથી આગળ જતાં યોગશક્તિ વડે ભગવાન પોતાનું સામર્થ્ય બતાવે છે, અર્જુનને દિવ્ય ચક્ષુ આપે છે; અત્યાર સુધી એ ભગવાનને ચર્મચક્ષુથી

—સ્થૂલચક્ષુથી જોતો હતો; સદ્‌ગુરુને સખા કે મિત્ર માનીને એમને માનવ દેહધારી કોઈ બુદ્ધિશાળી સમર્થ વ્યક્તિ માનતો હતો. ભગવાનની નિત્ય પ્રસન્નતામાં એને બ્રહ્માનંદ નહીં, પણ કેવલ વ્યાવહારિક ધીરજ અને ક્ષમાજ દેખાતાં હતાં, એમની દુષ્ટોની સંહારલીલામાં કેવળ ક્ષાત્રધર્મનું બલ દેખાતું હતું; એમના પ્રેમમાં કેવળ મિત્રતાનુંજ દર્શન થતું હતું. એટલે ભગવાનને સદ્‌ગુરુ કહ્યા પછી પણ એમના યોગસામર્થ્ય પ્રતિ દૃષ્ટિ કેવી રીતે કરી શકે? અને એ તો જ્યારે ભગવાનને ચર્મચક્ષુને બદલે દિવ્યચક્ષુથી—સ્થૂલને ભૂલીને સ્થૂલને બદલે સૂક્ષ્મ શરીરનાં સૂક્ષ્મ ચક્ષુથી—જ્યારે પોતાના અંતઃકરણમાં બીજી બધી વૃત્તિઓને વાળી કે મારીને, કેવલ ભગવાનના દિવ્ય ભાવનું જ દર્શન કરે, ત્યારે વિશ્વની વિસ્મૃતિ અને વિશ્વેશ્વરનાં સ્વરૂપમાં ચિત્તને એકાગ્ર કરી શકે અને એવી રીતે વિક્ષેપને કહાડી શકે.

\+ + +

વિક્ષેપ કહાડવા એકાગ્રતા જોઇએ; એકાગ્રતા માટે ધ્યેય કે ઈષ્ટ વસ્તુ પ્રતિ ચિત્તનો અસ્ખલિત પ્રવાહ જોઇએ; એ અસ્ખલિત ભક્તિપ્રવાહ માટે, તૈલધારાવત્ ધ્યાન માટે, અન્ય સર્વ અનાત્મ અને અનીશ પદાર્થો પ્રતિ વૈરાગ્ય જોઇએ, અને આમ વિવેક અને વૈરાગ્ય વડે, જ્યારે ચિત્તમાં નિરોધનું બલ જામવા માંડે, ત્યારે બુદ્ધિમાં પ્રજ્ઞાનો પ્રકાશ પડવા માંડે; એ પ્રકાશ પામેલી, આત્માનો પ્રસાદ વરેલી બુદ્ધિ તેજ ગીતાની प्रज्ञाप्रतिष्ठिता।

× × ×

વેદાન્તના અભ્યાસીને આ વિવેક વૈરાગ્યનો ઉદય થયા વિના વેદાન્તના ગ્રન્થનું અધ્યયન અઘરું લાગે છે; ભગવદ્‌પ્રાપ્તિની, મોક્ષનાં સાધનની, આત્મજ્ઞાનની જિજ્ઞાસાની કે સાધનની ઈચ્છા માત્રથી કાંઈ અધ્યાત્મપંથે પળાતું નથી; કારણ કે સાધનના સાચા જ્ઞાન વિના સાધનનું સ્વરૂપ અને એની આવશ્યકતા સમજાતાં નથી. વસ્તુનું સ્વરૂપ

અને વસ્તુપ્રાપ્તિનું સાધન ઓળખ્યા વિના કોઇ પણ સાધન સા થઈ શકતું નથી. આત્મા, બ્રહ્મ, ॐ, કે એવાં નામો ગોખી મારવાથ અથવા જપ તપમાં વગર સમજ્યે રહડી જવાથી કશી કાર્યસિદ્ધિ થ નથી. સમજણ વગર જે કાંઇ કર્યું હોય, કેવલ શ્રદ્ધાના નામથી ૐ કર્યા કર્યું હોય, રામ રામ કે ભગવાનનાં કોઇ નામની મા જપી જપીને મણકા ફેરવ્યા કર્યા હોય, તેથી કાંઇ તત્ત્વનું જ્ઞાન અ નિત્ય શાંતિ મળતાં નથી.

જે પ્રાપ્ત કરવું છે તે વસ્તુનું સાચું જ્ઞાન મેળવવું જોઇએ, ક્યાં છે, કેવું છે, એનું વર્ણન સાંભળવું જોઇએ; અને એ વર્ણન સાં ભળવું, તે જ વેદાન્ત શાસ્ત્રમાં શાસ્ત્રશ્રવણ કહેવાય છે.

* * *

પ્રથમ શાસ્ત્રનું શ્રવણ, ત્યાર પછી બુદ્ધિપૂર્વક એનું મનન, અને એવી રીતે સાંભળેલું અને સમજેલું હોય, તે જીવનમાં ઊતારીને અનુ ભવવું એનું નામ નિદિધ્યાસન. આ નિદિધ્યાસન એટલે એકમાં અનેકતા અને અનેકતામાં એકતાના દર્શનરૂપી જ્ઞાનની સમતા; કર્મમાં અકર્મ અને અકર્મમાં કર્મ ઓળખવાની બુદ્ધિની પ્રતિભા. બુદ્ધિની આવી વિશુદ્ધ પ્રજ્ઞા પ્રતિષ્ઠિત કરવા, ભગવાન્ પ્રથમના ૭ અધ્યા યમાં વેદાન્ત સિદ્ધાન્તનું શ્રવણ કરાવી, ધ્યાનયોગ માટે વિષયોમાંથી ઇન્દ્રિયો તથા ચિત્તની અનાત્મવૃત્તિઓને આત્મા તરફ વાળવાનો પ્રત્યાહાર શીખવી, છઠ્ઠા અધ્યાયમાં સમસ્ત વિશ્વની વિસ્મૃતિ કરાવી, શ્લોક ૨૪ થી ૨૭ સુધીમાં વૃત્તિઓનો નિરોધ કરાવી, પ્રત્યક્ તત્ત્વ (-અંતર્યામી )નું દર્શન કરાવે છે. આમાં ચિત્તશુદ્ધિ આવી ગઈ, અને અંતર્મુખવૃત્તિના અંગોપાંગ જેવાં યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ સુધીની ભૂમિકાઓનો પણ સમાવેશ થઇ ગયો.

* * *

પરંતુ માનવજીવનની, એની પ્રકૃતિની, એના પ્રાણની, એનાં દર્શનની બે બાજુઓ છે. ઢાલની બે બાજુ જેવી એની એ બે દશા છે. એક બાજુ સ્વપ્ન, સુષુપ્તિ, અને સમાધિની તુરીય; ત્યારે બીજી બાજુ જાગ્રત. એ બન્ને દશામાંથી શું અજ્ઞાની કે શું જ્ઞાની મુક્ત થઇ શકે એમ નથી. મુક્તિ તો મનોદશાના પરિવર્તનમાં અનુભવવાની છે. દેહાધ્યાસની નિવૃત્તિ કરવાની છે. હું શરીર છું અને એને અંગે લાગતાં જે જે બંધનો છે, તે બધાંમાં વિષાદ કરાવતો જે પંચભૂતનો પ્રતિબંધ છે, એમાંથી છૂટીને મનમાં તૃપ્તિ મેળવવાની છે. મનુષ્યને સૌથી વધારે કષ્ટદાયક દશા હોય તો તે જાગ્રત છે; સુષુપ્તિ સુખમય છે, અને તેથી જ એ અવસ્થાના ભોક્તાનું ઢાંકણ, કે કોષ આનન્દમય કહેવાય છે. એ દશામાં આનંદ કે આનંદ જેવું જ કૈંક અનુભવમાં આવે છે, એટલે એમાંથી મુક્તિ મેળવવાની તો શું, પણ ઊલટું ફરીફરીને જાગ્રત તથા સ્વપ્નથી થાકી-કંટાળીને મનુષ્ય ઊંઘમાં પડીને, બધા દુઃખભારને ઊતારીને, સુખ મેળવવાનો પરિશ્રમ કરે છે. એ સુષુપ્તિમાં મન તથા ઇન્દ્રિયો નથી, તેથી વિષયો અને વિષયભોગ નથી. દ્વૈત પ્રપંચ નથી, એટલે મનુષ્ય આરામ ભોગવે છે.

બીજી દશા સ્વપ્નની છે. એમાં મનુષ્ય પરાધીન છે. જેવા સંસ્કાર તેવાં સ્વપ્ન, અને એ અવસ્થા પણ શરીર તથા મનની દશા ઉપર આધાર રાખે છે; એટલે કે જાગ્રતમાં જે ભોગ ભોગવ્યા, ખાધું, પીધું અને લ્હેર કરી, સુખદુઃખને નોતર્યાં, એના સંસ્કારમાંથી ઉદ્‌ભવતાં રાગ દ્વેષનાં બંધનો બાંધ્યાં, તેનાં પડછાયાં જેવાં સ્વપ્નો મનુષ્ય જાગ્રતિને ભૂલીને ભોગવે છે. જાગીને પાછો સુખદુઃખનાં સ્વપ્નાં ભૂલી જાય છે, અથવા એના ઉપર હર્ષ-શોકનાં ચિંતન કરીને એ સંસ્કાર વિશેષ દૃઢ કરે છે; પરંતુ સ્વપ્ન દશામાં એ પરાધીન હોઈ, જ્યારે સ્વપ્ન ભોગ ભોગવાતા હોય, ત્યારે તે દશામાં એનાં દ્વંદ્વમાંથી એ છૂટી શકતો નથી. એટલે એમાં તો કશો પણ પુરુષાર્થ કરવા એ શક્તિશાળી નથી.

* * *

સુષુપ્તિ અને સ્વપ્નદશાની પરાધીનતા પ્રમાણે જાગ્રત પણ પરાધીન જ છે એવું આપણને સામાન્ય દષ્ટિએ લાગશે. કોઇના પણ જગાડયા વિના સુષુપ્તિ અને સ્વપ્નનો જાણે એની મેળે જ અંત આવતો હોય, તેમ મનુષ્ય પરવશ બનીને એ બન્ને દશામાંથી જાગી ઊઠે છે. ટૂંકામાં એમ કહેવા જેવું છે, કે જ્યારે જાગ્રત વ્યવહારથી થયેલો મનનો થાક સુષુપ્તિ તથા સ્વપ્નમાં ઊતરી જાય છે, ત્યારે બાકી રહેલા જાગ્રતના ભોગ ભોગવવા, પૂર્વવાસના પ્રમાણે મનુષ્ય પાછો જાગી ઊઠે છે અને પૂર્વવત્ વ્યવહાર કરવા માંડે છે. આ જાગ્રતમાં વિષાદ થાય. એનાં બંધનોમાં એને પોતાની-જીવાત્માની સ્વરૂપગત સ્વતંત્રતા નથી મળી શકે એમ એવું ચોકખું એના ચિત્તમાં સાલવા માંડે, ત્યારે એને જાગ્રતનો તિરસ્કાર આવે તે વૈરાગ્ય, એમાં કશું ન રૂચે એ વિષાદ: વ્યવહારમાંથી વેગળા જઇને કોઈ ખૂણે ખાચરે, ગિરિગુફામાં, મનુષ્યજગતથી દૂર, જ્યાં કોઈ ન સતાવે તેમ જઇ બેસવાની વૃત્તિ થાય, એ એનો એકાન્ત પ્રેમ અને ત્યાગવૃત્તિ; અને આમ કશા પણ સમાધાન વિના અજ્ઞાનમાં ને અજ્ઞાનમાં વિશ્વનો વ્યવહાર, જાગ્રતની બધી ગડમથલ, જગતની બધી જંજાળ, બધું દુઃખમય જ લાગે, એવી મનોદશા એ બદ્ધ જીવની વૈરાગ્યસૂચક દશા, એ બંધનમાંથી છુટવાની વૃત્તિ થાય તે મુમુક્ષુતા, એવું કેમ થાય છે? બંધ શું છે? એ ક્યાંથી આવે છે? જગતમાં દુઃખ જ કેમ? જો જગતમાં દુઃખ જ છે એ જગતનું સ્વરૂપ કેવું? આ જગતમાં મને ધકેલનાર કે મોકલનાર કોણ? આ વિશ્વમાં આવી ફસાનાર હું કોણ? જગત મારું કે હું જગતનો? અથવા મારો અને જગતનો રચનાર, અને મને આમાં ફેરવનાર હું કે બીજો કોઈ?- આવા અસખ્ય પ્રશ્નોની તડામાર જ્યારે અંતઃકરણમાં ઊઠવા માંડે, એ તડફડાટમાં કશું પણ ન સૂઝે-એ દશામાં જે શોક, ગ્લાનિ, કે ખેદ જ અનુભવાય, કશું પણ ન કરતાં બેસી રહેવાની જ વૃત્તિ થાય, અને એવા શાંત, મૂક, પત્થર જેવા જ થવાનું મન થાય, એનો વિષાદ

કે વૈરાગ્ય અને એમાંથી હું-જગત-અને એ બન્નેનો રચનાર કે ચલાવનાર જે કોઇ હોય, તેને જાણવાની વૃત્તિ થાય, એ એની જિજ્ઞાસાની પ્રારંભદશા.

* * *

આવી જિજ્ઞાસા થાય ત્યારે અંતઃકરણને એ ધીરે ધીરે તપાસવા માંડે; જગતને ભૂલવાનો યત્ન કરે; જાગ્રતના વ્યવહારમાં મનની વૃત્તિઓને તપાસે, સ્વપ્નની પરાધીનતાને તેમ જ સુષુપ્તિના પરવશ આનંદના રહસ્યને ઓળખવાના પ્રયત્નો કરે, અને છેવટે એ પરિવર્તનશીલ અવસ્થાઓ ભોગવનાર કોણ છે? એ ભોક્તા પ્રતિ મનોવૃત્તિ વાળવાનું કોઇ અનુભવી, તત્ત્વદર્શી પાસે જઇને શીખે, ત્યારે એની એકાન્તિક વૃત્તિઓને અંતર્મુખ વાળીને, જાગ્રત, સ્વપ્ન, અને સુષુપ્તિની પરાધીનતામાંથી, એનાં બંધનમાંથી છોડાવીને, ભોક્તા, ભોગ્ય અને ભોગની ત્રિપુટિની પર જે મૂળ આત્મતત્ત્વ છે, એનું દર્શન કરાવે તે સદ્‌ગુરુ. પણ આ તો ત્રણે અવસ્થાને ભૂલવાનો ક્ષણિક પ્રયત્ન થયો. પહેલાં અજ્ઞાન અવસ્થામાં જે પરાધીન બની સુષુપ્તિ, સ્વપ્ન અને જાગ્રતના અનુભવ ભોગ ભોગવતો હતો અને એ ત્રણે અનુભવો દ્વંદ્વમિશ્ર હતા, તેમાંથી આ એક તુરીય એટલે ચોથી અવસ્થાનો અનુભવ કરતાં શીખ્યો; પણ એ અવસ્થા યે કાંઇ એની નિત્યની નથી. એમાંથી પણ વ્યુત્થાન થાય છે. વળી પાછું આ જાગ્રત જગત્ શરીર છે ત્યાં સુધી વારંવાર આવે જાય છે; એટલે જેવું અંતર્મુખ બની પોતાનું સ્વ-રૂપ જોયું, તેવું એ બધાં દૃશ્ય પ્રપંચનું પણ જ્યાં સુધી સ્વ-રૂપ ન જોવાય, ત્યાં સુધી શાંતિ કેવી?

× . ×

એટલે છઠ્ઠા અધ્યાયમાં કહે છે કેઃ—

**सर्वभूतस्थमात्मानं सर्वभूतानिचात्मनि ।**
**ईक्षतेयोगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥**

અર્થઃ—સર્વત્ર સમ ( વસ્તુ )નું દર્શન કરનાર, ( અંતર્મુખ વૃત્તિદ્વારા ) યોગ કરીને ( તત્ત્વની સાથે ) યુક્ત થયેલો ( જીવ )—આત્મા સર્વ પ્રાણીઓમાં રહેલા ( પોતાના ) આત્માને અને ( પોતાના ) આત્મામાં ( રહેલાં ) સર્વ પ્રાણીઓને જુએ છે.

હવે એ સર્વત્ર આત્મદર્શન કરવા ઇચ્છે છે. જાગ્રતમાં એ બધે આત્મદર્શન કરવા મથે છે. જાગ્રતમાં પ્રથમ ઇંદ્રિયો વડે દર્શન કરતાં પંચ વિષયો આવે છે, પંચતત્ત્વો નજરે પડે છે, એ ઇંદ્રિયોની પાછળ મન કલ્પના અને ભાવના કરે છે, બુદ્ધિ એનો વિચાર કરે છે, અહંકાર હુંપણું રાખીને બધું કર્મ–ધર્મ પ્રમાણે ગોઠવે છે, ચિત્ત એનું ચિંતન કરીને સ્મૃતિભંડારમાં ઠાંસી ઠાંસીને જગતનાં સંસ્કાર રાખી મૂકે છે. આ બધા અનેકત્વમાં એકત્વસ્વરૂપ આત્માને શોધવા જતાં તો એને મન અને ઇંદ્રિયોદ્વારા પ્રત્યક્ષ થતા પંચતત્ત્વના જગત્ અને જગતના વિષયો વિના બીજું કશું દેખાતું નથી. એટલા માટે એ અનેકત્વ કેટલું વિશાલ છે? એની ગણતરી કરતાં મુખ્ય મુખ્ય સંજ્ઞા કેટલી છે? એના સ્વરૂપમાં કેવું અધિષ્ઠાન છે? એનું સ્વ–રૂપ અને મારું સ્વ–રૂપ જુદું છે કે એક છે? આવી રીતે એનું સમાધાન કરવાની વૃત્તિ થાય, એનું જ્ઞાન મેળવવાની ભૂખ ઊઘડે એનું નામ તત્ત્વજિજ્ઞાસા, અને તત્ત્વજિજ્ઞાસાને માટે વિચારશક્તિનો કેમ ઉપયોગ કરવો, ઉહાપોહ કરવાની કુશળતા કેળવવી, વિશ્વની રચનાનું રહસ્ય સમજવાનો પ્રયત્ન કરવો, એવી સાંગોપાંગ વર્ણન કરતી વિદ્યા એ વેદાન્તની પંચીકરણ વિદ્યા.

\+ + +

એ પંચીકરણ વિદ્યામાં બધી રચના તપાસી જોવાની હોય છે. સૃષ્ટિ અને શરીરના અવયવો ઓળખવા પડે છે. આવો જે અભ્યાસ કરવો પડે તેમાં એકત્વનો ભેદ ઉકેલવા જતાં, અત્યાર સુધી એ બધાને અનાત્મ તરીકે—બધાં નામ રૂપને આત્માથી પૃથક્ માનીને જે વ્યવહાર આં કર્યો છે, એ બધાને વીણી વીણીને જૂદાં પાડી, એમાં જ એક

અને અદ્વિતીય આત્માને ઓળખી લેવાનો છે; તેથી અનેકત્વની સમજણ માટે, પંચ વિષયો, પંચ જ્ઞાનેન્દ્રિયો, પંચ કર્મેન્દ્રિયો, પંચ પ્રાણ, અંતઃકરણ ચતુષ્ટય, ચાર અવસ્થા, ચાર શરીર, પંચ કોશ, ચાર અવસ્થાના અભિમાનીઓ, વૃત્તિઓમાં જ્ઞાન અને અજ્ઞાન એ બધાં જે પ્રત્યેક શરીરમાં એક સરખાં છે તેને સમજવાની અને યાદ રાખવાની જરૂર છે: કારણ કે એ યાદ ન રાખીએ, તો એમાંથી જ કોઇને આત્મા માની લેવાની ભૂલ થવાનો સંભવ રહે છે.

× × +

નવા જિજ્ઞાસુને આ વિષય અઘરો લાગે છે; એને એકાન્તની રૂચિ થાય છે, ધ્યાનમાં કોઈ ધ્યેય બાંધીને એમાં મનને ચોંટાડવાનું ગમે છે, પણ "આ વાંચવાની ભાંજગડ કોણ કરે ? આ ભણવાની માથાકૂટ શા માટે કરવી ? બધુ માયા છે એમ સમજવું અથવા બધું ભગવાન્ કે બ્રહ્મ માની લેવું—એટલે જ બસ; " આવી મનોદશા નવા જિજ્ઞાસુની થાય છે: પણ આ એક મહાન્ ભૂલ છે. એ બધું અવશ્ય સમજવું જોઇએ. પછી તે સંસ્કૃત ગ્રન્થો દ્વારા ભણો, પ્રાકૃત ગ્રંથોમાંથી જાણી લ્યો, કે ભણ્યા ન હો તો કોઈ પાસેથી સાંભળીને શીખી લ્યો; પણ એ જાણવું તો અવશ્ય પડશે જ: નહિ તો ઉપર કહ્યું છે તેમ આત્માને બદલે અનાત્મ જંજાળમાં, ભગવાન્‌ના વાસ્તવિક સ્વરૂપને બદલે એમનાં નામરૂપ, ગુણકર્મ, અને લીલામાંજ ફસાઇ પડી, એનાં જ ગુણગાન ગાયા કરશો. ત્રિગુણાત્મક પ્રકૃતિના ભેદાભેદમાં રવડી રખડી, નામરૂપ, ગુણકર્મ, અને ઐશ્વર્યની ઘટમાળમાંજ ફર્યા કરશો. પરમામૃતમાં એ બધી પ્રક્રિયા છે; લઘુ વાસુદેવ મનનમાં પણ છે; પણ એ પ્રક્રિયાઓ વાંચતાં કંટાળશો નહિ; એનો અભ્યાસ કરવાનો છે; વેદાન્તનાં પુસ્તકો આરામ ખુરશી પર પડયાં પડયાં, સંસારના પ્રપંચી વ્યવહારમાંથી અનાયાસે ફુરસદ મળે તો જ વાંચવાનાં કે વાંચી જવાનાં નથી. એ વર્ત્તમાનપત્રો, નવલકથાઓ કે સંસારને સત્ય કરી બતાવનારાં વિષય-

વિવેચનો નથી. પણ જ્ઞાનગંભીર; અસંખ્ય જન્મોની સાથે પણ એનું મૂલ્યાંકન થાય નહિ એવાં અમૂલ્ય છે.

+ * +

આટલું વિચારી જોજો :—

(૧) પ્રાચીન ગ્રન્થો તો અનુભવીઓના જ ઉદ્‌ગાર છે; એમના બ્રહ્માનંદથી ભરપૂર અંતઃકરણમાંથી નીકળેલા આનંદના-આત્માનાં પ્રસાદના સુધાશબ્દો છે. વાર્તાઓ કે નવલકથાઓની પેઠે કલ્પનાનાં ઘોડા કે વિમાન પર ચડેલી, ઊડતી મનોવૃત્તિએ લખેલાં એ ગપ્પ-ગપ્પાં નથી. વાસ્તવિકતાના એ સચોટ નમૂના છે; માટે ધીર, ગંભીર ભાવથી વાંચવા બેસજો.

(૨) ગ્રન્થકારની જ્ઞાનમૂર્તિનું શ્રદ્ધાભક્તિપૂર્વક પ્રથમ અંતઃકરણમાં ધ્યાન ધરજો કે "હે જ્ઞાનમૂર્તિ! આના પઠન-પઠન દ્વારા અમારા અંતઃકરણમા આપના અનુભવનાં અમૃત છાંટો! અમારી મનોવૃત્તિનો વિલાસ દૂર કરો; અમારૂં આવરણ તોડીને ફેંકી દો, અને જીવનમાં જે તત્ત્વામૃત આપે પીધું અને જીરવ્યું છે, એજ અમૃતના અમને અધિકારી બનાવજો."

"આપનો આ ગ્રન્થ તે કાગળ, શાહી, અને વાક્યો નથી; એ તો માનસરોવરનાં મુક્તાકણ છે; અક્ષરે અક્ષરે એમાં આત્મસુધાનાં બિન્દુ ઝરે છે; વાક્યે વાક્યે આપનો પરમહંસ-બોધ અમારા ચિત્તક્ષેત્રમા જ્ઞાનમૌક્તિકના ચોક પૂરે છે. પ્રકરણે પ્રકરણે એના સંપૂટ જામે છે, અને સમસ્ત ગ્રન્થની પારાયણ થતાં, તો જાણે આપ મારા મસ્તક પર આપનો વરદ હસ્ત મૂકીને આશીર્વાદ આપો છો કે—' સાધક, ત્હારી સાધના સફલ હો. "

(૩) એમાં આવેલી અનેકતા ગોખશો નહીં; જ્ઞાનેન્દ્રિય ઈત્યાદિ બધુ વિગતવાર તમારા શરીરમાં જ છે; વાંચતાં વાંચતાં એ બધાંને વિચારથી ઓળખતાં જજો; ભૂગોળનું પુસ્તક હાથમાં હોય, અને

નકશો ભીંત પર લટકતો હોય, ત્યારે પુસ્તકમા કાશી કે હરદ્વાર વાચીને, નકશા ઉપર એને જેમ શોધીને બતાવીએ છીએ, કારણ કે જે પુસ્તકમા હોય તે નકશામા હોવુ જ જોઈએ, (કારણ પૃથ્વીના ચિત્રનેજ પુસ્તકમા ઊતાર્યુ છે ) તેજ પ્રમાણે બધુ પચીકરણ એ આપણા નકશારૂપી શરીરમા છે, જે શરીરમા છે તેજ પુસ્તકમા લખ્યુ છે, તેથી વાચો ત્યારે શરીરરૂપી નકશામા વિચારદ્વારા જોઇ, તથા નિશ્ચય કરીને ઓળખી લેજો, આમ કરશો તો યાદ રહેશે અને વેદાન્તના ગ્રન્થોમા રસ પડશે ગોખવાથી કાર્યસિદ્ધિ થશે નહિ, અને કટાળો વધશે

\+ * +

આટલી સૂચના અત્યારે બસ છે ! ગ્રન્થ વાચતા ગ્રન્થકાર પ્રતિ શ્રદ્ધા, ભક્તિ, અને સત્કાર રહેવા જોઇએ અને ખાસ કરીને આ વાત અમે પ્રાચીન પ્રાસાદિક ગ્રન્થોના વિષે જ કહીએ છીએ એ લક્ષમા રાખજો એની પરીક્ષા કરવાની મહેનત ન કરશો એમા લખેલુ ન સમજાય કે ઊધુ સમજાય, તો એમને દોષ ન દેશો, દોષ આપણી બુદ્ધિમા છે માટે ઊધુ સમજાય છે એમ માનજો અને આમ દોષ દેખાવાનુ સબલ કારણ તો એ છે કે, અત્યારે શ્રવણના કરતા વાચન વધી પડયુ છે

શ્રવણ એટલે ગુરુમુખે કરાતુ શાસ્ત્રાધ્યયન શાળા પાઠશાળાના વિદ્યાર્થીઓનો જેમ અભ્યાસક્રમ નિયત થયેલો હોય છે, અને તે પ્રમાણે શિક્ષકો કે અધ્યાપકો એમને ભણાવે છે, તે પ્રમાણે શાસ્ત્રોમા પણ અભ્યાસક્રમ હોય છે, કોઇ તત્ત્વદર્શીનુ શરણ લ્યો, કોઈ જ્ઞાનીની પાસે જઈને એ કહે તે વાચો, એ ભણાવે તે ભણો, પોતાની અવળી બુદ્ધિથી–સાસારિક રાગદ્વેષવાળી બુદ્ધિથી કશુ પણ ન વાચો, એમની પાસે જાઓ, અને એ ભણાવે તે ક્રમપુરસર વાચો, એટલે શ્રવણના રહસ્ય અને મૂલ્ય સમજાશે

શ્રવણ પદ્ધતિપુરસર થાય, તો મનન પણ યુક્તિપુરસર થાય,

અને એ બન્ને વ્યવસ્થિત હોય તો નિદિધ્યાસનનું ગાડું પણ સીધું ચાલે, નહિ તો એ માર્ગ અસ્ત્રાની ધાર પર ચાલવા જેવો વિકટ છે, એમ ઉપનિષદો કહે છે તે ખોટું નથી.

* * *

વેદાન્ત એટલે જ્ઞાનયોગ, એ જ્ઞાનયોગ તે જ ગીતાનો બુદ્ધિયોગ; જ્ઞાનયજ્ઞ પણ એ જ, અને અંતમાં ભગવાન અર્જુનને પૂછે છે, કે મ્હેં તને તત્ત્વજ્ઞાન શ્રવણ કરાવ્યું તે બરાબર ધારણ કર્યું? એ પ્રમાણે તને સમજાયું? જ્ઞાન થયું? અજ્ઞાનસમ્મોહ ગયો? અને સાંભળ્યું તે બધું એકાગ્રતાથી કે ભટકતે અને વિહ્વલ મને?–આટલા પ્રશ્નો એટલા માટે કરે છે, કે પ્રથમના ૭ અધ્યાયમાં આત્મા અનાત્માનો વિવેક કરાવી, છઠ્ઠા અધ્યાયમાં અનાત્માને વિસારી પાડી, ધ્યાનદ્વારા આત્મદર્શન કરાવ્યું. વચલા ૭ અધ્યાયદ્વારા સમગ્ર વિશ્વમાં એ જ આત્માના ઐશ્વર્યનું દર્શન કરાવ્યું, અને એ આત્મા તથા ઐશ્વર્યવાન્ આત્મા પ્રતિ ભક્તિ ઉપજાવી: કારણ કે ભક્તિ વિના ધ્યેયાકારવૃત્તિ થતી નથી, એકાગ્રતા ટકતી નથી, અને ધારણ કરેલી વસ્તુ હાથમાં આવ્યા છતાં છટકી જાય છે.

પછીના ૭ અધ્યાયમાં જ્ઞાનમાં ઉપયોગી અને જીવન્મુક્ત દશામાં ઉપકારક થાય એવાં પ્રકૃતિનાં બધાં રહસ્યો, યુક્તાહાર વિહારનું સ્પષ્ટીકરણ, બુદ્ધિના, ધૃતિના, તેમ જ તપના ત્રિગુણાત્મક ભેદ, સંસારવૃક્ષની ઉત્પત્તિથી માંડીને જ્ઞાનચક્ષુથી થતા અધ્યાત્મદર્શનની વિવેચના, અને છેવટે સર્વશિરોમણિ અઢારમા અધ્યાયમાં મોક્ષનો યોગ કરાવી, પાર્થને પૂછ્યું કે ત્હારો મોહ નાશ પામ્યો કે નહિ? ઉત્તર મળ્યો, કે મારૂં શ્રવણ–મનન યથાર્થ થયું છે અને આપની કૃપાથી, આપના આત્મપ્રસાદથી હવે હું આપનું વચન પાળીશ અને તે પણ પાળવા સમર્થ થયો છું માટે, નહિ કે વગર સમજ્યે પાળવા મહેનત કરી જોઇશ,

અથવા પળાશે તો ઠીક, નહિ તો વાહવાહ !

*　　　　　　*　　　　　　*

પ્રાચીન ગ્રન્થો પ્રાસાદિક ગ્રન્થો કહેવાય છે; કારણ કે એના પ્રણેતા કલ્પનાસૃષ્ટિના નહિ, પણ વાસ્તવિકતાના અનુભવી હતા, વસ્તુના યથાર્થદર્શી હતા, આત્મા અને પ્રકૃતિનાં રહસ્યોને સમજીને વર્ણન કરનારા હતા, ત્યાગ અથવા વૈરાગ્યની પૃથક્તા એમના જીવનમાં નહોતી, અકર્મ કે નૈષ્કર્મ્યની ધૂંચ એમને ઉકલી ગઇ હતી, ધ્યાન કે જ્ઞાનના ભેદાભેદ એમણે ઓળખ્યા હતા, સંશય વિપર્યયને હતા ન હોતા કરીને આત્મા–પરમાત્મા વચ્ચેના આવરણને એમણે ચીરી–ફાડીને ઉરાડી દીધું હતું. કશીય શંકા એમના અંતરમાં નહોતી, નિઃશંક, નિર્ભય, અને નિરંજન હતા.

એ હતા શુદ્ધ અને શાંત, નિર્મલ અને નિર્વિકારી, પ્રસન્ન અને ગંભીર, અનુભવી અને આત્મદર્શી. એમના ઉદ્‌ગાર સ્વયંભૂ હતા, આત્મપ્રેરિત હતા, તટસ્થ અનુભવના હતા. પ્રકૃતિના ત્રિગુણાત્મક સ્વભાવથી પ્રેરાયેલા, ઘડીમાં આ અને ઘડીમાં તે સુધારો સાચો, એવા એવા ક્ષણભંગુર ભાવનાના કે આવેશના ન હોતા.

માટે જૂના ગ્રન્થોને વાંચો નહિ પણ એનો અભ્યાસ કરો. ગ્રન્થને વાંચી જોવા, ફુરસદે વાંચવા, ગમે ત્યાં બેસીને વખત ગાળવા કે એની પરીક્ષા માટે વાંચવા નહિ, પણ એમાં ગ્રન્થકારના જીવનનો સાર ભર્યો છે તે તમારા જીવનમાં ઉતારવો છે એવી નિષ્ઠાથી ભણો; પ્રમાદ, કે કુતુહલ માટે નહિ, પણ કર્તવ્યનિષ્ઠબુદ્ધિથી, જિજ્ઞાસુવૃત્તિથી, આત્મામૃતના પિપાસુ બનીને વાંચો. એમની કૃપાથી જ અનુભવ થવાનો છે એવાં શ્રદ્ધા ભક્તિથી વાંચો, અવશ્ય એમના આશીર્વાદ તમારા જીવનમાં અમૃતનો વરસાદ વરસાવશે. તમે કૃતાર્થ થશો, કારણ કે એ વાણી કૃતકૃત્ય પુરુષોની છે. તમે ધન્ય બનશો, કારણ કે એમનાં વચનોમાં ધન્ય-

વાદ છે. તમે અમર થશો, કારણ એમનાં વાક્યોમાં અમૃત ભર્યું છે. તમે જ્ઞાનદીપ્તિ પામશો કારણ કે એમનાં ગ્રન્થોમાં પ્રજ્ઞાનની ગાઢ-ગંભીર રશ્મિઓ ઉભરાય છે. ૐ તથાસ્તુ !

*   *   *

પરમાત્મા આપણે સૌને આવા અભ્યાસ કરવાના અધિકારી બનાવે !

  

 





# સુખદુઃખમીમાંસા

લેખકઃ-સ્વા. શ્રી અદ્વૈતાનંદજી



આ સંસારમાં પ્રત્યેક મનુષ્ય સુખ કેવી રીતે મળે, તેમાં દિનપ્રતિ-
દિન વૃદ્ધિ કેવી રીતે થાય, દુઃખની સદતર નિવૃત્તિ કેવી રીતે થાય,
તે માટે સદૈવ પરિશ્રમ કર્યા કરે છે. અનંત નામરૂપમાં વિહાર કરતા
આ વિશ્વ તરફ દૃષ્ટિ કરતાં આપણને સ્પષ્ટ જણાય છે, કે હરેક પ્રાણી
આ જ ઉદ્દેશથી જીવનસંગ્રામમાં પ્રેરાય છે, અને સર્વ પ્રવૃત્તિની
પીઠમાં આ જ ઇચ્છા ગુપ્ત અથવા વ્યક્ત રીતે રહેલી હોય છે. યથાર્થ
સુખ શેમાં છે, કઇ વસ્તુ પ્રાપ્ત કરવાથી નિત્યાનંદ ભોગવી શકાય,
તેનું વાસ્તવિક જ્ઞાન ન હોવાથી, આયુષ્યના દિવસો જેમ તેમ આશામાં
ને આશામાં મનુષ્ય કહાડે છે. આ અનિર્વચનીય ભવચક્ર આ પ્રમાણે
ચાલ્યા જ કરે છે અને ઘણા મનુષ્યો સૂક્ષ્મ વિચારના અભાવથી એવા
નિર્ણય ઉપર આવે છે, કે સંસાર દુઃખમય જ છે.

જન્મતાં વેંત જ પ્રત્યેક બાળક સુખાશાવાદી હોય છે. તેને કેવળ
સુખનાં સ્વપ્નાં જ આવ્યા કરે છે. યુવાવસ્થામાં તે તેથી પણ અધિક
આશાવાદી બને છે અને તે અવસ્થામાં તેને મૃત્યુ, પરાજય, અપમાન
જેવું સંસારમાં છે, તેનો ખ્યાલ સરખો પણ આવતો નથી. વૃદ્ધાવસ્થા
આવતાં જ તેનો જીવનમહેલ જમીનદોસ્ત થયેલો જણાય છે અને છેવટે
નિરાશાવાદી તરીકે દેહત્યાગ કરવાનો સમય આવે છે. કુદરતની લાતો
ખાતાં ખાતાં આશાભગ્ન બની જઇને મનુષ્ય આ સંસારમાં ભટક્યા
કરે છે, અને પરિણામીનિત્ય માયાપ્રવાહમાં તૃણની માફક તણાયા કરે

કે વિરામ, શાંતિ, પરમસુખ શામાં છે, તેનું ભાન સરખું પણ સામાન્યત મનુષ્યને હોતું નથી.

આપણા ઉપર જે આપત્તિઓ આવી પડે છે, તે આપણી પોતાની ઈચ્છાથી જ વહોરી લીધેલી હોય છે. વાસનાઓનું સેવન કરતાં કરતાં એવો સ્વભાવ પડી જાય છે, કે વાસનામય જીવન એ જ જીવન છે, એવું આપણે માની લઈએ છીએ દુઃખ, ઈર્ષ્યા, રાગ, દ્વેષ, અને તજ્જન્ય કલહાદિનો અભ્યાસ પડી જવાથી, તેમાંથી મુક્તિ મળી શકે કે કેમ તે શંકાસ્પદ જણાય છે. " આ વસ્તુ પ્રાપ્ત થવાથી આનંદ થશે, આને કીર્તિ મેળવતા સુખી થઈશું, આ પદવી મેળવીને કૃતકૃત્ય થઈશું " આવી ક્ષુદ્ર વાસનાઓ આપણને પશુતુલ્ય બનાવી દે છે. આપણું સાધારણ જીવન તેલ પીલવાની ઘાણીમાં જોડેલા બળદના જેવું છે. હાર્યો જુગારી બમણું રમે એ પ્રમાણે ગાડાની પેઠે આશાના પ્રવાહમાં ખેંચાયા જ જઈએ છીએ, અને વારંવાર નિરાશાનો અનુભવ કરવા છતાં પણ, આપણા શેખચલ્લીના મનસુબાઓનો આપણે ત્યાગ કરી શકતા નથી. આનું નામ જ " માયા ".

સુખની કલ્પનાનો આધાર મનુષ્યના મનના વિકાસ ઉપર રહેલો છે. પશુવર્ગની સર્વ ઈચ્છાઓનું નિરીક્ષણ કરવામાં આવે, તો તે માત્ર જડ દેહને પોષવાની લાલસાઓ સુધી જ હોય છે, એમ જણાય છે મનુષ્યવર્ગમાં પણ છેક સાધારણ વર્ગ સ્થૂલ દેહપોષક અને રક્ષક વાસનાઓમાં જ રચ્યો પચ્યો રહે છે. આહાર, નિદ્રા, ભય, રતિભોગથી પર તેમની દષ્ટિ જતી નથી. જેમ જેમ બુદ્ધિનો વિકાસ થતો જાય છે ને જીવન વધારે ને વધારે સંસ્કારી થતું જાય છે, તેમ તેમ સુખના આદર્શમાં પણ ફેરફાર થવા માંડે છે. બુદ્ધિશાળી અને શ્રેષ્ઠ મનુષ્યને સાહિત્યમાં, નૃત્ય-સંગીત કે ચિત્રકલાના તરંગોમાં મહાલવામાં આનંદ પડે છે. આ સૂક્ષ્મ ભોગવાસના પણ જ્યારે તૃપ્ત થાય છે ને વિચારમર્યાદા વધારે ગહન ને વિશાળ થાય છે, ત્યારે મનુષ્યને સંયમમાં રસ

નાના સંતત ત્યાગમાં, ઉપાસનામાં, ધ્યાનમાં, નિદિધ્યાસનમાં આનંદ પડે છે.

સામાન્ય રીતે સુખદુઃખના ત્રણ ભેદો પાડવામાં આવે છે; આધિભૌતિક, આધિદૈવિક અને આધ્યાત્મિક. સ્થૂળ પદાર્થોના સંયોગ-વિયોગથી જે સુખદુઃખ ઉત્પન્ન થાય છે, તે આધિભૌતિક કહેવાય છે. દૈવની ઇચ્છાથી જે સુખદુઃખ આવી પડે તે આધિદૈવિક અને બાકીના સર્વને આધ્યાત્મિક એવી સંજ્ઞા આપી શકાય. બીજી રીતે સુખદુઃખના માનસિક અને શારીરિક એવા પણ વિભાગો પાડી શકીએ. આપણને સુખ તથા દુઃખનું જે સંવેદન થાય છે, તે શરીર અથવા તો બીજી રીતે મનનાં કરણોદ્વારા થાય છે, તેથી ત્રિવિધ વર્ગીકરણ કરતાં આ દ્વિવિધ વર્ગીકરણ વધારે સરલ છે.

વાસ્તવિક દૃષ્ટિએ સુખદુઃખની ભાવના મનઃકલ્પિત જ છે. શારીરિક સુખદુઃખનું જ્ઞાન પણ આપણને મનદ્વારા જ થાય છે. નિદ્રાવસ્થામા શરીરસ્થ સુખદુઃખના અનુભવો જણાતા નથી; તેમ જો મનોબળ બરોબર કેળવ્યું હોય તો અત્યંત વ્યાધિગ્રસ્ત સ્થિતિમાં પણ સમત્વ રાખી શકાય છે. એટલે દ્વિવિધ વિભાગ કરતાં પણ સુખદુઃખ કેવળ માનસિક જ છે એમ કહેવું તે વધારે યુક્તિયુક્ત છે. એક જ પદાર્થ આપણને આજ સુખ આપે છે અને બીજે સમયે તે દુઃખદાયક નીવડે છે. શીતળ જળ ઉન્હાળામાં આનંદ આપે છે, અને શિયાળામાં ત્રાસ આપે છે. ક્ષુધાતુર મનુષ્યને અન્ન મળવાથી તૃપ્તિ થાય છે. પેટ ભરેલું હોય તો તે દુઃખ આપે છે. બચપણમાં જે પદાર્થો પ્રિય હોય છે તે પુખ્ત વયે નીરસ થઈ જાય છે. અમુક પદાર્થ કાયમ માટે સુખદુઃખ આપે એવો કાંઈ અચલ નિયમ નથી.

આ જગતમાં હરકોઈ સુખની પાછળ દુઃખ તેની છાયા રૂપે રહેલું જ હોય છે. તેમને છૂટાં કરી શકાતાં જ નથી. કારણ કે તે એક સિક્કાની બે બાજુઓ સમાન છે. જીવનની સાથે જ મૃત્યુ પણ હોય છે.

જ્ઞાનઅજ્ઞાન, સુખદુઃખ, હર્ષશોક, માનઅપમાન, શુભઅશુભ, ઇત્યાદિ દ્વંદ્વો પરસ્પર સંગે જ રહે છે; કારણ કે આપણા અસ્તિત્વનો મૂળ પાયો જ વિરૂદ્ધભાવ છે; તેનું મંડાણ જ વિરોધાભાસ ઉપર રચાયેલું છે, અને તેની વચમાં રહીને જ આપણે સર્વત્ર વિચરવાનું છે. સ સારમાં વસ્તુસ્થિતિ દ્વંદ્વરહિત હોય તે કદાપિ શક્ય જ નથી. આનું કારણ એ જ છે કે તેઓ એક બીજાથી ભિન્ન નથી; પણ એક જ વસ્તુના જુદા જુદા સ્વરૂપો છે. **આ દ્વંદ્વોની અંદર પ્રતીત થતી વિરૂદ્ધતા પ્રકારગત નથી, પણ પ્રમાણગત છે.**

અમત્ય લૌકિક વિષયોમાં પણ જે આપણને ક્ષણિક સુખ મળે છે, તેનુ કારણ ચિત્તની વિષયભોગમાં સ્થિરતા છે. અમુક વાસના ઉત્પન્ન થઈ કે તે ચીજ પ્રાપ્ત કરવાની વૃત્તિ થાય છે. મેળવ્યા પછી ભોગવતા તેમા ચિત્ત એકાગ્ર થાય છે, અને તે સમયે ચિત્તમાં આત્માનુ પ્રતિબિંબ પડવાથી સુખનો અનુભવ થાય છે, પણ મન અને વિષયો બન્ને પરિવર્તનશીલ હોવાથી આ અનુભવ ચિરસ્થાયી રહેતો નથી આ ઉપરથી જ શ્રી મનુ ભગવાને કહ્યું છે કે:-"પદાર્થોના ઉપભોગોથી કામ શાંત થતો નથી, ઉલટો હોમેલા દ્રવ્યોથી અગ્નિ જેમ વધે છે, તેમ ફરીફરીને વધતો જ જાય છે." "ધનનો વરસાદ વરસે, તો પણ કામની તૃપ્તિ થતી જ નથી અને સ્વર્ગનાં સુખ મળે તો પણ કામી પુરુષોને કામવાસનાની તૃપ્તિ સિવાય અન્ય શાંતિ થતી જ નથી." આ પ્રમાણે સુપ્રસિદ્ધ બૌદ્ધ ગ્રંથ "ધમ્મપદ"માં કહેલું છે. વિષયવાસનાની તૃપ્તિમાં નિત્યાનંદની પ્રાપ્તિ ન થવાથી જ પ્રત્યેક મનુષ્યને હમેશા એવો ખ્યાલ રહે છે કે, "હું દુઃખી છું."

આટલા વિવેચન ઉપરથી આપણે એ નિર્ણય ઉપર આવી જઈએ છીએ, કે એકની એક જ વસ્તુ આપણને જુદે જુદે વખતે સુખકર અથવા દુઃખકર જણાય છે, અને સુખદુઃખના આદર્શો ભિન્ન ભિન્ન મનુષ્યોના ભિન્ન ભિન્ન હોય છે. આંતરિક વિકાસથી આ આદર્શોમાં

પરિવર્તન થયા કરે છે. સુખદુઃખની ભાવનાઓ મન કલ્પિત જ છે; તેથી સંસાર સુખમય છે કે દુઃખમય છે, એમ કહેવું ઉચિત નથી. સુખદુઃખનો આધાર મનની સ્થિતિ ઉપર છે; સંસાર ઉપર નહીં. બીજું અનુમાન આપણે એ પણ કરી શકીએ છીએ, કે આપણી સર્વ પ્રવૃત્તિ સુખપ્રાપ્તિના ઉદ્દેશથી પ્રેરાય છે; પણ શ્રેય શું અને પ્રેય શું એની પરીક્ષા કરવામાં ભૂલથાપ થવાથી આપણે પ્રકૃતિના ગુલામ તરીકે દિવસો વ્યતીત કરીએ છીએ.

સુખદુઃખનો આધાર મનની સ્થિતિ ઉપર જ હોવાથી, આપણે હિંમતથી કહી શકીએ, કે સુખી થવું કે દુઃખી થવું, તે આપણા જ હાથમાં છે. દુઃખની વૃત્તિઓનું આપણે વિરોધી વૃત્તિઓથી સુખમા પરિવર્તન કરી શકીએ. આમ કરવામાં અત્યંત સંકલ્પબળની આવશ્યકતા બેશક છે જ. આધિભૌતિક સુખદુઃખનો અનુભવ લેવામાં પણ કેવળ ઇન્દ્રિયો મનની સહાયતા વિના કાંઈ કરી શકતી નથી. ચક્ષુ રૂપ જુએ છે તે મને કરી જુએ છે, ચક્ષુ વડે નહીં. આપણું મન બીજે રોકાએલું હોય તો આપણે ઉઘાડી આંખે પણ કાંઈ જોઇ શકતા નથી; આ અનુભવ તો ઘણાને થાય છે. આધ્યાત્મિક સુખદુઃખ તો કેવળ માનસિક જ છે. આમ હોવાથી મનોનિગ્રહ કરવાથી સુખદુઃખનો નિગ્રહ પણ સંભવે છે. શ્રી મહાભારતમાં જણાવેલું છે, કે દુઃખનું સર્વોત્તમ ઔષધ એ છે, કે તેનું અનુચિંતન ન કરવું. શ્રી પાતંજલ યોગદર્શનમાં પણ પ્રતિપક્ષ ભાવનાથી યોગ વિરોધી વિચારોને નષ્ટ કરવા એમ કહેલું છે. સ્વસ્વરૂપનું ચિંતન કરવાથી, નામસ્મરણથી, ધ્યાનથી, તિતિક્ષાથી અથવા ગમે તે રીતે ઉલટો વિચાર કરવાથી દુઃખની ભાવના નાબુદ થઈ જાય છે. આ પ્રમાણે અભ્યાસથી ચિત્ત સમત્વ પ્રાપ્ત કરે છે અને શારીરિક અથવા માનસિક દુઃખોથી ચલાયમાન થતું નથી.

આ પ્રમાણે સાધના કરવાથી મર્યાદિત સમત્વ પ્રાપ્ત થઇ શકે છે ખરૂં; પણ સુખદુઃખની ભાવનાઓનું મૂળ કારણ શોધી તેને જડ મૂળથી

ઉખેડી નાખવામા ન આવે, ત્યા સુધી પૂર્ણ અને અવિચ્છિન્ન સમ તામા સ્થિતિ શક્ય નથી

આત્મા સચ્ચિદાનંદ સ્વરૂપ છે તેની અદર સુખદુ ખના વિકારો કેવી રીતે અને શા માટે દેખાય છે તે અતિપ્રશ્ન છે આપણી બુદ્ધિની પર છે તાત્ત્વિક દષ્ટિએ આત્મામાં અવિદ્યા ક્યાથી અને કેમ આવી તે અનિર્વચનીય છે તેની જ રીતે ભાવનાત્મક દષ્ટિએ આ સુખદુ ખના અનુભવોનો પ્રશ્ન પણ અવર્ણનીય છે આ બન્ને પ્રશ્નો મૂળમા એક જ છે દષ્ટિભેદથી પૃથક્ પૃથક્ દેખાય છે તાર્કિક દષ્ટિથી જોતા આ પ્રશ્નો જ સ્વવિરોધી ને ભ્રાતિપૂર્વક છે

સર્વ દ્વદ્વોનુ આદિકારણ અવિદ્યા છે અનિત્ય, અપવિત્ર દુ ખ અને અનાત્મામા નિત્ય, પવિત્ર, સુખ અને આત્મબુદ્ધિ તેનુ નામ અવિદ્યા અવિદ્યામાથી અસ્મિતાની, દેહાત્મબુદ્ધિની મર્યાદિત અહતાની ઉત્પત્તિ થાય છે પુરુષ દ્રષ્ટા અને જોવાનુ સાધન બુદ્ધિ, એ બન્નેને એક માની લેવા તેનું નામ અસ્મિતા

આત્મા સ્વરૂપથી શુદ્ધ, નિત્ય, પવિત્ર, અનત અને અમર છે અત કરણનો ઉપયોગ આત્મા જગતને જોવા તથા અનુભવવા કરે છે આત્મા અને તેના સાધનો ભિન્ન છે, છતા એક તરીકે માની લેવાથી દ્વદ્વો દેખાય છે જ્યા સુધી અસ્મિતા રહેવાની, ત્યા સુધી પૂર્ણાનદની પ્રાપ્તિ શક્ય નથી, એ તો નિર્વિવાદ વાત છે

સાંત પદાર્થના વિચારની સાથે જ મનને અનતનો વિચાર કરવાની ફરજ પડે છે એક બાજુનો માનસિક અનુભવ સાચો હોય તો બીજી બાજુનો પણ સાચો માનવો જ જોઇએ બંનેની કિંમત સરખી જ ગણવી જોઇએ કા તો બંનેને માન્ય રાખવા કા તો બંનેને છોડવા જ્યા સુધી પરિમિત અહતાનુ જ્ઞાન છે, ત્યા સુધી અપરિમિત અસ્તિત્વની ભાવના પણ રહેવાની જ, અને તેને જાણવાની જિજ્ઞાસા પણ રહેવાની જ જિજ્ઞાસાની તૃપ્તિ ન થાય, ત્યા સુધી અશાંતિ પણ રહેવાની જ

એથી જ સર્વ ધર્મોપદેશકો સર્વ પ્રકારના દુઃખમાંથી છૂટવાનો એક જ ઉપાય બતાવે છે અને તે આત્મજ્ઞાન છે. આ ધ્યેયની પ્રાપ્તિ માટે વિવેકની, વૈરાગ્યની, અહંતા ને મમતાના ત્યાગની અનિવાર્ય આવશ્યકતા છે.

આત્મા અવિનાશી અને શુદ્ધ છે, અને સ્થૂલ, સૂક્ષ્મ ને કારણ શરીરથી માંડીને વિશ્વના સર્વ વિષયો દૃષ્ટ યા અદૃષ્ટ, પરાધીન ને પરિવર્તનશીલ છે. એવો અડગ નિશ્ચય તેનું નામ વિવેક.

વૈરાગ્યનો અર્થ ખરોબર સમજવાની અત્યંત આવશ્યકતા છે. વૈરાગ્ય એટલે આત્મહત્યા કરવી, પોતાની જાતને સુકવી નાંખવી, બાહ્ય જીવનમાં પશુ તરીકે રહેવું, સ્વધર્માનુસાર પ્રાપ્ત થયેલાં કર્મનો ત્યાગ કરવો એમ નથી; પણ જગતમાં સર્વત્ર બ્રહ્મ દર્શન કરવું, પ્રવૃત્તિમાં નિવૃત્તિમય થઈને રહેવું, જગતના પ્રકૃત સ્વરૂપને ઓળખવું, વાસ્તવમાં આત્મા સિવાય કાંઈ જ નથી એવો સતત અનુભવ કરવો, પદાર્થ માત્રને પ્રભુથી આચ્છાદિત કરવા, આપણા મનકલ્પિત જગતને ત્યજવું, સ્ત્રી, પુત્ર, સગાંવહાલાં અને સર્વ પ્રાણીઓમાં એક જ પ્રભુ વિરાજમાન છે, એ ભાવના દૃઢ કરવી, જીવનમાં, મૃત્યુમાં, સુખમાં, દુઃખમાં પ્રભુ એક સરખી રીતે અસ્ખલિત ભાવે વિલસી રહ્યો છે. આપણી કલ્પના અજ્ઞાનજન્ય છે, આવી રીતે સર્વત્ર આત્મદર્શન કરીને જીવન અને તેનાં દુઃખોનું નિવારણ કરવાની સર્વ ધર્મોની સલાહ છે.

શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણની પરિભાષામાં સંસારમાં "મહાકર્તા, મહાત્યાગી, મહાભોક્તા" તરીકે રહેવાથી જ સમગ્ર દુઃખની આત્યંતિક નિવૃત્તિ ને પરમાનંદની પ્રાપ્તિ થાય છે.

મનનશીલ, યોગનિષ્ઠ, અહંકારરહિત, રાગદ્વેષ વગરના થઈ,

સર્વ ઉદ્વેગનો ત્યાગ કરી, સર્વ કર્મ સ્વધર્માનુસાર કરવા, સર્વમા આસક્તિરહિત થઇને કર્તૃત્વભાવનાનો ત્યાગ કરીને, સાક્ષીની પેઠે રહેવુ શોક અને હર્ષને મનમાં પ્રવેશ કરવા દેવો નહી, નિરંકાર સન્માત્ર આત્મદર્શનથી મનને શાત રાખવુ, બાહ્ય કર્મથી શુભ યા અશુભ ફળ થાય તો પણ સમતાનો ત્યાગ ન થવા દેવો, આ પ્રમાણે વર્તન કરનાર " મહાકર્ત્તા " કહેવાય છે

જે જે પદાર્થો પ્રારબ્ધથી પ્રાપ્ત થાય, તેને સ્વધર્માનુસાર ભોગવવા તેમા દ્વેષ અથવા ઈચ્છા કરવી નહી, ઇન્દ્રિયો વડે વિષયોને ગ્રહણ કરવા છતા અસગ, અદ્વૈત, આત્મામા નિષ્ઠા રાખી કર્મ કરવુ. સઘળા લોકવ્યવહારને અનિચ્છાથી સાક્ષીની પેઠે જોવો, સુખદુ ખ, માનઅપમાન, જયપરાજય વિષે પણ બુદ્ધિમા વિક્ષેપ ઉત્પન્ન થવા દેવો નહી જન્મ, મૃત્યુ, સપત્તિ, આપત્તિ, સમૃદ્ધિ, દારિદ્ય, સર્વમા બ્રહ્મદષ્ટિ રાખીને એકસરખો આનદ અનુભવવો સરસ નીરસ, સુખકર ને દુ ખકર પદાર્થોમા સમાનવૃત્તિ રાખવી આ સ્થિતિવાળો મનુષ્ય " મહાભોક્તા " કહેવાય છે.

આત્મા પરમાનદ, પૂર્ણ તથા અદ્વિતીય છે એ ભાવના દૃઢ કરવી તેનો અનુભવ કરવો, તેમા સતત્ સ્થિતિ રાખવી, ધર્મ, અધર્મ, સુખ, દુ ખ, જન્મ, મરણ અહતા, મમતા, સઘળાને મિથ્યા બુદ્ધિથી ત્યજવા, સર્વ શકાઓ સર્વ વાસનાઓ, સકલ્પોને ત્યજવા, દેહ, મન, બુદ્ધિ, ઇન્દ્રિયોની સત્તાથી પર જઈ તેમાથી ઉત્પન્ન થતા દ્વદ્વોનો ત્યાગ કરવો, સર્વ દશ્ય કલ્પનાનો બાહ્ય દષ્ટિથી ત્યાગ કરવો, જેને એ નિશ્ચય છે કે, " મને દેહ નથી, જન્મ નથી, મરણ નથી, હુ તો સચ્ચિદાનદ સ્વરૂપ જ છુ, " તે " મહાત્યાગી " છે

આ પ્રમાણે સ્વસ્વરૂપમા સ્થિત થઈ, નિષ્કામપણાને પ્રાપ્ત થઈ, મનથી, વાણીથી, શરીરથી સર્વ કર્મ કરવા છતા પણ સુખદુ ખના દ્વદ્વની પર થવાય છે

જગત સુખમય નથી તેમ દુ:ખમય પણ નથી. આપણી માનસિક અવસ્થા તેને સુખમય કે દુ:ખમય બનાવે છે. અભેદવાદ જગતને દુ:ખમય માનતો નથી. જગત તો આત્માનો વિવર્ત છે, તેથી આનંદમય જ છે. વિવર્તને પામતાં નામ રૂપાત્મક પદાર્થોમાં સત્યતાનો ખ્યાલ આવતાં વેંત જ વાસના અને આસક્તિ ઉદ્દભવે છે ને દુ:ખ ઉત્પન્ન કરે છે. જ્ઞાનદ્વારા એકાકાર અભેદ અનુભવવામાં જ કૃતકૃત્યતા છે.

પાશ્ચાત્ય દુ:ખવાદ તો નિવૃત્તિમાર્ગ છે; તેનું પર્યવસાન આત્મહત્યા કરી, સંસારમાંથી ક્યારે નીકળી જવાય તે સાધવા ઉપર છે; પણ અદ્વૈતમાર્ગ સર્વપ્રવૃત્તિમાં સ્વરૂપાનુસંધાન પામી, દ્રષ્ટા રૂપે અભેદમયતામાં વિહરવા ઉપર ભાર મૂકે છે. એકને ઉદાસીનતા, નિગ્રહ જ ગ્રાહ્ય છે. બીજાને જ્ઞાનયોગજન્ય આનંદ ગ્રાહ્ય છે. અહંતાને પ્રાધાન્ય આપવામાં જ સર્વ દુ:ખની ઉત્પત્તિ છે એવો અભેદવાદનો અચળ સિદ્ધાંત છે.

**શ્રી મનુ ભગવાને** પણ કહ્યું છે કે:–" જે પરવશ તે દુ:ખ અને આત્મવશ તે સુખ, એ સંક્ષેપમાં દુ:ખનું લક્ષણ જાણવું.

( અહીં સચ્ચિદાનંદ સ્વરૂપ આત્મા, મન, બુદ્ધિ, શરીર, અહંતા તથા બાહ્ય દૃષ્ટ અને અદૃષ્ટ વિષયોને અધીન થાય, ત્યારે જ દુ:ખનો અનુભવ થાય છે એ અર્થ લેવાનો છે. " હું નામ રૂપાત્મક પદાર્થોથી નિર્લેપ છું, " એવું અભિજ્ઞાન થતાંની સાથે જ સર્વ દુ:ખોની આત્યંતિક નિવૃત્તિ થાય છે. )

卐

# ભક્તિમીમાંસા

## સામાન્ય ચેતન અને વિશેષ ચેતન

( ગતાંકથી ચાલુ )

લેખક :—સ્વા. શ્રી. માધવતીર્થજી



વેદાન્તમા એમ માનેલું છે કે સામાન્ય ચેતન અજ્ઞાનનું વિરોધી નથી, પણ અજ્ઞાનનુ સાધક અથવા મદદગાર છે; પણ જે ચેતન વૃત્તિમાં આરૂઢ થાય છે તે, અથવા ચેતનયુક્ત વૃત્તિ એ અજ્ઞાનની વિરોધી છે, જેને વિશેષ ચેતન કહે છે. ભક્તિમાર્ગમાં પણ એમ માનેલું છે કે દ્રવીભૂત અંતઃકરણની ભગવદાકાર વૃત્તિ થાય, ત્યારે જ ભગવાનનો અનુગ્રહ થાય છે. જેમ અજ્ઞાન દૂર કરવા માટે અજ્ઞાનને બાધ કરે તેવા જ્ઞાનની જરૂર છે, તેવી જ રીતે વિષયાકાર વૃત્તિને બાધ કરે તેવી ભગવદાકારવૃત્તિ ઉત્પન્ન થાય, ત્યારે ભગવદ્ તત્ત્વનો અનુભવ થાય છે. તેને વિશેષ ચેતન કહે છે.

જેમ આત્મજ્ઞાન અથવા અદ્વૈતજ્ઞાન એ એકતા કરનાર તત્ત્વ છે, તેમ ખરો પ્રેમ પણ એકતા કરનાર તત્ત્વ છે. માણસના જીવનમાં પ્રેમ અને મૃત્યુ એ બે તત્ત્વનું રહસ્ય સમજવું ઘણું મુશ્કેલ છે. પ્રેમ એકતા કરે છે અને મૃત્યુ વિયોગ કરે છે, તેથી માણસને પ્રેમ ગમે છે, અને મૃત્યુ ગમતું નથી. મૃત્યુ નથી ગમતું છતાં દેહભાવે મૃત્યુ આવે છે, અને તે માણસના માનેલ પ્રેમમાં ભંગ પાડે છે. એજ પ્રેમ જો આત્મામાં વ્યાપેલો હોય તો મૃત્યુ તેમાં વિયોગ કરી શકતું નથી. એવા ... ને ભક્તિ કહે છે.

ભક્તિમાર્ગમા મુખ્ય સાધન ત્ર્ણાગતિ છે ત્રા ણભાવથી જીવનુ અહંપણ દૂર થાય છે અને તેની વૃત્તિ ભગવ કારે થાય છે મઇ ભક્ત એમ પણ કહે છે કે " શન્ણ કેમ ગ્હેવુ એની મને ખબર નથી, તેથી શરણ કમ ગ્હેવું એ કામ પણ ભગવાન કરી આપશે " એવી ભાવનામા કાઈક પ્રમા જણાઈ આવે છે સાધન દશામા જે વૃત્તિઓ વિષયાકાર થતી હાય તેને વાળીને પરમાર્થમા લગાવવાનુ કામ ભગવાન કરી આપશે નહિ જ્યાસુધી વિષયો ગમે છે, ત્યા સુધી ભગવાન વચ્ચે પડતા નથી વિષયામા વૈરાગ્ય આવ્યા પછી પણ ભગવાન વિષયો આપીને પાછી પરીક્ષા કરે છે તેથી જીવ ગમે તેમ વર્તે અને તે એમ માને કે મારૂ બધુ સાધન ભગવાન કરી આપશે, એ ભાવ સાચા ભક્તને માટે યોગ્ય નથી સાસરામા ગયેલી નવી વ ગમે તેમ વર્તે અને તે એવી આશા રાખે કે, સાસનના બધા માણસો તેના ઉપર પ્રેમ કરવો જોઇએ તો તે દશા ખોટી છે તેણે સાસરાના ઘરના કાયદા પાળવા જોઈએ, તેની જ રીતે ભગવાને જે પ્રમાણે વર્તવાનુ શાસ્ત્રોમા કહેલુ છે, તે પ્રમાણે વર્તન રાખવાથી ભગવાન આપણા થાય છે, પણ એનો અર્થ એમ નથી, કે ભગવાનને જીવના કર્મની જરૂર છે, પણ જે જે ભાવ જીવ ભગવાનને અર્પણ કર છે તે તેને પાછો મળે છે, પણ અર્પણ થવાનો ભાવ પણ ભગવાન કરી આપશે એવી ભાવનામા ભૂલ થાય છે. અર્પણતાની છેલ્લી ગૂચ પોતાને કેમ અર્પણ કરવો તેમા રહેલી છે. તેમા ભાવના ઉપર બધો આધાર છે કેવા ભાવથી કયુ કર્મ થાય છે, કોની સત્તાથી થાય છે, તેનુ સ્મરણ કેટલી વાર રહે છે, એ બાબત બરાબર સમજાશે, તો જ અર્પણતાનુ સ્વરૂપ સમજી શકાશે જેના છીએ તેના થઈને રહીએ, અને સતત એવો ભાવ રહે તો અનુગ્રહ તરત મળે છે આવો ભાવ દૃઢ કરવામા મુશ્કેલીઓ આવે છે, પણ ખરા ભક્તો તેમા નિરાશ થતા નથી

એક વખત એક રાજાની સ્વારી બજારમાથી નીકળી તે જોઇ

માટે રસ્તા ઉપર કોઈ ગરીબ માણસનો છોકરો તેની મા સાથે ઊભો હતો. સ્વારી નીકળી ત્યારે તે છોકરાએ તેની માને કહ્યું કે "મારે રાજા સાથે વાતચીત કરવી છે." માએ કહ્યું "આપણે બહુ ગરીબ છીએ, તેથી રાજા આપણી સાથે વાત કરે નહિ."

ઘેર જઇ તે છોકરાએ રાજાની સાથે વાત કરવા માટે તેની મા પાસે બહુ હઠ લીધી. તેની મા બુદ્ધિશાળી હતી. તેણે તેના દિકરાને એક ઉપાય બતાવ્યો. માએ કહ્યુ "હાલ રાજમહેલના દરવાજા આગળ રાજાનુ એક નવુ મકાન બધાય છે, ત્યા જઈ મજુરી કર, પણ મજુરીના બદલામા તારે કાઇ લેવુ નહિ." છોકરાએ તે પ્રમાણે કર્યું. સાજે જ્યારે બધા મજુરો મજુરી લેતા હતા, ત્યારે ત્યાના કંટ્રાક્ટરે તે છોકરાને મજુરી આપવા માડી, પણ તેણે લીધી નહિ. એ પ્રમાણે બે ત્રણ દિવસ ગયા એટલે કંટ્રાક્ટરે પૂછ્યુ કે, "તુ કેમ મજુરી લેતો નથી?" ત્યારે તેણે જવાબ આપ્યો કે "મારી માએ મજુરી લેવાની ના પાડી છે" એ પ્રમાણે ઘણા દિવસ બનવાથી રાજાની તીજોરીમા તે છોકરાની મજુરીના પૈસા ભેગા થવા લાગ્યા, અને તીજોરીના અમલદારે તે વાત રાજાને કાને નાખી. રાજાએ વિચાર કર્યો કે આવો પ્રમાણિક મજુર કોણ છે તેની તપાસ કરવી જોઈએ. તેણે છોકરાને બોલાવ્યો અને પૂછ્યુ કે 'તુ મજુરી કમ લેતો નથી?" છોકરાએ જવાબ આપ્યો કે "મારી માએ મજુરી લેવાની ના પાડી છે" આ ઉપરથી રાજાનો પ્રેમ તે છોકરા ઉપર વધ્યો અને તેનો પગાર વધારી તેને પોતાની સેવામા રાખ્યો. હવે તો તે રાજા કામ પ્રસગે તેની સાથે ખૂબ વાતો કરવા લાગ્યો, અને તે છોકરો પણ ઘેર જઇ તેની માને કહેતો કે 'મા, હવે તો રાજા મારી સાથે ઘણી વાતો કરે છે." તેની માએ કહ્યુ "એ ખરૂં છે પણ તારે પગાર લેવો નહિ"

જ્યારે મહિનો પૂરો થયો અને રાજાએ તે છોકરાને પગાર આપવા માડ્યો, ત્યારે તેણે પગાર લીધો નહિ અને રાજાએ પૂછ્યુ ત્યારે જવાબ

આપ્યો કે "માની માએ પગાર લેવાની ના પાડી છે." થોડા દિવસ પછી રાજાએ રાણીને વાત કરી કે એક બહુ સારો નોકર મળ્યો છે, તમારે અંતઃપુરમાં સેવા માટે રાખવો હોય તો બરાબર કામ કરે તેવો છે. તે ઉપરથી રાણીની મરજીથી તેનો પગાર વધારી તેને અંતઃપુરના કામમાં રાખ્યો. ત્યાં પણ તેણે પગાર લીધો નહિ, પણ પોતાના કામથી રાણીને બરાબર સંતોષ આપ્યો. આ ઉપરથી રાણીની પ્રીતિ તેના ઉપર બહુ વધી અને તેને સંતાન ન હોવાથી તેને દત્તક લેવા માટે રાજા પાસે રાણીએ વાત કરી. રાજાને પણ તે વાત ગમી અને થોડા દિવસમાં તે છોકરો રાજકુંવર તરીકે, એટલે ગાદીના વારસ તરીકે જાહેર થયો. અને ગામમાં સ્વારી નીકળી તેમાં રાજા તે રાજકુંવરને સાથે લઇને નિકળ્યા. તે સ્વારી જોવા તે છોકરાની મા રસ્તા ઉપર ઉભી હતી. રાજકુંવરે રાજાને કહ્યું કે "આહીં સ્વારી ઉભી રાખો, મારે માની માને પગે લાગવું છે, તેના ઉપદેશથી મને આ પદવી મળી છે." સ્વારી ઉભી રહી, તે રાજકુંવર માને પગે લાગ્યો; રાજાએ પણ તેના ભાવની કિંમત કરી, તેની માની બુદ્ધિની પરીક્ષા થઇ ગઈ અને તેની માને પણ સારો પોશાક પહેરાવી રાજમાતા તરીકે રાજમહેલમાં રહેવા લઈ ગયા. સિદ્ધાન્તમાં, જેઓ નિઃસ્વાર્થ બુદ્ધિથી કામ કરે છે, તેઓને ભગવાનનો અનુગ્રહ તરત મળે છે. ભગવાન સાથે વાતો કરવાનો પણ એ જ રસ્તો છે. અંતઃકરણની પૂરી શુદ્ધિ થયા વગર નવું સુખ, આત્માનું સુખ મળતું નથી, અને તેની શુદ્ધિ માટે–જુની ટેવો સુધારવા માટે–જે અગવડો સહન કરવાની જરૂર લાગે તે સહન કરવા તૈયાર થવું જોઈએ. કોઈ વખત પહેલાં નહિ અનુભવ કરેલ એવો નવો અનુભવ લેવાનો છે, ન જોયેલ જીવન જોવાનું છે, તેથી સામાન્ય લોકોના જીવનથી જુદા પ્રકારનું જીવન જરૂર કરવું પડશે. દરેક ભક્તે એવું કરેલું છે અને તે માટે જે જે સહન કરવું પડે, તે સહન કરવાની તૈયારી રાખવી જોઇએ

ભક્તિ એ બે દિવસનો ધર્મ નથી પણ એ તો આશ્રમનો ધર્મ છે તેથી જીવનના દરેક કામમા ભગવદ્ભાવ ઓતપ્રોત થઈ જવો જોઈએ ભક્તિ એટલે પ્રેમ અને પ્રેમ એટલે એકતા અર્થાત્ ભગવાન સાથે, જગત સાથે, બધા સાથે જે માણસ આપણા સ્વભાવને ગમતા ન હોય તેની સાથે પણ એકતા કરવાની છે ખરી રીતે બીજા નથી, પણ સામે જે બીજા દેખાય છે, તે પણ પોતાનુ જ સ્વરૂપ છે તેથી પોતાના છે તેની સાથે એકતા કરવાની છે

તેથી ભગવાનનો માર્ગ વ્યાવહારિક માણસોને સમજવો મુશ્કેલ પડે છે મહાત્માઓ પ્રેમનો માર્ગ, ભક્તિનો માર્ગ બતાવે છે અને સમાજ તે માર્ગ બગાડી નાખે છે જીવન સુધારવાના તત્વો બતાવવાનુ કામ મહાત્મા કરે છે અને તે ઉપદેશને બગાડી નાખવો એ કામ સમાજ કરે છે જ્યારે ગીતાની શરૂઆતમા અર્જુને ભગવાનને પૂછ્યુ કે 'આ લડાઈથી કુલધર્મ નાશ પામશે તે માટે શુ કરવુ ?' તેનો જવાબ ભગવાને આપેલો નથી કારણ કે સમાજના ઘણા માણસો અજ્ઞાની હોવાથી ઉચા ધર્મ પ્રમાણે વર્તી શકતા નથી તેથી સમાજ સુધરતી નથી પણ વ્યક્તિઓ સુધરે છે ગીતામા ભગવાને કહેલ છે કે 'હજારો મનુષ્યમા કોઈક જ આ માર્ગે પડે છે અને તેમા કોઈક જ મને બરાબર ઓળખી શકે છે " જેને આ માર્ગનો પરિચય સારા ગુરુદ્વારા થયો હોય તે જ ભાગ્યશાળી છે બાકી પૈસો મળ્યો કે સસાર ના સુખ મળ્યા, પણ માથે મરણની બીક રહી ગઈ તો તેને શાસ્ત્રોમા ભાગ્યશાળી માનેલા નથી

તેથી ભક્તિમાર્ગની સૂક્ષ્મ ગતિ જાણનાર તે માર્ગમા ચાલી શકે છે માછલી પાણીના પ્રવાહમા સામે ચાલી શકે છે, કારણ કે તે પાણીની સૂક્ષ્મ ગતિ જાણે છે પણ હાથી તેમા ડૂબી જાય છે

સામાન્ય માણસો જેને સુખ માને છે તે સાચુ સુખ નથી, જેને દુ:ખ માને છે તે સાચુ દુ:ખ નથી એ બાબત સમજવા માટે ઘણા

સત્સંગની જરૂર છે.

હાલના માણસો સંચાઓના સંગથી સંચા જેવા થઇ ગયા છે. સંચાની શોધથી ગરીબાઈ વધી છે અને એક માણસ બીજા માણસને સહેલાઇથી મારી શકે છે. હાલની ચાલુ લડાઈમાં હવાઈ વિમાનો, મોટરની રેંકડો વિગેરે વપરાય છે અને તેને માટે તેલ જોઈએ, તેથી જે દેશમા તેલ ઘણું છે, ત્યાં લડાઈનું જોર રહે છે. એ તેલ લઇ જવા માટે હનુમાનજીના પૂછડા જેવા લાંબા નળ ગોઠવવામા આવે છે; પણ એ તેલના ઉપયોગથી સોનાની લંકાઓ બળવા લાગી છે.

પશ્ચિમના સુધારાના દુખ ઉપર શોક કરવા કરતા, તેમના સુખ માટે વધારે શોક કરવા જેવું છે ત્યા સુધી તેમને સાચું સુખ બનાવનાર નહિ મળે, ત્યા સુધી રાગદ્વેષ રહેવાના અને લડાઇના બીજ પણ રહેવાનાં.

તેથી ભક્તિનો માર્ગ સાત્ત્વિક માણસો જ ગ્રહણ કરી શકે છે. વ્યસનીના સંગથી વ્યસન વધે છે, કામીના સંગથી કામ વધે છે, લોભીના સંગથી લોભ વધે છે. તેમ સત્સંગ ખૂબ હોય તોજ ભક્તિના સુખનો અનુભવ થઇ શકે. તે માટે ભગવદાકાર વૃત્તિ થવી જોઈએ, અને તે માટે શરણભાવ જોઈએ.

શરણભાવમાં જીવ પોતે કાંઈ વધારે કરતો નથી. જેણે પોતાને ઉત્પન્ન કર્યો, જેની સત્તાથી આખું જગત ચાલે છે, તેને શરણ રહેવું, એ દરેક જીવનું મુખ્ય કર્તવ્ય છે. જો શરણ ન રહે તો દોષ લાગે છે. ખરી શરણાગતિથી જીવમાં અશાંતિ દૂર થાય છે, આનંદ આપે છે અને વિશેષ ચૈતન્યનો અનુભવ થાય છે.

સંચામાં સુધારો એ જીવનનો સુધારો નથી. તેથી આર્યોની વિદ્યાકળામાં એવા સુધાર તરફ લક્ષ આપેલ નથી પાર્લામેન્ટના સુધાર એ પણ સંચાના સુધાર જેવા છે. જે સુધારા કરનારમાં અંદરમાં પ્રેમ નથી, એ સુધાર સંચાના સુધારા જેવા છે. ખરા પ્રેમવાળા રાજાને કોઈ

# ઉપનિષદનો ઉપદેશ

(ગતાંકથી ચાલુ)

લેખક–શ્રી. નાનાલાલ દેવશંકર વૈદ્ય



અત્યારે આપણે જે જે કર્મો કરીએ છીએ, તે ભવિષ્યમા એનાં ફળ ઉત્પન્ન કરશે જ; એ કર્મોના સસ્કાર આપણા ચિત્ત ઉપર પડશે જ: માટે આપણે આપણી કામનાઓ, ઇચ્છાઓ, ભાવનાઓ, સંકલ્પો તથા વિચારો ઉચ્ચ, વિશુદ્ધ અને પવિત્ર જ રાખવા, કે જેથી આપણા કર્મો પણ પવિત્ર અને મગળકારક થાય, અને તેના પરિણામે આપણે ઉચ્ચ સ્થિતિમા મૂકાઇએ દુનિયાદારીના સુખો અને મ્હોટાઇ મેળવવા માટે કાળા ધોળા કે સાચા ખોટા કરવા તે શા માટે ?

જીવન તો અલ્પ જ છે ધાન્ય જેમ ઊગે છે પાકે છે અને લણાય છે, તેમ મનુષ્ય પણ જન્મે છે, વધે છે અને મરે છે. ઘણાએ આવ્યા, વધ્યા અને ચાલ્યા ગયા અને ચાલ્યા જશે. પુત્ર, પૌત્ર, હાથી, ઘોડા, રથ, ખજાના, મહેલો, સ્ત્રીઓ, સામ્રાજ્ય, પદવી, લાબુ આયુષ્ય, આવા આવા અનેક જે સુખના સાધનો મનાય છે, તે સુખ અને તે સાધનો ક્ષણિક છે—અસ્થિર છે, વિકારી અને દુ:ખપરિણામી છે. એ મળવાથી માનવહૃદયને શાન્તિસુખ મળતુ નથી. તેને અભાવક્ષોભ રહ્યા જ કરે છે અતૃપ્તિ અને અધુરાશ જણાયા જ કરે છે ઇન્દ્રિયોની શક્તિ પણ મર્યાદિત છે. તે હમેશા એવી ને એવી ટકી નથી રહેતી તે ઘસાતી જાય છે. વિષયભોગો ઇન્દ્રિયોના તેજ અને ઓજસ્‌નો ક્ષય કરે છે અને ખરા પુરુષાર્થથી દૂર રખાવે છે આવી સ્થિતિ છે, એટલે મનુષ્યે નીતિ અને ધર્મપરાયણ જીવન ગાળવું, દેવ પિતૃ કાર્યો શ્રદ્ધાથી

કરવાં, દાનદયાનાં સત્કાર્યો કરવાં, શિષ્ટ પુરુષોના આચારને અનુસરવું, કલ્યાણકારક અને ઉન્નતિકારક કર્તવ્યોમાં પ્રમાદ કરવો નહિ, ઇત્યાદિ ઉત્તમ પ્રકારની શિક્ષા ઉપનિષદોમાં આપવામાં આવી છે.

ઉપનિષદના ઉપદેશનો એકંદર ઝોક વિદ્વત્તા, પાંડિત્ય, તર્કકૌશલ કે બાહ્યવેષ ઉપર નથી, પરંતુ હૃદયશુદ્ધિ, વિચારશુદ્ધિ, આચારશુદ્ધિ અને આહારશુદ્ધિ ઉપર છે, કે જેથી જ મનુષ્યજીવન પવિત્ર અને સાર્થક બને છે. વેદાન્ત ગ્રંથોની પ્રક્રિયાઓના મુખપાઠ કરવા, બુદ્ધિને તેવી વિગતોથી ઠસોઠસ ભરી દેવી કે શબ્દપાંડિત્ય મેળવવું, એમ ઉપનિષદો જણાવતાં નથી. મેધા, પાંડિત્ય, વક્તૃત્વ, તર્કકુશળતા, બહુશ્રુતપણું, જ્ઞાનરહિત તપ, જ્ઞાનહીન સંન્યાસ, વગેરે બુદ્ધિના ચમત્કારો અને બાહ્યવેષ કરતાં દેહરથની દૃઢતા, ઇન્દ્રિયોની પવિત્રતા અને સંયમ, મનોનિગ્રહ, બુદ્ધિની પ્રસન્નતા, સ્વચ્છતા અને હૃદયની શાન્તિ, તથા એ બધાંની એકત્ર અસરથી જામતાં અધ્યાત્મબળ તથા ચારિત્રબળ, એ બધાંને તેઓ વખાણે છે અને ઉપદેશે છે. વિષ્ણુના પરમપદને પહોંચાડવામાં ખરાં સહાયક એ થાય છે. દુરાચાર તથા તેનાં કારણરૂપ મનબુદ્ધિની ઉચ્છૃંખલતા, સ્વચ્છંદતા, અશાન્તિ, જે પુરુષમાં હોય તે છએ શાસ્ત્રોમાં પારંગત હોય, તો પણ એ વિષ્ણુનાં પરમપદને પામી શકતો નથી. ઉપનિષદોનો આ સહેલામાં સહેલો અને સાદામાં સાદો, સર્વેનો ઉપયોગી તેમજ બધા ધર્મ, પંથ, વાડા, સંપ્રદાયથી અવિરુદ્ધ એવો ઉપયોગી ઉપદેશ છે.

ઉપનિષદમાં પ્રતિપાદન કરવામાં આવેલી બ્રહ્મવિદ્યાની ઇમારત ખડી કરવા માટે, તપ, દમ અને કર્મ એ ત્રણે યોગ્ય રીતિએ પ્રથમ સિદ્ધ થવાં જોઇએ. સુખદુઃખને સમાધાનવૃત્તિથી સહન કરવાનું સામર્થ્ય હોય, મન અને ઇન્દ્રિયો સર્વથા સ્વાધીન હોય અને ઉપાસના સાથે નિત્ય નૈમિત્તિક કર્મો નિષ્કામ અને નિરભિમાન બુદ્ધિથી થતાં હોય, તો જ બ્રહ્મવિદ્યાની ઇમારત ચણી શકાય છે; અન્યથા નહિ, એમ ઉપ-

નિષદો જણાવે છે ચિત્તશુદ્ધિ એ બ્રહ્મવિદ્યાનો પાયો છે પાયો દૃઢ ન હોય તો તે ઉપર ઇમારત ખડી કરી શકાતી નથી, કદી ખડી થાય તો તે ટકી શકતી નથી, તેમ અંતઃકરણ શુદ્ધ હોય નહિ, તો બ્રહ્મજ્ઞાન જામતુ નથી, એટલે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ ગ્રહણ કરવા પહેલા તેને માટે ચિત્તશુદ્ધિ અને સત્યજ્ઞાન, સત્યવાણી અને સત્ય આચારથી યોગ્ય બનવું જોઇએ નિરક્ષર પણ નિષ્પાપ અને વિશુદ્ધ અંતઃકરણવાળો એક ખેડૂત પરમાત્મસાક્ષાત્કાર પામી શકે છે, તે તર્કવાદમા કુશળ અને છએ શાસ્ત્ર ભણેલ વિદ્વાન્ પામી શકતો નથી પરમાત્મા તર્ક અને સાહિત્યના પ્રદેશથી પર છે, બધો આધાર ચિત્ત ઉપર છે પરમાત્મજ્ઞાનમા યત્ન કરવાની જરૂર નથી પણ બુદ્ધિમા જે વિપરીત ભાવો પેસી ગયા છે ચિત્તમા જે વિકારો–દોષો ચોંટી ગયા છે, તે સર્વેનો વિનાશ કરવાનો યત્ન કરવો જોઇએ અને એટલા જ માટે પ્રશ્ન ઉપનિષદ્મા પૂર્વે તપસ્વી હોવા છતા યથાવિધિ શરણે આવેલા છ શિષ્યોને भूयएव तपसाब्रह्मचर्येण श्रद्धया सवत्सर संवत्स्यथ ॥ તપ, બ્રહ્મચર્ય અને શ્રદ્ધાનુ સેવન કરવાનો ઉપદેશ પ્રથમ આપ્યો છે, અને તે પ્રમાણે થયા પછી જ બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ અપાયો છે જ્યા સુધી અંતઃકરણ શુદ્ધ થયુ નથી, ત્યા સુધી બ્રહ્મવિષયક યથાર્થ જ્ઞાન થતુ નથી–કદાચ થાય તો વિપરીત જ્ઞાન થાય છે, એ વાત પણ ઇન્દ્ર વિરોચનની આખ્યાયિકાથી સ્પષ્ટ કરવામા આવી છે ઉપનિષદ કહે છે કે જ્ઞાનપ્રસાદથી વિશુદ્ધ સત્વ ( અંતઃકરણ ) થતા બ્રહ્મદર્શન થાય છે પરમાત્મા નિત્ય સમીપજ છે, અને મનુષ્યજ્ઞાન–બુદ્ધિ, સ્વભાવથીજ તેનુ દર્શન પામવાને સમર્થ છે, પરંતુ બહારના વિષયોપભોગોમા રાગદ્વેષ આદિ વિકારોથી એ બુદ્ધિ મલિન તથા વિક્ષિપ્ત રહેતી હોવાથી આત્મબોધ પામી શકતી નથી આ વિકારોરૂપી દોષો દૂર થતા બુદ્ધિ પ્રસન્ન, સ્વચ્છ, સ્વસ્થ અને શાન્ત થાય છે, અને તેથી અંતઃકરણ વિશુદ્ધ બનતા બ્રહ્મદર્શન અનુભવાય છે એટલે જ્ઞાનપ્રાપ્તિ

માટે નહિ, પણ અજ્ઞાન અને અને બુદ્ધિના મલ વિક્ષેપાદિ દોષો દૂર કરવા માટે યત્ન કરવાની અપેક્ષા છે એમ ઉપનિષદો જણાવે છે, અને કેટલું જ્ઞાન મેળવ્યું છે, એ ઉપરથી નહિ પણ અજ્ઞાનજન્ય રાગદ્વેષાદિ વિકારો કેટલે અંશે દૂર થઈ ચારિત્રશુદ્ધિ થઈ છે, એ ઉપરથી મનુષ્યની યોગ્યતા અયોગ્યતાનું પ્રમાણ બાંધે છે. મહર્ષિ નારદ અને ભગવાન્ સનત્કુમારના સંવાદથી ઉપનિષદો સ્પષ્ટ બતાવે છે, કે શબ્દરાશિમય જ્ઞાન, ચારે મંત્રપાઠ જેને ભણતર, કેળવણી કે શિક્ષણ કહેવામાં આવે છે, તે સંપાદન કરવાથી જ કૃતાર્થતા થતી નથી એ કેળવણીનું પરિણામ એવા પ્રકારની ચારિત્રશુદ્ધિમાં આવવું જોઈએ કે જેથી નિઃશેષ શોકસંતાપ મટી અખંડ અને નિરંકુશ શાન્તિ સુખ ભોગવી શકાય.

જેઓ વિચાર કરવામાં કુશળ હોય છે, યુક્તિકુશળ હોય છે તેવાઓને ઉપનિષદ્ ઉપદેશે છે, કે તમારા "હું" ને જે રૂપે સમજો છો અને આ દેખાતા જગતને જે રૂપે જુઓ છો—માનો છો, તેમાં મ્હોટી ભૂલ છે, "હું" તથા જગત્ સંબંધી તમારું દર્શન, તમારા વિચારો અને તમારી સમજણ યથાર્થ નથી પણ વિપરીત છે, એટલે તમને ખરો આનન્દ ન મળતા શોક, સંતાપ અને દુઃખ રહ્યા જ કરે છે આ શોક, મોહ, સંતાપ, તથા દુઃખાદિ દ્રવ્યથી, કે દ્રવ્યથી મળી શકતા સુખ સાધનોથી, કે જેને ભણતર—શાસ્ત્ર કહેવામાં આવે છે તેથી, વિજ્ઞાનથી, મંત્રથી, યંત્રથી, કે બીજા કોઈપણ સાધનથી નિર્મૂળ થતા નથી ઉપનિષદ્ જણાવે છે, કે આકાશને ચામડાની પેઠે વીંટાળી શકાય તો જ આત્માના—હુંના સ્વરૂપનું જ્ઞાન મેળવ્યા વિના દુઃખનો અન્ત આવે "હું"ના ખરા સ્વરૂપનું વિસ્મરણ થઈ જતા, અનીશ ભાવથી આપણે શોક મોહથી વ્યાકુળ બની રહ્યા છીએ. આપણો ઈશભાવ આ સર્વત્ર એકરૂપે સ્ફુરતા ચેતનરૂપ "હું"નો એકાત્મ ભાવ—અદ્વૈત—એકત્વ અનુભવાય, ત્યારે જ સર્વ દુઃખનો

આત્યંતિક નાશ થાય, અને શાશ્વત્ સુખ પ્રાપ્ત થાય. ઉપનિષદનું તત્ત્વજ્ઞાન "હું" રૂપે સર્વત્ર સદૈવ સ્ફુરતાં તત્ત્વ કે જેની નિઃશંક અને નિશ્ચિત પ્રતીતિ સર્વ કોઇને છે, તેના ઉપર રચાયલું છે. ઉપનિષદરૂપી મહાન્ આયુધ-ધનુષ ઉપર ઉપાસનાથી તીક્ષ્ણ કરેલી બુદ્ધિરૂપી બાણ ચડાવી, મન સહિત સર્વે ઇન્દ્રિયોને તેમના વિષયોમાંથી વાળી, એકાગ્રભાવે અક્ષર બ્રહ્મનો વેધ કરવાનો છે. દેહવ્યાપી ચેતનતત્ત્વનું સર્વવ્યાપી ચેતનતત્ત્વ સાથેનું વાસ્તવિક એકત્વ છે, તે અનુભવવાનું છે. તેમ ન થાય ત્યાં સુધી સમગ્ર પૃથ્વી વિત્તપૂર્ણ મળી હોય, તો પણ તેથી સુખશાન્તિ મળતાં નથી. સર્વે ઉપનિષદોનો મુખ્ય પ્રતિપાદ્ય વિષય-હું-આત્મા-છે. શ્રીમદ્ ભગવદ્ ગીતા જણાવે છે કે वेदैश्च सर्वैं रहमेव वैद्य ॥

આ "હું" સંબંધી થોડો વિચાર જરા વિસ્તારથી કરીએ. ગમે તેવા અબુધ જડભરતને પણ "હું"નું સદા સર્વદા ભાન હોય છે અને તેનાં અસ્તિત્વ માટે કોઇને પણ સંશય, અજ્ઞાન કે તકરાર નથી. "હું ન હોઉં" એમ કોઇને કદી પણ થતું નથી, કિંતુ "હું સર્વદા હોઉં" એવો નિરતિશય પ્રેમ "હું" ઉપર સૌનો હોય છે. સાંસારિક વસ્તુઓ, સંબંધો, વિષયોપભોગો પ્રિય લાગે છે, તે પણ આ "હું" ઉપરના પ્રેમને લીધે જ. સાંસારિક પદાર્થો, સંબંધો, વિષયભોગો, વસ્તુસ્થિતિઓ, સંજોગો, પ્રસંગો એ બધાં સદાસર્વદા પ્રિય લાગતાં નથી, એક વખતે પ્રિય જણાતો પદાર્થ વસ્તુ સંભવ તેનો તે જ હોય છતાં, કોઈ વખતે અપ્રિય જણાય છે, એ સર્વના અનુભવની વાત છે. પરંતુ આ "હું" તો સર્વત્ર સર્વને હરકોઈ અવસ્થામાં, સંજોગમાં અતિશય ઇષ્ટ અને પ્રિયતમ હોય છે. આ "હું"નું જ્યાં જ્યાં જેટલે જેટલે અંશે દર્શન-અનુભવ-સાક્ષાત્કાર થાય, ત્યાં ત્યાં તેટલે તેટલે અંશે અને પ્રીતિનું ભાન થાય છે. જ્યાં "હું" નથી ત્યાં મજા નથી, પ્રેમ નથી, આનન્દ નથી, સુખ નથી. આમ આ "હું" અપ્રસિદ્ધ નથી, અજ્ઞાત નથી, અપ્રાપ્ત નથી, દૂર નથી, અપ્રિય નથી, દ્વૈષ્ય નથી કે જુદો નથી, એમ સ્પષ્ટપણે

સમજી શકાય છે. સર્વત્ર સદા સર્વદા એકરૂપે આ "હું" સર્વે પ્રાણીમાત્રમાં રહ્યાં કરે છે. આ "હું"ની તૃપ્તિ માટે સુખ, શાન્તિ, સગવડ માટે આખું જગત ખટપટ કરી રહ્યું છે. પરન્તુ જગતનાં કોઈપણ સાધનથી, સામગ્રીથી, કે પદાર્થથી આ "હું" તત્ત્વને નિરંકુશ તૃપ્તિ મળતી નથી. આજનાં રેડીઓ, વિમાન, મોટરો, તાર, રેલ્વે, સીનેમા વગેરે અનેક પ્રકારની શોધોથી, વિજ્ઞાનની પ્રગતિથી કે કહેવામાં આવતા સુધારાઓથી, વિદ્યાથી, સામ્રાજ્યપ્રાપ્તિથી માણસજાતને તૃપ્તિ અને સુખશાન્તિ મળ્યાં નથી. અતૃપ્તિ, અભાવક્ષોભ, અસંતોષ, વિવિધ પ્રકારના માનસસંતાપ–દુઃખ સર્વત્ર જોવામાં આવે છે. આમ થવાનું કારણ એ છે કે "હું"નાં ખરાં સ્વરૂપનું વિસ્મરણ થઇ ગયું છે. જગતને "હું" સંબંધી જે સમજણ છે અને તેવી સમજણથી જે કર્મો થાય છે, તેમાં મોટી ભૂલ છે, અને તેથી જ આપણાં કર્મો, આપણું જ્ઞાન, આપણો પ્રેમ એ બધાં દૂષિત, વિપરીત અને દુઃખપરિણામી થયાં છે. આપણે આપણા આ "હું"ને વર્ણ, જાતિ, ગુણ, ક્રિયા, સંબંધવાળો માનીએ છીએ; જન્મતો, વધતો, ઘટતો, વિકાર પામતો, મરતો સમજીએ છીએ. ભુખ, તરસ, શોક, મોહ વ્યાધિ અને દુઃખથી વીંટાયલો ગણીએ છીએ અને તેથી આપણા આ "હું"ને અનેક સંબંધો તથા ઉપાધિઓ વળગાડી જુદે જુદે રૂપે, જુદા જુદા ધર્મવાળો જોયા કરીએ છીએ. આમ આપણો "હું" મર્યાદિત, વિકારી, અલ્પ, પરિણામી, વિનાશશીલ જેવો જોવામાં આવે છે. આપણે વગર શીખવ્યેજ માની લીધું છે કે "હું" અમુક નામનો, અમુકનો પુત્ર, અમુક જાતનો, અમુક વર્ણનો, અમુક દેશમાં રહેનારો અમુક કાળમાં વર્તનારો છે, હું સુખી, દુઃખી, રોગી, ભુખ્યો, તરસ્યો, હોશિયાર, પૈસાવાળો, સત્તાવાન છું. અમુક કર્મ હું કરીશ, તેનાં ફળ મેળવીશ, ભોગવીશ; મારૂં શરીર, મારૂં કુટુમ્બ, મારી સ્ત્રી, મારા પુત્ર, મારૂં ધન, મારી સત્તા ઈત્યાદિ ઇત્યાદિ અનેક પ્રકારની માન્યતાઓથી ઘેરાયલો અને તે તે ઉપાધિઓથી તદ્રૂપ બની ગએલો આપણો "હું" દીન, દુઃખી

બની રહ્યો છે, અને ઉંચી નીચી સ્થિતિઓને પામ્યા કરે છે અનેક સંકલ્પો, વાસનાઓ, ઇચ્છાઓ, ભાવનાઓ કરે છે અને આમ પોતાની રચેલી ઇચ્છાઓ અને વાસનાઓમા ઘેરાયલો બન્યા કરે છે " હું " સંબધીની આ બધી માન્યતાઓને ઉપનિષદો ગુહ્યગ્રન્થી, અવિદ્યાગ્રન્થી, હૃદયગ્રન્થી, તરીકે જણાવે છે. આ માન્યતાઓની ગાંઠ એવી તો મજબૂત બધાઇ ગઈ છે, કે તે "હું"ના સાચા જ્ઞાન વિના તોડી કે છોડી શકાય નહિ. ઉપનિષદો આ હૃદયગ્રંથીઓનો પ્રભેદ અને વિચ્છેદ કરવાને ઉપદેશ આપે છે

પ્રિય વાચક ! ત્હારા દેશ, કાળ, કુલ,ગોત્ર, સંબધ, જાતિ, વર્ણ, આશ્રમ, નામ, રૂપ, ત્હારી મનોવૃત્તિઓ, રાગદ્વેષાદિ ઉર્મિઓ, ભાવનાઓ વિચારો, કલ્પનાઓ અર્થાત્ બાહ્ય કે આતર એવુ જે કાઇ હોય, કે જેની સાથે ત્હારો "હું" તદ્રૂપ બની રહ્યો હોય,તે સર્વ અને તેની વિધારક ત્હારી પ્રકૃતિ, એ સર્વને એક ક્ષણ વિસારે પાડ. શાસ્ત્રોની શબ્દજાળ, ભુલભુલામણી ભરેલી તર્કજાળ, એ સર્વને એક બાજુએ મૂકી દે બુદ્ધિની ચેષ્ટાઓને બંધ પાડી સ્વસ્થ, શાન્ત, નિસંકલ્પ થઇ અંતર દૃષ્ટિ કર, એક પળ પણ આવી સ્થિર ઇંદ્રિયધારણાવાળી સ્થિતિમા આવ, તો તને વિજળીના ઝબકારા જેવો પ્રકાશ થશે, કે એ સર્વ ઉપાધિઓ, સબધો, કલ્પનાઓથી અતીત છતાં, એ સર્વના અતરમા પ્રકાશનુ એક અવિકૃત તત્ત્વ છે. આ સર્વાન્તર તત્ત્વને પકડી શકાશે નહિ. ઉપનિષદો કહે છે કે દૃષ્ટિના દૃષ્ટાને જોઇ શકાયજ નહિ, બુદ્ધિ-વૃત્તિઓના વિજ્ઞાતાને કેવી રીતે અને શાથી જાણી શકાય ? આ તત્ત્વ શરીર, ઇન્દ્રિય, મન, બુદ્ધિ અને પ્રાણ આદિના વ્યાપારો અને ધર્મોથી પર અને સૂક્ષ્મ હોવા છતા, તેઓ સાથે કોઇ અકથ્ય આધ્યાત્મિક સબધમા આવી, એક એવી અટપટી ગુંચવણમાં ગુંચવાઈ ગયા જેવુ થઈ જતાં, તેના અસ્તિત્વનુ ભાન પણ મનુષ્યોને થતુ નથી. મનુષ્યના હૃદયમા વારંવાર ઊઠતા, રામતા, ચમકિત કરતા

વિચારો, ઉમળકાઓ, લાગણીઓ વૃત્તિઓનાં વિકારી સ્વરુપને જે પોતે તેની અસર પામ્યા વગર, અવિકૃત સાક્ષીભાવે પ્રકાશે છે, જુએ છે, જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિની બદલાતી અવસ્થાઓ અને તે તે અવસ્થાના અનુભવોનું જે પોતે એકરૂપે રહી અનુસંધાન રાખે છે, તે "હું"રૂપે સર્વના અનુભવમાં પ્રતીત થતું અપરોક્ષ ચેતન તત્ત્વ છે. આ શરીરવ્યાપી ચેતન તત્ત્વને-"હું"ને ઉપનિષદો આત્મા, અંગુષ્ઠમાત્ર પુરુષ, તેજોમય અમૃતમય પુરુષ, ભૂમા, સર્વભૂતાન્તરાત્મા, સર્વભૂતોમાં નિગૂઢ રહેલો દેવ, હૃદયાકાશમાં બુદ્ધિગુહામાં વિરાજમાન, શિવ આદિ નામે વ્યવહરે છે, અને મુંજ નામના ઘાસમાથી જેમ સળી કાઢીએ તેમ એ તત્ત્વને ઉપાધિઓ અને તેના ધર્મોથી અલગ પાડી સમજવું જોઇએ એમ ઉપદેશે છે. ( અપૂર્ણ )



"પ્રાણીઓને પીડા ન કરવી તેને ઉત્તમ દાન જાણવું; ચાન્દ્રાયણાદિ કરવાં એ તપ નહિ, પરંતુ ભોગ ઉપરથી આસક્તિ ઊઠાડી દેવી તેને તપ જાણવું; પરાક્રમ કરવું તે શૌર્ય નહિ, પણ વાસનાઓને અટકાવવી તેને શૌર્ય જાણવું. સત્ય બોલવું તે સત્ય નહીં, પરંતુ બ્રહ્મનો વિચાર કરવો તેને સત્ય જાણવું."

શ્રીમદ્ ભાગવત.

# શાંતિ કયે માર્ગે ?

લેખકઃ-શ્રી. પંકજ



યૂનાને જ્યારે તલવાર મ્યાનમાંથી બહાર કાઢી, ત્યારે સમસ્ત જગતમાં એક અદ્દભુત ક્રાંતિ ઉત્પન્ન થઇ. સમ્રાટ અલેકઝેંડરની વિકટવાહિની સીરીયા, પેલેસ્ટાઇન, ઈરાક અને ઈરાનને પદદલિત કરી ચૂકી હતી, અને ગાંધાર પર તેનું આક્રમણ થવાની તૈયારી થઇ. પરાજિત દેશોમાંથી જીવન નષ્ટ પામ્યું. ધર્મનો ઇજારો લઇને બેઠેલા ધર્મગુરુઓ અને દસ્તૂરો એ પારસ સમ્રાટની સેનામાં ધર્મનો ખરો સંદેશો ફેલાવવા અસફળ નિવડયા. પરિણામ પણ સ્પષ્ટ દેખાયું. ભયંકર વાવાઝોડાંની આગળ જેમ સૂકાં પાંદડાંઓ ઉડી જાય છે, તેમ પારસ નરેશની સેના યૂનાની સેના આગળ છિન્ન ભિન્ન થઇ ગઇ.

વિકટવાહિની ભારતવર્ષના પર પોતાની ક્ષુધાતુર દ્દષ્ટિ નાંખવા લાગી. ભારતવર્ષ જો કે મહાભારતના યુદ્ધ પછી નિર્બળ બન્યો હતો, અને બૌદ્ધોના પ્રભાવથી સ્હેજ કોમળ બન્યો હતો, પરંતુ નિર્માલ્ય બન્યો ન હતો. ભગવાન શ્રીકૃષ્ણનો ઉપદેશ હજુ પણ ભારતના ક્ષત્રિયોના કાનોમાં ગુંજતો હતો. વ્યાસ મુનિનું વેદાન્ત આર્ય જગતના જીવનમાંથી અસ્ત

થયું ન હતું. યૂનાનીઓને તક્ષશિલાની પાસે એક ગણુતંત્રના યુદ્ધમાં જ ખબર પડી ગઈ, કે ભારતીય યોદ્ધાઓ સૂકાં પાંદડાં ન હતા, પરંતુ એક મજ ત દિવાલની પ્રતિમારૂપ હતા. યવન સમ્રાટને ભારતને માટે માન ઉત્પન્ન થયું; ભારતના યોગી અને મુનિઓના પર શ્રદ્ધા ઉત્પન્ન થઇ. સિંધુને કાંઠે એક દંડી તપસ્વી રહેતા હતા. એમને માટે જગત બ્રહ્મમય હતું, અને જગતના આડંબર અનાકર્ષક હતા. યવન સમ્રાટને એ તપસ્વીને જોવાની ઇચ્છા ઉત્પન્ન થઇ, અને ત્યાં જઈ પહોંચ્યો. મહાત્મા તડકામાં સૂતા હતા અને બ્રહ્મજ્ઞાનની મસ્તીમાં તલ્લીન હતા. યવન સમ્રાટ આવીને ઊભો રહ્યો. મહાત્મા નિર્લેપ હતા અને કંઇ બોલ્યા નહિ. યવન સમ્રાટના સેનાપતિ સેલ્યુકસને આ વાત અયોગ્ય લાગી. તેનો હાથ તલવાર પરની મૂઠ પર ગયો. એકાએક મહાત્મા બોલ્યા, "એ! દૂર ખસીને ઊભો રહે અને મને તડકો બરોબર તાપવા દે."

"કુતરા!" એક બીજો સેનાપતિ બોલ્યો:

પણ યવન સમ્રાટ ચૂપ હતો. તેણે એ મુકત જીવની હિંમત અને નિર્ભયતાનું સન્માન કીધું અને બોલ્યો, "જો હું એલેકઝેંડર ન હોત, તો આવો યોગી બનવા પ્રયત્ન કરત."

આ શબ્દોમાં એણે સર્વને ચૂપ કરી દીધા. થોડી વારે એણે મહાત્માના વિજય માટે આશિર્વાદ માંગ્યા.

મહાત્મા બોલ્યા: "તું શું વિજય કરવા જાય છે?"

"મહાત્મન્, હું ભારતવર્ષનો વિજય કરવા જાઉં છું. મગધ સમ્રાટ નંદની સામે બળ અજમાવીશ."

# નિજાનંદ

લેખક :—કેશવલાલ અં. ઠક્કર, એમ. એ. એલ એલ. બી.

卐

(૧) કાલબળના પ્રવાહમાં અજબ પરિવર્તન થઇ ગયું છે । સર્વત્ર પ્રેમ અને અભેદને સ્થાને જ્યાં ત્યાં કલહ અને ભેદ, અહંતા અને ચરસાચરસી, છળભેદ અને પ્રપંચ દૃષ્ટિગોચર થાય છે । દરેક જણ એક બીજાને ઠગી, લૂંટી લઈ, ( Exploitation ) મારી નાખી જીવન-નિર્વાહ કરવા મથી રહ્યા છે. જાણે કે —

**પ્રસ્તાવના : યુગબળ અને ખદબદ;**

**जीवो जीवस्य जीवनम् ( स्मृतिः )**

અથવા–" અખા । સંસારી જીવડું, લૂંટલેનસુ કામ;
માત પિતા સુત બાંધવા, સારા ઠગકા ગામ **(શ્રી અખાજી)**

પ્રાચીન વર્ણાશ્રમ ધર્મના ઉચ્છેદથી બ્રાહ્મીબળ અને ક્ષાત્રબળ, શૂર અને નૂરનો જીવનમાંથી લોપ થતો જાય છે; અને સર્વત્ર વૈશ્યવૃત્તિ-વાણીયાશાહી ( જાણે કે सर्वे गुणाः काचनमाश्रयन्ते । ) પ્રવર્તે છે. જડ-વાદ અને બુદ્ધિવાદનું પ્રાબલ્ય એટલું બધું વધી ગયું છે કે ધર્મ-શાસ્ત્રોની, ગુરુઓની તેમજ ઈશ્વરની અવગણના બુદ્ધિપૂર્વક કરવામાં આવે છે. આવી વિષમથી ઘટનાથી જીવનમાંથી રસકસરૂપરંગ ઉડી ગયો છે: અને તેથી જીવનમાં ખુમારી કે ખુબાઇ ક્યાંયે જોવામાં આવતાં નથી. પ્રીતિ, નીતિ, ભીતિ અને ધર્મનો પ્રવાહ પાતળો થતો જાય છે. ચાર્વાકની પશુતા જ્યાં ને ત્યાં દૃષ્ટિગોચર થાય છે; કારણ કે આ યંત્ર-યુગમાં માયાનો મહિમા અપાર છે અને તેથી પ્રીતિનો અર્થ મોહ

(Skin-deep lust) નીતિનો અર્થ સ્વાર્થનો જર (Diplomacy) અને ધર્મ એટલે કનક, કાંતા અને કીર્તિની ધૂન (Gold Religion) અને ભીતિ એટલે રાજા અને રાજ્ય નિયમનનો ભય (King and his law) આવી અવળી સમજમા લોકો જીવન બરબાદ કરે છે અને સૌ કોઇ બકે છે કે —" ખાના, પીના, મોજ ઉડાના–ઐસા મતા હમારા " આવી ખદબદમા સુરામૃતની શી આશા ? આથી જ **ગુરુદેવ સાગર પ્રભુજી** કહે છે કે —

"અમી પીને અમર થાવુ–અસુરલોકે ગુનેહગારી !' **(દીવાને સાગર)**

(૨) દિવસે દીવો લઇને ફરનાર **'બ્રહ્મચારી'** કિંવા રાજદરબારમા ઊંટ શોધનાર " ઉંધુ ફકીર "ની માફક જગત વામમાર્ગી છે, અવળી દિશામા ગતિમાન છે, જગતને સુખ જોઇએ છીએ, શાંતિ અને આનંદ જોઇએ છીએ, એક શબ્દમા **ખદબદમાંથી** અદ્વદ જોઇએ છીએ, અને શોધે છે **બહાર** વસ્તુ પૂર્વમા છે અને પશ્ચિમમા પૂર જોસથી શોધખોળ ચાલી રહી છે !' તણે કે સુખ અને શાંતિ આપણા ઘટની બહારથી આવનારી કોઈ જુદી વસ્તુઓ (External things) ન હોય !!! શ્રુતિમા તો સ્પષ્ટ જ કહ્યુ છે કે –प्रज्ञान आनंद ब्रह्म । ( श्रुति ) अयमात्मा परप्रेमास्पदय (स्मृति ) અર્થાત્ આત્મા આનંદસ્વરૂપ છે આનંદનું ખરૂ મૂલ આત્મા છે માયા તો બ્રહ્મની છાયા ( Shadow of the Substance ) છે આ છાયામા–કાયામા–દેહદુનિયામા સુખ કે આનંદ કશુ યે નથી, માત્ર સુખાભાસ–આનંદાભાસ છે અને આ **આભાસમા** જ જગત ભૂલી ગયુ છે ! **આ જ મહાન ભૂલ** મૃગજળમાથી તો જલનુ બિન્દુયે મળે નહી, તેમજ માયામાથી દુન્યવી ચીજોમાથી તો આનંદનો લેશ પણ પ્રાપ્ત થાય નહી. છતા અજાયબીની વાત તો એ છે કે અનંત મૃગો આ મૃગજળ તરફ દોડયા જ કરે છે, અને આ દુનિયારૂપી મૃગજળખાતુ–આ

**બહિર્મુખી જગતનો વામમાર્ગ**

"માયિક પ્રેમ તરછોડી, "અનલહકનો તું કર દાવો" (કિકારવ)

ભાવાર્થ કે:–નિજાનંદ-મહાનંદ-ભૂમાનંદ-અખંડાનંદ–બ્રહ્માનંદ માયામાં નથી, પણ બ્રહ્મમાં છે–સ્વસ્વરૂપમાં છે. મહેતો, મીરાં, મનસૂર, સૉક્રેટીસ જેવા મહાહૃદયો નિજાનંદમાં મસ્ત હતાં. આ નિજાનંદનુ સ્વરૂપ વ્યકત કરતાં બ્રહ્મર્ષિ અખાજી કહે છે કે:—

નિજાનંદ–આત્માનંદ એજ સાચો આનંદ

'એજ આનંદ, અભિલાષ ફલ, એજ લાભ લક્ષ કોડ:
આત્મા-પરમાત્મા જો મળે, તો ભાગે ભવ ખોડ"

× × ×

"આતમ અનુભવ બિન અખા, કોટિ ચાતુરી હોય,
જ્યું કંચનકા તુમડા, તરે ન તારે કોય."

\+ + +

"પૂરણ અંગ અધુરડા, અને પૂરણના બહુ વેષ,
અભિલાષે ઓછા પડે સમજે મહૂ સર્વેશ"

(અપ્રસિદ્ધ સાખીઓ)

આ નિજાનંદની પ્રાપ્તિ એ જ પરમ પુરુષાર્થ છે અને એમાં જ માનવજીવનની સાર્થકતા રહેલી છે. પુનર્ભવરૂપી મહા અનર્થને અટકાવી દે એ જ મહા અર્થશાસ્ત્રી; ભવચક્રનો મહા રોગ મટાડે એ જ મહાવૈદ્ય, નિજાનંદનું અમીપાન કરાવી અમરત્વ અને શાંતિ અર્પે એ જ સદ્ગુરુ. ભવરણના મહા ભયમાંથી અભય કરે એ જ મહારક્ષક. સદ્ગુરુ શ્રી અખાજી કહે છે, કે જીવનની પૂર્ણતા 'લિંગભંગ' વિના અર્થાત્ આત્માનુભવ વગર અનુભવાતી નથી –

"લિંગભંગ (Sex-less) થયા વિના, સર્વ મનની ઉપાસના."

અને—

"અખા ! એ જ અનુભવ ખરો, જેણે મહાજન નીપજ્યા;
લિંગભંગ થયા વિના, સૌ સાધન કાસની સેવના"

(અનુભવ બિન્દુ)

ભાવાર્થ કે આણલિંગી આત્માનુભવની પ્રાપ્તિ થઈ ન હોય ત્યાં સુધી ઇહલૌકિક કે પારલૌકિક ભોગવિલાસ વ્યર્થ છે. નિજાનંદ આત્મામાં છે, દેહમાં નહી ( not in flesh but in spirit ) માત્ર બાહ્યાંગનો જ મોહ અને તેના જ વિલાસની, તેના જ ઉપભોગની રુચિ-એ તો **ચામરસ** –એ તો યોગ નહીં પણ ભોગ–રોગ અને જીવનહાનિ, દેહ છતાં પણ, દેહનો–ચર્મનો રસ નહીં, પરંતુ આત્માને જ લક્ષ્ય કરીને, દેહ અને દુનિયા ઉભયથી અતીત **રામરસ** એજ મહારસ–એજ નિજાનંદ–એજ અમૃતાનુભવ–એજ મહાયોગ. નિજાનંદ અને માયાનંદનો આ મૌલિક-ભેદ ન સમજવાને લીધે જ મનુષ્યો ગમે ત્યાં મોહાસક્ત થઈને ભયંકર ભૂલો કરે છે અને જિંદગી બરબાદ કરે છે. અનાદિ અનંત નિરંજન નિરાકાર બ્રહ્માનંદથી જ સાચી શાંતિ અને મુક્તિ મળે છે. બીજો કોઈ માર્ગ છતમાં છેજ નહી. ભક્તો, યોગીઓ, જ્ઞાનીઓ અને મહાત્માઓ બ્રહ્માનંદનું જ રૂપાંતરે-શબ્દાંતરે વર્ણન કરે છે. શ્રુતિમાં કહ્યું છે કે.— एकं सत् विप्राः बहुधा वदन्ति । આ નિજાનંદ એ જ આર્યમહર્ષિઓએ ગાયત્રીદ્વારા પ્રકટ કરેલું " तत्सवितुः वरेण्यं भर्गः !"–પ્રેમપ્રણવ બ્રહ્મ-સ્વરૂપ સર્વોપરિ ભાસ્કર ભગવાનનું મહા તેજ–બ્રહ્મજ્યોતિ–બ્રહ્મરસ–મહારસ–મહાનંદ (The Eternal Infinite Love-Light.)

૫. આ **મહારસ** કોને મળે અને કેવી રીતે મળે ? આ પ્રશ્નનો પણ મહાપ્રશ્ન છે. ગુરુદેવ સાગરરાજ તો સ્પષ્ટ જ કહી દે છે કેઃ–

નિજાનંદનો અધિકારી કોણ ?

" એ **રસ** કોણ પીએ ? **તરસ** વિના એ **રસ** કોણ પીએ ?
રસિયાં તરસિયાં કે કોઈ દરદિયાં, બનીને ગરજિયાં પીએ. "

( દીવાને સાગર )

બ્રહ્મસ્વરૂપ શ્રી અખાજી કહે છે કેઃ–

" અખા સુરત ભયી ઉર્ધ્વમુખ, એતિ બાત શિરતાજ;
તા બિન સબ નસાર હૈ, સરે ન કોઇકો કાજ. "

ગહેરી આતુરતા અખા! ફાસદ્દસ ન સહન થાય
જ્યું સકરખોર જનાર!, સાકર ખોળી ખાય "
" નર નૈરાશ થયા વિના, મૂલ ઉદ્યોગ ન થાય,
મહાઉદ્યોત થયા વિના, મૂલથી આશ ન જાય "

અને —

જાગ્યા સાગર બ્રહ્મકા, બિચ પ્યાસા મરે સંસાર!
આપા ફેંક પાણી પીએ, સદ્ગુરુ મિને સો—યાર "

(અપ્રસિદ્ધ સાખીઓ)

રાજર્ષિ કલાપી મહારાજ પણ કહે છે કે :—

'ખૂન નીચોવી અહીં છે જાપ જપવો ઈશ્કનો,
ગર્દન કપાવી શીર્ષની, માળા બનાવો તો ભલે "

*  *  *

હા લાખની ઈશ્કનુ કો એકરની જામ છે!
મસ્તાનના મસ્તાન એવું, જામ પીનારા હમે "

(ઈશ્ક=નિજાનંદ કેકારવ

બ્રહ્મર્ષિ અખાજી, કલાપી અને સાગરરાજની ત્રિમૂર્તિ-શિવ, બ્રહ્મા અને વિષ્ણુ જેવા મહા અનુભવી મહા પુરુષોની પરા ત્યરવાણી ઉપરથી એટલુ સ્પષ્ટ ધ્વનિત થાય છે કે—"ખરી ગરજ એજ ખરો અધિકાર.' તેથી મુમુક્ષુ જીવ જ આ મહારસનો ખરે અધિકારી છે-દેહદર્શી સંસારી જીવ નહી સ્વાભાવિકી ગ્રસ્તવૃત્તિ બદ લાયા વિના તો જ્ઞાનનો કશો જ અર્થ નથી વૈરાગ્ય વિનાનુ ભજન એ તો ભગવાનની મશ્કરી જેવુ છે અસાર કે સિદ્ધિને માટે ફાંફા મારનાર વામમાર્ગી છે એના માયાસક્ત જીવો તો ભવપાર કદિ યે પામી શકે નહી "જગત જુઠુ કરે, એના જ ગુરુઘરમાં પ્રવેશ"-અન્યનો નહી. સાચા મુમુક્ષુ જીવાત્માનો ગુરુદેવ ઉદ્ધાર કરી શકે છે, " જીવનો શિવ" કરવો-નિજાનંદનુ અભીપાન ફગવી અમરત્વ અને શાંતિ

અર્પવાં એ જ ગુરુકાર્ય.

૬. જો ઈચ્છા પ્રબળ, તો માર્ગ સામો; અને જો ઈચ્છા નિર્બળ તો માર્ગ લાંબો. સદ્‌ગુરુદેવ શ્રી અખાજીનાં નીચેનાં વચનામૃત નિજાનંદનો ગુપ્તમાર્ગ પ્રકટ કરે છેઃ—

નિજાનંદની પ્રાપ્તિનો મહામાર્ગ

" હિરદે હરિ હિલીમિલી રહ્યા, પણ પર્દે પેખે નાહિ "
( આ પર્દો કયો ? એ વિચારવું જોઈએ ).

× × ×

" દેહનશીં માનત અખા, ઔહદાય દેહમાલ;
તરવર જ્યું જાનત નહિ, મેરે મૂલ પાતાલ. "
( જીવનું મૌલિક સ્વરૂપ શું ?—એનું મનન કરવું જોઈએ).

× × ×

પરિબ્રહ્મ પારસમણિ, પરસત હિ હેમ હોય;
કહત અખો પરસ્યા વિના, લોહ રહત અબ કોય. "
પરિબ્રહ્મકા પરમણા, સો પરિબ્રહ્મકા લક્ષ્ય;
અખા જ્યું હોકા નાવકા, રહે ઉત્તર સમક્ષ. "
(આત્મલક્ષ્ય એ જ મહાલક્ષ્ય–aim of life)

× × ×

અંતર સધા લક્ષ્ય કર, બહાર લક્ષણ શુદ્ધ. "
( લક્ષ્ય પ્રમાણે લક્ષણ—એ જ મહાસિદ્ધ )

× × ×

" હરિજન તે હરિમેં રહે, મનસા વાચા કાય;
બાહિર ભીતર નહિ અખા, તો કહાં તે કહાંકુ જાય."
( અપ્રસિદ્ધ સાખીઓ )

( Perfection=Concentration+all-roundedness )

ઉપલી સાખીઓ ઉપરથી સ્પષ્ટ પ્રતીત થશે કે-**જીવનતંત્ર મંત્રને અધીન છે અને મંત્ર ગુરુને અધીન છે.** મુમુક્ષુહૃદયમાં

મુકત થવાની પ્રબળ વૃત્તિ જાગ્રત થતા " કહો એટલા શકો "—એ મુજાનુસાર નિજાનંદના રહસ્યનુ પ્રકટીકરણ ( Revelation ) કરવા **ગુરુદેવ પરમાત્મા** કોઈપણ રૂપે દર્શન દે છે, એ અનુભવસિદ્ધ વાત છે કારણ કે દરેક જણ અંતરમા ખુ મખુદ હરિરૂપ છે—ઉવમાન બ્રહ્મરૂપ છે પણ પર્દાને લીધે જ આત્માનુભવ-હરિનો અનુભવ થતો નથી આ પર્દો એ જ **'અહંભાવ'** કિંવા **દેહદુનિયાનોભાવ** કિંવા **ચર્મદૃષ્ટિ** આ ચર્મદૃષ્ટિ કિંવા દેહાધ્યાસ જલાવી દો અને આત્મદર્શન સહજમા થશે દિવ્યચક્ષુ માટે જ ગુરુનુ શરણુ આવશ્યક છે ગુરુ મહાન દાતા છે **જગત્સુધારક** થવા કરતા **જાતસુધારક** થાઓ, એટલે ત્રીજી આખ-પ્રજ્ઞાનચક્ષુ-દિવ્યચક્ષુની પ્રાપ્તિ થશે અને આત્મદૃષ્ટિ પ્રાપ્ત થતા જ જગત્ હરિરૂપ-હરિમય ભાસશે ભવસાગર હરિસાગર થશે અને સારી દુનિયા **મયજામ-અમૃતપ્યાલી**—બની જશે હર હાથમાં રસ નિજાનંદ-બ્રહ્મરસ પીઓ જ પીઓ ખૂબખૂબ માત્ર બહિર્મુખી વૃત્તિને અંતર્મુખી કરી આપણા " મૂલ " તરફ વાળો ( Turn back ) એટલે નિજાનંદ ચિત્તમા સ્વરૂપ પ્રકટ થશે—જાણે કે આર્ડીઝનવેત ' મહા આનંદ ઉભરાયા જ કરશે અને માયા જેવુ કશુ જ દેખાશે નહી આ વાત અનુભવગમ્ય છે. **ગુરુવર સાગર** **રાજના** શબ્દોમા—" શેષસમાધિ જાગતા, સ્વયં સચ્ચિદાનંદ "

રાજર્ષિ કલાપીદેવના શબ્દોમા બોલીએ તો—

' જ્યાં જ્યાં નજર મારી ઠરે, યાદી ભરી ત્યા આપની " અને યોગભાષામા બોલીએ તો —

> देहाभिमाने गलित, विज्ञात परमात्मनि ।
> यत्रयत्रमनो याति, तत्रतत्र समाधय ॥ श्रुति

આવા મહાનુભવને અંતે સહજમા સમજાશે કે —अहमब्रह्मासि । तत्त्वमसि અને सर्वं खल्विदं ब्रह्म । અર્થાત્ આખુ યે વિશ્વ બ્રહ્મસ્વરૂપ છે માયા જગતમા છે જ નહી. માટે ચર્ચા બધી યે બંધ કરી મનને મારી

અલક્ષ-અકથ્ય' આનંદની મોજ ગુરુમંત્રદ્વારા ઉડાવો એજ અભ્યર્થના. મન એજ માયા. બાકી બ્રહ્મ તો અખંડ એકરસ નિરંજન નિરાકાર ગગનોપમોહમ્ અનાદ્યનંત છે. ગુરુવર સાગરરાજના શબ્દોમાં—

"એકમત્યાંક, બાકી સૌ મિથ્યા અંકગણિત છે"

(દીવાને સાગર)

અર્થ—" ૦=૧." માયાનું મીંડું કરતાં બ્રહ્મનો અક્ષય્ય એકડે એક જ "શેષ" રહે છે. અલબત્ત, ઉરની એકાંત અને તીરવત્ તન્મયતાથી પ્રોતપ્રકાશ થતાં જીવ અમર બની જાય છે—સ્વયં સચ્ચિદાનંદ બની જાય છે. એક અક્ષરમાં 'જીવનો શિવ' થાય છે. ૐ

૭. આજ રહસ્યમાર્ગ મહાનુભવ સાગરરાજે પોતાના "સંતોની વાતો"માં પ્રકટ કર્યો છે—તેનું ચિંતન, મનન અને નિદિધ્યાસન દરેક દૈવીજીવાત્માએ કરવું જોઈએ :—

ઓ—મ્-ઐસા સ્વયંભૂ શબ્દમેં હરરોઝ ઔર હરદમ લગે હિ રહો! સાત બરસ તક ઐસા હિ નિયમ રખ્ખો. ન પ્હડો, ન બાતેં કરો; જો પ્હડા, જો બાતેં કિઈ ઉસ સબકો ભૂલ જાવ—ભૂલનેકા હિ અભ્યાસ કરો. મૌનકા હિ અભ્યાસ કરો-એક શબ્દકા અભ્યાસ કરો. ફિર દર્શન હો જાયગા-કાયમી કાયમ મિલ જાયગા પ્યારા અલખ નિરંજન! ૐ तत्सत्!

"કોઈ જ્ઞાની જાનત જ્ઞાન યહ, જિનૂં લક્ષ્ય લિયા ૐકાર;
શબ્દ એકમેં નિપજે, અખા! ક્યોં પગી મરે સંસાર?"

* * *

"ૐ ધનુષ્ તીર આત્માનું, બ્રહ્મ લક્ષ્ય બનાવવૂં;
ત્વરાથી વિંધવાને, હાં—તીરવત્ તન્મય થવૂં."

૮. ઉપસંહારમાં એટલું જ કે—

ઉપસંહાર પુરુષાર્થથી પોતપ્રકાશ અને અખંડ અમીપાન

" જાગ્યા વિના જાયે નહિ.
એક સ્વપ્ન અને સંસાર."
( શ્રી. અખાજી )

* * *

" અયમાત્મા પરપ્રેમાસ્પદ પ્રીતિલતા. " (શ્રી.સાગરજી)
માટે આપણે જડ જીવનમાંથી જાગીને જીવનની દિશા બદલીને ચર્મરસને બદલે ચેતનરસ પીવા માટે ભગીરથ પુરુષાર્થથી અને ગુરુકૃપાથી પોતપ્રકાશ કરવો જોઇએ. પોતપ્રકાશ અર્થાત્ ચેતનદષ્ટિ જાગ્રત થતાં પિંડબ્રહ્માંડૈક્ય અનુભવાય છે અને જીવન પૂર્ણરસથી ઉભરાઈ જાય છે. અવાચ્ય મહાનંદમાં જ જીવનની પૂર્ણાહુતિ પણ થાય છે. આ નિજાનંદ-મહાનંદ કદિયે લુપ્ત થતો નથી. અને બ્રહ્માંડમાં એવી કોઇએ સત્તા નથી કે આપણને આપણા 'નિજાનંદ'થી વિમુખ કરે-સિવાય આપણે પોતે. કારણ કે જીવ પોતે હીરો છે-સ્વયંપ્રકાશ છે પણ જાતે કરીને પોતાની કુમતિથી જીવ થાય છે. માટે હરહમેશ નઇ મોહ અને સ્થિતપ્રજ્ઞ દશા રહે, એ હેતુથી બ્રહ્મસ્વરૂપ ભગવાનશ્રી અખાજીનું નીચેનું વચનામૃત હૃદયમાં આમરણાંત કોતરી રાખવું જોઇએ—

" વિરંચિ વ્યક્ત ન કરી શકે, મરડ ન લહે હનુમાન,
પોતપ્રકાશ થયે અખા, પામ્યું અમૃતપાન "

ॐ शान्ति ॥



## -: મૃત્યુ વીજયી વીર :-

( ગતાંકથી ચાલુ )

લેખક -શ્રી. નલિન મ. ભટ્ટ એમ. એ.



### અંક બીજો

### દૃશ્ય ૧ લું

### યમપુરી

નચિકેતા—આજ યમપુરી છે પણ અહી યમરાજનું ઘર કયાં હશે ? કોને પૂછું ? આ કોઈબે ભદ્ર પુરૂષો આવતા લાગે છે. તેમને પૂછું.

( બે ભદ્ર પુરુષોનો પ્રવેશ )

નચિકેતા – ભાઇઓ ! કહેશો, અહીં યમરાજનો મહેલ કયાં છે ?

પહેલો પુરુષ – (નચિકેતાના બ્રહ્મતેજથી નવાઇ પામતો) વત્સ ! તું કોણ છે ? અહીં કયાંથી ?

નચિકેતા – હું ઉદ્દાલકમુનિનો પુત્ર નામે નચિકેતા છું. અને શું મારાથી અહીં નહીં અવાય ?

બીજો પુરુષ – અહીં આવતાં તને ડર ન લાગ્યો ?

નચિકેતા – ડર તો મોટાઓને લાગે ! બાળક હૃદયને ડર શાનો ?

પહેલો – પણ આ તો યમપુરી છે. ભલાભલા ચક્રવર્તીઓને દિગ્ગજ પંડિતો પણ અહીં દાખલ થતા ડરે છે !

નચિકેતા –તે હશે હૃ પણ તેજ કહું છું ને ! પાપીને ડર હોય છે. પવિત્રને ડર શાનો ! શું યમદેવ બાળહૃદયને પણ બ્હીવરાવે છે ?

બીજો – ( તેની શ્રધ્ધાથી નવાઈ પામતો ) ના, બેટા ! યમરાજ

એવા નથી, પણ તું અહીં શાથી આવ્યો છે ?

નચિકેતા – મારા પિતાનો મોકલ્યો હું અહીં આવ્યો છું. મારે મૃત્યુદેવને મળવું છે.

પહેલો – પણ તેઓ તો બહાર ગયા છે !

નચિકેતા· તેઓ ક્યારે આવશે ?

બીજો:– ત્રણ દિવસે.

નચિકેતા:– ત્યા સુધી હુ રોકાઈશ. આપ કોણ છો ? આપ મને તેમનુ ઘર દેખાડશો ?

પહેલો·– જરૂર. બેટા ! હમો તારી હિંમત, વિનય અને શ્રધ્ધા ઉપર પ્રસન્ન છીએ. હમો યમદેવના જ અનુચરો છીએ. સીધા તેમને મહેલે તને પહોચાડીશું. ચાલ હમારી સાથે

નચિકેતા·– ચાલો. ( બધા જાય છે )

## દૃશ્ય ૨ જું

( યમદેવ અને તેમનો પ્રધાન )

પ્રધાન:– મહારાજ ! એ તેજસ્વી સુન્દર બાળક ત્રણ દિવસથી આપને આગણે અડગો જમાવીને બેઠો છે.

યમદેવ:– ત્રણ દિવસથી ?

પ્રધાન –હા. અને વળી પાણીનું ટીપું પણ તેણે લીધું નથી !

યમદેવ –અરે ! અતિથિ ! અને તેમા યે બ્રાહ્મણ ! અને તે પણ ત્રણ દિવસનો ઉપવાસી ! પ્રધાનજી ! આ તો યમપદવી ગુમાવવાનો ધંધો !

પ્રધાન:–મહારાજ ! હમો બધાએ એને ખૂબ સમજાવ્યો પણ એ તો એક જ હઠ લઇને બેઠો છે, કે જ્યાં સુધી આપનાં દર્શન ન થાય ત્યાં સુધી પાણીનું ટીપું હરામ બરાબર છે !

યમદેવ:–કેટલો દૃઢ નિશ્ચયી છે ! તો તો પ્રધાનજી એ બ્રહ્મબાળના સ્વાગત માટે આપ પૂરી તૈયારી કરો. હું જાતે જ એને તેડીને અહીં લાવું છું.

પ્રધાન·– જેવી આજ્ઞા.

યમદેવ:- પણ જો જો હાં, કશી મણા ન રાખશો !
પ્રધાન :—આપ નિશ્ચિન્ત રહેજો.
( યમદેવ અને પ્રધાન બન્ને જાય છે. )

## દૃશ્ય ૩ જું

( નચિકેતા સિંહાસને બેઠો છે. યમદેવ પધારે છે. તેમને જોઈને ઊભો થાય છે. )

નચિકેતા :—ભગવન્ ! આપનાં દર્શને કૃતાર્થ થયો ! આપને પ્રણામ કરું છું.

યમદેવ :—(સ્વગત) કેવું મધુરું બાળક ! (પ્રકટ) બેટા ! ચિરંજીવ થા. તારાં વિનયથી હું પ્રસન્ન છું. બેટા ! તને અહીં આવતાં ડર ન લાગ્યો ? લોકો તો મારી પુરીને ભયંકર માને છે !

નચિકેતા:—ભગવન્ ! પિતાજીની આશિષે હું સર્વત્ર નિર્ભય છું. અને આપ તો કેવા સોહામણા છો ? મ્હને તો અહીં કે આપનામાં—કશું ય ડરવા જેવું નથી લાગતું !

યમદેવ :—(પ્રસન્ન થઈ) બેટા ! તું ઠીક કહે છે. તું નિષ્પાપ છે. બાળહૃદયી છે. ઈશ્વરનું નિવાસસ્થાન છે. હું પાપી ને બ્હીહામણો લાગું છું; બાળહૃદય આગળ તો હું પણ પરાજિત થાઉં છું; પણ વત્સ ! તેં ત્રણ ત્રણ દિવસ ઉપવાસ કેમ કર્યા !

નચિકેતા :—પ્રભો ! આપનાં દર્શન ન થાય ત્યાં સુધી પારણાં કેવાં ? હું આપના દર્શન-પ્રસાદનો ભૂખ્યો હતો. અન્નપ્રસાદનો નહીં !

યમરાજ :—( તેની વિનય ચાતુરીથી પ્રસન્ન થઈ ) તારાં વિનય-મધુર વર્તનથી હું પ્રસન્ન થયો છું. તુ ત્રણ દિવસ ભૂખ્યો રહ્યો માટે મારે તને ત્રણ વરદાન દેવાં છે. બેટા ! પસંદ કર.

નચિકેતા :—ભગવન્ ! બાળક ઉપર અનુગ્રહ થયો ! (સ્વગત) શું માંગું ? માણસે પહેલાં તો પોતાનો સંસાર સુધારવો ઘટે. મારા

કુટુંબમાં જો અશાન્તિ હશે તો યમદેવ પાસેથી પાછો જઇને પણ શાન્તિ નહીં રહે ! માટે લાવ, પહેલાં મારો મર્ત્યભવ સુધારવા દે. (પ્રકટ) ભગવન્ ! મારા પિતાજી મારા માટે ખરખરો કરતા હશે. આપની કૃપાથી તેમનો ખરખરો દૂર હો. આપની પાસેથી હું જાઉં ત્યારે મને જોઇને " આવો બેટા " એમ મને તેઓ અભિનન્દે એવું હો. આ મારું પહેલું વરદાન છે.

યમદેવ :—( સ્વગત ) કેવો ચાલાક છોકરો ! પિતાની પ્રસન્નતા સાથે, પોતાનું પુનર્ગમન પણ માંગી લીધું. ખેર ! (પ્રકટ) બેટા ! તથાસ્તુ. હવે બીજું વર માગ.

નચિકેતા :—(સ્વગત) બીજા વરદાને મારે પરલોક સુધારવો રહ્યો ! ( પ્રકટ ) આપ જો પ્રસન્ન હો તો મને સ્વર્ગ આપનારી વિદ્યા આપો.

યમદેવ :—(એના વિવેકથી પ્રસન્ન થતાં ) મારા અનુગ્રહથી તારા હૃદયમાં સ્વર્ગવિદ્યા સ્ફુરો ! નચિકેતા ! તારી વિવેકબુદ્ધિથી પ્રસન્ન થઇને હું તને મારા તરફથી એક વધારાનું વરદાન આપું છું કે એ વિદ્યા તારા નામે સંસારમાં પ્રસિદ્ધ થજો: હવે બાકીનું વરદાન માગી લે.

નચિકેતા :—ભગવન્ ! આપ જેવા પાસે વરદાન માગતાં વિચાર કરવો ઘટે. આથી બાકીનું વરદાન હું કાલે યાચીશ.

યમદેવ :—ખુશીથી તો ચાલ હવે અત્યારે મારી સાથે ભોજન કરી લે.

નચિકેતા :—ના ગુરુદેવ ! જ્યાં સુધી સિદ્ધિ ન મળે ત્યાં સુધી પારણાં કેમ થાય ? પ્રભો ! આજનો દિવસ મને એમ જ કાઢવા દો.

યમદેવ :—(તેની દૃઢતાથી પ્રસન્ન થઇ) તારી દૃઢતાથી હું પ્રસન્ન છું. પણ કાલે બ્રાહ્મમુહૂર્તમાં વરદાન માગજે.

નચિકેતા :—જેવી આજ્ઞા ગુરુદેવ !

## દૃશ્ય ૪ થું

### બ્રાહ્મમુહૂર્ત

### યમરાજનો મહેલ

નચિકેતા :—( યમદેવ પાસે જતાં રસ્તામાં )

આખી રાત વિચારમાં ગાળી! ગઇ કાલે આ લોક અને પરલોક સુધાર્યા! બાકી રહ્યો હવે આત્માલોક. પિતાજી પણ વારંવાર પ્રવચનમાં આત્માલોક વિષે કહે છે. માટે હવે આજે તો યમદેવ પાસે આત્મા-લોક જ માંગીશ, (યમદેવનું સ્થાન આવી પહોંચતાં)–ગુરૂદેવ! અંદર આવું?

યમદેવ :—આવ. બેટા! બેસ. આજે સિદ્ધિયોગ છે. બોલ શું યાચે છે?

નચિકેતા :—ભગવન્! આ લોકો જેને આત્મા કહે છે, તે મર્યા પછી રહે છે કે નથી રહેતો? એને લગતું જ્ઞાન મને આપો! એ મારું ત્રીજું વરદાન છે.

યમદેવ :—(સ્વગત) આ બાલક તો મહાચકોર છે. કેવો ગૂઢ પ્રશ્ન પૂછે છે? એ વિદ્યા એને આપતાં પહેલાં એને ચકાસી જોવો પડશે. (પ્રકટ) બેટા! એ બાબતમાં તો ભલભલા દેવો અને પંડિતો પણ ગોથાં ખાય છે! એ બહુ ઝીણી વાત છે. કાંઈ બીજું માંગ. જવા દે એ ઝંઝટ!

નચિકેતા :—એમ છે ભગવન્! દેવો પણ એમાં ગોથાં ખાય છે! પંડિતોના પણ એમાં પત્તા નથી! તો તો આપ જ કહો ને કે આપના સિવાય એ વિષયમાં હું કોને પૂછું? કોણ જવાબ આપે!

યમદેવ :—(સ્વગત) મહાકુશળ બાલક છે. પણ એને પૂરો કસવો પડશે. કેમકે આત્મવિદ્યા અધિકાર વગરનાને જરતી નથી! (પ્રકટ) બેટા! હું તને ઠીક કહું છું. જવા દે એ ઝંઝટ! એની અવેજીમાં હું તને પુત્રો, પૌત્રો, ધન–ભૂમિ–અરે દુનિયાનું ચક્રવર્તીપણું આપું! પણ તું આ વાત જવા દે. મરણોત્તર સ્થિતિ વિષે તું ન પૂછ.

નચિકેતા :—(સ્વગત) ગુરુદેવ મારી કસોટી કરે છે. કામ અને લોભનાં બહુરૂપી મહાગજ્યો'માગી સામે ધરે છે. પણ હું બ્રાહ્મણનો બાળક છું. બ્રાહ્મણને માટે તો પાર્થિવ પદાર્થો શિવનિર્માલ્ય છે. (પ્રકટ) ભગવાન્! આપની કૃપાથી એ બધું તો મળશે જ. એમાં માંગવાનું યે શું?

યમદેવ :—(સ્વગત) કેવો ઉસ્તાદ છોકરો! (પ્રકટ) પણ બેટા! હું તને મૃત્યુલોકમાં દુર્લભ વસ્તુઓ આપવા તૈયાર છું. ફક્ત તું આ પ્રશ્ન જવા દે!

નચિકેતા :—ભગવન્! આપ મને શાને ભરમાવો છો! બ્રાહ્મણ-બુદ્ધિ અનિત્ય પદાર્થોથી ન લોભાય! ભગવન્! આપ સાચેજ જો મારા ઉપર પ્રસન્ન હો તો મને આત્મવિદ્યા જ આપો! મને બીજું કશું ન ખપે!

યમદેવ :—(સ્વગત) આ બાલક પાર્થિવ પ્રલોભનોથી ખેંચાય એવો નથી! એ આત્મવિદ્યાનો અધિકારી છે. આત્માની એ પસંદગી પામેલો છે. (પ્રકટ) ધન્ય છે તને બેટા! અને ધન્ય છે તારાં માતા-પિતાને! તારા જેવા શિષ્યો જે ગુરુને મળે તે ગુરુનું પણ કલ્યાણ થાય. ચાલ એકાન્તમાં હું તને એ રહસ્ય વિદ્યાનુદાન કરું.

( ગુરુ શિષ્ય બન્ને એકાન્તમાં જાય છે. અને ત્યાં નચિકેતા અનુભવ પામે છે. )

## દૃશ્ય ૫ મું

(આત્મવિદ્યાની પ્રાપ્તિથી પરમપ્રશાન્ત-પરમતેજસ્વી આત્મધ્યાન -નિષ્ઠ નચિકેતા )

નચિકેતાઃ—( ધ્યાનમગ્ન )

હે પરમાત્મન્! આપના ચરણમાં આ બાળકનાં કોટિ વન્દન હો. હે પિતા! આપ સ્થાવર જંગમમાં તે તે રૂપે વર્તી રહ્યા છો. આપ જ જગતના આદિ છો મધ્ય છો અન્ત છો. હે પિતા! આપ જ સૌનું

સર્વસ્વ છે. ગુરુદેવ અને આપની પ્રસાદીથી હું આપને સચરાચરમાં અનુભવી રહ્યો છું. હે પિતા ! આપનાં તમામ નામરૂપો સુખી થાઓ. નીરોગી થાઓ. ભદ્રદર્શી થાઓ. દુઃખથી રહિત થાઓ. હે નાથ ! આપની ઓળખાણથી મને સમજાયું છે કે આપનો ભક્ત વિશ્વપ્રેમી અને વિશ્વદયાળુ હોય, પિતા ! મને વિશ્વપ્રેમ અને વિશ્વદયા દો. હે મંગલમય ! ( ધ્યાન છૂટે છે. સ્હામે ગુરુદેવને ઉભેલા જોઇ ).

નચિકેતા :—ગુરુદેવ ! પ્રભો ! આપને મારાં કોટિ નમન. આપની કૃપાથી મારો સંસાર ટળી ગયો ! હવે હું પૂર્ણ થયો !

યમદેવ :—( પરમપ્રસન્નતાથી ) બેટા ! તુ પરમાત્માનો લાલ છે. તારાં માતાપિતાને ધન્ય છે. અરે તે ભૂમિને ધન્ય છે જ્યાં તું ઉપજ્યો છે ! સૌમ્ય ! મારી તને રજા છે. હવે તું મર્ત્યલોકમાં જા. તારાં વૃદ્ધ માતાપિતાની સેવા કર. લોકસેવામાં ચન્દનની માફક સુગંધ પ્રસરાવતો ઘસાઈ જા. મારા તને આશીર્વાદ છે કે જ્યાં સુધી સૂરજ અને ચન્દ્ર ઝગશે ત્યાં સુધી તારી કીર્તિ અમર રહેશે.

નચિકેતા : (પ્રણામ કરતો) પ્રભો ! એ આપની પ્રસાદી છે. વત્સલગુરુ શ્રદ્ધાળુ શિષ્યને તો હૃદયદાન કરે ! પ્રભો ! આપના ચરણમાં વન્દન. હું જઉં છું.

યમદેવ :—જા. બેટા ! જા. शिवाः सन्तु ते पन्थानः ॥

( " श्री कृष्ण ! गोविन्द ! हरे ! मुरारे !

हे नाथ ! नारायण ! वासुदेव " બોલતો બોલતો નચિકેતા જાય છે. યમદેવ તેને જોઇ રહે છે ).

## દૃશ્ય ૬ ઠું

• . ઉદ્દાલક ઋષિનું વન.

( કૌટિલ્ય, વિભાવસુ, શૌનેમનસ )

શૌનેમનસ :—કેમ કૌટિલ્ય ! મેં ન્હોતું કહ્યું કે નચિકેતા તો

એ મોક્ષ બ્રહ્મજ્ઞાનથી જ સિદ્ધ થાય છે, " ઉતે ( બ્રહ્મ )ના જ્ઞાનથી જ મૃત્યુને મટાડી શકાય છે. મોક્ષને માટે એ ( બ્રહ્મજ્ઞાન )ના વિના અન્ય માર્ગ ( સાધન ) નથી " એમ શ્વેતાશ્વતર શ્રુતિ કહે છે " બ્રહ્મવિદ્ બ્રહ્મને પ્રાપ્ત કરે છે " એવું તૈત્તિરીય શ્રુતિનુ વાક્ય છે

એ બ્રહ્મજ્ઞાન અધ્યારોપ અને અપવાદ વડે પ્રાપ્ત કરવું જોઇએ

**અધ્યારોપ અને અપવાદ**

કારણ કે અધિષ્ઠાન ( મૂલવસ્તુ–બ્રહ્મ )ના જ્ઞાનનો ઉદય થવાથી એ મૂલ વસ્તુમાં આરોપિત થયેલા સંસારની નિવૃત્તિ થાય છે "તત્ત્વનો નિર્ણય અધ્યારોપ–અપવાદ–વડે કરવો જોઇએ" "૫કુર્મથી પ્રજાથી, કે ધનથી નહિ, (પણ) કેવલ ત્યાગથી જ ઋષિઓએ અમૃત (મોક્ષપદ) પ્રાપ્ત કર્યું " એવું કૈવલ્ય ઉપનિષદ્‌ની શ્રુતિ કહે છે એટલા માટે મુમુક્ષુએ અધ્યારોપ અને અપવાદ અવશ્ય સમજવા જોઇએ.

છીપમા રૂપાની, દોરીમા સર્પની અને થાભલામાં જેમ પુરુષની ભ્રાન્તિ

**માયા અને પ્રપંચની ઉત્પત્તિ અધ્યારોપ-અપવાદની સમજણ.**

થાય છે, તેમ નિષ્પ્રપંચ આત્મવસ્તુમાં (થયેલી) પ્રપંચ-વિશ્વવિસ્તારની ભ્રાન્તિ અધ્યારોપ કહેવાય છે અને આ અધ્યારોપ (આત્મ–)વસ્તુના અજ્ઞાનથી થયેલો છે અને એ અજ્ઞાનને(શાસ્ત્રમાં

---

( ૩ ) तमेव विदित्वातिमृत्युमेति नान्यः पन्था विद्यते ऽयनाय। ( શ્વે ઉ. ૬–૫

( ૪ ) ब्रह्मविदाप्नोतिपरम्। ( તૈ. ઉ. ૩–૧

( ૫ ) न कर्मणा न प्रजया धनेन त्यागे नैकेऽमृतत्वमानशु ( કૈ. ઉ. ૨

---

ચાર્યમાં મોક્ષની શ્રેષ્ઠતા સિદ્ધ કરે છે. વેદાન્તની શિક્ષણપદ્ધતિ સિદ્ધહસ્ત લેખકો એવો ક્રમ અનુસરે છે, કે જેથી સાધકનાં વિચ અને યુક્તિદ્વારા બુદ્ધિવિકાસ, શ્રદ્ધા, ભક્તિ અને સત્સંગદ્વારા ચિ શુદ્ધિ અને અભ્યાસદ્વારા અનુભવ દૃઢ થાય. બુદ્ધિવિકાસદ્વારા ?

અવિદ્યા. તમસ્, મોહ, મૂલપ્રકૃતિ, પ્રધાન, ગુણસામ્ય, અવ્યક્ત અને માયા પણ કહે છે. ધોળા, રાતા, અને કાળા રંગના દોરાના વળવાળી દોરીના જેવી એ મૂલપ્રકૃતિ સત્ત્વ (શ્વેત), રજસ્, (રક્ત), અને તમો (કૃષ્ણ) ગુણના સમુદાયરૂપ છે. પ્રલય અને મહાસુષુપ્તિ એવાં પણ એનાં નામ છે. પોતપોતાનાં કર્મ અને વાસનાઓને લીધે અનન્ત પ્રકારના જીવો, લાખના કકડામાં સુવર્ણની રેખાઓ ચોંટી હોય તેમ, સૃષ્ટિની પૂર્વે એ મૂલપ્રકૃતિમાં લીન થઇને પડેલા હોય છે. સુષુપ્તિ અવસ્થામાં આવો અનુભવ બધા મનુષ્યોને થાય છે. સૃષ્ટિની ઉત્પત્તિનો સમય આવે છે, ત્યારે જીવોનાં કર્મ પરિપક્વ થયાં હોય છે તેથી એ મૂલપ્રકૃતિ માયા, અવિદ્યા, અને તામસી એમ ત્રણ પ્રકારની બને છે.

**માયા, અવિદ્યા અને તામસી પ્રકૃતિ**

**માયાપ્રકૃતિ**

માયામાં વિશુદ્ધ સત્ત્વ-ગુણ પ્રધાન (મુખ્ય) હોય છે; અને સૃષ્ટિની પૂર્વે જે બ્રહ્મચૈતન્ય એમાં પ્રતિબિંબિત થઇને રહે છે, તે ઈશ્વર કહેવાય છે; એનાં અવ્યાકૃત અને અન્તર્યામી એવાં પણ નામ છે. એ જ જગતસૃષ્ટા છે; એ જ પરિપૂર્ણ બ્રહ્મચૈતન્ય છે.

તામસી (પ્રકૃતિ) થી અવચ્છિન્ન (મર્યાદિત) થઇને એ (પોતેજ)

---

નની નીસરણી ઉપર ચડવાને યોગ્ય યુક્તિઓ સમજી શકાય. શ્રદ્ધાદ્વારા પ્રાચીન ઋષિઓનાં અનુભવવાક્યોનાં પ્રમાણ તપાસી જ્ઞાની સંતો ઉપર ભક્તિ અને એમના સત્સંગમાં રુચિ ઉપજે અને જાગ્રતાદિ અવસ્થા, આનન્દમયાદિ પંચકોશ, તથા કારણાદિ શરીરની પ્રક્રિયા સમજવાથી, સાધક ધ્યાનયોગદ્વારા આત્મા વિના બીજું બધું અનાત્મા એટલે નાશવાન્ છે એવો અનુભવ કરી શકે. આ ગ્રન્થમાં એ જ પદ્ધતિ ગ્રહણ કરેલી છે.

અભ્યાસક જોઈ શકશે, કે ગ્રન્થકાર પ્રથમ સામાન્ય યુક્તિ વડે કોઈ પણ ચર્ચા ઉપાડે છે. પહેલાંના ઋષિઓનો એવો જ અનુભવ છે એમ

**તામસી પ્રકૃતિ; ઉપાદાન અને નિમિત્ત-કારણ**

જગતનું ઉપાદાન કારણ બને છે. કરોળિયો જેમ જાળાની વસ્તુ (ઉપાદાન કારણ) પોતાનામાંથી જ ઉત્પન્ન કરીને જાળાને (નિમિત્તકારણ થઈને) પોતે જ બનાવે છે, તેમ એ (બ્રહ્મચૈતન્ય) પોતાની ઉપાધિ જેમાં પ્રધાન છે તેનાથી ઉપાદાન કારણ અને જેમાં પોતે પ્રધાન છે, તેનાથી નિમિત્ત કારણ કહેવાય છે.

એ ઈશ્વરે કેવી રીતે જગતની રચના કરી એનું વિવેચન સાંભળો.

**જીવ અને ઈશ્વરના કારણ શરીર; કારણ સૃષ્ટિ, અવિદ્યા પ્રકૃતિ**

પ્રથમ જે અવિદ્યા કહી એમાં રજોગુણ પ્રધાન (મુખ્ય) છે, એ અનેક પ્રકારની છે, અને અનંત છે. એ અવિદ્યામાં પ્રતિબિંબિત થયેલા ચૈતન્યવાળા જીવો પણ અનન્ત છે. આ જીવ અને ઈશ્વરનાં વ્યષ્ટિરૂપ અવિદ્યા અને સમષ્ટિરૂપ મૂલ પ્રકૃતિ, એમ અનુક્રમે બે કારણ શરીરો છે. જીવ અને ઈશ્વર જ્યારે આ બે કારણ શરીરોમાં હોય છે, ત્યારે એ સુષુપ્તિ અને પ્રલય અવસ્થા કહેવાય છે; તેઓનાં પોતપોતાનાં એ કારણ શરીરોનું નામ આનન્દમય કોશ છે. આવી રીતે આ કારણ-પ્રપંચની સૃષ્ટિનું વર્ણન થયું.

---

બતાવવા માટે પછી પ્રમાણ આપે છે, અને છેવટે અંતર્મુખ કરાવવા માટે પિંડસ્થ આત્મા તથા અનાત્મા પદાર્થનું વિવેચન કરીને સાધકને અનુભવદ્વારા ખાતરી કરાવી આપવાનો સંકેત કરે છે. આમ યુક્તિ, શ્રુતિ અને અનુભવ-એ ત્રણ સાધન વડે વિવેચન કરી. આ ગ્રન્થમાં વેદાન્તના સિદ્ધાન્તનુ પ્રતિપાદન કરેલું જોવામાં આવશે.

પ્રથમ વર્ણકમાં પિંડમાંથી એટલે કે માનવી શરીરમાંથી આત્મા એક, અદ્વિતીય અને કેવલ છે, એ સમજાવવા માટે, શરીરની રચના સમજાવે છે; શરીરની રચના સમજાવવા માટે બ્રહ્માંડની રચના સમજાવવી પડે છે; કારણ, કે જે તત્ત્વોનો પિંડ બનેલો છે, તેનું જ ક

હવે સૂક્ષ્મસૃષ્ટિનું વર્ણન સાંભળો. ઈશ્વરના ઈક્ષણ ( દૃષ્ટિ, સંકલ્પ, ઇચ્છા ) વડે કરીને એ તમોગુણરૂપી પ્રકૃતિ બે પ્રકારની બને છે; એક આવરણશકિત અને બીજી વિક્ષેપશકિત. એમાંથી એ વિક્ષેપશકિત સૂક્ષ્મ આકાશ બની: આકાશમાંથી વાયુ, વાયુમાંથી અગ્નિ, અગ્નિમાંથી જલ અને જલમાંથી પૃથિવી. એ પાંચ ભૂતોનાં સૂક્ષ્મ ભૂત, અપંચીકૃત અને તન્માત્રા એવાં પણ નામ છે.

**સૂક્ષ્મસૃષ્ટિ; આવરણશકિત અને વિક્ષેપશકિતનું કાર્ય**

કારણ અજ્ઞાનમાંથી એને સત્ત્વ, રજસ્, અને તમોગુણ પ્રાપ્ત થાય છે. એ આકાશ વગેરેના પૃથક્ પૃથક્ સત્ત્વગુણના અંશમાંથી શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જિવ્હા અને ઘ્રાણ એમ અનુક્રમે પાંચ જ્ઞાનેન્દ્રિયો ઉત્પન્ન થઇ. એજ આકાશ વગેરેના સત્ત્વગુણના સમષ્ટિ અંશમાંથી અંતઃકરણ બન્યું; અને મન, બુદ્ધિ, અહંકાર અને ચિત્ત એવા ભેદ વડે એ ચાર પ્રકારનું કહેવાય છે. તેમાં બુદ્ધિમાં અહંકારનો અને મનમાં ચિત્તનો અંતર્ભાવ પણ ગણાય છે.

એવી જ રીતે એ આકાશ વગેરેના રજોગુણના અંશમાંથી વાચા, હસ્ત, પાદ, મલદ્વાર, અને જનનેન્દ્રિય એમ પાંચ કર્મેન્દ્રિયો ઉત્પન્ન થઈ. આકાશ વગેરેના રજોગુણના સમષ્ટિ અંશમાંથી પાંચ પ્રાણ ઉત્પન્ન

---

હ્માંડ બનેલું છે. ભેદ કેવલ ન્હાના મોટાનો છે, વસ્તુઓનો નહિ.

જ્યાં સુધી અનાત્મ પદાર્થ ન સમજાય, ત્યાં સુધી આત્માની ઓળખાણ ન પડે; એ બન્નેના સ્વરૂપ જુદા જુદા છે એમ સમજાવવા માટે વિવેક કેળવવો જોઇએ. વેદાન્તના અભ્યાસની શરૂઆત કરનારને ઘણીવાર વેદાન્ત શરૂઆતમાં અઘરું પડે છે કે વિષય શુષ્ક લાગે છે, એનું કારણ એ છે, કે આત્મા એક છે અને અનાત્મ પદાર્થો અનેક છે; એક અનેકમાં અટવાઈ પડયો છે અને તે પણ વિપરીત સ્વભાવે અને સ્વરૂપે: એટલે જ્યાં સુધી એક એક અનાત્મ પદાર્થને વીણીવીણીને, એનાં ઊંડાણમાં ઊતરી એના સ્વરૂપની પરીક્ષા ન થાય, ત્યાં સુધી

યથા, પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન એમ એના પાચ ભેદ છે એ જ્ઞાનેન્દ્રિય પચક (૫), કર્મેન્દ્રિયપચક(૫), પ્રાણપચક (૫), મન અને બુદ્ધિ મળીને સત્તર અવયવવાળું સૂક્ષ્મ શરીર લિગ નામથી ઓળખાય છે એજ (સુખ દુ ખના) ભોગનુ સાધન છે. જીવ અને ઈશ્વર જયારે આ સૂક્ષ્મશરીરમા હોય છે, ત્યારે એ સ્વપ્ન અવસ્થા કહેવાય છે. એમાં વિજ્ઞાનમય કોશ મનોમયકોશ અને પ્રાણમયકોશ છે, આ સૂક્ષ્મસૃષ્ટિનુ વર્ણન થયુ

**સ્થૂલ સૃષ્ટિ:** હવે સ્થૂલસૃષ્ટિ કહીએ જેમાં તમોગુણ પ્રધાન છે, એવાં પ્રત્યેક અપચીકૃત આકાશ વગેરે પાચે ભૂતોના સરખા બે ભાગ થયા, તેમાથી પ્રત્યેકના અર્ધ ભાગના ચાર ભાગ પડયા; પ્રત્યેક પોતાનો અર્ધ ભાગ છોડીને બીજાં ભૂતોના અર્ધભાગની સાથે મળી ગયુ, એ મિશ્રક્રિયા પચીકરણ કહેવાય છે એવી રીતે પાચ તત્ત્વો પાચ પ્રકારે વિભક્ત થયા, એ પચીકૃત ભૂતોમાંથી બ્રહ્માંડ, તેની અદરનાં ચૌદ ભવન (લોક) તેમા અંડજ, જરાયુજ, સ્વેદજ અને ઉદ્‌ભિજ્જ એમ ચાર પ્રકારનાં સ્થૂલ શરીરો, તથા અન્ન વગેરે ભોગ્ય વસ્તુઓ ઉત્પન્ન થઈ. જીવ અને ઈશ્વર જ્યારે આ સ્થૂલ શરીરમાં હોય છે, ત્યારે જાગ્રત અવસ્થા કહેવાય છે. આ સ્થૂલ (શરીર) જ અન્નમય કોશ છે, આમ

---

આત્મા ઓળખાય એમ નથી, એમ ન થાય તો અનાત્માને જ આત્મા માનવાની, અને ઓળખવાની ગભીર ભૂલ થવાનો સંભવ છે.

સાધકે શરૂઆતથી જ ધીરજ રાખવી, અને ત્રણ ગુણ, પંચતત્ત્વ, પંચવિષય, પચ જ્ઞાનેન્દ્રિય, પચ કર્મેન્દ્રિય, પંચ પ્રાણ, ત્રણ શરીર, ત્રણ અવસ્થા, પચ કોશ, ચાર અંત કરણ ઉપરાંત જીવનું સ્વરૂપ-વગેરે બધુ જે બહાર બ્રહ્માંડમાં નહિ, પણ શરીરમાં જ છે જેના વડે રોજનો વ્યવહાર કરાય છે, અને એ બધું અનાત્મા હોવા છતાં એને જ આત્મા માનીને અજ્ઞાની દશામા વ્યવહાર થાય છે, એને ઓળખવા જોઈએ.

સ્થૂલ સૃષ્ટિનું વર્ણન થયું.

આ કારણશરીર, સૂક્ષ્મશરીર અને સ્થૂલ શરીર એ પ્રત્યેક વ્યષ્ટિ અને સમષ્ટિના ભેદ વડે બે પ્રકારનાં છે. જેમ વન અને ગ્રામ વગેરે સમષ્ટિ છે અને વૃક્ષ અને ગૃહ વગેરે વ્યષ્ટિ કહેવાય છે, તેવી જ રીતે સમસ્ત શરીરો સમષ્ટિ અને એક શરીર વ્યષ્ટિ કહેવાય છે. તેમાં સમષ્ટિની ઉપાધિવાળો ઈશ્વર છે, અને જીવની ઉપાધિ વ્યષ્ટિ છે. તેમાં પણ વળી કારણ સમષ્ટિને લીધે ઈશ્વર અને કારણ વ્યષ્ટિને લીધે જીવ; સૂક્ષ્મ સમષ્ટિ વડે હિરણ્યગર્ભ અને સૂક્ષ્મવ્યષ્ટિ વડે તૈજસ; તથા સ્થૂલ સમષ્ટિ વડે વૈશ્વાનર, અને સ્થૂલ વ્યષ્ટિ વડે વિશ્વ; આવા જીવ અને ઈશ્વરના અવાન્તર (પેટા) ભેદ છે.

**વ્યષ્ટિ સમષ્ટિભેદ**

આ ઈશ્વર જ સત્ત્વ, રજસ્ અને તમોગુણની ઉપાધિવડે બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્રરૂપ ધારણ કરીને (જગતનાં) સૃષ્ટિ, સ્થિતિ (રક્ષા) અને સંહાર (લય) કરે છે. બ્રહ્માનો વિરાટ્ (વૈશ્વાનર) પુરુષમાં, વિષ્ણુનો હિરણ્યગર્ભમાં અને રુદ્રનો ઈશ્વરમાં અંતર્ભાવ મનાય છે. આવી રીતે પ્રપંચની ઉત્પત્તિ સમજાવી. એનું નામજ અધ્યારોપ; એ વિક્ષેપશક્તિનું કાર્ય છે.

**ત્રિગુણ અને એના અધિષ્ઠાતા**

હવે આવરણશક્તિના કાર્યનું વર્ણન કરીએ. ઈશ્વર અને આત્મ-

---

[1] એ બધાં શરીરમાં જ છે, એટલે જેમ ભૂગોળ ભણતાં નકશા ઉપર ગામ, નદી, દેશ, પહાડ, વગેરે ઉપર આંગળી મૂકી મૂકીને વિદ્યાર્થી સાથે સાથે ભૂગોળનું પુસ્તક વાંચતો જાય છે, તેમ વેદાન્તમાં પણ જે શરૂઆતમાં આ પંચીકરણનું વિવરણ, કે જે લગભગ બધા ગ્રન્થમાં આવે છે અને આવવું જ જોઇએ, તેને ગ્રન્થ વાંચતાં વાંચતાં પોતાની બુદ્ધિથી એક એક કરીને ઓળખતાં શીખવું જોઇએ.

ઉપરના નિયમને અનુસરીને જ પ્રથમ વર્ણકમાં ઘણા એવા શબ્દો

નથી તે ( माया ) માયા, ( न=अ, विद्यते ) જે વિદ્યમાન નથી તે ( अविद्या ) અવિદ્યા; આવી એ શબ્દોની વ્યુત્પત્તિને લીધે માયાનું કલ્પિતપણું સિદ્ધ થાય છે. આ પ્રમાણે બ્રહ્મ વિના અન્ય કાંઈ છે જ નહિ, તે " બ્રહ્મ હું જ છું " એમ વિચાર કરીને જે જ્ઞાન પ્રાપ્ત કરે છે, તે જ જીવનમુક્ત છે, એવો વેદાન્તનો સિદ્ધાન્ત છે.

---

ભેદભાવે હોવું જોઈએ; તેથી પિંડનાં બધાં લક્ષણોને બ્રહ્માંડનાં અંગ-ઉપાંગ સાથે મેળવી, ઈશ્વર અને જીવનાં લક્ષણો વર્ણવી, એ બેમાંથી જેટલો ક્ષણેક્ષણે બદલાતો જે ભાવ છે, તે અમુક અંશે કહાડી નાંખી, જે યુક્તિ વડે એનો શુદ્ધ ભાવ અને એની એકતા સમજીને અનુભવવાનાં છે, તેનો શ્રુતિ, યુક્તિ, અને અનુભવ વડે વિચાર આ ગ્રન્થમાં બહુ સુંદર રીતે કર્યો છે; આશા છે કે વાચકને આ ગ્રન્થ નિત્યના અભ્યાસમાં ખૂબ ઉપયોગી થઈ પડશે. અપૂર્ણ



# પરમહંસ સ્વા. શ્રી. રામતીર્થજી
## ની
# નીતિકથાઓ

( ગતાંકથી ચાલુ )

કથકઃ-શ્રી. નર્મદાશંકર હ. વ્યાસ, બી. એ.



[ ૧૯ ]

### " ખુદાના ઓલિયા "

આ એક મુસ્લીમ સાંઇની કથા છે. સાંઇબાવા ઘણા ગરીબ હતા. પોતાનું સમસ્ત જીવન એમણે ખુદામય કરી દીધેલું અને ખુદાને ચરણે અર્પણ કરેલું હતું. તેમને પોતાના શરીરનું લવલેશ પણ ભાન નહોતું; તેઓ આ દુનીયામાં વિચરે છે તેનો પણ તેમને જરાય ખ્યાલ નહીં રહેલો. તેમને મન આ ભૌતિક દુનિયા રહીજ નહોતી. તેઓ પોતે ખુદામય હતા અને સારી આલમને ખુદાના નૂર તરીકેજ માનતા. પ્રભુમય બનેલા માનવીના, ડગલે ને પગલે તેમજ જીવનનાં અણુએ અણુમાં પ્રભુતા પ્રસરતી હોય છે. લોકવાયકા છે કે જ્યારે તેઓ રસ્તે ચાલતા, ત્યારે તેમના શરીરના પ્રત્યેક રુંવાડામાંથી ખુદાનું સંગીત સંભળાતું. " હક અનલ હક " એટલે કે " બ્રહ્મ, હું, બ્રહ્મ છું—अहम ब्रह्मास्मि—" એવો

અભેદ નાદ સતત્ તેમના જીવનમાં ગુંજ્યા કરતો.

જગતનાં સાધારણ માણસો તેમને સમજી શકતાં નહિ. અને પોતાને ખુદા કહેવરાવી ખુદાના નામની એ બદનામી કરતો હતો તેથી તેને દેહાંત દંડની શિક્ષા કરવા એ બધાં તત્પર બની જતાં. પણ તે તો સંપૂર્ણ ખુદામય બની ગયેલ, એટલે જીવનની પ્રત્યેક પળે તેમના મુખમાંથી ' અનલ હક, અનલ હક–હું બ્રહ્મ છું, હું બ્રહ્મ છું–' તેવો નાદ નીકળ્યાજ કરતો. આ નાદનું પણ તેમને ભાન નહોતું. ઉંઘતા માણસને જેમ પોતાનાં નસકોરાના ઘસઘસાટનું ભાન નથી થતું, તેમ સાંઇબાવા પણ ખુદાની મસ્તીમા એવા મસ્ત બની ગયેલા, કે તેમને પોતાના શરીરના કોઈ પણ બાહ્ય વ્યવહારનું, અને ઇન્દ્રિયોના વ્યાપારનું જરા પણ ભાન થંતું નહીં. તેમના મુખમાંથી સતત્ નીકળતા 'અનલ હક–બ્રહ્મનાદ–'ના શબ્દો ઉંઘતા માણસના નસકોરાનાં અવાજ જેવા સ્વાભાવિક .હતા. પણ લોકો તેની ખુદામય કક્ષાને કે તેમના મસ્ત જીવનને સમજી શકે તેમ નહોતાં; તેઓ તેને મારીજ નાખવા માંગતા હતા. પણ ખુદાના ઓલીયાને મૃત્યુ શું ? અને તેનો ભય કે ભાનજ શાનું હોય ? મૃત્યુ તો શરીરનું છે, અને ખુદાની મસ્તીમાં તેઓ શરીરભાન તેમજ શરીરભાવ ભૂલેલા હોય છે.

પણ લોકોએ તો ખુદાના ઓલીયાને શૂળીને લાકડે ચડાવી દીધા. શૂળીએ સૂતેલા ઓલીયાના મુખ ઉપર દિવ્ય તેજની ભવ્ય રેખાઓ ચમકવા લાગી, અને તેના પાર્થિવ શરીરના અણુએ અણુમાંથી બ્રહ્મનાદનું અપાર્થિવ સંગીત ગુંજી ઊઠયું.

આગળ લોકવાયકા એવી છે, કે તેમના શરીરમાંથી ટપકતાં રક્તબિંદુઓને એક કન્યા એકઠાં કરી, તેના ઘૂંટ ભરી ગઈ. આ કન્યા પણ ખુદાની મસ્તીમાં રાચનારી, અસાધારણ દેદીપ્યમાન નવયૌવના હતી. તેણે એક દિવ્ય બાળકને જન્મ આપ્યો. આ બાળક જગતના એક અભૂતપૂર્વ સંત–ઓલીઆ તરીકે પંકાઈ ગયેલ છે. જન્મથીજ એ ખુદામય હતો. જેવા અલૌકિક સંજોગોમાં તેનું ઉદ્ભવ સ્થાન હતું, તેના કરતાં પણ વિશેષ અલૌકિક તેનું જીવન પ્રતિક્ષણે ખીલી રહ્યું હતું. સંસાર કે માયાનાં બંધન તેને સ્પર્શી પણ શકે તેમ નહોતાં. તે દેવબાલ હતો, ખુદા હતો. બ્રહ્મના નાદ તેના મુખમાંથી પણ સતત્ ગુંજ્યાં કરતા. બ્રહ્મની કવિતાનો અસ્ખલિત પ્રવાહ તેના મુખમાંથી વહેતો. તેની વાણી દિવ્ય હતી, તેનો શબ્દે શબ્દ કવિતામય હતો, તેનો પ્રત્યેક બોલ અનુપમ કાવ્ય હતું. એ કાવ્યગાન બ્રહ્મગાન હતું.

આ ઓલીયાના જીવનમાં એક અસાધારણ ઘટના બનેલી એમ કહેવામાં આવે છે. એક વખત ખેલ કરનારાઓનું કોઇ ટોળું તેમની પાસે આવ્યું. વાત એમ હતી કે, આ ખેલ કરનારાઓ રાજાની સમક્ષ દરરોજ સાંજે મનોરંજનનો કાર્યક્રમ કરતા. રાજા તેમના ભાતભાતના ખેલ જોઇ બહુ ખુશ થતો અને તેઓને એક હજાર સોના મહોર આપવાનો હુકમ કરેલો. બીજે દિવસે રાજાને વિચાર થયો કે એવી રીતે એક હજાર સોના મહોર જેવી મોટી રકમ માત્ર ખેલના બદલા તરીકે દરરોજ આપી દેવી તે યોગ્ય નહિ. તેને પશ્ચાત્તાપ થવા લાગ્યો. રાજાએ યુક્તિ કરી; ખેલ કરનારાઓને

ફરમાવ્યું કે તમે સિંહના વેશમાં, સિંહનો આબેહુબ પાઠ ભજવી આપો, તોજ તમને ઇનામ આપવામાં આવશે, અને નહિં તો તમારી સઘળી માલ મિલ્કત દંડ તરીકે જપ્ત કરી લેવામાં આવશે. સિંહનું દશ્ય બતાવી શકવાની શક્તિ તેમનામાં નહોતી. રાજાને ખુશ કરવાનું તેમને માટે હવે શક્ય નહોતું.

આ સંકટગ્રસ્ત લોકો રોતા કકળતા, આક્રંદ કરતા સાંઇબાવા પાસે આવ્યા ખુદામય બનેલા ઓલીયા માટે સારુંએ જગત ખુદાનું હતું. ખુદાથી વ્યાપ્ત હતું. જગતનાં જુદાં જુદાં પાર્થિવ શરીરો તેને મન બ્રહ્મસ્વરૂપોજ હતાં. પ્રકૃતિના પ્રત્યેક અણુ સાથે તેમની તલ્લીનતા અને એકરૂપતા, જગતનાં પ્રત્યેક પ્રાણી અને માનવી પ્રત્યેની તેમની સહાનુભૂતિ અને પ્રેમની પ્રતીતિ કરાવતાં ખેલ કરનારાઓને તેમણે કહ્યું કે " તમે રડો નહિ, મૂઆઓ નહિ, આનંદ કરો; હું સિંહનું દશ્ય કરી બતાવીશ. " બીજે દિવસે રાજ દરબારમાં બધાની સમક્ષ ખુદાના ઓલીયા આવી ઉભા, અને બીજીજ ક્ષણે સિંહના સ્વરૂપમાં પલટાઇ ગયા. સમસ્ત સભાગૃહ આશ્ચર્ય અને તાજુબીમાં ગરકાવ થઈ ગયું. સિંહ તો ગર્જના કરવા લાગ્યો અને પેલીજ તરાપ રાજબાળકો ઉપર મારી રાજાના કુંવરને ફાડી નાખ્યો. બીજા એકાદા બાળકને લઈ ઊંચે ઉછાળ્યું. સભામાં ભયનું વાતાવરણ છવાઇ ગયું.

આ ઓલીયા ખરેખર ખુદામય બની ગયા. એ પોતે એક નાનું સરખું ક્ષણજીવી શરીર છે, એ ખ્યાલ પણ તેમની કલ્પનામાં નહોતો. તે તો બ્રહ્મનિષ્ઠ બની વિશ્વરૂપ બની ગયા.

હતા. સિંહ પણ તેમને મન બ્રહ્મનુ સ્વરૂપ હતું, પોતે પણ બ્રહ્મમય હતા; એટલે જેવો વિચાર કરે તેવું સ્વરૂપ ધારણ કરી શકે; માત્ર એક જ ક્ષણમાં તે માનવીના સ્વરૂપમાંથી સિંહસ્વરૂપમાં બદલાઇ ગયા. બ્રહ્મસ્વરૂપ બનેલાં પ્રત્યેક માનવીની ઇચ્છા, વિચાર કરતાં જ તત્ક્ષણ પરિતૃપ્ત થાય છે. એજ પ્રમાણે સાંઇબાવા એ સિંહ સ્વરૂપે દેખાવાનો વિચાર કરતાં જ તેમનુ માનવ શરીર, સિંહની કાયામાં બદલાઈ ગયુ.

ખેલ પૂરો થયો, અને ખુદાના ઓલીયા ત્યાંથી ચાલતા થયા. માનવકાયામાં પલ્ટાયા પછી તેમને કોઇને માન આપવાનું કે ખુશામત કરવાનું, ઇનામ લેવાનુ કે વાહ વાહ સાંભળવાનું તો હતું જ નહિ. રાજાના ક્રોધની પારાશીશી ઠેઠ સુધી ચડી ગઇ હતી. આખોએ રાજદરબાર ભય અને ક્રોધથી નીતરતો હતો. સાંઇને બરાબર ઠેકાણે કરી દેવા બધા તત્પર થઇ ગયેલા.

સાંઇ પાસે આવી, પહેલાં તો તેમણે આજીજી કરી, "કૃપા કરી આ રાજપુત્રને પુનઃ જીવનદાન આપો એમ વિનવવા માંડયું. જો તમે તેને મારી શકો, તો તમે એને જીવતદાન પણ જરૂર આપી શકો એમ છો. ખુદાના નામથી અને ખુદાની ખાતર બાળકને ફરી જીવન બક્ષો."

ખુદાનાં ઓલિયા હસ્યા અને બોલ્યા, "ખુદાના નામની ખાતર બાળક પુનઃ જીવન્ત બનો, જીવ ધારણ કરો."-પણ બાળકમાં જીવનો સંચાર થયો નહિ. સાંઇએ કહ્યું: "ખુદાના નામથી બાળકમાં જીવ આવતો નથી." ફરી વખત તેણે

આદેશ કર્યો. "ખુદાના નામની ખાતર સજીવ બનો," છતાં બાળક મૃત્યુની છાયામાં ઘેરાયેલું જ પડેલું હતું. સંત સ્મિતવદને ફરી બોલ્યા "મારો હુકમ છે કે જીવનને ધારણ કરો" અને બાળક આળસ મરડી ઊભું થયું. આ નર્યું સત્ય છે. "**મારા નામથી, મારા આદેશથી સજીવન થાઓ.**" સંતના આ શબ્દથી રાજપુત્ર સંપૂર્ણ સ્વાસ્થ્યમાં આવી ગયો.

રાજપુત્ર તો જીવતો થયો પણ લોકો સાંઈના વર્ત્તનને સહી ન શકયા. લોકોને લાગ્યું કે આ માણસ ઘમંડી છે. ઈશ્વરની શકિત પોતે ધારણ કરે છે, તેવો ડોળ કરે છે. પોતાને ખુદા તરીકે જાહેર કરે છે. આવા ધર્મદ્રોહી પ્રભુદ્રોહીને મૃત્યુને શરણ જ કરી દેવો જોઇએ. પણ સાંઇને મૃત્યુ જેવું શું હતું ? લોકો તેને સમજી શકતા નહોતા; તે પોતાના શરીરને સંબોધીને કંઇ બોલતા નથી કે કંઇ કરતા નથી. તેણે તો પોતાના દેહભાવ, અહંભાવ કે મમત્વને પ્રથમથી જ હોમી દીધા છે. લોકોને, તેમને જીવતાને જીવતા ચીરી નાંખવા હતા. લોકવાયકા એવી છે કે ખુદાના એ ઓલિયાએ પોતાના જ નખ વડે પોતાના શરીરની ચામડીની ખોળ ઉતારી નાખી, અને ટુકડે ટુકડા કરી ફેંકી દીધી. એ પ્રસંગે બનાવેલું સાંઇનુ એક સુંદર કાવ્ય છે. આ કાવ્યનો ભાવ આત્મભાવ છે, બ્રહ્મભાવ છે. પોતે પોતાને જ સંબોધે છે, જેને મન દુનિયાનું વિષ, અમૃત છે અને સંસારનું અમૃત જેને ઝેર છે. સંસારનું સુખ, દુન્યવી આનંદ, પાર્થિવ મોજશોખ ઝેરથી ભરેલો શરાબ છે. એની પાછળ વલખાં મારતો માનવ જંતુ શ્વાન કરતાં ચડીયાતો નથી. સંસારમાં વિલસનાં

માનવ શ્વાનો માટે માંસ અને રુધિરમાં જ ક્ષણિક આનંદની લહરીઓ માણવાની હોય છે.

સત્યની ખાતર જો પાર્થિવ શરીરનું બલિદાન આપવું પડે તો જરૂર આપવું. દેહવિસર્જનથી દુન્યવી સંબંધોનો નાશ આપોઆપ થઈ જાય છે. સત્યની ખાતર સંસારના સુખનું બલિદાન તો સત્યને પંથે પહેલું પગથીયું છે પણ સત્યની સીડીનું આરોહણ કરતાં જીવનનું સર્વસ્વ-અલબેલી કાયા અને થનથનતું યૌવન-પણ હોમી દેવાં પડે, તો ય વધારે નથી. દુન્યવી વાસનાનાં વિસર્જનમાં સત્યનું સ્થાપન રહેલું છે. માયાનાં બંધનમાં સંપૂર્ણ સ્વતંત્ર બનેલો માનવી પોતે જ સત્યનું બ્રહ્મનું સ્વરૂપ છે.

બોધ-બ્રહ્મમય બનેલો માનવી, ચિંતવ્યું અનુભવી શકે છે. તેનો આદેશ કુદરત ઉથામી શકતી નથી.

[ ૨૦ ]

" હિમાલયની એક ગુફા "

સ્વામી રામ હિમાલયની જે ગુફામાં રહેતા, ત્યાં અવારનવાર ભૂત-પ્રેત આવતાં. આસપાસના ગામડાનાં લોક કહેતા કે એ ગુફામાં રાત્રિ પસાર કરનાર કોઇ પણ સાધુ જીવતો રહ્યો નથી. જ્યારે રામે તેમાં રહેવાની ઇચ્છા દર્શાવી, ત્યારે બધાં આશ્ચર્યચકિત થઇ ગયાં ! રામ ત્યાં મહિનાઓ સુધી રહ્યા અને તેમને કોઇ દિવસ ભૂત-પ્રેતનો પડછાયો પણ માલૂમ ન પડયો. જાણે કે બધાં નાસી ન ગયાં હોય ! ગુફાની

જેવા પ્રસંગો આવી પડે છે તે વખતે આપદ્ ધર્મ સમજાવે છે, અને જગજાહેર વાત હજીએ નિર્ભેદ સનાતન ધર્મની સત્યપૂર્તિ રીતે સ્પષ્ટ છે કે ગીતા ધર્મે જ લોકમાન્ય તિલક અને મહાત્મા ગાંધીજીના જીવનને ઉજવાળ્યાં છે, જે તે બેઉ મહાન દેશભક્તોની ગીતા ઉપરની ટીકાઓ વાંચતાં સહજ સમજાશે.

જ્યાંસુધી આ જીવંત વેદાંતધર્મ ગીતા સ્વરૂપે ભારતવર્ષને પ્રજ્વલિત કરી રહેલ છે અને સદાય તે સનાતન ધર્મ તરીકે કરી જ રહેશે; ત્યાંસુધી કશીએ નિરાશાને અવકાશ નથી. કેમ કે સર્વ ધર્મોપદેશના સાર રૂપે જે વેદાંત રહેલ છે, તેનું તારતમ્ય ગીતામાં આવર્ત થયેલું છે.

વેદાંત તો કેવળ જીવંત જ્ઞાનસંહિતા છે; શુષ્ક વેદાંત એ તો પરસ્પર વિરોધ-વાચક શબ્દ છે. સાચો વેદાંતી તો શુષ્ક હોઇ શકે જ નહિ. જ્ઞાન માત્ર એક અભ્યાસ ચર્યા છે, જે અભ્યાસ મટતાં જીવનમાં ચરી રૂપે ઉતારવાની જરૂર છે. દરેક વિજ્ઞાનના અંગતે જેમ જે તે વિષયમાં વ્યવહાર રૂપે જોડવું–applied કરવું પડે છે, તેમ વેદાંત જ્ઞાનને અનુભવગમ્ય કરી જીવનભરમાં ઉતારી પાગને મારી પકવીએ તેમ જ્ઞાનના પરિપાકને જીવનમાં-જીવનના દરેક પ્રસંગમાં ઉપલબ્ધ કરી વ્યવહારમાં ઉતારવું પડે છે—નહિ તો પછી ખંડન-મંડનમાં જ સૌ કાંઈ સમાપ્ત થાય તો પછી, અખા ભગતે વેદાંત વિષે કહેલું છે તેમ—

"એકનું થાપ્યું, અન્ય કો લહે,
"અન્યથી આપનો, અધિકો ગણે–
"અખા એ અંધારો કૂવો,
"ઝગડો ભાગી કોઇ ન મુવો."

આમ વેદાંતજ્ઞાન જીવનમાં માર્ગદર્શક નિવડે તે અર્થે સ્વામીજી શ્રી૦ રામતીર્થે અનેક પ્રવચનો કર્યાં ઉપરાંત પુષ્કળ લખ્યું છે, જે

સૌ વાંચી-વિચાર્યા પછી પોતપોતે સમજી લેવું ઘટે છે, કે કેવી રીતે ભારત વર્ષના ઉત્કર્ષ અર્થે વેદાંત ઉપયોગી થઇ પડે. આ પહોરો જાગ્રતિનો છે-હિંદ, ચીન-ખુદ-એશીઆખંડ 'સમસ્તની હાલત વારા ફેરી મુજબ દિન પર દિન પલટાતી જાય છે, અને ચોરોનો ઉપદ્રવ હોય ત્યાં સૂવું-ઊંઘતા રહેવું પરવડે નહિ, તેમ હિંદુ પ્રજાની પરિસ્થિતિ છે. હજી પે હિંદુત્વ જળવાઇ રહે અને ભારતવર્ષની ઉન્નતિ થાય તે અર્થે બધી રીતે હિંદુ પ્રજા જાગ્રત રહેશે તો ઘણું પે બચે તેમ છે. નહિ તો આફ્રિકાનો વિકાસ થાય, પરંતુ તેમાં આફ્રિકનો-આફ્રિકાના વતનીઓની ઉન્નતિ સમજવાની નથી, તેમ જ હિંદુસ્થાનનું કે ચીન-ઈરાક-ઈરાન કે બીજા એશીઆટીક દેશોનું સમજવાનું, સબબ કે, આ વખત એકલો જાગ્રત રહેવાનો નહિ, પણ ઉત્તિષ્ઠત્ થવાનો-ઉર્દ્ધ્વગામી થવાનો અને વરતી પ્રાપ્તિ ના થાય ત્યાં સુધી-ભારત વર્ષના ઉત્કર્ષ અર્થે-બીલકુલ નહિ અટકવાનો છે, આરંભે શૂર રહેવાનો હરગીજ નહિ.

卐

# સ્મરણમૌક્તિક

## સમ્પાદક –સ્વા શ્રી નિર્ભયતીર્થજી

卐

હે આત્મદેવ! તમે શરણાગત જીવની રક્ષા કરો છો, એમ અમે વેદવાક્યોમાં સાંભળ્યું છે તેથી જન્મમરણાદિની નિવૃત્તિ માટે, હું અનાથ આપને શરણે આવ્યો છુ જે વેદો પ્રમાણરૂપ હોય અને શંકર જીવિત અવસ્થામા અને મોક્ષાવસ્થામા સુખ આપવા પરિપૂર્ણ હોય, તો મને અધિકારીને જન્મમરણના દુઃખથી મુક્ત કરો તમારે શરણે આવ્યો છુ. અમને જ્ઞાન થાય ત્યા અમારુ અને અમારા પુત્રાદિનું રક્ષણ કરો, હિંસા કરશો નહિ

જો આત્માદિની પેઠે આત્મા તટસ્થ–દૂર હોત, તો તેની પ્રાપ્તિ ક્રિયા માર્ગે થાત, પણ આત્મા અને ઈશ્વર એક જ છે, તેથી તેની પ્રાપ્તિ જ્ઞાનથી થાય છે જો કોઈ એમ કહે છે, કે વિચારદૃષ્ટિએ મારો ભેદભ્રમ નિવૃત્ત થતો નથી, તો તેણે એમ વિચાર કરવો, કે જ્ઞાનશક્તિરૂપ અંતઃકરણ તો એક જ છે તે ઇન્દ્રિયો દ્વારા–ઉપાધિ દ્વારા ભેદ જુએ છે, તેની ઉપાધિઓનો વિવેક કરી એકતા જોવી વળી સર્વ વિજ્ઞાનોનુ આશ્રય હૃદય એક જ છે આ આશ્રયનો આધાર માયાસબલ ઈશ્વર, જે વિશ્વનુ કારણ છે, તે પણ એક જ છે, તેથી તેનુ ભાસક શુદ્ધ ચેતન પણ એક જ છે આમ અદ્વૈત કેમ તમારા મનમા ઊતરતુ નથી

બ્રહ્મરૂપ આત્માનુ નામ ( ॐ ) ઓંકારરૂપ પ્રણવ છે તેમા ચિત્તની વૃત્તિઓનો પ્રવાહ, તે બે અરણીઓનુ મંથન છે આ દેહસન્ધાન નીચેની અરણી છે, પ્રણવ વસ્તુ ઉપરની અરણી છે આ પ્રણવ તે મારુ નામ છે એમ ચિંતન કરવુ. તાત્પર્ય કે આ સંઘાતમાં અનુપ્રવિષ્ટ જે પ્રણવના અભિધાનને યોગ્ય વસ્તુ છે, તે વસ્તુ જ મારો આત્મા છે એમ ધ્યાન કરવુ આ રીતથી અવશ્ય સાક્ષાત્કાર થાય છે.

જ્ઞાન તે એવો કેવો પદાર્થ છે, કે જે પોતાનુ. પોતાપણુ ત્યજીને વિજાતીય ઘડારૂપે ભાસે છે? અર્થાત્ જ્ઞાનની સ્વપ્રકાશકતા શી રીતે સમજવી? પ્રકાશ એટલે અજવાળુ, સૂર્ય દીપકાદિ જડ પદાર્થો પણ પ્રકાશે છે અને આત્મા પણ પ્રકાશે છે, તથાપિ આત્મા

સ્વપ્રકાશ છે. પ્રદીપાદિ પરપ્રકાશ છે; આત્માનો પ્રકાશ આત્માથી ભિન્ન નથી, અર્થાત્ પ્રકાશ એ આત્માનો ધર્મ નહિ પણ સ્વરૂપ જ છે. આત્મા એ જ પ્રકાશ અને પ્રકાશ એ જ આત્મા. જો આત્માનો પ્રકાશ પ્રદીપના પ્રકાશ જેવો હોત, તો આત્મા પણ પ્રદીપની પેઠે જડ થઇ જાય. તેથી આત્મપ્રકાશ બીજા બધા જડ પ્રકાશોથી વિલક્ષણ છે એ સ્પષ્ટ છે. હવે પ્રશ્ન એમ થાય છે, કે આ વિલક્ષણતા યુક્તિથી કેમ સિધ્ધ થઈ શકે! ભગવાન શંકરાચાર્યની દલીલ અહીં બરાબર સમજીને મનમાં ઉતારવાની છે. તંત્રાલોકમાં કહે છે કે દીવાના પ્રકાશમાં અને ચેતનના પ્રકાશમાં ફેર છે. દીવો જડ છે અને તેનો પ્રકાશ પણ જડ છે. જો કે અર્થના પ્રકાશન સમયે દીવાનો પોતાનો પ્રકાશ પણ થાય છે, પણ તે જ્ઞાનનો પ્રકાશ નથી. વળી દીવો પોતાની પ્રભાના પ્રસરથી વસ્તુને પ્રકાશ આપે છે, તેથી કાળા પટમાં પણ રક્ત પટનો ભ્રમ થાય, અને ઝાંખા દીવામાં વસ્તુ કદાચ પ્રકાશે પણ નહિ. અર્થાત્ વસ્તુને પ્રકાશવા પૂરતું અજવાળુ હોય, તો જ વસ્તુ દેખાય છે. પરંતુ જ્ઞાનથી વસ્તુનો પ્રકાશ જે થાય છે, તેમાં કશો પણ અતિશય નથી હોતો. મતલબ કે દીપ સ્વપ્રભાચ્છુરણ રૂપ અવાન્તર વ્યાપારથી, અર્થને પ્રકાશિત કરે છે. જ્ઞાનના પ્રકાશમાં એવો કોઈ અવાન્તર વ્યાપાર સંભવતો નથી. જ્ઞાન પોતે જ વસ્તુનો આકાર થઈ વસ્તુરૂપે ભાસે છે. હવે જો વસ્તુ સ્વપ્રકાશ હોય, તે કદી પ્રકાશે અને કદી ન પ્રકાશે એમ બને જ નહિ. કેમકે પ્રકાશ કદાચિત્ હોય તો વસ્તુ પરપ્રકાશ થાય; અર્થાત્ જડ થાય. વળી વસ્તુથી પ્રકાશ ભિન્ન હોય, તો વસ્તુ જડ થઈ જાય. અને પ્રકાશને ચેતન માનીએ, તો તે પ્રકાશે નહિ. તેથી વસ્તુ અને પ્રકાશ બન્ને ચેતન છે જ પણ ચેતન તો બે નથી, પણ સર્વત્ર એક જ છે, તેથી વસ્તુ ચેતન સ્વરૂપ અને પ્રકાશ સ્વરૂપ જ છે એમ સ્વીકારવું પડે છે; અથવા પ્રદીપપ્રભા અપ્રકાશિત અર્થની પ્રકાશક થવી સંભવતી નથી; કેમકે માત્ર જ્ઞાન પ્રકાશક છે. દીપ ન હોય તો પણ જ્ઞાનથી વિષયપ્રકાશ સંભવે છે. દીપપ્રભા શુધ્ધ સ્વરૂપ જ્ઞાન સાથે સરખાવી શકાય એમ નથી. દીપપ્રભા તો ચક્ષુ ઈન્દ્રિયને ઉપકાર કરે છે. અર્થનો બોધ તો જ્ઞાનથી જ થાય છે.

卐

# પ્રસંગસ્ફૂર્તિ

卐

(૧) મુંબઈ વડનગરા, નાગરમંડળના વાર્ષિક અધિવેશન પ્રસંગે વ્યાખ્યાન

વડનગરા મંડળના તેત્રીસમા અધિવેશનના અધ્યક્ષપદેથી વ્યાખ્યાન આપનારા રા બ પ્રહ્લાદજી ચ. દિવાનજીએ મનનીય વિચારો વ્યક્ત કર્યાં હતા વર્તમાન સુધારકોના હુમલા સામે આર્યસંસ્કૃતિનું રક્ષણ કરવા માટે એમણે અનેક ઉપાય બતાવ્યા હતા એમણે કહ્યું હતું કે — "આપણું ખરું કાર્ય તો માત્ર આર્યસંસ્કૃતિનું સંરક્ષણ છે આ ધ્યેયની પ્રાપ્તિ માટે સાગમાં સાર આ। સ્હેલામા સ્હેલું, ગરીબ કે તવંગર નિર્બળ કે સબળ, બધાને અનુકૂળ પડે એવું મધ્યમવર્ગના અધિકારી માટે શ્રી કૃષ્ણે શ્રીમદ્ ભગવદ્ ગીતામાં પ્રતિપાદન કરેલું ઉત્તમ સાધન કર્મયોગ, નિસ્વાર્થ બુદ્ધિ, ફળની અપેક્ષા રાખ્યા વગર કર્મ કરવાનો અભ્યાસ પાડવો તે છે ' નવિન સુધારકને તેમણે પશ્ચિમનો પૂજક કહી એની દૃષ્ટિ ભૂતભાવી પર નહિ, પણ વર્તમાન ઉપર ઠરેલી છે એ ખૂબ જ બાધ લીધો અને તેથી લાગવગવાળો છે એમ કહી એને વિચાર અને વિવેકહીન દૃષ્ટિ બતાવી હતી

(૨) પેશાવરમા શીખ ગુરાન મંડળના આશ્રયે શ્રી ગુરુ નાનકનો જન્મદિન ઉજવાયો હતો તે પ્રસંગે શ્રી મહેશ્વર ખન્નાએ બધાને ધર્મ, મત પંથ કે વાડાના ભેદભાવ ભૂલીને એકતા સાધવાની વિનતિ કરી હતી ઉત્સવમાં હિંદુ શીખ, તેમજ મુસ્લીમોએ પણ ભાગ લીધો હતો ગુરુ નાનકના જીવનનો મહાનમા મહાન બોધપાઠ

એ જ છે એમ સમજાવ્યું હતું. પ્રમુખસ્થાને શ્રીમતી રામેશ્વરી નહેરુ હતાં.

(૩) હળવદની નજીક બ્રાહ્મણી નદી પાસેના સુન્દરી ભવાનીના પુરાતન સ્થાનમાં એક શતચંડી યજ્ઞ થયો હતો. પ્રો. દુરકાળ એ પ્રસંગે ત્યાં ગયા હતા. ત્યાંના સ્વામીજી શંકર ભૂમાનંદ તીર્થે એમને એક માનપત્ર આપ્યું હતું. પ્રો. દુરકાળે "ધર્મનાં ચાર રક્ષણીય કેન્દ્રસ્થાનો" એટલે કે ધર્મ, રાજ્ય, હરિણી અને પર્ણકૂટીનું વર્ણન કરી એનું રક્ષણ કરવાની આવશ્યકતા સમજાવી હતી.

(૪) સુરતમાં શ્રી ગોકુલેશ જયંતી પ્રસંગેનું પ્રદર્શન ભરાયું હતું. પડદા, વાઘાવસ્ત્ર, હીંડોળા, બંગલા, પારણાં, પહેરવેશ, સુખડ તથા હાથીદાંતના રમકડાં, ચોપટની રમત, ત્રાસણ, કાપડ, બાંધણીના પ્રાચીન નમૂના, હાથચિત્રો, ખાદ્યપદાર્થો, હસ્તઉદ્યોગ વિભાગ, એવાં એવાં બધાં પ્રાચીન સંસ્કૃતિનાં પોષક અને ધાર્મિક સંસ્કૃતિનો ખ્યાલ આપતી વસ્તુઓનો સુંદર સંગ્રહ થયો હતો. તે સાથે ગરબા, કીર્તન અને રાસની પણ યોજના થઇ હતી.

(૫) ભાગવત અને જૈનધર્મો રા. બા. પ્રહ્લાદજી ચં. દીવાનજીનું ફાર્બસ ગુજરાતી સભા–મુંબઈના આશ્રય નીચે એક વ્યાખ્યાન ગોઠવાયું હતું. વિદ્વાન્ વ્યાખ્યાતાએ કહ્યું હતું કે બન્ને ધર્મના કેટલાક મૂળભૂત સિધ્ધાન્તો સરખા છે. કર્મના સિદ્ધાન્તનો વિચાર હિંદુ શાસ્રો કરતાં જૈન ધર્મમાં વધારે અને ઊંડી રીતે કરાયેલો છે. અરિષ્ટનેમિ શ્રી કૃષ્ણના કાકાના દીકરા હતા જેને જૈનો બાવીસમા તીર્થંકર માને છે. શ્રી કૃષ્ણના ભાગવત ધર્મથી એ જુદા પડયા અને ત્યાગધર્મ પ્રવર્તાવ્યો. આમ બન્ને ધર્મના પ્રવર્ત્તકો ઘણે ભાગે ક્ષત્રિયો જ હતા; આમ હોવાથી આર્ય પ્રજાનાં જુદાં જુદાં સંતાનો પરસ્પર ભ્રાતૃભાવથી વર્તે તો આર્યપ્રજાનો જરૂર ઉત્કર્ષ થાય એમ સમજાવ્યું હતું.

(૬) વડોદરા તથા મુંબઈમાં શ્રી શ્રેયસ્સાધક વર્ગ તરફથી એ

મંડળના આદ્ય સંસ્થાપક શ્રીમન્ નૃસિંહાચાર્યની જયન્તી ઉજવાઈ હતી. તા. ૧૮-૧૧-૪૧ને દિવસે બન્ને સ્થળે વિદ્વાનોનાં વ્યાખ્યાન થયાં હતાં, અને એમના અનુયાયીઓએ બ્રહ્મીભૂત શ્રી આચાર્યનાં જીવનકવન કરી પોતાને ધન્ય માન્યા હતા.

(૭) સુરતમાં શુદ્ધાદ્વૈત મહાસભા સંમેલનઃ—આ સભાનું પાંચમું અધિવેશન અને શ્રી ગોકુલેશ જયંતી ઉત્સવ ઉજવાયાં હતાં. ત્યાંનાં વ્યાખ્યાનોમાં આધુનીક સંસ્કૃતિનાં ખોડખાપણ વર્ણવી, વિદેશી ભક્તિ વિદેશી સંસ્કૃતિ અને વિદેશી વિચારસરણીના ભારથી આર્યભાષા આર્યસંસ્કાર અને દેશી વિચાર સરણી કચરાતા લાગ્યાં છે એના પરિણામ રૂપે સમાજનાં બંધન, ધર્મનો સંયમ, અને વર્ણાશ્રમના નિયમન તૂટતાં જાય છે અને એથી ધાર્મિક સંસ્કૃતિ ભયમાં મૂકાઇ છે, તેથી સૌને જાગ્રત થવાનો આગ્રહ કરવામાં આવ્યો હતો, પ્રમુખસ્થાનેથી મહારાજશ્રી વ્રજરત્નલાલજીએ શુધ્ધાદ્વૈત સંપ્રદાયના સિધ્ધાન્તો તથા ભક્તિમાર્ગનું રહસ્ય સમજાવતાં લાંબું વિવેચન કર્યું હતું. વૈષ્ણવ સમાજે ભૂતકાળમાં રાષ્ટ્રનું ઘડતર કરવામાં અમૂલ્ય ફાળો આપ્યો છે, એમ કહી અત્યારના વૈષ્ણવોને સંપ્રદાયનુ સાચું હાર્દ સમજવાની સલાહ આપી હતી.

(૮) રાજકોટમાં ગૂજરાતના પ્રાચીન જ્ઞાનીકવિ અખાની જીવનવાયકાઓ ઉપરથી એક ખેલ ભજવવાની યોજના તૈયાર થાય છે. એવા સમાચાર હતાઃ આવા મહાપુરુષોનાં અક્ષર જીવનને ક્ષરજીવનનીલીલામાં ગૂંથવાનું મહત્ કાર્ય પાર પાડવામાં કુશલતા વાપરે એમ ઇચ્છીએ છીએ.

卐

# ગ્રન્થાવલોકન



(૧) કૈલાસપતિ : અનુવાદક-પ્રકાશક શ્રી. રમણીક અ. મહેતા; કલ્યાણ મોતીની ચાલ, કાંદાવાડી મુંબઈ; કૈલાસપતિ એટલે શ્રી મહાદેવ શંકર નહિ, પણ શ્રી હુંસદેવ અવધૂત. બિહારમાં વૈદ્યનાથ તીર્થ પાસેના એક પહાડ ઉપર રહે છે, એને કૈલાસ નામ આપ્યું છે, તેથી ત્યાં નિવાસ કરતા એ અવધૂત મહારાજ સાથેના સત્સંગ પ્રસંગોનું આમાં વર્ણન છે. ઉપદેશ સાદો અને સરલ છે; આરંભના મુમુક્ષુઓને એ ઉપયોગી થાય એવો છે.

(૨) ઈશાવાસ્યોપનિષદ :—અનુવાદ ઉપર પ્રમાણે : ભગવાન્ શંકરાચાર્યના ભાષ્યનો આ ગૂજરાતી અનુવાદ છે. સંસ્કૃત ભાષ્યને પણ સાથે છાપીને મંત્રાર્થ ભાષ્યાર્થ અને કોઈ કોઈ સ્થળે તાત્પર્ય પણ આપ્યું છે. પ્રયાસ ખૂબ જ સ્તુત્ય છે. અનુવાદક પોતાના ઉત્સાહ અને ધર્મજિજ્ઞાસાથી પ્રેરણા પામી આવાં પુસ્તકો ગૂજરાતીમાં ઉતારે એમ ઈચ્છીએ છીએ.

(૩) નારદ અને સનત્કુમાર સંવાદ :—અનુવાદકે ઉપર પ્રમાણે છાંદોગ્ય ઉપનિષદમાં ભૂમા તત્ત્વનુ રહસ્ય સમજાવનારો આ સંવાદ, શુધ્ધ પ્રભાવશાળી વાણીમાં ઉતાર્યો છે; વિવેચન સરળ છે:

(૪) નિરાલંબોપનિષદ :—અનુવાદક ઉપર પ્રમાણે નાનાં ઉપનિષદોમાંથી તારવી કાઢીને આ ઉપનિષદનો મૂળ સાથે અનુવાદ આપ્યો છે. પંચીકરણની પ્રક્રિયાઓ આપીને, તેની સાથે સાથે વેદાન્ત-સિધ્ધાન્ત પ્રમાણે આ નાના પણ મહત્ત્વનાં ઉપનિષદમાં સુખદુઃખ,

સ્વર્ગનરક, બંધમોક્ષ, ઉપાસ્ય, શિષ્ય તેમજ વિદ્વાન વગેરેની જે વ્યાખ્યાઓ આપી છે, તે મુમુક્ષુએ ખૂબ જ વિચારવા અને અનુભવમા મૂકવા જેવી છે. ઉપરના બધાં પુસ્તકો જિજ્ઞાસુઓને અનુવાદક પાસેથી મળી શકે એમ છે.

(૫) **ઇસપની નીતિ કથાઓ**:—ઘડોદરાથી બાવીસ વર્ષથી પ્રકટ થતા બાલજીવન માસિકની આ ચાલુ વર્ષની ભેટ છે. તેના લેખક પ્રકાશક શ્રી રમણલાલ ના. શાહનું જ લખેલુ આ પુસ્તક, સુંદર છાપકામ, આકર્ષક ચિત્રો, અને વાર્તાઓમાં બાલકોને અનુકૂળ પડે એવા ભાવથી બહુ આકર્ષક થઇ પડે એવુ છે.

(૬) **દોહા રત્નાવલી**:—સંપાદક શ્રી પીતામ્બરદાસ અર્જુનજી વારડે,-**મીઠી**. સિંધ,-તરફથી બહાર પડ્યું છે. હિન્દીપુસ્તકનો આ અનુવાદ છે સુપ્રસિધ્ધ રામમાનસકાર ભક્તકવિ તુલસીદાસજીના ધર્મપત્ની રત્નાવલીના રચેલા દોહાનો આ સંગ્રહ છે એવી માન્યતાના આધારે આ ગ્રન્થનો અનુવાદ થયેલો છે. પ્રત્યેક દોહા સાથે એનો ગુજરાતી અનુવાદ આપેલો છે વ્યવહાર અને પરમાર્થમાં શિક્ષણ આપે એવા દોહાઓ છે.

卐

## ઉત્થાન 'ની સમાલોચનાઃ-

(૧)-" આત્મવિદ્યા પ્રચાર માટે આ માસિકનો જન્મ થયો છે. આધ્યાત્મિક વિદ્યામાં ભારતવર્ષ બધાનો ગુરુ હતો. બ્રહ્મજ્ઞાન ભારતમાંથી જ પ્રાપ્ત થઇ શકતું. આત્મા પરમાત્માની એકતા સાધવાવાળા આર્યાવર્તમાં વિપુલ સંખ્યામાં હતા. આવી કર્મભૂમિ ભારતમાંથી બ્રહ્મવિદ્યા, વેદજ્ઞાન, યોગવિદ્યા અને મોક્ષમાર્ગ બતાવનાર તથા બધા પ્રકારની સાધનાઓ વગેરે અદૃશ્ય થયાં

જ્યાં આજકાલ પોતે માની લીધેલાં ઐહિક સુખો મેળવવા પ્રવૃત્તિમય જીવન પરાકાષ્ઠાએ પહોંચ્યું છે. પાશ્ચાત્યોનો એટલો બધો રંગ લાગ્યો છે, કે તે રંગની આડે આધ્યાત્મિક વિદ્યા નીરસ, શુષ્ક અને સાર વિનાની લાગે છે. પ્રણયકથાઓ, પરછિદ્રાન્વેષણ કરી રાઇનો પર્વત બનાવી લાંબા લેકચરો કે લેખો રુચિકર લાગે છે; આખો પ્રવાહ જ ઊલટી દિશામાં વહન કરે છે ત્યાં આધ્યાત્મિક વિદ્યાજિજ્ઞાસુઓને મુશ્કેલીએ અલ્પ પ્રમાણુમાં મળે છે, આવે સમયે આધ્યાત્મિક જ્ઞાનના પ્રચાર માટે આ માસિકનો જન્મ થાય છે.

પ્રાત કાળ, મહાકાળ વગેરે માસિકો જ્ઞાનપ્રચારનાં ઉદ્દેશવાળાં હતાં. હાલમાં ગુજરાતી ભાષામાં એવાં સામાયિકો કે પત્રો છે કે નહિ તે સંબંધે અમારી અજ્ઞાનતા હોવાથી કાંઇ કહી શકતા નથી. જો હોય તો આ આધ્યાત્મિક સાહિત્યમાં આવકારદાયક વધારો થયો છે, અને ન જ હોય તો તે ખોટ આ માસિક પૂરી પાડે છે.

આ માસિકના• પ્રથમાંકમાં લેખકો અને લેખ સામગ્રી જોતાં માસિક આગળ જતાં આત્મજ્ઞાન ને વિદ્યા માટે સારો ફાળો નોંધાવશે તેવી આશા બંધાય છે. આવા જ્ઞાનવર્દ્ધક માસિકને સખત મોંઘવા-

રીના સમયમાં ઉન્નત બનાવવું તે ધનવાનોની ફરજ છે. ધનવાનો ધનથી અને સામાન્ય સ્થિતિના ગ્રાહક બનીને સહાય કરે. 'ઉત્થાન' માસિકનું ઉત્થાન કરવાથી દરેકનાં આત્માનું ઉત્થાન કરવા સમર્થ થશે. જ્ઞાનપિપાસુ આધ્યાત્મિક જ્ઞાનના જિજ્ઞાસુએ અવશ્ય ગ્રાહક થઈ વાચન, મનન કરવું લાભદાયી છે. અમો આ નવનીત માસિકનું ઉત્થાન ઇચ્છીએ છીએ અને તેના કાર્યકર્તાઓની કાર્યશક્તિ ખીલે તેવી શુભેચ્છા સેવીએ છીએ."

ક્ષત્રિયમિત્રઃ-ઓગષ્ટ ૪૧ (ભાવનગર)

(૨)-" સ્વા. રામતીર્થના શિષ્યાનુશિષ્ય સ્વા. સ્વયંજ્યોતિ-તીર્થના સંપાદન હેઠળ પ્રકટ થતા ઉત્થાનનો આ પ્રથમ અંક છે. સંપાદક સ્વા. સ્વયંજ્યોતિ તીર્થ સ્વામી રામના સદુપદેશને સારી રીતે પચાવ્યા હોવાનું કહેવાય છે, અને તેમણે આજ સુધીમાં ગુજરાતીમાં ઉતારેલાં સ્વા. રામના સર્જનો જે સસ્તું સાહિત્ય કાર્યાલય દ્વારા પ્રસિદ્ધ થયેલાં છે તે ગુર્જર જનતાને આપ્યાં છે. આ 'ઉત્થાન' માસિક દ્વારા સ્વા. રામતીર્થના સદુપદેશો આપવાની યોજના છે. ઉપરાંત આધ્યાત્મિક જ્ઞાનપ્રદ લેખો પણ આપવાની યોજના હોવાનું કહેવાય છે. આ પ્રથમ અંકમાં 'ઉત્થાન' શીર્ષક લેખ ઉપરાંત સ્વા. રામતીર્થનું ટૂંક જીવનવૃત્તાંત પણ અપાયેલું છે. એ ઉપરાંત અન્ય લેખો પણ છે. આધ્યાત્મિક જ્ઞાનના ઇચ્છુકોને એમાંથી ઠીક ઠીક સામગ્રી મળશે."

પુસ્તકાલયઃ-ઓગષ્ટ ૪૧ (વડોદરા)

卐

## વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે મંજુર

**ઉત્થાન**—અધ્યાત્મવિદ્યાનું માસિક પત્ર

વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે

| હિંદ | બર્મા | આફ્રિકા | એક અંકની કીંમત |
| --- | --- | --- | --- |
| રૂ. ૩-૮-૦ | રૂ. ૪-૦-૦ | શિ. ૮-૦ | રૂ. ૦-૬-૦ |

પુસ્તકાલય માટે ખાસ રૂ. ત્રણ

**નિયમો:**—(૧) ઉત્થાનનું વર્ષ જુલાઇથી શરૂ થાય છે, અને વર્ષ વચ્ચે ગ્રાહક થનારને પાછલા અંકો મોકલી આપવામાં આવે છે. (૨) પ્રત્યેક અંક અંગ્રેજી મહીનાની ૧૬ મી તારીખે રવાના થાય છે. અંક ન મળે તો પ્રથમ પોતાની નજદીકની પો. ઓ. માં તપાસ કરવી અને પછી જ કાર્યાલયમાં લખવું. મહીનાની આખર તારીખ સૂધી લખનારને જ અંક મળી શકશે; ત્યાર પછી કીંમત લઇને અપાશે. (૩) પત્ર વ્યવહાર કરનારાઓએ પોતાનું નામ તથા ઠેકાણું સ્પષ્ટ અક્ષરે ગ્રાહકનંબર સાથે લખવું. જવાબ માટે હમેશાં પુરતી ટીકટો મોકલવી. (૪) મ. ઓ. થી લવાજમ મોકલનારાઓએ કુપનમાં પોતાનું નામ, ઠેકાણું સ્પષ્ટ અક્ષરે લખવું. (૫) પુસ્તકાલયોએ મ. ઓ. થી નાણાં મોકલવા ઉપરાંત પ્રમુખ તથા મંત્રીના હસ્તાક્ષરનો પ્રમાણભૂત પત્ર બીડવો. (૬) 'ઉત્થાન' વડોદરામાં છપાય છે અને ત્યાંથી રવાના થાય છે; પરંતુ એ સંબંધે બધો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

**નમૂનાના અંકની કીંમત મળ્યા પછીજ અંક મોકલાશે.**

પ્રબન્ધક, ઉત્થાન

છોટા ઉદેપુર, (પૂર્વગુજરાત)

## શ્રીસદ્‌ગુરુમહિમા

[ રાગ સામેરી ]

ગુરુપદ વંદી રે વાણી ઓચરૂં રે,
હું છું બાળક અબુધ અજાણ;
અપરાધ સામું રે, મા જોશો દયાનિધિ રે,
બોલ્યું અબોલ્યું કરજો પ્રમાણ.......ગુરુ૦ ૧
ભવસાગરમાં રે ગુરુ–નાવે હું ચઢયો રે,
સહેજમાં આવ્યો સાગરપાર;
હોડાં હીણાં તો તે મુઝને નવ નડયાં રે,
સદ્‌ગુરુ સાવધ હાંકણહાર.............ગુરુ૦ ૨
વેપાર તો કીધો રે હરિનામનો રે,
કીધો ગુરુરૂપી દલાલ;
માલ હોરાવ્યો રે સુગમ સોંઘો કરી રે;
આ ભવમાં કીધો ન્યાલ..............ગુરુ૦ ૩
ગુરુમહિમાનો રે પાર કયમ લહું રે,
થાકી સરસ્વતી થાકા વેદ;
શિવ સનકાદિક રે વરણી નવ શકયા રે,
એવો ભારે ગુરુગુણનો ભેદ..............ગુરુ૦ ૪
ગોવિંદથી અદકા રે સદ્‌ગુરુ ગુણનિધિ રે;
અધમ ઉધારણ કહાવે નામ;
તન મન અરપી રે સેવા સદા કરું રે,
નમી નરસૈયો કરે પ્રણામ...............ગુરુ૦ ૫

નરસિંહ મહેતો

"ભીક્ષા–આનન્દાશ્રમ"માં




उत्तिष्ठत जाग्रत प्राप्य वरान् निबोधत ।

ઊઠો સાધક ! જાગો ને આચાર્યવર મેળવો;
આત્મબોધ મળે એવાં વિદ્યાવિજ્ઞાન કેળવો.

તંત્રી

સ્વા. સ્વયંજ્યોતિ તીર્થ

જ્ઞાનસાધન આશ્રમ

છોટાઉદેપુર, (પૂર્વ ગુજરાત.)

# અનુક્રમણિકા

લેખ | લેખક

卐

' ઉત્થાન ' માટેના અભિપ્રાય–વાચકોનો સંતોષ.

" જોતાં જ આકર્ષક થવાનું મન થાય એવું આ માસિક છે. તે વાચીને આત્મા સાત્વિક સુખ અનુભવે છે, એ મારો અનુભવ બોને છે. હાથ પહોંચી શકે તેમણે તો આ લાભ અવશ્ય લેવા જેવો છે. જે એક સત્સંગ મળે એમ છે. એ સંતમહાત્માઓની પ્રસાદી છે; અને **प्रमादे मर्वदुःखानां हानिरस्योपजायते** (ગીતા) એ ન્યાયે વાચન સુખનો આસ્વાદ મળે છે. જે વસ્તુ સ્વતંત્ર શુદ્ધ છે, તે કેમ પોતાનું સ્થાન ન મેળવે ? અવશ્ય મેળવે."–શ્રી. કલ્યાણરાય હ. છાયા; સુપ્રિન્ટેન્ડન્ટ, શ્રી ભાટિયા બાલાશ્રમ; **માંડવી–કચ્છ.**

"ઉત્થાનના અંકો મળ્યા છે, આપનો આ પ્રયત્ન ઘણો સારો છે ......ગુજરાતની જનતામાંથી ધર્મનાં વહેણ ઓસરવા માંડ્યાં છે, તે સમયે આપની આ સત્પ્રવૃત્તિને જેટલી વધાવી લેવાય તેટલું ઓછું છે.' **શ્રી ગોવિંદલાલ હરગોવિંદ ભટ્ટ, એમ. એ.** સંસ્કૃતના પ્રોફેસર, કોલેજ, વડોદરા.

' લેખોની ગૂંથણી ગમી છે. લોકો સ્વાશ્રયી અને બલવાન થાય અને તેમ થવા માટેની યોગ્ય સૂચનાઓ સચોટ લખાણ દ્વારા મળે તે ઈષ્ટ છે. આ રીતની જ્ઞાનસેવામાં આપને "સાહસ" દેખાય છે, પરંતુ તે મેરા-માથી થતી સેવાનું, પ્રભુને મંજુર હશે ત્યાં સુધી તે 'સાહસ' નહિ રહે તેની મારી શ્રદ્ધા છે."–**શ્રી. રમણીકલાલ વલ્લભદાસ શાહ** ડેપ્યુટી વહીવટદાર, બોટાદ, કાઠિયાવાડ.

" ઉત્થાન'ના અંકો વાંચી ગયો, આપ ખરેખર હિંદુતત્ત્વજ્ઞાનને આમ જનતાને સુલભ બનાવવા જે પ્રયત્નો કરો છો તે માટે મારા અભિનંદન "–**શ્રી. દયાશંકર પોપટલાલ જોષી.** એમ. એ., એલએલ. બી પ્રોફેસર, ધર્મેન્દ્રસિંહજી કોલેજ, રાજકોટ.

**'ઉત્થાન'** મને ગમ્યું છે. આપનો અવિરત શ્રમ એમાં સ્પષ્ટ જણાય છે. પરમકૃપાળુ પરમાત્મા 'ઉત્થાન' દ્વારા જગતનાં ધાર્મિક તત્ત્વોનું પુનરુત્થાન કરશે." **શ્રી. પં.** મંગલજી ઉધ્ધવજી શાસ્ત્રી; અધિપતિ 'વિશ્વમંગળ' જૂનાગઢ, કાઠિયાવાડ.

ॐ

નારાયણ

# ઉત્થાન

વર્ષ પહેલું ] જાનેવારી ૧૯૪૨-પૌષ ૧૯૯૮ [ અંક સાતમો

ईश्वरागुरुरात्मेति मूर्त्तिभेदविभागिने।
व्योमवद् व्याप्तदेहाय दक्षिणामूर्त्तये नम ॥
ઈશ સદ્‌ગુર ને આત્મા, મૂર્તિમાત્ર વિભાગ જે,
વ્યોમશા વ્યાપ્ત એવા એ, દક્ષિણામૂર્ત્તિને નમું

*　　　*　　　*

શ્રી સદ્‌ગુરુના કૃપા અને પ્રેરણાથી ઉત્થાન પ્રગટ કરવાનું સાહસ થયું અને એમના જ આશીર્વાદથી પહેલા વર્ષનો સાતમો અંક પ્રકટ થાય છે

*　　　*　　　*

યથામતિ અમે આગળ ચાલ્યા જઈએ છીએ—આપના અત્યાર સુધીના સહકારના બળે અને ભવિષ્યમાં એ સહકાર વધતો જશે, એવી શ્રદ્ધાના ઉત્સાહે परस्पर भावयन्त એ ન્યાયે આપણે શ્રેયસ્ પ્રાપ્ત કરીએ એ ભગવાન્ શ્રી કૃષ્ણચંદ્રનો આપણને શ્રી ભગવદ્‌ગીતાના ત્રીજા અધ્યાયમાં મળેલો કલ્યાણમંત્ર !

ॐ　　ॐ　　ॐ

ॐ　　ॐ

ॐ

# કર્મ અને જ્ઞાન

લેખક—સ્વા. શ્રી. અદ્વૈતાનંદજી

卐

અભેદવાદનો સ્વીકાર જેમ વિચારમાત્રનું અંતિમ તાત્પર્ય છે તેમ લૌકિક વ્યવહાર તથા નીતિમા પણ તેજ સિદ્ધાંત શ્રેયસ્કર છે. અનાદિ-સિદ્ધ અભેદ વ્યવસ્થામાં સર્વ પ્રાણીઓ, સર્વ પદાર્થો, વ્યષ્ટિ અને સમષ્ટિ, એવા પરસ્પર સંબંધથી ગુંથાઈ ગયા છે, અભેદના એકસૂત્રથી ભેદમય મણિ એવી વિલક્ષણ યુક્તિથી પરોવાયેલાં છે કે પ્રત્યેક પ્રાણીની હરેક ક્રિયા, માનસિક અને શારીરિક, આખી માળાને અસર કરે છે, અને એ માળાના સૂત્રમાં જે અદ્દભૂત શક્તિ સંતાઈ રહેલી છે, તેની ઈચ્છાનુસાર જ મણિમાત્ર પોતપોતાનું યોગ્યસ્થાન પ્રાપ્ત કરી સ્વધર્માનુસાર વ્યવહરે છે. વ્યષ્ટિની પ્રવૃત્તિનો સરવાળો આખી સમષ્ટિની પ્રવૃત્તિ છે અને સમષ્ટિ જે અભેદમય છે તેને જ સર્વ પ્રતીત થતી ભેદમય પ્રવૃત્તિ સાધે છે. એક ક્ષુદ્રમાં ક્ષુદ્ર જંતુ પણ અભેદનું એક આવશ્યક અંગ છે. તેને તેનું સ્થાન તથા કર્તવ્ય ધિકારાનુસાર પ્રાપ્ત

ાાય છે અને તો સમુદ્ર પોતાની મર્યાદાનુ કદી પણ ઉ લ્લઘન કરતો નથી અને પ્રાણીમાત્રના ભિન્ન ભિન્ન વિચારો, વિકારો, કામનાઓ, તેના અસ્ખલિત પ્રવાહમા પડીને આખરે તેના સ્વરૂપને જ પ્રાપ્ત થાય છે સર્વની પ્રવૃત્તિ અભેદ પર્યવસાયિની નિર્માણ થયેલી છે અને વ્યષ્ટિઓ તો નિમિત્તમાત્ર જ છે આવી અભેદ જે ત્રિકાળસિદ્ધ છે તેને બુદ્ધિથી જાણવો તે **પરોક્ષજ્ઞાન** ને તેનો પ્રત્યક્ષાનુભવ તે **અપરોક્ષજ્ઞાન**

અભેદાનુભવ જેમ જ્ઞાનની પરાકાષ્ઠા છે તેમ આનદની પણ અવધિ છે અભેદમા જ નિ સીમ અને નિત્યાનદ છે લૌકિક દૃષ્ટિએ પણ સુખ ક્યારે મળે છે ? અભેદ થાય ત્યારે જ જે જે વિષય આપણે ભોગવતા હોઇએ તેની સાથે તન્મયતા થાય ત્યારે જ આનદ ઉદ્‌ભવે છે કોઈ પુસ્તક હાથમા લઇને જ્યારે આપણને તેમા એટલો રસ પડે છે કે વાચ્ય વિષયની અને વાચનારની એકતા થાય છે ત્યારે જ તેનો પૂર્ણાનદ અનુભવાય છે આપણે કોઈ મ ડળીમા બેઠા હોઇએ ને સ ગીત, નૃત્ય વગેરે થતુ હોય, સ્થાનને સુગ ધીદાર ને સુદર પુષ્પોથી શણગાર્યું હોય, કેવળ મોજમઝા માટે જ ગોઠવણ કરવામા આવી હોય, તોપણ તેમા અમુક માણસોને આ દ પડે છે ને અમુકને નથી પડતો તેનુ કારણ એટલુ જ કે તે બધો વિનોદ આનદ નહિ લેનારને અપ્રાસ ગિક લાગે છે ને જેઓનો અ તરાત્મા તે મ ડળીના અ તરાત્માની સાથે અભેદ પામે છે તેમને આનદની સીમા રહેતી નથી જ્ઞાનનું પણ આ પ્રમાણે જ છે આત વૃત્તિ પદાર્થમય થઈને જ્ઞાતા ચૈતન્યાત્માનો પદાર્થ ગત ચૈતન્ય સાથે અભેદ થાય ત્યારે જ જ્ઞાન થાય છે તાદાત્મ્યસ બધની ન્યૂનાધિક્તાથી જ જ્ઞાન અને આનદમા વત્તાઓછાપણુ આવે છે વ્યવહારમા ને પરમાર્થમાં આ જ નિયમ લાગુ પડે છે જે મનુષ્ય અહતા, મમતાને વળગી રહીને પરિમિત "સ્વ" ને ભોગ ઉપજાવે ને ભોગવે તે સર્વથા બ ધનમા જ રહે છે, ને કરેલ જ ભોગવે છે

આ કુદરતનો અચળ નિયમ છે. પિંડ બ્રહ્માંડનું ઐક્ય સાધવાથી જ દ્વન્દ્વના બન્ધનમાંથી મુક્તિ મળે છે સમષ્ટિની પ્રવૃત્તિમાં મર્યાદિત "સ્વ" નો લય તેને જ વાસ્તવિક "યજ્ઞ" કહી શકાય.

પ્રાણીમાત્રમાં આ અભેદાનુભવની જિજ્ઞાસા, ગુપ્ત અથવા વ્યક્ત પણે રહેલી હોય છે અને તેમની સર્વ ક્રિયા આજ ઉદ્દેશની પ્રાપ્તિ માટે હોય છે. પરિચ્છિન્ન તન્મયતામાં ગમે તેટલો આનંદ લેવાનો પ્રયત્ન કરવામાં આવે પણ જીવાત્માને તેમાં કાયમ માટે તૃપ્તિ મળતી જ નથી ને મળવાનો સંભવ પણ નથી "હજી કાંઈક છે, હજી કાંઈક બાકી છે, કાંઈક સંપાદન કરવા યોગ્ય બાકી રહે છે, કાંઈક જાણવા યોગ્ય વસ્તુ જણાઈ નથી " આવો આંતરિક અસંતોષ અવિદ્યાવસ્થામાં રહ્યા જ કરે છે. તેમ ભયનો પણ આવી સ્થિતિમાં સદંતર ત્યાગ થઈ શકતો નથી. વાસના ને ભય ભેદબુદ્ધિજન્ય વિકારો છે આપણાથી અતિરિક્ત કોઈ વસ્તુ છે, આવા જ્ઞાનથી "વાસના" ને "ભય" ની ઉત્પત્તિ થાય છે અભેદ, એકરસનો અનુભવ થયા પછી કોઈ અન્ય વસ્તુ નહિ હોવાથી સર્વ દ્વન્દ્વો સમાઈ જાય છે ઐહિકામુષ્મિક ભોગ થી પરમાનંદની પ્રાપ્તિ થતી નથી. મનના ઉંડાણમાં નિર્વેદ રહ્યા જ કરે છે. તેથી જ સુપ્રખ્યાત જર્મન કવિ "ગ્રુટે" પોતાના સુપ્રખ્યાત કાવ્ય "ફૌસ્ટ" માં કહે છે કે "હે ઇશ્વર જો તે મનુષ્યને તારા દૈવી પ્રકાશની ઝાંખી ન કરાવી હોય તો તે બાપડો વધારે સુખી થયો હોત "

મનુષ્ય પોતામાં રહેલી અભેદમયતાનો અનુભવ પ્રથમ સ્ત્રી, પતિ પુત્ર, મિત્ર, સત્તા, ધર્મ, આ લોકના પદાર્થો–પરલોક વગેરેમાં કરી જુએ છે પણ જ્યારે તેને પ્રત્યક્ષ પ્રમાણથી જ્ઞાન થાય છે કે જે નિત્ય જ્યોતિ પોતાના આત્મામાં પ્રકાશી રહી છે તેનાં તે બધાં મિથ્યા ને પરિવર્તનશીલ પ્રતિબિંબો જ છે, ને સ્વરૂપાનુસંધાન માટે સર્વ પ્રતિબિંબોનો મૂળ બિંબમાં, યથાર્થ "સ્વ" માં, પોતાના

આત્મામાં લય કરવાની આવશ્યકતા છે, ને તેમ કરવાથી જ નિત્યાનંદનો સાક્ષાત્કાર થાય છે ત્યારે જ તે સ્વસ્વરૂપાનુભૂતિ માટે પ્રયત્ન કરે છે.

આ અભેદાનુભવની પછાડી દોડવાથી જે દૃશ્ય સુખ છે તેનો ભોગ આપી અદૃષ્ટ સુખની આશા કરવાથી, શરીર અને મનને સંયમ કરીને નકામું કષ્ટ આપવાથી, ને સંસારનો જે અનાદિ પ્રવાહ છે તેની વિરુદ્ધ જવાનો પ્રયત્ન કરવાથી શો લાભ છે, એવો સંશય હાલના સમયમાં ઘણાને થાય છે. અને તેમાં પણ ખાસ કરીને જેઓએ આર્ય સંસ્કૃતિની અવજ્ઞા કરી આધુનિક દેહાત્મવાદી સંસ્કૃતિનું આધિપત્ય સ્વીકાર્યું છે તેમને તો આ આદર્શ હાસ્યાસ્પદ લાગે છે. "ધર્મ"ના નામથી જ તેમને સૂગ ચઢે છે. તેમને મન વિષયાસક્ત જીવન જ—આહાર-નિદ્રા, રતિભોગ, સ્થૂળ, સૂક્ષ્મ પદાર્થોનો ભોગ એજ જીવિત છે, અંતિમ ધ્યેય છે, ને તેથી ઉચ્ચતર આશય બીજો હોઈ શકે જ નહીં. આ બન્ને પ્રશ્નોના યથાર્થ નિરાકરણ માટે "ધર્મ"ની પરમાવશ્યકતા છે.

મનુષ્યપ્રકૃતિમાં દૈવી અને આસુરી શક્તિઓ વચ્ચે સતત યુદ્ધ ચાલ્યા જ કરે છે અને તેને જ આપણે "જીવન" એવું નામ આપીએ છીએ. એક તરફથી મનુષ્ય સાક્ષાત્ ઈશ્વર છે. સ્વાર્થ ત્યાગના ઉજ્જ્વલ દૃષ્ટાંતોથી તે આપણા જીવનને ઉન્મત્ત બનાવે છે. બીજી તરફથી સામાન્ય રીતે નિરીક્ષણ કરતાં, કામ, ક્રોધ લોભ, મોહ, મદ, મત્સરમાં રચ્યા પચ્યા રહીને અધમ કલેશયુક્ત જિંદગી પસાર કરતાં પણ આપણે મનુષ્યોને જોઈએ છીએ. આ ઉભય ભાવનાઓ અનાદિકાળથી ચાલી આવે છે. જો દિવ્ય ભાવનાઓ આસુરી ભાવનાઓને કાબુમાં રાખી શકે તો સુખબુદ્ધિની સીમા ન રહે તે વાત ખરી છે, અને તેથી જ તેમ કરવામાં ઉત્તેજન આપવા

માટે સર્વ ધર્મોની પ્રવૃત્તિ છે.

આર્યાવર્તની દષ્ટિ સમષ્ટિપ્રધાન છે. પરિમીત "સ્વ" નો ત્યાગ કરતાં ડગલે ને પગલે શીખવું તે જ આપણી સંસ્કૃતિનું ધ્યેય છે. વ્યક્તિનુ પારમાર્થિક અને વ્યાવહારિક સુખ કેવી રીતે મેળવાય તે ઉપર જ આપણી મુખ્ય નજર છે. પાશ્ચાત્ય વ્યવસ્થા એથી વિપરીત છે. તેમા વ્યક્તિનું પ્રાધાન્ય છે. વ્યક્તિપ્રધાન નીતિનું બીજ "અહંતા" ની વૃદ્ધિ છે. સમષ્ટિપ્રધાન નીતિનું બીજ "અહંતા" નો ત્યાગ છે ઐહિકવાદીઓ અને પારમાર્થિકવાદીઓની દ્રષ્ટિબિંદુઓમાં આ જ મુખ્ય ફરક છે. સર્વને સ્વરૂપાનુસધાન કરાવી અખંડ, એક-રસ આનંદની પ્રાપ્તિ કરાવવી એ જ અભેદવાદનું મુખ્ય કર્ત્તવ્ય છે.

આ અભેદાનુભવ, આત્મસાક્ષાત્કાર સ્વસ્વરૂપાનુસધાન મનુષ્યે ભિન્ન ભિન્ન માર્ગનું અવલમ્બન કરતા છતા પણ સર્વનું પ્રાપ્તવ્ય સ્થાન છે, સામાન્યતઃ મનુષ્ય પ્રકૃતિના ચાર મુખ્ય વિભાગ પાડી શકાય બુદ્ધિપ્રધાન, લાગણીપ્રધાન, ક્રિયાપ્રધાન, ધ્યાનપ્રધાન. આ ચારેય પ્રકારની પ્રકૃતિના મનુષ્યો માટે ચાર પ્રકારના થોડા માર્ગો નિશ્ચિત કરેલા છે જ્ઞાનયોગ, ભક્તિયોગ, કર્મયોગ, અને રાજયોગ. યોગ એટલે જીવાત્માને પરમાત્માનું અનુસંધાન અને તેને પ્રાપ્ત કરવાની સાધનપદ્ધતિને પણ "યોગ" નામથી જ સંબોધન કરવામા આવે છે. આપણે હમેશ ધ્યાનમા રાખવાની આવશ્યકતા છે કે આ ભિન્ન ભિન્ન માર્ગોનો પરસ્પર ગાઢો સંબંધ છે. વિલક્ષણતા કરતાં તેઓમાં સમાનતા વધારે છે તેઓના માર્ગોમાં જેટલી પૃથકતા દેખાય છે તેટલી પ્રત્યક્ષ આચારમાં હોતી નથી. તેમને નોખા નોખા ડાબડામાં ગોઠવી શકાય તેમ નથી. જ્ઞાનયોગીઓ ભક્તિનો ને કર્મનો સદંતર ત્યાગ કરે છે એવો કાંઈ નિયમ નથી. પ્રત્યેક માર્ગમાં ઇતર માર્ગનાં તત્ત્વો અંતર્ભૂત હોય છે. ફક્ત સાધનની

વિશેષતાથી જ આપણે માર્ગનો નિર્ણય કરી શકીએ છીએ આગળ જતા બધા માર્ગો એક બીજાની સામીપ્યમા અધિક ને અધિક આવતા જાય છે અને છેવટે એકરૂપ થઇ જાય છે તેવી રીતે જગતના સર્વ ધર્મ, સપ્રદાય ને પથોનુ પર્યવસાન પણ છેવટે એક જ લક્ષ્યમા થાય છે અને તેને આપણે અભેદાનુભવ અથવા મુક્તિ એ નામ આપીએ છીએ મુક્ત મનુષ્ય અમુક નામ ને આકારવાળો મટીને વિશ્વ-વ્યાપી બની જાય છે, દેહાધ્યાસ ત્યજીને અનત થવુ એ છેવટની પાયરી છે, પછી ગમે તે માર્ગે તે સિધ્ધ કરવામા આવે દેહાત્મવાદીઓ અને ધર્માવલબનીઓની નીતિમા તફાવત એટલો જ છે કે દેહાત્મવાદીઓમા પોતાની વિવેક બુદ્ધિને છેવટ સુધી લઇ જવાની શક્તિ હોતી નથી નિયોગને અતિમ સાધ્ય સુધી લઇ જતા ને તે પ્રમાણે અમલ કરતા તેઓ ગભરાઇ જાય છે કારણ કે જડવાદને પરિણામે એક ક્ષુદ્ર સાડાત્રણ હાથના અન્નમય કોશની તેમને મન અનહદ કિંમત હોય છે અને તેનુ રક્ષણ અને પોષણ કરવામાજ મનુષ્ય જીવનની સાર્થકતા છે એમ તેઓ માને છે

આપણે આગળ જોઈ ગયા કે આ ચાર માર્ગોનુ વર્ગીકરણ આપણે સ્વભાવની પ્રધાનતા ઉપરથી જ કરીએ છીએ જ્ઞાનીમા પણ જ્ઞાન ભક્તિ અપરોક્ષાનુભૂતિ થતા સુધી હોવી જ જોઇએ તેમ તેનાથી પણ શારીરિક કર્મ છોડાતુ નથી ને માનસિક કર્મ પણ જ્ઞાની કરે છે જ્ઞાનનો પ્રચાર તે પણ કર્મ છે. પુસ્તકો લખવા તે પણ કર્મ છે પ્રવચનો કરવા, તે પણ કર્મ છે પણ સાધારણ રીતે જે મનુષ્ય અધ્ય-યન, મનન, નિદિધ્યાસનમા વધારે વખત ગાળે ને તર્કાત્મક સાહિત્ય દ્વારા પોતાના જ્ઞાનનો પ્રચાર કરે તેને આપણે જ્ઞાનમાર્ગી કહીએ છીએ, કારણ કે જ્ઞાનયોગી બુદ્ધિપ્રધાન હોય છે

ભક્તિમાર્ગી ભાવનાપ્રધાન હોય છે. જ્ઞાની વિચારદ્વારા અધિષ્ઠા-

મા પ્રવેશ કરે છે, તથા ભક્ત પ્રેમદ્વારા ઇશ્વરને પ્રાપ્ત કરે છે, ને રસાત્મક સાહિત્ય, કળા, સગીત, વગેરે દ્વારા પોતાના અનુભવોનો પ્રાદુર્ભાવ કરે છે. રાજયોગી પણ ધ્યાનદ્વારા સમાધિ પ્રાપ્ત કરી જ્ઞાનનો પ્રચાર કરે છે તેથી કર્મનો સપૂર્ણ ભાગ તો એકેય યોગમા નથી તેમ વળી કર્મયોગમા પણ થોડો સમય ધ્યાન ઉપાસના, નિદિધ્યાસનમા ગાળવો પડે છે, ને તેની આવશ્યકતા પણ છે તેથી તે યોગ પણ કેવળ પ્રવૃત્તિપરાયણ નથી. તો પણ જ્ઞાન, ભક્તિ, ને રાજયોગ એક રીતે નિવૃત્તિ પરાયણ છે ને તેમા ચિત્તવૃત્તિઓ અતર્મુખ કરવાની વિશેષ જરૂર છે અને કર્મયોગ, પ્રવૃત્તિપરાયણ છે અને તેમા ચિત્તવૃત્તિઓ બહિર્મુખ રહે છે, એમ કહેવામા કાઇપણ અતિશયોક્તિ નથી. આમ હોવાથી જ સામાન્યત નિવૃત્તિ અને પ્રવૃત્તિ એમ યોગમાર્ગના બે જ મુખ્ય વિભાગો કરવામા આવે છે. શ્રી ગીતાજીમા બે જ પ્રકારની નિષ્ઠા બતાવવામા આવી છે, સાખ્ય ને યોગને તેમા સર્વ માર્ગોને અતર્ગત કરવામા આવ્યા છે પાશ્ચાત્ય તત્વચિતકો પણ મનુષ્ય માત્રને બે મુખ્ય વિભાગો મા વહેચી નાખે છે introverts અને extroverts (આતર્મુખી ને બહિર્મુખી) અને આ બન્ને ય માત્ર પ્રગતિના જુદા જુદા માર્ગો બતા વવામા આવ્યા છે શ્રી ગીતાજીમા સ્પષ્ટ નિવેદન કરેલુ છે કે સાખ્ય ને યોગને પૃથક્ પૃથક્ જાણનારા માણસો બાળકો સમાન છે બન્નેમાથી ગમે તે માર્ગે મનુષ્ય આત્મસાક્ષાત્કારના ધ્યેય તરફ જઈ શકે છે

આ સ્થળે એટલુ કહેવુ ઉચિત છે કે બીજાના દુ ખ દૂર કરવા માટે શારીરિક સહાયતા કરવી, અન્ન વસ્ત્ર આપવા, તબીબી મદદ આપવી તે સારુ છે, મહત્તાનુ લક્ષણ છે. પણ સહાયતા જેમ વધારે સ્થાયી હોય તેમ વધારે ઉચ્ચ ગણાય એતો નિશ્ચે જ છે મનુષ્યના સર્વ પ્રકારના દુ ખો માનસિક અને શારીરિક, જડમૂળમાંથી નષ્ટ કરી તેને પરમાનંદની પ્રાપ્તિ કરાવવા માટે તો એક અધ્યાત્મ વિદ્યા જ સાધન છે સહાયતા ઘ

તો શારીરિક હોય, કાં તો માનસિક. માનસિક સહાય જ્ઞાનદાન દ્વારા કરી શકાય. જ્ઞાન પણ બે પ્રકારનું. લૌકિક ને પારમાર્થિક. સ્થૂલ શરીરરક્ષકને પોષક મદદ સારી ગણાય; પણ વ્યાવહારિક જ્ઞાન આપીને મનુષ્યને સ્વાશ્રયી બનાવી પોતાના પગ ઉપર ઉભા રહેવાની શક્તિ આપવી તે ઉચ્ચતર પ્રકારની સહાયતા ગણાય, ને આધ્યાત્મિક જ્ઞાન પરાવિદ્યાનું દાન આપીને તેને નિર્ભય બનાવવો તે ઉચ્ચતમ પ્રકારની સહાયતા છે. હાલના જમાનામાં ધાર્મિક પ્રચારની વિરુદ્ધ સખત ટીકા કરવામાં આવે છે, ને બધાંને એમ કહેવામાં આવે છે કે બધાએ એક જ પ્રકારની પ્રવૃત્તિ જેથી બાહ્ય જીવનમાં સુધારો થાય, એવી જ પ્રવૃત્તિ કરવી. આ આક્ષેપો મનુષ્યની ઉન્નતિના મૂળ કારણો વિષે ખેદજનક અજ્ઞાનતા બતાવે છે. સર્વ સામાજિક, રાજકીય, આર્થિક પ્રગતિનો માર્ગ સ્વાર્થત્યાગ જ છે, ને ધર્મ સિવાય, આત્મસાક્ષાત્કારના ધ્યેય સિવાય આ નૈતિક તત્ત્વનું સચોટ કારણ આપી શકાય તેમ નથી. જે મનુષ્ય અન્યને અધ્યાત્મજ્ઞાન આપે છે-(પોતાના આચારને વિચાર દ્વારા) તે જ મનુષ્ય સર્વ પ્રાણીનો ખરો હિતચિંતક છે. બીજી બધી સેવા આની અપેક્ષાએ ઉતરતી કોટિની છે. માનવજીવનમાં આવશ્યક બળનો આધાર ચિત્શક્તિ ઉપર છે. આધ્યાત્મિક ક્ષેત્રમાં નિપુણ માણસ ગમે તે ક્ષેત્રમાં વિજય પ્રાપ્ત કરી શકે છે, કારણ કે પારમાર્થિક કે વ્યાવહારિક કાર્યમાં કુશળતા માટે અનુપમ મનોબળ, અને અડગ નિશ્ચયની પરમ આવશ્યકતા છે.

સંસારનાં વિધવિધ દુખોનું નિવારણ કેવળ શારીરિક સેવાથી થવું સંભવ નથી. મનુષ્યનું ચિત્ત પ્રથમ બદલાવું જોઈએ. વૃત્તિઓ શુદ્ધ ને વિશાળ થવી જોઇએ. સાત્વિક અવસ્થા પ્રાપ્ત કરવી જોઈએ. આંતરશુદ્ધિ થયા વગર કેવળ બાહ્ય સંજોગોમાં ફેરફાર કરવાથી કાંઈ ચિરસ્થાયી પરિણામ આવતું નથી. યથાર્થ જ્ઞાનથી મનુષ્યને પોતાની ચૈતન્ય શકિતની ઓળખાણ થશે ને તેમાં નિષ્ઠા બધાશે ત્યારે જ માનવજાતિ

પૂર્ણ રીતે સુખી થશે ને આ લોક ને પરલોક બન્નેને, અલિપ્ત રહી, ભોગવવાનું સામર્થ્ય પ્રાપ્ત કરશે. સંસારમાં ઘેર ઘેર આપણે સદાવ્રત ઉઘાડીએ ને ગામેગામ દવાખાનાં ખોલીએ તેથી મનુષ્યના દુખની નિવૃત્તિ થઇ શકે એવી માન્યતા માત્ર ભ્રમણા જ છે. વસ્તુસ્થિતિ આ પ્રમાણે હોવાથી વાસ્તવિક રીતે નિવૃત્તિપરાયણ જીવાત્માઓ જેઓ પોતાનું જીવન સુધારી દષ્ટાંતથી ને ઉપદેશથી બીજા મનુષ્યોને ઈશ્વરાભિમુખ થવાનો રસ્તો બતાવે છે તેઓ સમાજની સર્વોત્કૃષ્ટ પ્રકારની સેવા કરે છે, એવું નિષ્પક્ષપાતી ને વિચારશીલ મનુષ્યોને કબૂલ કર્યા વગર છૂટકો નથી.

સર્વ મનુષ્યોનું ચિત્ત સમતા ન પ્રાપ્ત કરી હોય ત્યાં સુધી સાધારણ રીતે સુખ, દુઃખ, ને ઉદાસિનતાની વચ્ચે ઘડિયાળના લોલકની માફક ઝુલ્યા જ કરે છે અને આ નિયમમાંથી રાજા કે રંક, હિંદુ, મુસ્લીમ, કે ખ્રિસ્તી કે બૌદ્ધ, કાળી ચામડીવાળો, સફેદ ચામડીવાળો કે પીળી ચામડીવાળો જીવાત્મા કોઈપણ મુક્ત નથી. સુખદુઃખનું માપ બાહ્ય સંજોગો ઉપરથી અંકાતું નથી. તેનો આધાર માનસિક સ્થિતિ ઉપર છે. આંતરિક દષ્ટિએ ધનાઢ્ય દરિદ્રી ને દુઃખી હોય ને ગરીબ માણસ જેની પાસે સ્થૂળ પદાર્થોનો અભાવ હોય તે સુખી હોય ને સંતોષી હોય. આનો અર્થ એવો નથી કે બાહ્યસ્થિતિ સુધારવાને પ્રયત્ન ન કરવો ને તેને ક્ષુદ્ર ને સંકુચિત રાખવી. પ્રત્યેક ઉન્નતિના કાર્યમાં આંતર અને બાહ્ય બન્ને રીતે સુધારાની આવશ્યકતા છે. આંતરિક પાયો છે ને બાહ્ય ફલ છે. અંતરના પરિવર્તન વગર બાહ્ય સુધારો મિથ્યાચાર છે. તે લાંબો સમય ટકી શકતો નથી. સાહિત્યકારો, કલાવિદો, ધર્મોપદેશકો, પ્રધાનપણે સમાજના માનસિક જીવનનો વિકાસ કરે છે, ને રાજકીય અને આર્થિક ક્ષેત્રમાં કાર્ય કરનારાઓ બાહ્ય જીવનને સ્પર્શ કરે છે. સમાજના સર્વાંગી વિકાસ માટે બન્નેની આવશ્યકતા છે અને બન્ને વચ્ચે પૂર્ણ સહકાર ઈચ્છનીય છે.

આપણે ચાર પ્રકારના યોગમાર્ગો બતાવ્યા તેમાં કયા સદ્‌ગુણોની સમાન રીતે આવશ્યકતા છે તે વિષે સંક્ષિપ્તમાં વિચાર કરવો જરૂરી છે. જ્ઞાનયોગમાં વિવેક, વૈરાગ્ય, શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા, સમાધાન, મુમુક્ષુત્વ, શ્રવણ, મનન, નિદિધ્યાસન ઉપર ભાર મુકવામાં આવે છે. તેમાં સાધનચતુષ્ટયને બહિરંગ સાધન કહેવામાં આવે છે. ભકિતવર્ગમાં શ્રવણ, કીર્તન, નામસ્મરણ, વંદન, અર્ચન, પાદસેવન, આત્મનિવેદન ઉપર જોર દેવામાં આવે છે. ભગવાનનાં નામ, રૂપ, ગુણ, કર્મ અને જન્મના સંબંધની અખંડાકાર સ્મૃતિ રહેવાથી ભકત સર્વ દોષથી રહિત થાય છે. પ્રેમના પણ મુખ્ય પાંચ પ્રકાર છે. શાંત, દાસ્ય, સખ્ય, વાત્સલ્ય, માધુર્ય. શાંતભાવ જ્ઞાની ભકતનો હોય છે. દાસ્યભાવ ભગવાન્ મોટા ને હું નાનો—એવા પાયા ઉપર બંધાયેલો હોય છે; સખ્યત્વ મૈત્રી ઉપર બંધાયેલું છે; વાત્સલ્ય પિતા-પુત્રી અથવા માતા-પુત્ર સંબંધ ઉપર બંધાયેલું હોય છે. અને માધુર્ય ભાવનો પાયો–પતિ-પત્ની અથવા આશક–માશુકનો પરસ્પર સંબંધ છે. ભગવાનને નવરસના આલંબન રૂપે લઈ જે પોતાના અંતઃકરણને ભગવાનના ચરણમાં સ્થાપે તે ભકત અને તેના ચિત્તમાં શ્રવણાદિજન્ય જે આનંદનો ચમત્કાર અભિવ્યકત થાય તે ભક્તિરસ.

રાજયોગમાં યમ, નિયમ, આસન, પ્રાણાયમ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ, આવશ્યક અંગો છે. કર્મયોગમાં સાક્ષીભાવ, કર્મમાં એકાગ્રતા, સમત્વ, લોકસંગ્રહાર્થ પ્રવૃત્તિ, આસકિતનો સદંતર ત્યાગ ફળાભિસંધિનો ભોગ, આ સદ્‌ગુણોની જરૂરીઆત છે.

આ બધાનો નિષ્કર્ષ કાઢીએ તો આપણને સ્પષ્ટ રીતે જણાઇ આવે છે કે ગમે તે માર્ગમાં અભ્યાસ ને વૈરાગ્ય, અથવા આ વિચાર બીજી રીતે જણાવીએ તો પ્રત્યેક યોગમાં ચિત્તશુદ્ધિ, ચિત્ત વિશાળતા, ચિત્તસ્થિરતા ને આખરે ચિત્તપરતા અનિવાર્ય છે. ચિત્તના દોષો મળ, વિક્ષેપ ને આવરણ આ સિવાય દૂર થઈ શકતા નથી. લોકૈષણા,

કાયમ રહેવાની કોશીશ કરવાથી નિદ્રા બંધાવા માંડે છે. સતત્ એ જ્ઞાન રહે કે હું નિરાકાર–નિર્વિકાર આત્મા છું. દેહ કે મન નથી, એ જ જ્ઞાન. સમાધિમાં આ અનુભવ થાય તે બસ નથી. જાગ્રત કે સમાધિમાં, નિષ્ક્રિય કે ક્રિયાત્મક અવસ્થામાં આવી સ્થિતિમાં જ રહેવું જોઈએ. સ્થૂળ, સૂક્ષ્મ કરણો શુદ્ધ થયા પછી અહંતાનો ત્યાગ સરળ ને સ્વાભાવિક થાય છે. પવિત્ર વ્યક્તિના ચૈતન્યમાં અનંતની પવિત્રતાને શાંતિ નિર્મળ સરોવરમાં આકાશના પ્રતિબિંબની પેઠે બરોબર નજરે પડે છે. ત્યારપછી બિંબને પ્રતિબિંબનું મિલન, અંતરના અહંકારના પડદાનું ઉલ્લંઘન કરી પ્રાપ્ત કરવાનું સુગમ થઇ પડે છે. પરિપૂર્ણ શુદ્ધિ ન થઈ હોય ત્યાંસુધી સાક્ષાત્કારમાંથી પાછો જીવાત્મા અધોગતિમાં આવી પડે છે. વિરાટ ચૈતન્ય લુપ્ત થઈ જાય છે જીવાત્મા ને પરમાત્મા વચ્ચે વાદળાંઓ આવી જાય છે. પણ આવા અનુભવોનું ઠસાણુ ને સ્મૃતિ કાયમ રહ્યા કરે છે ને સતત્ પ્રયત્નથી સ્વેચ્છાએ તે મેળવવાની ને કાયમ તેમાં સ્થાયી રહેવાની શક્તિ પ્રાપ્ત થાય છે. તેથી જ શ્રી ગીતાજીમાં પ્રતિપાદન કરેલુ છે કે જે કર્મમાં અકર્મ ને અકર્મમાં કર્મ અનુભવે છે તે જ જ્ઞાની છે.

( અપૂર્ણ )



# પ્રસંગસ્ફૂર્તિ

卐

**છોટાઉદેપુર** :–ભાવનગરની શામળદાસ કૉલેજના ભૂતપૂર્વ અધ્યાત્મક શ્રી. નરભેશંકર પ્રા. દવે એમ. એ. ઘણા લાંબા સમયથી પોતાના વતન ચૂડા તથા બોટાદમાં નિવૃત્તિપરાયણ જીવન વ્યતીત કરતા હતા. 'ચંદા' તથા 'સુંદર અને વિદ્યાનંદ' નામની બે નવલકથાઓ, શેક્સપિયરનાં એકથી વધારે નાટકોનો ગુજરાતી અનુવાદ, એમર્સનના નિબંધો, વગેરે પુસ્તકો એમણે ઘણાં વર્ષો પૂર્વે લખ્યાં છે અને જનતાએ એનો સારો સત્કાર કર્યો છે. વેદાન્તના પોતે અનુભવપૂર્ણ અભ્યાસી છે. ઉપનિષદથી માંડીને બ્રહ્મસૂત્ર ઉપરનાં શાંકર ભાષ્યો ઉપરાંત વેદાન્તના અઘરા ગ્રન્થો જેવા કે ચિત્સુખી, અદ્વૈતસિદ્ધિના તેઓ પાકા અભ્યાસી છે, અને વેદાન્ત સિદ્ધાન્ત મુક્તાવલી નામના એક જૂના ગ્રન્થનો એમણે અદ્વૈતમુક્તાવલીના નામે સ્વતંત્ર અનુવાદ પણ પ્રકટ કર્યો છે.

માગશર શુદિ પૂર્ણિમાએ એમણે જ્ઞાનસાધન આશ્રમમાં સંન્યાસ આશ્રમ ગ્રહણ કર્યો; એમની વિદ્વત્તાનો લાભ અત્યાર સુધી એમના અંગત મિત્રોનો મળતો હતો, તે હવે ઉત્થાનના વાચકોને પણ મળવા માંડ્યો છે. સંન્યાસ આશ્રમનું એમનું નામ સ્વા. શ્રી. નિર્ભયતીર્થ છે. ગયા તેમ જ ચાલુ અંકમાં એમના વિદ્વત્તાપૂર્ણ લેખો લેવાયા છે, તે ઉપરથી એમનાં અનુભવજ્ઞાનની પ્રતિભા સમજાશે.

**સ્વા. શ્રી. માધવતીર્થજી** :–કાઠિયાવાડ તથા કચ્છનો પ્રવાસ પૂરો કરી, તા. ૩૧ મીએ ગૂજરાતમાં આવી કુંભમેળાના સ્નાન દર્શન માટે પ્રયાગ ગયા છે. ઉત્થાનના વાચકો એમના ભક્તિમીમાંસાના લેખથી સુપરિચિત છે. પશ્ચિમ તથા પૂર્વના તત્ત્વજ્ઞાનના તેઓ પ્રખર વિદ્વાન છે. પ્રયાગથી કાશી, હરદ્વાર, હૃષીકેશ તરફ થોડી યાત્રા કરી ગૂજરાત કાઠિયાવાડના સત્સંગીઓને પોતાનો લાભ આપવા આવી પહોંચશે.

**સ્વા. શ્રી અદ્વૈતાનંદજી** –છેલ્લા પાચ–૭ માસથી તેઓ હવી કેશ હતા એમની યુકિતવાળી સમજાવવાની પદ્ધતિ સચોટ અને સરળ છે ભાષામા ઓજસ્વિતા અને વિચારમા સ્વતંત્ર મનનશક્તિ એ એમના લેખના ખાસ લક્ષણો જાનેવારીના પહેલા અઠવાડીઆમા તેઓ માલસર આવી ગયા છે

**રાષ્ટ્રભાષા પરીક્ષા** :–રાષ્ટ્રભાષાપ્રચાર સમિતિ વર્ધાની પરીક્ષા માટે છોટાઉદેપુરમા એક કેન્દ્ર સ્થાપિત થયુ છે શ્રી અબાનાલ શુકલ એના પ્રચારક છે ગયા ઑગસ્ટ માસમા વિદ્યાર્થી તથા વિદ્યાર્થિનીઓએ પરીક્ષા આપી હતી તેમા ઉત્તીર્ણ થયેલાને પ્રમાણપત્ર આપવા માટે છોટાઉદેપુરની શ્રી ફત્તેહસિહ હાઈસ્કૂલના મકાનમા રા બા શ્રી ધીરજલાલ દેસાઇ, દીવાન સાહેબના પ્રમુખપદે એક મેળાવડો થયો હતો વિદ્યાર્થીઓને પ્રમાણપત્રો આપતી વખતે શ્રી દી સાહેબે રાષ્ટ્રભાષાના શિક્ષણના લાભ સમજાવી એના અભ્યાસ માટે વિદ્યાર્થીઓને આશીર્વાદ સાથે ઉત્તેજન આપ્યુ હતુ

**સર રાધાકૃષ્ણ** –વડોદરામા આ સુપ્રસિદ્ધ વિદ્વાનના 'ધર્મનુ ભાવી' એ વિષય ઉપર બે મનનીય વ્યાખ્યાનો થયાં હતા એમણે કહ્યુ હતુ કે 'દેશ કાળ અને પરિસ્થિત પ્રમાણે પ્રત્યેક સપ્રદાયમા કેટલીએક વિગતો માટે મતભેદ હોય, અને કેટલાક વિધાનો અત્યારે યોગ્ય પણ ન લાગે તો પણ તેથી મૂળ ધ્યેયમા ફરક પડતો નથી"

**યોગાશ્રમ** –મુનિશ્રી ત્રિનોકચદજીના પ્રયત્નથી વાત્રક નદીને કાંઠે, ઉત્કંઠેશ્વર મહાદેવ પાસે એક યોગાશ્રમનુ ઉદ્દઘાટન થયુ છે ત્યા એક સારૂ પુસ્તકાલય, ઔષધાલય તથા અન્નછત્રની પણ વ્યવસ્થા થઈ છે

# આત્માની યાચના



[ ઢીંચ ]

પોપચાંને પોયણે પધારો, હો નાથજી !
અંતરના ભાવથી વધાવું જી રે :
આત્માને આંગણે વિરાજો, હો નાથજી !
જીવનનાં ફૂલડાં બિછાવું જી રે !
પોપચાંને૦

જુગજુગથી વાટ જોઈ થાક્યો છે આતમા,
જુગની કૈં જાતરા મેં કીધી જી રે :
ભમતા પ્રવાસી પેઠે ભટક્યો બ્રહ્માંડમાં,
દર્શનની લ્હાણ કૈં ન દીધી છે રે :
પોપચાંને૦

સૂનાં મન્દિર છે દેહનાં, હો નાથજી !
સૂની છે આતમાની ક્યારી જી રે :
આવો પધારો તમે યાચું હો નાથજી !
દિલની ઉઘાડો મુજ બારી જી રે :
પોપચાંને૦

મૂળજીભાઇ પી. શાહ

આપના ચરણકમળની ધૂળમા સ્નાન કરવા ઇચ્છે છે, અને મને જો
ચરણની કૃપા નહિ મળે, તો વ્રત કરી શરીરને સુકાવી પ્રાણ છોડી દઈ
અને જરૂર પડશે તો સો જન્મ લઈશ, પણ અવશ્ય કોઈ દિવસ આ
જરૂર મેળવીશ "

આ પત્રમા રુક્મિણીની દઢતા જેટલી જણાય છે, તેવી દઢતા
દરેક ભક્તે રાખવી જોઈએ દર્દ વગર ફાકતર આવતા નથી જ્યારે
એવુ દર્દ ઉત્પન્ન થાય કે ભગવાન જ તેની દવા રૂપ થઈ શકે તો જ
મટે, ત્યારે જ ભગવાનનો અનુગ્રહ થાય છે

વળી ઘરની બહાર નીકળવાનુ રુક્મિણીએ પત્રમા જણાવેલ છે
તેમ જે ભક્ત સસારની બહાર નીકળે છે, તેને ભગવાન પોતાનો કરી
લે છે ભગવાન જીવને મળવા તૈયાર છે, પણ જીવ સસારમા જ્યા ત્યા
ભટકે છે, તેથી તેના હાથમા આવતો નથી કઠ ઉપનિષદની અદર કહેલ
છે, કે જે આત્માને વરે છે તેને આત્મા વરે છે, એ અર્થ સ્પષ્ટ સમજવા
માટે રુક્મિણીનો પ્રસગ બહુ ઉપયોગી છે

ભગવાને બ્રાહ્મણને જવાબ આપ્યો કે "હુ પણ રુક્મિણીને ચાહુ
છુ, મારુ મન પણ તેનામા લાગી રહેલ છે મને પણ રાત્રે નિદ્રા
આવતી નથી " ખરુ છે, જ્યારે ભક્ત ભગવાન માટે તરફડે, ત્યારે
ભગવાનને નિદ્રા આવે તો ભક્તને મદદ કોણ કરી શકે ?

વિદર્ભ દેશમા રુક્મિણીના સ્વયવરની તૈયારી થઈ રહેલ છે
બધાનો વિચાર રુક્મિણીને શિશુપાલ વેરે આપવાનો હતો જે
સસારમા કોઈ કન્યા કે કોઈ પુત્ર મોટી ઉમરનો થાય કે તરત સસારી
માણસો તેને સસારમા જોડવાનો પ્રયત્ન કરે છે, તે પ્રમાણે રુક્મિણી
માટે બનવા માડ્યુ

રુક્મિણી બ્રાહ્મણની રાહ જોઈ રહી છે ( બ્રાહ્મણરૂપ ) ગુરુ વગર
ભગવાન કોણ મેળવી આપે ? પણ ગુરુકૃપા ક્યારે થશે ? ઘણા શિષ્યો
નિરાશ થઇ જાય છે કે હજુ ગુરુએ મારા ઉપર પૂરી કૃપા કરી નહિ

પણ રુક્મિણીના જેવો ભાવ રાખીને કોણ બેસે છે ? રુક્મિણી ભગવાનનું ચિંતન કરતી બેઠી હતી. તેનું દર્દ ભગવાન સિવાય બીજા કોઈ જાણતા ન હતા. રુક્મિણીને ભગવાન ઉપર પૂરો વિશ્વાસ હતો. ભગવાન ઉપર શ્રદ્ધા રાખનાર કદાપિ નિરાશ થતો નથી.

બ્રાહ્મણ ભગવાનનો સંદેશો લઇ પાછો આવ્યો ત્યારે રુક્મિણી ભગવાનના ધ્યાનમાં મગ્ન હતી. ધ્યાનમાંથી ઊઠતાં તેણે બ્રાહ્મણનું મુખ પ્રફુલ્લિત જોયું. બ્રાહ્મણે કહ્યું કે "ભગવાન પધારે છે, આપને વરી જવાની તેમણે પ્રતિજ્ઞા લીધી છે."

આટલું કામ ગુરુ કરી આપે છે. રુક્મિણીને વિચાર આવ્યો કે જેણે ભગવાન પધારવાના ખબર આપ્યા તે બ્રાહ્મણને એટલે ગુરુને શો બદલો આપવો ? ગુરુને પણ ભગવાન સિવાય બીજું કાંઈ પ્રિય નથી. તેથી રુક્મિણીએ તેમને નમસ્કાર કર્યા અને એ નમસ્કારની ભાવનામાં જગતની બધી લક્ષ્મી બ્રાહ્મણને આપી દીધી. ભગવાનનો પરિચય ગુરુ શિષ્યને આપે છે, અને તેનો બદલો શિષ્યથી વાળી શકાતો નથી.

ગામના લોક પણ વાતો કરતા હતા કે રુક્મિણી જ ભગવાનની પત્ની થવાને યોગ્ય છે. કોઈ સાચા ભક્તને જોઇને આજ પણ લોકો વાતો કરે છે કે એ ભક્ત ભગવાનની કૃપાને પાત્ર છે.

હવે રુક્મિણીના વિવાહની શરૂઆત થતાં, તે ઘરની બહાર દેવીના દર્શન માટે નીકળી. તેનું ધ્યાન ફક્ત એકમાં હતું, તેમાં તે તન્મય હતી, તેથી સ્વયં મૌન હતી; તેને કોઈની સાથે વાત કરવાની ફુરસદ નહોતી. રુક્મિણીએ માતાજીને પણ એ જ પ્રાર્થના કરી કે "ભગવાન મારા પતિ થાય."

જગદ્‌ગુરુ શ્રી શંકરાચાર્ય કહે છે કે આત્મશાક્ષાત્કારના સાધનોમાં પહેલું સાધન વિવેક છે, એટલે નિત્ય અને અનિત્ય વસ્તુની પાકી સમજણ થવી જોઇએ. રુક્મિણીને એ સમજણ બરાબર થઈ હતી. જે પતિ અનિત્ય હતા, તેને વરવાનું પસંદ ન કરતાં જે પતિ

નિત્ય રહે છે, એવા પતિમા જ તેનુ ચિત્ત એકાગ્ર થઇ ગયુ હતું સસા
રના પતિ તેની સ્ત્રી જીવે ત્યા સુધી જીવતા નથી તેથી જિંદગી સુધી
તેની સેવા અને તેનુ સુખ મળતા નથી, અને સ્ત્રી પહેલા મરે તો
પહેલો પતિ હયાત છતાં બીજા જન્મમા બીજો પતિ કરવો પડે છે
એવી બે પ્રકારની અગવડ અટકાવવી હોય તે સ્ત્રીએ ભગવાનને જ
પતિ કરી લેવા જોઇએ

ભગવાનનુ ચિંતન કરતા કરતા રુકિમણી મદિરમાથી પાછી વળે
છે એટલામા તરત સિંહ જેમ શિયાળોની વચમાથી પોતાનો ભાગ
લઈ જાય, તેમ ભગવાને રુકિમણીને પોતાના રથ ઉપર લઈ લીધી
આવી દશામા ભકતને પોતાની મેળે ચાલવાની મહેનત બધ પડે છે
જે જેનુ છે તે તેને લઇ જાય તેમા અનીતિ નથી જીવ માત્ર ભગવા
નના છે અને તેથી તેમાથી કોઇ જીવને ભગવાન પોતાના ધામમા લઈ
જાય તો તે જીવ મ.. જ પુણ્યશાળી અને ભકિતમાન હોવો જોઇએ

બીજા રાજાઓ આ બનાવ સહન કરી શક્યા નહિ સસારના
માણસો ભકત પાસે જઈ, તેની પાસે વ્યવહારની વાતો કરી, તેને
પોતાના જેવો બનાવવા મહેનત કરે છે કોઇને મોક્ષ મળે તે દેવોને
પણ ગમતુ નથી રાજાઓએ લડાઈ કરી, પણ ભગવાનની દિવ્ય
પ્રકૃતિવાળી સેનાએ આસુરી પ્રકૃતિ ઉપર વિજય મેળવ્યો

છતા રુકિમણીના ભાઈ રુકમીનો ક્રોધ શાંત થયો નહિ તેણે માયાના
ત્રણ બાણ શ્રી કૃષ્ણ તરફ ફેંક્યાં ભગવાને તે તોડી નાખ્યા રુકમીએ
વધારે હિંમત કરી અને તલવાર લઇ ભગવાન ઉપર ચડી આવ્યો,
એટલે ભગવાને સામી તલવાર તેને મારવા માટે લીધી એટલે બહેનને
ભાઈ ઉપર દયા આવવાથી ભગવાનને વિનતી કરી તેથી ભગવાને
રુકમીને માર્યો નહિ, પણ કુરૂપ બનાવી દીધો બહેનને માઠુ લાગ્યુ
સસારના સગા યાદ આવે તો ભગવાનનુ સુખ મળતુ નથી તેથી
બલરામજીએ રુકિમણીનો ભાવ જાણી કહ્યુ કે "ભગવાનની માયાથી

મો હત થઇને જે દેહને આત્મા માની બેસે છે, તેને એવો મોહ થાય છે કે આ મિત્ર છે, આ શત્રુ છે; આત્મા એક છે અને તેને કાર્ય-કારણું સાથે સંબંધ નથી. જલ અને ઘડાની ઉપાધિથી સૂર્ય અનેક રૂપે દેખાય છે છતાં અનેક રૂપે નથી. ચંદ્રમાં બીજ, ત્રીજ વગેરે વૃદ્ધિ તથા ક્ષય દેખાય છે છતાં ચંદ્રમાં વૃધ્ધિ ક્ષય નથી, તેમ જન્મ મુત્યુ શરીરના ધર્મ છે, પરંતુ ભૂલથી લોક એ આત્મામાં છે એમ માની બેસે છે."

આ પ્રમાણે બલરામજીએ રુકિમણીને બોધ આપ્યો. બલરામજી એ શેષનું સ્વરૂપ છે. શેષ એટલે જે બાકી રહે તે. એટલે એ નિર્ગુણનું સ્વરૂપ છે. તેથી તેમણે રાસલીલામાં અને મહાભારતના યુધ્ધમાં ભાગ લીધો નથી, પણ દ્વારકામાં જ્યાં દ્વિવિધ વાનર રૂપી ભેદબુદ્ધિનો રંજાડ શરૂ થયો ત્યારે શ્રી કૃષ્ણે બલરામને બોલાવ્યા અને તેને હાથે તે વાનરને મરાવ્યો. દ્વૈતબુદ્ધિ અદ્વૈતબુદ્ધિથી મરે છે એ અર્થમાં એ પ્રસંગ છે. બલરામજીએ લગભગ એવાં જ કામ કરેલ છે. રામાવતારમાં તે નાનાભાઇ હતા. તેમનું નામ લક્ષ્મણ હતું. તેનું મન લક્ષ્યમાં હતું, સદ્ગુણમાં હતું. કૃષ્ણાવતારમાં તે મોટાભાઈ હતા. મોટા પ્રરાક્રમ વખતે બન્ને ભાઈ સાથે કામ કરતા હતા

રુકિમણીના ભાઇને ભગવાને વિરૂપ કર્યા, ત્યારે બ્હેનને ખોટું લાગ્યું એમ જાણી બલરામજીએ રુકિમણીને વધારે જ્ઞાન આપ્યું કે ' તમે કોને પરણ્યાં છો તેનો વિચાર કરો, તે સર્વના માલિક છે. તે લક્ષ્મીના પતિ છે, યજ્ઞોના પતિ છે; પ્રજાના પતિ છે તેમ જ સર્વની બુદ્ધિના પતિ છે. સર્વલોકના પતિ છે, પૃથ્વીના પતિ છે અને યાદવોના પતિ અને તેમની ગતિરૂપ છે. વિષમ બુધ્ધિ તો દુષ્ટ બુદ્ધિવાળાને થાય. તમારો ધર્મ તો સમતા રાખવાનો છે, અમારા કુળના ધર્મ પ્રમાણે તમારે રહેવું જોઇએ. "

ઘણા ભકતો ભગવાનના થવા માગે છે અને છતાં સંસારનાં સગાંને ભૂલી શકતા નથી. અર્જુનને અને ઉદ્ધવજીને ભગવાને કહ્યું કે

" સગાનો મોહ છોડી દો" તેમને સગુણ સ્વરૂપ પ્રત્યક્ષ હતુ છતાં મોહ છૂટતો નહોતો, તેથી રુક્મિણીના પ્રસગમા નિર્ગુણ સ્વરૂપે તે મોહ છોડવાનો બોધ આપેલ છે ભાઈના દાઢીમૂછ ભગવાને લઈ લીધા અને તેને કુરુપ બનાવ્યો તો તેમા ખોટુ શુ થયુ ? જે ભગવાન દાઢીમુછ સૌને આપે છે તે લઇ લે, તેને જ શાસ્ત્રની ભાષામા સન્યાસ કહે છે અને સન્યાસ આશ્રમ બધા આશ્રમ કરતા ઉત્તમ ગણાય છે રુક્મી પણ દાઢી અને મૂછ વગરનો થયા પછી ઘેર પાછો ગયો નથી, અને ભોજકટ નામનું નવુ ગામ વસાવી ત્યાં જ રહ્યો છે સન્યાસ અવસ્થામા સસારના ભોગ કટ થઈ જાય એ આશ્રમ બધા ગામ કરતા ઉત્તમ સ્થાન છે

એક દિવસ જગતના પરમ પિતા અને જ્ઞાનદાતા ભગવાન રુક્મિણી સાથે એકાન્તમા બેઠા હતા (શ્રીમદ ભાગવતમા જ્યા જ્યા સ્ત્રીની વાત આવે છે ત્યા 'પ્રકૃતિ' એવો અર્થ કરવાથી પુરુષોને તથા સ્ત્રીઓને બન્નેને એ કથા લાગુ થઇ શકે છે ) તે વખતે ભગવાને રુક્મિણીની હાસ્ય કરતા પૂછ્યુ કે –' હે રાજકુમારી ! મોટા મોટા રાજાઓ, ઐશ્વર્ય અને સપત્તિવાળા, સુદરતાવાળા ઉદારતાવાળા એવા તમારી સાથે વિવાહ કરવા ચાહતા હતા, અને તેમને વચન પણ અપાઈ ગયુ હતુ શિશુપાલ જેવા વીર અને કામોન્મત્ત તમારી યાચના કરતા હતા તેને છોડી તમે મારા જેવા ગરીબ અને તમારી સમાન નથી, એવા પતિને તમે કેમ સ્વીકાર્યા ? , અમે તો જરાસંધ વગેરે રાજાઓથી બ્હીને સમુદ્રની પાસે આ ગામડામાં રહીએ છીએ મોટા મોટા બળવાન અમારી સાથે વેર રાખે છે, તેઓ યુધ્ધવિરામમા સધિ કરતી વખતે અમારુ નામ પણ લેતા નથી અમને રાજ સિહાસનનો પણ હક નથી અમારો માર્ગ લોકોને માલૂમ પણ નથી, અમે લૌકિક વ્યવહાર બરાબર પાળતા નથી, સ્ત્રીઓને તેમ ખુશી પણ કરી શકતા નથી, જે સ્ત્રી અમારુ અનુકરણ કરે છે, તેને ઘણે ભાગે

ક્લેશ ભોગવવો પડે છે. અમે તો હંમેશાં અકિંચન છીએ, અમારી પાસે કાંઈ નહોતું અને છેવટે કાંઈ રહેશે નહિ. અમારી ઉપર તો ગરીબ માણસો પ્રેમ કરે છે અને અમે ગરીબ માણસો ઉપર પ્રેમ કરીએ છીએ. ધનાઢ્ય ઘણે ભાગે અમને ભજતા નથી, તેથી તમારે તમારા જ ધર્મ અને ઐશ્વર્ય પ્રમાણે સૌંદર્ય હોય તેની સાથે વિવાહ અને મિત્રતા કરવી જોઈએ. તમે અમને પરણ્યાં એ તો એક કજોડું થયું. અમે તમારે લાયક નથી. હજુ પણ કોઈ સારો રાજા પસંદ કરી લ્યો તો વધારે સારું. અમે તો અમારા સ્વરૂપના અનુભવથી જ પરિપૂર્ણ રહીએ છીએ. અમને સ્ત્રીના સુખની ચાહના નથી; તેમજ પુત્ર કે ધનની ઇચ્છા રહેતી નથી. અમે તો સર્વથી ઉદાસીન છીએ. ઘરના દીવાની પેઠે અમે તો માત્ર સાક્ષી અને નિષ્ક્રિય છીએ. માટે તમારી ઇચ્છા હોય તેમ કરો." ( આ બધાં લક્ષણ આત્મામાં ઘટે છે )

એટલું કહી ભગવાન મૌન થઈ ગયા. આવા શબ્દો સાંભળી રુક્મિણીને તરત તો આંખમાં આંસુ આવી ગયાં, મૂર્ચ્છા આવી ગઈ અને વાણી રોકાઈ ગઈ. જ્યાં મન અને વાણી રોકાઈ જાય છે, ત્યાં આનંદ રૂપ બ્રહ્મનું સ્થાન છે એમ શ્રુતિ કહે છે.

ભગવાને ભક્તની એવી દશા જોઈ, દયા લાવી, તેનું મુખ સ્વચ્છ કર્યું અને કહ્યું કે " મેં તો એ માત્ર વિનોદમાં કહ્યું હતું. તમારો અનન્ય પ્રેમ મારા જાણવામાં છે. "

ભગવાનનો ભાવ જાણ્યા પછી રુક્મિણીએ તેમનાં વચનોનો નીચે પ્રમાણે જવાબ દેવાની હિંમત કરીઃ—

રુક્મિણી–" આપનું કહેવું બરાબર સત્ય છે કે આપણો વિવાહ એ એક પ્રકારના કજોડા જેવું થયું છે. આપને લાયક હું નથી. આપની સમાનતા હું કેમ કરી શકું ? આપ આપના મહિમામાં રહી આત્માનું સુખ લેવાવાળા ક્યાં ? અને હું માયાશક્તિ, અલ્પ ગુણ-

વાગી ક્યા, કે જેની કામના પાછળ અજ્ઞાની લોક ભટકે છે આપનો માર્ગ લૌકિક માણસો માટે સ્પષ્ટ નથી એ વાત પણ સાચી છે. આપને સસારીવૃત્તિ રૂપી, રજોગુણી વૃત્તિઓ રૂપી રાજાઓથી વેર છે. આપના ભકતોની ચેષ્ટા અલૌકિક હોય છે તો આપની ચેષ્ટા અલૌકિક હોય તેમા નવાઈ શી છે ?

" આપ અકિચન એટલા માટે છો કે આપનાથી જુદી કાઈ વસ્તુ નથી કે જેની આપને જરૂર પડે ધનાઢ્ય લોક આપને ભજતા નથી એ વાત પણ સાચી છે. કારણ કે તે ધનના અભિમાનથી સત્ય જોઇ શકતા નથી અને ઇદ્રિયોને તૃપ્ત કરવામા જ માત્ર સુખ માને છે * આપ તો ચારે પુરુષાર્થ રૂપ છો અને તેના ફળ રૂપ છો વિચારશીલ પુરુષો તો આપને પ્રાપ્ત કરવા માટે બીજુ બધુ છોડી દે છે એવા વિવેકીજનોનો જ આપની સાથે સબધ થાય છે. જે લોકો સસારના સુખમા રચ્યાપચ્યા રહે છે, તેનો સબંધ આપની સાથે થઇ શકતો નથી જે ભિક્ષુકો આપની પ્રશસા કરે છે તે મહાત્માપુરુષો જ આપનો મહિમા જાણે છે તઓનુ મન સસારના સુખથી ઊઠી ગયુ હોય છે. મે આપને એટલા માટે પસદ કરેલા છે કે આપ સર્વ જગતના આત્મા છો અને આપના ભકતોને આપ પ્રેમદાન કરો છો, આત્મદાન કરો છો

" મે બ્રહ્માનુ પદ અને ઇદ્રનુ પદ પણ તુચ્છ માનેલ છે તો આ સસારના શિશુપાલ, દતવક્ર, અને જરાસધ વગેરે રાજાઓ તો શા હિસાબમા ? આપનુ પરાક્રમ તો મારુ હરણ કરતી વખતે આપે બતાવી આપેલ છે આપને મેળવવા માટે ઘણા રાજાઓએ રાજ્ય છોડીને તપ કરેલ છે, બદલામા તેઓને પરમાનદની પ્રાપ્તિ થઈ છે. મોટા મોટા સત આપના ચરણકમળની સુગધના વખાણ કરે છે, તેનો આશ્રય લેવાથી લોક સસારના બધનથી મુક્ત થાય છે, માટે જ્યા સ્વાર્થ અને પુરુષાર્થ બન્ને મળે છે, તે સ્વરૂપને કઇ સ્ત્રી ન વરે ? હુ

* યુરોપ અને અમેરિકા વિગેરેની હાલ એવી દશા છે

સમજીને જ આપને વરી છુ મારી ઇચ્છા તો એવી છે કે મિથ્યા સસાર ભ્રમનો નાશ કરવાવાળા અને પોતાના સ્વરૂપનું દાન કરનાર આપના ચરણોમા નિત્ય રહુ.

"વળી માણસનુ શરીર જીવતુ છતા મુડદા જેવુ છે ઉપર ચામડી, દાઢી, મૂછ, વાળ અને નખથી ઢકાયેલ મેદ અને અદર માસ, હાડકા, લોહી, કીડા, મળમૂત્ર અને કફપિત્ત તથા વાયુવાળુ છે, એવા શરીરને જે સ્ત્રી પતિ તરીકે માની ભજે છે, તે સ્ત્રી અત્યત મૂર્ખ છે. તેને આપના ચરણાનદિના સુખની ખબર નથી આપ મને સુદરી તરીકે જોતા નથી પણ આત્મ રૂપે જુઓ છો કારણ કે આપની દૃષ્ટિ સમ છે +"

ભગવાન—"મે તો તમને મશ્કરીમા એ વાત કહી હતી કે તમે બીજે પતિ કરી લ્યો તમે જવાબ આપ્યા તે સત્ય છે તમારો અનન્ય પ્રેમ હુ જાણું છું. માનમા નાખેલી ઇચ્છા મસારની ઇચ્છાથી છોડાવે છે મે તમને સસાર યાદ આપ્યો તો એ તમે તેનો તિરસ્કાર કર્યો એ બહુ મારી વૃત્તિ છે એમ હુ માનુ છુ. જેઓ સસારના સુખ માટે કે સસારની સગવડ માટે મારી ભક્તિ કરે છે તે મારી માયાથી મોહિત થઈ ગયેલ છે હુ મોક્ષનુ સુખ એટલે સર્વ સુખ આપવાવાળો છુ. મને મેળવીને જે સસાર તરફ જુએ છે તે મદભાગી છે વિષય સુખ તો નરકમા પણ મળે છે અને સૂઅર-કુકર જેવી યોનિઓમા પણ મળે છે

"તમારા જેવી સ્ત્રી (અથવા જીવ) અમને મળવી મુશ્કેલ છે, કે જેણે સસારનું સુખ મળતુ હતુ છતા તે છોડીને ફક્ત મારા ગુણ માભળી મને પસદ કરેલ છે તમારા ભાઇને મે કુરૂપ કર્યો

+ સાધુ પુરુષોએ પણ સ્ત્રી નજરે આવે ત્યારે તેને સુદરીરૂપે જોવી જોઈએ નહિ, પણ આત્મ રૂપે જોવાની ટેવ પાડવી જોઇએ ખરા સાધુમા ભગવાનના જેવી દૃષ્ટિ હોય છે

તો એ વાત કહેવાથી મને ખોટું લાગશે એમ માની મને તે વાત તમે કહી નહિ, એટલે સંસારની વાતો મારી સંન્નિધિમાં તમે ભૂલી શકો છો." (ઘણા ભક્તો માળા ફેરવવા બેસે છે, પણ મનમાં તે વખતે ઘરની ચીજો કે વેપારની ચીજો કે ભાવ કે ન્યુસ પેપરની વાતો યાદ કરવા મંડી જાય છે. તેઓને ભગવાન્ સુલભ નથી.) તમે તો હું ન મળું તો શરીર છોડી દેવાનો પણ નિશ્ચય કર્યો હતો. એવી દૃઢતાથી હું તરત પ્રાપ્ત થઇ શકું છું, તમારા આવા પ્રેમનો બદલો હું આપી શકું તેમ નથી. તમારો પ્રેમ તમને ફળીભૂત થાય એવું હું તમને વરદાન આપું છું, એ તમે પસંદ કરેલા વરનું દાન છે એમ સમજી લેજો, એ મોટામાં મોટું દાન છે. હું જ્યારે દાન કરું છું ત્યારે નાનું દાન કરતો નથી. હું મને પોતાને આ દઉં છું. મારો આત્મા આપું છું.

( અપૂર્ણ )



# તુરીયાવસ્થા

લેખક: સ્વા. શ્રી. નિર્ભયતીર્થજી

卐

वाचा मौनमयी, गति स्थितिमयी, निद्रामयो जागरो।
निद्रा बोधमयी, निशा दिनमयी, नक्तंमयो वासरः॥
कर्म ब्रह्ममयं, जगत्सुखमयं, किंचिन्न किंचिन्मयम्।
दुर्लंघ्यं गुणवर्त्म लंघितवतो वार्ता कथं वर्णयाम्॥

( બોધસાર )

ભાવાર્થઃ-( તુર્યાવસ્થામાં ) જેની વાણી મૌન રૂપ થઇ જાય છે, જેની ગતિ સ્થિતિરૂપ થઇ રહે છે, જેનું જાગરણ નિદ્રારૂપ થાય છે, જેની નિદ્રા બોધરૂપ બની જાય છે. જેને રાત્રિ પણ દિવસરૂપ થાય છે અને દિવસ પણ રાત્રીરૂપ થઇ જાય છે, જેનું કર્મ બ્રહ્મરૂપ હોય છે; જગતને સુખરૂપ જાણી લે છે અને જે " કશા "ને " કશુંય " સમજતો નથી-આ પ્રમાણે મહા કષ્ટથી ઓળંગી શકાય એવા સંસાર રૂપ આ ગુણ-માર્ગને ઉલ્લંઘીને પાર પહોંચતા મુનિની મહત્તાને અમે શી રીતે વર્ણવી શકીએ ! !

## મનન

વેદાંતમાં, જ્ઞાનના સાધન તરીકે શ્રવણ, મનન અને નિદિધ્યાસન બતાવ્યાં છે અને તે શ્રવણાદિ પણ સાધન-ચતુષ્ટયસંપન્ન થઈને કરવાનાં છે. અર્થાત્ સાધનચતુષ્ટયસંપન્ન થયા વિના વેદાંતમાં માત્ર વાર્તાલાપનો જ સંભવ રહે છે. આ સાધનચતુષ્ટય તે વિવેક, વૈરાગ્ય, ઉપશમાદિ, સંપત્તિ અને મુમુક્ષુત્વ છે, અને વેદાંતના ગ્રંથોમાં તે સમજાવેલાં હે

હવે, મુક્તિની ઇચ્છા તો પ્રાણી માત્રને સ્વાભાવિક રીતે થાય છે, કેમકે દુઃખમાથી છૂટવાની ઇચ્છા કોને ન થાય ? છતાં દરેકથી છુટાતુ નથી, તે શા માટે ? તેનું કારણ એમ છે કે-દુ ખમાં પણ દુ ખનું ભાન થતુ નથી, અને થાય છે તો તેમાથી મુક્ત થવા માટે કેડ બાંધીને પ્રયત્ન કરવાની ઇચ્છા થતી નથી, અર્થાત્ વાસના કે મોહને લીધે વિષયોની આસક્તિમાંથી મનને મોકળુ કરી શકાતુ નથી. આવી સ્થિતિમા મનને ઇશ્વરના ભક્તિરસમા જોડવું એ ઉત્તમ શાંતિદાયક માર્ગ છે ઉપાસના પણ ભક્તિ-પ્રધાન હોય છે એ કહેવાની જરૂર નથી.

તથાપિ નિરતિશય આનદની પ્રાપ્તિ તો જ્ઞાન-માર્ગે જ થાય છે. **ન જ્ઞાનાત ઋતે મુક્તિ ॥** એવી શ્રુતિ છે અને વેદાંતનું ડિંડિમ પણ એજ છે, કેમકે જ્ઞાન એ અજ્ઞાનનુ વિરોધી છે-ઘાતક છે. હવે અજ્ઞાનનું ઘાતક જ્ઞાન કેવી રીતે થાય છે તે સારી રીતે સમજવા માટે આપણે અજ્ઞાન અને જ્ઞાન બંનેની જે સાત સાત અવસ્થાઓ યોગવાસિષ્ઠમા કહી છે, તે પ્રથમ સમજી લેવી જોઇએ, કેમકે ઉપર્યુક્ત શ્લોકમા જ્ઞાનની સાતમી અવસ્થાનુ વર્ણન છે. આ રાજયોગનો માર્ગ છે

## અજ્ઞાનની સાત અવસ્થાઓ

(૧) બીજ જાગ્રત —ખેડૂતો વાવવાના ધાન્યોના બીજ આગળથી સઘરી રાખે છે અને વરસાદ થયે ખેતરમા વાવે છે, એટલે તેમાથી ઘઉં કપાસાદિ થાય છે, અર્થાત્ બીજમાથી ફાલ ઊગે છે, એવી જ રીતે માયાશબલ બ્રહ્મમા આ સકળ સંસાર બીજ રૂપે રહેલ હોય છે પણ હજી અપ્રકટ હોવાથી પ્રકટ થએલો ભાસતો નથી. બીજમાથી જેમ વૃક્ષ થાય છે, તેમ માયાશબલ બ્રહ્મ (ઇશ્વર) મા વિદ્યમાન રહેલ અજ્ઞાનરૂપ બીજમાથી સસારનો જાગ્રત રૂપ ફાલ થાય છે-**ઇદમગ્ર આસીત્**-એ શ્રુતિ છે તેથી આ અવસ્થાને "બીજ જાગ્રત કહે છે સસારની આ પ્રથમાવસ્થાને શાસ્ત્રમા ક્યાંક ગર્ભસ્થિતિ, મહામોહ

મૂલાજ્ઞાન ઈત્યાદિ નામ આપ્યા છે આ મૂલાજ્ઞાન જ્ઞાનનુ વિરોધી છે, અને જ્ઞાન તેનું ઘાતક છે, કેમકે જ્ઞાનરૂપ આત્માનો બોધ થતા અજ્ઞાન સાવ નષ્ટ થઈ જાય છે, મતલબ કે યોગવાસિષ્ઠમા કહ્યુ છે તેમ, સૃષ્ટિની પૂર્વે માયા શબલથી ચિદાભાસ (ચેતનના પ્રતિબિબ) વાળુ રૂપ થાય થાય છે, જે નામ રહિત અને નિર્મળ છે, અને ભવિષ્યમા થવાના પ્રાણધારણાદિ ક્રિયાની ઉપાધિ વડે ચિત્ત, જીવ આદિ નામ ધારણ કરે છે સ વિત્ની આ નવીન અવસ્થાને બીજજાગ્રત કહે છે વેદાતમા સત્કાર્યવાદનો સ્વીકાર છે, અને અજ્ઞાનને ભાવ પદાર્થ માન્યો છે એ લક્ષ્યમા રાખવુ

(૨) જાગ્રત –વાવવાને માટે સઘરી રાખેલા બીઆને ખેતરમા વાવીએ ત્યારે તેમાથી અ કુર ફૂટવાને તૈયાર થાય છે, તેમ માયા શબલ બ્રહ્મમા પણ જ્યારે એ જ પ્રમાણે જગતની અ કુરના ઉત્પન્ન થાય છે ત્યારે તેને “ જાગ્રત ” કહે છે, અર્થાત્, બિબરૂપ પરમાત્માથી નવા પ્રસવેલા જીવનો આ કાર્યકારણનો સ ઘાત હુ છુ–આ ઘર આદિ મારા છે એવો–જે પ્રત્યય થાય છે તે જાગ્રત નામની બીજી અવસ્થા છે પ્રથમ અવસ્થામા અ કુરાવસ્થામા અ તર્ભાવિત દ્વિદલાવસ્થા ફૂટેલી હોતી નથી, આ બીજી અવસ્થામા તે ફૂટે છે પ્રથમ અવસ્થામા બીજ માત્ર ઉચ્છુન્ન અવસ્થામા હોય છે–ઉપસેલ કિવા ફૂલેલ અવસ્થામા હોય છે, બીજી અવસ્થામા અ કુર ફૂટીને અહ તા–મમતા રૂપ બે દળવાળુ થાય છે, આવો પ્રત્યય (જ્ઞાન) પૂર્વે નહોતો, તેથી તેને “જાગ્રત” કહેવાય છે અર્થાત્, અહ તા મમતાનો અનુભવ અહી પ્રથમ જ થાય છે તેથી અનુભવથી પડતા સ સ્કારના બળે ઊડતી આ અવસ્થા નથી હોતી સાખ્યો જેને મહત્તત્વ ( સમષ્ટિ બુદ્ધિ ) કહે છે, ઉપનિષદોમા જેને “ પ્રજ્ઞાણ ” કહ્યુ છે, ત ત્રમાર્ગમા જેને પરાહ તા (સમષ્ટિ અહ કાર) કહી છે અને પ ચકોશ વિવેકમા જેને આનદમય કોશ કહ્યો છે, તે આ જ અવસ્થા આ જાગ્રત અવસ્થાના સાક્ષીને ઈશ્વર કહેવાય છે આ

અવસ્થામાં અહંકાર સામાન્યરૂપ ધારીને રહે છે.

(૩) મહા જાગ્રત—આ અવસ્થામાં અંકુર ફૂટીને સ્પષ્ટ થઈ બહાર આવે છે, અને તેમાંથી ઘઉં ચણા આદિ થશે એવી સ્પષ્ટ ઓળખાણ ( પ્રત્યભિજ્ઞા ) થવા માંડે છે. સામાન્ય અહંકારમાંથી વિશેષ અહંકાર ઉત્પન્ન થતાં "હું સુખી, હું દુઃખી, હું કાણો, હું બ્રાહ્મણ "–એવો વ્યવહાર થવા માંડે છે. આ વ્યવહારયોગ્ય અવસ્થાને " મહા જાગ્રત " કહે છે ઉપર કહ્યુ કે બીજી અવસ્થામાં અહંતા-મમતાનો પ્રથમ જ અનુભવ થાય છે. આ પૂર્વાનુભવના પડેલા સંસ્કારને લીધે અને અભ્યાસથી વૃદ્ધિ પામતાં "સ્થૂળ દેહ હું છું, ઘરબાર, સ્ત્રી પુત્રાદિ મારા છે" એવો જે પ્રત્યય થાય છે, તે આ ત્રીજી અવસ્થા છે. સંસ્કારના બળે પ્રતીતિ થતી હોવાથી આ અવસ્થા પ્રત્યભિજ્ઞારૂપ છે. જાતિસ્મર પુરુષને પોતાના પૂર્વજન્મનુ જ્ઞાન-" આ તે હુ છુ " એવો પ્રત્યય થાય છે તે, પોતાના જન્માતરમાં થએલા અનુભવના સંસ્કારથી ઉત્પન્ન થાય છે, અથવા પૂર્વના સંસ્કારથી આ જન્મમા જ " હુ જાડો, હુ પાતળો " ઈત્યાદિ, અભ્યાસ થાય છે. આ ત્રણે અવસ્થાઓ સમિષ્ટ જીવની છે. વ્યષ્ટિ જીવની પણ એજ ત્રણે અવસ્થાઓ હોય છે, જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ. આ મહા-જાગ્રત અવસ્થા તે વ્યષ્ટિની જાગ્રત અવસ્થા રૂપ કહેવાય છે.

(૪) જાગ્રત સ્વપ્ન—જ્યારે જીવ અધિષ્ઠાન સહિત બુદ્ધિમાં પડેલું ચેતનનું પ્રતિબિંબ જાગ્રત સમયે મનોરાજ્ય કરવા લાગે છે અથવા માનસ સંસ્કાર બનાવવા લાગે છે, ત્યારે તે જાગ્રત સ્વપ્ન કહેવાય છે. અર્થાત્ મનમાં ઊઠતા સર્વથા સંકલ્પિત તરંગોને જાણ્યે કે અજાણ્યે વશ બની જીવ જ્યારે તે તે વિષયાકાર બની તેમાં તન્મય થઈ જાય છે તે જાગ્રતનુ મનોરાજ્ય કહેવાય છે જાગ્રત કાળનું સ્વપ્ન કહેવાય છે, કેમકે તે સમયે જાગ્રત–અવસ્થામાં જ સ્વપ્ન જેવો વ્યવહાર થાય છે મનોરાજ્ય એટલે પ્રમાદરૂપ સ્મૃતિથી વલક્ષણ બધાય પ્રત્યયો, જેમકે,

ચંદ્ર એક છતાં બે દેખાય, છીપમાં રૂપું દેખાય; મૃગજળ; ઈત્યાદિ ભ્રાંતિઓ જાગ્રતમાં થાય છે; તે બધી ભ્રાંતિઓ પણ આ અવસ્થાના ભેદ છે.

(૫) સ્વપ્ન :–સ્વપ્નાવસ્થા સર્વને પ્રસિદ્ધ છે. સ્વપ્નમાંથી જાગી ઉઠેલાને એવો પ્રત્યય થાય છે કે "આ તે મેં શું જોયું ? સ્વપ્ન હશે કે સાચું ?" જાગ્રતના પદાર્થો વધારે સમય ટકે છે, સ્વપ્નના પદાર્થો બહુ ટૂંકો સમય ટકે છે. તથાપિ સ્વાપ્ન પદાર્થો ભ્રમરૂપ હોય છે એમ સૌ સ્વીકારે છે. અર્થક્રિયાકારિત્વ તો સ્વપ્ન અને જાગ્રત બંનેમાં હોય છે.

(૬) સ્વપ્નજાગ્રત :–જે સ્વપ્ન લાંબો કાળ સ્થાયી રહે અને જાણે આપણે જાગ્રત હોઇએ એવું આપણને ભાન થાય તે સ્વપ્ન-જાગ્રત; એટલે કે સ્વાપ્ન કાળે અનુભવેલા પર્વતાદિ પદાર્થો સંસ્કારોની પ્રબળતાને લીધે જાગ્રત જેવા સ્પષ્ટ પ્રકાશમાન થઈ પ્રત્યક્ષથી પ્રતીત થવા લાગે છે; તેથી આ અવસ્થાને સ્વપ્નજાગ્રત કહે છે. જેમકે સ્વપ્નમાં કોઇ રાજા થાય અને પુત્રપરિવારાદિ થાય, અને લાંબું આયુષ્ય ભોગવે, ઇત્યાદિ. આવું સ્વપ્ન એના એ દેહમાં રહે છે, અથવા દેહ પડી જાય તો પણ રહે છે.

(૭) સુષુપ્તિ :–ઉપર્યુક્ત છએ અવસ્થાઓનો પરિત્યાગ થયે જીવની જડ સ્થિતિ રહે છે તે મૂઢાવસ્થાને સુષુપ્તિ કહે છે. પરંતુ કેવળ મૂઢાવસ્થા તે નથી હોતી; કેમકે પૂર્વજન્મમાં કરેલાં કર્મોના સંસ્કાર અંતઃકરણમાં અજ્ઞાનનાં બીજ રૂપે-વાસના રૂપે રહે છે, અને તેમાંથી ભાવિજન્મની ઉત્પત્તિ થાય છે. ઉપર્યુક્ત ૭ ભૂમિકાઓમાં કર્મફળ ભોગવવામાં આવે છે. સુષુપ્તિમાં સ્થૂળ સૂક્ષ્મ પ્રપંચનો લય થાય છે; જીવની ઉપાધિ તરીકે માત્ર કારણ રૂપ અજ્ઞાન રહે છે–સૂક્ષ્મ સંસ્કાર જ રહે છે. આ સાતે ભૂમિકાઓ ત્યાજ્ય છે.

(૧) શુભેચ્છા :—"હું મૂઢ બનીને આમ કેમ બેસી રહ્યો છું ? શાસ્ત્રથી અને સજ્જન પુરુષોના સત્સંગથી અવશ્ય હું આત્મતત્ત્વનું

યથાર્થ નિરીક્ષણ કરીશ " આવી ઇચ્છા થવી ને શુભેચ્છા કહેવાય છે પરંતુ આ ઇચ્છા વૈરાગ્યપૂર્વક હોવી જોઈએ तमेत वेदानुवचनेन ब्राह्मणा विविदिषन्ति यज्ञेन दानेन तपसाऽनाशकेनेति-એ શ્રુતિ છે. અર્થાત્ પુણ્ય કર્મના ફળભૂત પ્રત્યક્ તત્ત્વને જાણવા ઉત્કટ ઇચ્છારૂપ શુભેચ્છા થાય તે આ પ્રથમ ભૂમિકા છે. અર્થાત સંસારમાં કાંઈ સાર નથી એવું ભાન તો થયું છે, અને તેમાંથી મુક્ત થવાની ઝળહળ ઇચ્છા પણ થઈ છે, પણ હજી છૂટાતું નથી તેવી પ્રથમાવસ્થા છે.

(૨) વિચારણા -પછી વૈરાગ્યના અભ્યાસપૂર્વક શાસ્ત્ર અને સજ્જન નો સંબંધ બાંધીને તેમાં સદાચારની પ્રવૃત્તિ થવી, તે આ બીજી ભૂમિકા છે મતલબ કે આ ભૂમિકામાં શાસ્ત્રનો શ્રદ્ધાપૂર્વક અભ્યાસ થાય છે બ્રહ્મનિષ્ઠ ગુરુની વૈરાગ્ય અને ભક્તિપૂર્વક સેવા થાય છે, ભિક્ષા ભોજન, શૌચાદિ યતિધર્મમાં પ્રવૃત્તિ થાય છે, અને સંસારના દરેક પદાર્થો મિથ્યા છે એમ અભ્યાસથી દૃઢ સમજાવા લાગે છે

(૩) તનુમાનસા -ઉપર્યુક્ત બંને ભૂમિકાઓનો અભ્યાસ કરતાં કરતાં આ તૃતીય ભૂમિકા એની મેળે આવી જાય છે, અર્થાત् श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः એ શ્રુતિમાં કહ્યા પ્રમાણે શ્રવણમનનના પરિપાક રૂપ નિદિધ્યાસનાત્મિકા આ તૃતીય ભૂમિકા છે તનુમાનસા એટલે શબ્દાદિ વિષયોમાં અનાસક્તિ થતાં થતાં છેવટે સવિકલ્પક સમાધિરૂપ તનુતા પ્રાપ્ત થવી તે આ અવસ્થામાં રાગદ્વેષાદિ વિકારો પાતળા પડતાં પડતાં મન અંતે એકાગ્રતામાં લીન થવા લાગે છે.

આ ત્રણે ભૂમિકામાં " ભેદ સત્ય છે " એવી બુદ્ધિનો હજુ નાશ થયો હોતો નથી, તેથી આ ત્રણે બ્રહ્મજ્ઞાનના માત્ર સાધન છે, અને તેથી જ્ઞાન કોટિમાં તેમનો અંતર્ભાવ થતો નથી તેથી ભગવાન વસિષ્ઠમુનિ તેમને "જાગ્રત" કહે છે, અને ચોથી ભૂમિકાને સ્વપ્ન કહે છે

(૪) સત્ત્વાપત્તિ -ઉપર્યુક્ત ત્રણ ભૂમિકાના અભ્યાસથી ચિત્તમાં

અનાત્મ પદાર્થોને વિષે અરુચિ થાય છે અને તેના બળે સન્માત્ર (સત્તા માત્ર) સ્વરૂપ બ્રહ્મમાં સ્થિતિ થાય છે. આ ભૂમિકામાં રજો ગુણ અને તમો ગુણનો નાશ થાય છે, અને સત્વાપત્તિ એટલે સત્ત્વગુણની પ્રાપ્તિ થાય છે; અને આ સત્વાપત્તિ થયે જ મુક્તિ મળી શકે છે. આ અવસ્થામાં સાધક કોઇ વખત હસે છે, કોઇ વખત રડે છે, કોઈ વખતે તેને રોમાંચ થાય છે, અને કોઈ વખતે ગદગદિત કંઠવાળો થઈ જાય છે. અને પરમાત્માનો પોતાના ઉપર અનુગ્રહ થયો છે એમ માનીને આનંદમગ્ન રહે છે. મતલબ કે, આ અવસ્થામાં નિર્વિકલ્પ સમાધિ થતાં તેના આનંદનો અનુભવ થવા માંડે છે. સ્વપ્નાખ્યા આ ચોથી ભૂમિકા અપરોક્ષ જ્ઞાન રૂપ જ છે; તેથી સાધન કોટિમાં તેનો અંતર્ભાવ થતો નથી. આ ભૂમિકામાં ગએલાની સર્વત્ર સમદૃષ્ટિ થઈ જાય છે. એને બ્રહ્મવિત્ કહેછે.

(૫) અસંસક્તિ–હવે પછીની ત્રણ ભૂમિકાઓમાં જીવનમુક્તિના સુખનું તારતમ્ય હોય છે; તેમાં સાતમી ભૂમિકા વિદેહમુક્તિ જેવી હોય છે. અસંપ્રજ્ઞાત સમાધિના અભ્યાસથી, ચિત્તની ઉપરતિમાં થતા તારતમ્યથી આ ત્રણ અવસ્થાઓ સિદ્ધ થાય છે; અર્થાત્ ચિત્તમાં ઓછા વધતા પ્રમાણમાં જે વિશ્રાંતિ થાય તે પ્રમાણમાં આ ત્રણે દશાઓ પ્રાપ્ત થાય છે. ઉપર કહ્યું કે શુભેચ્છાદિ પ્રથમની ત્રણ અવસ્થાઓ જાગ્રત કહેવાય છે, કેમકે જીજ્ઞાસુની દૃષ્ટિમાં હજી સુધી અજ્ઞાનાવસ્થાની પેઠે દશ્ય, દર્શન અને દષ્ટા–એ ત્રિપુટીરૂપે આ સંસાર પ્રતીત થતો રહે છે, અર્થાત ભેદ બુદ્ધિ હજી રહેલી હોય છે. ચોથી અવસ્થાને સ્વપ્ન કહે છે. કેમકે આ અવસ્થામાં સંસાર સ્વપ્નતુલ્ય પ્રતીત થવા લાગે છે; સ્વપ્નથી જાગેલાને જે પ્રકારે સ્વપ્નના પદાર્થો મિથ્યા પ્રતીત થાય છે, તેમ આ જગત આ ભૂમિકામાં સ્પષ્ટ દેખાતું હોવા છતાં પણ સ્વાપ્ન પદાર્થોની પેઠે જગત મિથ્યા છે એમ પ્રતીત થવા લાગે છે; તેથી આ ચોથી ભૂમિકા જ્ઞાનરૂપ છે. પરંતુ આ પાંચમી ભૂમિકા સુષુપ્તિ રૂપ છે. જેમ દ્વૈત પ્રપંચનો સંસર્ગ સુષુપ્તિમાં નથી રહેતો, તેમ આ

અવસ્થામા સર્વથા અવિદ્યા તથા તેના કાર્યનો સંબંધ નથી, તેથી તેનુ નામ અસસક્તિ (અસંસર્ગ) છે. અર્થાત સમાધિના પરિપાકના બળથી જે અવસ્થામા ચિત્તમાં પરમાનંદ અને નિત્ય અપરોક્ષ એવો બ્રહ્માત્મભાવના સાક્ષાત્કારરૂપ ચમત્કાર થાય છે, એટલે કે સત્ત્વરૂપ બનેલા અંતઃકરણમા પરમ સૂક્ષ્મ બ્રહ્માનંદ ગ્રહણ કરવાનુ કૌશલ્ય આવે છે, તે આ પાચમી ભૂમિકા છે. આ ભૂમિકામા સત્ત્વગુણ ખૂબ વધી ગયો હોય છે, અને વિષયભોગની અભિલાષા બિલકુલ છૂટી ગઈ હોય છે, કેમકે નિરતિશય આનંદનો અનુભવ થાય છે.

(૬) પદાર્થાભાવની –સુષુપ્તિ પણ બે પ્રકારની હોય છે–શિથિલ અને ગાઢ. ઉપર્યુક્ત પાચમી ભૂમિકામા શિથિલ સુષુપ્તિ હોય છે, આ છઠ્ઠીમા ગાઢ સુષુપ્તિ હોય છે. આ છઠ્ઠી અવસ્થામા મુનિ એટલો બધો આત્મારામ થઈ જાય છે કે સુખદુઃખાદિ આભ્યંતર અને ઘટાદિ બાહ્ય પદાર્થોની સાવ અપ્રતીતિ થઈ જાય છે. ઉપર્યુક્ત પાચમી ભૂમિકામા સાધક જિજ્ઞાસુ એની મેળે સમાધિમાથી જાગ્રત થઈ ખાનપાનાદિ આવશ્યક વ્યવહારમા પ્રવૃત્ત થાય છે, પરંતુ ગાઢ સુષુપ્તિ જેવી આ છઠ્ઠી ભૂમિકામા અનાત્મ પદાર્થોનુ એટલુ બધુ વિસ્મરણ થઈ જાય છે કે બીજાઓ એને ખૂબ ઢંઢોળે તો પણ સમાધિમાથી તે જાગતો નથી, અને જાગે તો પણ અન્યની પ્રબળ પ્રેરણાથી જ પદાર્થોની ભાવના થાય છે અને તેથી કરીને તેના દેહનો નિભાવ થાય છે.

नरवाहनसरूढा सुप्ताश्च यथा नृपाः।
चलन्ति तद्वत्स्वानन्दे सुप्तश्च चलत्यसौ॥

(બોધસાર)

જેમ પાલખીમા સૂતો સૂતો ગજા ચાલતો ફર્યા કરે છે, તેમ આ છઠ્ઠી ભૂમિકામાં આરૂઢ પુરુષ સ્વાનંદનો અનુભવ કરતો કરતો સંસારના વિષયમા સુપ્ત જેવો થઈને રહે છે, મતલબ કે એના શરીરરૂપી પાલખી એના અહંકારાદિ ચાકરો જ ચલાવતા રહે છે. આ ભૂમિકાને કોઈ

" મહાદીક્ષા" પણ કહે છે.

(૭) તુરીય અવસ્થા :–તુરીય એટલે ચોથી. સાતમી છતાં તુરીય કેમ કહી ? તેનો ખુલાસો આમ છે. પ્રથમની ત્રણ અવસ્થાઓ (શુભેચ્છા વિચારણા અને તનુમાનસા) જાગૃત કહેવાય છે તેનું કારણ આગળ કહ્યું છે. ચોથી અવસ્થાને સ્વપ્ન કહ્યું છે; પાંચમી અને છઠ્ઠી અવસ્થાને સુષુપ્તિ કહી છે. આ ત્રણની ઉપર આ તુરીય ભૂમિકા તે અહીં સાતમી અવસ્થા છે. શુદ્ધ જ્ઞાનમય આનંદથી ભરેલી પાંચમી અવસ્થા હોય છે; પણ તે આનંદ હજી સાવ સુસ્પષ્ટ નથી હોતો–પણ અરધો સુતેલો–અર્ધ જાગ્રત દશામાં જીવનમુક્ત તે અવસ્થામાં રહે છે; છઠ્ઠી ભૂમિકા તેનાથી પણ ઉત્કૃષ્ટ છે. પરંતુ આ સાતમી ભૂમિકામાં તો ભેદની સંપૂર્ણ અપ્રતીતિ થઇ જાય છે અને જાગ્રતાદિ ત્રણ અવસ્થાથી મુક્ત થઇને બ્રહ્મને યોગી આત્મરૂપે અખંડિત એક રસ જાણે છે, ત્યારે એ બ્રહ્મવિદ્વરિષ્ઠ કહેવાય છે. આ સાતમી ભૂમિકામાં ગયેલ યોગીનું પોતાથી કે અન્યથી પછી ઉત્થાન થતું નથી; કેમકે તે ત્યારે સ્વરૂપસ્થિતિને જ પ્રાપ્ત થાય છે. આ તુર્યાવસ્થા જીવનમુક્તની કહેવાય છે. તુર્યાતીત તો બ્રહ્મ છે. અને એ વિદેહ મુક્તિનો વિષય છે; તેથી ભૂમિકા વિષે તેની ગણના નથી. આ અવસ્થા "મહાદક્ષા" પણ કહેવાય છે, કેમકે નિરાવરણ આત્માની પ્રાપ્તિને વાસ્તે તે દારભૂત થાય છે. કોઈ એને યોગનિદ્રા પણ કહે છે; એને જ "એક સ્થિતિ" કહે છે. પુરાણાદિમાં આપણે વાંચીએ છીએ કે આપત્તિકાળે દેવતાઓ વિષ્ણુભગવાન પાસે સંરક્ષણ યાચવા ગયા ત્યારે વિષ્ણુ ભગવાન યોગનિદ્રામાં હતા તે આ તુર્યાવસ્થા (જુઓ લલિતા સહસ્ર નામ). તંત્રાલોકમાં જે અનુત્તરાવસ્થા કહી છે તે પણ આ; કેમકે એનાથી ઉત્તર બીજી કોઇ અવસ્થા નથી; આ જ આત્માની સ્વાભાવિક અવસ્થા છે એમ વિદ્વાનોએ માન્યું છે; એ જ સ્વરૂપ સ્થિતિ છે. આ અવસ્થાનું લક્ષણ બાંધતાં બ્રહ્માદિને પણ મૌન જ રહેવું પડે છે, આરંભે જે શ્લોક ટ કર્યો છે તેનો વિષય આ સાતમી ભૂમિકા છે.

(અપૂર્ણ)

ૐ

# શ્રી લઘુ વાસુદેવમનન

( ગતાંકથી ચાલુ )

## દ્વિતીય વર્ણક



અનુબંધ ચતુષ્ટય: વિષય, પ્રયોજન સંબંધ, અધિકારી

આ દ્વિતીય વર્ણકમાં અનુબંધ ચતુષ્ટય કહેવાશે. (૧) વિષય, (૨) પ્રયોજન, (૩) સંબંધ અને (૪) અધિકારી એ ચાર અનુબંધ છે. આ વેદાન્તશાસ્ત્રમાં બ્રહ્મ વિષય છે; મોક્ષ જ એમાં પ્રયોજન છે; પ્રતિપાદ્ય ( જે વિષય પ્રતિપાદન કરવો છે તે અને ) પ્રતિપાદક (એ વિષયને પ્રતિપાદન કરનાર ગ્રંથ, ભાવ અથવા બોધ્યબોધક ભાવ એ સંબંધ છે. અને ચાર સાધન જેણે સંપાદન કર્યાં હોય તે [વ્યકિત] અધિકારી છે. બૃહસ્પતિ સવન (યજ્ઞ)માં બ્રાહ્મણ અને રાજસૂય યજ્ઞમાં જેમ ક્ષત્રિય [અધિકારી છે] તેમ વેદાન્ત શાસ્ત્રમાં સાધનચતુષ્ટયસંપન્ન અધિકારી મનાય છે.

અધિકારી અને સાધનચતુષ્ટય.

(૧) નિત્ય અને અનિત્ય વસ્તુનો વિવેક, (૨) આ લોક અને પરલોકના વિષય, [કર્મ] ફલ, અને ભોગમાં વિરાગ, (૩) શમ વગેરે છ ગુણ અને (૪) મુમુક્ષુત્વ એ સાધન ચતુષ્ટય છે.

વિવેક.

બ્રહ્મજ સત્ય છે, અને જગત્ અનિત્ય છે, એવું શ્રુતિ, સ્મૃતિ અને પુરાણોના શ્રવણદ્વારા સ્વાભાવિક ઉત્પન્ન થયેલું જ્ઞાન, નિત્ય અને અનિત્ય વસ્તુનો વિવેક કહેવાય છે.

**વિરાગ.** આ લોકમાં પુષ્પચંદનાદિ અને પરલોકમાં અપ્સરાવનિતાદિ વિષયોના ભોગ, એ બન્ને અનિત્ય છે; તેથી શ્વાનની ઉલટી, મૂત્ર કે વિષ્ટાની પેઠે એ વિષયો પ્રતિની વૈરબુદ્ધિને લોકપરલોકના ફલભોગને વિરાગ કહેવામાં આવે છે.

**શમાદિષટ્ક.** શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, સમાધાન અને શ્રદ્ધા, એ શમાદિષટ્ક છે. (૧) શમ એટલે (શાસ્ત્ર) શ્રવણાદિ સિવાય અન્ય વિષયોમાંથી મનને નિવૃત્ત કરીને આત્મવિષયક શ્રવણ વગેરેમાં સ્થિર કરવું, (૨) દમ એટલે જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયોનો નિગ્રહ; (૩) ઉપરતિ એટલે [કર્મ] સંન્યાસ, નિષ્કામ કર્મનું અનુષ્ઠાન, અથવા [પ્રાપંચિક] વ્યવહારનો લોપ; (૪) તિતિક્ષા એટલે પ્રારબ્ધને લીધે આવી પડેલા શીત અથવા ઉષ્ણુ ભોગોને સહન કરવાની શક્તિ; (૫) સમાધાન એટલે શ્રવણ વગેરે અનુકૂળ વિષયમાં મનની એકાગ્રતા; (૬) શ્રદ્ધા એટલે ગુરુ અને વેદાન્તનાં વાક્યોમાં વિશ્વાસ; આ શમ વગેરે છ ગુણો થયા.

**મુમુક્ષા.** આગ લાગેલા ઘરમાંથી બળતો પુરૂષ જેમ સ્ત્રી પુત્રાદિકનો ત્યાગ કરીને, પોતાની બળતરાની શાંતિને માટે બહાર નીકળી પડીને, ગરમીની ઉપશાંતિ કરવા ઈચ્છે છે, તેમ સર્વ એષણાઓ ( વાસનાઓ ) નો ત્યાગ કરનાર સાંસારિક તાપમાંથી શાંતિ મેળવવા માટે બ્રહ્મમાં તાદાત્મ્ય (એકતા) ભાવ રૂપી મોક્ષપ્રાપ્તિની તીવ્ર ઈચ્છા કરે તે મુમુક્ષા.

**ચારે સાધનની આવશ્યકતા.** સંસારમાં ઘણાઓને નિત્ય અને અનિત્ય વસ્તુઓનો વિવેક હોવા છતાં પણ તેમનામાં વૈરાગ્ય દેખાતો નથી, તેથી લોકપરલોકના ફલભોગમાં વિરાગ અવશ્ય હોવો જોઈએ એમ કહેલું છે. એ બન્ને

(વિવેક અને વિરાગ) હોવા છતા પણ કેટલાએક મહાન ઋષિઓમા ક્રોધ સતાપ વગેરે જોવામા આવે છે, તેથી શમાદિષટ્ક હોવા જોઇએ એ કહ્યુ છે, અને એ ત્રણે સાધન હોવા છતા પણ કેટલાએક ભક્તિ કરી ઈશ્વરની ઉપાસના કરનારાઓમા જ્ઞાનનો અધિકાર દેખાતો નથી, તેથી મુમુક્ષા હોવી જોઇએ એમ નિયમ રાખ્યો છે.

**આવા સાધનસપન્ન ગુરુશરણવિધાન અને એની આવશ્યકતા** અધિકારીએ હાથમા ઉપહાર (પત્ર, પુષ્પ ફલાદિ યથાશક્તિ સત્કારસૂચક ભેટ) અને સમિધા લઈને સદ્‌ગુરુની સમક્ષ જવુ જોઇએ, ત્યા શ્રધ્ધા અને વિનયપૂર્વક નમસ્કાર કરીને " હે સ્વામી ! હે ભગવન્ ! હે ગુરુ ! " એવા સંબોધનપૂર્વક " જીવ કોણ ? ઈશ્વર કોણ ? જગત શુ છે ? એ ત્રણે ક્યાથી ઉત્પન્ન થયા ? ક્યા જશે ? " એવા પ્રશ્ન કરવા જોઇએ. એ વિષયમા મુડક ઉપનિષદ્ (૧-૨-૧૨) ની શ્રુતિ કહે છે કે — "(કર્મથી પ્રાપ્ત થયેલા) લોકોને [નાશવત છે એમ] જાણીને બ્રાહ્મણોએ વૈરાગ્ય યુક્ત થવુ કર્મવડે નિત્ય (અકૃત) બ્રહ્મ [પ્રાપ્ત થાય] નહિ તે બ્રહ્મના જ્ઞાન માટે તેણે (અધિકારીએ) હાથમા સમિધા લઈને શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરુ પાસે જવુ જોઇએ " વળી ભગવદ્‌ગીતા (અ ૪ ૩૪) નુ પણ વચન છે કે —" તત્ત્વદર્શી જ્ઞાનીઓ તને જ્ઞાનનો ઉપદેશ કરશે, પ્રણામ, વાર વાર પ્રશ્ન, અને સેવા કરીને તુ એ [ બ્રહ્મ ] જ્ઞાન પ્રાપ્ત કર "

આવી રીતે શિષ્ય પ્રાર્થના કરે છે એટલે શ્રી સદ્‌ગુરુ દયાપૂર્વક

---

(૬) परीक्ष्यलोकान् कर्मचितान् ब्राह्मणो निर्वेदमायान्नास्त्यकृत कृतेन । तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत् समित्पाणि श्रोत्रिय ब्रह्मनिष्ठम् ॥ (मु उ १-२-१२)

(७) तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया । उपदेक्ष्यन्ति ते ज्ञान ज्ञानिनस्तत्त्वदर्शिन । (भ गी ४-३४)

સત્ત્વ, રજસ્, અને તમોગુણ વડે, જીવ, ઈશ્વર અને જગતના આવિર્ભાવના પ્રકારનું રહસ્ય સમજાવીને, હાથમાં પ્રત્યક્ષ જણાતા આમળાની પેઠે, આત્મસ્વરૂપનું જ્ઞાન ઉપદેશે છે: અનેક જન્મનાં પુણ્યકર્મના સંચયના ઉદય વડે ઈશ્વરનો અનુગ્રહ થાય, ત્યારે આવા (શ્રવણના) અધિકારીને સાધન ચતુષ્ટય પ્રાપ્ત થાય છે એમ સમજવું જોઇએ.

એ તત્ત્વજ્ઞાનનું દાન કરનાર ગુરુને સાક્ષાત્ ઈશ્વર જ માનવા જોઈએ.

**ગુરુમાં ઈશ્વરબુદ્ધિ**

આવી રીતે જે અધિકારી શ્રી ગુરુમુખથી જીવાત્મા અને પરમાત્માનો અભેદ વિચારીને જ્ઞાન પ્રાપ્ત કરે છે તે જ મુક્તિ પામે છે એવું સિદ્ધ છે.



# તૃતીય વર્ણક

શિષ્ય:—આ પ્રપંચમાં કેટલા પ્રકાર છે?

**પ્રપંચના પ્રકાર; આત્મા અને અનાત્મા**

ગુરુ:—એમાં આત્મા અને અનાત્મા એમ બે પ્રકાર છે. પ્રપંચથી અતીત (૫૨) આત્મામાં આ પ્રપંચ કેવી રીતે ઉત્પન્ન થયો છે એમ શંકા કરવાની નથી.

શિષ્ય:—કેમ, શા માટે?

ગુરુ:—આ પ્રપંચ ચેતન તથા અચેતન એમ બે ભેદવાળો છે અને આત્મા ચેતનરૂપ છે તેથી આત્મા વિના પ્રપંચનો સંભવ જ નથી, એટલા માટે આત્માનો પણ પ્રપંચમાં અંતર્ભાવ કહેવો જોઇએ.

શિષ્ય:—ત્યારે એ ચેતન શું તેમજ અચેતન શું?

ચેતન અને અચેતન વિચાર

ગુરુ –સમસ્ત જગમ પદાર્થ ચેતન અને સર્વ સ્થાવર પદાર્થ અચેતન છે

શિષ્ય–એ ચેતન તથા અચેતનના પ્રત્યેકના અનેક પ્રકાર છે છતા પ્રપચના બે જ પ્રકાર કેમ કહ્યા ?

ગુરુ સાભળ અનાત્મા છે તો એક જ, પણ કાર્યરૂપે તે અનેક થાય છે તેમ આત્મા પણ એક જ છે અને તે પણ અનાત્મ કાર્યોની ઉપાધિઓ વડે અનેક જીવો અને અનેક ઇશ્વરો રૂપે દેખાય છે

શિષ્ય –ઇશ્વર તો એક જ છે, છતા જીવોની પેઠે એનુ અનેકપણ કેવી રીતે સભવે છે ?

" અને જીવની તા

ગુરુ –પવિત્ર તીર્થોમા, ગામોમા અને ઘરોના (પૂજાતી) શિવ, વિષ્ણુ વગેરે મૂર્તિઓના ભેદોને લીધે એનુ અનેકપણુ કહ્યુ છે

શિષ્ય —એ મૃત્તિકા અને શિલારૂપોનુ અને એની મૂર્તિઓનુ કેવી રીતે ઇશ્વરપણુ માની શકાય ?

મૂર્ત્તિઓમા ઈશ્વર ભાવના

ગુરુ –અનેક (ધર્માત્માઓ) અત્યત દ્રવ્યનુ ખર્ચ કરીને એ મૂર્ત્તિઓનુ અભિષેક અને નૈવેદ્ય વગેરેથી પૂજન કર્મ કરે છે, તેથી એમા ઇશ્વરપણુ માન્યુ છે. જે લોકોનો શાસ્ત્રમા વિશ્વાસ નથી, એવા મ્લેચ્છાદિ લોકોનુ મૂર્તિપૂજનસબધે ઉદાહરણ ન લેતા, હમેશા અજ્ઞાનનુ જ દષ્ટાત ગ્રહણ કરવુ જોઇએ સર્વ પ્રકારે ત્યાગ કરવા જેવા મલમૂત્રાદિથી ભરપૂર આ દેહમા આત્મબુદ્ધિ કરનાર જીવાત્માઓને અત્યન્ત શુદ્ધ મૂર્તિઓમા ઇશ્વરબુદ્ધિ કરવામા શુ દોષ આવે છે ?

શિષ્ય –આવી રીતે એક જ અનાત્માની એના કાર્યપણે અનેકતા અને એક જ આત્માની અનેક અનાત્મકાર્યોની ઉપાધિ વડે અનેકતામા કાઈ દષ્ટાન્ત છે ખરાં ?

ગુરુ—જેવી રીતે એક જ પૃથ્વી (તત્ત્વ) અનેક કાર્યરૂપે પરિણામ પામીને પર્વત, વૃક્ષ, દરવાજો, ભીંત, કોઠાર, ઘર, ઓરડો, ઘડો, ગાડિયું વગેરે ભેદ ધારણ કરે છે, તેવી જ રીતે અનાત્મા રૂપી મૂલ પ્રકૃતિ એક જ હોવા છતાં પણ, કાર્યશરીર રૂપે પરિણામ પામીને અનેક બને છે. વળી જેમ એક જ આકાશ પૃથ્વીના કાર્યોની ઉપાધિઓમાં પ્રવિષ્ટ થયેલું હોય, ત્યારે જેવી રીતે "આ ઘટાકાશ છે, આ મહાકાશ છે" એમ અનેકરૂપે દેખાય છે, તેવી જ રીતે આત્મા સ્વયં એક જ હોવા છતાં પણ, અનેક શરીરોની ઉપાધિઓમાં પ્રવિષ્ટ થયો હોય તેમ દેવ, મનુષ્ય, રામ, કૃષ્ણ, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, પશુ, પક્ષી, કૃમિ, કીટ, એમ અનેક પ્રકારે દેખાય છે આ અવચ્છેદવાદના પક્ષનું દૃષ્ટાન્ત છે

આત્મા તથા અનાત્માની અનેકતા

(અવચ્છેદવાદ.)

પ્રતિબિમ્બવાદના પક્ષનું વર્ણન સાંભળ. જેવી રીતે એક જ જલ (તત્ત્વ) સમુદ્ર, નદી, તળાવ, કૂવો, ઘડા વગેરેમાં પડીને અનેક (નામવાળા) પ્રકારનું બને છે, તેવી જ રીતે એક જ અનાત્મા અનેક પ્રકારે ઉત્પન્ન થાય છે ઉપરાંત એ સમુદ્ર વગેરેના જલમાં એક જ સૂર્ય પ્રતિબિમ્બિત હોવા છતા જેમ અનેક રૂપે (પ્રતિબિમ્બિત) જણાય છે, તેમ એક જ આત્મા જ્યાં જ્યાં અંતઃકરણ છે એવાં સર્વ શરીરોમાં પ્રતિબિમ્બિત થઈને અનેક બને છે આવી રીતે આ બન્ને પક્ષના દૃષ્ટાન્તો સમજવાના છે

(પ્રતિબિંબવાદ)

જેવી રીતે શીતલતા, તરલતા વગેરે જલના ધર્મો તે જલમાં પડેલા પ્રતિબિમ્બમાં જણાય છે, પણ બિમ્બભૂત સૂર્યને સ્પર્શ કરતા નથી, તેવી જ રીતે કર્તૃત્વ, ભોક્તૃત્વ વગેરે વિકારો, જે અંતઃકરણના ધર્મો છે, તે અંતઃકરણનિષ્ઠ ચિદાભાસમાં રહે તેમ

જીવાત્મા અને પરમાત્માનો અભેદ

# સ્વપ્ન

લેખક :—શ્રી. શાન્તિલાલ ઠાકર એમ. એ. બી. ટી.



સામાન્ય માનવી પોતાના જીવનમાં આવતાં સ્વપ્નોને નજીવાં અથવા અર્થરહિત ગણી તેમની ઉપેક્ષા કરે છે. 'સ્વપ્નાં તે વળી સાચાં હોતાં હશે ?' એ લોકોક્તિ પાછળ પણ સ્વપ્ન મોટે ભાગે અસત્ય અને અર્થરહિત હોય છે એવી માન્યતા હાજર રહેલી છે.

પણ પ્રાચીન સમયમા લોકો જીવનની સપાટીના ચૈતન્ય ઉપર જીવન ધારણ કરતા ન હતા. તેઓ હરહમેશ ચૈતન્યના ઊંડાણમાં ડુબકી મારવા ઉત્સુક રહેતા. સ્વપ્નનો અનુભવ પણ ચેતનાનો અમુક પ્રકારનો વિશિષ્ટ અનુભવ છે, અને તેમ હોવાથી તે અર્થયુક્ત અને સકારણ હોવો જોઇએ એવી સાચી માન્યતા તેઓ ધરાવતા. ઉપનિષદ્‌માં એવા એક વર્ગનો ઉલ્લેખ છે કે જેઓ 'સ્વાપ્નિક' અથવા 'સ્વપ્નવિદ્' તરીકે ઓળખાતા. સામાન્ય લોકોને પોતાના સ્વપ્નનો મર્મ ન સમજાય, ત્યારે તેઓ આવા સ્વાપ્નિકો-સ્વપ્નના રહસ્યનો અર્થ ઉકેલવામાં કુશળ, યોગવિદ્ બ્રાહ્મણો પાસે દોડી જતા, પોતાના મનનું સ્વપ્નવિષયમાં સમાધાન મેળવતા, અને પોતાના ભવિષ્યના આચરણની ઇમારત તે સ્વપ્નવેત્તાઓની સલાહ ઉપર રચતા. પાતંજલ યોગશાસ્ત્રમાં પણ સ્વપ્ન દ્વારા થતી મંત્રસિદ્ધિનો ઉલ્લેખ છે. કેટલાક શ્રદ્ધાળુ, ભાવિક ભક્તજનોને સ્વપ્નમાં દેવદેવી દર્શન આપે છે, મંત્રની દીક્ષા આપે છે, જ્યોતિનું અથવા ગુરુનું દર્શન થાય છે અને પોતાની આધ્યાત્મિક મુંઝવણ દૂર થઇ, તેઓ આંતરિક ઉન્નતિને

ઉપલે પગથિયે ચઢી શકે છે. તેવી અનેક કથાઓ દરેક દેશમાં પ્રચલિત છે.

પુરાણોમાં અનેક વ્યક્તિઓને શુભ-અશુભ બનાવો બનવાની ચેતવણી સ્વપ્નદ્વારા મળી હતી એવો ઉલ્લેખ છે. અભિમન્યુ સાત-કોઠાના યુદ્ધમાં ઉતર્યો ત્યાર પહેલાં તેની પત્ની ઉત્તરાને પોતાની વિધવા દશા સૂચવતાં અપશુકનિયાળ માઠાં સ્વપ્ન આવેલાં એવો મહાભારતમાં ઉલ્લેખ છે. જૈન લોકોના પયગંબર ભગવાન મહાવીર સ્વામીના જન્મ પહેલાં તેમની માતા ત્રિશળાદેવીને શ્વેત હાથીનું, કમળનું, ચન્દ્રનું એમ અનેક શુભ્ર જ્યોતિર્મય વસ્તુઓનુ સ્વપ્ન આવેલું એ જૈનશાસ્ત્રોમાં કથન છે.

આધુનિક માનસશાસ્ત્ર પણ સ્વપ્નની ઘટનાને મહત્ત્વની સમજે છે, અને કાળજીપૂર્વક તેનાં કારણોનું પૃથક્કરણ કરી, તેને સાંગોપાંગ સમજવાનો પ્રયત્ન આદરે છે-જો કે તેની શોધખોળ હજી આધ્યાત્મિક સ્વપ્નની ભૂમિકા સુધી પહોંચી શકી નથી. તે મોટે ભાગે શારીરિક અને માનસિક સ્વપ્નોને તથા તેમનાં કારણોને સમજવાનો પ્રયત્ન કરે છે.

શારીરિક અથવા સ્થૂલ કારણો પર આધાર રાખતાં સ્વપ્નો— બંધકોશને કારણે અથવા અપચાને કારણે કેટલીક વાર તદ્દન સ્થૂલ સ્વપ્નો આવે છે. પથારી પાસે દીવો ઝાંખો બળતો રાખ્યો હોય, અને તેની જ્યોત ઓચિંતી મોટી થઈ જાય, તો સૂનારને આગ લાગ્યાનું સ્વપ્ન આવે એ સંભવિત છે. પોતે ઓઢેલી રજાઇ ગળાની આસપાસ ભીંસાઇ જાય, તો સૂનારને એવું સ્વપ્ન આવે કે તેને કોઇ ગળે ટુંપો દઈ રહ્યું છે, અથવા તો તેને ફાંસીને માંચડે ચઢવાની કે ચઢાવવાની તૈયારી ચાલી રહી છે. પોતે સૂઇ રહ્યો હોય તેની બાજુમાં અથવા નજીકમાં કાંઈ અવાજ થાય, તો સૂનારને એવું સ્વપ્ન આવે કે જાણે ભયંકર ઉલ્કાપાત થઈ રહ્યો છે, અથવા ગાજવીજના કડાકા સાથે મૂશળધાર વરસાદ વરસી રહ્યો છે, અથવા ધરતીકંપ થઈ રહ્યો છે!

ખૂબ થાકી જવાને લઈને પણ માણસનું શરીર લોચે છે, અને તેની નિદ્રામાં તેને અમુક પ્રકારનાં સ્થૂલ સ્વપ્નો આવે છે.

માનસિક સ્વપ્નો:—આપણા રોજના વ્યવહારમાં આપણે અનેક ઈચ્છાઓ અને કામનાઓ કરીએ છીએ. પણ સમાજનિન્દાની બીકથી અથવા તે કામ્યપદાર્થ અપ્રાપ્ય હોવાને લીધે, અથવા તેમાં કોઈ બળવાન અવરોધ ઊભો થયેલો હોવાને કારણે, આપણે તે પદાર્થની પ્રાપ્તિ કરી શકતા નથી. આવા પ્રસંગોમાં તે તે કામનાના ઉદ્‌ગમની અનુભૂતિ,અને તેની અપ્રાપ્તિથી થતી અતૃપ્તિ આપણી ચેતનાની સપાટી ઉપરથી નીચેના સ્તરમાં ડૂબકી મારી, અવચેતનાના ઊંડાણમાં ભરાઇ રહે છે, અને રાત્રે બહારનો કોઈ પણ પ્રકારનો ભય કે અવરોધ ન હોય ત્યારે, તે કામના, પોતાની તૃપ્તિ કરી અસંતોષ ટાળવા માટે, સ્વપ્નની રચના કરે છે. જેનો ઉપભોગ કરવાનો વસવસો આપણા મનને રહી ગયો છે તેનો સૂક્ષ્મ આંતર ઉપભોગ, સ્વપ્ન દ્વારા, આપણું મન કરે છે અને વિલક્ષણ પ્રકારનો સંતોષ મેળવે છે. જાતીય સ્વપ્નો, ધનની પ્રાપ્તિનાં સ્વપ્નો, દિગ્‌દિગંતમાં પોતાની યશપતાકા ફરકાવ્યાનાં સ્વપ્નો, આ રીતે જોતાં, અતૃપ્ત રહી ગયેલી વિષયવાસના, ધનલિપ્સા તથા યશલિપ્સાનાં પરિણામ છે.

ઉપર જણાવેલાં માનસિક સ્વપ્નો અને શારીરિક સ્વપ્નો ઘણીવાર તો એક ક્ષણના ઘણા નાના અંશસમય સુ ચાલે છે, જ્યારે તે સૂનાર માણસને ઘણા લાંબા સમય સુધી ચાલતી ક્રિયા હોય તેવી ભ્રમણા ઉપજાવે છે. ઘણા માણસોને તો પોતાને સ્વપ્નો આવે છે કે નહિ તેની ખબર જ રહેતી નથી. ઊંઘમાંથી ઉઠે છે કે તરત જ તે સ્વપ્નો પણ તેની જાગ્રત ચેતનામાંથી લુપ્ત થઈ જાય છે, જો કે સ્વપ્નની અનુભૂતિ પણ, જાગ્રતની અનુભૂતિ માફક, ચિત્ત પર અમુક જાતના સંસ્કારો તો અવશ્ય મૂકતી જાય છે. કેટલાક માણસોનું માનસિક ઘડતર જ એવા પ્રકારનું હોય છે કે તેમને પોતાને આવેલાં બધાં જ સ્વપ્ન, બધી ઝીણવટ ભરેલી માહિતી સાથે, જાગ્રત અવસ્થામાં

સાભર છે, અને બીજે દિવસે તે સ્વપ્નના પ્રભાવને લઇને કાં તો તે આખો દિવસ આનંદમાં કે ખેદમાં વ્યતીત કરે છે તેવા સસ્કારગ્રાહી ચિત્ત ઉપર સ્વપ્નો પોતાની ગાઢ છાપ અને અસર મૂકતા જાય છે ખાસ કરીને, હૃદયપ્રધાન, ઊર્મિલ અથવા લાગણીપ્રધાન માણસોના વિષયમા આવુ બને જ છે

જેમ જાગ્રતની ભાષા હોય છે તેમ સ્વપ્નની પણ અમુક પ્રકારની સજ્ઞાભાષા (Symbol-language) હોય છે જો તે સજ્ઞાઓ–પ્રતીકોને ઊકેલવાની સમજ ન હોય તો, જાતજાતના માણસોના સ્વપ્નોનો અર્થ ઉકેલવો અશક્ય થઈ પડે છે આ સજ્ઞાઓના નિર્માણમા તે તે માણસનો જન્મ પરિસ્થિતિ કૂળ, ભણતર, ધાર્મિક પથ, માન્યતાઓ, પૂર્વગ્રહો વગેરે વિવિધ અને વિપુલ સામગ્રી ભાગ ભજવે છે. એક ખ્રિસ્તીને જે તેજોમય આકાર સ્વપ્નમા ઈશુ ખ્રિસ્ત જેવો ભાસ, તે જ તેજોમય આકાર એક વૈષ્ણવને શ્રી કૃષ્ણચન્દ્રની વિલસતી પ્રભારૂપે સમજાય એ બનવા જોગ છે અડચણ અવરોધ કે મુશ્કેલી કોઇ માણસની બાબતમાં વચ્ચે નડતા ડુગરરૂપે દેખા દે, જ્યારે બીજા માણસની બાબતમા આડી વહેતી નદીરૂપે દેખા દે, જેના તરફથી નાસ કે ભય ઉપજતો હોય તેવો પુરુષ સ્વપ્નમા કોઈને માટે વાઘ કે સિંહ બની જાય, ત્યારે કોઈને માટે તે રાક્ષસ કે 'હાઉ' બની જાય ધનની રેલમછેલ અથવા અનર્ગળ સપત્તિની પ્રાપ્તિ કોઈ માણસને સ્વપ્નમા સુદર સ્ત્રી રૂપે સૂચવાય જ્યારે બીજા માણસને ભૂમિમા દાટેલા મણિકોશરૂપે અથવા ભડારરૂપે દેખા દે વિશ્વાસઘાત કરનાર મિત્ર એક માણસને સ્વપ્નમા ફણિધર સાપ તરીકે દર્શન આપે, જ્યારે બીજા માણસને તે શિયાળ તરીકે સૂચન કરે આવી રીતે વિવિધ પ્રકારના માનસિક ઘડતરવાળા મનુષ્યોને સ્વપ્નોની સંજ્ઞા વિવિધરૂપે અર્થસૂચક બને

આટલી હકીકત પરથી એટલુ તો વાચકને સમજાયુ હશે કે સ્વપ્નો સામાન્ય માણસ ધારે છે તેવા નિરર્થક કે નકામા નથી

હોતા. સમગ્ર ચેતના એક અને અખંડિત છે. એટલે ચેતનાની ગમે તે પર કોઇ અનુભૂતિ થતી હોય, પણ તેનું પરિણામ સમગ્ર ચેતના પર અસર ઉત્પન્ન કરે છે, અને સંસ્કાર અર્પે છે. એટલે સાધકને માટે તો સ્વપ્નો પણ તેની સાધનાનો એક અગત્યના અભ્યાસનો વિષય બની જાય છે. સ્વપ્ન ઉપરથી તેની આંતર ચેતના કેટલી ઉન્નત કે વિકસિત થઇ છે, તે કઇ ભૂમિકા પર રમમાણ રહે છે, તેના નિમ્નપ્રાણમા કયા પ્રકારની અશુધ્ધિ રહી ગઇ છે કે જેને તેણે સત્ય અભીપ્સાના અને તપના અગ્નિમાં ઓગાળી શુદ્ધ કંચન પેઠે શુધ્ધ કરવાની રહે છે—આ બધું સાધક સમજી શકે છે. તેથી તેની સાધનાનો એક હેતુ એ પણ હોવો જોઇએ કે જેવી રીતે તે પોતાની જાગ્રત ચેતનાનું અવલોકન કરી તેના પર પ્રભુત્વ સ્થાપન કરે, તેવી જ રીતે તેણે સ્વપ્નની ચેતનાનું તથા સુષુપ્તિની ચેતનાનું પણ અવલોકન કરી, તેમના બંનેના ઉપર પોતાનો કાબૂ પ્રાપ્ત કરવાનો રહ્યો અને આ બાબતમાં અત્યારના માનસશાસ્ત્રીઓનો એક અભિપ્રાય લક્ષમા લેવા જેવો છે કે માણસની ચેતના બરફના પહાડ જેવી (Iceberg) જેવી છે. બરફનો પહાડ સમુદ્રમા જેટલો પાણીની સપાટી પર તરે છે તેનાથી નવ ગણો પાણીની સપાટીની નીચે રહેલો છે. તે જ રીતે જાગ્રત ચેતના કરતાં અવચેતના (Subconscious) નવગણી અજ્ઞાત રહે છે; અને માણસ જાણતો હોતો નથી, પણ મોટે ભાગે તેના આચારની તથા વર્તનની તે જ નિયામક બને છે. તો આવા પ્રકારનું પ્રબળ કાર્ય કરતી અવચેતના, સાધક કેમ ઉવેખી શકે ? તેને પ્રકાશના જ્યોતિમાં લાવી, ઇચ્છાશક્તિ દ્વારા તેનાં કાર્યો તથા પ્રતિકાર્યો કાબૂમાં લાવી, સમજી, તેની ખીજ ભગવાન પ્રત્યે ગતિ કરતી ચેતનાના પ્રવાહમાં ભેળવી દેવી, અંતરમાં આધ્યાત્મિક સમન્વય સાધવો, વિરોધી તત્ત્વોનો અભિભવ કરી અંતરમાં એકવાક્યતા—એકસૂરતા સિદ્ધ કરવી તે પણ સાધકનો એક હેતુ છે અને હોવો જોઇએ.

卐

# ઉપનિષદનો ઉપદેશ

( ગતાંકથી ચાલુ )

લેખક:–શ્રી. નાનાલાલ દેવશંકર વૈદ્ય



અંતઃકરણમાં પ્રતિક્ષણે જે વિશેષ જ્ઞાનવૃત્તિઓનો ઉદય અને અસ્ત થયા કરે છે તે વિકારી છે; તેના અંતરાલવર્તી નિર્વિકાર દ્રષ્ટા રૂપે પ્રતીત થતું આ સાક્ષીચેતન, એ આપણા "હું"નું યથાર્થ સ્વરૂપ છે. આ "હું" જે એક પ્રાણીદેહમાં સ્ફૂરે છે, તે જ ભૂતમાત્રમાં સદા-સર્વદા, એકરૂપે સ્ફુર્યા કરે છે. દૂધમાં જેમ ઘી, તેમ ભૂતમાત્રમાં આ ચૈતન્ય વ્યાપી રહ્યું છે. આ વિશુદ્ધ એકરસ ચેતનમાં, હું, તમે, આ બધું નામરૂપાત્મક જગત્ ઓતપ્રોત છે. આ ચૈતન્યતત્ત્વ એક છે; એ એક જ તત્ત્વથી આપણે સૌ આત્મવાન છીએ; જેમ એક જ વાયુથી આપણે પ્રાણવાન છીએ તેમ. આ ચૈતન્યમાં ભેદ નથી, ભેદ ભાસે છે, તે તેને આવિર્ભાવ પમાડનારી ઉપાધિઓ, તથા તેના ધર્મોને લીધે ભાસે છે. બુદ્ધિ, પ્રાણ, મન, ઇન્દ્રિયોની વિકારી ક્રિયાઓમાં અને ધર્મોમાં આત્મીયતા કે અહંબોધ એ જ આપણો પરિચ્છિન્ન જીવ-ભાવ. એ જ ઋતપાન કરનાર કર્મફળનો ભોક્તા; અનીશભાવથી મોહ પામેલો શોકાકુલ અભિમાની "હું" અને તે ફળ ખાવાની ગડ-મથલથી દૂર અવિકૃત દ્રષ્ટા સાક્ષીચેતન, એ તેનો નિત્ય સંનિહિત અવિયુક્ત સખા. આ વિષય સ્વસંવેદ્ય છે. વાણીનો વિષય નથી, કોઈ-પણ ભાષાથી સમજાવી શકાય તેમ નથી. જુદી જુદી પ્રક્રિયાઓથી સમજાવવા ઉપનિષદો પ્રયાસ કરે છે, પરંતુ નેતિ નેતિ કહી વિરમે છે.

જે આત્મપરીક્ષક છે, હૃદયમા નિત્ય ચાલી રહેલી વૃત્તિઓની ઘટ-
માળ ધ્યાનપૂર્વક જુએ તપાસે છે અને પૃથક્કરણ કરે છે, તે જાણી
શકશે કે મનુષ્યહૃદયમા આ બે તત્ત્વો, ફળભોગી તત્ત્વ અને એ ફળ
ભોગનો નિર્વિકાર સાક્ષી દૃષ્ટાતત્ત્વ, જેવા—અનુભવવામા આવે છે.
ઉપનિષદો જણાવે છે કે આ બને ચિદ્રૂપ છે અને એક જ છે આ
વિજ્ઞાનાત્મા અંત કરણરૂપ ઉપાધિયુક્ત છે. બીજો પરમાત્મા ઉપાધિ
રહિત છે ભેદ ઉપાધિજન્ય છે, વાસ્તવિક એ બે રૂપે ભાસતા તત્ત્
અભિન્ન જ છે જેમ એક જ અગ્નિ લાકડા આદિ દાહ્ય વસ્તુઓના
ભેદને લીધે ભિન્ન ભિન્ન આકાર અને રૂપ વાળો ભાસે છે, તેમ સર્વ
ભૂતોનો અન્તરાત્મા એક જ છે પણ દેહાદિ ઉપાધિના ભેદોને લીધે
જુદે જુદે નામે અને જુદે જુદે રૂપે ભાસે છે, વાસ્તવિક રીતે છૂટ
ચૈતન્ય "હુ" એ પરમાત્મચૈતન્યથી ભિન્ન એવો સ્વતંત્ર પદાર્થ નથ
જે પદાર્થનુ જે સ્વરૂપ હોય, જે ધર્મ હોય, તે સ્વરૂપ અને તે
ધર્મનો કોઈપણ અવસ્થા બદલાવાથી કદી યે લોપ થતો નથી ઘોડો
દોડતો હોય, બેઠો હોય, સૂતો હોય, કે ઊભો હોય તો તે એક જ
ઘોડો છે. કાઇ દોડતો ઘોડો અને બેઠો ઘોડો જુદા નથી. સર્પ કુડાળુ-
વાળી પડયો હોય કે ચાલતો હોય, તેથી કાઇ સર્પમા ભેદ પડતો નથી
અવસ્થાઓ બદલાવાથી કાઈ ઘોડો કે સર્પ બદલાઇ જતા નથી
આવી જ રીતે પરમાત્મચૈતન્ય સસારની અવસ્થાઓ બદલાતા પણ
જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ કે કોઇપણ અવસ્થામા, તે તે બદલાતી અવ
સ્થાના ધર્મોથી અલિપ્ત, અસગ, નિર્વિકાર દૃષ્ટા રૂપે જ હોય છે
આ સર્વાતીત છતા સર્વાન્તર્યામી સર્વવ્યાપી પરમાત્મચૈતન્ય, એ જ
આપણા "હુ"નુ યથાર્થ સ્વરૂપ છે. આ આન્તર્જ્યોતિનુ અન્વેષણ
કરવા, તેની જિજ્ઞાસા નાખવા અને એ સ્વયપ્રકાશ પરમજ્યોતિ સ્વરૂપ
થવાનો બોધ ઉપનિષદો આપે છે અને જણાવે છે કે જાણવા યોગ્ય
એ પુરુષને જાણો, કે જેથી મૃત્યુ તમને પરિવ્યથા કરે નહિ એનાથી

પર બીજુ જાણવા યોગ્ય છે નહિ એ શિવસ્વરૂપને જાણવાથી જ શાન્તિ સુખ મળે છે. આ જન્મમા જ તેની ઓળખાણુ કરી લેવામા આવે તો જીવન સફળ છે, નહિતર મહાન અનર્થપરપરામા આવવુ પડે છે. અમૃતત્ત્વ-મોક્ષ પામવાનો એ આત્મજ્ઞાન સિવાય બીજો કોઇ માર્ગ કે સાધન નથી. સમગ્ર વિત્તથી પૂર્ણ પૃથ્વી મળે, કે બીજા બાહ્ય ગમે તેવા ઉચા સુખસાધનો મળે, તો પણ તેથી અમૃતત્ત્વ મળવાની આશા નથી જ. પ્રતિદેહે સ્ફુરતુ "હુ"-આત્મચૈતન્ય એ સમષ્ટિ-ચેતન પરમાત્મા જ છે, બ્રહ્મ છે આ દશ્યમાન વિશ્વ બ્રહ્મ છે એ જ સર્વાન્તર સર્વ સાક્ષી તારો આત્મા છે એ આત્મા જ અજર, અમર, નિષ્પ્રપચ, અદ્વૈત, અભય છે. આ આત્મા જ આનન્દસ્વરૂપ છે તે આનન્દરસને પ્રાપ્ત કરીને જ ભૂતમાત્ર આનન્દી થાય છે એ આત્મા ની જ પ્રિયરૂપે ઉપાસના કરવી સર્વત્ર આત્મદર્શન પામી સર્વાત્મપ્રેમ અનુભવવો, કે જેથી શોકસંતાપનો આત્યતિક ઉચ્છેદ થાય આ સર્વાન્તરતર આત્મા સિવાય અન્યત્ર પ્રીતિ જોડવાથી એ પ્રિય માનેલી વસ્તુ શોક અને દુખનુ કારણ થાય છે પ્રિય માનનારને એ વસ્તુ રડાવે છે આ શોક, મોહ, જરા, મૃત્યુથી પાર સર્વાન્તર્યામી આત્માનુ દર્શન, શ્રવણ, મનન કરવાથી સર્વનુ વિજ્ઞાન થાય છે નામ રૂપ આકાર-દૃષ્ટિ બદલી સર્વત્ર સર્વમા આત્મદૃષ્ટિ થયે બ્રહ્માત્મૈક્ય કે જે ઉપ નિષદોનો મુખ્ય પ્રતિપાદ્ય વિષય છે તેનો અનુભવ થાય છે ઉપનિષદોનો આ મહાનમા મહાન સર્વોત્કૃષ્ટ ઉપદેશ છે હવે ચેતન આવિર્ભાવ તિરોભાવ શા માટે અને કેવી રીતે પામે દેશકાળવસ્તુથી મર્યાદિત શી રીતે બને, જડ ઉપાધિઓનો યોગ તેને શી રીતે થઇ શકે, એકરસ વિશુદ્ધ અને અપરિમિત છતા અનેક, અ૫ અને પરિમિત શી રીતે બને, વગેરે અનેક તર્કો અને શકાઓ છે ઉપનિષદો તો કહે છે કે સર્વે સશયોનો ઉચ્છેદ તો એ પરમાત્માના દર્શન થવાથી જ થાય છે એ પ્રકાશમય ભૂમિકામા આવ્યાં પહેલા, પ્રકાશ ખમી શકવાની શક્તિ

આ સામર્થ્ય પ્રાપ્ત કર્યા પહેલા, અન્ધકારમાં ઉભેલા અને અન્ધકારની પેલી પારની દષ્ટિ આપણે, એ ગાઢ અન્ધકારવાળી ભૂમિકા ઉપર નહી, એ તમસથી પર જે પ્રકાશ છે, તે સબંધી તર્ક ઉઠાવવા કે મથામણમાં નહેવું એ યુક્તિયુક્ત પણ નથી. પ્રકાશ ખમવાની શક્તિ વિનાના પુરુષને પ્રકાશ સંબંધી કલ્પના કે તર્ક શી રીતે થઈ શકે? અવિદ્યા અને અજ્ઞાનથી પર જે વસ્તુ છે, તે વસ્તુને પામવા ઉપનિષદોએ બતાવેલો સાધનક્રમ ઉત્તમ પ્રકારે સિદ્ધ કરી મોક્ષ અધિકારી બનવું જોઇએ. શ્રદ્ધા, ભક્તિ, ધ્યાન, શમ, દમ આદિ સાધનોથી સંપન્ન થઈ, શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ આચાર્યને શરણે જઇ, ઉપનિષદ્‌વિદ્યાનું અનુશીલન કરવાથી જ બ્રહ્મ રહસ્યનું જ્ઞાન થાય છે, અને શંકા, તર્ક, સંશય સર્વ દૂર થાય છે, ઉપનિષદો કહે છે કે ઉઠો, જાગો, શ્રેષ્ઠ ગુરુઓને મેળવી આત્મબોધ પામો. આત્માને જ ઓળખો, આંખ ઉઘાડો, વિચાર કરો, આ દેખવામાં આવતું જગત્ નામરૂપ આકાર સિવાય બીજું કાંઈ નથી. આ નામ રૂપ આકારને પોતાની સ્વતંત્ર સત્તા નથી તેમાં નિત્ય નિરંતર ફેરફાર થયા જ કરે છે તે ઉપજે છે, વધે છે, વિકાર પામે છે અને પરિણામશીલ નામરૂપમાં એક અપરિવર્તિત સત્તા રહી છે, કે જે સત્તા સ્વતઃસિદ્ધ અને સ્વતંત્ર છે અને નિર્વિકાર છે, અને એ સત્તા ઉપર જ નામરૂપ આકારની સત્તા નિર્ભર કરી રહી છે. આ સત્તા તે બ્રહ્મસત્તા આ બ્રહ્મસત્તા તે જ કારણ છે એ સત્તા ત્રણે કાળે પોતાના રૂપમાં વ્યભિચાર પામતી નથી માટે તે સત્ય છે નામરૂપ અંશ અસ્થિર અને પરિવર્તનશીલ છે, માટે તે અસત્ય છે પણ જેના તે નામ રૂપ છે, તે મિથ્યા નથી વિકાર, પરિવર્તન, રૂપાન્તર, એ બધો વાણીનો વિલાસ છે મુખ્ય કારણ સત્તા સત્ય છે ઘડો તાવડી, કોડીયું, કોઠીઉ—એ નામ અને એ રૂપમાં જે કારણ સત્તારૂપ માટી અનુસ્યૂત છે, તે સત્ય છે નામરૂપ આકાર ફર્યા કરે છે, પણ માટી તો માટી રૂપે જ રહે છે સોનાના જુદાજુદા નામના અને જુદાજુદા રૂપના

અનેક અલંકારો થાય છે, પણ તેમાં સોનાની સત્તા તો સ્વતઃસિદ્ધ, સ્વતંત્રપણે અનુસ્યૂત હોય છે આપણી દૃષ્ટિ અને વૃત્તિ આ નામરૂપ આકારમાં જ લાગી રહી છે. આપણી પ્રવૃત્તિ પણ તેથી જ થાય છે, પણ એ નામરૂપ આકારમાં ઓતપ્રોત રહેલી કારણ સત્તા ઉપર આપણી દૃષ્ટિ-વૃત્તિ જતી જ નથી અને તેવી પ્રવૃત્તિ થતી જ નથી અને તેથી જ આપણે શોક, દુઃખ, ભય આદિ અનર્થમાં પડીએ છીએ આ અનર્થ જાળમાંથી બચવા માટે આપણી પ્રીતિ, આપણી વૃત્તિ, દૃષ્ટિ, પ્રવૃત્તિ સર્વને એ પરમ સત્યસ્વરૂપ કારણસત્તા તરફ વાળવી જોઈએ સર્વત્ર સર્વદા નિગૂઢ રહેલી એ નિર્વિકાર કારણસત્તા તે ઇશતત્ત્વ વિભુનું સર્વમાં સર્વત્ર સર્વદા દર્શન કરવું. બહારના નામ, રૂપ, રંગ, આકાર, આસ્વાદ ઉપરથી પ્રીતિ, વૃત્તિ, આસક્તિ, મોહ અને સર્વનો ત્યાગ કરવો, મનુષ્યની ઇન્દ્રિયો સ્વાભાવિક રીતે જ નામરૂપમાં જ અટવાઇ રહી છે ઇન્દ્રિયોનો વેગ બહિર્મુખ પોતપોતાના વિષયો ભણી જ વહ્યા કરે છે ઉપનિષદો જણાવે છે કે ઇન્દ્રિયોના આ બહિર્મુખ વેગને વાળી સર્વત્ર રહેલ આ નિર્વિકાર આંતર સત્તા પરમાત્મતત્ત્વ ભણી વાળો, સર્વત્ર એ તત્ત્વને જ જુઓ, સમજો, અનુભવો, તદ્રૂપ બની રહો સુષુપ્તિ અવસ્થામાં જ્યારે મન, બુદ્ધિ, અહંકાર આદિના વ્યાપારો પોતાના કારણમાં વિલીન થઈ રહેલ હોય છે, ત્યારે જે સુખ અને આનન્દ અનુભવાય છે, તે નિત્ય અનુભવમાં આવતી દશા અજ્ઞાનબીજ સહિતની હોય છે બીજનો વિનાશ થતા અખંડ આનન્દ અનુભવાય છે આ આનન્દ અક્ષય અને પરમ આનન્દ છે એજ પરમ સંપત્, પરમ ગતિ, પરમ લોક છે દુનિયાદારીના વિષયો માણવાથી જે આનન્દનો અનુભવ થાય છે, તે આનન્દ નિર્ભેળ અને વિશુદ્ધ નથી, વળી ક્ષણિક છે એ પરમ આનન્દસાગરનું એક બિન્દુ માત્ર છે, અને તે પણ સર્વદાસર્વદા એક રૂપે નથી રહેતો આજે એક વસ્તુનો ભોગ પ્રિય અને સુખકર ભાસતો હોય, તેજ વસ્તુ કારણવશાત્ આગળ ઉપર અપ્રિય અને દુઃખકર ભાસે છે,

એ આપણા અનુભવની વાત છે. આવા પ્રકારના પરિવર્તનશીલ પરતંત્ર સુખભોગવાળા આ લોકનુ પરીક્ષણ કરી, બુદ્ધિમાન મનુષ્યે નિર્વેદ પામવુ એમ ઉપનિષદો જણાવે છે લીલાં લાકડાને જેમ અગ્નિ બાળી શકતો નથી, તેમ સંસારના સુખભોગમા આસક્ત ચિત્તને આત્મજ્ઞાનની વાત સમજાતી નથી વૈરાગ્ય વડે જેનુ ચિત્ત વિપક્વ થયુ હોય અને જેને સસારના બંધન, મર્યાદા પાશ વગેરેનુ કષ્ટ સમજાયુ હોય અને તેનાથી મુક્ત થવાની ખરી ઉત્કટ ઈચ્છા જાગી હોય, તેને જ જ્ઞાનાગ્નિ સ્પર્શી શકે છે ઉપનિષદો જ્ઞાનપ્રાપ્તિમા પ્રતિબંધ કરનારી ત્રણ વાસનાઓ-ઇષણાઓ છે એમ જણાવે છે (૧) પુત્રૈષણા જેમા સ્ત્રી સબધી વાસનાનો અતર્ભાવ થાય છે (૨) વિત્તૈષણા અને (૩) લોકૈષણા સસારને લગતી સર્વે ઇચ્છાઓનો સમાસ આ ત્રણમા થઈ જાય છે આ ત્રણ ઈષણા હૃદયમા હોય, ત્યા સુધી યથાવત્ જ્ઞાન પ્રાપ્ત થતુ જ નથી લોકમા કીર્તિ અને યશની મોટાઈની વાસનામા મનુષ્યો બહુ તણાય છે, અને બુદ્ધિમાન ગણાતો વર્ગ તો આ લોકૈષણામા ફસાયેલો હોય છે. દેહનિર્વાહ અને કુટુમ્બનિર્વાહ માટે ન્યાય અને નીતિને માર્ગે પૈસો મેળવવાની અભિલાષા રાખવામાં, કે દેહસહભાવી કુદરતી પુત્રૈષણા, સ્ત્રી પુત્રાદિની કામના રાખવામા મનુષ્ય એટલો દોષપાત્ર નથી કે જેટલો દોષપાત્ર લોકૈષણા રાખવામા તે બને છે, કેમકે આ લોકવાસના કુદરતી નથી પણ મનોમયી, કૃત્રિમ અને જીવોએ પોતે ઊભી કરેલી છે, અને આવી લોકવાસનામા તણાઇ મનુષ્ય અનેક અસત્કાર્યો પણ કરે છે ઉપનિષદોનો આગ્રહ જો કે ત્રણે ઈષણાઓને જીતવાનો છે, તો પણ લોકૈષણા જીતવામા વિશેષ આગ્રહ બતાવવામા આવે છે ઇષણાને પરવશ થવુ, એ દીનતા કૃપણતાની દશા છે બ્રહ્મબોધનુ સ્પષ્ટ લક્ષણ સર્વે પ્રકારની વાસનાથી વિરહિત થવામા છે, અને ચિત્તની અચિત્ત અવસ્થા, મનનુ અમનસ્કપણુ, નિર્વાસન-નિ સંકલ્પ સ્થિતિ, એમા જ્ઞાનનિષ્ઠાની પરાકાષ્ટા સમજાવે છે

ઉપનિષદોનો ઉપદેશ સર્વવ્યાપક છે. અધ્યાત્મભૂમિકામાં આપણાં ભારતવર્ષે પૃથ્વી ઉપર અપૂર્વ પ્રકાશ પાડ્યો છે, અને શાન્તિસુખ ભોગવવાની સમૃદ્ધિ આપી છે. આ ઉપનિષદ સંબંધી માહિતી અને તેના ઉપદેશનો પરિચય આપણા સમાજમાં પ્રચાર પામે, અને લોકરૂચિ આ પવિત્ર અને સર્વોત્કૃષ્ટ સાહિત્ય તરફ વળે, ઉપનિષદના વિચારોનો અભ્યાસ થાય અને તેના લાભ સમજાય તથા પમાય, તે માટે યથામતિ અલ્પ પ્રયાસ આદર્યો છે.



## ઉપનિષદાંજલિ

### લેખકઃ-શ્રી. ઉપેન્દ્રરાય નાનાલાલ વોરા



સકલ અલૌકિક ભાવમય ! નિરુપમ કલા-કલાપ,<br>
અમિત-તત્ત્વ વેદાંતમય ! ઉ પ નિ ષ દ-આલાપ;<br>
પ્રકૃતિ-પટ પર પ્રાણ મય ! અંતર્જગ રમણીય,<br>
ધન્ય-દર્શના મુનિ-ગિરા, સહિત-ભાવ મનનીય.

શૉપન મૅક્ષ્ મૂલરાદિ જે, તત્ત્વવિદો પાશ્ચાત્ય,<br>
ઉપનિષદ સંગીત સ્વર, ઝણુત્કાવ્યા ઉર-તાર !<br>
ભારત-સરસિજ વેદ-મધુ, વિશ્વ લસિન-આસ્વાદ,<br>
જય ! જય ! ધન્ય ઉચ્ચારીએ, જીવન અહો ! કૃતાર્થ.

ધન્ય ! ભારત વર્ષ હો, ઉ પ નિ ષ ત્સ રિ-તીર,<br>
પાદ-પખાળે જળ-વિમળ, ૐ કા ર સં ગી ત.

જ્યાં લગી અવની-ભાગ્તી, જ્યાં લગી સત્ય-પ્રકાશ,<br>
ત્યાં લગી ઉપનિષત્પૂષન્ ! તપો અમર-અભિલાપ.



ઇન્દ્રિયગ્રાહ્ય સૃષ્ટિના સત્યોનું વિવેચન કરે છે

મનુષ્ય સમાજમાંથી ધર્મ ખેંચી લો તો પછી શું રહે? બીજું કંઈ જ નહિ, પણ રાની પશુઓ ઇન્દ્રિયજન્ય સુખો એ કંઈ મનુષ્યનું અંતિમ લક્ષ્ય નથી, જ્ઞાન એ જ સમગ્ર જીવનનો ઉદ્દેશ છે

સમગ્ર માનવ જાતિનું છેવટનું લક્ષ્ય બિંદુ, બધા ધર્મોની અંતિમ અવધિ એક જ છે–અને તે ઇશ્વર સાથે પુનર્મિલન, અથવા બીજી રીતે કહીએ તો, જે પરમતત્ત્વ દરેક મનુષ્યનો સત્ય સ્વભાવ છે, તેની સાથે એકતા

ધર્મ શું ખરેખાત કંઈ સંપાદન કરી શકે એમ છે? જરૂર મનુષ્યને તો અમર જીવન મેળવી આપે છે. મનુષ્ય પોતે જે બન્યો છે તે ધર્મના પ્રતાપે છે, અને આ માનવ–પશુમાંથી તે તેને ઈશ્વર બનાવશે, ધર્મ જ એ કરી શકે એમ છે બધા ધર્મમતો, બધા સંપ્રદાયોનો આદર્શ એક સરખો જ છે–મુક્તિની પ્રાપ્તિ, દુઃખની નિવૃત્તિ

હું ભારપૂર્વક કહું છું, કે હિંદુસમાજની સ્થિતિ સુધારવા માટે ધર્મનો વિનાશ જરૂરી નથી, સમાજની આવી અધોગતિ ધર્મને લઈને નથી, પરંતુ સમાજમાં જેવી રીતે ધર્મનો વ્યવહાર થવો જોઈએ તેવી રીતે થયેલ નથી, એ જ તેનું કારણ છે.

જેઓએ પોતાના બંધન તોડી નાખ્યા છે, જેઓએ અનંત અસીમનો સ્પર્શ કર્યો છે, જેઓનું સમગ્ર અંતઃકરણ બ્રહ્મને સમર્પિત થઈ ગયું છે, જેઓને વિત્ત, યશ કે સત્તાને માટે જરા પણ એષણા નથી, એવા માત્ર બાર નરકેસરી જો દરેક દેશમાં પાકે, તો તેઓ આખી પૃથ્વીને હચમચાવી મૂકે

મારો આદર્શ માત્ર થોડા શબ્દોમાં રજૂ કરી શકાય અને તે આ પ્રમાણે મનુષ્યજાતિને તેમનો દૈવી સ્વભાવ સમજાવવો અને જીવનના દરેક ચલનવલનમાં તે દર્શાવવાનું શીખવવું

જેઓ પોતાની જાતને ઇશ્વરને સમર્પિત કરી દે છે, તે કહેવાતા

બધા કાર્યકરો કરતા વિશ્વને માટે વિશેષ કાર્ય કરે છે.

ઈશ્વર છે, તથા અહીં જ અને અત્યારે જ તેના દર્શન કરી શકીએ અને તેનો અનુભવ કરી શકીએ એમ જાણવુ એ આપણી હાલની જરૂરિયાત છે

"જો ઈશ્વર દયાળુ ન હોય તો આખો સમુદ્ર પણ સુકાઈ જાય, ગાઢ જ ગલમા એક તણખલુ પણ ન રહે કુબેરની હવેલીમા પણ રોટલીનો કટકો મળે નહિ જો તેની ઇચ્છા થાય તો રણમા પણ નદીઓ દોડવા લાગે, અને ભિખારીને પણ અચ્છી તરેહથી ખાવાનુ મળે "– શુ આ માત્ર શબ્દો જ છે કે સત્ય હકીકત ?

આ જીવન ટૂ કુ છે, દુનિયાના બધા ખોટા ભપકા ક્ષણિક છે, જેઓ પરાર્થે જીવે છે, તેઓ એકલા જ ખરૂ જીવન જીવે છે, બાકીના મૂવા વાંકે જીવે છે

આ પયગમ્બરો કઈ સાધારણ મનુષ્યોથી જુદી જાતના ન હતા, તેઓ માત્ર તમારા જેવા માનવી જ હતા તેઓ મહાન્ યોગીઓ હતા એ ખરૂ તેઓએ અતીન્દ્રિય જ્ઞાન મેળવ્યુ હતુ, જે હું અને તમે પણ મેળવી શકીએ તેમ છે. એક માણસ એ સ્થિતિએ પહોચી શકયો એ હકીકત જ સાબિત કરે છે, કે દરેક મનુષ્ય એવી સ્થિતિ પ્રાપ્ત કરી શકે દરેક માણસને માટે એ સભવિત છે, એટલુ જ નહિ, પરંતુ છેવટે તો દરેક માણસે એ અવસ્થા પ્રાપ્ત કરવી જ પડશે, અને તે સ્થિતિનુ નામ ધર્મ છે.

અલિપ્ત રહેવું, સ્વાધીન વ્યક્તિઓ તરીકે કામ કરવુ, બધા કર્મફળ ઈશ્વરને અર્પણ કરી દેવા એ જ ખરૂ કર્તવ્ય છે બધા કર્તવ્યકર્મો પ્રભુના છે

કોઇ પણ કામ વ્યાવહારિક નથી, બધા કામો પ્રભુનુ આરાધન, અર્ચન પૂજન જ છે •

જેમ જેમ મારી ઉમ્મર વધતી જાય છે, તેમ તેમ હુ નાની નાની

બાગતીમાં મહત્તા જોતો જાઉં છું. ઊંચી પદવીમાં તો સૌ કોઈ મોટાઈ દાખવી શકે છે. રંગમંડપના દેદીપ્યમાન પ્રકાશમાં તો બીકણ પણ મોટો વીર બની જાય છે. દુનિયા આખી જોઈ રહી છે ! દર પળે, દર કલાકે, કશા પણ ઘોંઘાટ વિના, પોતાનું કર્તવ્ય એકધારું બજાવનાર અકિંચિત્ જંતુ પણ ખરેખર મહાન્ છે, એમ મને વધારે ને વધારે લાગતું જાય છે.

આપણને બીજું બધું જોઈએ છે. માત્ર ઈશ્વર જ જોઈતો નથી, કારણ કે આપણી સામાન્ય ઈચ્છાઓ તો બાહ્ય જગતમાંથી જ પૂરી પડે છે. જ્યાં સુધી આપણી જરૂરિયાતો ઇન્દ્રિયગ્રાહ્ય, ભૌતિક જગતની મર્યાદામાં જ સમાઈ જાય છે, ત્યાં સુધી આપણને ઈશ્વરની આવશ્યકતા જણાતી નથી; જ્યારે જીવનમા સખત આઘાતો આવે છે, અને અહીંના બધા પદાર્થોમાંથી નિરાશા પ્રાપ્ત થાય છે, ત્યારે જ વધારે ઉચ્ચ વસ્તુને માટે તલસાટ જાગે છે, ત્યારે જ આપણે ઈશ્વરને શોધીએ છીએ. વ્યક્તિને દબાવી દે એવી પરિસ્થિતિમાં તેનો વિકાસ-તેની ખીલવણી—એ જ જીવન છે.

કોઈ પણ જાતની બીક જોઈએ નહિ, ભીખ નહિ પણ માગણી—સર્વશ્રેષ્ઠની માગણી. માતાજીના સાચા ઉપાસકો તો વજ્ર જેવા ખડતલ અને સાવજ જેવા શૂરવીરો હોય છે. સમસ્ત વિશ્વ તેમના પગ પાસે ભાંગીને ભૂકો થઈ જાય તો પણ તેઓ જરા જેટલા યે ગભરાતા નથી ! માતાજીને તમારું કહેવું સાંભળવું જ પડે એવું કરો; કાલાવાલા છોડી દો ! યાદ રાખો માતાજી સર્વશક્તિમાન છે, ધારે તો વેળુમાંથી પણ વીરપુરુષો સર્જે !

દરેક આત્મામાં ઈશ્વર છુપાયેલો છે. બાહ્ય પ્રકૃતિને કાબૂમાં લાવીને તે દ્વારા એ દૈવી સ્વભાવનો આવિર્ભાવ કરવો એ આપણું ધ્યેય છે; કર્મ—ભક્તિ, યોગ કે જ્ઞાન—એ બધાંની એક સામટી કે અલગ અલગ મદદથી આવો આવિર્ભાવ સાધો, અને મુક્ત બનો. આમાં જ બધો

ધર્મ આવી જાય છે; ધર્મમતો, બાહ્ય વિધિઓ, પુસ્તકો કે મંદિરો એ બધું તો બહુ જ ગૌણ છે.

દરેક આત્મા એક-એક તારો છે, અને દરેક તારો એ અપાર અનન્ત શ્યામવર્ણમાં, શાશ્વત આકાશમાં, અવ્યય પરમાત્મામાં જડેલો છે. સમસ્તનું તેમ જ દરેકનું, ખરું વ્યક્તિત્વ, ખરું મૂળ, ખરી વાસ્તવિકતા તેમાં જ રહેલી છે. આપણી દૃષ્ટિમર્યાદામાંથી પેલી પાર ચાલ્યા ગયેલા આવા કેટલાક તારાઓની શોધમાં ધર્મની શરૂઆત થઇ, અને એ બધાં ઈશ્વરમાં સમાયેલાં છે, તથા આપણે પણ એ જ જગ્યાએ છીએ એવી ભાળમાં તેની સમાપ્તિ થઇ.



જેનું અંતઃકરણ બ્રહ્મભાવના વડે શાંત થયેલું હોય છે, તેને જગત શાંત લાગે છે અર્થાત જગતની અશાંતિથી એનું ચિત્ત અશાંત થતું નથી; પરંતુ જેનું ચિત્ત તૃષ્ણાથી તપેલું છે, તેને સંસાર અગ્નિના જેવો દાહક લાગે છે. એટલે કે અંતરમાં શાંતિ ન હોય તો જગતમાં શાંતિ હોવા છતાં પણ એના અંતઃકરણમાં ચિન્તાની ચિતા બળ્યા કરે છે. (શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણ)



કરશે, ત્યારે તેનું શરીર તીવ્ર લાગણીઓવાળું થયા સિવાય રહેશે નહિ એવી ઉશ્કેરાયેલી અને તીનતાવાળી સ્થિતિમા જ્ઞાનતંતુઓ કંઇ પણ અવાજ અથવા આચકો સહન કરી શકતાં નથી, અને તેથી બેચેન અને અસ્વસ્થ બની જાય છે. તેમ જ કોઇપણ પ્રકારના આવેગ કે આઘાતથી તેની લાગણીઓ અતિ તીવ્રપણે ઉશ્કેરાઈ જાય છે સાધક-દશામા જ્યારે આવા સાધનો વડે પોતાના સ્વભાવ, મન અને લાગણીઓ વગેરેની આતરિક પુનર્ઘટનાનુ કાર્ય હાથ પર લેવામાં આવે છે, ત્યારે સાધકને આ પરિસ્થિતિ વચ્ચેથી પસાર થવાનું અનિવાર્ય છે. તેથી સાધકે તો આવી સ્થિતિમા પૂરતો અંકુશ રાખી સમતોલપણુ જાળવી રાખવાને બનતુ કરવું જોઈએ.

વળી શાત મનમા ધૈર્ય અથવા હિમતનો પણ સમાવેશ થાય છે પિતા સમાન રક્ષણ કરનાર એવુ ધૈર્ય હશે તો જ સાધક, મહાન દીક્ષાના માર્ગની કસોટીઓ અને સકટોની સામે નિર્ભયપણે ટકી શકશે. શાત મનમા સ્થિરતાનો પણ સમાવેશ થાય છે; તેથી દરેક મનુષ્યના જીવનમા આવી પડતી વિપત્તિઓ સાધકને નજીવી જણાશે. જેમ ઘણા લોકો જરા જરા જેવી ક્ષુલ્લક બાબતોમાં નિરંતર ચિંતા કરવામા પોતાનો ઘણોખરો સમય ગુમાવે છે; તેવી નિરર્થક ચિંતાઓથી સાધક અલગ રહી શકશે ગુરુદેવ કહે છે કે, મનુષ્યને બહારથી જે કંઇ આવરણ આવી પડે તેની ગણના કરવી નહિ, શોક, સકટ, માદગી કે નુકસાન એ સર્વને સાધકે તૃણવત્ ગણવા જોઇએ, અને તેને લીધે પોતાના મનની શાન્તિનો ભંગ નહિ થવા દેવો જોઇએ. એ શોક, સકટ વગેરે પોતાના પૂર્વકર્મોના ફલરૂપ છે, અને જ્યારે એવા દુખો આવી પડે ત્યારે સાધકે પ્રસન્ન મનથી સહન કરવા જોઇએ સાધકે સ્મરણ રાખવુ જોઇએ કે સઘળા દુખો ક્ષણિક છે; તેથી તેણે તો હમેશાં પ્રસન્ન અને શાત રહેવુ જોઇએ, એ તેનો ધર્મ છે. આ સઘળા દુઃખો આ જન્મ સાથે નહિ, પણ સાધકના ગત જન્મો સાથે

સંબંધ ધરાવનારાં છે, તેથી કોઈ પણ પ્રકારે તેને ફેરવી શકાશે નહિ, એટલે તેને માટે ચિંતા અને કલેશ કરવાં નકામાં છે. તેથી હાલ તુરતમાં જે કાર્ય ચાલુ હોય તેનો જ વિચાર કરવો ઉચિત છે. કારણ કે તેના ઉપર સાધકના આવતા જન્મના બનાવો અને પરિસ્થિતિનો આધાર રહેલો છે, ભાવી પરિસ્થિતિમાં એ રીતે સાધક ફેરફાર કરવા શક્તિમાન થઇ શકે છે.

સાધકે કોઈપણ પરિસ્થિતિમાં કદીપણ શોક અથવા ઉદાસિનતાને વશ થવું નહિ ઉદાસિનતા ખરેખર પાપ રૂપ છે, કેમકે તે ચેપી રોગની માફક બીજા લોકોના મન પર પણ અસર ઉત્પન્ન કરે છે, અને તેથી તેઓનું જીવન પણ વધારે દુઃખી બનાવે છે. આ પ્રમાણે પોતાની ઉદાસિનતાનો ચેપ બીજાને લગાડવાનો સાધકને જરા પણ અધિકાર નથી. માટે કોઈ સમયે સાધકને એવી ઉદાસિનતાનો પ્રસંગ આવી પડે તો તે સત્વર દૂર કરવો જોઇએ.

સાધકે પોતાની ઇન્દ્રિયો અને મન ઉપર સંપૂર્ણ અંકુશ રાખવો જોઇએ. મનને આમ તેમ ભટકવા દેવું નહિ. તે જે કાર્ય કરે તે એકાગ્ર ચિત્તથી કરવું જોઇએ, એ રીતે એકાગ્રતાપૂર્વક કામ કરવાથી તે કામ સુંદર અને સંપૂર્ણ બનશે. તેણે પોતાના મનને નિરુદ્યમી રહેવા દેવું નહિ, પરંતુ હમેશાં સત્ય, કલ્યાણકારી અને સુંદર વિચારો મનમાં એવી રીતે ભરી રાખવા જોઇએ કે, જેથી તે કોઈ પણ કામમાંથી પરવારે, કે તુરત જ તેને વિચારોનું સ્મરણ થાય.

સાધક જેમ જેમ પોતાનાં સાધનો વડે જીવનના શુદ્ધિકરણમાં આગળ વધતો જાય છે, તેમ તેમ તેની વિચારશક્તિ ઘણી જ પ્રબળ બને છે. હંમેશાં તેણે પોતાની વિચારશક્તિનો ઉપયોગ શુભ કાર્યોમાં જ કરવો જોઇએ, અને એ રીતે વિકાસક્રમના કાર્યમાં સહાયતા આપવી જોઇએ. કોઇપણ મનુષ્ય આજારી, દુઃખી અથવા શોકમાં ઘેરાયેલો છે, એવી સાધકને જાણ થાય તો અવશ્ય તેણે પોતાની પ્રબળ વિચારશક્તિ

વડે પ્રેમનો પ્રવાહ તેવા મનુષ્ય તરફ મોકલી સહાયતા આપવી જોઇએ.

વળી સાધકે પોતાના મનને અભિમાનથી દૂર રાખવું જોઇએ. કેમકે અભિમાન એ અજ્ઞાનનું જ પરિણામ, તેમ જ સર્વ દુઃખોનું મૂળ છે. અજ્ઞાની મનુષ્ય પોતાને મોટો સમજે છે, અને અમુક મોટું કાર્ય પોતે કરેલું છે એમ ધારે છે. પરન્તુ જ્ઞાની પુરુષ તો સમજે છે કે, ઈશ્વર જ સર્વથી મોટો છે, અને તે સર્વજ્ઞ, સર્વવ્યાપક તેમ જ સર્વશક્તિમાન હોવાથી તેની મહાન ઇચ્છાશક્તિ પ્રમાણે સર્વ કાર્યો થયા કરે છે.

સાધકે પોતાનુ મન સ્વચ્છ, શાંત અને સ્પન્દનરહિત બનાવવું જોઇએ. ખરેખર માનસરોવર જેવું સ્વચ્છ અને શાંત જ્યારે એ થાય ત્યારે તેવા સુંદર સરોવરને કિનારે હંસને મોતી ચરવાનો અવસર પ્રાપ્ત થાય !

૨. કાર્ય પરત્વે નિગ્રહ :—જો સાધકે મન અને વિચારશક્તિ ઉપર જોઇએ તેવો વિજય મેળવ્યો હશે તો તે અનુસાર તેને કાર્ય કરવામાં ઘણી મુશ્કેલી પડશે નહિ. પરન્તુ એટલું ખાસ લક્ષમાં રાખવું કે જે વિચારો કાર્ય પરત્વે અમલમાં મૂકવાના, તે કેવળ મનુષ્ય જાતિનું કલ્યાણ સાધવા માટે જ હોવા જોઇએ. તેમાં સ્વાર્થની જરાપણ ગંધ ન હોવી જોઇએ વળી બીજાનું કલ્યાણ સાધવામાં આળસ કે પ્રમાદ સેવવાં નહિ જોઇએ; અને લોકહિતનાં શુભ કર્મોમાં સતત પ્રવૃત્તિ ચાલુ રાખવી જોઇએ. પણ તેમ કરવામાં સાધકે ખૂબ યાદ રાખવું કે તેમાં માત્ર તેણે પોતાનું નિઃસ્વાર્થ અને નિષ્કામ કર્તવ્ય જ બજાવવાનું છે. તેણે બીજાના કર્તવ્યમાં માથું મારવાનું નથી. તેણે પોતાનાં નામ અથવા કીર્તિને ખાતર મોટાભા—બાપુજી—બાપજી કે નેતા થઇને લોકોને અવળે માર્ગે દોરવવાનાં નથી. કદાચ સાધકને બીજાનું કામ કરવું પડે તો તે તેની રજાથી, તેને સહાયભૂત થવાના હેતુથી જ કરવું જોઇએ. દરેક મનુષ્યને તેનું પોતાનું કાર્ય તેની પોતાની રીત અને પદ્ધતિથી

કરવા દો જ્યા સાધકની સહાયતા માગવામા આવે ત્યા સહાય કરવા હમેશા તેણે તૈયાર રહેવુ જોઈએ અને કદીપણ બીજાના કામમા વચ્ચે આવી માથુ મારવુ નહિ આ જગતમા ઘણા લોકોને પોતાના જ કામમા ધ્યાન આપવાનુ શીખતા અત્યંત કઠિનતા માલુમ પડે છે પરન્તુ સાધકે તો પોતાના જ નિયામક અને નેતા બનવાનુ છે

સાધક જ્યારે વધારે મહત્ત્વનુ કાર્ય માથે લેવા પ્રયત્ન કરે, ત્યારે તેણે પોતાની હમેશની સામાન્ય અને નાની નાની ફરજોને ભૂલી જઈ તેની અવગણના કરવાની નથી જ્યા સુધી તે હમેશની નાની નાની ફરજો સંપૂર્ણ રીતે બજાવે નહિ, ત્યા સુધી તે બીજી મોટી ફરજો સ્વીકારવાને લાયક નથી તેણે કોઈપણ નવી સાંસારિક ફરજો માથે લેવી નહિ, પણ જે જે ફરજો અત્યાર સુધીમા તેણે વહોરી લીધી હોય અને તેમા જે સ્પષ્ટ અને યોગ્ય ફરજો ગણાય તે તણે બજાવવી જોઈએ પરન્તુ જે કલ્પિત ફરજો બીજા લોકો તરફથી સાધક ઉપર લાદવામા અથવા નાખવામા આવતી હોય તો તેવી ફરજોનો સ્વીકાર કરવો નહિ. સાધકને ગુરુદેવના સાચા શિષ્ય બનવાની તીવ્ર ઇચ્છા હોય તો તેણે તેના હમેશના સામાન્ય કાર્યો પણ બીજાઓના કરતા વધારે સુંદર અને સુઘડ રીતે કરવા જોઈએ. ઉદાહરણ તરીકે ઘણાખરા લોકો સાધારણ પત્રો લખવામા પણ એટલી બધી નિષ્કાળજી અને બેદરકારી રાખે છે કે, તેમા કાં તો મિતિ કે શીરનામુ લખે જ નહિ, અથવા લખાણના અક્ષરો પણ એવા ગુંચવણ ભરેલા લખે કે જેથી સામા માણસને ત્રાસ થાય ! એ પ્રમાણે દરેક નાના નાના કાર્યોમા પણ બીજાઓને લેશ પણ ત્રાસ ન થાય તેવી સાધકે ખાસ કાળજી નાખવી જોઈએ કારણકે સાધકે જે જે કાર્યો કરવાના હોય તે તમામ ગુરુદેવની ખાતર અને તેમના નામથી જ કરવાના છે મુમુક્ષુના જીવનમા અવ્યવસ્થા અને અભિમાન રહેવા ન જોઈએ

**૩. સમાનભાવ** —સાધકે સર્વના તરફ સંપૂર્ણ રીતે સમાનભાવ

રાખવો જોઇએ અને પોતાના ધર્મની માન્યતાઓની માફક બીજા ધર્મના લોકોની માન્યતાઓમા પણ ખરા હૃદયની આસ્થા ઉત્સાહ અને સહાનુભૂતિ રાખવી જોઇએ કારણ બીજા ધર્મો પણ જિજ્ઞાસુના ધર્મની માફક પરમપદ પ્રાપ્ત કરવાના માર્ગો છે સર્વ લોકોને સહાયતા કરવા માટે સર્વ ધર્મોના સિદ્ધાંતોનો અભ્યાસ કરી બરાબર સમજવા એ સાધકને માટે ખાસ આવશ્યક છે

પરન્તુ આવી ઉદારવૃત્તિ અને સમાનભાવ પ્રાપ્ત કરવા માટે પ્રથમ તો સાધકે પોતે પોતાના વહેમો અને ધર્માંધપણાથી મુક્ત થવુ જોઇએ જિજ્ઞાસુએ ખાત્રીથી જાણવુ જોઇએ કે, ધર્મની કોઇપણ બાહ્ય ક્રિયા તેને માટે ખાસ જરૂરની નથી બાહ્યક્રિયાને ઉપયોગી ગણી મહત્વ આપવામાં આવશે તો, સાધકને બીજા બાહ્યક્રિયા નહી કરનાર લોકો કરતા પોતે શ્રેષ્ઠ છે એવુ અભિમાન થવાનો સભવ છે વળી જે લોકો હજી બાહ્યક્રિયાને વળગી રહ્યા હોય તેમને તેટલા માટે ધિક્કારવા પણ ન જોઇએ તેમને તેઓની ઇચ્છા પ્રમાણે વર્ત્તવા દેવા જોઇએ, પરંતુ તેવી જ રીતે સાધકે જ્યારે સત્યને યથાર્થ જાણેલુ છે, એટલે બીજા લોકોએ પણ તેના માર્ગમા આડે આવવુ ન જોઇએ અર્થાત્ જે શ્રેણી સાધક પસાર કરી ગયેલ છે તેમા લોકોએ અજ્ઞાનતાથી તેને પાછો ધસડવાનો કે ધકેલવાનો પ્રયત્ન કરવો ન જોઇએ. દરેક બાબતમા ઘટતી છૂટ મૂકી, સર્વની સાથે માયાળુ વર્ત્તન રાખવુ જોઇએ

ઉપરના સાધનોના હમેશના અભ્યાસથી હવે સાધકના જીવનમા ઘણો ફેરફાર થઈ તેની સમજ અને દૃષ્ટિ ખુલી જાય છે તેથી તેની કેટલીક જુની માન્યતાઓ, અને જુની ક્રિયાઓ તેને અર્થ વગરની જણાય છે કેમકે હવે તેનુ જીવન આધ્યાત્મ માર્ગગામી થયેલુ હોવાથી તેને કર્મકાડ કે વિધિવિધાનમા બહુ રસ પડતો નથી અને ખરેખર જિજ્ઞાસુ માટે તો આ પ્રવૃત્તિમાર્ગના સાધનો ઉપયોગના નથી માત્ર બીજા મનુષ્યો તેવી ક્રિયાઓ કરતા હોય તો તેમની લાગણીને માન

આપી તેમને તેવી ક્રિયાઓ કરતા અટકાવવા નહિ કારણ પ્રવૃત્તિમાર્ગમા મનુષ્યોને આવી વેદોક્ત અને શાસ્ત્રોક્ત ક્રિયાઓ કરવાને માટે સ્થાન છે, તેમજ તેનો ઉપયોગ પણ છે સાધક તે અવસ્થામાથી પસાર થઈ ગયેલ હોવાથી હવે તેને તે ક્રિયાઓ કરવાની આવશ્યકતા રહી નથી

એક સ્થળે એક મહાન જીવન્મુક્ત મહાત્માએ લખ્યુ છે કે, "જ્યારે હુ બાળક હતો ત્યારે બાળકની માફક ઓછી સમજ ધરાવતો હતો, અને બાળકની માફક વિચાર કરતો હતો પણ જ્યારે હુ મોટી ઉમ્મરનો થયો ત્યારે મે બાળક્રીડાઓને બાજુ પર મૂકી દીધી" પરન્તુ જે મનુષ્ય પોતાની બાલ્યાવસ્થા ભૂલી ગયો છે, અને બાળકો તરફ પોતાની દિલસોજી બતાવી શકતો નથી તે મનુષ્ય બાળકોને શિખવી કે સહાય કરી શકતો નથી માટે જિજ્ઞાસુએ તો સર્વની સાથે પ્રેમથી નમ્રતાથી અને સમાનભાવથી એક સરખી રીત વર્તન રાખવુ જોઈએ પછી ભલે તે હિન્દુ હોય, યા બૌદ્ધ હોય, જૈન હોય કે યાહુદી હોય, ખ્રીસ્તી હોય કે મુસલમાન હોય તેણે તો સર્વને પોતાના સમાન ગણવા જોઇએ

**૪. ચિત્તની પ્રસન્નતા** –સાધકના પ્રારબ્ધ કર્મ અનુસાર ગમે તેવુ દુ ખમય પરિણામ અનુભવવાનો પ્રસગ આવે તો પણ તેણે તે આનદમય ચિત્તથી સહન કરવુ જોઇએ જ્યારે જ્યારે જિજ્ઞાસુ સાધક ઉપર દુ ખના પ્રસગો આવી પડે ત્યારે, તેણે પોતાને ભાગ્યશાળી સમજવો જોઇએ, કેમકે તે એવુ સૂચવે છે, કે કર્મના દેવોએ હવે તેને સહાયતા આપવા પાત્ર ગણેલ છે તે દુ ખ ગમે તેવુ કઠિન હોય તોપણ સાધકે તે આનન્દદાયક માનવુ કે તે વધારે કઠિન નથી એટલુ લક્ષમા રાખવુ કે જ્યા સુધી તેના ખરાબ કર્મો ભોગવાઈ ન રહે, અને તેમાથી મુક્ત ન થવાય ત્યાસુધી મુમુક્ષુ શિષ્ય ગુરુદેવના મહાન કાર્યમા ઘણા જ થોડા અંશે ઉપયોગી થઈ શકશે. મુમુક્ષુશિષ્યે પોતાનુ સર્વસ્વ ગુરુદેવને સમર્પણ કરેલુ હોય છે, એટલે કે તેણે પોતાની સમજપૂર્વક માગી

પરમહંસ સ્વા. શ્રી. રામતીર્થજી

ની

# નીતિકથાઓ

ગતાંકથી ચાલુ

કથકઃ-શ્રી. નર્મદાશંકર હ. વ્યાસ, બી. એ.

卐

[ ૨૧ ]

## રાજા સાયરસ

ઈરાનના રાજા સાયરસ માટે કહેવાય છે, કે તેણે આખું જીવન પ્રજાની સેવા અને ભલા માટે અર્પણ કરેલું હતું. મૃત્યુ વખતે એણે પોતાના 'વીલ' માં લખેલું કે તેના શરીરને ભવ્ય કબરમાં ન દાટતાં, તેના નાના નાના ટુકડાઓ કરી રાષ્ટ્ર ભરમાં તેને વહેંચી આપવા, જેથી એ મૃતદેહનો પણ ભૂમિના ખાતર તરીકે ઉપયોગ થયો ગણાય.

આ જ પ્રમાણે જીવન્મુક્તના સૂક્ષ્મ શરીરનું હોય છે. તેનું સૂક્ષ્મ શરીર વિશ્વભરમાં વ્યાપેલું હોય છે. જ્યાં સુધી તે જીવે છે, ત્યાં સુધી તેની દૈવી અને પવિત્ર હયાતી સુખ અને વિશુદ્ધિ પ્રસરાવે છે; અને તેના મૃત્યુથી જગતભરમાં સુધારાનું મોજું ફરી વળે છે.

બોધઃ—જીવન્મુકતો જીંદગી પર્યંત પાર્થિવ દેહે જગતની સેવા કરે છે અને મૃત્યુ પછી સૂક્ષ્મ પ્રભાવ દ્વારા જગતને ઉંચે લઇ જાય છે.

[ ૨૨ ]

## નાળીએર-લીલું ને સૂકું

એક સંતને કોઇએ પ્રશ્ન કર્યો, કે જ્યારે ભગવાન ક્રાઇસ્ટને ખીલા ઠોકી મારી નાંખવામાં આવ્યા ત્યારે તેમને દુઃખ કેમ ન થયું ? એ વખતે સંતની પાસે થોડાં નાળીએર પડેલાં હતાં. એક નાળીએર કાચું હતું-અને બીજું એક પૂરેપૂરૂં સૂકાઇ ગયેલું હતું. સંતજી બોલ્યાઃ " આ નાળીએર કાચું છે, એને જો તોડવામાં આવે તો તેની અંદર રહેલા ગર્ભનું શું થશે ? "

" અંદર ગર્ભ પણ તૂટી જશે. " આગંતુકોએ જવાબ આપ્યો.

બીજું સૂકું નાળીએર લઇને સંત બોલ્યાઃ " આ સૂકા નાળીએરને ફોડવામાં આવે તો અંદરના ગર્ભની શું સ્થિતિ થશે ? "

" અંદરથી કોપરાંનો ગોટો આખોને આખો, બગડ્યા કે તૂટ્યા વિના નીકળશે. " જિજ્ઞાસુઓએ જવાબ આપ્યો.

સાધુએ પૂછ્યું " શા માટે ? "

ભકતો બોલ્યાઃ " મહારાજ, સૂકા નાળીએરમાં અંદરનો ગર્ભ, ગોટા રૂપે નાળીએરની કાચલીથી જુદો પડી ગયેલો

હોય છે. જ્યારે લીલા–પાણીચાં નાળીએરમાં ગર્ભ અને કાચલી જોડાયેલાં હોય છે. "

માધુ મહારાજે આગળ પૂછયું. "જ્યારે ભગવાન ક્રાઇસ્ટને મૃત્યુ મંચ પર ખીલા ઠોકી દેવામાં આવ્યા ત્યારે શાને ખીલા ઠોકવામાં આવ્યા હતા ?"

શ્રોતાઓએ જવાબ આપ્યો " શરીરને. "

" હવે તમને સમજાશે." માધુ મહારાજ કહેવા લાગ્યા, " એ માનવીના બાહ્ય દેહને, એના પાર્થિવ કલેવરને ખીલા ઠોકવામાં આવ્યા હતા, પણ એણે એના સૂક્ષ્મ શરીરને, આત્માને, એ પાર્થિવ કલેવરથી અલગ કરી નાખેલ હતો. બાહ્ય શરીરની દુર્ગતિ કરવામાં આવી, પણ એનો આંતર દેહ અજેય અને અનુપમ જ હતો; એટલે તેના નશ્વર દેહની દુર્ગતિ માટે રડવાનું કે આક્રંદ કરવાનું કંઈ કારણ જ નથી. બીજા દેહધારી સંસારી માનવી માટે, પાણીચાં નાળીએર માફક જ્યારે બાહ્ય જીવનને આઘાત લાગે છે, ત્યારે તેમનું આંતરજીવન પણ ડોળાઇ જાય છે, ગૂંગળાઇ જાય છે. જીવન્મુકતોમાં અને દેહધારીઓમાં મુખ્ય આ જ તફાવત છે.

માનવજીવનની ખરી નબળાઇ આ દેહસંબંધમાં અને પાર્થિવ પ્રેમમાં જ રહેલીછે. આ નશ્વર કાયાનો મોહ છૂટી જાય તો જીવન્મુકિત હાથવેંતમાં છે, ભલે દુન્યવી દષ્ટિએ એને ભૌતિક શરીરનું મૃત્યુ ગણવામાં આવતું હોય ! જ્યાં સુધી એ પાર્થિવ તત્ત્વથી પર ન થઈ શકાય, ત્યાં સુધી જીવન્મુકિત

માત્ર સ્વપ્નવત્ જ રહે છે. દેહનાં બધાં સુખ ને દુઃખ, આશા ને નિરાશાઓ, ભય ને વિટંબનાઓ, આનંદ ને આક્રંદો, દેહ-ભાવ સાથે ચોટેલાં હોય છે. દેહભાવનાના વિસર્જને અને આત્મભાવની જાગૃતિએ માનવી બધી સાંસારિક લાગણી-ઓથી અને પ્રત્યાઘાતોથી પર થઇ જાય છે. જે આત્મજીવન જીવે છે તે ખરો જીવન્મુક્ત છે. તે પોતામાં રહેલી પ્રભુતાને પ્રગટાવે છે, તેનો સાક્ષાત્કાર પોતાના જ જીવનમાં અનુભવે છે અને માણે છે.

બોધઃ—દુનિયાનાં બધાં દુઃખો દેહભાવમા રહેલાં છે. દેહભાવની વિસ્મૃતિમાં દુઃખની દુનિયાનો અંત આવે છે અને આત્મીય સ્વર્ગ ખડું થાય છે.

[ ૨૩ ]

## રામના પુત્રનું અવસાન

એક વખતે, જ્યારે સ્વામી રામ અને તેના સાથીઓ સંપૂર્ણ પ્રાર્થનામય અને પ્રભુમય બની બેઠેલા હતા, ત્યારે એક માણસ રડતો કકળતો, આક્રંદ કરતો ત્યાં આવ્યો; પણ પરમાત્મભાવમાં મગ્ન થયેલી મંડળીમાંથી કોઇએ તેના તરફ લક્ષ દીધું નહિ. રામના પુત્રના દુઃખદ અવસાન માટે તે આક્રંદ કરતો હતો, તે રામનો સગો થતો હતો. એના રડવાથી ને એની વિહ્વળતાથી મંડળીની પરમ શાન્તિમાં લવલેશ પણ ક્ષતિ આવી નહિ. તે ત્યાં બેસી ગયો. એને શાન્તિથી અને સરળતાથી દુઃખની લાગણીને શાન્ત પાડવા

અને આશ્વાસન લેવાનુ કહેવામા આવ્યુ પણ એનાથી રામના કુમળા પુત્રના અવસાનનુ દુ ખ ખમી શકાય એમ નહોતુ, એ તો ચોધારા અશ્રુઓ સારતો હતો

મ ડળીનો એક પણ માણસ એ લાગણીના તારમા પરો વાતો નહોતો, કોઈની આખમા અશ્રુનુ બિ દુ પણ ન ટપક્યુ કે કોઇના હૃદયમા–આતરદેહમા–ચોટ પણ ન લાગી કારણ કે બધા પરમાત્મભાવમા નિમગ્ન હતા એ સ્થિતિમા આખુ જગત પ્રભુભાવે દેખાય છે, સારા યે વિશ્વમા પરમાત્માનુ માત્ર દિવ્ય સ ગીત જ ભ ભળાય છે રડતા માણસને શાન્ત પાડવા માટે પ્રભુના મગ્નજનોના મુખમાથી નીચેના શબ્દો નીકળ્યા "અરે ભાઇ, રામના પુત્ર સાથેની તારી સગાઈ, કઈ નવી વાત છે? જગતમા કોણ કોનુ સગુ નથી? વિશ્વમા કયે સ્થળે હવામાન, ગતિમાન નથી? વાયુના સતત્ પરિભ્રમણમા જેમ કઈ આશ્ચર્યની વાત નથી, એમ જ દેહની નશ્વરતા કે માનવીના મૃત્યુમા કઇ નવાઇ જેવુ નથી માનવદેહનો જન્મ અને મૃત્યુ, સર્જન અને વિનાશ, નદીના પ્રવાહ જેટલા નૈસર્ગિક અને સ્વાભાવિક છે વાયુની ગતિ અને નદીના પ્રવાહની ઘટના જેમ બિલકુલ સ્વાભાવિક જણાય છે, અને લાગણીઓને જરા પણ આશ્ચર્યમા કે અ ચબામા એ-ચી નથી જતી, તેમ જ મૃત્યુની ઘટના જગતની પ્રત્યેક પાર્થિવ વસ્તુઓ માટે સહજ છે–સ્વાભાવિક છે, તેમા દુ ખનો આવેશ કે લાગણીઓનો ઉશ્કેરાટ શા માટે ?"

જ્યારે રામને પુત્રના દેહાતની ખબર મળે છે ત્યારે તેને એ ઘટનામા કઇ પણ અસાધારણ કે દુ ખમય જણાતુ નથી

એને મન એ માત્ર કુદરતનો સહજ ક્રમ જ લાગે છે. જગતમાં જે જન્મે છે તે અવશ્ય મૃત્યુને ભેટે છે. સર્જન અને વિનાશ જગતનાં ભૌતિક તત્ત્વોની અનિવાર્ય સ્થિતિ છે. માનવી આ પાર્થિવ દેહે માત્ર જીવનયાત્રી છે. જીવનયાત્રા સમાપ્ત થતાં દેહાંત સ્વાભાવિક છે. વિદ્યાલયમાં ભણવા જતા વિદ્યાર્થીઓ, વિદ્યાલયને પોતાનું હંમેશનું ઘર માની, ત્યાં રહેતા નથી. એક પછી એક વર્ગોમાંથી પસાર થઇ છેવટે અભ્યાસયાત્રા પૂરી થતાં એ વિદ્યાલય છોડી જીવનવિગ્રહમાં પ્રવેશે છે.

સીડીનાં પગથીયાં ચડતો માનવી સદાય સીડી ઉપર રહેતો નથી. સીડીનો અંત આવતાં તે સીડીને છોડે છે, અને ગૃહપ્રવેશ કરે છે.

તેવી જ રીતે પુનર્જન્મ લેતો માનવી, નવજીવનમાં પ્રવેશ કરી, જીવનની એ મજલ ખતમ કરે છે. જ્યારે આ દેહમાં આત્મા પ્રવેશ કરે છે, ત્યારે એ જ દેહમાંથી સમય આવતાં વિસર્જન થવાનું છે, એ પ્રથમથી જ નક્કી હોય છે. રામના પુત્રનો દેહાંત થાય એ ઘટનામાં કંઇ પણ આઘાત જેવું નથી, એ તો કેવળ ભૌતિક દેહનો નૈસર્ગિક ક્રમ છે. એ ઘટનાથી રામને કે તેની મંડળીને દુઃખનો ડુંગર તુટી પડયા જેવું ભાન થતું નથી. પરમાત્મભાવમાં નિમગ્ન થયેલા પિતા માટે પુત્રનું અવસાન અવસાન નથી, માત્ર જીવનયાત્રાની સમાપ્તિ છે, કુદરતનો સહજ ક્રમ છે.

સંસારના સંબંધો પ્રત્યે આવી દૃષ્ટિ કેળવનાર ખરો

જીવન્મુક્ત છે. જીવનની ખરી વાસ્તવિકતાને સમજનાર પોતે જ રામના સ્વરુપને પ્રાપ્ત કરે છે.

બોધઃ–પરમાત્મભાવમાં વિચરતા માનવીને જગતની બ ઘટનાઓ–સારી કે નરસી–કુદરતના સહજ ક્રમ જેવી જણ છે. નજીકમાં નજીક આત્મજનનું અવસાન પણ તેની પ શાન્તિમય સ્થિતિને અસર કરી શકતું નથી.

( અપૂર્ણ





'કેટલાક લોકો પોતાની ચતુરાઈ અને છેતરવાની કુશળતા માટે મગરૂર હોય છે. વાંકીચૂંકી ચાલબાજીથી પોતાની મતલબ કાઢી લેવાની કળાને તેઓ બહુ મોટી બહાદુરી માને છે. તેઓની દયામણી દશા ઉપર દયા આણીને વેદાન્ત એવો અટલ સિદ્ધાન્ત સંભળાવે છે કે આ પ્રકૃતિરૂપી માતા વહેલી કે મોડી કડવા અનુભવો રૂપી લપડાકો લગાવીને ગાલ લાલ કરી મૂકશે, અને એવું શીખવશે કે હે ધૂર્ત ! તું કેવળ તને પોતાને જ ઠગે છે ! અગ્નિ કદાપિ ઉષ્ણતાનો ત્યાગ કરે, પરંતુ જેનામાં ધૂર્તપણું હશે, તે તો પોતાની જાતને જ શેકયા વિના નથી છોડવાની.'

— સ્વા. રામતીર્થ

લાલ નાનાલાલ શાહે પૂ. સ્વા. સ્વયંજ્યોતિ તીર્થ મુ. છોટાઉદેપુર, માટે વડોદરા, રાવપુરા, અશોક પ્રિન્ટરીમાં છાપ્યું અને ત્યાંથી પ્રકટ કર્યું. તા. ૧૫-૧-૧૯૪૨



उत्तिष्ठत जाग्रत प्राप्य वरान् निबोधत ।

ઊઠો સાધક ! જાગો ને આચાર્યવર મેળવો;
આત્મબોધ મળે એવાં વિદ્યાવિજ્ઞાન કેળવો.



સ્થાપક તંત્રી
સ્વામી શ્રી જ્યોતિ તીર્થ
શાંતિસાધન આશ્રમ
છોટાઉદેપુર. (પૂર્વ ગુજરાત)

ॐ

નારાયણ

# ઉત્થાન

વર્ષ પહેલું ] માર્ચ ૧૯૪૨-ફાગણ ૧૯૯૮ [ અંક નવમો

ईश्वरोगुरुरात्मेति मूर्तिभेदविभागिने।
व्योमवद् व्याप्तदेहाय दक्षिणामूर्तये नमः ॥

ઈશ, સદ્‌ગુરુ ને આત્મા, મૂર્તિમાત્ર વિભાગ જે;
વ્યોમશા વ્યાપ્ત એવા એ, દક્ષિણામૂર્તિને નમું.

* * *

શ્રી સદ્‌ગુરુનાં કૃપા અને પ્રેરણાથી 'ઉત્થાન' પ્રકટ કરવાનું સાહસ કર્યું, અને એમના જ આશીર્વાદથી પહેલા વર્ષનો નવમો અંક પ્રકટ થાય છે.

* * *

યથામતિ અમે આગળ ચાલ્યા જઈએ છીએ-આપના અત્યાર સુધીના સહકારના બળે અને ભવિષ્યમાં એ સહકાર વધતો જશે એવી શ્રદ્ધાના ઉત્સાહે. परस्परं भावयन्तः એ ન્યાયે આપણે શ્રેયસ્ પ્રાપ્ત કરીએ એ ભગવાન શ્રી કૃષ્ણચંદ્રનો આપણને શ્રીમદ્ ભગવદ્‌ગીતાના ત્રીજા અધ્યાયમાં મળેલો કલ્યાણમંત્ર.

× × ×

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારેય પુરુષાર્થમા અત્યારે એટલી બધી અવ્યવસ્થા વધી પડી છે, અને તે પણ વ્યષ્ટિ તેમ જ સમષ્ટિ બન્નેમા, કે સાચી સાધના ભૂતકાળમા કેવી હશે તેની કલ્પના કરવા જતા લગભગ ઘણાખરા સાધકો મૂઝાય છે

ધર્મ એટલે નીતિના પ્રદેશના મધન સમાજમાથી ઢીલા પડયા જ સ્વતંત્રતાને બહાને સ્વચ્છંદનુ પોષણ એટલુ બધુ વધી ગયુ છે કે, ઇન્દ્રિયો વિષયમુક્ત રહી શકતી નથી મન હમેશા વિષયચિંતનમાં જ મથ્યા કરે છે અને મોહગ્રસ્ત બનેલી આધળી બુદ્ધિની દોરવણીમાં સમાજને યમનિયમના પાલનનુ કશુ સાનભાન રહ્યુ નથી વસ્તુસ્થિતિ એક બાજુ આવી વિપરીત દશાએ પહોચી છે, તેની સાથે સાથે જૂનવાણી સમાજે ધર્મની સાધનાના બાહ્યાગ જેવા પૂજા, પાઠ, દેવદર્શન, તીર્થયાત્રા કે કર્મકાડના ખાની ખોખાને એવી અજ્ઞાન દશાવાળુ કરી મૂક્યુ છે કે ધર્મના મૂળ ફળ જેવી ચારિત્ર્ય અને ચિત્તશુદ્ધિને વેગળી રાખી કેવળ બાહ્ય દેખાવને જ ધર્મ માની લીધો છે

હાથ માળા ફેરવે, પણ મન સસારના કાવાદાવામા હેંગકે । કર્યા કરે કપાળમાં ચદન કે કુકુમતિલક હોય, પણ હૃદયમા કુડકપટનો કાળો મેશ જેવો ડાઘ હોય, શરીર ને આખો દેવમદિરે જઈને દેવમૂર્તિને જુએ, પણ એ જ આખોમા જનસમૂહ માટે ઝેરવેર ભર્યા હોય તીર્થસ્નાનથી કાયાનુ કલ્યાણ મનાય, પણ મન તો છૂપા પાપના ભડાર ભરીને આત્મનાશ નોતર્યા કરતુ હોય આવા આત્મા શરીરનાં ચિન્હ અને મતસપ્રદાયના બાહ્ય અગમાં સમાજ જ્યા ગૂચવાઈ–અટવાઈ પડેલો હોય, ત્યાં સાધકને જપ, તપ, વ્રત પૂજા, પાઠ, ધ્યાન ઈશ્વર ભક્તિ, દેવદર્શન કે એવાં એવા કર્મો એ બધા પુણ્યકારી અને ચિત્તશુદ્ધિના પ્રેરક છે, એવી સમજણ ભાગ્યે જ ગળે ઉતરે એવી લાગે, અને તેથી આધળા અને અણસમજુ સમાજમા આવી ફસેલા કોઈ સાચા સાધકને કઇ સાધના સાચી ? કયા ક્રિયાકાડ સેવાયોગ્ય ? કોને

પૂછીને સાધન કરવું ? ઈશ્વરભક્તિ કેમ કરવી ? સત્સંગ કોનો કરવો ? સત્સંગ કરવા યોગ્ય સંત કેવા હોય ? ગુરુભક્તિ એટલે શું ? ગુરૂ કોણ હોઈ શકે ? ગુરુની આવશ્યકતા શી ? પુસ્તક વાંચીને જ જ્ઞાન કેમ ન મેળવવું ? પરમાત્માનું માત્ર નામ લેવાથી જ ઈશ્વરદર્શન કેમ ન થાય ? આવા આવા અસંખ્ય પ્રશ્નો ઊઠે એ તદ્દન સ્વાભાવિક છે.

× × ×

દોષ સાધકનો નથી. સાચો સાધક જે જે શંકાઓ કરે તે બધી વાસ્તવિક હોય છે. ચારે પુરુષાર્થમાં અવ્યવસ્થા દેખાય છે એનું કારણ બાકીના ત્રણેય પુરૂષાર્થના પાયા જેવા ધર્મના ક્ષેત્રની અવ્યવસ્થા છે.

ધર્મને કેવલ નીતિનો જ પ્રદેશ કહીએ તો સાચું નથી. ધર્મ એટલે કેવલ નીતિ નહીં; સમાજનાં સુખબંધન નહીં, લોકપ્રેમ કે વિશ્વપ્રેમ નહીં; કારણ કે નીતિ તો કેવલ સમાજમાં શાંતિપૂર્વક, પરસ્પર સગવડતાથી જીવવા માટે છે એમ પણ કહી શકાય. આપણે સૌ સાથે પ્રેમપૂર્વક રહીએ; બીજાને સહાયતા કરીએ તો આપણને પણ એનો બદલો મળે આટલો જ નીતિનો પ્રદેશ છે, પરંતુ ધર્મ એના કરતાં વધારે આગળ જાય છે; ધર્મમાં ઈશ્વરની સત્તા સ્વીકારવાની છે; નીતિપૂર્વક રહેવા છતાં પણ જગત આપણા તરફ કદાચ અનીતિ દાખવે, તોપણ જે પરમસત્તાના પ્રતાપે આ જગતનો વ્યવહાર ચાલે છે, એ સત્તા આપણને આપણા માનવ સ્વભાવના સ્વધર્મ પ્રમાણે એટલા માટે રહેતાં-જીવતાં શીખવે છે-આજ્ઞા કરે છે, કે નીતિથી જીવવાં કરતાં ધર્મથી જીવવું શ્રેય છે; ધર્મથી એટલા માટે જીવવું જોઈએ કે પરમ સત્તાધીશ પરમેશ્વર પોતે જ ધર્મસ્વરૂપ છે; એ કરૂણા, દયા, કૃપા, ક્ષમા, પ્રેમ, શાંતિ, આનંદ, જ્ઞાન-એવી બધી ચિત્તની દાક્ષણ્યાત્મક દૈવી સંપત્તિનો ભંડાર છે; નીતિ નીતિને માટે છે, ત્યારે ધર્મ ઈશ્વરની સમીપ જવા, રહેવા, અને એની સાથે નિત્ય અભેદ માણવા માટેનું ચારિત્રશિક્ષણ છે. એટલા માટે એકલી નીતિ કેવલ શુષ્ક છે ત્યારે ધર્મ

મનુષ્યો સર્વન ઇશ્વરીય પ્રેમનું પાન કરાવી નિત્યસિદ્ધ બનાવે છે

× × ×

ધર્મનું પાલન યથાર્થ રીતે થયું હોય, તો જ અર્થ નામના બીજા પુરૂષાર્થનું સાધન સુખરૂપ નીવડે છે ચારેયની સામાન્ય વ્યાખ્યા નીચે પ્રમાણે થઇ શકે (૧) ધર્મ એટલે ઇશ્વરની સમીપ જવા માટેનું દૈવી સંપત્ત કેળવવાનું સાધન (૨) અર્થ એટલે આ સંસારમાં જે જે પદાર્થો આપણુને લોક પરલોકનું જીવન સુધારવા માટે આવશ્યક હોય, તે ધાર્મિક જીવન વડે મેળવવાનું શાસ્ત્ર અને સાધન (૩) ધાર્મિક જીવન વડે આર્થિક સગવડો મેળવીને સંસારમાં જ્યાં જ્યાં પ્રેમસંબંધો વધારવા જોઇએ ચારેય આશ્રમ અને ચારેય વર્ણના માનવપ્રાણી સાથે પ્રેમનો સંબંધ બાંધીને આપણા ચિત્તને વિશુદ્ધ બનાવવું જોઇએ, તેવા સાંસારિક સંબંધને લીધે ઊઠતી ચિત્તની પ્રેમ-પ્રેરણા તે કામ કહેવાય છે કામને ઘણા ખરા સ્ત્રીપુરૂષના જાતીય સંબંધની તૃપ્તિ તરીકે જ ઓળખાવે છે, એ વાત સાચી નથી એ જાતીય ભૂખને જ કામની ઉપમા આપવાથી, કેવળ શારીરિક ભોગની અને પરિણામે થતી બ્રહ્મચર્ય હાનિની વિકારી મનોદશા આવી પડે છે પરંતુ એ કેવલ કામનું વિકારી રૂપાન્તર છે કામના બે સ્વરૂપો માનવા જોઇએ એક પ્રેમ અને બીજો મોહ પ્રેમમાં શરીરનો કે જાતિનો નહિ પણ ચિત્તનો અશરીરી સૂક્ષ્મ અભેદપ્રવાહ છે, જ્યારે મોહમાં શરીર, જાતિ, કે ઇંદ્રિયોદ્વારા વિષયસંબંધ દાખવનો ભોગવિલાસ છે મનુષ્યને કેવલ ગૃહસ્થાશ્રમ જ ઇષ્ટ નથી, ગૃહસ્થાશ્રમમાં પણ માતાપિતાથી માંડી આગળ વધતાં બધા સગાંસંબંધીઓ સાથે સ્નેહનો સંબંધ બંધાય છે, તેમાં નિસ્વાર્થ ભાવે સંબંધ રહે અને નિષ્કામતાથી સૌની સેવા થાય એ ધાર્મિક કામની અવસ્થા છે, અને એનું નામ નિષ્કામ પ્રેમ છે આવી રીતે અર્થ અને કામ એ સાંસારિક સુખસંપત્તિના હથીઆર છે, અને ધર્મ એનો એટલા માટે પાયો છે કે ધાર્મિક

જીવન વિના જો અર્થ અને કામમાં જ મનુષ્ય રચ્યોપચ્યો રહે, તો એ વિનાશ નોતરી લે છે. પરંતુ ધર્મના પાલનદ્વારા આર્થિક અને સામાજિક ક્ષેત્રમાં મનુષ્ય વિકાસ સાધે તો જ એ ચોથા પુરૂષાર્થ –મોક્ષનો અધિકારી બને છે.

+ + +

નીતિ એ ધર્મનું અર્ધાંગ છે; એક હોઠથી ઉચ્ચાર થતો નથી; એક પગથી ચાલી શકાતું નથી; મનુષ્યથી સ્વાર્થી બનીને એકલાં આ સંસારમાં જીવી શકાતું નથી; તેમ ધર્મ વિનાની નીતિ, કે નીતિ વિનાનો ધર્મ કશા કામનો નથી; નીતિ આપણને આ લોકમાં સુખી રાખે છે, ત્યારે ધર્મ આપણને આ લોકનું સુખ આપી, અર્થ અને કામના સંબંધોમાં અનાસકત રાખી, મોક્ષના અધિકારી બનાવે છે; તેનાથી ઊલટું અધર્મના પાલનથી, અર્થ અને કામના–આર્થિક અને સામાજિક (Economical and Social) ક્ષેત્રમાં બધે અવ્યવસ્થા, અને અસ્તવ્યસ્ત દશા ઊભી કરી, આજ જન્મમાં મનુષ્યશરીરમાં પશુના જેવું આહાર, નિદ્રા, ભય, મૈથુન જેવું ભોગમય જીવન જીવાડે છે.

× × ×

ત્યારે આવી અસ્તવ્યસ્ત દશામાં સાધકે કરવું શું ? એણે કેવું જીવન જીવવું ? આપણી ધાર્મિક અને મોક્ષવિષયક રહેણીકરણીમાં સામાન્ય સાધકને કશી સમજણ પડતી નથી; બહારનાં પાઠપૂજન કે તિલકગાળા કરીને ધાર્મિક કહેવરાવનારો મનુષ્ય જ્યારે ધર્મને નીતિથી જૂદો પાડીને, વ્યવહારમાં કૂડકપટ, અને પ્રપંચ ખેલતો જોવામાં આવે છે, ત્યારે સહૃદય જિજ્ઞાસુને પ્રશ્ન થાય છે કે ધર્મનાં બાહ્યાંગની જીવન પર કેમ નહીં અસર થતી હોય ? એનું જીવન શુદ્ધ કેમ નહીં હોય ? પાઠપૂજા અને ઇશ્વરભકિતનું જે ફળ અંતઃકરણની પવિત્રતાને નામે શાસ્ત્રમાં વર્ણવ્યું છે, એવું ચારિત્ર જ્યારે ધાર્મિક ગણાતા મનુષ્યમાં ન દેખાય, ઉપરાંત એવા મનુષ્યો પોતે આસ્તિક છે, અને બીજા નીતિના

પાલન કરનારા છતા પાઠપૂજા કે દેવદર્શન નથી કરતા માટે નાસ્તિક છે, એવા જે દભવાકયના આક્ષેપો કરે છે, ત્યારે ચોકખુ સમજાય છે કે નીતિ અને ધર્મને તેઓએ જૂદા પાડયા છે, પરતુ એ એક જ જીવનના બે પાસા છે, એને જૂદા પાડવાથી જીવનનો નાશ થશે, એક વિના બીજુ સભવે જ નહી એમની નીતિ, મનુષ્યને સ્વાર્થી બનાવશે, એકવો ધર્મ બુદ્ધિમા જડતા લાવી, મનુષ્યને પાખડી કે જડશ્રદ્ધાળુ બનાવશે અને અત્યારે જે અધશ્રદ્ધાને નામે આપણો ધાર્મિક સમાજ વગોવાય છે, એનુ મુખ્ય કારણ એ છે, કે નીતિ વિનાના ધર્મના ખાલાગને આપણે વળગી રહ્યા છીએ.

× × ×

ધર્મમા નીતિનો સમાવેશ થાય છે, પણ નીતિમા ધર્મનો સમાવેશ થઈ શકે એમ નથી એથી એમ પણ કહેવાય કે નીતિ વિના ધર્મ પાગળો છે, અને એવો પાગળો ધર્મ સમાજની, કે ધર્મપાલનારની કોઈ રીતે રક્ષા કરી શકે નહી, ' **धर्मो रक्षति रक्षित** -ધર્મની રક્ષા કરનારની ધર્મ રક્ષા કરે છે" એ ત્યારે જ સાર્થક ગણાય કે જ્યારે ધર્મનું ઉત્તમાગ નીતિ એનામા ઓતપ્રોત હોય, આવો ધર્મ મનુષ્ય જીવનમા વણાઈ જાય, એની નસેનસમા ધર્મ વહેતો હોય, તો એ ધાર્મિક મનુષ્ય જે સુખસાધનો મેળવે, અર્થક્ષેત્રમા સપત્તિ પ્રાપ્ત કરે, અને એ દ્વારા સમાજ સાથે સબધ રાખી નિષ્કામ સેવા કરે, તો એ કામક્ષેત્રમા વિહાર કરતા-સસારમા વ્યવહાર કરતા એને જે દ્વદ્વ આવી પડે, એનાથી છૂટવાનુ એને મન થાય અને મોક્ષનો અધિકારી બની શકે એ વિના જો ધર્મને બદલે અધર્મમા જ જીવન વીતાડયુ હોય, અર્થ મેળવવામા જ જીવન ગાળ્યુ હોય, કામ સબધોમા નર્યો સ્વાર્થ કે મોહ જ ભર્યો હોય, તો પછી એવો મનુષ્ય દ્વદ્વોથી મળતી મુક્તિની આશા કેવી રીતે રાખી શકે ?

ચાર પુરુષાર્થમા ધર્મ અને મોક્ષ એ સરસ્વતીના સ્વરૂપ છે,

સંસારબંધનથી મુક્તિ આપનાર એ શારદાની ઉપાસના કર્યાં વગર જે અર્થ અને કામની અધિષ્ઠાત્રી લક્ષ્મીની ઉપાસના જ કર્યા કરી હોય, તો એ અધર્મ અને બંધનનું સામ્રાજ્ય વધારી, આધિદૈવિક ક્ષેત્રમાં પ્રચંડ-કોપ ઊતારી યુદ્ધ, મહામારી, ભૂકંપ, જલપ્રલય, અનાવૃષ્ટિ કે એવાં જ બીજાં સંહારના દેવદેવતાઓને પૃથ્વી ઉપર નોતરે છે.

ધર્મ ઇશ્વરનું વિહારક્ષેત્ર છે; અધર્મ અસુરરાક્ષસોનું સંહારક્ષેત્ર છે; નીતિ ધર્મનું આભૂષણ છે; અનીતિ રાક્ષસી સ્વભાવનું હથિયાર છે; જ્યાં સુધી ધર્મ અને નીતિનો મેળ રહે, ત્યાં સુધી સત્યુગ; જ્યારે એનો દુર્મેળ થાય ત્યારે કલિયુગ-કલહયુગનાં મંડાણ મંડાય છે; અને વર્ત્તમાન સમયે એનાં પ્રત્યક્ષ દર્શન આપણને થવા છતાં પણ આપણે હજુ ન ચેતીએ, તો પછી મનુષ્ય કહેવરાવવાના અધિકારી છીએ કે કેમ એ પ્રશ્ન ઊભો થાય છે.

\+ + +

મૂળ મુદ્દા ઉપર આવીએ. સાચા સાધકનું કર્ત્તવ્ય શું? આવે વખતે એણે શું કરવું. એની ચોખવટ તત્ત્વજ્ઞ કવિ અખો ગુરુશિષ્યસંવાદમાં બહુ સુંદર રીતે કરે છે. પ્રશ્નોત્તર આ પ્રમાણે છેઃ—

" શિષ્ય:-મહાનુભાવ મહંત ગુરુનો, કરવો જે સત્સંગ,

તેનાં કાંય લક્ષણ નહીં, તો કેમ મળે પ્રસંગ ? "

શિષ્ય પ્રશ્ન પૂછે છે કે જો જ્ઞાનીમાં ખાસ કાંઈ લક્ષણ ન હોય, એની અંતરંગ દશા જ એની દશા સચવતી હોય, બાહ્યલક્ષણમાં કોઇ ખાસ વિશેષતા ન હોય, તો પછી જિજ્ઞાસુએ કરવું શું ? સત્સંગ શોધવા માટે સંત જોઇએ; સંતનો આંતરિક અનુભવ લેવા માટે એમનું શરણ શોધવું રહ્યું: અને બાહ્યલક્ષણ જો બધા સંતનાં પ્રારબ્ધ પ્રમાણે જૂદાં જૂદાં જ હોય તો સાધકે કરવું શું ?

અખાજી ઉત્તર આપાવે છે કે:—

"ગુરુઃ—જે જનને ઊતરવું પાર, નાવનાવિકનો કરે નિર્ધારઃ
જ્યારે નર પારંગત થયો, ત્યારે જળનો સાજ ત્યાં રહ્યો,
મુમુક્ષુને સર્વે એ ઘટે, જેનું મન પામવા રટે."

અખાજી કહે છે કે નદી પાર કરનાર મનુષ્યને નાવ અને નાવિકની જરૂર પડે છે, પણ પાર કરીને સામે કાંઠે બેઠેલાને એની કશી જરૂર નથી. ભાવાર્થ એવો છે કે જે બાહ્યસાધન જિજ્ઞાસુને માટે આવશ્યક માન્યા છે, અને જે બાહ્યચિન્હથી જિજ્ઞાસુ ઓળખી શકાય, તેવા બધા ચિન્હો જ્ઞાનીમા હોવાનો સંભવ નથી. નદી પાર કર્યા પછી જેમ નાવ કે નાવિકની જરૂર રહેતી નથી, તેમ જ્ઞાનીને બાહ્યદશાના ખાસ બંધન હોતા નથી, જેને હજૂ નદી પાર કરવી છે તેને નાવ અને નાવિક મેળવવા જોઇએ તેવી જ રીતે મુમુક્ષુએ પોતે પ્રથમ સાધન મેળવવા અને કેળવવા જોઈએ, જેથી એના આંતરચક્ષુ ઊઘડે અને આંતરિક વિકાસદ્વારા જ્ઞાનીની આંતરિક અવસ્થાને એ ઓળખી શકે

વેદાન્તશાસ્ત્ર પ્રમાણે સાધનનો વિચાર કરીએ તો (૧) વિવેકદ્વારા સત્ અને અસતને જૂદા પાડીને એણે એના સારાસાર ઓળખવા જોઇએ વિવેક એની ત્રીજી આંખ છે, અસત્ નહીં, પણ સત્ એનું સાથી સંગાથી છે એમ એણે સમજવું જોઈએ, અને એ રીતે વિવેક દ્વારા-વિવેચના દ્વારા અસતથી-અનાત્મથી સત્-આત્માને જૂદો પાડતા શીખી લેવું જોઈએ આ કામ બુદ્ધિનું-વિચારશક્તિનું છે, આમાં શાસ્ત્ર, સંત અને ગુરુની આવશ્યકતા છે, જે શાસ્ત્ર, કે સંત આમાં સહાયતા આપી શકે એનો સંગ કરવો, એવો વિવેક એણે કેળવવો જોઈએ (૨) ત્યારપછી સત્ અને અસતને, આત્મા અને અનાત્માને જૂદા જૂદા સ્વરૂપ અને લક્ષણ દ્વારા ઓળખીને, સત્ અને આત્મા પ્રતિ પ્રેમ વધારવો એ ભક્તિ અને અસત્ તથા અનાત્મપ્રતિ ઉદાસિનતા અનાસક્તિ તથા ઉપેક્ષા રાખવા એ વૈરાગ્ય છે, વૈરાગ્યમા આત્મા પ્રતિ ભક્તિ અને અનાત્મા પ્રતિ અનાસક્તિનો સમાવેશ થાય

છે, જે શાસ્ત્ર કે સંત આમાં સહાયતા કરાવે એનો સંગ રાખવો એ સત્સંગ

× × ×

ત્રીજું સાધન છ અંગનું છે, (૩–૧) વિવેક અને વૈરાગ્યને જીવનમાં ઊતાર્યા પછી આત્મા પ્રતિ જે ભક્તિ થવા માંડે, ત્યારે ચિત્ત સ્વાભાવિક આવી પડતા સંસારતાપની સામે શાંત રહી શકે છે, અને તેથી જ્યાં જ્યાંથી સંતાપ આવતા હોય વિષયોની દાહક જવાળા એના હૃદયને બાળતી હોય, ત્યાં જે શાંતિ રાખી શકાય, તેનું નામ શમ (૩–૨) આ રીતે શાંતિ આવતી જાય, સત્નો વિવેક જાગ્રત રહે, સત્ પ્રતિ જ ભક્તિ રહે, અસત્ પ્રતિ અનાસક્તિ રહે વિષયોના સંતાપમાં શમ (શાન્તિ) રહે, એટલે બાહ્ય ઇંદ્રિયોમાં સ્વાભાવિક સંયમ આવે છે એ એવો વ્યવહાર કરે, ઇંદ્રિયોને વિષયોના સંગમાં એવી જ રીતે રાખે કે જીવનનિર્વાહ પૂરતા એનાં ખાનપાન હોય અને અયોગ્ય વિષયો તરફ ઇંદ્રિયો દોડતી હોય ત્યાંથી એને દબાવી રાખે એ દમ આમ દમનું સાધન આવવાથી યોગનાં યમ નિયમનું પાલન થતું જાય છે (૩–૩) શમ–દમ આવતાં જાય છે તેમ તેમ વિષયોમાં મન રમતું નથી તેમાંથી ઉપરામ થતું જાય છે કારણ કે, વૈરાગ્યના સાધનદ્વારા ચિત્ત તો સત્‌ની શાંતિથી ભરેલું હોય છે, આત્માના આનંદમાં જ રમ્યા કરતું હોય છે, તેથી એ હવે ઉપરામ રહે, તે ઉપરતિ (૩–૪) શમ, દમ, અને ઉપરતિના પાલનથી સંસારના અપમાન હાનિ પરાજય વગેરે આવી મળતાં દુઃખ સહન કરવાની–મન તથા ઇંદ્રિયોને એમાં જરાપણ ચલાયમાન ન થવાની એને અનાત્મ સમજીને એમાં અનાસક્તિ રાખવાની, આગમાપાયી માનીને એમાં મનને ન લેપાયમાન થવાની જે શક્તિ આવે તે તિતિક્ષા કહેવાય છે

* • •

આવી રીતે શમ, દમ, ઉપરતિ અને તિતિક્ષા આવતાં જાય છે,

અને વિવેક અને વૈરાગ્ય દ્વારા જ્યારે જ્ઞાન અને ભક્તિનાં અંગોનો જીવનમાં વિકાસ થતો જાય છે, ત્યારે જે શાસ્ત્ર, કે સંત દ્વારા એ સાધન મળ્યાં છે, જેમના પ્રેમસહકાર વડે, જેમનાં નિષ્કામ કૃપાપ્રસાદ વડે આટલી આંતરિક સુધારણાની દશાએ એ પહોંચ્યો છે, એમ એને સમજાય છે, ત્યારે એ સંતોમાંથી કોઈને એ પોતાના નિત્યસહાયક તરીકે સ્વીકારી, એમના વચનમાં વિશ્વાસ રાખીને એ શાસ્ત્રવાક્ય સાચાં માને એ એની (૩-૫) શ્રદ્ધા કહેવાય છે. શ્રદ્ધાની પ્રતિષ્ઠા થયા પછી મનમાં કશી શંકાઓ ઊઠતી નથી; કારણ કે સંત, ગુરૂ અને શાસ્ત્રવચન પ્રમાણે એણે સાધનસંપત્તિ મેળવી છે, એથી હવે પોતાના અધ્યાત્મ-માર્ગમાં એ નિશ્ચિંત બને છે; મનની આ નિશ્ચિંત સ્થિતિ તે (૩-૬) સમાધાન છે.

આ ૭ સાધનનું ઝુમખું ત્રીજું સાધન છે; એને એકંદરે (૧) વિવેક (૨) વૈરાગ્ય (૩) શમ વગેરે ૭ નો જીવનમાં સુંદર મેળ થવા માંડે, એટલે એને સ્વાભાવિક રીતે જ હું કોણ, ઈશ્વર કોણ, અને અને હું અને ઈશ્વર જેમા છે તે જગત્ કોણ? એ જાણવાની ઉત્કટ જિજ્ઞાસા અંતરમા ઊગી-ફૂટી નીકળે એ એની (૪) મુમુક્ષુતા છે. આવી રીતે સંતો અને જ્ઞાનીઓ પાસે જતાં પહેલાં ચારે સાધન સાધકના જીવનમા ઊતરવાં જોઈએ.

+ + +

અખાજી ઠીક જ કહે છે કે જેને આત્મજ્ઞાન મેળવવું છે એણે એ સાધનસંપત્તિ મેળવવી જોઈએ. નદી પાર કરનારને નાવનાવિકની જરૂર છે, તેમ સાધકને આ સાધનની આવશ્યકતા છે. સાધનરૂપી વિવેકચક્ષુ મેળવ્યા વિના સંતસાધુઓનાં ટોળામાં ભટકયા કરે, કે શાસ્ત્રોનાં થોથાં ઉથલાવ્યા કરે, એથી કશું સાર્થક થતુ નથી; પોતે પરીક્ષક બનીને જ્ઞાનીની પરીક્ષા કરવા જાય, પોતાને શાસ્ત્રજ્ઞ માનીને શાસ્ત્રની ચર્ચા કરવા જાય. આમ આંધળા પાડા જેવા મિથ્યા અહંકારની સવારી કરીને સંતસાધુ

કે શાસ્ત્રનાં લક્ષણ જોવા જાય, તો પરિણામે એ નાસ્તિકતાના ખાડામાં પડે છે. અખાજી એટલા માટે કહે છે કે જે નદી પાર કરી ગયો છે, એની પાસે નાવનાવિક છે કે નહિ એ ન જોતાં, પોતે નાવનાવિક મેળવવાં અને પાર કરીને પછી સામે પાર બેઠેલાને જોવા કે, નાવનાવિક કયાં છે, કેવાં હતાં અને હવે કયાં ગયાં ?

* * *

સાધકે અંતર્મુખ થવું જોઈએ, સાધનસંપન્ન થવું જોઈએ, ધર્મને નીતિથી જુદી ન પાડવી જોઈએ, ધાર્મિક જીવન ગાળી, અર્થ અને કામના ક્ષેત્રમાં વિવેક રાખી, ચોથા પુરુષાર્થ મોક્ષને માટે સાધનસંપન્ન થવું જોઈએ. બધે અંધાધુંધી છે, શાસ્ત્રોમાં કાંઈ એકવાક્યતા નથી, અનેક સંપ્રદાય કે મતપંથ છે, જ્ઞાનીઓ કેવા હોય, અત્યારે કશી સમજણ પડતી નથી—એવી ઉલટી સમજણ ન રાખતાં સંતોનો પરિચય વધારવો જોઈએ, શાસ્ત્રો વાંચવાં જોઈએ, અને મુખ્ય વાત પોતે સાધન સંપન્ન થવાની છે એ કદી ન ભૂલવું જોઈએ.

આપણું પોતાનું અંતઃકરણ લોભ–મોહથી મુક્ત હોય, ઉદારતા, સેવા, ક્ષમા, ગુણબુદ્ધિ અને જિજ્ઞાસા કેળવ્યાં હોય, તો જ સંતસાધુની સમીક્ષા–પરીક્ષા થઈ શકે છે, એને બદલે સંતસાધુ કેવા છે ને કેવા નહીં, એવું નિરીક્ષણ કરવા જતાં તો સાધક પોતે જ પોતાના લોભમોહમાં ફસાતો જાય છે.

× × ×

સમષ્ટિનું પ્રારબ્ધ ગમે તેવું હોય, સમષ્ટિના ધાર્મિક ક્ષેત્રમાં અંધાધુંધી હોય, તેથી કાંઈ વ્યષ્ટિને પોતાનું સાધન કેળવવામાં મુશ્કેલી નડતી નથી; જેવી દૃષ્ટિ તેવી સૃષ્ટિ અને જેવી ભાવના તેવું ફલ, એ સૂત્રો અક્ષરેઅક્ષર સાચાં છે. અંતર્મુખ થઈને જીવનમાં સાધનસંપત્તિ ઊતારીએ એટલે આખી દૃષ્ટિ બદલાઈ જાય છે. અંતર્મુખ થવાનો અર્થ જ એ છે કે આપણે જાતે સુધરવું. સુધારવાના કરતાં સુધરવાની

દૃષ્ટિ નાખીએ, પરીક્ષાના રૂપમાં સમીક્ષા કેળવીએ, તો અંધશ્રદ્ધાને બદલે જડશ્રદ્ધાને બદલે વિવેકનો ઉદય થાય છે, આસક્તિને વૈરાગ્યનો રંગ જામવા માંડે છે, તરંગી ભાવોને બદલે સમભાવની ભાવના વધવા માંડે છે, અને સન્માર્ગે ચડવાના શ્રી ગણેશ થાય છે

× × ×

સ્વામી રામતીર્થ પોતાના અનુભવની એક વાત કહે છે, "આપવીતી કહું કે જગવીતી? જ્યારે ભૂલમાં પણ કોઈ સાંસારિક વસ્તુમાં સાચો ભોગ ભાવ જમાવું છું: હાનિ, લાભ, કે મોટાપનાનમમાં મન પરોવું છું, દેહની આરોગ્યતા વગેરેને બહુ મોટી વાત માની લઉ છું, કોઈપણ મનુષ્યને મારોપરાયો જાણું છું, મને પોતાને પરિચ્છિન્ન શરીર માની બેસું છું, અને માગ શુદ્ધ આત્મસ્વરૂપને ભૂલીને શરીરમાં મમત્વ ધારણ કરીને ભેદદૃષ્ટિથી જોવાનું શરૂ કરું છું, ત્યારે જરૂર મને ત્રિવિધ તાપ ઘેરી લે છે, મારી દૃષ્ટિ જેટલી અધોગત થાય તેટલું દુખ આવી પડે છે, ક્ષુદ્ર દૃષ્ટિ અને તુચ્છ ભાવનાનું ફળ ખેદ અને દુખમાં મળ્યા વિના રહેતુ નથી."

કેવી ચોકખી સમજણ આપે છે! આત્મજ્ઞાન મેળવવું છે, સમતા લાવવી છે, શાંતિ શોધવી છે, અને મનમાં શંકા, તર્ક, અને દોષદૃષ્ટિના મેળા-ગધાતા ચી થરા લઈને જવું છે સત્સંગ કરવા! નાકમાં દુર્ગંધ ભરીને પુષ્પની સુગંધ મ્હાણવી છે! મ્હોમાં એળીઓ ભરીને સાકરનો સ્વાદ ચાખવો છે! કેવી અસંભવિત–હસવા જેવી દશા છે!

* *

ધાર્મિક જીવન ગાળો, નીતિને માર્ગદર્શક દીવાદાંડી બનાવો અર્થ અને કામમાં નિ સ્વાર્થતા લાવો, અને પછી જુઓ કે મોક્ષના તમે સહજ સ્વભાવે અધિકારી બનો છો કે નહિ! ધનવૈભવ, કુટુંબકબીલા, માલમિલકતનો મોહ છૂટતો ન હોય, અને એ બધું સાચવી સંભાળી, "ભગવદ્અર્પણ બુદ્ધિથી વ્યવહાર કરીએ છીએ, બધું ભગવાનનું છે એ

ભાવથી રહીએ છીએ; આવાં આવાં ભક્તિનાં ઓઠાં શોધનારા બિચારા પામર દયાપાત્ર છે !

સાચું ધાર્મિક જીવન શરૂ થાય છે બધી જાતની ઉદારતામાંથી; તન, મન, ધનમાં ઉદારતા આવે ત્યારે લોભ મોહ છૂટી, શરીરથી સૌની નિઃસ્વાર્થભાવે સેવા થાય એટલે કાયિક શુદ્ધિ મળે; મનથી બધાં પ્રતિ સમાનભાવ આવે; જગત ગમે તેવું હોય, ગમે તે દોષવાળું હોય તોપણ સૌ પ્રતિ પ્રેમભાવ રહે ત્યારે માનસિક શુદ્ધિ થાય; અને પૂર્વ-કર્મના પુણ્યપ્રતાપે ધન મળ્યું હોય, તે મારાપારકાંનો ભેદ ભૂલીને સૌના ઉપયોગ માટે વપરાય ત્યારે ધનશુદ્ધિ થાય.

* * *

આ તો સાંસારિક જીવનની દિશા કહી; પણ જિજ્ઞાસુ, ભક્ત, કે સાધકની જીવનકક્ષા આથી પણ ઉપર જાય છે; એને સાંસારિક દષ્ટિથી નહીં, પણ ઈશ્વરપ્રીત્યર્થે જીવવાનું હોય છે; ઇશ્વરની જ જ્યાં વાતો થતી હોય, તત્ત્વજ્ઞાનના પ્રશ્નોની સુંદર સમજણ ચાલતી હોય, એવા નિર્દોષ વાતાવરણમાં એણે વિહરવું જોઇએ: ભક્તો, જિજ્ઞાસુઓ, મુમુક્ષુઓ, સંતો, જ્ઞાનીઓ અને અનુભવીઓની સાથે એણે નિર્ભય રીતે ભળાઇને સૌની સેવા કરવી જોઇએ. જ્યાં સુધી એ સેવા દ્વારા લોભમોહ નિર્મૂળ ન થાય, ત્યાંસુધી ભાવ કે ભાષામાં ઉદારતા આવતાં નથી, ઉદારતા વિના સંતભક્તિ ઉપજતી નથી; ભક્તિ વિના સંતકૃપા મળતી નથી, અને કૃપાવિના આત્માનંદની આશા સ્ફૂર્તિ નથી.

\+ \+ \+

એક બીજી સાવધાનતા રાખવાની જરૂર છે: ઘણે ઠેકાણે લોકો એમ કહેતા જોવામાં આવે છે કે, અમારે બધા દેવ સરખા એટલે બધાયનાં પૂજન દર્શન કરીએ; બધા સંત સારા એટલે બધાયને સરખા માનીને જે ઠીક લાગે તે ગ્રહણ કરીએ.

આમાં ભ્રાંતિ એ છે કે શાસ્ત્ર, સંત અને દેવના કરતાં પોતાની

બુદ્ધિમાં સાધક વિશેષ વિશ્વાસ રાખે છે. પોતાની વિચાર અને વિવેક-બુદ્ધિને એવી ભૂલ વગરની માને છે કે એને જ ગુરુ બનાવી, એ વડે શાસ્ત્ર અને સંતની પરીક્ષા કરી, એને સારગ્રહણ કરવા જેવી શક્તિશાળી માને છે ! કેટલી વિચિત્ર ભ્રાંતિ અને કેટલો પ્રખર અહંકાર !

વસ્તુતઃ એવું હોવું જોઈએ, કે પ્રથમ સાધનસંપત્તિ કેળવીને સંતોનો સત્સંગ કરવો; પછી એ સંતોમાંથી આપણી પ્રકૃતિ સાથે વિશેષ મેળ ખાય તેમ હોય, તેમની સાથે સહવાસ વધારવો; ઈષ્ટ લાગે ત્યાં ગુરુબુદ્ધિ કરવી; અને સાધનમાં લાગી જવું. એક દેવની કે એક સંતની બતાવેલી સાધના પ્રમાણે સાધન કરવાથી જ ઈષ્ટસિદ્ધિ થાય છે, ઠેકાણે ઠેકાણે ભટકવું અનેક શાસ્ત્રો વાંચવાં, બધા સંતોને તપાસી જોવા, એ સમદષ્ટિ કે વિવેકબુદ્ધિ નહીં, પણ વ્યભિચારી વૃત્તિ છે, આપણા લોભમોહ, મિથ્યાભિમાન, અને દોષદષ્ટિને સાચવી રાખવાનો એ દંભ છે.

*    *    *

સાચા સાધક ! તું ચેતી જા ! સાવધાનતા રાખ ! તારું હૃદય શુદ્ધ કર ! એમા વિવેકની આંખ ઊઘાડ ! વૈરાગ્યનો દીપક બાળ; શમદમનાં શસ્ત્રાસ્ત્ર ધારણ કર; ઉપરતિનાં આભૂષણ ધરીને શ્રદ્ધા કેળવતો જા; આપોઆપ સમાધાન ન થાય તો પછી કહેજે કે શાસ્ત્રો અને સંત ખોટા છેઃ પણ સાધનસંપત્તિ કેળવ્યા વિના જો ભટકયા કરીશ તો લાખો જન્મે પણ પાર આવે એમ નથી ભણવાની શરૂઆત કરનાર વિદ્યાર્થી હાથમા પુસ્તકપાટી લઈને નિશાળો અને શિક્ષકોની જાતે પરીક્ષા કરીને, ભણવા ઇચ્છે તો એ બહાર જ ભટકયા કરે છે અને છેવટે અભણ તથા મૂર્ખ જ રહે છે. તેવી જ દશા તારી ન થાય તે સંભાળજેઃ તેના કરતાં તો કોઈ સંતનું વચન માન; ભટકવાની ટેવ છોડી દે ! કથાપ્રેમી કરતાં વસ્તુપ્રેમી થા; દર્શનભૂખ્યાં કરતાં વિવેકભૂખ્યો બનઃ વ્યભિચારી ભાવ કરતાં એકનિષ્ઠ ભક્તિ કરી જો; અને પછી જોઇ લે

કે ભલે તારે નિશાળો બદલવી પડી હોય, કોઈ નિશાળ અધુરી કે ખોડખાંપણવાળી મળી હોય, પણ નિશાળો બદલતાં બદલતાં જેમ વિદ્યાર્થી આખરે વિદ્યાવન્ત થાય છે, તેમ સત્યનો જિજ્ઞાસુ એક સંત પાસેથી અધુરૂં રહેલું જ્ઞાન બીજેથી મેળવી શકે છે; અને છેવટે સંતના સત્સંગમાં પોતે સંત બને છે.

× × ×

સંતોનાં પ્રારબ્ધ એક સરખાં હોતાં નથી; સ્વભાવમાં ભેદ હોય છે; નવાજૂના વ્યવહારમાં ભેદ હોય છે; ઉપદેશપ્રણાલીમાં વિવિધતા હોય છે; એટલે સાધક જો ભટકયા જ કરે, તો બધેથી વસ્તુ મેળવવાની ઇચ્છાવાળો હોવાથી કદી પૂરૂં કે સાચું મેળવી શકતો નથી. એક એક હાથ જમીન જુદે જુદે ઠેકાણે ખોદવાથી કુવો બનતો નથી; તેમ જુદે જુદે સ્થળે ભટકવાથી ભાવની સ્થિરતા થતી નથી, ભક્તિ વધતી નથી; શ્રદ્ધા જામતી નથી; એટલું જ નહિ, પણ મહાન નુકશાન એ થાય છે કે દોષદષ્ટિ ખૂબ જ વધી જાય છે, શાસ્ત્રોનાં રહસ્ય સમજાતાં નથી; અને કોઇપણ સંત એનાથી સંપૂર્ણ પ્રસન્ન થતા નથી, તેથી સાચી સમજણ એવા અભાગીઆને પ્રાપ્ત જ થતી નથી.

બચી જાઓ. સાધનસંપન્ન થાઓ. લોભમોહ કે દોષદષ્ટિ કહાડીને સંતોનો સત્સંગ કરો, એમાંથી કોઇ એકનામાં ગુરુબુદ્ધિ સ્થાપો, અને આજ્ઞા પ્રમાણે નિઃશંક ભાવે સાધના કરો. **व्यवसायात्मिका बुद्धिः समाधौ न विधीयते।** એમ કહીને ભગવાને ગીતાજીમાં હદ કરી છે કે અનેક સ્થળે ભટકનારી બુધ્ધિને કદી સમાધાન કે સમાધિ મળતાં જ નથી.

ભગવાને અર્જુનને પણ ગીતાજ્ઞાન એટલા માટે આપ્યું કે.–

**इष्टोऽसि मे दृढमिति ततोवक्ष्यामि ते हितम् ॥**

ભાવાર્થ –તું મને ખૂબ વહાલો છે તેથી તારૂં હિત કહું છું.

આવો પ્રેમ સંતે મારે–ગુરુદેવ મારે કેળવ્યો હોય, તો જ હિતનાં

વાક્યો એમના અંતરના કબાટમાંથી સ્હેજે નીકળી પડે. સંતો તો નિઃસ્વાર્થી છે, એમને મારાપરાયા નથી—સમદર્શી છે: એટલે જેવી જેની શ્રધ્ધા, જેટલી જેની ભક્તિ તેટલી તેની કૃપા; અને જેટલી એ કૃપા તેટલું સાધકનું આત્મકલ્યાણ તેમ તપહીન અભક્ત અને સેવાહીનને તત્ત્વ ન મળે—સહજ સ્વભાવે ન મળે એવું અમરવાક્ય પણ ભગવાન જ કહી ગયા છે. અધ્યાય ૧૮ ના શ્લોક ૬૭ માં કહે છે કેઃ—" તારા આત્મકલ્યાણ માટે કહેલું આત્મજ્ઞાન તપહીન, અભક્ત, અને સેવાશુશ્રુષાથી રહિત હોય, અને મારી અસૂયા કરતો હોય, તેને આપવા જેવુ નથી."

* * *

ભગવાનના આપ્તવાક્યમા શ્રધ્ધા રાખીને સાધન સપત્તિના અજવાળા અ તરમા ઊતારો, સ તસેવા કરો, સત્શાસ્ત્રો ભણો, ગુરુભક્તિ કેળવો આ એક જ રાજમાર્ગ છે, એ વિના બીજાં બધા સાધન આળપંપાળ છે. સત્યના જિજ્ઞાસુને તો બધું સરલ છે, બાકી જેને ભક્ત કે જિજ્ઞાસુ કહેવડાવવુ જ છે, એમના ઉપર પરમાત્મા દયા કરે! એમની બુધ્ધિમાં વિવેક ભરે! એમના હૃદયમા નિશ્ચલતા લાવે, એમની વ્યભિચારી વૃત્તિને દૂર કરે, અને કંઈક એકનિષ્ઠ સાધન સપત્તિ એમને સૂઝે કે જેથી એ પણ સન્માર્ગે વળે!

* * *

પરમાત્મા આપણને સૌને સાધનસંપન્ન થવાના સાચા અધિકારી બનાવે!

  

 



# ભકિતરહસ્ય

લેખકઃ-સ્વા. શ્રી. અદ્વૈતાનંદજી



મનુષ્યના ચિત્તની અંદર મુખ્ય ત્રણ શકિતઓ રહેલી છે. ઇચ્છા, ક્રિયા, જ્ઞાન. આમાંથી કોઈ પણ એક શકિતની પ્રધાનતા ઉપરથી પ્રત્યેક વ્યકિતનો યોગમાર્ગ નિશ્ચય થાય છે. સાધનપદ્ધતિ સ્વાધિકારાનુસાર હોય તો જ તે દ્વારા જીવનમાં આધ્યાત્મિક પ્રગતિ ઝડપથી થઇ શકે છે. જ્ઞાનયોગ, ભકિતયોગ, કર્મયોગ વગેરે સાધન પ્રણાલિકાઓ આ નૈસર્ગિક પ્રકૃતિભેદના સિદ્ધાન્ત ઉપર જ રચાયેલી છે. જીવાત્મા પરમાત્માને પ્રાપ્ત કરવા મથે છે તે માત્ર જ્ઞાનપિપાસાની તૃપ્તિ અર્થે નહિ, તેમ ઇશ્વરનું અકલ્પ્ય સામર્થ્ય સંપાદન કરવા માટે પણ નહિ; પરંતુ જીવાત્માનો ને પરમાત્માનો જે નિત્ય અને અધ્યાત્મ સંબંધ છે તેને લીધે જીવ પરમાત્મા તરફ આકર્ષાય છે ને તેમાં પુનઃ લીન થવા માગે છે. પરમાત્મા પ્રેમરૂપ છે, આનંદરૂપ છે તેથી સર્વ પ્રાણીઓ તેને ઝંખે છે ને સંસારભરમાં જે ગતિ, અશાંતિ આપણને દષ્ટિગોચર થાય છે તે એક રીતે જોતાં જીવનના અંતિમ ધ્યેયની પ્રાપ્તિ સારૂ અનિવાર્ય પ્રયત્ન જ છે. આપણે હંમેશ સીધી ને સીધી રેખામાં ચાલ્યા જઇએ છીએ, એવા શાશ્વત્ પ્રગતિવાદમાં વિચારશીલ મનુષ્યને શ્રદ્ધા હોઇ શકે નહીં. કોઈ પણ ગતિ નિરંતર સીધી લીટીમાં જ થયા કરે નહીં. સીધી લીટી લંબાવવાથી વર્તુલ બને છે અને એ માટે પ્રેરેલું બળ વર્તુલ પૂરું કરીને પોતાના મૂળ સ્થાન ઉપર જ, મૂળ બિંદુ પર જ પાછું આવે છે. એક પ્રચંડ નદી મહાસાગર પ્રતિ વહી રહી છે તે સંસાર; તેમાં અનેક

જીવાત્માઓ ઘાસના તણખલાંઓની માફક આમતેમ ઘસડાતા જાય છે. ઘડીમાં આગળ આવે ને ઘડીમાં પાછળ જાય પણ આખરે તે સમુદ્રમાં મળ્યા સિવાય છૂટકો થતો નથી. બુદ્ધિમાન મનુષ્ય કુદરતના નિયમોનું નિરીક્ષણ કરી, પ્રકૃતિપ્રવાહની દિશાનો નિશ્ચય કરી, તે તરફ જ્ઞાનસંહિત ઝડપથી પહોંચવાનો પ્રયત્ન કરે છે. અન્ય મનુષ્યો તથા બીજાં પ્રાણીઓ તથા સમસ્ત જગત્ અજાણતાં તે તરફ માય ના પ્રાબલ્યથી ઘસડાય છે. જાણપૂર્વક અસ્ખલિત ગતિને યોગ નામ આપવામાં આવે છે.

આ પૂર્ણાનંદમય તત્ત્વ ચૈતન્યવાળું અને સત્તામય પણ છે. જ્ઞાનમાર્ગમા તેના ચૈતન્યસ્વરૂપ ઉપર ભાર મુકવામાં આવે છે. કર્મમાર્ગમાં તેની શક્તિ ઉપર ભાર મુકવામાં આવે છે, અને ભક્તિમાર્ગમાં તેના પ્રેમ-આનંદ સ્વરૂપ ઉપર ભાર મુકવામા આવે છે. નિત્ય તત્ત્વ પ્રેમરૂપ હોવાથી સર્વ પ્રાણી પદાર્થોને પોતાના તરફ ખેંચે છે; ને પોતામય કરવા મથે છે. આ નિર્લેપ, વ્યાપક, પ્રેમનાં આંદોલનો જેઓ ઝીલી શકે છે ને જેઓ પોતાના મનને તે તરફ વાળી શકે છે, તેઓ પરમાત્માના સ્વરૂપને જલ્દી પ્રાપ્ત કરી શકે છે.

આનંદમય પરમતત્ત્વનાં બે મુખ્ય રૂપ છે; નિરાકાર અને સાકાર. અમર્યાદિત ચૈતન્યવાળું સ્વરૂપ તે નિરાકાર ને દ્રવ્ય, ગુણ, કર્મની સત્તાથી પરિમિત થયેલું તે સાકાર. ભજનીય પરમતત્ત્વ સ્વેચ્છાથી ભકતોના અનુગ્રહાર્થે અને અધર્મીઓના નિગ્રહાર્થે પાર્થિવ ભૂમિકામા ઉતરે છે ત્યારે તેને અવતાર કહેવામાં આવે છે. અવતારો ચાર પ્રકારના માનવામા આવે છે. કલ્પાવતાર, મનવંતરાવતાર. યુગાવતાર, સ્વલ્પાવતાર. કલ્પાવતાર અસામાન્ય પરિવર્તન કરવા માટે આવે છે મન્વંતરાવતારો તે તે મન્વંતરમા દેખાતા દોષોનુ નિવારણ કરવા આવે છે, યુગાવતારો યુગધર્મના પ્રવર્તક તરીકે આવે છે ને અલ્પાવતારો અમુક ખાસ ગુણોનો આવિષ્કાર કરે છે.

આ પરમતત્ત્વના મૂળ સ્વરૂપ ( નિરાકાર ) સાથે, અથવા સાકાર

સ્વરૂપ સાથે અથવા અવતાર સ્વરૂપ સાથે પ્રેમપૂર્વક મનની સ્થિતિ બાંધવી તેને " ભક્તિ " કહેવામાં આવે છે. શ્રી. મહર્ષિ નારદ ઇશ્વર પ્રત્યેના " પરમ અનુરાગ "ને ભક્તિ કહે છે. એ ભક્તિરસ જ પરમામૃત છે. એની પ્રાપ્તિ થતાં જીવને કોઈ પણ અન્ય પ્રકારના સુખની ઇચ્છા રહેતી નથી. તે સર્વથા સંતુષ્ટ રહે છે ને કોઇ પણ પ્રકારની હાનિથી શોક પામતો નથી. કોઈની ઇર્ષા પણ કરતો નથી. ઇષ્ટસાક્ષાત્કારથી મનુષ્ય પ્રેમોન્મત્ત બની જાય છે. સ્તબ્ધ પણ બની જાય છે અને **આત્મારામ** પણ બને છે. સઘળા વિચાર, વચન, કાર્યનું જ્યારે પ્રભુને સમર્પણ થઈ જાય અને ક્ષણિક વિસ્મૃતિથી પણ અત્યંત વ્યાકુળતા થાય, ત્યારે ભક્તિનો યથાર્થ ઉદય થયો છે એમ કહી શકાય.

શ્રી. રામકૃષ્ણ પરમહંસના અભિપ્રાય પ્રમાણે આ આખો સંસાર ગાંડાની મોટી ઇસ્પિતાલ જેવો છે. સઘળાં પ્રાણીઓ ગાંડાતુર જેવાં જ છે. કેટલાક ધન પાછળ, કેટલાક સૌંદર્ય પાછળ, કેટલાક સત્તા પાછળ, ઘણાજ થોડા-હજારોમાં એક ઇશ્વરની પાછળ ગાંડા હોય છે. તેમના જીવનમાં એક જ અભિલાષા હોય છે, તે એ કે ઇશ્વરનું દર્શન ક્યારે થાય. પ્રભુનું સ્વરૂપ પારસમણિ જેવું છે, તેના સ્પર્શ માત્રથી માણસ કંચનરૂપ બની જાય છે.

શાંડિલ્ય ઋષિના મત પ્રમાણે પ્રભુ ઉપર " અત્યંત પ્રેમ " તે જ ભક્તિ. ભક્તશિરોમણિ પ્રહ્લાદ " અજ્ઞાનીજનો જે પ્રકારનો અસાધારણ પ્રેમ ઇન્દ્રિયોના નશ્વર વિષયો તરફ રાખે છે તે પ્રકારના ભગવાન પ્રત્યેના ઊંડા અને વ્યાપક પ્રેમ "ને ભક્તિ કહે છે.

ભક્તિ બે પ્રકારની હોય છે; **વિહિતા** અને **અવિહિતા.** સાધ્ય અને સાધનના જ્ઞાનવાળી અને શ્રદ્ધાવાળી અહૈતુકી ભક્તિ તે વિહિતા અને નિષિદ્ધ ભાવોવડે ઇશ્વરમાં ચિત્ત એકાગ્ર થવાથી ભગવાનમાં સ્થિતિ બંધાય તે અવિહિતા. અવિહિતા ભક્તિના મુખ્ય ચાર પ્રકાર છે. કામજા, દ્વેષજા, ભયજા અને સ્નેહજા. સામાન્ય રીતે અવિહિતા

ભક્તિ ત્યાજ્ય છે, સેવા કોટિની નથી. વિહિતા ભક્તિ શુદ્ધ અને પ્રેમરૂપ હોવાથી તે ઉત્તમ છે. ભગવાનનાં નામ, રૂપ, ગુણ, કર્મ, જન્મ વગેરે સંબંધનું સતત ચિંતન રહેવાથી ચિત્ત શુદ્ધ અને સાત્વિક થાય છે અને છેવટે ભક્ત સર્વ દોષોથી મુક્ત થઈ સામીપ્ય, સારૂપ્ય, સાલોક્ય, અને સાયુજ્ય મુક્તિ મેળવે છે.

ભક્તિમાર્ગમાં એક સુગમતા છે. તે માર્ગ દિવ્ય લક્ષ્યને પ્રાપ્ત કરવાનો અતિ સરળ અને સ્વાભાવિક માર્ગ છે. સાધારણ રીતે મનુષ્યમાં બુદ્ધિપ્રાધાન્ય કરતાં લાગણીની પ્રધાનતા વધારે હોય છે. જ્ઞાનમાર્ગ અને ભક્તિમાર્ગના છેવટના ધ્યેયમાં ભિન્નતા છે એવી કેટલાકની માન્યતા છે જ્ઞાની ભક્તો ભેદ જોતા નથી. તેમને મન બન્નેનું લક્ષ્ય એક જ છે. જ્ઞાની ભક્તોની માન્યતા પ્રમાણે અંતિમ અવસ્થામાં ઉપાસક–ઉપાસ્યનો ભાવ નષ્ટ થઈ જાય છે અને અભેદજ્ઞાન ઉદ્દભવે છે. દ્વૈત સંપ્રદાયોના અનુયાયીઓ ( આમાં વિશિષ્ટાદ્વૈત, શુદ્ધાદ્વૈત, દ્વૈત સર્વેનો સમાવેશ થઈ જાય છે. )ના મત પ્રમાણે ભક્તિ સાધન છે અને સાધ્ય પણ છે. તેઓ કૈવલ્ય મુક્તિમાં માનતા નથી. અંશાંશિભાવ અંતિમ અવસ્થામાં પણ કાયમ રાખી ભક્તિરસનું આસ્વાદન કરવામાં તેઓ માને છે અને તેને જ ઉત્કૃષ્ટ કોટિનો અનુભવ તેઓ ગણે છે. આ ઉભય મતોમાં કાંઈ ઝાઝો ફેર નથી. બન્નેયમાં ચિત્તની પર જઈ, સુખદુઃખનાં દ્વંદ્વોનો ત્યાગ કરી, નિત્ય અને અવિચ્છિન્ન આનંદની પ્રાપ્તિ કરવાનો જ આદર્શ છે. નવરસના આલંબન રૂપે ભગવાનને લઈને જે પોતાના મનને તેમાં સ્થાપે તે ભક્ત અને ભક્તના ચિત્તમાં જે આનંદનો ચમત્કાર અભિવ્યક્ત થાય તે ભક્તિરસ.

બ્રહ્માત્મૈકયજ્ઞાન એ જ ખરું સાધ્ય છે અને તેના જેવું પવિત્ર જ્ઞાન જગતમાં બીજું કોઈ નથી એ તો નિઃશંક અને યુક્તિયુક્ત છે. જેમ સારી રીતે પ્રદીપ્ત કરેલો અગ્નિ ગમે તેવા કાષ્ટને બાળી ભસ્મ કરી નાખે છે, તેમ આ બ્રહ્મૈકયજ્ઞાન ગમે તે માર્ગ દ્વારા પ્રાપ્ત કર્યું

હોય, તો પણ કર્મમાત્રનો ક્ષય કરી નાંખે છે. કર્તૃત્વભાવનાના ત્યાગથી ક્રિયમાણથી સંચિત વધવાનો સંભવ ન રહ્યો, તેમ પિંડબ્રહ્માંડૈક્યનું જ્ઞાન થયું એટલે લિંગદેહ પણ શુદ્ધ અને સત્વમય થવાથી સંચિત નષ્ટ થાય છે. પ્રારબ્ધ પણ દેહ હોવાથી બીજાની દૃષ્ટિએ છે, પણ જ્ઞાનીને દેહાધ્યાસ ન હોવાથી તેને મન પ્રારબ્ધ નથી. અહંતા ત્યજી એટલે મોક્ષ આપોઆપ જ થયો. તેને માટે દેહધ્વંસની આવશ્યકતા નથી. આ અદ્વૈતવાદ બુદ્ધિથી ગ્રહણ કરવો તે જ પ્રથમ તો કઠણ છે અને તેનો સાક્ષાત્કાર કરવા માટે નિરાકાર તત્વમાં ચિત્તને સ્થિર કરવું તે તેથી પણ વધારે દુષ્કર છે. પરિવર્તનશીલ નામરૂપાત્મક માયાથી આચ્છાદિત થએલા અમૃતરૂપ નિરાકાર, નિર્વિકાર, સચ્ચિદાનંદ પરબ્રહ્મનું વર્ણન કરતાં મોટા જ્ઞાની પુરુષોને પણ "નેતિ નેતિ" કહીને જ અટકી જવું પડે છે. અનિર્વાચ્ય, અચિંત્ય બ્રહ્મને ઓળખવા માટે સામાન્ય બુદ્ધિના મનુષ્યોએ શું કરવું ? જેમનામાં તીવ્ર બુદ્ધિનો અભાવ હોય તથા જેમનું મન અમૂર્ત વસ્તુનું ધ્યાન કરવા અસમર્થ હોય, તેમણે શું આ સંસારમાં કાયમ પામર પ્રાણીની માફક જ જીવન વ્યતીત કરવું ? તેમને માટે મુક્તિનો કોઈ માર્ગ નથી ? આ પ્રશ્ન સહજ જ ઉપસ્થિત થાય છે. આપણે સ્વાનુભવથી જાણીએ છીએ કે જગતમાં સર્વ વ્યવહાર શ્રદ્ધા, પ્રેમ વગેરે મનુષ્યસ્વભાવમાં સિધ્ધ થયેલી મનોવૃત્તિઓ દ્વારા જ ચાલે છે. પરોક્ષજ્ઞાનને અપરોક્ષ કરવા સારૂ પણ તર્કાત્મક નિશ્ચયમાં શ્રધ્ધાની આવશ્યકતા છે. સૃષ્ટિની પીઠમાં રહેનારૂં મૂળતત્ત્વ અનાદિ–અનંત–જ્ઞાન સ્વરૂપ છે, આનંદ સ્વરૂપ છે. એ બુધ્ધિથી જાણ્યા પછી તેના અનુભવ માટે શ્રધ્ધા જોઇએ એ તો નિર્વિવાદ છે.

સામાન્ય રીતે નિરાકાર વસ્તુમાં અને સાકારમાં પણ જે વસ્તુ અવ્યક્ત એટલે કોઇપણ પ્રકારના ખાસ આકારવાળી અને ઇન્દ્રિયોને પ્રત્યક્ષ થાય તેવી ન હોય, તો તેના ઉપર પ્રેમ બાંધવો ને તેના ચિંતનથી

તેમાં વૃત્તિને તદાકાર કરવી તે મનુષ્યને અત્યંત કઠણ લાગે છે. એટલે ભૂમિતિશાસ્ત્રમાં જેમ અનાદિ-અનંત રેખાની કલ્પના મનમાં કરીને તેનો એક ભાગ પાટીઆ ઉપર વ્યક્ત કરીને બનાવવો પડે છે, તેવી રીતે નિરાકાર, નિર્વિકાર બ્રહ્મમાં વૃત્તિ જોડવા માટે પ્રત્યક્ષ પ્રતીક રાખવાની ઘણાખરા મનુષ્યોને જરૂર પડે છે, એટલે ઉપાસના માટે નિર્ગુણમાંથી સગુણમાં અને તેમાં પણ અવ્યક્ત અને અમૂર્ત સગુણ કરતા વ્યક્ત અને મૂર્ત સગુણનો આશ્રય લીધા સિવાય જનસમૂહને બીજો માર્ગ છે જ નહીં. તેથી જ અનાદિકાળથી ઇન્દ્રિયગ્રાહ્ય પ્રતીકની ઉપાસનાનો માર્ગ ચાલ્યો આવે છે. વેદકાળમાં પણ અગ્નિ, સૂર્ય બન્નેની મુખ્યત્વે કરીને ઉપાસના થતી. શ્રી ગીતાજીમાં અર્જુન શ્રી ભગવાનને પ્રશ્ન કરે છે કે, "તમને સાકાર, સગુણ માનીને સર્વથા મન, વાણી, કર્મથી, નિરંતર તમારા રૂપ થઇ જઇ ઉપાસે છે તે અને અક્ષર, અસ્થૂલ, અનણુ, ઉપાધિ માત્રથી રહિત, નિરાકાર અને નિર્ગુણતત્વની ઉપાસના જ્ઞાનદ્વારા કરે છે તે બન્નેમાંથી શ્રેષ્ઠ યોગવિત્ કોને કહેવો ?" આનો ઉત્તર આપતા શ્રી કૃષ્ણચંદ્રજી જણાવે છે કે "અવ્યક્તાસક્ત ચિત્તવાળાનું સાધન અધિકતર કલેશમય છે, કારણ કે દેહવત્‌થી અવ્યક્ત ગતિ દુઃખથી પમાય છે; પણ જેઓ સર્વ કર્મ મારામાં સમર્પી, મત્પર થઈ અનન્યયોગથી મારું ધ્યાન કરતાં મને ઉપાસે છે, જેઓએ પોતાનું ચિત્ત મારામાં જ પરોવ્યું છે, એવાનો હું મૃત્યુમય સંસારસાગરમાંથી સમુદ્ધર્તા થોડા જ સમયમાં થાઉં છું." આ પ્રત્યક્ષમાર્ગ તે ભક્તિમાર્ગ. બ્રહ્મનું સ્વરૂપ નક્કી કરીને કોઈ પણ પ્રતીક લઈ, તેમાં બ્રહ્મભાવ આરોપી, તેની ઉપાસના દ્વારા સાક્ષાત્કારના પ્રયત્ન થાય તે ભક્તિ કહી શકાય. અધ્યાત્મવિચાર દ્વારા, અવ્યક્ત ઉપાસના દ્વારા, દિવ્ય લક્ષ્યપ્રાપ્તિના માર્ગને જ્ઞાનમાર્ગ કહેવામાં આવે છે. જ્ઞાનમાર્ગનું પગથિયું બુદ્ધિ છે ને તેમાં શ્રદ્ધા પણ બુદ્ધિના નિશ્ચય ઉપર રહે છે. ભક્તિમાર્ગમાં શ્રદ્ધા ને પ્રેમની

પ્રધાનતા છે. તેમાં સામાન્યતઃ આપ્તવાક્યમાં, શાસ્ત્રવચનમાં ગુરુના બોધવચનોમાં અથવા ઇષ્ટદેવતામાં પ્રથમથી જ પ્રેમપૂર્વક શ્રદ્ધા રાખીને જ સાધન શરૂ કરવામાં આવે છે. ગમે તે રસ્તે જઈએ તોપણ આખરે એક જ પરમેશ્વરનું જ્ઞાન મળે છે. અનુભવાત્મક જ્ઞાન સિવાય મુક્તિ નથી. મન, બુદ્ધિ, અહંકારની પર ગયા વગર સંસારનાં દુઃખોમાંથી નિવૃત્તિ થતી નથી. આ સિદ્ધાન્ત બન્નેમાં કાયમ રહે છે, તેથી જ્ઞાનમાર્ગ શ્રેષ્ઠ કે ભક્તિમાર્ગ શ્રેષ્ઠ એવા નિરર્થક ઝગડાથી કાંઈ ફાયદો નથી. મનને શાંત કરવા અને શુદ્ધ કરવા માટે પરમેશ્વરની અનેક સગુણ વિભૂતિઓ પૈકી કોઈ એક વિભૂતિનું ધ્યાન કરવું, અથવા માનવરૂપ ધારી સગુણ પરમેશ્વરની અનન્ય અને એકાન્તિક ભક્તિ એ જ પરમેશ્વરની પ્રાપ્તિનું સરળ, અને સર્વમાન્ય સાધન છે એ વિષે તો મતભેદ હોઈ શકે જ નહીં.

ઉપાસનાનો સામાન્ય અર્થ એ છે કે ચિત્તવડે ઇષ્ટદેવની પાસે જઇ તેમાં સ્થિતિ બાંધવી. ઉપાસનાના બે મુખ્ય પ્રકાર છે; અહંગ્રહ અને પ્રતીક. પરમાત્મા હું જ છું એ પ્રકારના આવેશ વાળી ઉપાસનાને અહંગ્રહ ઉપાસના કહેવામાં આવે છે. પ્રતીકોપાસનામાં કોઈપણ બાહ્ય આલંબનને પકડી તેમાં બ્રહ્મભાવના કરી ચિત્તને એકાગ્ર કરવાનું હોય છે. પ્રતીકોપાસનાનાના ચાર પ્રકાર આપણા શાસ્ત્રમાં જણાવવામાં આવ્યા છે કેઃ-સારોપા, સંપદ્રૂપા, ક્રિયામયી, અને સાધ્યાસા. પુનઃ ઉપાસનાના કાયિક, માનસિક અને વાચિક એવા ત્રણ ભેદો પણ કરવામાં આવે છે; અને ત્રણેય પ્રકારની ઉપાસનાનો પરસ્પર સંબંધ હોય છે.

પ્રતીક એક પ્રકારનું સાધન જ છે એ આપણે ધ્યાનમાં રાખવું જોઈએ. નામરૂપાત્મક કોઈપણ વસ્તુ લઇએ તે તો માયા જ છે અને છેવટે પરમેશ્વરની પ્રાપ્તિ માટે તો દૃષ્ટિને તેનાથી પર લઈ જવી જ જોઇએ ગીતાજીમાં શ્રી કૃષ્ણભગવાને સ્પષ્ટ જણાવેલું છે કે, " બુદ્ધિ

વિનાના લોકો મારો અવ્યય અને અનુત્તમ પરમભાવ ન જાણી મને અવ્યક્તને વ્યક્ત થયેલો માને છે. હું મારી પ્રકૃતિને અવલંબી તેના વશથી અવશ રહી, વારંવાર અખિલ ભૂતસમૂહને સર્જું છું. હું અધ્યક્ષ રહીને પ્રકૃતિને સચરાચર કરાવું છું, હું ક્રતુ છું, યજ્ઞ છું, સ્વધા છું, ઔષધ છું, મંત્ર છું, ઘૃત છું, અગ્નિ છું, હુત છું. હું જગતનો પિતા, માતા, ધાતા, પિતામહ છું, ગતિ છું, ભર્તા છું, પ્રભુ, સાક્ષી, નિવાસ, શરણ, મિત્ર, પ્રભવ, પ્રલય, સ્થાન, નિધાન, ને નિત્ય બીજ છું, અમૃત તેમ મૃત્યુ, સત્ તેમ અસત્ હું જ છું."

પ્રતીક ગમે તે લઈએ, મનને, આકાશને, અગ્નિને, સૂર્યને, ચંદ્રને, જળને, વાયુને, પૃથ્વીને, અથવા શાલિગ્રામ, શિવલિંગ અથવા શ્રી રામચંદ્રજી, શ્રીકૃષ્ણચંદ્રજી, વગેરે અવતારોની અથવા અન્ય સાધુ પુરુષોની વ્યક્ત મૂર્તિઓ લઈએ, આ સર્વ ચિત્તને પરમેશ્વર તરફ વાળવાનાં સાધનો છે. તે પ્રતીકોપાસનામાં મનુષ્યનો ઉદ્ધાર કરવાની જે શક્તિ છે તે પ્રતીકમાં નથી. પ્રતીક ગમે તેનું હોય, ધાતુનું, પથ્થરનું કે સોનાનું. પ્રતીક તે પ્રતીક જ છે. પ્રતીકમાં જેવી ભાવનાનું આરોપણ થાય તેવું જ ફળ મળે છે. પ્રતીક ગમે તેટલું શુદ્ધ હોય પણ ભાવનાની, શ્રદ્ધાની અને એકાગ્રતાની ખામી હોય તો આધ્યાત્મિક ઉન્નતિ થઈ શકતી નથી. તેમ આખો દહાડો જીવન આસક્તિમય, સ્વાર્થમય, રાગદ્વેષમય હોય ને સવાર સાંજ દેવાલયોમાં જઈને દર્શન કરી આવવાથી અથવા થોડો સમય ઉપર ઉપરથી ભક્તિ કરવાથી પરમેશ્વરની પ્રાપ્તિ થતી નથી. વિષયી મનુષ્યો મંદિરમાં, તીર્થસ્થાનોમાં જઈ અન્ય જાતિ ઉપર કુદૃષ્ટિ નાંખે છે, ચોર લોકો તેવા સ્થાનોમાં ચોરી કરવાના ઉદ્દેશથી જાય છે અને પગરખાં, છત્રી વગેરે જે હાથમાં આવ્યું તે ઉપાડી અથવા તો ખીસાં કાતરી ચાલતા થાય છે. વેપારી લોકો વ્યાપાર વૃદ્ધિના હેતુથી જાય છે, તથા તમાસગીરો તમાશાઓ બતાવી લોકોનાં મનરંજન કરી દ્રવ્યપ્રાપ્તિના

ધ્યેયથી જાય છે. દેવાલયોમાં જવાથી અથવા મૂર્તિઓનાં દર્શન કરવાથી જ મુકિત મળતી હોય તો તો આ બધાને પણ મળવી જોઇએ. પણ તેમ થતું નથી. તેથી જ શ્રી ગીતાજીમાં પ્રતિપાદન કરેલું છે કે, "જીવ શ્રદ્ધામય છે, શ્રદ્ધારૂપ છે." શ્રદ્ધા પ્રમાણે જ તેની સ્થિતિ થાય છે. જેની જેવી શ્રદ્ધા તે તેવો થાય છે એવો અચલ નિયમ છે. 'સૃષ્ટિમાં જંતુમાત્ર મને જ ભજે છે, હું જ સર્વમય છું એટલે મારાથી બહાર કશું નથી. જે જંતુ મને જે રૂપે ઉપાસે છે તેને હું તે રૂપે જ ભજું છું એટલે આનંદ આપું છું. જુદા જુદા દેવોને ભજનારા સર્વ મને જ પરબ્રહ્મને જ ભજે છે. કર્મની સિદ્ધિ એટલે સકામ ભકિત કરનારા પામર જંતુઓ પણ તે તે ફળના અભિમાની દેવતાઓને ભજી કર્મફળ પામી સંતુષ્ટ થાય છે. કર્મસિદ્ધિ જલદી થઈ શકે તેમ છે. નિષ્કામ-ભાવથી ભકિત કરી મોક્ષ પ્રાપ્ત કરવો તે કઠિણ છે. આના કારણોથી લોકો જુદા જુદા દેવને ઉપાસે છે. પણ તેથી કરીને તેઓ મારા કરતા કોઇ અન્ય દેવને ઉપાસે છે એમ નથી. બધાએ દેવો મારાં સ્વરૂપ જ છે. મનુષ્ય પોતપોતાનાં સકામ, નિષ્કામ, કર્માનુસાર ફળને પામે છે. " સકામ ભકિતનું ફળ ક્ષણિક હોય છે. નિષ્કામ ભકિત મોક્ષદાયી છે.

શાલિગ્રામમાં વિષ્ણુનો ભાવ કરે તો વિષ્ણુલોકમાં જવાય અને પ્રતીકમાં યક્ષરાક્ષસાદિ ભૂતની ભાવના કરે તો તેવી ગતિ થાય. ફળનો આધાર ભાવ ઉપર છે. મૂર્તિમાં પ્રાણપ્રતિષ્ઠા કરવાની જે પ્રથા છે તેનું રહસ્ય પણ આ જ છે. જે ભાવનાથી જે મૂર્તિની પૂજા કરવાની હોય તે દેવતાની તેમાં પ્રતિષ્ઠા કરવામાં આવે છે.

પ્રતીક અને તેમાં કરેલો ભાવ એ બે વચ્ચેનો ભેદ ખાસ સ્મરણમાં રાખવા જેવો છે. મૂર્તિમાં પરમેશ્વરની ભાવના કર્યા વિના પૂજા-ઉપાસના કરવાથી ગતિ પણ તે જ પ્રકારની થાય છે. પ્રતીક ગમે તે હોય તે બદલ તકરાર કરવામાં કાંઈ પ્રયોજન નથી. ' સંત તુકારામ ' કહે છે કે દેવ ભાવના ભૂખ્યા છે. મહાભારતમાં એક સાત્વિક વૃત્તિના અને શ્રદ્ધાળુ

# પ્રયાગરાજનો કુંભમેળો

( ગતાંકથી ચાલુ )

લેખકઃ–સ્વા. શ્રી. માધવતીર્થજી



## પ્રકરણ ૨

### કુંભના મેળાની માયા

કચ્છ-માંડવીથી મારા ઉપર એક જિજ્ઞાસુ મિત્રનો પત્ર આવેલ હતો. તેમાં તેણે એમ લખ્યું હતું કે જે સાધુ મહાત્મામાં વિત્તૈષણા અને લોકૈષણા ન હોય એવા કોઇ મળે તો તેમનાં નામ અને ઠેકાણાં લખી મોકલવા કૃપા કરશો. મેં તેને જવાબ આપ્યો કે "એવા પૂર્ણ મહાત્મા બહુ વિરલ હોય છે, ને ઘણે ભાગે ઉપદેશનું કામ કરતા નથી." વળી એવાની પરીક્ષા કરવી એ પણ મુશ્કેલ કામ છે. સાધુઓનાં જીવન એમની આંતરિક દશા ઉપર નભી રહેલ હોય છે અને તે દશા સંપૂર્ણ રીતે બીજાથી જાણી શકાતી નથી, તેથી સાધુઓને માટે અભિપ્રાય આપવો અઘરો છે.

જિજ્ઞાસુઓએ તો જેટલા ગુણ જે સાધુમાં દેખાય ત્યાંથી તે ગ્રહણ કરી લેવા જોઇએ કોઈ મોટો દોષ કોઈ સાધુમાં હોય તો જરૂર તેનો સંગ ન કરવો જોઇએ, પણ તે સિવાય સામાન્ય રીતે જે સાધુનું જીવન પોતાના કરતાં આગળ વધેલું હોય, તેમનો સત્સંગ કરી તેના ગુણ ગ્રહણ કરી જિજ્ઞાસુએ પોતાનું જીવન સુધારી લેવું જોઇએ.

શ્રી રામકૃષ્ણ પરમહંસ કહે છે કે સાધુઓને માટે મોટામાં મોટું અને છેલ્લું વિઘ્ન ' લોકૈષણા ' છે. સૌને મોટા થવું ગમે છે; કારણ કે જીવ પોતાના સ્વરૂપે બ્રહ્મરૂપ છે, પણ એ તત્ત્વનો સાક્ષાત્કાર જ્યાં સુધી

ખનમર થતો નથી, ત્યા સુધી કેટલાક સાધુઓ મડળો કરીને, અખાડા કરીને અથવા બીજી કોઈ રીતે મોટા થવાની ઇચ્છા કરે છે અને લોકોને આકર્ષણ કરવા માટે અનેક ઉપાય કરે છે કુભના મેળામા કોઈએ ગ્રામોફોન પણ નાખ્યા હતા તે ગ્રામોફોનમાથી સવારમા ભજન નીકળતા હતા અને તે અવાજ 'લાઉડસ્પીકર'માથી નીકળતા હતા, તેથી ઘણે દૂર સુધી સભળાતા હતા વળી જ્યારે બાજુની છાવણીવાળાને શાન્તિથી ભજન કરવુ હોય અથવા સત્સગની વાતો કરવી હોય ત્યારે "લાઉડ-સ્પીકર"ના અવાજ વિઘ્નરૂપ થતા હતા મેળામા મુખ્યત્વે કરીને શાત ભક્તિનુ વાતાવરણ નહોતુ પણ ક્રિયાત્મક ભક્તિનુ અને દર્શન ભક્તિનુ વાતાવરણ વધારે પ્રમાણમા હતુ.

જિજ્ઞાસુઓ આવા પ્રસગે સત્સગ માટે આવે છે, ત્યારે કેટલેક અંશે પોતાના ઘરનો સસાર ભૂલીને આવે છે, તેથી જો તે સત્સગનો લાભ લેવાની ખાસ ઇચ્છા રાખીને ફરે તો તેના અધિકાર પ્રમાણે સત્સગ મળી રહે છે અને માયાનુ જોર નરમ પડે છે, પણ જો તેનુ મન મેળાની બીજી બાબતો જોવામા રોકાઇ રહે, તો તેની માયા ઓછી થતી નથી મેળામા કેટલીક જગાએ વાચનાલય હતા તેમા રહેલ ન્યુસપેપરોમા રોજના લડાઈના ખબર આવતા હતા, તે વાચવામા પણ કેટલાકના મન રોકાઈ ગયા હતા મન એવુ છે કે તેને જે ટેવ પાડીએ તે ટેવ પડી જાય છે એક વાર ન્યુસપેપર વાચવાનુ મન થયુ અને ટેવ પડી ગઇ તો તે વ્યસન જેવુ કામ કરે છે અને પછી તે વાચ્યા વગર રહેવાતુ નથી એવા મનને કેમ વશ કરવુ એ પ્રશ્ન ગીતામા અર્જુને ભગવાનને પૂછેલો છે અને ભગવાને તેનો જવાબ આપેલ છે કે "અભ્યાસ અને વૈરાગ્યથી મન વશ થઇ શકે છે" કેટલાક અભ્યાસીને એમ લાગે છે કે અભ્યાસનુ જોર બહુ હોય અને વૈરાગ્ય થોડો હોય તો હરકત નથી અને કેટલાક વૈરાગીને એમ લાગે છે કે વૈરાગ્યનુ જોર બહુ 'ય અને અભ્યાસ થોડો હોય તો હરકત નથી, તેથી કયા સાધકને

માટે કેવા પ્રકારનું સાધન અનુકૂળ છે કે પ્રતિકૂળ છે .એ વ્યક્તિગત પ્રશ્ન છે.

મુખ્ય મુદ્દાની વાત એ છે કે વેદાન્તનું પ્રતિપાદ્ય તત્ત્વ અદ્વૈત છે એટલે બે નથી. બે નથી છતાં બે હોય તેવો વ્યવહાર બહુ વધી પડે અને વસ્તુ એક છે એવું જ્ઞાન અને ભાન બરાબર ન રહે તો કાર્યસિદ્ધિ થતી નથી. એ એક એવી વસ્તુ છે કે જેમાં બે જણાતા નથી; તેથી એના ધર્મ એટલે જીવ, જગત અને તેના ધર્મ તેમાં રહી શકતા નથી.

અદ્વૈતનો બરાબર અનુભવ થયો હોય તેવા પુરૂષો કુંભના મેળામાં સત્સંગનો લાભ લેવા માટે આવતા નથી; પણ **સત્સંગનો લાભ આપવા માટે પ્રારબ્ધથી ખેંચાઈ આવે છે.** તે પોતે કાંઈ કરે છે એવું માનતા નથી. તેમને પોતાને લોકસંગ્રહ જેવું પણ રહેતું નથી. જ્યાં દ્વૈતબુદ્ધિનો અભાવ રહે છે ત્યાં લોકસેવા જેવું રહેતું નથી. તે કાંઈ ન કરે તો સ્વરૂપમાં હાનિ નથી અને કોઈ કામ કરવાથી સ્વરૂપને લાભ નથી. આત્મસ્વરૂપ નિજલાભપૂર્ણ છે, છતાં પ્રારબ્ધયોગે સહજ કરે છે.

અંતઃકરણમાં રહેલ અવચ્છિન્ન ચૈતન્યને જ્ઞાતા કહે છે. વૃત્તિમાં રહેલ અવચ્છિન્ન ચૈતન્યને જ્ઞાન કહે છે અને વિષયમાં રહેલ અવચ્છિન્ન ચૈતન્યને જ્ઞેય કહે છે. એ ત્રણે ચૈતન્ય જે દશામાં એક થઈ જાય છે તે દશામાં કેવળ અદ્વૈતનો સાક્ષાત્કાર છે. ભક્તોની ખરી ભક્તિની મસ્ત દશામાં પણ કેવળ અદ્વૈતનો સાક્ષાત્કાર રહે છે.

What the most perfect lovers experience in the most perfect moments of their love, gives a glimpse of that state which the great saints and Bhaktas experience and describe.

બધા જીવોનું જીવન જે પરમ આનંદથી ચાલે છે તે આનંદ સાધનજન્ય નથી પણ સહજ છે. સાધનનું પ્રયોજન ફક્ત આવરણભંગ કરવાનું છે. જગતમાં જે કાંઈ છે, જે કાંઈ બને છે, તેમાં તે આનંદ

ભરેલો છે. લડાઇ વખતે પોતાના દેશ માટે મરનાર માણસ દેશસેવાથી મળતા સુખ માટે મરેછે. અને મારનાર માણસ દેશસેવાથી મળતા સુખ માટે મારે છે. છતાં આત્મજ્ઞાન વગર પોતાના ખરા દેશની ખબર પડતી નથી. બ્રહ્મજ્ઞાનીની સામે બીજા કોઇ રહેતા નથી તેથી તેઓ પોતાનું સ્વરાજ્ય વિઘ્ન વગર ભોગવી શકે છે. ખરો રાજા પોતાના રાજ્યનું સુખ શાંતિથી ભોગવવા માટે પોતાની સામે કોઇને રહેવા દેતો નથી. ખરો બ્રહ્મનિષ્ઠ મહાત્મા પણ પોતાનું સુખ શાંતિથી ભોગવવા માટે પોતાની સામે બીજાને (એટલે દ્વૈતને) રહેવા દેતો નથી. આવા જ્ઞાની પુરુષોનો સત્સંગ કુંભના મેળામાં એક જગ્યાએ થતો હતો ત્યારે એક જિજ્ઞાસુએ કહ્યું કે, " હવે આપણને મેળામાં આવવાનું ફળ મળ્યું."

જેના હાથમા ચિંતામણિ છે તે કોઈ પાસે ભીખ માગવા જતો નથી, છતાં ભગવાન પોતાની લીલા માટે તેનો ઉપયોગ કરે છે અથવા તેવા જ્ઞાની પોતાની લીલા માટે એટલે પોતાની મોજ માટે આવા સ્થળે આવી ચડે છે અને બીજાને સત્સંગનો લાભ આપે છે. વાયુનું સ્ફુરણ એ વાયુનો મહિમા છે, તે તેનો સહજ સ્વભાવ છે, તેમ આત્મજ્ઞાનીનુ ફરવુ સહજ થાય છે. ફૂલ ઉઘડે છે ત્યારે બીજાને તેની સુગંધ સહજ મળે છે.

કુંભનો મેળો એ પણ એક પ્રકારની માયા છે. તેમાં જો સંભાળ રહે તો માયામાંથી છોડાવે એવી માયા છે અને સંભાળ ન રહે તો માયામાં ડુબાડે તેવી માયા છે. જ્યાં જુઓ ત્યાં ઘણે ભાગે મંડળીઓ, અખાડા, દળ, પંથ, મત, સમિતિ વગેરે જોવામાં આવે છે. તે ઉપરાંત અસંખ્ય જિજ્ઞાસુ, ગૃહસ્થ, દુકાનવાળા, પોલીસો, ઇસ્પીતાલો, સમાજ-સેવકો, પાણીવાળા, વાસણ વેચવાવાળા, દવાવાળા, પુસ્તક વેચવાવાળા વગેરે વગેરે જોવામાં આવે છે. છતાં ત્યાં ઘણા નથી, પણ માત્ર એક પરમાત્મા જ છે એવી ભાવના રહે, તો માયામાંથી છૂટી શકાય છે; પણ જ્યાં એક છે ત્યાં અનેક દેખાય અને તે બધા સાચા લાગે તો માયામાં

પડવાનું નિમિત્ત મળે છે અને માયાની વાતોથી ખોટા સંસ્કાર જોર કરે છે.

પહેલાના કાળમાં- મંડળીઓના આચાર્યો પરસ્પર મળી જ્ઞાન ચર્ચા કરતા હતા. હવે માત્ર સમષ્ટિ વખતે કોઇ જિજ્ઞાસુ પ્રશ્ન પૂછે ત્યારે આચાર્યો ઉત્તર આપે છે. તે સિવાય દરેક આચાર્ય પોતાને ગમે તેવી રીતે પોતાના મઠમાં ઉપદેશ આપે છે. તેમાં કેટલાક હવે " લાઉડ સ્પીકરો " નો ઉપયોગ કરે છે અને તેનાથી થતા ઘોંઘાટથી બાજુની છાવણીમાં થતાં વ્યાખ્યાન ત્યાંના જિજ્ઞાસુ સાંભળી શકતા નથી. સંચાની નવીનવી શોધથી અને તેના સંગથી માણુસો પણ સંચા જેવા થવા લાગ્યા છે. જ્યાં આચાર્યોને એક બીજાથી મોટા થવાની અને દેખાડવાની વૃત્તિ હોય ત્યાં અદ્વૈત ભાવના દૃઢ રહેવી બહુ મુશ્કેલ છે. હાથી ઉપર બેસી સ્વારીમાં ફરતાં ફરતાં હાથી, પોતે, સેવકો, પ્રેક્ષકો બધા એક છે, અથવા બધામાં એક જ તત્ત્વ છે એવી ભાવના રહેવી મુશ્કેલ છે, છતાં કયા મહાપુરુષની અંતરંગ દશા કેવી છે તે જાણી શકાય નહિ. કોઇ થોડી માયા આરોપબુદ્ધિથી સ્વીકારી, પછી આત્મવિચારથી તેને દૂર કરી શકતા હોય તો તે અંતરંગ ક્રિયા બીજા જાણી શકે નહિ

અમુક પ્રકારના માણુસો માટે મત, પંથ, વાડા, મંડળી વગેરેમાં રહેવું, ઉતરવું એ જરૂરનું હોય અને આચાર્યો માટે પણ તેમના અધિકાર પ્રમાણે તેમની પ્રવૃત્તિ જરૂરી પણ હોય. ભગવાન કઈ જગ્યા-એથી કેવી રીતે કામ કરે છે અથવા કરવા માગે છે તે સાધારણુ માણુસથી સમજી શકાય તેવી વાત નથી. ખરા જિજ્ઞાસુ માટે એ જ રસ્તો છે કે કોઈના ગુણ દોષમાં પડવું નહિ; બધું ભગવાનની લીલા છે એમ જોવું અને પોતાને માટે જ્યાંથી જે સાધન ઉપયોગી થાય તેવું મળી આવે ત્યાંથી તે લઇ લેવું અને પછી અસંગ થઈ જવું. કારણુ કે સત્સંગ માટે ભેગા થયા પછી જો વાતોમાં ધ્યાન ન રહે તો આત્માની વાતો સાથે અનાત્માની વાતો બહુ વધી પડે છે. જેમ ઘરમાં માયાની વાતો નડે છે તેમ સત્સંગ માટે ભેગા થયેલ માણુસો પણ ઘણીવાર માયાની

વાતોમાં પડી જાય છે; અને એ નાની ભૂલ નથી. એ ભૂલ પકડવા માટે બહુ સાવધ રહેવું જોઈએ, નહિતર એમ લાગશે કે અમે સત્સંગ કરી આવ્યા પણ ખરી રીતે માયાની વાતો વધારે લઈ આવ્યા હોય છે.

એક રોજ કુંભના મેળામાં એક જગ્યાએ એક પંજાબી પંડિત "હર રંગ તેરા, તું બહુરૂપીઆ હૈ" એ વિષય ઉપર ઠીક વ્યાખ્યાન આપતા હતા. એ સિદ્ધાંત સ્પષ્ટ કરતાં તેમણે જણાવ્યું કે, "ભગવાને પડદો રાખ્યો છે પણ પોતે પડદામાં નથી. જેનું દિલ તેને મળવા માટે તરફડે છે, તેની આડો તે પડદો રાખતા નથી." તે પછી ત્યાંના આચાર્યનું વ્યાખ્યાન શરૂ થયું. તેમણે પણ કહ્યું કે "ભગવાન નજીક છે તેમજ દૂર પણ છે. જેમનું ચિત્ત શાન્ત છે તેમને માટે ભગવાન નજીક છે. જેમનું ચિત્ત ચંચલ છે તેમને માટે ભગવાન દૂર છે. જેમ કોઈ સ્થિર જળ વાયુના કારણે ચાલવા માંડયું. તેમાં સૂર્યનાં કિરણો પડયાં. જ્યાં કિરણો છે ત્યાં સૂર્ય છે, પણ ચંચળ ગતિવાળા પાણીમાં સૂર્યનું સ્વરૂપ જેવું છે તેવું અનુભવમાં આવતું નથી. માટે મનને વશ કરી શાંત રાખવું, એ જ આત્મસાક્ષાત્કાર માટે ઉત્તમ સાધન છે. ચિત્ત શાંત કરવા માટે અભ્યાસ અને વૈરાગ્યની જરૂર છે."

એક આચાર્યે એવો અભિપ્રાય આપ્યો હતો કે મંડલીના ગુરૂઓ અને મઠધારી સાધુઓ કે જેને ઘણા શિષ્યો હોય છે, તેમને માટે એક દૃષ્ટિએ જોતાં સંસારી માણસોના જેટલો અથવા વધારે સંસાર દેખાય છે, પણ તે આત્મવિચારના જોરથી તે માયાને વળગવા દેતાનથી. સંસારનાં માણસોને આત્મવિચાર માટે જોઈએ તેટલો વખત અને જોઈએ તેટલી સગવડ મળી શકતાં નથી. તે પુસ્તકો વાંચી શકે છે પણ તે ઉપર મનન કરી યોગ્ય વિચાર પોતાના કરી શકતાં નથી, તેથી તેમનું જીવન ફરતું નથી. વિચાર એ વસ્તુ છે અને જો સારા વિચાર, મનન અને નિદિધ્યાસનથી પોતાના કર્યા હોય તો જીવનમાં ફેરફાર થયા વગર રહેજ નહિ. જો વિચાર વગર આત્મજ્ઞાન થતું હોય તો વૃક્ષને અને પત્થરને

પણ થઇ જાય

પણ માયા સાધુઓની અને ભક્તોની પણ ખૂબ કસોટી કરે છે. જરા ભૂલ થઈ કે, " હું અને મારું " એનો આવેશ આવવા લાગે છે; કોઇવાર થોડી સિદ્ધિ આવવાથી પણ લાલચ ઉત્પન્ન થાય છે. શિષ્યોને સ્તુતિ કરવાની ટેવ પડી જાય છે એટલે પછી તે કામ એવું સંચાની માફક ચાલે છે કે તેના અર્થ તરફ ધ્યાન રહેતું નથી. સાધારણ જિજ્ઞાસુઓને ક્રિયાવાળી ભક્તિ બહુ ગમે છે અને એવી ભક્તિ બતાવનારા પણ ઘણા મળી આવે છે; પણ એ ભક્તિમાં આગળ કેમ વધવું અને અંતર્મુખ વૃત્તિ કેમ કરવી એ બતાવનાર બહુ થોડા મળી આવે છે.

પાંતજલ યોગ સૂત્રમાં કહેલ છે કે, " જપ કરવો ત્યારે અર્થની ભાવના પ્રમાણે કરવો જોઇએ. " અર્થની ભાવના એટલે બીજા વિચાર કરવા એમ નહિ પણ અર્થનો નિશો ચડવો જોઇએ.

## વૈરાગ્ય

જેમ સ્તુતિનું કામ સંચાની માફક થાય છે તેમ વૈરાગ્યનું કામ પણ ઘણીવાર સંચાની માફક ચાલે છે. અમુક જાતના વૈરાગ્યની ટેવ પડી ગઈ એટલે પછી તે વૈરાગ્યના કયા હેતુ માટે લીધેલ છે તે તરફ લક્ષ રહેતું નથી. વૈરાગ્યના ઘણા પ્રકાર જોવા હોય તો કુંભના મેળામાં જોવામાં આવે છે. વૈરાગ્યની ભાવના આ દેશમાં ઘણા કાળથી અને ઘણા પ્રકારે ફેલાઈ ગયેલ છે. કોઈ માણસ અમુક વસ્તુ ખાતો ન હોય અને બીજો માણસ તે વસ્તુ ખાતો હોય, તેથી પહેલો એમ માને છે કે પોતાનામાં વધારે વૈરાગ્ય છે; પણ ખરી રીતે જોતાં પહેલામાં બીજા કરતાં કદાચ વધારે રાગ હોય છે.

કુંભના મેળામાં કેટલાક સાધુઓ તદન નાગા ફરે છે એટલે લંગોટી પણ પહેરતા નથી, અને સખત ઠંડી પણ સહન કરી શકે છે. કેટલાક જમવામાં વૈરાગી હોય છે. કોઇ કપડામાં વૈરાગી હોય છે, કોઈ કહે છે

કે, "અમે શિષ્યો કર્યા નથી." જેઓએ શિષ્યો કર્યા છે તે કહે છે કે, "સાધુઓમાં બે કોટી હોય છે, એક આચાર્યની કોટી અને એક અવધૂતની કોટી. આચાર્યની કોટીવાળા શિષ્યો કરે છે અને લોકોને ઉપદેશ આપી ઉપકાર કરે છે."

પહેલા પ્રકરણમાં જણાવ્યું તે પ્રમાણે આ દેશમાં બહારના વૈરાગ્યવાળા સાધુ ઘણા છે અને તેમાંથી ઘણાને વૈરાગ્યનું અભિમાન હોવાથી સંસાર તરફ દ્વેષ રહે છે, એટલે કે સંસારી માણસો બધા નરકમાં પડવાના અને અમે જ માયાને તરી જવાના એવું માને છે. છતાં કુંભના મેળામાં જોયું હોય તો બહારથી બહુ વૈરાગ્યવાળા કેટલાક સાધુઓ પણ ગાળો અને અપશબ્દ વાપર્યા વગર વાત કરતા નથી કેટલાક સ્નાન વખતની સ્વારીમાં તદ્દન નાગા છતાં હાથમાં તલવાર લઇ પહેલવાનની માફક પટ્ટા ખેલતા હોય છે.

ખરી રીતે વૈરાગ્ય એ મનની દશા છે. જે માણસો રહેવાના નથી, જે વસ્તુઓ રહેવાની નથી, જે બધાને એક દિવસ ભૂલી જવાં પડશે તેમને ભૂલીને આત્મચિંતન કરવું એ ખરા વૈરાગ્યનું લક્ષણ છે. તેવા માણસ અનાસક્ત થઇ કર્મ કરી શકે છે. જો નિષ્કામ ભાવે કર્મ કર્યાં હોય, તો જ્યારે ધ્યાનમાં બેસવાનું મન થાય, ત્યારે ધ્યાન તરત થઇ શકે છે. ખરું ધ્યાન ત્યારે જ થયું કહેવાય કે જ્યારે ધ્યાન કરવામાં મહેનત ન પડે, પણ ધ્યાન છોડવામાં મહેનત પડે. ખરું સુખ જેને મળતું હોય તેને તે સુખ છોડવું ગમતું નથી. એવું આત્માનું સુખ લેનારાળા બહુ થોડા હોય છે. કુંભમેળામા આવનાર અસંખ્ય સાધુઓમાં પણ કોઈક જ એ સુખ લઈ શકતા હશે.

છતાં તેવું સુખ લેવા માટે સાધનદશામાં ઘણી અગવડો પણ ભક્તો ભોગવે છે. બાર વર્ષ પહેલાં જ્યારે અહીં કુંભનો મેળો ભરાયો હતો, ત્યારે લગભગ ૩૫ લાખ માણસો આવ્યાં હતાં. કુંભનો મેળો કે આખી પૃથ્વી ઉપર મોટામાં મોટો ધાર્મિક મેળો ગણાય છે. પણ *

વર્ષે લડાઈને કારણે અને ટિકિટ બંધ થઈ જવાને કારણે લગભગ ૨ લાખ સાધુઓ અને ૨ લાખ બીજાં માણસો ભેગાં થયાં હશે. તેમને રહેવા માટે અને ફરવા ફરવા માટે ગંગાનો અને જમનાનો મોટો પટ છે અને સામે કિનારે ઝુશી ગામની જગ્યા છે, તેથી બહુ ભીડ જેવું ફક્ત સ્નાનના ત્રણ દિવસે જ જણાયું હતું. અસલ ઠંડીમાં ઉપર વરસાદ વરસતો હોય ત્યારે ભક્તિ માટે ભક્તો કેટલી અગવડ ભોગવે છે તે આવા પ્રસંગે દેખાય છે.

. ઘણા ગ્રહસ્થોને વિષય મળે ત્યારે સુખ અને વિષય ન મળે ત્યારે દુખ લાગે છે. પણ ભક્તોને માટે તો ભગવાનનું સ્મરણ એ જ સુખ છે અને ભગવાનનું વિસ્મરણ એ જ દુખ છે.

ગૃહસ્થાશ્રમી ધન માટે અથવા સંસારનું સુખ મેળવવા માટે ઘણું તપ કરે છે, ઘણી અગવડો ભોગવે છે, પણ ભક્તિ માટે તેઓ એવું ઇચ્છે છે કે કોઇ મહાત્મા એવો મળી જાય અને માથે હાથ મૂકી એકદમ આત્મસાક્ષાત્કાર કરાવી આપે તો કાંઈ મહેનત કરવી ન પડે. કુંભના મેળામાં અનેક પ્રકારના સાધુઓ આવેલા, છતાં માથે હાથ મૂકીને એકદમ કોઇને સાક્ષાત્કાર કરાવી આપે એવો કોઈ જણાતો નથી, માટે દરેક જિજ્ઞાસુએ પોતે પુરુષાર્થ કરવો જોઇએ અને શાસ્ત્રમાં જે પ્રમાણે વર્તન રાખવાની આજ્ઞા કરી છે તે પ્રમાણે વર્તવું જોઈએ. તેમ કરવામાં ભગવાનની કૃપા અને ગુરુની કૃપા જરૂર મદદરૂપ થાય છે, પણ જે પોતે પોતાના ઉપર કૃપા કરતો નથી તેના ઉપર ગુરુકૃપાની બહુ અસર થતી નથી.

એમ કહેવાય છે કે શ્રી રામકૃષ્ણ પરમહંસે પોતાની કૃપાથી વિવેકાનંદનું અને ગિરીશનું જીવન ફેરવી નાંખ્યું હતું. એવું કેટલાક વિરલ ગુરુઓ કરી શકે છે. છતાં પણ વિવેકાનંદમાં ભક્ત થવાની પાત્રતા હતી અને ગિરીશના દોષનો અંત આવ્યો હતો. તે બન્ને પહેલાં નાસ્તિક જેવાં હતા છતાં તેમનામાં આસ્તિકતાનું બીજ હતું.

છે. જેવું સ્વપ્નમાં છે તેવું જાગ્રતમાં છે. જાગ્રતમાં આત્મજ્ઞાન થતાં માયા અને તેનું કાર્ય બાધિત થાય છે એટલે તેનો અત્યંત અભાવ થાય છે.

As the waking condition destroys the dream completely, the condition of self-experience destroys the subject-object dual and unites them so completely that one and only one is experienced much in the same way as in the most perfect moments of love.

જો દ્વૈત જ સાચું હોય તો શાસ્ત્ર, ગુરુ, આચાર્ય, બ્રહ્મવિદ્યા એ બધાં નકામાં થઈ જાય; કારણ કે દ્વૈત તો સામાન્ય અજ્ઞાની માણસોના અનુભવની સિદ્ધ વસ્તુ છે; પણ શાસ્ત્ર અને ગુરુ તેનાથી વિરુદ્ધ અનુભવ જણાવે છે એટલે કે અદ્વૈત જ સાચું છે, અને દ્વૈત કલ્પિત છે. એટલું ખરું છે કે જ્યાં મોટાં શહેરો હોય, જ્યાં લાખો માણસોની વસ્તી નજરે પડતી હોય ત્યાં એક છે એમ માનવું અને એવી દષ્ટિમાં નિષ્ઠા રાખવી એ ઘણું અઘરું કામ છે; પણ અઘરું કામ કરવું અને તેને માટે જે સહન કરવું પડે તે સહન કરવું એ મનુષ્યત્વનું ખરું જીવન છે.

કોઈ યુરોપીઅન માણસને કોઈએ એક વાર એમ કહ્યું હતું કે હિંદુઓ એવા પૈસાદાર છે કે જમ્યા પછી જમવાનાં વાસણ ફેંકી દે છે, અને રોજ નવા વાસણમાં જમે છે. દાંત સાફ કરવા માટે રોજ નવું બ્રશ વાપરે છે, દૂધ કે ચા પીવા માટે જે કપ વાપરે છે તે પીધા પછી ફેંકી દે છે. રહેવા માટે એક રૂપીઆમાં ઘર બનાવી લે છે. એ હકીકતનો સાચો અર્થ નજરે જોયો હોય તો કુંભના મેળામાં વપરાતાં પત્રાવળાં, દડીઆં, દાતણ, કીંકરાના કટોરા અને ઘાસની સુંદર કુટીરો જોતાં સમજાઈ જાય છે. અહીં જો કોઈ તેવા યુરોપીઅન જોવા આવે

તો તેમને લાગે કે આ લોકો પૈસાહાર નથી પણ સાદા છે. સાદું જીવન એ ભક્તિમાર્ગમાં એક મુખ્ય સાધન છે છતાં સાદાઇ અંગ્રેજી સંસ્કાર આ દેશમાં આવ્યા પછી જતી રહી છે. નવી જન્મેલી પ્રજાને ફેશન ગમે છે, વર્ણાન્તર લગ્ન ગમે છે, સ્વતંત્રતાને નામે સ્વચ્છંદતા ભોગવે છે. ધાર્મિક વ્યાખ્યાનને બદલે સીનેમા ગમે છે. આ પ્રવાહ કેમ રોકવો એ ઘણો મુશ્કેલ પ્રશ્ન છે. પહેલાના કાળમાં જીવન સાદું હતું અને વેદાન્તના પૂર્વપક્ષમાં ફક્ત ન્યાય, વૈશેષિક વગેરે હતા. હાલના કાળમાં જીવન સાદું નથી અને વેદાન્તના પૂર્વપક્ષમાં અનાત્મવિદ્યાના એટલે અંગ્રેજી વિદ્યાના સંસ્કાર પડેલા છે. અંગ્રેજી વિદ્યામાં જે સારો ભાગ છે તે વિદ્યાર્થી ગ્રહણ કરતા નથી પણ ખરાબ ભાગ ગ્રહણ કરી લે છે. કુંભના મેળાના મંડલેશ્વરો અને આચાર્યો જુની પદ્ધતિ પ્રમાણે [illegible] વખતે જાણે કે ન્યાય અને વૈશેષિક વગેરે વેદાન્તના પૂર્વપક્ષમાં [illegible] તેવી રીતે તેને તોડે છે. પણ હાલનો પૂર્વપક્ષ જુદા પ્રકારનો [illegible]. નવી પ્રજાને આપણું જુનું સાહિત્ય નવી રીતે સમજાવવાની જરૂર છે. જેમ વેદાન્તનો પ્રચાર કરવા માટે ન્યાય વગેરેને તોડવાની જરૂર પહેલાં માનવામાં આવતી હતી અને તે માટે ન્યાય વગેરેનો અભ્યાસ થતો હતો, તેમ હાલના કાળમાં જો આચાર્યો થોડુંક અંગ્રેજી જ્ઞાન સાથે ગમે, તે ભાષાના સંસ્કારનું વલણ સમજીને તે જાતના પૂર્વપક્ષને તોડી શકે, તો ઘણાને લાભ થાય તેમ છે. એવું કામ સ્વામી વિવેકાનંદ, સ્વામી રામતીર્થ, કવિવર ટાગોર, શ્રી અરવિંદ ઘોષ, મહાત્મા ગાંધીજી, સર રાધાકૃષ્ણ વગેરેએ કેટલેક અંશે કરેલું છે. તેમનાં વ્યાખ્યાનોની અને જીવનની કેટલીક અસર આ દેશમાં અને બીજા દેશોમાં થઇ છે. પણ એવાની સંખ્યા બહુ અલ્પ છે.

જુની ઢબથી સમજાવનાર આચાર્યો જુની ઢબમાં રહેલા થોડા માણસોને અસર કરી શકે છે અથવા બૈરાંઓને અસર કરી શકે છે, પણ નવી ઉગતી પ્રજાને અસર કરે તેવા ઘણા મહાત્માની હવે જરૂર છે.

卐

( અપૂર્ણ )

# પ્રેમ-પ્યાલો

લેખક:-શ્રી. પ્રાણલાલ પ્ર. બક્ષી બી. એસસી.



વાસનાઓની પિપાસાથી છટપટાતા સંસારને મનવાલા હરિશ્ચન્દ્રે એક દિવસે કહ્યું હતું કે:-

"પી પ્રેમ-પિયાલા ભર ભર કર, કુછ ઇસ મયકા ભી દેખ મઝા"

પ્રેમીઓ પ્રેમ-પ્યાલાની એટલી બધી તારીફ કેમ કરતા હશે ? પ્રેમ-પ્યાલામાં એવું શું ભરેલું છે ? તે તો માત્ર તેના પીવાવાળા જ જાણે છે. પ્રેમ-પ્યાલાની મદિરા તો કંઇ વિલક્ષણ જ છે ! આ લોકની મદિરાની તો વિસાત શું છે ? પરંતુ સ્વર્ગની સુરા પણ તેની આગળ તુચ્છમાં તુચ્છ છે, આ કથનમાં અનંત સત્ય રહેલું છે, અમર્યાદ સૌંદર્ય ભરેલું છે અને અતુલ કલ્યાણ સમાયેલું છે. એકવાર એ પ્રેમ-પ્યાલાને હોઠની સાથે લગાવી લ્યો અને પોતાના જીવનને જીવન્મુક્તિના રંગથી રંગી નાંખો. એ પ્યાલાનો મોહન-મધુ જ્યારે રોમેરોમમાં પચી જાય છે, ત્યારે ફરી બીજા કોઈ મામુલી શરાબો પીવાની કલ્પના પણ આવી શકતી નથી. એ સંબંધમાં કબીરસાહેબની એક સાખી છે:-

" કબીરા પ્યાલા પ્રેમકા, અંતર લિયા લગાય;
રોમ-રોમ મેં રમી રહા, ઔર અમલ ક્યા ખાય. "

કબીર સાહેબે કહ્યું છે કે, જેણે પ્રેમનો પ્યાલો અંતરમાં ઊતારી દીધો તેના રોમેરોમમાં અનંત અને દિવ્ય જીવનની જ્યોતિ પ્રગટ થાય છે. તેને બીજા કોઈ પણ પ્રકારનો અમલ કે નશો કરવાની હાજત

રહેતી નથી.

પ્રેમ-પ્યાલા ની મદિરામાંથી જ સ્વર્ગની સુધાનો જન્મ થયેલો છે. 'આબેહયાત' ( અમૃત )નું ઝરણું આ પ્યાલામાંથી જ ઝરી રહ્યું છે. આ પ્રેમરસને કોણ પી શકે ? જે લોકો પોતાનું અભિમાન-અહં, મમત્વ સાચવીને આ પ્યાલાનો પ્રેમરસ પીવા ચાહતા હશે તો, તેનાથી એ રસ પી શકાતો નથી. જેણે પોતાનું મસ્તક સુધાં અર્પણ કરેલું છે, અર્થાત્ જેણે પોતાના અભિમાનનો સર્વથા ત્યાગ કરેલો છે, તે જ આ પ્યાલાનો પ્રેમરસ પીવાનો અધિકારી બની શકે છે. આ સંબંધમાં કબીર સાહેબે કહેલું છે કેઃ-

" જોગી, જંગમ સેવડા, સંન્યાસી દરવેશ;<br>
બિના પ્રેમ પહુંચે નહીં, દુર્લભ સતગુરુ દેશ<br>
જો તૂં પ્યાસા પ્રેમકા, સીસ કાટિ કરી ગોય;<br>
જબ તૂ એસા હોયગા, તબ કછુ હૈ સો હોય.<br>
પીયા ચાહે પ્રેમરસ, રાખા ચાહે માન;<br>
દોય ખડગ એક મ્યાનમેં દેખા સુના ન કાન.<br>
ગોતા મારા સિંધુ મેં, મોતી લાયે પૈઠ;<br>
વહ કયા મોતી પાયંગે, ( જો ) રહે કિનારે બૈઠ.<br>
પિયા પિયા રસ જાનીયે, ઊતરૈ નહીં ખુમાર;<br>
નામ અમલ માતા રહૈ, પિયે અમીરસ સાર.<br>
કબીર ભાઠી પ્રેમકી, બહુતક બૈઠે આય;<br>
શિર સૌંપે સો પીવસી, નાતર પિયા ન જાય.

* * *

નામ રસાયન પ્રેમરસ, પીવત અધિક રસાલ;<br>
કબીર પીવન દુલભ હૈ, માંગે સીસ કલાલ.<br>
વહ રસ મહંગા સો પિવે, છાંડિ જીવકી બાન:

માથા સાટે જો મિલે, તૌ ભી સસ્તા જાન.
સબૈ રસાયન હમ કિયા, પ્રેમ સમાન ન કોય;
રંચક તનમેં સંચરૈ, સબ તન કંચન હોય.
અમૃત પીવૈ સો જના, સતગુરુ લાગા કાન;
વસ્તુ અગોચર મિલિ ગઇ, મન નહિ આવૈ આન."

× × ×

પ્રેમ–પ્યાલાને હોઠની સાથે લગાડવાથી જ હૃદયમાં એક પ્રકારની મીઠી લહરી ઊઠયા કરે છે; પછી તો પીવાવાળા એવા કોઈ મીઠા દર્દમાં મસ્ત થઇ જાય છે, કે બેહોશ થઇ જાય છે. કવિ નઝીર કહે છે કેઃ–

"સબ હોશ બદનકા દૂર હુઆ,
જબ ગત પર આ મિરદંગ બજી;
તન ભંગ હુઆ, દિલ દંગ હુઆ,
સબ આન ગઇ બેઆન સજી."

× × ×

કોઈ બીજી બાજુમાં તેમની લગન લાગી જાય છે. તેને એ વાતનું ભાન પણ રહેતું નથી, કે તેનું કોણ સાથી છે, અથવા તે કોનો સાથી છે? જ્યારે જુઓ ત્યારે મતવાલા હાથીની માફક લૂમતો–ઝૂમતો નજરે પડે છે. તેની દષ્ટિમાં ન કોઈ રાજા છે કે ન કોઇ રંક. સંસારી મોહના જેટલા નાતા સંબંધ કે બંધન છે, તે સર્વને તોડીફાડી તે નિર્ભયપણે વિચર્યા કરે છે. પછી તેના હૃદયમાં કોઇ વાસના કે કામનાને માટે કંઇ સ્થાન પણ રહી શકતું નથી. પોતાના પ્યારા પ્રિયતમથી મળીને–અભેદ બનીને; તેનામય એકરૂપ થઇ જાય છે. એ પ્રેમ–પ્યાલાનો પીવાવાળો પ્રેમી પ્રેમરસને પીતાં પીતાં જ એ અગમ ઘરમાં–સ્થિતિમાં પહોંચી જાય છે. ત્યાંથી પાછો આવી, ફરી કોઈ આવાગમનના ચક્રમાં પડતો નથી. અનાયાસે જ તેને મુક્તિલાભ પ્રાપ્ત થઈ જાય છે.

પરંતુ મોક્ષપદને તે કંઈ અધિક આદર આપતો નથી તે તો પોતાના પ્રિયતમના દર્શનમા જ સદા મસ્ત રહે છે. કબીર સાહેબ તેવા મતવાલાના સબંધમા કહે છે કે –

"રાતા માતા પીવકા, પીયા પ્રેમ અઘાય,
મતવાલા દીદારકા, માગે મુક્તિ બલાય.
કઠિન પિયાલા પ્રેમકા, પિવે જો હરિ કે હાથ,
ચારો જુગ માતા રહે, ઉતરે જિયકે સાથ."

પ્રેમની સુરા પીવાથી હૃદયમાથી જીવન–મરણનો ભય નિ:શેષ થઈ જાય છે જે તેની અંદર છકી ગયો તો, તેની દૃષ્ટિમા સસાર સામાન્ય મનુષ્યને જણાય છે તેવો જણાતો નથી, તે તો જેમ નઝીર કહે છે, તેમ –

" જસ સિમ્ત નઝર કર દેખે હૈં,
ઉસ દિલવરકી ફૂલવારી હૈ,
કહી સબ્જીકી હરિયાલી હૈ
કહી ફૂલોકી ગુલક્યારી હૈ,
દિન–રાત મગન ખુશ બૈઠે હૈ,
ઔર આસ ઉસીકી ભારી હૈ.
બસ, આપ હી વો દાતારી હૈ,
ઔર આપ હી વો ભંડારી હૈ,
હર આન હસી, હર આન ખુશી,
હર વક્ત અમીરી હૈ બાબા,
જબ આશિક મસ્ત ફકીર હુએ,
ફિર ક્યા દિલગીરી હૈ બાબા "

કા તો નિશ્ચિંત થઈને વિચરતો રહે છે, અથવા મતવાલો આનંદમગ્ન થઈને મોજના હોજમા પડયો રહે છે. એક વાર પણ જેણે પ્રેમ-

રસને હોઠ ઉપર લગાડી લીધો, તેને હવે વખતોવખત પીધા સિવાય રહી જ શકાતું નથી. તે તો હવે સર્વદા-તેની ચાહનામાં ડૂબ્યો રહે છે. ધનદોલતને તે પાણીની માફક વહેવડાવી નાખે છે. સર્વસ્વ જાય તો પરવા નહિ; પરંતુ તે પ્રેમ–સુરા પીવાનું છોડશે નહિ. આ સંબંધમાં સંત " જાયસી " કહે છે કે:—

" સુનુ ધન, પ્રેમસુરા કે પિયે, મરન–જિયન ડર રહે નહિં એ.
જેહિ મદ તેહિ કહાં સંસારા, કી સો ધૂમી રહ કી મતવારા.
જા કહં હોઇ બાર ઈકલાહા, રહે ન ઓહિ બિનું ઓહી ચાહા.
અરથ દરબ સો દેઈ બહાઈ, કી સબ જાહુ, ન જાઈ પિયાઇ. "

બસ એક જ પ્યાલો જોઇએ, ગુરુદેવ ! એક જ પ્યાલો. સાકી, હાથ જોડીને કહું છું, તારા ચરણોમાં પડું છું, દયા લાવીને માત્ર એક જ પ્યાલો ભરી દે. શું એમ પૂછયું કે પ્યાલો લઇને શું કરીશ? તારી આપેલી પ્રેમ–સુરાને પીને તેની મસ્તીમાં એક ખેલ ખેલીશ. તારા મદિરાલયમાં, તારા મયખાનામાં, ન જાણે કેટલા પ્રેમ-યોગિયોએ આવા ખેલો ખેલેલા છે. હું પણ એક કંથા લઇશ, અને તેને ખભા ઉપર ધારણ કરીને યોગ જગાવીશ. યોગ ધારણ કરીને, હું મારા પોતાના બનાવેલા સંસારનો પ્રલય કરવા ચાહું છું. યોગી બનીને હું એ અગમ દેશમાં જવા માગું છું, કે જે મારા પ્રિયતમનું નિવાસસ્થાન છે. આ દેશમાં રહેવું હવે મને જરા પણ ગમતું નથી. એક એક પલ એક એક વર્ષ જેવી વીતી રહી છે. જ્યાં એ મારા " પ્રાણ " વસે છે, ત્યાં જવાને માટે હવે અધિરો બની ગયો છું, તેથી સાકી, હવે એક પ્યાલો ભરીને આપી દે.

' દે મદિરા ભર પ્યાલા પાયાં, હોઈ મતવાર કાંથરા લાવાં.
મો કાંથર કાંધે પર ડારઉં, જોગી હોય જગ ચાહન મારઉં,
હોઈ જોગી તેહિ દેસહિ જાઉં, કે જેહિ દેસ સુપ્રિતમ ઠાઉં.

મો હિ યહ દેસ ન ભાવત, જન હૈ બઝ્ઝ સમાન,
અબ તેહિ દેસ સિધાઉં, જહા રહત વહ પ્રાન.
—નૂરમહમદ જાયસી "

એક પ્યાલાની જે કઇ કિંમત લેવા ચાહીશ તે હું ખુશીથી આપીશ મારૂ વહાલુ મન પણ હુ તને હસતા હસતા સોપી દઇશ. તારા આ પવિત્ર મદિરાલયને હુ મારી પલકોથી બોળી દઇશ તો હવે તો દયા કર, મારા વહાલા સાકી !

" એક પિયાલા ભર મદ દી જૈ, મોલ પિયારો માનસ લી જૈ.
પિઉ સુન સમ ચિન્તા મારઉ, પલકન સો મદ-સદન બોહારઉ.
નૂર૦ જાયસી "

સાકી ! એવી ઢબનો કોઇ પ્યાનો પાઈ દે, કે જે પીતાની સાથે મારા નિષ્ઠુર " પ્રિયતમ " મને ચાહવા લાગે

" તૂ આજ દુઆ સાકી, ગર મેરી લિયા ચાહે
ઇસ ઢબકી પિલાદે મૈ, પીતે હી પિયા ચાહે "

સંત કૈલાસ પણ એવુ જ કઇક ગાઈ ગયા છેઃ–

" દેહુ કનાની ! એક પિયાલા, ઐસા હવધૂ હૈ મતવાલા."

અરે ભાઈ ! એ પ્રેમપ્યાલાને કયો કમનશીબ પીવા ન ચાહે ! એ રસ પણ મધુર અને પીવા લાયક છે અરે મિત્રો ! તમને એવી ગદી અને રદ્દી શરાબો પીવી કેમ ગમે છે ? તેમા તો તમારા માનવજીવનની ખરાબી થઈ રહી છે, એ તમે જોઈ શકતા નથી ? વળી કેટલાક તો રૂપસુદરીઓની મોહક અને માદક નજરોથી મોહ-મદિરા દાનવી રહ્યા છે, તો કોઈ ધન-દોલતની શરાબમા ચકચૂર બની ગયા છે વળી કોઇ તો અધિકા ની મદિરા ઢીચી બેહોશ થઈ પડયા છે પરતુ તમે જાણો છો કે, એ સર્વ લોકોનો નિશો કયાં લગી ટકી

શકશે ? એ સર્વ ચાર મિનિટોના જ નિશા છે. એ પ્યાલાઓમાં એક બૂંદ સરખું પણ રહી શકશે નહિ. એ મદમાતી રસીલી આંખો માટીમાં ક્યાંઇ ઘુસી જશે. ચંચલ લક્ષ્મી પણ ચપળતાથી કયા દ્વારથી ક્યારે નિકળી જશે તેની ખબર પણ પડશે નહિ. અને અધિકારોના મદ તો જોતજોતામાં ઉતરી જશે. તો પછી વહાલા મિત્રો ! શા માટે એવી જૂઠી અને ગંદી શરાબો ઉપર મરી ફીટો છો ! શા માટે એ પ્રેમ-સુરાને ખરીદી લેતા નથી ? કે જેને પીવાથી તમે એવા સ્થાન ઉપર પહોંચી શકશો કે, જે સ્થિતિમાંથી સૂર્ય પણ તમને ચલિત કરી શકશે નહિ. તેમ જ મહાપ્રલય પણ તમારી શાંતિ-નિદ્રાનો ભંગ કરી શકશે નહિ. ધન્ય છે એ વારૂણી ! સંત કવિ હરિશ્ચન્દ્ર કહે છે કેઃ—

" યહ વહ મૈ હૈ જિસકે પીનેસે ઔર ધ્યાન છૂટ જાતા હૈ;
અપને મેં ઔ દિલવર મેં ફિર કુછ ભેદ નહીં દિખલાતા હૈ.
ઇસકે સુરૂર મેં મસ્ત હરેક અપને કો નજર બસ આતા હૈ;
ફિર ઔર હવસ રહતી ન ઝરા, કુછ ઐસા મઝા દિખાતા હૈ.
ટુક માન મેરા કહના, દિલકો ઇસ મૈખાનેકી તરફ઼ ઝુકા;
પી પ્રેમ-પિયાલા ભર ભર કર, કુછ ઇસ મૈકા ભી દેખ મઝા.
—હરિશ્ચન્દ્ર "

સ્વર્ગની પણ એક પ્રકારની સુરા સાંભળવામાં આવે છે; પરંતુ તે પ્રેમ-સુરાની સરખામણીમાં કંઇ વિસાતમાં નથી. સ્વર્ગની સુરા, એ તો કર્મકાંડીઓની કોરી કલ્પના માત્ર છે. બિચારા તેનાથી પોતાનું ચોકેલું અને માંદું મન મનાવી લે છે પોતે તેને પી શકતા નથી, તેમ જ બીજા કોઇને પાઇ શકતા નથી. ગાલિબે એક કર્મકાંડીને કેવો લજ્જિત કર્યો છે, તે જુઓઃ—

" વાઇઝ, ન તુમ પિયો, ન કિસીકો પિલા સકો;
ક્યા બાત હૈ તુમ્હારી, શરાબે તહૂરકી !

શરાબે તહૂરની અર્થાત સ્વર્ગની સુરાની એ દશા છે. એક વાર પણ એ નીરસ કર્મકાંડીઓને અમારી પ્રેમ-મદિરાનો સ્વાદ મળી ગયો હોત, તો પછી એ પોતાની કલ્પિત સ્વર્ગ-સુરાનો કદી પ્રસંગ પણ છેડી શકત નહિ. એટલા માટે એવા કર્મઠ રોગીઓ સારૂ તો પ્રેમ-પ્યાલો ઉત્તમ દવા છે. એવા રોગીઓમાંથી કોઇ પૂછે તો દવા બતાવી દેવી કે, થોડી પ્રેમ-મદિરા પી લ્યો, એટલે નીરસતાનો અસાધ્ય રોગ દૂર થઇ જશે.

" જો પૂછે આહિદે ખુશ્ક અપની દાર, કહ દો, મૈ પી લે.

—જૌક. "

બસ, પ્રેમ-પ્યાલામાં જ એક એવો મદ્ય ભરેલો છે, કે જે આ નીરસ જીવનને રસમય બનાવી દે છે. રસ તો માત્ર એક જ છે અને તે પ્રેમ-રસ છે. જગતભરમાં અર્થાત્ આ લોક અને પરલોકમાં પ્રેમ-સમાન બીજો એકે રસ નથી. તે સર્વનો સાર છે. કહ્યું છે કે:—

" એ હિ જગમાહ એક રસ સારા;
રસ બિનુ છૂછ સકલ સંસારા. "

—ઉસમાન.

એ આત્મ-રસ પ્રેમ-પ્યાલામાં જ તમને ધોળેલો મળશે; એટલા માટે ભાઇ, અમે તો વારંવાર હરિશ્ચન્દ્રના સ્વરમાં સ્વર મેળવીને એમ કહીશું કે'—

" પી પ્રેમ-પિયાલા ભરભર કર, કુછ ઈસ મૈકા ભી દેખ મઝા. "

જેટલો આ મદ્ય પીવાય તેટલો પી લ્યો. પ્યાલા ઉપર પ્યાલા ઘટકાવતા જાઓ. આવો અવસર વખતો વખત પ્રાપ્ત થતો નથી. અહા! કેવો મઝેદાર પ્યાલો છે! અન્તમાં કવિવર દેવની સાથે સાથે સુરતિ-કલારીના હાથથી એક પ્યાલો લેવાને અમારૂં મન પણ અધીર થઇ થઇ રહ્યુ છે:—

"ધુરતેં મધુર, મધુ રસહૂ બિધુર કરૈ,
મધુ રસ બેધિ ઉર ગુરુ રસ ફૂલી હૈ;
ધ્રુવ-પ્રહ્‌લાદ ઉર હૂવ અહલાદ જાસોં,
પ્રભુતા ત્રિલોક હરી તિલ-સમ તૂલી હૈ.
બેદમસે બેદ-મતવારે મતવારે પરે,
મોહે મુનિ દેવ 'દેવ' સૂલી-ઉર-સૂલી હૈ;
પ્યાલા ભરિ દૈરી, મેરી સુરતિ કલારી તેરી,
પ્રેમ-મદિરા સોં મોહિ મેરી સુધિ ભૂલી હૈ."



ૐ

# શ્રી લઘુ વાસુદેવમનન

(ગતાંકથી ચાલુ)

## પંચમ વર્ણક

卐

આ આત્માને શરીરના પરિગ્રહથી દુઃખ પ્રાપ્ત થાય છે, અને શરીરનો પરિગ્રહ કર્મથી થાય છે એવું આપણે આ પહેલાના વર્ણકમાં કહ્યું.

શિષ્યઃ—એ કર્મ કેટલાં પ્રકારનાં છે ?

[કર્મ]ના ત્રણ પ્રકારઃ [પુણ્ય], પાપ અને મિશ્ર

ગુરુ—કર્મ ત્રણ પ્રકારનાં છે; (૧) પુણ્ય. (૨) પાપ અને (૩) મિશ્ર. દેવ-દેવતાનાં શરીર પુણ્યકર્મનાં ફલ છે; પશુ-પક્ષી વગેરે સર્વ શરીરો પાપકર્મનાં ફલ છે, અને મનુષ્ય વગેરેનાં શરીર મિશ્રકર્મનાં ફલ માન્યાં છે.

ઉત્કૃષ્ટ, મધ્યમ અને સામાન્ય; એવા અન્ય ત્રણ પ્રકાર.

ઉપર કહેલાં ત્રણ પ્રકારનાં કર્મ વળી ઉત્કૃષ્ટ, મધ્યમ અને સામાન્ય એમ પ્રત્યેક ત્રણ પ્રકારનાં છે. આવા પૂર્વોક્ત કર્મભેદને લીધે ભિન્ન ભિન્ન પ્રકારનો જન્મભેદ થાય છે: તે આ પ્રમાણેઃ—

હિરણ્યગર્ભ વગેરેનાં શરીર ઉત્કૃષ્ટ પુણ્યકર્મનાં ફલ છે; ઇન્દ્ર વગેરેનાં શરીર મધ્યમ પુણ્યકર્મનાં ફલ છે; અને યક્ષ રાક્ષસ તથા

કર્માનુસાર શરીર

પિશાચ વગેરેનાં શરીર સામાન્ય પુણ્યકર્મનાં ફલ છે.

પારકાને સંતાપ કરનારાં કાંટા અને વિષવાળાં વૃક્ષ તથા વ્યાઘ્ર, સર્પ, વીંછી, ઘૂડ, મચ્છર અને જળો વગેરેનાં શરીર ઉત્કૃષ્ટ પાપકર્મનાં ફલ છે; ફણસ, આંબો, કેળ, નાળિયેર તેમજ ફલ, પત્ર, પુષ્પ વગેરેનો ઉપયોગ થઈ શકે એવાં વૃક્ષલતા વગેરે, વળી ભૂંડ, ભેંસ, ગધેડા, ઊંટ વગેરે શરીરો મધ્યમ પાપકર્મનાં ફલ છે. અને પીંપળો, તુલસી, બીલી, ગાય, ઘોડા વગેરેનાં શરીર સામાન્ય પાપકર્મનાં ફલ છે.

આ મનુષ્ય લોકમાં નિષ્કામ કર્મનું અનુષ્ઠાન, સાધનચતુષ્ટય, સદ્‌ગુરુની પ્રાપ્તિ, શ્રવણ, મનન અને આત્મજ્ઞાનના ક્રમે કરીને જીવન્મુક્તિ તથા વિદેહમુક્તિને યોગ્ય આ માનવ શરીર ઉત્કૃષ્ટ મિશ્ર કર્મનું ફલ છે. પોતાના આશ્રમને યોગ્ય કર્મ અને કામ્યકર્મના અનુષ્ઠાનને યોગ્ય શરીર મધ્યમ મિશ્રકર્મનું ફલ છે; અને ચંડાલ, પુલ્કસ, કિરાત અને યવન વગેરેનાં શરીર મિશ્રકર્મનું સામાન્ય ફલ છે. આ ઉપરથી વિવેકી પુરુષે તે તે કર્મનું તારતમ્ય વિચારીને આ સંસારમાં મનુષ્યજન્મમાં ઉત્કૃષ્ટ મિશ્રકર્મનો જન્મ જેવી રીતે પ્રાપ્ત થાય, તેવાં પોતાના વર્ણાશ્રમને યોગ્ય કર્મ, ફલની ઇચ્છાનો ત્યાગ કરીને ઈશ્વરને અર્પણ કરવાં જોઈએ; અને આત્મવિચારદ્વારા મોક્ષપ્રાપ્તિને માટે પ્રયત્ન કરવો જોઈએ, એવો સિદ્ધાન્ત છે.

શિષ્યઃ—ત્યારે એ ત્રણ પ્રકારનાં કર્મ કયાં સાધન વડે કરાય છે?

ત્રણ પ્રકારનાં કર્મનાં ત્રણ પ્રકારનાં કરણ.

ગુરુઃ—ત્રણ પ્રકારનાં કરણ (સાધન-હથિયાર) વડે કરાય છે.

*શિષ્યઃ—આ સંસારમાં "હું કરું છું, હું કરું છું." એવું કહેનારા બધા લોકોનો અનુભવ તો એવો છે કે આ દેહમાં રહેલો અભિમાની જાણનાર, अहं-હું શબ્દનો વિષય (હું

શબ્દ વડે ઓળખાતો ) જે આત્મા રહે છે, તેનું કર્તૃત્વ (કર્તાપણું) કહેવાય છે; તેને બદલે ત્રણ કરણોનું કર્તૃત્વ છે એમ આપ કેવી રીતે કહો છો ?

ગુરુ—આત્મા તો અવિકારી, નિષ્ક્રય, અને સ્વગતભેદથી રહિત છે, તેથી આત્મામાં કર્તૃત્વ છે એમ કહી શકાય એમ જ નથી

શિષ્ય—પણ કર્તૃત્વ તો આત્મામાં રહેલું છે એમ દેખાય છે; અન્ય તો કોઇ કર્તા જણાતો નથી; એનું કેમ ?

**આત્મામાં કર્તૃત્વનું કારણ; અધ્યાસ**

ગુરુ—આત્મામાં પ્રતીત થતુ કર્તૃત્વ અધ્યાસને લીધે છે, સ્વભાવને લીધે નથી એમ સમજ, જો એ ( કર્તૃત્વ ) સ્વાભાવિક છે એમ માનીએ તો, " વેદાન્તનો વિચાર કરીને મારૂં આ કર્તૃત્વ નષ્ટ કરવું જોઇએ, એનો નાશ નહિ થાય ત્યાં સુધી સંસારના બધનો નાશ નહિ થાય " એવો કોઇએ પણ વ્યર્થ પ્રયત્ન ન કરવો જોઇએ એમ સિદ્ધ થશે.

શિષ્ય—આત્માનુ કર્તૃત્વ ભલે સ્વાભાવિક હોય પણ કોઇ વિશેષ માક્ષ) પ્રયત્નથી એનો નાશ થતો હશે એમ માનીએ તો કેમ ?

ગુરુ —સ્વભાવ તો પોતાનુ સ્વરૂપ કહેવાય છે તેથી સ્વરૂપના નાશને માટે કોણ પ્રયત્ન કરશે ? અને સ્વરૂપનો નાશ થાય તો પછી પુરુષાર્થનુ ફલ કોણ અનુભવશે ? અને અકર્તા ભાવવાળા જીવન્મુકતો ન રહે તો વેદાન્તનો સંપ્રદાય તથા ગુરુશિષ્યપરંપરા પણ નહિ રહે । વળી " [15](એ) નિષ્કલ (કલારહિત), નિષ્ક્રિય (ક્રિયારહિત), શાન્ત, નિર્દોષ ( ગુણરહિત ) અને નિરંજન છે. " "[16] (એ) સાક્ષી, ચૈતન્યરૂપ, કેવલ અને નિર્ગુણ છે. " એવી રીતે આત્મા અકર્તા, સાક્ષી અને નિષ્ક્રિય છે એવું પ્રતિપાદન કરનારી શ્રુતિની ઉકિતઓને

(૧૫) निष्कलं निष्क्रियं शान्तं निरवद्यं निरञ्जनम् (श्वे. उ. ६-१९)

(१६) साक्षी चेता केवलो निर्गुणश्च (श्वे. उ. ६-११)

પણ હાનિ પહોંચશે.

વળી સુષુપ્તિમાં આત્મા હોવા છતાં એમાં કર્તૃત્વ દેખાતું નથી. જો એનું કર્તૃત્વ સ્વાભાવિક છે એમ માનીએ તો અગ્નિની ઉષ્ણતાની પેઠે એ ત્યાં પ્રાપ્ત થવું જોઇએ; પણ તેમ થતું નથી. આટલા માટે આત્માનું કર્તૃત્વ સ્વાભાવિક નથી.

શિષ્યઃ—સુતાર વગેરે કારીગરનું કર્તૃત્વ વિદ્યમાન હોવા છતાં જેમ સ્નાન તથા ભોજનવેળાએ જણાતું નથી, એમ સુષુપ્તિમાં કરણના વિયોગને લીધે કર્તૃત્વ નહિ દેખાતું હોય એમ ન કહેવાય ?

ગુરુઃ—મૌનભાવની અવસ્થામાં અંતઃકરણનો સંયોગ હોવા છતાં પણ કર્તૃત્વ દેખાતું નથી, તેથી આત્મામાં કર્તૃત્વ સ્વાભાવિક નથી, કિન્તુ આધ્યાસિક જ છે, એમ નક્કી થાય છે.

શિષ્યઃ—આધ્યાસિક કેવી રીતે ?

**અધ્યાસનું સ્પષ્ટીકરણ**

ગુરુઃ—અધ્યાસ એટલે એક [વસ્તુ] માં રહેલા ધર્મનો બીજામાં આભાસ (ભ્રાંતિ). નૌકાની ગતિનું કિનારાપરનાં વૃક્ષમાં અને કિનારાંના વૃક્ષની અચલતાનું નૌકામાં અધ્યાસને લીધે જેમ [ઊલટું-વિપરીત] ભાન થાય છે, તેમ ત્રણ પ્રકારનાં કરણમાં રહેલા કર્તૃત્વનું આત્મામાં અને આત્માના અકર્તૃત્વનું ત્રણ પ્રકારનાં કરણમાં જે ભાન થાય છે, તે અજ્ઞાનને લીધે છે. આવી રીતે આત્મામાં કર્તૃત્વ આરોપને લીધે જણાય છે એમ જાણજે.

**જડકરણમાં કર્તૃત્વનો સંભવ.**

શિષ્યઃ—એ ત્રણે પ્રકારનાં જડકરણો અચેતન હોવાથી એ અચેતનમાં કેવી રીતે કર્તૃત્વ સંભવે ? અને એ ત્રણ કરણોમાં કર્તૃત્વ માનીએ તો પછી એનું કોઈ અન્ય કરણ માનવું નહિ પડે ?

ગુરુઃ—જગતમાં જેવી રીતે અચેતન વાયુ અને જલના પ્રવાહનું વૃક્ષ વગેરેને ઉખેડી નાંખવામાં, તેમજ તેને દૂર ઘસડી જવામાં કરણ વિના પણ કર્તૃત્વ દેખાય છે, તેમ એ ત્રણ કરણને પણ બીજા કોઈ

ઉપર કહ્યાં તેમ બે પ્રકારના ફ્લ મળે છે એમ જાણવુ.

શિષ્ય —જલમા રહેતા કમળપત્રની પેઠે જ્ઞાની કર્મ વડે લિપ્ત થતો નથી, કોઈ પણ જાતના એને વિધિનિષેધ નથી, એ તો અકર્તા, કર્મનો કેવલ સાક્ષી કૃતકૃત્ય છે એવો સિદ્ધાન્ત છે, તો પછી એવા જ્ઞાનીએ અજ્ઞાનીની પેઠે પુણ્ય કર્મના અનુષ્ઠાન જ કરવા જોઇએ એવો કેમ નિયમ લાગુ પડે ?

**જ્ઞાની અને કર્મના વિધિ નિષેધ**

ગુરુ —તુ કહે છે એ સાચી વાત છે એ જ્ઞાની તો કૃતકૃત્ય છે અને કર્તા પણ હોતો નથી એમા કશો સ દેહ છે જ નહિ તો પણ બ્રહ્મવિદ્, બ્રહ્મવિદ્વર, બ્રહ્મવિદ્વરીયાન્ અને બ્રહ્મવિદ્વરિષ્ઠ એમ તે ચાર કોટિના જ્ઞાનીઓમા બ્રહ્મવિદ્વરિષ્ઠ જ વિદેહમુક્ત કહેવાય છે એ વસ્થિ જ વૃત્તિશૂન્ય હોય છે, એને જ વિધિનિષેધ હોતા નથી પ્રથ મના ત્રણને પણ તેઓના જ્ઞાનના મહિમાને લીધે વિધિનિષેધનો અભાવ તો છે જ, તો પણ તેમનામા વૃત્તિશૂન્યતાનો અભાવ જણાતો હોવાથી, તેઓ વ્યવહાર કરતા હોવાથી, તેઓએ લોક (સ સાર)ના અનુગ્રહને માટે સદાચાર નિભાવવો જોઇએ એમ કહ્યુ છે એ કાંઈ નિયમ (વિધિ-આજ્ઞા) ન કહેવાય. વળી એટલા જ માટે તત્ત્વજ્ઞાનીઓ કર્મી ઓની વચમા જ રહે છે તેથી કર્મીઓની પેઠે કર્મ કરવા જોઇએ પણ જિજ્ઞાસુઓની વચમા તો કર્મના ત્યાગપૂર્વક " બ્રહ્મ જ સત્ય છે, અન્ય સર્વ અસત્ય છે " એવા જ્ઞાનનો તેઓએ ઉપદેશ કરવો જોઇએ

શિષ્ય —આનો મુખ્ય વિષય સાથે શુ સબધ છે?

ગુરુ —એ જ કે ત્રણ પ્રકારના કરણને જ કર્તૃત્વ લાગુ પડે છે, આત્માને નહિ એમ નિશ્ચિત થયુ

શિષ્ય —એ ત્રણે કરણો પોતાની મેળે કર્તા હોય છે કે કોઈ અન્યની પ્રેરણાથી ?

કરણોની કર્મપ્રવૃત્તિમાં રાગાદિની પ્રેરણા

ગુરૂ—વિચાર કરતા જણાય છે કે રાગદ્વેષાદિની પ્રેરણાથી એ કર્તા બને છે, પોતાની મેળે નહિ રાગદ્વેષાદિ હોય તો જ ત્રણે કરણો પ્રવૃત્તિ કરે છે, એ નથી હોતા તો એની પ્રવૃત્તિ થતી નથી એવી રીતે રાગદ્વેષાદિ કરણોમા પ્રવૃત્તિ કરાવે છે એવો અન્વયવ્યતિરેકવડે અનુભવ સિદ્ધ થાય છે

શિષ્ય—પણ "હુ દેવાલય કરાવું છુ, હુ તળાવ કરાવુ છું." એવા વ્યવહાર ઉપરથી આત્મા કારયિતા (પ્રવૃત્તિની પ્રેરણા કરનાર, પ્રવૃત્તિ કરાવનાર) જણાય છે !

ગુરુ—આત્માના નિર્વિકારીપણાને લીધે એમા પણ કારયિતૃત્વ (કરાવવાપણુ–કર્મની પ્રેરણા) સભવતુ નથી.

શિષ્ય—(પણ ઉપર કહ્યું તે પ્રમાણે) આત્મામા કારયિતૃત્વ દેખાય છે તો ખરૂ !

ગુરુ—જાસુદીના ફૂલની રતાશ એની પાસે પડેલા સ્ફટિકમા દેખાય, તેમ રાગદ્વેષાદિમા રહેલુ કારયિતૃત્વ ભ્રાન્તિને લીધે આત્મામા આરોપિત થાય છે એમ જાણવાનું છે જો એ સ્વાભાવિક છે એમ માનીએ તો સ્વભાવ તો પોતાનુ સ્વરૂપ હોવાથી એનો નાશ કરવા માટે કોઇ પણ પ્રયત્ન નહિ કરે કારણ કે એનો નાશ કરતાં સ્વરૂપનો પણ નાશ થઈ જાય. વળી આત્મામા કારયિતૃત્વ છે એમ માનીએ તો "૧૭ એ અદૃષ્ટ, અવ્યવહાર્ય, અગ્રાહ્ય, અલક્ષણ અચિન્ત્ય, અવ્યપદેશ્ય, એક, આત્મપ્રત્યયનો સાર, પ્રપચરહિત, શાન્ત, શિવસ્વરૂપ, અદ્વૈત, એવો જે ચોથો [અર્ધ તન્માત્ર-નિર્ગુણ] છે, તે જ [વાસ્તવિક] આત્મા છે. એનુ જ વિજ્ઞાન પ્રાપ્ત કરવુ જોઈએ" આવી રીતે એ આત્માને અસગ, નિષ્ક્રિય, અને અકારયિતા પ્રતિપાદન કરનારી શ્રુતિમા બાધ

(૧૭) अदृष्टमव्यवहार्यमग्राह्यमलक्षणमचिन्त्यमव्यपदेश्यमेकात्मप्रत्ययसारं प्रपञ्चोपशमं शान्तं शिवमद्वैतं चतुर्थं मन्यन्ते स आत्मा स विज्ञेयः ।

(माण्डू० ७)

આવે છે, તેમ જ કાન્યિતૃત્વ ઉત્પત્તિવાળુ છે, તેથી ઉત્પન્ન થતી મુક્તિમા પણ ઉત્પત્તિનો ભાવ માનવો પડશે. વળી સુષુપ્તિમા પણ કારયિતૃત્વ દેખાવુ જોઇએ, પણ ત્યા તે દેખાતુ નથી. એટલા માટે આત્મામા કારયિતૃત્વ સ્વાભાવિક નથી, પણ આગન્તુક છે.

શિષ્ય —સુષુપ્તિમા કારયિતૃત્વ નથી દેખાતુ એટલા ઉપરથી જ આત્મામા કારયિતૃત્વ નથી એમ કહી શકાતુ નથી, જેમકે ઉપાધ્યાયનુ અધ્યાપકપણુ વિદ્યમાન હોવા છતા પણ શિષ્યવર્ગ પાસે નથી હોતો, ત્યારે જણાતુ નથી, તેની પેઠે સુષુપ્તિમા કરણના સયોગનો અભાવ હોવાથી કારયિતૃત્વ વિદ્યમાન હોવા છતા પણ ન દેખાતુ હોય ! અને જાગ્રત તથા સ્વપ્નમા કરણનો સયોગ હોય છે તેથી દેખાય છે એમ ન કહેવાય ?

ગુરુ —એમ હોય તો જાગ્રતિમા ઉદાસીન અને મૌનભાવની અવસ્થા હોય ત્યારે કરણનો સયોગ વિદ્યમાન હોવાથી કારયિતૃત્વ દેખાવુ જોઇએ, પણ તે વખતે દેખાતુ નથી, તેથી એ આગન્તુક છે એમ જ કહેવુ જોઇએ જેવી રીતે અન્યોન્ય અધ્યાસને લીધે (તપાવેલા) લોખડમા રહેલુ નાના મોટાપણુ અગ્નિમા અને અગ્નિમા રહેલા ગરમી તેજ વગેરે લોખડમા દેખાય છે, તેવી જ રીતે અજ્ઞાનને લીધે રાગદ્વેષાદિમા રહેલુ કારયિતૃત્વ આત્મામા અને આત્મામા રહેલુ અકારયિતૃત્વ રાગદ્વેષાદિમા દેખાય છે

શિષ્ય —પણ એ અચેતન રાગદ્વેષાદિમા કારયિતૃત્વ છે એમ કેવી રીતે કહેવાય ? શુ એક ઘડો બીજા ઘડાને પ્રેરણા કરે છે એમ કહી શકાય ?

ગુરુ —તારી શકા વાસ્તવિક છે, પણ કોઇવાર યોગ્યતાવશાત્ જડ (પદાર્થ) પ્રેરણા કરે છે, અને કોઇવાર યોગ્યતાના અભાવે પ્રેરણા નથી પણ કરતુ. દષ્ટાંત તરિકે અગ્નિ જડ હોવા છતા પણ કોયલાના ચૂર્ણ સાથે ગધક વગેરેની મેળવણી વડે મોટી તોપમા ભરીને ફોડીએ તો સ્થૂલ પત્થરને તોડે છે, અને ચતુરંગ સેનાનો પણ નાશ કરે છે. તેમજ

પ્રેત શરીર (મડદું) જડ હોવા છતાં પણ તેને માટે સ્વજ્ઞાતિદ્વારા જે ક્રિયમાણ કર્મ થાય છે, તેમાં તે સ્વયંકારયિતા બને છે: એવી જ રીતે રાગદ્વેષાદિ પણ અચેતન હોવા છતાં કારયિતા થઈ શકે છે.

શિષ્ય:—તો પછી "[૧૮] આત્મા ઇંદ્રિયોનો સ્વામી-(હૃષીકેશ) અને સર્વનો અન્તર્યામી છે" એમ કહેનારી શ્રુતિનું શું તાત્પર્ય સમજવું ?

ગુરુ:-સૂર્યની પેઠે કેવલ સંનિધાને (સમીપતા)ને લીધે જ બધાં કાર્યોને અનુકૂલ થાય છે એવું એનું તાત્પર્ય છે.

શિષ્ય:-ત્યારે આત્મા પણ જો કેવલ સંનિધાનને લીધે જ પ્રાણી-માત્રના કર્મમાં હેતુ (કારણ-પ્રેરણાનું મૂલ) હોય, તો આત્માને પણ એ પુણ્ય-પાપ તથા એના ફલનો સબંધ થતો હોવો જોઈએ !

**આત્મા પુણ્યપાપ-થી નિરંજન છે**

ગુરુ:—ના, એમ નથી: કેવલ સૂર્યના સંનિધાનને લીધે મનુષ્યોનાં પુણ્ય-પાપને એ (સૂર્ય) અનુકૂલ છે, તો પણ જેમ પુણ્યપાપ તથા તેના ફલનો કશો સબંધ નથી, તેવી જ રીતે આત્માનું પણ માનવાનું છે. વળી જેમ લોખંડનું હલનચલન એને અનુકૂળ રહેનારા લોહચુંબકને સ્પર્શ કરતું નથી, તેમ પ્રાણીઓનો કર્મસંબંધ આત્મા સાથે સમજવાનો છે. આવી રીતે આત્માનું નિરંજનપણું અને નિર્વિકારીપણું ભંગ થતું નથી.

(અપૂર્ણ)



(૧૮) आत्मा हृषीकेश. सर्वान्तर्यामी ।

## પરમહંસ સ્વા. શ્રી. રામતીર્થજી
## ની
# નીતિકથાઓ

( ગતાંકથી ચાલુ )

કથક –શ્રી. નર્મદાશંકર હરિશંકર વ્યાસ બી. એ.

卐

(૨૪)

### રાજા અને રામ

એક વખત સ્વામી રામને કોઈ મોટો રાજા પગે લાગવાને, માન આપવાને આવતો હતો. રામને આ ખબર એક માણસે આવીને આપ્યા. જગતની અંદર હંમેશાં દુન્યવી માણસોને પોતાનાં વખાણ, પોતાની બડાઇ અને પોતાની ખુશામત અત્યંત પ્રિય લાગે છે. આવો મોટો સમૃદ્ધ રાજા રામને ચરણે આવતો જોઈ, ખબર આપનાર માણસને બહુ નવાઈ લાગી, અને રામના મગજ ઉપર, એ બાબતની મહત્તા, અને એ પ્રસંગનું ગાંભીર્ય ઠસાવવાની તેણે કોશિષ કરવાનું કર્યું. પણ રામના મુખમાંથી તો સહજ એટલા જ શબ્દો નીકળી ગયા કે “ તેથી રામને શું ?”

પેલા માણસે કહ્યું,“ આપને ભેટ આપવા માટે એ તો ખૂબ જ કિંમતી અને ભવ્ય વસ્તુઓ ખરીદે છે. ”

" એની મને શી વિસાત છે? મારે મન રાજા કોણ છે? મને માત્ર મારી વાસ્તવિકતામાં જ રાચવા દો. એવા ક્ષુલ્લક અને દુન્યવી દેખાવોમાં મને રસ નથી. મારૂં સત્ય, મારૂં બ્રહ્મ, મારો આનંદ, મારો આત્મા મને પ્રવૃત્ત રાખવાને પૂરતાં છે. ખોટી બડાઈની વાતો, દુન્યવી દંભ અને પોલા ભૌતિકભાવો મારે જોઇતા નથી, મને તે સ્પર્શી શકે તેમ પણ નથી. રાજાઓ અને મહારાજાઓ તેમની સઘળી સમૃદ્ધિના સાજ સાથે રામના નશ્વર દેહને નમવા આવે છે. રામ જો એ નશ્વર દેહની લીલામાં, માનઅપમાનના વર્તુળમાં અને દુનિયાના પોલા દંભની ચૂંગાલમાં ફસાઇ જાય, તો રામ, રામ મટી, ફરી માનવી–મર્યાદિત માનવી બની જાય. પણ રામને માટે હવે એ શકય નથી. તેના આંતરદેહમાં દિવ્ય-સંગીતની અનુપમ જમાવટ થયેલી છે, તેનો આત્મા પરમાત્માના સ્વરૂપમાં તલ્લીનતા અનુભવી રહ્યો છે. સારા યે જગતના પાદશાહના આગમનની ઘટના પણ તેની લાગણીને ઉશ્કેરી શકે તેમ નથી. " રામે આમ પ્રત્યુત્તર આપ્યો.

જીવનનું દષ્ટિબિંદુ બદલાતાં જગતના સમાચારપત્રો તમારી લાગણીઓને ઉશ્કેરી નહિ શકે. જ્યારે આ સમાચાર-પ્રધાન યુગમાં, સમાચારની અસરથી તમે પર થઈ શકો, ત્યારે સમજવું કે દેહભાવમાંથી મુક્તિ મળવા લાગી છે; અને પ્રભુતા નજીક આવતી જાય છે. દરરોજના વ્યવહારમાં માનવી આઘાતો અને પ્રત્યાઘાતોથી પર થઇ શકયો છે કે નહિ, એ એના આત્મિક જીવનની સાચી કસોટી છે. લાગણીઓથી પર થયેલો માનવી, હૃદય ન હોય તો રાક્ષસ બને છે, અને હૃદયને

પરમ વિશુદ્ધિ બક્ષી પરમાત્મભાવે જીવતો હોય તો પરમ સત્યમય, પ્રભુમય જીવન પ્રાપ્ત કરે છે.

બોધઃ—જેના જીવનનું દૃષ્ટિબિંદુ ઐહિક મટી આત્મિક બન્યું હોય છે, તેને માટે જગતની મહાનમાં મહાન સમૃદ્ધિ કે સત્તા અર્થહીન છે. તેના જીવનનો સમગ્ર રસ પરબ્રહ્મમાં એકાગ્ર થયેલો હોય છે.

[૨૫]

## સ્વામી રામનો નોકર

સ્વામી રામના નોકરની અંદર, રામના સતત સહવાસને લીધે, આત્મભાવના જાગૃત થઈ હતી. એક દિવસ મકાનની છેલ્લી અટારી ઉપર ચાલતાં ચાલતાં તે " હું પ્રભુ છું, હું પરમાત્મા છું " એવી બૂમો મારવા લાગ્યો. આસપાસનાં લોકોએ એની બૂમો સાંભળી, ક્રોધમાં આવી જઈ કહ્યું, " શું બરાડા મારે છે ? તું પ્રભુ છે ? તું શું બકે છે, તેનું તને ભાન છે ? તું ભગવાન છે ? ન જોયો હોય મોટો ભગવાન તો ! જો ખરેખર ભગવાન હો, તો માર ત્યાંથી કૂદકો, પછી ખબર પડશે કે ભગવાનને કેવું વાગે છે ? જો ખરેખર તને કંઈ પણ ઈજા નહિ થાય, તો અમે માનશું કે તું ખરેખર પરમાત્મામાં લીન છે, પણ જો તને ઇજા થશે જો તને દેહાંતદંડની શિક્ષા કરવામાં આવશે, કારણ કે તને–તારી જાતને ભગવાન તરીકે જાહેર કરવાનો જરાય અધિકાર નથી. "

બ્રહ્માનંદની મસ્તીમાં રાચતા છોકરાએ જવાબ આપ્યો " હું કૂદકો મારવાને તૈયાર છું; તમે કહો તેવા ઊંડા કે અંધારા ગર્તમાં કૂદવા હું તૈયાર છું; ગમે તેટલી સાગરની

ઊંડાઇએ જવા હું તૈયાર છું; પણ કૃપા કરીને મને, તમે એવું એક પણ સ્થાન, વિશ્વનું એક પણ અણુ બતાવો કે જ્યાં હું નથી. જ્યાં હું નહોઉં, ત્યાં હું કૂદકો મારી શકું ને? હું બ્રહ્મ છું, સર્વવ્યાપક છું. મને એક પણ સ્થાન મારી હસ્તી વિનાનું બતાવો, ત્યાં કૂદવા તૈયાર છું. જ્યારે હું સઘળે સ્થાને વ્યાપ્ત છું, ત્યારે મારા માટે એક સ્થાનથી બીજા સ્થાને જવાનો પ્રશ્ન જ રહેતો નથી. મર્યાદિત માનવી માટે સ્થાન-ફેર શકય બને છે,–જે અહિં હાજર હોય અને ત્યાં ન હોય. પણ હું તો સર્વસ્થાને સર્વવ્યાપક છું, અહિં છું, ત્યા છું, નીચે છું, ઊંચે છું, હું કયાં નથી, કે એ સ્થાને કૂદકો મારી શકું ?"

લોકોએ કહ્યું. "તું એવો ઇશ્વર છે? નહિં નહિ, તું તો માનવદેહે વિચરતો માત્ર સાધારણ માણસ જ છે."

બ્રહ્મબાળે જવાબ આપ્યો, "આ શરીર તો માત્ર તમારી ખોટી કલ્પનાનું પરિણામ છે. હું આ શરીર નથી. તમારા પ્રશ્નો અને વાંધાઓ મને પહોંચી શકતા નથી, તે માત્ર તમારી કલ્પનાની જાળ છે. જે સર્વવ્યાપક છે, તેને કયાં કૂદવાનું છે? જે સર્વજ્ઞ છે, તેને શું જાણવાનું છે? સર્વશકિતમાન છે, તેને કઇ શકિત મેળવવાની છે? જે સર્વસંચાલક છે, તેને કયું સંચાલન ધારણ કરવાનું રહે છે? જે સર્વસત્તાધીશ છે, તેને કઈ સત્તા સ્વીકારવાની રહે છે? એવું એક પણ સ્થાન નથી, જ્યાં હું નથી. હું એ બ્રહ્મ છું; હું એજ પરમાત્મા છું, જો હું આ શરીરમાં જ મર્યાદિત હોઉં અને સર્વ સ્થાને ન હોઉં તો જરૂર મારે માટે આ શરીર દ્વારા દુન્યવી પરચાઓ–ચમત્કારો,

રજુ કરી પુરવાર કરવાનું રહે કે હું પરમાત્મા છું. પણ સર્વ શરીરો મારાં છે, સર્વ સર્જન મારૂં છે; મારે કંઇ કરવાનું રહેતું નથી, બધું મારાથી જ થયું છે."

બોધઃ—જેને ખરેખરૂં બ્રહ્મજ્ઞાન હોય છે તે પોતાને સર્વસ્થાને વ્યાપ્ત જુએ છે.

[ ૨૬ ]

## આંધળો માણસ

એક વખત ચાર અંધ માણસોને દવાખાનામાં આંખના મોતીયાનું 'ઓપરેશન' કરાવવા માટે લઇ જવામાં આવ્યા. તેમની આંખ તો કામ આપતી જ નહોતી, માત્ર બાકીની ચાર ઇન્દ્રિઓ દ્વારા જ શરીરનો વ્યાપાર ચલાવતા હતા. એક દિવસ બારીના કાચનો રંગ કેવો છે, તે બાબત તેઓ ચર્ચામાં ઉતરી પડયા.

એક જણાએ કહ્યું "મારો પુત્ર જે મહાવિદ્યાલયમાં અ-ભ્યાસ કરે છે તે અહીં આવેલો અને તેણે મને કહેલું કે બારીનો કાચ પીળો છે."

બીજાએ કહ્યું "મારો કાકો, જે શહેરસુધરાઇનો વડો છે, તે ગઇ કાલે મારી ખબર લેવા આવેલ અને તેણે તો મને એમ કહ્યું કે બારીનો કાચ રાતો છે."

ત્રીજાએ કહ્યું "મારો પિત્રાઇ, જે મહાવિદ્યાલયમાં આ-ચાર્ય છે, તે જ્યારે મારી તબિયતના ખબર લેવા આવેલ ત્યારે તો એમ કહેતો હતો કે બારીનો કાચ લીલો છે."

આ પ્રમાણે ત્રણે અંધ માણસો કાચના રંગ બાબત વાદ-વિવાદે ચડયા, રંગ કેવો છે તેનો નિર્ણય કરવા તેઓ કોશિષ કરવા લાગ્યા. પહેલાં તેઓ કાચને જીભથી ચાખવા લાગ્યા પણ તેનાથી કંઇ રંગનું ભાન થયું નહિ. પછી તેમણે કાચને ટકોરી જોયો, પણ અવાજથી રંગનો ખ્યાલ આપ્યો નહિ. કાચને સૂંઘી જોયો, પણ એ રીતે ય રંગનો પત્તો લાગ્યો નહિ, તેમની સ્પર્શેન્દ્રિય, ઘ્રાણેન્દ્રિય, સ્વાદેન્દ્રિય કે રસેન્દ્રિય તેમજ કર્ણે-ન્દ્રિય કાચનો રંગ કેવો હતો તે કહી શકી નહિ. એ જ પ્રમાણે આપણે અમર્યાદિત બ્રહ્મને મર્યાદિત શરીરથી, મર્યાદિત બુ-દ્ધિથી કે મર્યાદિત ઇન્દ્રિઓથી જાણી શકીએ નહિ. મર્યાદિત કલ્પનાથી અનંત બ્રહ્મને કળી શકાતું નથી, એ અશકય છે. એ તો માત્ર બ્રહ્મરૂપ બનતાં અને પરમાત્મભાવનો આવિર્ભાવ પ્રત્યક્ષ કરતાં જ પારખી શકાય છે.

ઇન્દ્રિઓ ઇન્દ્રિયાતીત વસ્તુઓને જોઇ શકતી નથી. બાહ્ય આલંબનથી કોઇ દિવસ ખરૂં આંતરજ્ઞાન પ્રાપ્ત થતું નથી. આંધળાઓની માફક કાચનો રંગ પીળો, રાતો કે લીલો જ માની લેવો પડે, કારણ કે પુત્ર, કાકા કે પિત્રાઇએ એ પ્રમાણે કહેલું છે. જ્યાં સુધી સ્વપ્રેરણાવડે આંતરચેતના જાગૃત થાય નહિ, જ્યાં સુધી સ્વાલંબનવડે આંતરચક્ષુઓ ખુલે નહિ, ત્યાં સુધી બાહ્ય આલંબનો ઉપર જ આધાર રાખવો પડે અને એ પ્રમાણે સ્વત્વની સિદ્ધિ કે બ્રહ્મનું સ્વરૂપ અલક્ષ્ય જ રહે છે.

બોધઃ–અનંત બ્રહ્મને મર્યાદિત ઇન્દ્રિયોથી કળી શકાતું નથી, કારણ કે તે ઇન્દ્રિયાતીત છે એ તો માત્ર બ્રહ્મભાવથી જ સમજી શકાય.

નજરે ચડયું. તેમના જીવનની આ સ્વપ્નદેવીને મળવાનું અને તેની સાથે વાતોચીતો કરવાની તેમના જીવનમાં એક ઊંચામાં ઊંચી મહત્વાકાંક્ષા હતી, પણ આજે તેનાં ચમકતાં સ્મિતની તેઓ સંપૂર્ણ અવગણના કરી રહ્યા હતા.

શિવચરણ બાબુ ઘર પાસે આવી પહોંચ્યા અને મકાનની આસપાસ જબરદસ્ત શોરબકોર અને કોલાહલ તેમને માલુમ પડયાં. ધૂમાડાના ગોટેગોટા આકાશમાં ઉપર ચડતા અને સૂર્યને પણ ઘેરી લેતા તેમની દૃષ્ટિએ પડયા. તેમની પત્ની, માતા, દાદીમા અને અન્ય આપ્તજનો ઘરને ભરખી રહેલ અગ્નિને સંબોધી છાતીફાટ રૂદન કરી રહ્યાં હતાં; તેમણે પોતાનાં બધાં સગાં અને સ્નેહીઓને ત્યાં જોયાં, પણ પોતાના જીવનનો સુખદીપ, તેમનો કુલદીપક એકનો એક પુત્ર દૃષ્ટિગોચર થતો નહોતો. પ્રભુના પયગમ્બર સમા એ બાળકને તેઓ જોવા તલપી રહ્યા હતા; પણ તે ત્યાં નહોતું. તેમણે, બાળક કયાં છે ? એવો પ્રશ્ન ન કલ્પી શકાય તેવી આતુરતાથી કર્યો, પણ પત્ની કંઇ જવાબ આપ્યા વિના જ રડતી હતી. તેઓ સમજી ગયા; બાળક ઘરમાં–સળગતા ઘરમાં રહી ગયું હતું.

જ્યારે ઘરને આગ લાગી ત્યારે બાળક આયા પાસે હતું. આયાએ બાળકને પારણામાં સુવરાવેલું અને પોતે કંઇ કામ માટે બહાર ગએલી. આગ ભભૂકી ઉઠતાં ઘરનાં બધાં માણસો પોતપોતાનો જીવ બચાવવા બહાર દોડી આવ્યાં. પ્રત્યેકના મનમાં એમ હતું કે બાળક કોઈ બીજાની પાસે તો હશે જ, પણ જ્યારે બધાં બહાર એકઠાં થયાં ત્યારે જણાયું કે બાળક કોઈની પાસે નહોતું અને ઘરમાં જ રહી ગયેલું. બધાં રડતાં

હતાં, કકળતાં હતાં, છાતી કુટતાં હતાં પણ મદદ નહોતી; બાળકને બચાવવા મા-બાપ તેમ જ બધાં સગાં વ્હાલાં બૂમરાણ કરી રહ્યાં હતાં, પણ આશા નહોતી. "બાળકને કોઇ બચાવે તો તેને સઘળી માલમિલ્કત, દશ વર્ષ સુધીની બધી કમાણી, બધું જ આપશું." એવી બૂમો મા-બાપ પાડતાં હતાં. બાળકને ખાતર સર્વસ્વનો ભોગ આપવા તેઓ તૈયાર હતાં.

ખરેખર, બાળક માનવ ઉદ્યાનમાં ખીલતું સુમધુર પુષ્પ છે. નિસર્ગને ખોળે ખિલખિલાટ કરતુ બાળક પ્રભુની સાક્ષાત્ પ્રતિમા છે. બાળકને માટે અને તેના સંરક્ષણ અર્થે માનવી પોતાની બધી માલમિલ્કત, સંપત્તિ અને સ્વાર્થ હોમી દેવા તૈયાર હોય છે.

પણ રામનો એક પ્રશ્ન છે. "શું બાળક ખરેખર માનવજીવનના સુખનું મૂળ છે ? કે એ મૂળ કોઇ અન્ય સ્થાને છે?" બાળકની ખાતર સર્વસ્વનું બલિદાન દેવા માતા-પિતા તૈયાર હતાં, પણ ખુદ બાળકનું જ બલિદાન કંઇક અન્યના રક્ષણ અર્થે દેવાઇ નહોતું રહ્યું ? બાળક કરતાં પણ એ ચીજ વધારે મધુર, વધારે શ્રેષ્ઠ હોવી જોઇએ કે જેના ખાતર બાળકને બચાવવાનો આરો નહતો. આ ચીજ માનવજીવનના સુખનું મધ્યબિન્દુ, ખરા સુખનું મૂળ હોવું જોઇએ અને તે શું હશે ?

બાળકને બચાવવા તેઓ કોઈ અગ્નિમાં-મૃત્યુના મુખમાં ન પડ્યાં, એ ચીજ એમનું પોતાનું 'સ્વ' છે, પોતે છે. જો તેઓ પોતે અગ્નિમાં પડે તો તેઓ પોતાનું બલિદાન આપે છે, કે જેને માટે તેઓ તૈયાર નથી. બાળકની ખાતર 'સ્વ' સિવાય બધાનું બલિદાન અપાય છે અને 'સ્વ'ની વેદી ઉપર

બાળકનું બલિદાન દેવાઇ જાય છે.

બોધઃ-માનવી પોતે જ જીવનમાં સુખનું સાચું મૂળ છે.

[ ૨૯ ]

## આનંદનું મૂળ

રામે એક વખત એક યુવાનને જિંદગીના છેલ્લા શ્વાસ લેતો જોયો. તે જીવલેણ દરદથી પીડાતો હતો. તેના શરીરના રૂંવેરૂંવાંમાંથી દર્દ ઉભરાતું હતું. પગની પેનીમાંથી દર્દ શરૂ થયેલું. પ્રથમ તો તે કંઈ ખાસ ગંભીર નહોતું જણાતું, પણ ધીમે ધીમે દર્દ ફેલાવા લાગ્યું. ફેલાતું ફેલાતું ગોઠણ સુધી અને ગોઠણથી પેટ સુધી આવ્યું. દર્દની ઉગ્રતા પ્રતિક્ષણે વધતી જતી હતી અને જ્યારે તે હૃદય સુધી આવી પહોંચ્યું ત્યારે જીવલેણ નીવડયું. જીવનની છેલ્લી ઘડીએ ઉચ્ચારેલા યુવાનના શબ્દોનો ધ્વનિ જિંદગી કયારે છૂટી જાય, દેહમાંથી પ્રાણનું વિસર્જન કયારે થઇ જાય તેવો હતો.

માનવીના જીવનમાં પાર્થિવ દેહ અને પ્રાણ કરતાં પણ વિશેષ મહાન તત્ત્વ રહેલું છે, જે તત્ત્વ " મારૂં જીવન " કે " મારો પ્રાણ " એવું ઉચ્ચારણ કરે છે. જે તત્ત્વની અંદર પ્રાણ રહેલો છે, જે પ્રાણ અને જીવનની પર છે અને જે જીવન અને પ્રાણ કરતાં અનેકગણું વધારે મધુર અને પ્રિય છે. વ્યકિતગત જીવન અને પ્રાણ કરતાં આ ઊંચા તત્ત્વને માટે જીવન અને પ્રાણનું બલિદાન દેવામાં આવે છે. એ તત્ત્વમાં જ ખરો આનંદ રહેલો છે, એ ખરેખર સચ્ચિદાનંદ સ્વરૂપ છે, તે જ આનંદના અખૂટ અને અસ્ખલિત ઝરણાનું અનંત મૂળ છે, તે જ જીવનની ઊંચી ભૂમિકા છે, સુખનું ખરૂં સ્વરૂપ છે,

જેની પ્રાપ્તિને કાજે જીવનનું બલિદાન દેવામાં આવે છે.

**બોધઃ**-સ્વનું આત્મિક સ્વરૂપ આનંદનું ખરૂં મૂળ છે.

[ ૩૦ ]

### વ્યર્થ-શોધ

એક ઘણી જ ગરીબ બાઈ, જેના ઘરમાં દીવાનું પણ સાધન નહોતું, તેની સોય ખોવાઈ ગઇ. સોય ઘરમાં જ ખોવાઈ ગયેલી પણ દીવાના અભાવે તેનાથી ઘરની અંદર તેની શોધ થઇ શકે તેમ નહોતી, એટલે તે ઘરની બહાર જઇ સુધરાઈના દીવાના પ્રકાશે રસ્તા ઉપર સોયની શોધ કરવા લાગી! રસ્તેથી પસાર થતા એક ગૃહસ્થે બાઈને પૂછયું કે, "શાની શોધ કરી રહ્યાં છો ?" બાઈએ જવાબ આપ્યો કે " સોયની. " સજ્જને પુછયું કે " સોય કઇ જગ્યાએ ખોવાઇ ગઇ છે ?" " ખોવાઇ તો ઘરમાં ગઇ છે. " બાઈએ પ્રત્યુત્તર વાળ્યો. "ઘરમાં ખોવાઈ ગયેલી વસ્તુ માટે રસ્તા ઉપર શોધ કરવી એ કેટલુ બધું વણવિચાર્યું કર્તવ્ય છે !" સજ્જન બોલ્યા.

આ પ્રમાણે જ સંસારમાં માનવી વ્યર્થ ગોથાં ખાધાં કરે છે. ખરૂં સુખ, સાચું સ્વર્ગ, શાશ્વત આનંદ તો તમારામાં જ, તમારૂં પોતાનું ખરૂં સ્વરૂપ સમજવામાં જ રહેલો છે. છતાં તમે તો બાહ્ય સાધનોમાં જ તેની શોધ કરી રહ્યા છો. આંતર શોધન થવાને બદલે કેવળ બાહ્ય શોધન અને તે પણ ઇન્દ્રિયો દ્વારા, કેટલું વિચિત્ર ! !

**બોધઃ**-બાહ્ય સાધનોદ્વારા જીવનમાં ખરા સુખની શોધ વ્યર્થ છે. શાશ્વત આનંદ તો માનવીના ખરા આત્મિક સ્વરૂપના આવિર્ભાવમાં જ રહેલો છે.

( અપૂર્ણ )

# *સાધન ચતુષ્ટય

ૐ

શિષ્ય ! આ સાધન સંઘરજે;
આસુરી સ્વભાવ પરહરજે.
તન મન ધન પ્રભુદીધાં પામ્યો પામ્યો માનવ નામ,
પ્રભુદીધું પ્રભુચરણે ધરીને બંધ વિમોચન પામ;
જન્મ આ સાર્થક તું કરજે.—શિષ્ય૦
વિશ્વ વિરાટ વિહારક્ષેત્ર મહીં વસ્તુસમૂહ વિશાલ,
પ્રભુસુત તું પ્રભુમાં લય પામી ત્યજ આ માયાજાળ;
તત્ત્વમાં તત્ત્વરૂપે ઠરજે.—શિષ્ય૦
તન મન ધનનો મોહ વધે તો વધે અહમ્મમ પાશ,
કીર્તિવાસના કરે સમૂળો માનવતાનો નાશ;
સર્વ એ શ્રીહરિનું ગણજે.—શિષ્ય૦
ગુણમયી માયા ગુણ પ્રકટાવે અનાત્મ જીમટયાં રૂપ,
નામ રૂપ ગુણ ભાસ વિસારી ઓળખ આત્મસ્વરૂપ;
વિચારી વિવેક વાપરજે.—શિષ્ય૦
ધનઉદારતા ધનમદ લાવે મનઉદાર મદમાન,
તનઉદારતા તેજ વધારી ઉપજાવે અભિમાન;
જાગે ત્યાં વિરક્તિ તું વરજે.—શિષ્ય૦

---

* 'ઉત્થાન'માં સાધનચતુષ્ટયના લેખમાં જે ચારે સાધનનું વર્ણન આવી ગયું છે, તેને અનુરૂપ આ ભજન "માર્ગદર્શન"માંથી અહીં ઉતારેલું છે.

આ વ્યવહાર વિચિત્ર વિકારી વિડંબના વિક્ષેપ,
ઉર ઉકળાટ વધે ત્યાં ક્ષણ ક્ષણ સ્મર શ્રી ગુરુ નિર્લેપ;
નિત્ય ત્યાં શમ ગુણ સાચવજે.–શિષ્ય૦
ઇન્દ્રિયગણ ઉદ્ધત બની ધમે પંચ વિષય પરિવાર,
સંયમબલ અણુધાસુ તોડે અરિદલ અપરંપાર;
વીર તું દમન શસ્ત્ર ધરજે.–શિષ્ય૦
કર્મભોગ પ્રકટયા વિધવિધ ત્યાં વધે વાસનાલેશ,
આદ્ય અવિદ્યા અટપટી ખેલે ઉર ઉપજાવે કલેશ;
ત્યાંથી તું ઉપરતિ અનુસરજે.–શિષ્ય૦
રાગદ્વેષ માનસ ભયસાગર જન્મમરણ તનભોગ,
પ્રાણાપાન ગતિ પ્રકટાવે ક્ષુધા તૃષાના રોગ;
તિતિક્ષા તરણી લઈ તરજે.–શિષ્ય૦
શાસ્ત્રસમુદ્ર ભર્યું જલ ખારૂં ગુરુમુખ અમૃત પાન,
આત્મસમર્પણ અવિચલ કરજે ત્યાગીને અભિમાન;
સરલ થઈ શ્રદ્ધામાં ઠરજે–શિષ્ય૦
પ્રમાદને પરહરી સ્મૃતિ શોધી લક્ષ્યવિષય ઉર ધાર,
તત્ત્વ વસ્તુ વ્યતિરેક બધું એ વિષસમ તું પરિહાર;
શાંત થઈ સમાધાન ધરજે.–શિષ્ય૦
ક્ષણક્ષણ વિણસે-એ દુઃખદ્વૈતે બંધ ન વ્યર્થ વધાર,
આત્મવિચાર કરી અતિ ઉત્તમ માનવ જન્મ સુધાર;
મુમુક્ષા અન્તર આદરજે.–શિષ્ય૦
સધિન ધનસુખ સંગ્રહી સાચું થજે મુમુક્ષુ વીર,
સદ્‌ગુરુ શરણે સ્વયં અભયપદ વરી લે ધીર ગભીર,
નિત્ય ત્યાં નિર્ભય થઈ ફરજે.–શિષ્ય૦

સ્વયંજ્યોતિ

卐

# ઉપનિષદની આખ્યાયિકા

## મિથ્યાભિમાન

લેખક—શ્રી. નાનાલાલ દેવશંકર વૈદ્ય



એક વખત દેવતાઓ અને અસુરો વચ્ચે ભારે લડાઇ થઈ. અસુરો જગતના શત્રુરૂપ બની ઈશ્વરીનિયમો તોડનાર હોવાથી જગતની સ્થિતિ કાયમ રાખવા માટે પરમાત્માએ અસુરોનો પરાજય કર્યો, દેવોને અર્થે જય મેળવ્યો અને તેઓને મોટાઈ, ઐશ્વર્ય, પૂજા, સત્કાર વગેરે અપાવ્યાં. બ્રહ્મનિર્મિત વિજય પ્રાપ્ત થયા પછી અગ્નિ વગેરે દેવતાઓને મોટો વૈભવ મળ્યો અને જગતમા તેમને સૌ પૂજવા લાગ્યા. અસુરો હાર્યા અને પોતે જીત્યા તથા પોતાનો મહિમા વધ્યો એ બધું કેવળ પોતાના સ્વતંત્ર પરાક્રમથી જ થયું એવું દેવતાઓને અભિમાન આવી ગયું. પોતાના વિજય અને મહિમાનું ખરું અાંતરકારણ તેઓ ... શક્યા નહિ અંતર્યામી સર્વજ્ઞ, સર્વશક્તિમાન ઈશ્વર કે જેની ... આ વિશ્વયંત્ર નિયમિત ચાલ્યા કરે છે, સૌ ઓને કર્માનુસાર ફળ મળ્યા જાય છે, તેની સત્તાને તેઓ ભૂલી જ ગયા અને વાસ્તવિક રીતે જે શક્તિ અને જે સત્તાસામર્થ્ય પોતામાં ન હતાં તે શક્તિ અને તે સત્તાસામર્થ્ય પોતામા છે, એવું માની લઇ પોતાને જ સર્વશક્તિમાન અને સર્વસત્તાધારક ગણીને અભિમાનથી ફુલાઇ ગયા; સૌ પોતપોતાની બડાઇ હાંકના ઇન્દ્રભવનમાં એકઠા મળ્યા; ભારે આડંબરથી પોતાનાં પરાક્રમનાં બણગાં ફૂંકવા લાગ્યા કે, અમને વિજય મળ્યો છે, અમારો વૈભવ વધ્યો છે. અમને ‘ અગ્નિ, વાયુ, ઇન્દ્ર ’ એવાં ઐશ્વર્ય સૂચક નામ મળ્યાં છે, અમારું મહત્ત્વ વધ્યું છે.

આ બધુ અમાન જ પરાક્રમનુ' પરિણામ છે.

દેવતાઓનુ આ મિથ્યાજ્ઞાન અને મિથ્યા અભિમાન સર્વસાક્ષી સર્વજ્ઞ પરમાત્માના જાણવામા આવ્યુ દેવતાઓ મિથ્યાભિમાનથી ઈશ્વરી સત્તાને ભૂલી જશે તો અસુરોની પેઠે તેમનો પરાભવ થશે, તેમ ન થાય અને દેવતાઓનુ ખોટુ અભિમાન દૂર થાય એવી કરૂણાપૂર્ણ ઈચ્છાથી દેવતાઓ પર અનુગ્રહ કરવા પરમાત્મા એ દેવતાઓ પાસે પ્રગટ થયા પોતાનાં યોગમાહાત્મ્યથી નિર્માણ કરેલી, અતિ અદ્ભુત, અતિ વિસ્મય પમાડે તેવી પૂજ્ય મૂર્તિરૂપે દેવતાઓની નજરે પડયા.

અકસ્માત્ પ્રગટ થએલી આ વિલક્ષણ મૂર્તિને જોઇ દેવો ભારે નવાઇ પામ્યા, અને બીકથી મુ ઝાઇ ગયા તેઓ આ અદ્ભૂત આશ્ચર્યકારક પૂજનીય મૂર્તિ શુ છે તે કળી પણ ન શકયા તેઓ ઢીલા પડી ગયા માહોમાહે વિચારવા લાગ્યા પણ તેઓ આ મહા વિસ્મયકારક મૂર્તિને ઓળખી શકયા નહિ છેવટે બધાએ વિચાર કરી એ સ્વરૂપને જાણવાની ઈચ્છાથી અગ્નિને કહ્યુ, "તમે અમારા અગ્રેસર છો, તમારો પ્રભાવ ભારે છે, તમે જાતવેદા છો, બધુ જાણનાર છો, તમે અધિક તેજસ્વી છો તમે ત્યા જઈને જાણી આવો કે આ યક્ષ–પૂજ્ય વસ્તુ શુ છે " આ વિનતિ સાભળી અગ્નિદેવ હા કહી યક્ષ ભણી દોડયા–ઝડપથી ગયા પણ ત્યા પહોચતા જ તેના દિવ્યસ્વરૂપમા અજાઇ ગયા. પૂછવાનો પ્રશ્ન તે પૂછી ન શકયા, ત્યા જ થભી ગયા. ત્યારે યક્ષરૂપ ધારી પરમાત્માએ અગ્નિદેવને પ્રશ્ન કર્યો–" ભાઈ તમે કોણ છો ?"

અગ્નિદેવ આત્મશ્લાઘા કરતા બોલ્યા "મારૂ નામ અગ્નિ છે. મને જાતવેદા પણ કહે છે આ બે નામે હુ સર્વત્ર પ્રસિદ્ધ છુ. યક્ષ – "આપનુ નામ પ્રસિદ્ધ છે, તો તે પ્રસિદ્ધ નામ પ્રમાણે ગુણ પણ હોવા જોઈએ આપનામા શુ સામર્થ્ય છે, કેવુ કર્મ છે તે તો કહો "

અગ્નિએ ગર્વિષ્ઠપણે જવાબ વાળ્યો–" બધુ જગત બાળી ભસ્મ કરી નાખવાનુ સામર્થ્ય મારામા છે સ્થાવર જગમ જગત તો શુ

પણ આ તન્કિ્ષમાં ર્હેલું પણ બધું હું બાળી શકું છું."

અભિમાન ભરેલા આ બોલ સાભળી પરમાત્માએ તેની પાસે સૂકા ઘાસનું એક તણખલું મૂકીને કહ્યું, "આ તણખલું બાળો જોઈએ, જો બાળી ન શકો તો તમારી બાળવાપણાની શકિતનું અભિમાન મૂકી દેજો"

અગ્નિદેવ ઉત્સાહભેર વેગથી એ તણખલાને બાળવા ગયા, જેટલું પોતામા બળ હતુ તે અજમાવ્યું. ઘણો પ્રયત્ન કર્યો પણ બાળી શકયા નહિ પોતાનામા માની લીધેલી શકિત વિફળ ગયેલી જોઈ તેઓ શરમાઈ ગયા તેમનુ અભિમાન ગળી ગયુ અને નમ્ર થઈ વીલે મોએ દેવતાઓ પાસે પાછા જઈ બોલ્યા કે, "એ પૂજ્ય મૂર્તિ શુ છે તે મારાથી જાણી શકાયુ નથી"

પછી દેવોએ વાયુને કહ્યુ "હવે તમે જાઓ; તમાન વગર આ કામ નહિ થાય, જાઓ અને આ ચમત્કારિક સ્વરૂપ શુ છે તેના ગુણ ધર્મ શુ છે, તે જાણી આવો"

વાયુએ હા પાડી અને ઝડપથી યક્ષ પાસે ગયા, પરંતુ તેઓ પણ સમીપ પહોચતા તેના તેજમા અંજાઈ ગયા અને કંઈ પણ બોલી ન શકયા છેવટે યક્ષે જ પૂછ્યુ કે, "ભાઇ તમે કોણ છો?" તેના ઉત્તરમા વાયુએ પોતાનુ નામ માતરિશ્વા, વાયુ એવુ સર્વ પ્રસિદ્ધ છે એમ જણાવ્યુ

યક્ષે પૂછ્યુ –"ઠીક આવા પ્રસિદ્ધ નામ તથા ગુણવાળા તમારામા કેવુ સામર્થ્ય છે?"

વાયુએ જવાબ આપ્યો–"એ પૃથ્વી તથા અન્તરિક્ષમાં જે કાંઇ સ્થાવર જંગમ પદાર્થ છે તે સર્વને ઊડાડી મૂકવાને હુ સમર્થ છુ"

પરમાત્માએ તેની આગળ પણ એ જ સૂકુ તણખલુ મૂકીને કહ્યુ –"આ સૂકા તણખલાને જ તુ મારા દેખતા ખસેડ જોઇએ."

વાયુદેવે પોતાના સપૂર્ણ વેગથી તે તણખલાને ખસેડવા પ્રયત્ન

કરવા લાગ્યા, પરંતુ જરા જેટલું પણ તેને ખસેડી શકયા નહિ. છેવટે પોતાની શકિત કામ કરી શકતી નથી એ જોઈ નીચે મોંએ પાછા વળી આવ્યા. અને એ યક્ષ કોણ છે તે જાણવા પોતે સમર્થ નથી એમ દેવોને જણાવ્યું.

આથી દેવતાઓ ભારે મૂંઝાયા. છેવટે તેઓએ પોતાના મહારાજા ઈન્દ્રદેવને વિનંતિ કરી કેઃ–" હવે તો આપ પધારો અને તેની વિશેષ માહિતી મેળવી આવો. આપ સિવાય બીજા કોઈથી એ કામ બની શકે તેમ નથી." અભિમાનથી મસ્ત ઈન્દ્રરાજા વેગથી યક્ષ તરફ દોડયા. પરંતુ ઈન્દ્રપણાંનુ અભિમાન તોડવા માટે તેનાથી અગ્નિ અને વાયુની પેઠે યક્ષ પરમાત્માએ સંવાદ પણ ન કર્યો. ઇન્દ્રદેવ આવતા જ તરત તેના દેખતાં તિરોધાન થઈ ગયા. ઈન્દ્ર જે સ્થળે હતા તેજ સ્થળે થભી ગયા. અગ્નિ અને વાયુની પેઠે પાછા વળી ન ગયા. અને એ યક્ષ-ભગવાનનાં સ્વરૂપનું ચિંતન કરવા લાગ્યા. તેનો ગર્વ ગળી ગયો હતો. તેઓ હિંમત ન હારતાં એકાગ્ર ધ્યાનમગ્ન થઈ ગયા; તેવામાં વિદ્યાદેવી ઉમા સ્વરૂપે પ્રગટ થયાં. તેઓ સુવર્ણના ઉત્તમોત્તમ અલંકારોથી શોભતાં હતાં. તેમનાં દર્શનથી ઇન્દ્રદેવને હર્ષ થયો. આ ઉમાદેવી નિત્ય જ્ઞાનસ્વરૂપ પરમાત્મા પાસે હમેશાં રહેતાં હોવાથી યક્ષ સંબંધી માહિતી તેમને હશે એવું વિચારી તીવ્ર જિજ્ઞાસાથી વિનયપૂર્વક ઉમા-દેવીને શરણે ગયા અને પૂછવા લાગ્યા કેઃ–" માતા! હમણાં અમને દર્શન આપી અંતર્ધાન થઈ ગયા તે યક્ષ કોણ હતા ?" આ ઉપરથી ઉમાદેવીએ કહ્યુંઃ–" હે ઇન્દ્ર! તે બ્રહ્મ હતા; એ બ્રહ્મની શકિતથી જ તમને વિજય મળ્યો; વસ્તુતઃ એ ઈશ્વરે જ અસુરોનો પરાભવ કર્યો હતો, તમે તો માત્ર નિમિત્ત જ હતા."

"તમને મોટાઈ મળી તે એ પરબ્રહ્મે તમારા અર્થે મેળવેલા વિજયને લીધે જ. તમારું અભિમાન વ્યર્થ છે. વિજયનો મહિમા તમારો નથી. સર્વેશ્વર સર્વશકિતમાન પરમાત્માનો છે; માટે અભિમાન મૂકી તેનો

જ જયકાર એનો તેને જ ધન્યવા આપો એ પરમાત્માની જ શક્તિ અને સત્તા કામ કરી ગઈ છે " ઈન્દ્રદેવને ઉમા દેવીના કહેવાથી બ્રહ્મનું જ્ઞાન થયુ પોતાની સ્વતંત્રતાથી જ્ઞાન થયુ નહિ આ ઉપરથી સમજાય છે કે, ગુરુ વગર જ્ઞાન થતુ નથી ચિત્તની એકાગ્રતા થયા સિવાય ગુરુ મળતા નથી, અને અધિકાર મેળવ્યા વગર ચિત્તની એકાગ્રતા અને દૃઢ નિશ્ચય થતાં નથી

ઈન્દ્ર દેવ આવી રીતે જ્ઞાન પામી દેવતાઓ પાસે પાછા આવ્યા અને બનેલી બધી હકીકત તેઓને કહી સભળાવી આ ઉપરથી પોતપોતાની શકિતનુ અને સત્તાનુ અભિમાન બધા દેવતાઓનુ ગળી ગયુ ખરી વસ્તુસ્થિતિ તેઓ સમજી ગયા બધો મહિમા પોતાનો નહિ પણ કેવળ પરમાત્માનો જ છે એમ માનવા લાગ્યા આ પરબ્રહ્મનુ સ્વરૂપ સૌથી પ્રથમ ઈન્દ્ર દેવ ઉમાની પાસેથી સમજી આવ્યા તેથી તેઓ સૌથી શ્રેષ્ઠ મનાય છે અગ્નિ અને વાયુએ પણ એ મૂર્ત સ્વરૂપ જોયુ, તેનાથી વાર્તાલાપ કર્યો અને પછી ઈન્દ્ર દેવ પાસેથી એનું જ્ઞાન મેળવ્યુ તેથી તેઓ પણ શ્રેષ્ઠ થયા આ આખ્યાયિકામાથી નીચેનો ઉપદેશ મળે છે

૧ બ્રહ્મજ્ઞાન મેળવવુ એ દેવતાઓ માટે પણ દુર્લભ છે તે માટે વિશેષ યોગ્યતા અને અધિક પ્રયત્નની જરૂર છે

૨ સદ્ગુરુ વિના જ્ઞાન થતું નથી, વળી જ્ઞાનપ્રાપ્તિ માટે શમ, દમ, અભિમાન ત્યાગ વગેરે સાધનોની પ્રથમ જરૂર છે નાગદેવ અભિમાન બહારની મોટાઇ, પંડિતાઇ નકામા છે

૩ બ્રહ્મના બે સ્વરૂપ—સગુણ અને નિર્ગુણ સગુણ સ્વરૂપનુ જ્ઞાન થયા પછી નિર્ગુણ સ્વરૂપ સમજી શકાય છે

૪ સર્વત્ર ઇશ્વરીય શકિત કામ કરી રહી છે, એ શકિતને યોગે એક તણખલા જેવી વસ્તુ પણ વજ્ર જેવી બની જાય છે

૫ જે કાઈ થાય છે, બને છે તે ઈશ્વરીય ઘટનાને યોગે જ થાય છે કર્તાપણાનુ અભિમાન વ્યર્થ છે

૬ આપણા હૃદયમાં જ દૈવાસુરસંગ્રામ નિત્ય ચાલ્યા કરે છે. સદ્‌વૃત્તિ–દૈવી સંપતિ તે દેવતાઓ છે. આસુરીવૃત્તિઓ તે અસુર છે, આ સારી નરસી વૃત્તિઓ વચ્ચે ચાલુ ઝઘડો થયા જ કરે છે. પરમાત્મા હંમેશાં સારી વૃત્તિઓને જ જય અપાવે છે. સદ્‌વૃત્તિનો જય થાય છે, ત્યારે જ ખરો મહિમા અને શ્રેષ્ઠતા મળે છે; પરંતુ આ જય, આ મહિમા અને આ શ્રેષ્ઠતા ઇશ્વરીય શક્તિથી જ છે. એમ સમજી અભિમાન તજવું જોઈએ. અભિમાન, દંભ, ક્રોધ જેવી આસુરીવૃત્તિઓ–અસુરોનો અંતે પરાભવ જ થાય છે.

૭ ઇશ્વરની ઇચ્છા વિના એક પાંદડું પણ હાલી શકતું નથી. અગ્નિ, વાયુ, ઇન્દ્ર વગેરે પોતપોતાનાં કામ કરે છે પણ તે પરબ્રહ્મની શક્તિ વડે જ, તેઓમાં સ્વતંત્ર અને સ્વતઃસિદ્ધ સત્તા કે શક્તિ નથી.

૮ વિરૂપ પણ વિદ્યાવાન બહુ શોભે છે. વિદ્યા બહુ શોભાયમાન છે જ.

ॐ

આશ્રય ન મળ્યો, તેમજ એમનાં સેવાચાકરી પણ ઠીક નહીં થતાં હોવાથી કંટાળીને આપઘાતનો માર્ગ લીધેલો. પાછળથી આણંદજી કલ્યાણજીની પેઢીને જાણ થતાં એમને દવા તથા જગ્યાની સગવડ મળી હતી.

( ૪ ) ધ્રાફાના મંદિરમાં રૂા ૬૦૦ ની ચોરી થઈ, તેમાં એક મુસ્લિમ પતિપત્ની ઉપર વહેમ આવતાં તેમની ઝડતી લેવાઈ, નિર્દોષ પતિપત્નીને આથી અપમાન લાગ્યું અને બંદુક વડે આપઘાત કર્યો.

( ૫ ) ભાવનગરમાં સખા મહારાજ નામનાં એક સ્ત્રીભક્તે પોતાના ભજન વખતે હાથમાંથી કંકુ વેરીને કૌતક ઊભું કર્યું હતું. એમની આસપાસ સ્ત્રીઓ એ વખતે વીંટળાયેલી જ રહેતી હતી. ત્યાંના શિક્ષિત વર્ગનો આ પ્રસંગ પ્રતિ ઉગ્ર અણગમો હતો.

( ૬ ) મુબઈમાં બખતાવમલ નામના અગીઆર વર્ષની ઉમરના છોકરાને ઉઠાવી જઈ સાધુની દીક્ષા આપવાનો પ્રયત્ન થયો હતો, પણ પાછળથી છોકરાના એક સગાને ખબર પડતાં એને પકડી લેવામાં આવ્યો હતો.

(૭) મધ્યપ્રાંતમાં માંડલા ખાતે ૧૦૦ જેટલા હરિજનોએ ઇસ્લામ ધર્મ સ્વીકાર્યો હતો. ઉચ્ચવર્ગના હિન્દુવર્ગની કનડગતનું આ પરિણામ હતું એમ મનાય છે.

卐

卐

ધર્મ્યામૃતમ્-અર્થાત્ શ્રી ભ ગીતાનો બારમો અધ્યાય ઉત્થાનના પહેલા અંકમાં સ્વીકાર કરેલા આ ગ્રંથની બીજી આવૃત્તિ શ્રી રા નામજી ખીમજી કેસરવાળા, ૧૮૭, ગુલાલવાડી, મુંબઈ તરફથી એમના માતુશ્રીના પુણ્ય સ્મરણાર્થે ભેટ આપવા માટે છપાઈ છે એમના વિવરણકર્તા શ્રી નલિન મ. ભટ્ટ બી એ શીતળામાતા શેરી, વડોદરા છે

(૨) સાધન મુક્તાવલી—પ્રયોજક શ્રી શાન્તિલાલ ઠાકર એમ. એ આ સંગ્રહ મૂળ શ્લોક અને અનુવાદ તથા વિવેચન સાથે જિજ્ઞાસુઓને ખૂબ જ ઉપયોગી થઈ પડે એવો છે. (૧) અનિત્યતા તરંગ, (૨) વૈરાગ્ય તરંગ અને (૩) મોક્ષ તરંગના ત્રણ વિભાગમાં વહેંચાયલા આ પુસ્તકમાં ભર્તૃહરિશતક, ઉપનિષદ્, ગીતા, તેમજ બીજા સંસ્કૃત સુભાષિતોમાંથી તારવી તારવીને અનેક સૂક્તો ગોઠવ્યા છે ભાષા ઓજસ્વી અને મધુર છે કીમત રૂ ૦-૮-૦ પ્રાપ્તિસ્થાન શ્રી શાન્તિલાલ ઠાકર એમ એ બેડા

(૩) સંવાદમાલા -પ્રયોજક શ્રી. શાન્તિલાલ ઠાકર એમ એ પ્રકાશક શ્રી અરવિંદ કાર્યાલય, આણંદ, કીમત રૂ ૦-૬-૦ સંસ્કૃત ગ્રન્થોમાંથી ચૂંટી કાઢેલા, મૂળ સંસ્કૃત અને સાથે સાથે સરલ અનુવાદવાળા આ સંવાદો ગૂજરાતી ભાષામાં એક નવી જ ભાત પાડે છે સંસ્કૃતના અભ્યાસીઓને ભાષાજ્ઞાન કેળવવામાં ઉપયોગી થાય એવા છે એટલું જ નહિ, પણ પ્રાચીન ભારતમાં પણ કેવા સુંદર સંવાદોદ્વારા લોકરુચિને અનુકૂળ આવે એવી રીતે અનેક સમાજપ્રશ્નોનું પૃથક્કરણ થતું હતું તેનું આ સંવાદમાલા ભાન કરાવે છે.

(૪) રાસકૌમુદી, (૫) રાસનિકુંજ, (૬) કુલવેણી (૭) રાસપદ્મ, (૮) સ્મૃતિનિકુંજ -લેખક અને પ્રકાશક મૂળજીભાઈ પી. શાહ રાવપુરા, વડોદરા -આ બધા કાવ્યપુસ્તકો છે. શ્રી મૂળજીભાઈમાં નૈસર્ગિક કાવ્યકલા છે, ભાવની ભરતી છે, અને એમનો રસપ્રવાહ રાસરમણીઓને અખંડ રસતાનમાં રાખે એવો છે શ્રી મૂળજીભાઈ એમની રાસકૃતિઓ માટે ગૂજરાતમાં ખૂબ જ મશહૂર થઈ પડેલા છે, એટલે એમની ઓળખાણ આપવી નકામી છે.

卐



" જે મનુષ્ય ક્ષત્રિય હોવા છતાં બીકણ હોય, બ્રાહ્મણ હોવા છતાં સર્વભક્ષી હોય, વૈશ્ય હોવા છતાં નિઃસ્પૃહ હોય, હીન જાતિનો હોવા છતાં આળસુ હોય, વિદ્વાન્ હોવા છતાં દુરાચારી હોય, કુળવાન હોવા છતાં ચારિત્ર્ય-[illegible] હોય, બ્રાહ્મણ હોવા છતાં સત્યભ્રષ્ટ હોય, સ્ત્રી [illegible] છતાં વ્યભિચારિણી હોય, યોગી હોવા છતા રાગી [illegible], દેવાદિના નિમિત્ત વિના કેવળ પોતાને માટે જ [illegible]ક કરતો હોય, મૂર્ખ હોવા છતાં બહુ વાચાળ હોય, જે રાષ્ટ્ર રાજાથી રહિત હોય, અને જે મનુષ્ય વિરાગી થએલો હોય છતા યોગસાધનથી રહિત હોય, તેઓ સર્વ અત્યત શોચનીય દશાને પામે છે. "

મહાભારત, શાંતિપર્વ; અ. ૨૯૦–શ્લો. ૨૫–૨૧

રમણલાલ નાનાલાલ શાહે સ્વા. સ્વમજ્યોતિ તીર્થ મુ. છોટાઉદેપુર, એમને માટે વડોદરા, રાવપુરા, ઘરોઈ પ્રિન્ટરીમાં છાપ્યું અને ત્યાંથી પ્રકટ કર્યું. તા. ૧૫-૭-૧૯૪૨

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान् निबोधत ।

ઊઠો સાધક! જાગો ને આચાર્યવર મેળવો;
આત્મબોધ મળે એવાં વિદ્યાવિજ્ઞાન કેળવો.

પહેલું વર્ષ ]
દસમો અંક ]

[ એપ્રિલ ૧૯૪૨
[ ચૈત્ર : ૧૯૯૮



તંત્રી
સ્વા. સ્વયંજ્યોતિ તીર્થ
જ્ઞાનસાધન આશ્રમ
છોટાઉદેપુર, (પૂર્વ ગુજરાત)

# જરૂરી



**ગ્રાહકોને**

દસમો અંક હવે મળે છે, અત્યાર સુધીના ઉત્થાનપ્રેમીઓના પ્રયત્ને અમે આટલે સુધી આગળ વધી શક્યા છીએ, ગૂજરાતી ભાષામાં વિશુદ્ધ અને નિષ્પક્ષપાત રીતે તત્ત્વજ્ઞાનની દિશા સૂઝાડનાર બીજું માસિકપત્ર નથી, એમ અમને અત્યાર સુધી મળેલા સેંકડો પત્ર પરથી જણાય છે નમૂના તરીકે અમે કેટલાએક આપી ચૂક્યા છીએ. વાચકોનો સત્કાર એ જ અમારો સંતોષ છે.

**પરંતુ**

રથી લાગે છે, પણ જે પરમાત્માએ આ સાહસ કરવાની અમને અને ઉત્તેજન આપવાની મિત્રો અને ગ્રાહકોને પ્રેરણા કરી છે, તે જ પ્રેરણા આ પુરૂષાર્થને મંદ નહિ પડવા દે એવી શ્રદ્ધા જ આપણો ધર્મ છે, અને તેથી એક વધુ સાહસ કરીએ છીએ.

## ગ્રાહકોની સંખ્યા

અત્યારે હજુ સંતોષકારક નથી, શરૂઆતના વર્ષે તરીકે કેવળ ઓછી પણ નથી, તેમ સંતોષકારક પણ નથી; કારણ કે ઉત્થાનનું કદ ૧૦૦ થી પણ વધારે પૃષ્ઠનું કરવું હતું તે નથી કરી શકાયું. જૂદી ગ્રન્થમાળા ચલાવવી હતી તે નથી બની શક્યું. ભેટનું બહુ મોટું સુંદર પુસ્તક છપાવી ગ્રાહકોની સેવામાં ધરવાની ધારણા હતી તે સફળ નથી થઈ;

## છતાં

બારમા અંકની સાથે 'ત્રિપુરારહસ્ય' નામનું પુસ્તક આપવાનો વિચાર રાખ્યો છે. ખોટ પૂરી પાડનાર તો પરમાત્મા છે, પણ સાહસ કરીને ય આ અશાન્તિના વાતાવરણમાં થોડી પણ શાન્તિ આપે તેવાં ઈશ્વરસ્મરણ, આત્મચિંતન કે ધર્મવિચારદ્વારા મળતાં સંતોષ અને સહનશકિત જ છે, એ સેવા કરવામાં ઉત્થાન નિમિત્ત થાય એ દૃષ્ટિ રાખીને ભેટપુસ્તક આપવાની યોજના કરી છે;

## એટલે વિનંતિ

એ છે કે જે સજ્જન હિતૈષિઓએ અત્યાર સૂધી ગ્રાહક વધારવામાં તનતોડ મહેનત કરી છે તેઓ, તેમજ બીજા ગ્રાહકો પણ થોડાં ગ્રાહક મેળવવામાં હજુ પણ પરિશ્રમ કરે. અમને લખતાં સંપૂર્ણ સંતોષ થાય છે કે ઉત્થાનના નિઃસ્વાર્થ હિતૈષીઓની સંખ્યા બહુ સારી છે, જેમાંના ઘણા ધનિક સજ્જનોએ તો પોતે લવાજમ ભરીને ઉત્થાનની લ્હાણી કરી છે; એ બધા ધન્યવાદને પાત્ર છે. અને અમે આશા રાખીએ છીએ કે ચાલુ વર્ષના ગ્રાહકો આવતા વર્ષમાં પણ ગ્રાહક તરીકે રહી સ્વાર્થ

પોલીસે આવી શાંતિ કરી. (૫) મુંબઈ વિદ્યાપીઠ તરફથી ઠક્કર વ્યાખ્યાનમાળા તરીકે જહાંગીરજી સંજાણનાં વ્યાખ્યાનો થયાં; પ્રાચીન આર્યસંસ્કૃતિને સપ્રમાણ માંસાહારી કહી, તદુપરાંત બીજી પણ સાહિત્યક વિષય વિગતોમાં ખૂબ તેજી આવે એવાં વ્યાખ્યાનો થયાં. (૬) તા. ૧૫ મી માર્ચે, દિલ્હીમાં સર્વધર્મ પરિષદ્ ભરાઈ; પ્રમુખસ્થાનેથી સર સુલતાન મહમદે તમામ ધર્મોના પાયામાં માનવજાત માટે સમાનતા ગણવાની સૂચના કરી. બીજા દિવસના પ્રમુખ શ્રી મહાત્મા સુહરવર્દીએ ધર્મોની એકતાનો ઉપદેશ ન કરતાં હોય તેવાં પાઠ્ય પુસ્તકોને વિદ્યાપીઠના અભ્યાસક્રમમાંથી દૂર કરવાનો ઠરાવ કર્યો. (૭) મુંબઈમાં હિન્દી સરકારના કેળવણી ખાતાના વડાના પ્રમુખપદ નીચે પુસ્તકાલય પરિષદ્ ભરાઈ. શ્રી કનૈયાલાલ મુનશીએ શબ્દ જન્મથી માંડીને વાણી અને ભાષા વિસ્તારનું રહસ્ય સમજાવ્યું અને લેખનકળાનો ઇતિહાસ વર્ણવ્યો. (૮) બીંદવાડામાં એક વૃદ્ધ અને અશક્ત બળદને કાપવા જતાં બ્રાહ્મણીને દયા આવી છરી ફેંકી દીધી અને ભવિષ્યમાં હત્યા ન કરવાની પ્રતિજ્ઞા લીધી !

卐

ॐ

नारायण

# ઉત્થાન

વર્ષ પહેલું ] એપ્રિલ ૧૯૪૨–ચૈત્ર ૧૯૯૮ [ અંક દસમો

ईश्वरोगुरुरात्मेति मूर्तिभेदविभागिने।
व्योमवद् व्याप्तदेहाय दक्षिणामूर्तये नमः॥

ઈશ, સદ્‌ગુરુ ને આત્મા, મૂર્તિમાત્ર વિભાગ જે;
વ્યોમશા વ્યાપ્ત એવા એ, દક્ષિણામૂર્તિને નમું.

* * *

શ્રી સદ્‌ગુરુની કૃપા અને પ્રેરણાથી 'ઉત્થાન' પ્રકટ કરવાનું સાહસ કર્યું, અને એમના જ આશીર્વાદથી પહેલા વર્ષનો દસમો અંક પ્રકટ થાય છે.

* * *

યથામતિ અમે આગળ ચાલ્યા જઈએ છીએ–આપના અત્યાર સુધીના સહકારના બળે અને ભવિષ્યમાં એ સહકાર વધતો જશે એવી શ્રદ્ધાના ઉત્સાહે. परस्परंभावयन्तः એ ન્યાયે આપણે શ્રેયસ્ પ્રાપ્ત કરીએ એ ભગવાન શ્રી કૃષ્ણચંદ્રનો આપણને શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં મળેલો કલ્યાણમંત્ર.

× × ×

ભગવાન શ્રી શંકરાચાર્ય શ્રીમદ્ ભગવદ્ગીતાના ભાષ્યમાં ધર્મનું સ્વરૂપ સમજાવતાં એના બે પ્રકાર વર્ણવે છે મૂળ સંસ્કૃત ન આપતાં અહીં નીચે ગૂજરાતી શબ્દાર્થ ઉતારીએ છીએ —

"શ્રી નારાયણ (નરોનો સમૂહ તે નાર, એમાં જેનું અયન-સ્થાન છે તે નારાયણ પ્રાણી માત્રની બુદ્ધિરૂપ ગુહામાં તેનો નિવાસ છે તેથી તે શુદ્ધ ચૈતન્યરૂપ છે એવો અર્થ) અવ્યક્તથી શ્રેષ્ઠ-પર છે, એ અવ્યક્તમાંથી આ એક (બ્રહ્માંડ-વ્યક્ત) ઉત્પન્ન થયેલું છે એ બ્રહ્માંડમાં જ બધા લોક તથા સાત દ્વીપવાળી પૃથ્વી આવેલા છે"

"એ ભગવાને આ જગતને રચીને-તેની સ્થિતિ માટેની ઇચ્છા કરીને પ્રથમ મરીચિ (અસંખ્યવેળા આ સૃષ્ટિની ઉત્પત્તિ સ્થિતિ અને સંહાર થયા કરે છે પ્રત્યેક વખતે એની રચના કરનાર દૈવી રજો-ગુણી શક્તિ તે પ્રજાપતિ એના ભિન્ન ભિન્ન નામ હોય છે મરીચિ એમાંના એક પ્રજાપતિના માનસપુત્રનું નામ છે. મરીચિનો બીજો અર્થ કિરણ પણ થાય છે પરમાત્માના એક એક કિરણમાં, એકાદ સંકલ્પમાં સૃષ્ટિ, સ્થિતિ, સંહારનું સામર્થ્ય છે અને એ એક બ્રહ્માંડની રચ-નાના અધિષ્ઠાતાને પણ મરીચિ કહી શકાય) વગેરે પ્રજાપતિને ઉત્પન્ન કરીને તેમને વેદોક્ત પ્રવૃત્તિલક્ષણ (ધર્મદ્વારા અર્થ અને કામ વડે મેળવાતા અભ્યુદય સ્વરૂપ) ધર્મ સમજાવ્યો, ત્યાર પછી સનક, સનન્દન વગેરે બીજાને ઉત્પન્ન કરીને જ્ઞાનવૈરાગ્ય લક્ષણવાળો (ધર્મ, અર્થ અને કામવાળા ધર્મથી સંસારમાં લોકપરલોકનું કલ્યાણ સાધ્યા પછી પ્રાપ્ત કરવાનો મોક્ષ સ્વરૂપ) નિવૃત્તિલક્ષણ ધર્મ સમજાવ્યો આવી રીતે જગતની સ્થિતિ (રક્ષા) ને માટે પ્રવૃત્તિ અને નિવૃત્તિ રૂપ બે પ્રકારનો વેદોક્ત માર્ગ છે"

× × ×

ઉપરના ઉતારા ઉપરથી સ્પષ્ટ થાય છે કે જગતની સ્થિતિ માટે —સંસારના વ્યવહાર માટે પ્રવૃત્તિ અને નિવૃત્તિ બન્ને પ્રકારના માર્ગની

આવશ્યકતા છે. આપણે એ બન્ને શબ્દો પર થોડુ મનન કરીએ. ધર્મ, અર્થ અને કામની પ્રેરણાથી થતી ક્રિયા, ફલભોગ રૂપે લોક-લોકાન્તરમા આવતી દેહપ્રાપ્તિ, અને દેહરક્ષણ માટેની ભોગબુદ્ધિમાં આવશ્યક અને ઇષ્ટ અનુકૂળતા થવી એ બધું પ્રવૃત્તિમાર્ગમા આવી જાય છે ટૂંકામાં કહીએ તો લોકલોકાન્તરમા દેહ ધારણ કરવાની, સુખ-સામ્રાજ્ય મેળવવાની અને ધર્મને માર્ગે કેવળ ભોગમા જ ન્યાપચ્યા રહી વિષયાધીન, કર્માધીન અને દેહાધીન મનોદશા રાખવાની વૃત્તિ તે પ્રવૃત્તિ કહેવાય છે.

એનાથી ઊલટુ ધર્મ, અર્થ અને કામના ક્ષેત્રમાથી ઉદાસીન બની, એમા કેવળ જન્મમરણ, સુખદુઃખ, રાગદ્વેષ જેવા દ્વંદ્વો જ ભરેલાં છે, એવા જ્ઞાનવૈરાગ્ય કેળવી, ચિત્તને એ ત્રિવર્ગના પ્રદેશમાથી ખેચી લઇ, એ બધામાથી છૂટવા માટે–નિત્યને માટે મુક્તિ મેળવવા માટે, વૃત્તિ-ઓના સમૂહને એકમાત્ર અખંડ, સચ્ચિદાનન્દઘન પરમાત્મા ભણી વાળવા પ્રયત્ન કરવો અને એને અગે જે ક્રિયાકર્મ થાય, ઉપાસના કે યોગના અંગ સધાય, તત્ત્વજ્ઞાનના પ્રશ્નોનો ઉકેલ કરી અંતર્મુખ થવાના સાધનો શોધાય, એ બધુ નિવૃત્તિમાર્ગનુ ક્ષેત્ર.

\+ \+ \+

બ્રહ્માના માનસપુત્ર મરીચિએ પ્રવૃત્તિમાર્ગ સબોધ્યો; એમણે ધર્મનુ પાલન કરવા, ધર્માચરણથી જ અર્થ–ધન મેળવવા અને એ દ્વારા લોક લોકાન્તરમા ધર્મકાર્યો વડે અભ્યુદય–ઉન્નતિ સાધવાનો માર્ગ સમજાવ્યો. પરંતુ લોક લોકાન્તરના ભ્રમણથી જીવાત્માને નિત્ય સંતોષ કે નિત્ય તૃપ્તિ થતા નથી. એને ભૂખ છે નિત્યાનંદની, વિષયથી મુક્ત, સ્વતંત્ર સુખભોગની, વિષયોમા પરતંત્ર બનેલા દેહાધીન બુદ્ધિ કે અહંકાર કદી નિત્ય શાંતિ મેળવી શકતાં નથી. નામરૂપના મર્યાદિત મંડળમાં ફરનારને અમર્યાદિત આનંદ મળી શકતો નથી; અને તેથી પ્રથમના ત્રિવર્ગમાથી જ્યારે જીવાત્મા થાકે છે, ત્યારે એનામાં જે જીવ,

ઈશ્વર, અને જગતની ત્રિપુટીમા કોઈ નિત્ય તથ્ય છે કે નહિ, એની સશોધનવૃત્તિ જાગે છ, એ વૃત્તિ તે જ એની નિવૃત્તિ

+ + +

જે વૃત્તિ લોક લોકાન્તરના ભોગમાં જીવાત્માને બહિર્મુખ રાખી કર્મ કરાવ્યાં કરે, રાગદ્વેષની પ્રેરણામાં રાખી ભોગ માટે વલખાં મરાવ્યાં કરે, એ વૃતિ તે પ્રવૃતિ.

જે વૃત્તિ વિષયાધીન મનોદશા, ભોગ, રાગદ્વેષ અને પરિચ્છિન્ન દેહબુદ્ધિ, એ બધાંમાંથી મુકત થવાની પ્રેરણા કરે, અને એમાંથી છૂટવા માટે જે જે કર્મ કે વિચાર કરાવે અથવા જ્ઞાનની ભૂખ ઉઘાડે, એ વૃત્તિ તે નિવૃત્તિ

× × ×

વેદોક્ત ધર્મના બે માર્ગ છે, એક પ્રવૃત્તિને પોષે એવો કર્મ-કાડનો માર્ગ, અને બીજો કમ દ્વારા તો ફ્લભોગ પ્રાપ્તિ જ હોય એટલે એમાથી છૂટવાનો કે પાછા વળવાનો, એટલે નિવૃત્તિને વેગ આપ એવો જ્ઞાનકાડનો માર્ગ

પ્રવૃત્તિમાર્ગમા યજ્ઞયાગ અને કર્મમાર્ગના સાધન બતાવે તેવો જે માર્ગ છે તેમા, તથા નિવૃત્તિના સાધન શીખવવામા સહાયતા કરે, અને જ્ઞાનમાર્ગમા ઉપયોગી થાય એવો આચાર-વિચાર ( રહેણીકરણી ) ઉપદેશે તેવા શાસ્ત્રોનો સમાવેશ થાય છે

પરતુ નિવૃત્તિમાર્ગમા મુખ્યત વેદોના અતિમ ભાગ ઉપ-નિષદ્નો સમાવેશ થાય છે, બ્રહ્માની સૃષ્ટિમા માનવસમાજ લોક-લોકાન્તરમા ભ્રમણ કરીને થાકયો, ત્યારે એમાના જે માનવોત્તર જીવાત્માઓ હતા તેમાના કોઇએ એકલા, તો કોઇએ સાથે સાથે રહી, દ્વદ્વમાથી છૂટવા માટેના સાધનો શોધી કહાડયા, એની ચર્ચાઓ અને વિવાદો કર્યા, અને અનુભવ કરીને જે સર્વમાન્ય સાધનો શોધી કહાડ્યાં, તે ઉપદેશના સમૂહને ઉપનિષદ્ કહે છે

વેદમાર્ગ-સૃષ્ટિની રચનાની માન્યતા પશ્ચિમના જેવી નથી. પશ્ચિમના વિદ્વાનોને એમ લાગ્યું છે કે પૃથ્વી ઉપર પ્રથમ કીટ, પક્ષી કે વન્યપશુઓની સૃષ્ટિ થઈ અને એમાં વિકાસ થતાં થતાં મનુષ્યો નીપજ્યાં. આદિ મનુષ્યોમાં પ્રથમ પાશવીય સંસ્કાર હતા; ધીરે ધીરે એમાં વિકાસ થયો, બુદ્ધિ વધી, અને સુખ સાધનોની અવનવી શોધ કરી સમાજમાં વ્યવસ્થા સાચવવાના નિયમો ઘડાયા, પરિણામે અત્યારની સુધારાની ( ? ) સ્થિતિ પર એમનો સમાજ પહોંચ્યો છે. સારાંશ કે પહેલાંના મનુષ્યો કરતાં કાલક્રમે અત્યારના મનુષ્યો વધારે ડાહ્યા, વધારે બુદ્ધિશાળી, વધારે સુધરેલા ( ? ) અને વધારે સાધનસંપન્ન તથા સુખી છે ? !

\+ \+ \+

પરંતુ પૂર્વની માન્યતા એવી નથી. એમાં મહાન ભેદ એ છે કે સૃષ્ટિક્રમ સમાન લીટીમાં નહિ પણ ચક્રાકાર ગતિમાં ચાલે છે. ઋતુઓના દિવસરાત્રિના કે પ્રહરોના ક્રમ પ્રમાણે, અસંખ્યવાર સૃષ્ટિ-રચના થાય છે, માનવસમાજ એમાં કર્મ કરે છે, ભોગ ભોગવે છે, અને પાછો એનો સંહાર થાય છે; એમાં સત્વગુણી, રજોગુણી, અને તમોગુણી-એમ ત્રણે પ્રકારનાં મનુષ્યો હમેંશાં હોય છે; પુનર્જન્મનો સિદ્ધાન્ત એમાં સ્વીકારાયેલો સર્વમાન્ય હોવાથી જીવાત્મા કાલક્રમે ઉન્નતિ સાધે છે. તમો ગુણનાં અજ્ઞાન, અહંકાર, તથા દેહભોગી અને વિષયી સંસ્કારમાંથી રજોગુણના સ્વાર્થી ભોગચક્રમાં જીવ આવે છે, ને ત્યાર પછી નિઃસ્વાર્થ નિરંહકાર વૃત્તિના પ્રભાવે સત્ત્વગુણના બુદ્ધિ, જ્ઞાન, તેમ જ આત્માના પ્રકાશના વાતાવરણમાં આવીને એ એવું ઉન્નત જીવન જીવે છે ત્યારે એની દૃષ્ટિ હમેશાં **ઉન્નતગામી**-એટલે આર્ષ કહેવાય છે અને તેથી માનવસમાજની સર્વોત્કૃષ્ટકક્ષાએ પહોંચેલા એવા જીવાત્માઓ ઋષિઓ કહેવાય છે.

\+ \+

પાછલી સૃષ્ટિના સંહાર સમયે જે સર્વશ્રેષ્ઠ મહાપુરુષો ઉન્નતિની ટોચે પહોંચેલા હોય છે, તેઓ નવીન સૃષ્ટિની શરૂઆતમાં દીર્ઘદૃષ્ટા ઋષિઓ તરીકે અવતની માનવસમાજ માટે સનાતન સત્યોનું પુનરુચ્ચારણ કરી જાય છે, ધર્મ અને નીતિના માર્ગો સ્થાપી જાય છે, અને સામાન્ય જીવાત્માઓને બધા યુગમા ઉપયોગી થાય એવા વિજ્ઞાનોનો આવિષ્કાર કરી આપી, ધર્મ અને કર્મ ઉભયનો એવો તો રાજમાર્ગ દોરી આપે છે કે જો પ્રજા એ માર્ગે જ ચાલે તો જીવન ઉર્ધ્વગામી થાય, વિપથે ન જાય અને ભૂલો કરવાનો કે નવા અખતરા કરવાનો પ્રસગ પણ ભાગ્યે જ આવે.

આ આદ્યદૃષ્ટાનુ મડળ તે ઋષિમડળ, અને ત્યાર પછી પણ જ્યારે જ્યારે સનાતન સત્યો પર અધર્મનુ આવરણ ચઢવા માડે, બહુમુખી સમાજમા અવ્યવસ્થા, અને રાગદ્વેષના મોજા ઉછળવાની તૈયારી થાય, ત્યારે સસા ની રક્ષા કે જેને શાસ્ત્રોમા સ્થિતિ કહી છે, તેને માટે પરમતત્ત્વ પરબ્રહ્મ, પોતાની સ્વેચ્છા દ્વારા અવતની, આધળાને પણ માર્ગ સૂઝે એવી રીતે ધર્મકર્મનો પુનરુદ્ધાર કરવા તૈયાર જ હોય છે

\+ + +

આમ એક બાજુ ધર્મ, અર્થ, અને કામનો જન્મમરણ રૂપ પ્રવૃત્તિમાર્ગ જેમ સ્વાભાવિક છે, તેમ એના બધનમાથી છૂટવાનો નિવૃત્તિમાર્ગ પણ આવશ્યક છે, સમસ્ત વ્યવહાર દ્વૈતદર્શી છે, દ્વૈતમા જ વ્યવહાર હોય છે, અને ત્રિગુણાત્મક માનવ સ્વભાવમા દૈવી અને આસુરી બન્ને પ્રકૃતિના જીવાત્માઓનો સમાવેશ છે તેથી, ધર્મભાવે જીવન ગાળનારાની સામે અધર્મ અને આસુરીનુ જોર ? ઉમટે, ત્યારે ધર્મ માર્ગે જીવન ગાળનારની રક્ષા માટે અવતારી પુરુષો આવી, એમાથી એમને બચાવી, નિવૃત્તિ માટે આવશ્યક સાધના સઝાડી, માનવજીવનને અધારામાથી અજવાળા તરફ દોરે છે

ભગવદ્‌ગીતાનો **यदा यदा हि धर्मस्य** નામનો સુપ્રસિદ્ધ શ્લોક આ વાતની સાક્ષી પૂરે છે, અને આ પ્રાકૃતિક રહસ્ય સમજાવે છે.

\+ + +

આવી રીતે પ્રવૃત્તિ માર્ગ અને નિવૃત્તિ માર્ગનાં શાસ્ત્રો અને તે પ્રમાણેનો વ્યવહાર સંસારની સ્થિતિને માટે રક્ષક છે. પ્રવૃત્તિ વિના નિવૃત્તિ વ્યર્થ છે, અને નિવૃત્તિ વિના પ્રવૃત્તિ આંધળી બને છે; નિવૃત્તિનું લક્ષ્ય રાખ્યા વિનાની પ્રવૃત્તિ અંધારામાં ગોથા ખવરાવે છે. જીવન માત્રનો ઉદ્દેશ નિવૃત્તિ છે; અને એનુ સાધન પ્રવૃત્તિ છે, પણ જે પ્રવૃત્તિનાં શાસ્ત્રો નિવૃત્તિનું લક્ષ્ય ન રાખે, એ પ્રવૃત્તિ એકંદરે માનવહિત કરી શકતી નથી.

પ્રવૃત્તિધર્મનો ઉદ્દેશ વ્યાવહારિક ઉન્નતિ છે, ઈશ્વરાર્પણ બુદ્ધિથી અને નિષ્કામતાથી એ જો પળાય તો કામનાથી રહિત થયેલું ચિત્ત વિશુદ્ધ બને છે; અને એવુ જ ચિત્તનિવૃત્તિ ધર્મ માટે અધિકારી છે, એમ ભગવાન શંકરાચાર્ય આગળ જતા સ્પષ્ટ કરે છે તેઓશ્રી લખે છે કેઃ—

"અભ્યુદયને માટે પણ પ્રવૃત્તિ લક્ષણવાળો ધર્મ વર્ણાશ્રમને ઉદ્દેશીને (અર્થાત્ સૌના સ્વાભાવિક ધર્મકર્મ પ્રમાણે) છે. તે દેવ વગેરે શરીર પ્રાપ્ત કરવામાં હેતુભૂત છે; છતા પણ ફળની ઈચ્છારહિત ઈશ્વરાર્પણ બુદ્ધિથી કરાતું તેનું આચરણ અંતઃકરણની શુદ્ધિને માટે થાય છે. અને શુદ્ધ અંતઃકરણવાળો પુરુષને જ જ્ઞાનનિષ્ઠા (નિવૃત્તિમાર્ગનો અધિકાર) સંભવી શકે છે."

× × ×

નિવૃત્તિ અને પ્રવૃત્તિની આટલી ચોખવટ કરી લીધા પછી હવે આપણે એનો વિશેષ વિસ્તાર કરીએ. આધુનિક સમાજમાં નિવૃત્તિ શબ્દનો બહુ દુરૂપયોગ થાય છે. ઉપરના વિવરણ ઉપરથી જોઈ શકાશે કે જેણે ઈશ્વરાર્પણબુદ્ધિથી નિષ્કામ કર્મયોગ સાધ્યો હોય, સ્વાર્થનો

અંશ ચિત્તમાં ન રહ્યો હોય, જગતની ખોટી કીર્તિ, ધનનો લોભ, અને સંતતિનો મોહ જેણે પોતાના ચિત્તમાંથી ઉખેડી નાંખ્યાં હોય, એવો સાધક જ નિવૃત્તિમાર્ગનો અધિકારી બને છે. નિવૃત્તિમાર્ગનાં સાધનનો વિચાર કરતાં આપણને એક વાત વારંવાર કહેવામાં આવે છે કે ચિત્તને સંસાર, જગત, વ્યવહાર, લોકસમૂહ આવી આવી અનાત્મભાવનામાંથી કહાડી નાંખી કેવલ પરમતત્ત્વના સ્મરણમાં જોડી દેવું. અને માટે એકાંત જોઇએ. સંસારથી કલુષિત દુર્બલ અને ભયભીત બનેલા ચિત્તને શુદ્ધ અને સશક્ત બનાવવા માટે એની પાસેથી એવો વ્યવહાર લઇ લેવો જોઇએ કે જ્યાં એને ઓછામાં ઓછા દ્વંદ્વો સતાવે, અને નિર્વિઘ્ન રહીને એ લક્ષ્ય વિષયમાં પોતાના ચિત્તને પરોવી શકે.

× × ×

બ્રહ્મજ્ઞાન, આત્મસાક્ષાત્કાર, ઇશ્વરદર્શન, મુક્તિ, ભક્તિ, શક્તિ, સિદ્ધિ, શુદ્ધિ જેવા શબ્દોનો પરિચય થતાં વેંત જ સાધકને જ્યારે નિવૃત્તિધર્મના શાસ્ત્રશ્રવણનો અને સંત મહાત્માઓના સંગનો લાભ મળવા માંડે છે એટલે એક વાત મગજમાં એવી પેસી જાય છે કેઃ–" રાત દિવસ ભજન કર્યા કરૂં, અહોનિશ ભગવાનનું ધ્યાન કરૂં, વ્રત ઉપવાસ કરી ઇંદ્રિયો અને મનનો સંયમ વધારૂં, આસન પ્રાણાયામ કરી સમાધિનો અભ્યાસ કરૂં, સગાંસંબંધી કે સ્નેહી વર્ગમાંથી જ્યાં જ્યાં સંસાર" સંબંધ હોય તેનો ત્યાગ કરી, ભિક્ષાન્નથી નિર્વાહ ચલાવીને પણ બીજું કશુંયે ન કરતાં કેવળ બ્રહ્માનંદ, આત્માનંદ, કે ઈશ્વરદર્શનનો પ્રસાદ જ લૂંટયા કરૂં."

ભાવના બહુ સુંદર છે, મનોહર છે, શાંતિ એથી જ મળે એ વાત પણ ચોક્કસ છે, અને એ ઉદ્દેશને લક્ષ્યમાં રાખીને વેદોક્ત માર્ગના ...શ્રમની વ્યવસ્થા રાખેલી હતી. ગુણકર્મના સ્વભાવ પ્રમાણે ...ણાદિ વર્ણ અને બ્રહ્મચર્યાદિ આશ્રમની વ્યવસ્થા ગોઠવાઇ હતી.

પોતાના વર્ણ અને ધર્મ પ્રમાણે સૌ પોતપોતાના પ્રવત્તિધર્મના સાધનો કરે, નિવૃત્તિધર્મને લક્ષમા રાખીને જ વિશુદ્ધ ખાનપાન, સદાચાર તથા પાઠપૂજા, દેવદર્શન, તીર્થયાત્રા, દાનપુણ્ય વગેરે કરે, કે જેથી આશ્રમ બદલતા બદલતા વાનપ્રસ્થ અને સન્યસ્ત અવસ્થાનો સમય આવે, ત્યારે એકાન્તનો એ યથેષ્ટ લાભ લઇ શકે તે વખતે મન સસાર ના અનુભવથી એવુ તો પરિપક્વ અને તૃપ્ત થઇ ચૂક્યુ હોય, કે એકાન્તમા નિવાસ કરવાનો પ્રસગ આવે, ત્યારે પૂર્વસસ્કારમા જામી ગયેલા ધનનો લોભ, વૈભવવિલાસનો મોહ, અને સ્રીસતતિની આસક્તિ સતાવે નહી ઉત્તરાશ્રમમા નિવૃત્તિધર્મ પ્રમાણે જીવન ગાળવાનુ સરળ થઈ પડે, અને મને તો આ જ જન્મમા મનુષ્ય જીવનનુ મોક્ષસ્વરૂપ, પરમ ધ્યેય એને સહજ સાધ્ય થઈ પડે

\+ + +

આને માટે ભિન્ન ભિન્ન ઋષિઓ, દ્દષ્ટાઓ, ધર્મો, સંપ્રદાયો, મતો કે પથો અનેકવિધમાર્ગ બતાવે છે, પણ સક્ષેપમા એ બધાનો સમાવેશ, કર્મ, ભક્તિ અને જ્ઞાનમા થઈ જાય છે, મન જેમ જેમ સસારમાથી નિવૃત્ત થતુ જાય છે, તેમ તેમ એણે પ્રવૃત્તિ ધર્મ પ્રમાણે ચલાવેલો વ્યવહાર સ્વાર્થી છે, એનો અત જ નથી, એમા વાસનાઓ જોર પકડતી જાય છે, સ્વજનો કે સસારીઓ માટે કર્મ કરતા કરતા પણ નિત્ય સુખ નથી મળતુ પોતાને કે નથી પ્રાપ્ત થતી કાયમની સગવડ એમને, એ દ્દષ્ટિએ એને પ્રવૃત્તિ માર્ગમા મૂઝવણ એ આવે છે કે સુખી થવુ કેમ ? કર્મનો અત નથી, કર્મ માટે વાસનાનો અત નથી, કર્મ, કર્મભોગ, વાસના, અને એ ત્રણેય ને માટે જોઇતુ શરીર, એમા જ વારવાર રહેતા રહેતા, અને સ્વધર્મ પ્રમાણે ચાલતા ચાલતા પણ દદથી મુક્તિ તો મળતી જ નથી, એટલે પછી કર્મ, કર્મફળ માટે નહિ, પણ ઈશ્વરનાજ વિવર્તસ્વરૂપ જેવુ આ વિરાટ વિશ્વ, અને એમા વિહાર કરતા પ્રાણીમાત્રને

માટે યથાધર્મ વ્યવહાર કરી છુટવો, અને દરમ્યાન સાચુ સુખ ઈશ્વરના સ્વરૂપમા છે, વાસના કરવી તો ઈશ્વરની કરવી, એવી બુદ્ધિ એને સૂઝે, અને એ પ્રમાણે કેવળ ઈશ્વર પ્રીત્યર્થે કર્મ કરે ત્યારે એના એવા વ્યવહારને, એના સમસ્ત પ્રવૃતિ માર્ગને નિષ્કામ કર્મયોગ કહેવામા આવે છે.

*  *  *

નિષ્કામ કર્મ કરવા એ કર્મયોગ, ઇશ્વર પ્રીત્યર્થે જગતના કલ્યાણ માટે, લોક સગ્રહાર્થે, કે જનતાની સેવા માટે કર્મ કર્યા કરવા, સ્વસુખની કશી પણ આશા વિના, તિતિક્ષા વધારતાં વધારતા તન, મન, ને ધન ખર્ચી નાખવા એ કર્મમાર્ગ. આવા કર્મમાર્ગમા પણ જે સસાર—લોકસમૂહ માટે કર્મ થાય છે, એ પણ નિત્ય સુખી તો થતા નથી જગતના પરિવર્તનશીલ સ્વભાવ પ્રમાણે લોકસમૂહ અને હું ગમે લોકલોકાન્તરમા ફર્યા કરનાર પ્રવાસીઓ છીએ, અને સુખદુઃખ તો જીવાત્માઓ પોતપોતાના કર્મફલ પ્રમાણે પામે છે એવી સમજણ આવવા માડે છે, ત્યારે એને એમાથી—કર્મમાર્ગમાથી વૈરાગ્ય આવે છે, મન કર્મ કરવા કરતા ઉપરામ પામે છે, અને આ સૃષ્ટિની પીઠ પાછળ રહેલ પરમાત્માજ સાચુ સુખધામ છે, એ આનદઘન પરબ્રહ્મમા તો નથી જગત કે નથી જીવસમૂહ, તો પછી સુખદુઃખના દ્વદ્વ જ કેવા? આવી દષ્ટિ ઉઘડતા, એ કર્મયોગનો આશ્રય છોડી, નિષ્કામકર્મને પણ પ્રવૃતિ માનીને કેવળ ઇશ્વરનુ સ્મરણ, ધ્યાન, કે એમના અવતાર કે પ્રતીકની ઉપાસનામા લાગી જાય, એના દર્શન માટે—એના ધ્યાન માટે શરીરને કષ્ટ આપે, યમનિયમ પાળે, આસન પ્રાણાયામ સાધે, પ્રત્યાહાર કેળવે, અને ઈશ્વરના ગુણકર્મ કે સ્વરૂપનો વિચાર કરી, એ સમસ્ત ભાવસમૂહને પરમ પ્રેમ દ્વારા ભગવાન ભણી વાળે—એ એની ભક્તિ; એને માટે જે માર્ગ તે ભક્તિ કે યોગ માર્ગ; આ અવસ્થામા જે જે પૂજા, ઉપાસના, પાઠ, જપતપ વિગેરે કરે કે કોઇ સપ્રદાય, મત, કે પથના બાહ્ય ચિન્હ ધારણ કરી, તે તે પ્રણાલિકા પ્રમાણે સાધન કરે

એ બધાં ભક્તિમાર્ગના નિવૃત્તિપોષક કર્મ

*　　　*　　　*

નિવૃત્તિ ધર્મમા નિષ્કામ કર્મ, અહૈતુકી ભક્તિ, સંપૂર્ણ વૈરાગ્ય-પૂર્વકના ધ્યાનધારણા, કે એવા મનને સંસારમાથી ખેંચીને પરમાત્માના સ્વરૂપમા નાખવાના જે સાધનો થયા, એ દ્વારા જ્યારે મન સંપૂર્ણ સમાહિત થાય, ત્યારે સમાધિ દ્વારા જે સંસારની અલ્પકાલિક વિસ્મૃતિ ભોગવી હોય, તેમા શંકા ઉઠે કે જે નિરાકાર પરમાત્માનું સ્વરૂપચિન્તવન થાય છે એમા સંસાર રહેતો નથી, એમાથી વ્યુત્થાન પામતા સંસાર પાછો ખડો થાય છે, તો પછી આ ત્રિપુટીનું અસ્તિત્વ કેવું ? ધ્યાતા કે ઉપાસક, ધ્યેય કે ઇશ્વર, અને એ બન્નેય જ્યા જણાય છે એ આખી ત્રિગુણાત્મક પ્રકૃતિ, એ ત્રણેયમા નિત્ય કોણ ? ત્રણેયના સ્વરૂપ કેવા ? આવી આવી જિજ્ઞાસાની પ્રશ્નધારા છુટવા માંડે ત્યારે એ કર્મયોગ અને ભક્તિયોગમાથી નીકળી જ્ઞાન-યોગમા પ્રવેશ કરે છે ત્યા એ બુધ્ધિને વિશુધ્ધ અને વિરકત બનાવી એકધારો વિચાર કરવા માટે સતેજ કરે છે, અને ઉપર વર્ણવેલી ત્રિપુટી સંબંધે જેઓએ નિર્ણય અને અનુભવ કરી લીધા હોય, તેવા શ્રોત્રિય અને નૈષ્ઠિક પુરુષનુ શરણ મેળવી, એનુ અંતિમ સમાધાન મેળવે, ત્યારે એ જિજ્ઞાસુ જીવાત્માનુ કામ પૂરૂ થાય છે. એને પરમતત્ત્વનુ જ્ઞાન થાય છે, પરમાત્માનુ સ્વરૂપ સમજાય છે, જગતની મિથ્યાત્મસત્તાને એ ઓળખી કહાડે છે અને પોતાની મનોમયી કલ્પનાની જ આ બધી લોક લોકાન્તર તથા દૃ શ્યોની માંડણી હતી એમ એ અનુભવે છે, ત્યારે એ નિવૃત્તિમાર્ગ પૂરો થાય છે.

*　　　*　　　*

પ્રવૃત્તિ અને નિવૃત્તિના યથાર્થ પાલનથી માનવજીવનની સર્વશ્રેષ્ઠ ઉન્નતિને શિખરે પહોચાય છે. ઐહિક-પારમાર્થિક બન્ને જીવનનું કલ્યાણ સધાય છે. પરંતુ એમા જો ઉદ્દેશ ન સચવાય, **પ્રવૃત્તિમાં હેતુ છે સદાચારના પાલન દ્વારા ચિત્તશુદ્ધિ કેળવવાનો, ઈશ્વ-**

શિક્ષણ આપવા માટે એ નીચે ઉતરે છે. ત્યાગીની બાહ્ય પ્રણાલિકા તો વિજ્ઞાનની પરીક્ષામા ડૉક્ટર થયા પછી પ્રૉફેસર કે શિક્ષક થવા જેવીછે.'

નિવૃત્તિને માટે એકાન્તસેવન અને લૌકિક વ્યવહારનો ત્યાગ લગભગ બધા ધર્મોમા એક જ પ્રકારનો છે. પરંતુ ઇશ્વરના સ્વરૂપજ્ઞાનમા ભેદાભેદ હોવાથી એની પ્રાપ્તિના સાધનમા બહુ તફાવત હોય છે અને એને જ અંગે અલ્પબુદ્ધિ સાધકો એના બાહ્ય ચિન્હ માટે રાગદ્વેષમા ફસાઈ પડે છે.

× × ×

ખરૂ તત્વજ્ઞાન, સાચી બ્રહ્મવિદ્યા, વાસ્તવિક અનુભવ, અને એ આનંદના ઉન્માદ, મસ્તી કે ખુમારીમા તલ્લીન રહેનાર મહાપુરૂષોના જીવન અને રહેણીકરણી તો સામાન્ય જનતા માટે હમેશા અણઉકેલ કોયડો રહ્યો છે ને રહેશે. સાધારણ જનસમાજને જે વિધિનિષેધના નિયમોમા બાંધીને, પુરૂષાર્થ ચતુષ્ટયમા ધીરે ધીરે તૈયાર કરીને, માનવજીવનનુ પરમ ધ્યેય પ્રાપ્ત કરાવવાનુ હોય છે, એવુ જેણે આ જન્મમા, વર્તમાન શરીરમા જ પ્રાપ્ત કરી લીધુ હોય, તેવાઓની મનોદશાનો અનુભવ સાધારણ લોકોની બુદ્ધિમા, સમજણમા અને જીવનવ્યવહારના સાંકડા નિયમોમા બંધાઈ રહેતા નથી એ અગતવિહારી જીવાત્માઓની મનોદશા કોઈ અલૌકિક આનંદમા એટલી તો નિમગ્ન થઈ જાય છે કે ઉપનિષદ્ પણ એને માટે એમ કહે છે કે —

**अत्र पिताऽपिता भवति, माताऽमाता, लोकाऽलोका, देवा अदेवा, वेदा अवेदा ।अत्र स्तेनोऽस्तेनो भवति भ्रूणहाऽभ्रूणहा, चाण्डालोऽचाण्डाल, पौल्कसोऽपौल्कसः, श्रमणाऽश्रमण, तापसोऽतापस ॥**

ભાવાર્થ —એ અનુભવ મેળવ્યા પછી પિતા અપિતા થાય છે, માતા અમાતા, લોક અલોક, દેવ અદેવ, અને વેદ પણ અવેદ બની જાય છે ... અચોર થાય છે, ચાડાલ અચાડાલ થાય છે, ઘાતક અઘાતક થાય ... પૌલ્કસ ( ક્ષત્રિય માતા અને શૂદ્ર પિતાથી ઉત્પન્ન થયેલા સતાન )

અપોલ્કસ સન્યાસી અસન્યાસી અને તપસ્વી અતપસ્વી થાય છે

તાત્પર્ય એ કે સર્વત્ર સમદર્શી પુરૂષના પૂર્વના બધા શુભાશુભ બંધન તૂટી જાય છે, એના પાપ ધોવાઇ જાય છે, એની સાથે જ ભાવી શરીરની અસંભવિતતાને લીધે પુણ્યકર્મનું બંધન અને શાસ્ત્રાજ્ઞા પણ રહેતા નથી અને તેથી એના આશ્રમ, વર્ણ કે જપતપના બધા સાધન રહેતા નથી વેદ અવેદ બને કે એટલે વેદની આજ્ઞા પણ એની ઉપર શાસન ચલાવી શકતી નથી ભગવાન શંકરાચાર્ય વિવેકચૂડામણિમા લખે છે કે —

**अविज्ञातेपरेतत्त्वे शास्त्राधीतिस्तु निष्फला ।**

**विज्ञातेऽपि परेतत्त्वे शास्त्राधीतिस्तु निष्फला ॥**

અર્થ —પરતત્ત્વનું જ્ઞાન ન થયુ હોય ( કે એને માટે જેને કશો પણ પ્રયત્ન કરવો નથી ) તેવાઓ માટે ( નિવૃત્તિ ધર્મના ) શાસ્ત્રોનો અભ્યાસ ( વિધિનિષેધ ) નકામો છે, તેમ જ જેણે પરમતત્ત્વનું જ્ઞાન મેળવી લીધુ છે, તેમને પણ શાસ્ત્રનો અભ્યાસ નિષ્ફળ છે

× × ×

શાસ્ત્રની મર્યાદા, એ પ્રમાણેની રહેણીકરણી, એના વિધિનિષેધ જેણે ધર્મનું નામ પણ સાભળ્યુ નથી તેનને માટે નકામા છે તેમને માટે સ્મૃતિના–કાયદાના નિયમો જ ઉપયોગી છે સંસારના પ્રપંચમા ફસેલા, પાપાચરણના ભય કર વનમા જ વિચરનાર માનવપશુઓ માટે તો સ્મૃતિ ( હિન્દુ ધર્મના કાયદાના પુસ્તકો કે જેના પુણ્યથી સુખ અને પાપથી દડરૂપ દુ ખ મળવાનુ વર્ણન છે અને જેને લીધે જ સમાજની વ્યવસ્થા સચવાઈ રહે છે તે Hindu Law ) ની આજ્ઞા પ્રમાણે ભયથી વ્યવહાર ચલાવવાનુ જ વર્ણવેલુ છે એવાઓ માટે નિવૃત્તિધર્મના શાસ્ત્રો નકામા છે

તેમજ જેઓએ પ્રવૃત્તિ ધર્મના ત્રણ પુરૂષાર્થનું શાસ્ત્રોક્ત વિધિથી પાલન કર્યુ હોય, એ દ્વારા ચિત્ત વિશુદ્ધ થયુ હોય, અને ત્યાર પછી નિવૃત્તિધર્મના શાસ્ત્રોના અભ્યાસથી પરમતત્ત્વનુ અનુશીલન કરી, એ

આત્મસુધાનો અનુભવ કરી લીધો હોય, તેમને પણ પછી એ શાસ્ત્રોની આવશ્યકતા રહેતી નથી.

સંક્ષિપ્તમાં પ્રવૃત્તિ કે નિવૃત્તિધર્મ આમ માનવમાત્રની બંધ-મોક્ષની વ્યવસ્થામાં ઉપયોગી છે, અને બન્નેનું યથાર્થ પાલન કર્યા પછી એનાથી પર થવાય છે. એનું વિશુદ્ધ જ્ઞાન, યથોક્ત આચરણ, અને મર્યાદાબદ્ધ અનુભવથી જ પરમતત્ત્વનો બોધ થાય છે, અને ત્યાર પછી જ ભગવાન શંકરાચાર્યના નીચેનો શ્લોક એમનાં જીવનમાં સાર્થક થાય છે.

क्वचिन्मूढो विद्वान्क्वचिदपि महाराजविभवः
क्वचिद्भ्रान्तः सौम्यः क्वचिदजगराचारकलितः।
क्वचित्पात्रीभूतः क्वचिदवमतः क्वाप्यविदितः
चरत्येवं प्राज्ञः सततपरमानन्द सुखितः॥

વિવેકચૂડામણિ-૫૪૨

ભાવાર્થઃ—તત્ત્વજ્ઞાની કોઇ ઠેકાણે (અજ્ઞાનીની દૃષ્ટિએ, મૂઢ જેવા, કોઈ ઠેકાણે (રાજા મહારાજા કે ધનાઢ્યના સત્કાર વડે) મહારાજાના જેવા વૈભવવાળા, કોઈ ઠેકાણે (દેશદેશાવરમાં) ભ્રમણ કરનારા, કોઈ ઠેકાણે પ્રિય દર્શનવાળા, કોઈ ઠેકાણે અજગરના જેવી વૃત્તિવાળા, કોઈ ઠેકાણે (જિજ્ઞાસુઓથી) સત્કાર પામેલા, કોઈ ઠેકાણે (દુર્જનો વડે) અપમાન પામેલા, અને કોઈ ઠેકાણે કોઈ ન ઓળખે એમ વિચરે છેઃ આવી રીતે (તેમનો બાહ્ય જીવનનો વ્યવહાર પ્રારબ્ધભેદે અનેક પ્રકારનો હોવા છતાં પણ) તે બ્રહ્મવિદ્ (પોતાના અંતઃકરણમાં) નિરંતર પરમાનંદ વડે સુખી હોય છે.

\+ × +

પરમાત્મા આપણને સૌને સદ્ધર્મ—સાચો ધર્મ સમજાવીને એનું અનુશીલન કરવાનું સામર્થ્ય આપે!










# ભક્તિરહસ્ય

( ગતાંકથી ચાલુ )

લેખકઃ-સ્વા. શ્રી. અદ્વૈતાનંદજી



(૨)

ભક્તિના બે પ્રકાર છે પરા અને અપરા, અથવા ઉચ્ચતમ અને ગૌણી અથવા પ્રાથમિક. સર્વ ધર્મોમાં પૌરાણિક અને વૈદિક ભાગો છે; તેનો મુખ્ય ઉદ્દેશ એ જ હોય છે કે મનુષ્યને શરૂઆતમાં ઈશ્વરાભિમુખ થવાને સહાય કરવી. બાળમસ્તિષ્કને સૂક્ષ્મતત્ત્વનો સાક્ષાત્કાર કરવા માટે સ્થૂળ મદદની આવશ્યકતા રહે છે, એટલું જ નહિ પણ મનને રંજન કરવા માટે સૌંદર્યની અને આનંદદાયક અને આકર્ષક પદાર્થોની પણ જરૂરીયાત લાગે છે. પ્રત્યેક આત્મા સ્વભાવથી પરિપૂર્ણ છે જ, ને અજ્ઞાનનું આવરણ ગમે તેટલું ઘટ્ટ થાય તો પણ છેવટે તો હરેક આત્માને સ્વસ્વરૂપનું ભાન તો થવાનું જ. પ્રકૃતિનો હેતુ જ એ છે કે જીવાત્માને ભિન્નભિન્નાનુભવોમાંથી પસાર કરી છેવટે નિજસ્વરૂપનું ભાન કરાવવું. તે પ્રાપ્ત કરવામાં બાહ્ય પરિસ્થિતિ મદદગાર થઇ પડે છે. મનુષ્યો સામાન્ય રીતે સંજોગોને અધીન હોય છે વિરલ પુરૂષોમાં જ એવી સંકલ્પશક્તિ હોય છે કે પ્રતિકૂળ વાતાવરણમાં પણ પોતાના સિદ્ધાન્તોને વળગી રહે. સામાન્યતઃ મનુષ્યો જ્યાં સુધી આજુબાજુની સ્થિતિ ઈષ્ટ હોય ત્યાં સુધી નીતિના નિયમોનું પાલન કરી શકે છે, ને સદાચારી જીવન ગાળી શકે છે. સંજોગો વિપરીત થતાં મનોબળ ક્ષીણ થઇ જાય છે, ને પોતાનાં આદર્શને દ્રઢતાથી વળગી રહેવાની શક્તિ

સાનુસાર તેમાંથી લાભ ઊઠાવે છે. આવા મહાન પુરૂષો કોઈની સાથે સંબંધમાં ન આવે તો પણ માત્ર પોતાના અસ્તિત્વથી જ જગત ઉપર કલ્યાણ કર્યા કરે છે. તે ઉપરાંત પોતાના આચાર દ્વારા પણ અસર કરે છે. ઉપદેશ કરતાં આચારની અસર વધારે પ્રબળ હોય છે. ભાષણો સારાં સારાં કરવાની અને લેખો લખવાની શક્તિ હોય પણ જે વિચારો બીજાને આપવાને આપણે તત્પર થઈએ તે પ્રમાણે વર્તન ન હોય તો તેવા વિચારોની કિંમત બહુ ન અંકાય. એ તો મિથ્યા બકવાદ જ થયો એમ કહેવામાં કાંઈ પણ અતિશયોક્તિ નથી. વિચાર ને આચારની એકવાક્યતા જીવનમાં હોય તો જ ઉપદેશ સચોટ બીજાના મનમાં ઉતરે. ત્રીજી રીત ઉપદેશ દ્વારા વિચારોનો પ્રચાર કરવાની છે. આ ત્રણે ય શક્તિઓ જેનામા હોય તેવા ગુરૂઓનું શરણ પ્રાપ્ત થાય તો પ્રગતિ ઘણી જ જલદીથી થઈ શકે. તેથી જ ગુરૂ બ્રહ્મનિષ્ઠ અને બ્રહ્મશ્રોત્રિય હોવો જોઈએ એવી શાસ્ત્રોની આજ્ઞા છે.

શ્રી ગીતાજીમાં આવા મહાત્માઓનાં બાહ્ય લક્ષણો પણ આપવામાં આવ્યાં છે. શાસ્ત્રીય ભાષામા ગુરૂ તરફથી મળેલી પ્રેરણાને દીક્ષા કહે છે. દિવ્યજ્ઞાન આપે અને પાપોનું ક્ષાલન કરે તેથી તે દીક્ષા કહેવાય છે. આ દીક્ષા આપવાના ભિન્ન ભિન્ન પ્રકારો શાસ્ત્રમાં વર્ણવ્યા છે. **મૌન દીક્ષા, સ્પર્શદીક્ષા, ચાક્ષુષીદીક્ષા,** ( નેત્રો દ્વાર ) વાણી વડે અપાએલી વાગ્દીક્ષા, મનથી ( ધ્યાનથી ) આપવામાં આપેલી દીક્ષાને વેધદીક્ષા કહેવામાં આવે છે. દીક્ષાના બીજી રીતે પણ ત્રણ ભેદો કરવામાં આવે છે. **શાક્તી**–શક્તિનો પાત શિષ્યના ચિત્તમાં કરનારી, **શાંભવી** સ્વ–સ્વરૂપના જ્ઞાનનો જેમાંથી ઉદય થાય તેવો બોધ કરનારી, **માંત્રી**–આરંભથી અંત સુધી મંત્રની પ્રયોગપધ્ધતિ વડે સાક્ષાત્કાર કરાવનારી. સરલ ભાષામાં આપણે કહીએ તો દીક્ષાના પ્રકાર હોઈ શકે. આધ્યાત્મિક, માનસિક, વાચિક, કાયિક. સંકલ્પ માત્રથી જ જે શિષ્યના મનમાં પરિવર્તન કરી શકે તે આધ્યાત્મિક.

વિચારદાન માનસિક, ઉપદેશ દાન વાચિક સ્પર્શ વગેરે દ્વારા કાયિક પણ આ પ્રમાણે દીક્ષા (દિવ્ય જ્ઞાન જેથી પાપોનો ક્ષય થાય) આપવાની ગુરૂમા યોગ્યતા જોઇએ માટે આવા ગુરૂને કેવી રીતે ઓળખવા ને કેવા ગુણો તેમનામા હોવા જોઇએ તે વિષે સક્ષિપ્તમા આપણે વિચાર કરવો જોઈએ

પ્રથમ તો ગુરૂ બ્રહ્મશ્રોત્રિય હોવા જોઇએ. જે વિષયનુ જ્ઞાન બીજાને આપના માગે તેવુ જ્ઞાન પોતાને હોવુ જોઇએ શાસ્ત્રના રહસ્યને, હાર્દને જાણનારા જોઈએ શાબ્દિક ગુથણી કરવાવાળા નહી. શાબ્દિકજાળમા પોતે જ ફસેલા હોય તો તેમાથી બીજાને મુક્તિ આપી શકે નહિ કેવળ અવતરણો આપવાનુ પાડિત્ય કાઈ કામનુ નથી આ ॥ પાડિત્યમા ફકત સ્મરણશકિતનો જ વિકાસ થયેલો હોય છે વાતવાતમા પુસ્તકોમાથી ટાચણો આપવામા આવે તે બુદ્ધિની ખીલવણીની કસોટી નથી, ફકત સ્મરણશકિત જ કેળવાયલી છે એમ કહી શકાય અધ્યયન કરી, તેનુ મનન કરી, રહસ્ય સમજી પોતાના સ્વતત્ર નિર્ણયો કરી તેને મૌલિક વિચારશ્રેણીમા દર્શાવવાની શકિત હોવી જોઈએ આને જ વાસ્તવિક વિદ્વત્તા, સાક્ષરતા ગણી શકાય પ્રત્યેક શાસ્ત્રમા કેટલાક સનાતન સત્યો હોય છે અને કેટલાક આગન્તુક આગમાપાયી વિચારો તત્કાળના સમયને અનુકૂળ હોય સનાતન સમયને ના હોય તેટલા માટે જ સનાતન ધર્મના અનુભવીઓમા એવી દૃઢ માન્યતા છે કે શ્રુતિમા પ્રતિપાદન કરેલા સિદ્ધાન્તો શાશ્વત્ છે, પણ સ્મૃતિમા દેશ કાળાનુસાર પરિવર્તન થવુ જોઈએ માટે ગુરૂમા હસની માફક તત્ત્વને પકડી શાસ્ત્રોના મર્મને જાણવાની, સત્ અને અસત્ સત્યનુ પૃથક્કરણ કરવાની શકિત હોવી જોઈએ, નહી તો મિથ્યા અક્ષરજ્ઞાનથી ફુલાઈ પોતાને ડાહ્યો માનનાર પશુ ખરી રીતે અધકારમા રહેનાર માણસ બીજાને પણ અધકારમા નાખે છે ગુરૂ બ્રહ્મનિષ્ઠ પણ હોવા જોઇએ પરોક્ષ અને અપરોક્ષ બન્ને પ્રકારના જ્ઞાનની તેમનામા જરૂર છે. પરોક્ષ

જ્ઞાન પ્રાપ્ત કરવા માટે બુદ્ધિની આવશ્યકતા છે, અપરોક્ષ માટે ત્યાગની વૈરાગ્યની, સંયમની અને અભ્યાસની. આત્માને બ્રહ્મની એકતાનો વિચાર ગ્રહણ કરવા માટે બહુ પરિશ્રમની જરૂર નથી, તેમ મનોબળ અને તપની પણ જરૂર નથી, પણ તેનો સાક્ષાત્કાર કરવામાં ને આચારદ્વારા આવિર્ભાવ કરવામાં હજારો જન્મો નીકળી જાય છે. આર્યાવર્તની અદ્દ ધાર્મિક વિચારો બાળકના મનમાં જન્મથી જ મૂકવામાં આવે છે અને એકંદરે વાતાવરણ પણ ધાર્મિક જીવનને પોષક છે, તો પણ દશ હજારમાં એક મનુષ્ય સર્વ પ્રકારની વાસના રહિત, સંયમી અને વિશ્વપ્રેમી જોવામાં આવે છે. આ નૈતિક ગુણોની જ્યારે આટલી ખોટ છે તો પછી સાક્ષાત્કારની તો વાત જ શી ? તેવા પુરૂષો, સિદ્ધ પુરૂષો તો કરોડોમાં એક હોય. આપણા મનમા હજારો જન્મોના સંસ્કારો પડયા હોય તેમાં એકદમ પરિવર્તન કરવુ તે શકય નથી. દૃઢ નિશ્ચય અને અનુપમ મનોબળ હોય તો ત્વરાથી થઇ શકે, થોડા જન્મોમાં અથવા થોડા વર્ષોમાં. સાધારણ રીતે તો ઘણા જન્મોની જરૂર રહે છે.

બ્રહ્મનિષ્ઠ પુરૂષોના બાહ્યલક્ષણો કેવાં હોવાં જોઇએ તે વિષે આપણે વિચાર કરીએ. તેમની જે આંતરિક ભૂમિકા હોય તેનું જ્ઞાન તો તેમને જ હોય અથવા સમાનાવસ્થાના પુરૂષોને થઈ શકે. પણ બીજા મનુષ્યો તો પ્રત્યક્ષ લક્ષણોથી જ અનુમાન કરી શકે, તેથી જ શાસ્ત્રોમાં પણ આવા જ લક્ષણોનુ વર્ણન કરવામાં આવ્યું છે. શ્રી ગીતાજીમાં આવા પુરૂષોને સ્થિતપ્રજ્ઞ, ગુણાતીત પણ કહે છે. શ્રી કૃષ્ણ ભગવાન કહે છે કે " જ્યારે મનોગત સર્વ કામનાઓને ત્યજી આત્માથી જ તુષ્ટ થઇ આત્મામાં જ વિરમે ત્યારે સ્થિતપ્રજ્ઞ કહેવાય. " જ્ઞાનપ્રાપ્તિમાં વિઘ્ન કરનારી એષણાઓનું વર્ગીકરણ ત્રણ વિભાગોમાં શાસ્ત્રમાં કરવામાં આવ્યુ છે. લોકૈષણા, વિત્તૈષણા, પુત્રૈષણા. તેમાં દ્રવ્યપ્રાપ્તિની અને પ્રજોત્પત્તિની ઇચ્છાઓનો ત્યાગ કરવો તે સુગમ છે, પણ લોકૈષણાનો ત્યાગ દુષ્કર છે. નિરૈષણા થઇ એટલે આત્મારામ, આત્મક્રીડ

થવામા મુખ્ય નડતર દૂર થાય છે સસારમા બે જ વસ્તુઓ છે. આત્મા ને અનાત્મપદાર્થો અથવા ઈશ્વર ને સસાર તેમાં એક તરફ પ્રેમ હોય તો બીજા તરફ ઉદાસીનતા સ્વાભાવિક જ છે અનાત્મવસ્તુઓમા વિરાગ, અનાસક્તિ થઈ એટલે ઈશ્વર ઉપર શાશ્વત પ્રેમ આપો આપ જ ઉદય પામે છે, તેથી જ્ઞાનમા સપૂર્ણ કામનાઓનો ત્યાગ અવશ્ય હોવો જ જોઈએ વળી "દુઃખમાં જેના મનને ઉદ્વેગ થતો નથી, તથા સુખમા જે સ્પૃહારહિત છે, જે રાગ, દ્વેષ, ભય, ક્રોધને તરી ગયેલો હોય છે, જેને સર્વત્ર આસક્તિનો વિષય જ કોઈ નથી, જે નાના પ્રકારના પ્રાપ્ત થયેલા શુભાશુભથી આનદ કે દ્વેષ પામતો નથી, જગતના પદાર્થોથી સર્વ ઇન્દ્રિયોને અતર્મુખ કરી કાચબો જેમ પોતાનુ અગ કાચલામા તાણી લે છે તેમ વાળી લેવાને જે સમર્થ હોય તેને જ સ્થિતપ્રજ્ઞ કહેવાય " "તેવા પુરુષની સ્વરૂપ ઊડી વાસના પણ પરમાત્માના દર્શનથી જતી રહેલી હોય છે" જેને સ્વ-સ્વરૂપાનુભૂતિ હોય તેને સુખ દુ ખના દ્વદ્વોનો સવાલ જ ન રહ્યો. સુખ દુ ખની કલ્પનાઓ માનસિક છે. આધ્યાત્મિકાનુભવની ભૂમિકા મનની પર છે, તેથી તેને તો સદા, સર્વદા, સર્વથા આનદ જ છે. જન્મમા કે મૃત્યુમા, ઉત્પત્તિમા કે પ્રલયમા, ધનાઢ્ય સ્થિતિમા કે ધનહીન સ્થિતિમા, માનમા કે અપમાનમા તેને કોઈ પણ પ્રકારનો હર્ષ કે શોક થતો નથી. અત્યંત સુખ પામીને પણ તેને સ્પૃહા ન હોવાથી ભય વિગેરે વિકારોથી મુક્ત હોય છે, કોઈ પણ વિષય ઉપર આસક્ત ન હોવાથી સમદષ્ટિ હોય છે, તે કોઇની સ્તુતિ-નિદા પણ કરતો નથી, અને તેની વાણી જ્ઞાનપરાયણ સદ્બોધની જ હોય છે મન ઉપર એટલો કાબૂ હોય છે કે ઇચ્છાનુસાર પોતાની ઇન્દ્રિયોને આત્મામા સમાવી દઢ સ્થિર થઈ શકે. સૂક્ષ્મ વાસનાઓનો પણ, અભાવ જ હોય સ્વ-સ્વરૂપાનુભવ પછી વાસનાઓનું બીજ પણ બળી જાય શમ વગરનો દમ નકામો છે, મિથ્યાચાર જ છે, શમ જ મુખ્ય ચીજ છે, તે પછી દમ સહજ પ્રાપ્ત થાય

છે. રાજયોગ વિના કેવળ હઠયોગ નિરર્થક છે. ઇન્દ્રિયોને રાજયોગથી, રાગદ્વેષથી મુક્ત કરી, મનનો નિગ્રહ કરી, તે પછી સ્વધર્માનુસાર વિષયોમાં રમે તો પણ આત્મામાં સ્થિર રહેનારનું ચિત્ત પ્રસન્ન રહે છે જ્ઞાની સર્વદા આત્મપરાયણ થઇ વ્યવહરે છે, વિષયોથી લેપાતો નથી. મનોનિગ્રહ તે જ ખરો યોગ છે, મિથ્યા દેહદમનથી તો જડતા આવે છે જ્ઞાની આ પ્રમાણે સર્વ પ્રકારનો વિક્ષેપ ત્યજી, નિસ્પૃહ થઇ, અહંત્વ, મમત્વ છોડી દઇ વિચરે છે. રસ્તે જતાં થયેલા તૃણસ્પર્શની માફક ગૃહ વિગેરેનો આત્મામા સતત નિષ્ઠા રાખી ઉપભોગ કરે છે, તે જ ખરો ત્યાગી છે ગુણાતીતનાં લક્ષણોનુ વર્ણન કરતાં પણ શ્રી ભગવાન જણાવે છે કે, તેવો પુરૂષ " ગુણ કાર્યોને મિથ્યા માની તેમાં રાગદ્વેષ રહિત રહે છે, ગુણોથી ચલાયમાન થતો નથી, સર્વાવસ્થામાં સમતા રાખી શકે છે. " " લોષ્ઠ, પાષાણ, કાચન તેને સમાન છે. " " જેને પ્રિયાપ્રિય તુલ્ય છે, જે સ્થિર છે, જેને પોતાના સ્તુતિ નિંદા સમાન છે, મિત્રારિપક્ષ જેને સમાન છે ને જે સર્વારંભ પરિત્યાગી છે " તે ગુણાતીત કહેવાય, શ્રી ભાગવતમા પણ " સ્વપ્નમાંથી ઉઠેલો જીવ સ્મરણમા આવતા સ્વપ્નદેહમા રહેલો હોય તો પણ સ્વપ્નાવસ્થાના સુખદુઃખથી રહિત હોય છે, તેમ જ્ઞાનપ્રાપ્ત થવાથી મુક્તિ પામેલો જીવ સંસ્કાર રૂપે માત્ર દેહમા રહેલો હોય છે, તો પણ તે દેહના સુખદુઃખને પોતાના માનતો નથી અજ્ઞાની જીવ દેહબદ્ધ હોય છે ને તેના સુખ દુઃખને પોતાના માને છે. જ્ઞાની જીવ અભિમાનરહિત થઇને દેહમાં રહે છે. આકાશ જેમ સર્વત્ર રહ્યા છતા કોઇ પણ સ્થળે બંધાતુ નથી, સૂર્ય જેમ પ્રતિબિંબ રૂપે રહ્યા છતા જળમા બંધાતો નથી, વાયુ જેમ સર્વ ઠેકાણે ફરવા છતાં બંધાતો નથી, તેમ દેહમા રહ્યા છતા પણ જ્ઞાની બંધાતો નથી. મૂર્ખ માણસો દેહને પીડે અથવા સજ્જનો તેનું પૂજન કરે તેની તેને પરવાહ હોતી નથી સર્વત્ર સમદષ્ટિવાળો, આત્માનંદમા મગ્ન રહીને વિચરનારો હોય છે. " " પારકાના દુઃખોને સહન ન કર-

નાર, ક્ષમાવંત, સત્યવાદી, ઈર્ષાદિકથી રહિત, સર્વનો શક્તિ પ્રમાણે ઉપકાર કરનાર, વિષયોથી અક્ષોભ્ય મનવાળો, ઇન્દ્રિયોનો વિજય કરનાર, કોમળ મનવાળો, સદાચારી, પરિગ્રહ રહિત, લૌકિક સુખને માટે પ્રયત્ન ન કરનાર, મિતાહારી, શાંત, સ્વભાવમા દૃઢબુધ્ધિવાળો, માત્ર મારો જ આશ્રય કરનાર, આત્મતત્ત્વનું મનન કરનાર, સાવધાન, વિકાર રહિત, દુઃખ વખતે ધૈર્ય રાખનાર, ક્ષુધા, તૃષા, શોક, મોહ, જરા, મૃત્યુને પોતાને વિષે ન જાણનાર, માનની ઈચ્છા ન ધરાવનાર, ઉપદેશ કરવામા કુશળ, કોઈને પણ નહીં ઠગનાર, દયાથી જ સર્વ કાર્ય કરનાર તથા વિવેકી-જે હોય તેને સાધુ મહાત્મા જાણવો ''

આ તો ફક્ત બાહ્ય લક્ષણો જ છે જે સર્વે જોઇ શકે છે ને સંપર્કમા આવીને જાણી શકે છે. સંસર્ગની ખાસ આવશ્યકતા છે, ઉપલક દૃષ્ટિથી મૂલ્યાંકન કરવાનું નથી; જ્ઞાનીને કાંઈ શીંગડા અથવા બીજું કાંઈ વિશેષ ચિન્હ હોતું નથી, કે જેથી જોતાવેંત જ ખબર પડી જાય. આ ઉપરાંત બ્રહ્મનિષ્ઠના આંતરિક અનુભવો અવર્ણનીય અને સ્વસંવેદ્ય છે, અન્યને બુદ્ધિગમ્ય નથી.

ગુરૂઓ ત્રણ પ્રકારના હોય છે. દિવ્ય, (ઇશ્વરાવતારો આ કોટિમા પડે છે), સિધ્ધ પુરૂષો અને માનુષી ગુરૂઓ (મધ્યમ કોટિના). અવતારી પુરૂષો કવચિત્ જ દર્શન આપે છે. હજાર વર્ષમાં એક વાર. સિદ્ધ ગુરુઓ જેઓની આત્મામાં સતત્ નિષ્ઠા રહે તેવા પણ ગણ્યા ગાંઠયા જ હોય, કરોડોમાં એક. પણ સાધારણ કોટિના ગુરૂઓ જેઓની શક્તિ મર્યાદિત હોય પણ જેઓમાં ચારિત્ર્યબળ હોય, અનુભવ પણ કોઈ કોઈ વાર થતો હોય તેવા ગુરૂ પણ બીજાને પ્રેરણા આપી શકે ને સહાય કરી શકે. આવા ગુરૂઓની, મહાત્માઓની સંખ્યા ઠીક ઠીક પ્રમાણમા હોય છે. તેમના સત્સંગનો લાભ ઉઠાવવામા, તેમની આજ્ઞાનું પાલન કરવામા, તેમની સેવા કરવામા ને તેમના ઉપદેશને વિચારપૂર્વક ગ્રહણ કરવામા ને તદનુસાર વર્તન કરવામાં કોઈ પણ પ્રકારનો વાંધો હોઇ

શકે નહિ ફક્ત ચમત્કારોથી અથવા આધિભૌતિક સિદ્ધિઓથી અંજાઈ જવું ન જોઈએ. સિદ્ધિઓ તો એકાગ્રતાથી, ઔષધિથી, મંત્રથી પણ પ્રાપ્ત થઈ શકે. રોગ નિવારણ કરવાની શકિત, વિચાર જાણવાની શકિત, વ. સામાન્ય શકિતઓ હોય, પણ આધ્યાત્મિક બળ ન હોય, સંયમ ન હોય, સંપૂર્ણ વાસનાઓનો ને વિકારોનો પરિત્યાગ ન હોય, મમત્વ હોય, મિથ્યાભિમાન હોય એ સંભવિત છે.

વાસ્તવિક સિદ્ધિ તો વિશુદ્ધતામાં છે. મન ઉપર આધિપત્ય પ્રાપ્ત કરવામાં છે. આધ્યાત્મિક શકિતનો વિકાસ ને આવિર્ભાવ આ વિના ( ચિત્તશુદ્ધિ, ચિત્તવિશાળતા, ચિત્તએકાગ્રતા ) શક્ય નથી. અમુક સિદ્ધિઓ હોય પણ ચિત્તશુદ્ધિ વ. ન હોય તો જાણવું કે તે મનુષ્ય આધ્યાત્મિક ક્ષેત્રમા ગુરૂ થવાને યોગ્ય નથી. તેનામાં હ-યપલટો કરી ચિત્તને ઉર્ધ્વગામી કરવાની શકિત નથી સિદ્ધિઓ હોય તો પણ મહાત્માઓ તેમનું પ્રદર્શન ન પણ કરે, તેઓનું કામ કાંઈ જાદુગરનું નથી. તેઓ સારી પેઠે જાણે છે કે કેવળ ભોગવૃત્તિપોષક અથવા શરીરરક્ષક શકિતઓ મેળવવાથી પારમાર્થિક કલ્યાણ અથવા દુઃખમાથી આત્યંતિક નિવૃત્તિ મળતી નથી. અધ્યાત્મજ્ઞાનનો ઉદ્દેશ પ્રકૃતિના બંધનમાથી સદાને માટે મુકત થઈ તેના ઉપર વિજય મેળવવાનો છે. સાધકે તો આધ્યાત્મિક શકિત જે પવિત્રતામાથી, સંયમમાથી, નિસ્વાર્થપણામાથી ઉદ્‌ભવે છે, તેના ઉપર જ ધ્યાન આપવું ને ધર્મોપદેશકમા તે છે કે કેમ તે જ જોવુ. સકામી મનુષ્યો ચમત્કારોની કિંમત વધારે આકે છે ને જ્યારે તેમની વાસના ફળીભૂત ન થાય, ત્યારે ચમત્કાર બતાવનાર પુરૂષની નિંદા કરવા માડે છે ને બીજાની પાછળ દોડે છે. ખરા જિજ્ઞાસુએ આ ક્ષુદ્રવૃત્તિને જડમૂળમાથી જ ઉખાડી નાખવી જોઇએ અને ફકત આધ્યાત્મિક વિકાસ ઉપર જ ધ્યાન આપવુ જોઇએ અને તેને પોષક ગુણો ગુરૂમા છે કે નહીં તે જોવું. સિદ્ધ ગુરૂઓ ઘણા જ થોડા હોય છે. કરોડોમા એક, પણ જગત તેમનાથી રહિત નથી. આવા

પુરૂષો જ માનવજીવન રૂપ બગીચાનાં મનોહર પુષ્પો છે અને તેમના પ્રભાવથી સૃષ્ટિક્રમ ચાલુ રહે છે. આવા વિલક્ષણ પુરૂષોને કાંઇ જનસમાજ સમક્ષ આવી ઉપદેશ કરવાની જરૂરીયાત રહેતી નથી. તેઓ અવ્યકતપણે અથવા વ્યકતપણે અનુપમ ચેતનશકિત સમાજમાં પ્રસારે છે અને તેને ટકાવી રાખે છે. આવા સમર્થ પુરૂષોના ચારિત્ર્ય સિવાય સંસાર ભયંકર નરક બની વિધ્વંસને યોગ્ય જ થાય.

હવે શિષ્યમાં કેવા ગુણો હોવા જોઇએ તેનો વિચાર કરીએ. જિજ્ઞાસુઓના પણ ત્રણ પ્રકારના ભેદ કરવામાં આવે છે. કનિષ્ઠ, મધ્યમ, ઉત્તમ. સાંખ્યની પરિભાષામાં સાત્વિક, રાજસિક, તામસિક. શાક્તતંત્રની પરિભાષામાં, પશુઅધિકારી, વીર અધિકારી અને દિવ્ય અધિકારી. અધિકારાનુસાર સિદ્ધિ એક જ જન્મમાં અથવા ઘણા જન્મો પછી પ્રાપ્ત થાય. ગુરૂ તરફથી પ્રત્યેકને પોતાને અનુકૂળ માર્ગ બતાવવામાં આવે, પણ સાધકમાં જ્ઞાનપિપાસા, ઉદ્યોગ, ખંતની આવશ્યકતા તો છે જ. ગુરૂમાં ગમે તેટલું સામર્થ્ય હોય પણ શિષ્યમાં લાયકાત ન હોય તો ગુરૂ કાંઇ કરી શકે નહીં. બીજ જીવંત હોવું જોઇએ તેમ ક્ષેત્ર પણ તૈયાર જોઇએ. શિષ્યના વિકાસનો આધાર પોતાના મનોબળ ઉપર છે. ગુરૂ પ્રેરણા આપી શકે, માર્ગદર્શક થઇ શકે, શિષ્યનું કામ પોતે કરી શકે નહીં. સ્વપ્રયત્ન વિના, પુરૂષાર્થ વિના આમ તેમ દોડવાથી કાંઇ દહાડો વળતો નથી ઇશ્વરમાં અતુલ્ય શકિત છે. તેની ઇચ્છા હોય તો એક સંકલ્પમાત્રથી સૃષ્ટિના સર્વ જીવાત્માઓને મુકિત આપી શકે છે; પણ તેમ થતું નથી. કારણ કે સૃષ્ટિ ઉત્પન્ન કરીને સ્વકૃત નિયમોનું તે સ્વેચ્છાથી પાલન કરે છે ને પ્રત્યેક જીવાત્માને પોતપોતાના કર્માનુસાર ફળ આપી, ભિન્ન ભિન્ન પ્રકારના અનુભવો આપી ક્રમશઃ પોતા તરફ વાળે છે; તે જ પ્રમાણે ગુરૂ પણ શિષ્યનું કામ પોતે કરતા નથી, પણ ઉપદેશદ્વારા રસ્તો બતાવી, જિજ્ઞાસા ઉત્પન્ન કરી, સ્વપ્રયત્નથી ઉન્નતિ-સાધવામાં બળ આપે છે. રસ્તો બતાવવો, પ્રોત્સા-

દાન આપવુ તે ગુરુનુ કામ, બાકી શિષ્યે પોતે પોતાના બાહુબળ ઉપર આધાર રાખીને જ વર્તન કરવાનું રહ્યુ. થોડી ઘણી સાધુ પુરુષોની ધનથી સેવા કરી કાંઇ પણ આતરિક વિકાસ વગર, અધિકાર વગર અને પ્રયાસ વગર આશા રાખવી કે ગુરુ મુક્તિ આપી દેશે તે કેવળ અજ્ઞાનજન્ય ભ્રમણા જ છે અને સ્વાશ્રયની, આત્મશ્રદ્ધાની અને બુદ્ધિની ઉણપ બતાવે છે

ગુરુ ઉપરાત સતત્ સત્સગ, ભગવાનનાં નામ, રૂપ, ગુણોનુ વર્ણન હોય તેવા પુસ્તકોના શ્રવણની, અધ્યયનની, ઉપાસનાની પણ આવશ્યકતા છે પ્રતીક વિષે આપણે વિચાર કરી ગયા છીએ ધર્મોમાં ધર્મઘેલાનો ત્યાગ અનિવાર્ય છે આપણુ પ્રતીક જ ખરૂ ને બીજા બધા ખોટા એવી ભાવનાનો ત્યાગ થવો જોઇએ વિચાર, ઔદાર્ય ને સહિષ્ણુતા હોવી જોઈએ ગુરુ વિષે તેમ શાસ્ત્ર વિષે પણ તે જ સિદ્ધાન્ત લાગુ પડે છે એક જ ગુરુને અથવા પુસ્તકને પ્રાથમિક અવસ્થામા વળગી રહેવાનુ ઘણાખરા ગને અનુકૂળ આવે છે, પણ તેથી બીજાઓ માટે આદરભાવ ન રાખવો અથવા બીજાઓ પાસેથી કાંઇ પણ ગ્રહણ ન કરવુ એમ નથી એક જ ધ્યેયની પ્રાપ્તિ માટે ભિન્ન ભિન્ન માર્ગો છે મનુષ્યના ચિત્તમા જેમ જેમ વિકાસ થતો જાય તેમ તેમ ઉચ્ચતર સાધનપદ્ધતિ ગ્રહણ કરવી જોઇએ ધર્મ માર્ગોમા વૈવિધ્ય જોઈએ, સશોધનવૃત્તિ સતેજ રાખવી જોઈએ, નૂતન સર્જનાત્મક શક્તિ જાગૃત રાખવી જોઈએ ધર્મનો ખરો વિકાસ ત્યારે જ થયો કહેવાય જ્યારે પ્રત્યેક માણસ પોતાને અનુકૂળ માર્ગ પોતે જ શોધી કહાડે સૃષ્ટિ એટલે અનેકતા, વિધવિધતા અને પરિવર્તનશીલતા

( અપૂર્ણ )

卐

# પ્રયાગરાજનો કુંભમેળો

સં. ૧૯૯૮

( ગતાંકથી ચાલુ )

લેખકઃ-સ્વા. શ્રી. માધવતીર્થજી



## પ્રકરણ ૩

### દૃષ્ટિમાર્જન

આ સૃષ્ટિની રચના એવા પ્રકારની છે કે જેની જેવી દૃષ્ટિ તેને તેવું જગત દેખાય છે, તેથી સત્ય સમજનાર જિજ્ઞાસુએ પહેલાં પોતાની દૃષ્ટિનું માર્જન કરવું જોઈએ. જેમ ઘરમા વપરાતાં વાસણોને રોજ માંજવાં પડે છે, તેમ વ્યવહારમાં જતી દૃષ્ટિને માંજવાની ટેવ રાખવી જોઈએ, તે સિવાય દ્વૈતની ભાવના દૂર કરી શકાશે નહિ.

દિવસના વખતમા ઘણાં ઘૂઅડ ભેગાં થઈ એમ નક્કી કરે કે આંહી અંધારૂં છે, તેથી અંધારૂં સિદ્ધ થતું નથી, તેમ ભગવાન સર્વત્ર સર્વદા પ્રત્યક્ષ હોવા છતાં ઘણાને ન દેખાય, તેથી ભગવાનનું અસ્તિત્વ અસિદ્ધ થતું નથી. કોઈ કહે કે "મેં વીંટી જોઈ છે, પણ સોનુ જોયું નથી, તરવાર જોઈ છે પણ લોઢુ જોયું નથી, ઘડો જોયો છે પણ માટી જોઇ નથી" એ જેમ અજ્ઞાન બતાવે છે, તેમ જે કહે છે કે "મેં જગત જોયું છે, પણ ભગવાન જોયા નથી" એ પણ એવા જ પ્રકારનું અજ્ઞાન છે.

ભૂલનું મુખ્ય કારણ એ છે કે જે આત્મા સર્વવ્યાપક છે, તેને એક જગ્યાએ રહેલો માનવાથી, જેમ સ્વપ્નમાં ભૂલ થાય છે, તેમ

જગમાં પણ પોતે સર્વવ્યાપક હોવા છતા પોતાને સાડાત્રણ હાથનો દેહયુક્ત માની એક જગ્યાએ અમુક વર્ષ રહેવો જેવો એ અજ્ઞાન છે. તેથી ભાગનો ત્યાગ કરી ભાગત્યાગલક્ષણાથી એક અખડ સર્વવ્યાપક સ્વરૂપનો અનુભવ લેવો જોઈએ.

તે માટે મુખ્ય સાધન સત્સંગ છે, સત્પુરુષોનો સંગ કરવો જોઈએ.

જેમણે ભૂલ કાઢી હોય તેમના સંગથી ભૂલ નીકળી શકે છે, ને જે ભૂલમા પડવા હોય તેમના સંગથી ભૂલ વધે છે. વળી સત્સંગ મેળવવા માટે અથવા જ્યાં સત્સગ મળતો હોય ત્યા જવા માટે જે અગવડ ભોગવવી પડે તે સહન કરવાની ટેવ પાડવી જોઈએ.

શ્રી રામચદ્રજીને વનવાસ જવાનો વખત આવ્યો ત્યારે સીતાજીએ કહ્યું કે —" મારે પણ સાથે આવવુ છે " તેમને ઘેર રહેવા માટે રામચંદ્રજીએ, કૌશલ્યા માતાએ અને બીજાએ ઘણું સમજાવ્યું અને કહ્યું કે " તમે રાજકન્યા છો, તમે જંગલના દુઃખ જોયા નથી તો તમે તે કેવી રીતે સહન કરી શકશો ? " તેના જવાબમા સીતાજીએ કહ્યુ કે " હુ જાણુ છુ કે જગલમા અનેક જાતના કષ્ટ પડશે, પણ હું ત્યા મારા પતિનુ મુખ જોઇ લઇશ એટલે એ બધા કષ્ટ હું ભૂલી જઇશ " તેવી જ રીતે જે કોઇ માણસ સત્સગ માટે અગવડ ભોગવવા તૈયાર થઈ જાય છે તેમને આત્મલાભ મળે છે. તે પતિનુ મુખ જોઇ શકે છે. પણ જેઓ એમ માને છે કે " અમારી નોકરી એમને એમ રહે, અમારો વેપાર અને સસાર એવો ને એવો રહે અને અમારે ઘેર આવી કોઈ અમને ભગવાનના દર્શન કરાવી આપે તો ઘણું સારૂં " તેમને માટે આ છેલ્લો જન્મ થઇ શકશે નહિ માટે ઘરની બહાર નીકળી થોડો વખત ઘર વિસારે પડે તેવા સ્થળમા, જ્યા સાધુઓ રહેતા હોય તેવા સ્થળમા જઈ સત્સગ કરી પોતાની દૃષ્ટિ સુધારવી જોઈએ. તે સિવાય માયાનુ જોર નરમ પડશે નહિ

કુંભના મેળામાં કડકડતી ઠંડીમાં ગંગાના ઠંડા પાણીમાં ન્હાવાથી શહેરના લોકોને ન્યુમોનિઆ થવાની જરૂર બીક લાગે તેવું હતું, પણ ત્યાં તો તદ્દન નાગા સાધુઓ એવી ઠંડીમાં "ગંગા મૈયાકી જે" એવી હિંમતથી ન્હાતા જોવામાં આવતા હતા, અને "ગંગા માતાની જે" બોલાય એટલે માતાજી તેમને ઠંડી સહન કરવાનું આધ્યાત્મિક બળ આપતા હોય તેવું જણાતું હતું. તે ઉપરાંત ગંગાના પાણીમાં ખાધેલું પચાવવાની અદ્‌ભૂત શક્તિ છે અને તે પચવાથી પણ અંદર ગરમી ઉત્પન્ન થાય છે. એવી શક્તિ ગુજરાતના ઘણા કુવા પીવાથી કે મહાબળેશ્વર અથવા ભીમલાની હવાથી પણ મળવાનો ઓછો સંભવ છે. ગંગાનો આવો પ્રતાપ 'ગંગા મૈયા કી જે' એ શબ્દોથી ઉત્પન્ન થતી ભાવનામાં પણ સમાએલો છે. આપણે પરસ્પરના વ્યવહારમાં 'જય શ્રી કૃષ્ણ" અથવા "જય સીતારામ" કહીએ છીએ, તેમાં પણ એવું જ બળ આવે છે. તેનો અર્થ એ થાય છે કે 'તમારી અંદર રહેલ શ્રી કૃષ્ણનો જય થાય અને માયાનો પરાજય થાય." આપણે એક બીજાને બે હાથ જોડી પગે લાગીએ છીએ તેનો અર્થ એવો થાય છે કે 'મારો આત્મા ને તમારો આત્મા એક છે." એક મહાત્મા ફક્ત બે ત્રણ ગ્રાસ (કોળીઆ) જેટલું જ જમે છે, પણ બીજાને ખૂબ જમાડે છે અને તે એવી ભાવના રાખે છે, કે "બીજાના શરીરમાં પણ હું જમું છું." તેના પરિણામમાં બીજાના શરીરની શક્તિ તેને પણ મળે છે. અંગ્રેજી સમાજના ધોરણ પ્રમાણે જ્યારે 'ડીનર પાર્ટી" આપવામાં આવે છે, ત્યારે મુખ્ય માણસ બોલે છે કે "I am drinking the health of Mr so & so" એટલે 'હું જે પીઉં છું તેનાથી અમુકની તબીયત સારી થાય" એવું ઈચ્છું છું.

નાસિકના કુંભના મેળામાં એક બાઈ પોતે કાંઈ જમતી નહોતી, પાણી પણ પીતી નહોતી, તેને ઝાડો કે પેશાબ થતા નહોતા. છતાં તેનું શરીર સારૂં હતું, કારણ કે તે બીજાને બહુ જમાડતી હતી અને એવી

તે પછી માતાજીએ તેમના પુત્રોને રાતિથી જમાડયા, મુખવાસ માટે પાન-સોપારી આપ્યા અને પછી ઘરની બધી કિંમતી વસ્તુઓ ઝવેરાત, ઘરેણું, પૈસો વિગેરે જે હતુ તે બધુ ધન બતાવ્યુ અને કહ્યું કે " આ બધુ ધન તમારૂ જ છે, તમે મારા પુત્ર છો, તમારાથી વધારે મારે શુ હોય ?" એ સાભળી ચોર અંદર અંદર વિચાર કરવા લાગ્યા કે હવે શુ કરવુ ? એટલામા એક ચોરે કહ્યું કે " આ માતાજીએ તો આપણી સાચી મા જેવુ કામ કર્યું છે,તે આપણી સાચી મા થઇ, માટે માતુ ધન દીકરાથી ચોરાય નહિ ' બીજા ચોરે પણ એ વાતને ટેકો આપ્યો ત્રીજાએ કહ્યુ માની સેવાના બદલામા આપણે તેને કાઇક આપવુ જોઇએ ચોથાએ કહ્યુ કે, ' અત્યાર સુધી આપણે આપણી મિલ્કતના ચાર ભાગ પાડતા હતા, હવેથી પાચ ભાગ કરવા અને તેમાથી એક ભાગ આ આપણી માને આપવો," એવો સૌનો વિચાર થતા તે બધા ચોર માતાજીને પગે લાગ્યા અને ત્યાથી ચાલ્યા ગયા આવો બનાવ બને એ સર્વાત્મભાવ કેળવવાનુ ફળ છે તેમા જોખમ છે, સાહસ છે પણ સાહસ કર્યા વગર મનુષ્યજીવનમા કોઇ સારૂ કામ થતુ નથી, તે માટે કાયમ દષ્ટિમાર્જન કરવાની જરૂર છે જેમ માતાજીએ પોતાના ભાવની વિછિત્તિ થવા ન દીધી, તેમ કોઇ ભક્ત જો આવે પ્રસગે પોતાના ભાવની વિછિત્તિ થવા ન દે તો સર્વ ઠેકાણે પરમાત્મા છે એવો અનુભવ તેને જરૂર મળે પણ જ્યા મઠ, આશ્રમ કે ક્ષેત્ર વિગેરે હોય, જ્યા ઘણા માણસોનો સમુદાય રહેતો હોય, ત્યા આવી ભાવના કેળવવી એ બહુ મુશ્કેલ કામ છે એક માણસનો ઊંચો ભાવ બીજા પાસેના માણસો ટકવા દેતા નથી

આવા પ્રસંગો ભક્તોની કસોટી માટે આવે છે જો ભગવાનની લીલાનો અનુભવ લેવો હોય તો ગમે તેટલુ નુકશાન થાય, શરીર આપી દેવાનો વખત આવે એટલે કે પ્રાણ અર્પણ કરવાનો વખત આવે તો એ જેનો સર્વાત્મભાવ ડગે નહિ તેમને ભગવાનની લીલાનો અનુભવ જરૂર થાય

ભગવાનનું સગુણ સ્વરૂપ ક્રિયાવાળું હોવાથી જેને સગુણ ભકિત સિદ્ધ કરવી હોય, તેમને માટે દરેક ક્રિયામાં ભગવદ્‌ભાવ લાવ્યા વગર સગુણ બ્રહ્મનો અનુભવ થશે નહિ. નિર્ગુણ બ્રહ્મ જ્ઞાનસ્વરૂપ છે, તે કોઇ સારા કર્મથી સુધરતું નથી અને ભૂલથી ખરાબ કર્મ થઈ જાય તો બગડતું નથી. જ્ઞાન એ પવિત્ર વસ્તુ છે. કોઇ વકીલ એલ.એલ. બી.ની પરીક્ષામાં પાસ થયો, પછી તેનાં શુભ અશુભ કર્મથી તે જ્ઞાન દૂર થતું નથી; તો જેણે બ્રહ્મનો જ્ઞાનસ્વરૂપે અનુભવ લીધો હોય તેમનું સિદ્ધ થયેલું જ્ઞાન શુભ અશુભ કર્મથી બગડી જતું નથી. આવા જ્ઞાની સામાન્ય રીતે શુભ કર્મમાં જ રહે છે છતાં તેમણે અમુક રીતે રહેવું જોઇએ એવો નિયમ નથી. એ વાત જ્ઞાન થયું હોય તેને જ સમજાય છે. નારદજીનો કજીઆ કરાવવાનો સ્વભાવ હતો, દુર્વાસા ક્રોધી હતા, કૃષ્ણ ભોગી હતા, જનક રાજ્ય કરતા, શુકદેવજી ત્યાગી હતા અને દત્તાત્રેય પ્રતિષિદ્ધ કર્મથી રહેતા હતા, છતાં એ બધાની અંતર્દશા સરખી હતી.

છતાં અજ્ઞાની માણસો જ્ઞાનીના જેવી છૂટ લેવા જાય તો પડયા વગર રહે નહિ; તેથી સગુણ ભકિતવાળાએ સારાં કર્મ માટે ખાસ ધ્યાન રાખવાની જરૂર છે અને નિર્ગુણ ભકિતવાળાએ જ્ઞાનની રક્ષા તરફ ખાસ ધ્યાન રાખવાની જરૂર છે. બન્ને તરફ ધ્યાન રહે તો વધારે સારૂં. બન્નેમાં લાભ છે તેમ જોખમ પણ છે. જોખમ ખેડયા વગર કોઇ સારૂં કામ થતું નથી.

વળી સગુણ સ્વરૂપ શકિતમાન હોવાથી ભકતમાં સિદ્ધિ આવવા માંડે છે અને તેના ઉપયોગમાં કૃતભાવ આવી જાય છે, તે ભકતને આગળ વધતો અટકાવે છે.

શ્રીમદ્‌ભાગવતમાં ત્રણ પ્રકારના અદ્વૈતનું વર્ણન આવે છે.

૧ ભાવ–અદ્વૈત એટલે જ્ઞાનથી બધું એક છે એમ જાણવું.

૨ દ્રવ્ય-અદ્વૈત એટલે બધા ભોગ અને દ્રવ્ય એકના છે, એકની

નિકળ્યો હતો

પ્રશ્ન —ઘણી મહેનત કરતા પણ દ્વૈતભાવ કેમ દૂર થતો નથી ?

ઉત્તર —બધુ એક સત્તાથી ચાલે છે તેનુ ભાન સતત્ રહેવુ જોઇએ વ્યવહારમા જેને જીવ કહે છે તેને કાઇ સત્તા નથી હાલની કેળવણી દ્વૈતભાવવાળી હોવાથી એ તત્ત્વ બરાબર સમજાવવામા આવતુ નથી આગલા વખતમા આર્યોના સસ્કાર અને આર્યોની વિદ્યા એવા પ્રકારની હતી કે ધ્રુવ જેવા બાળક પણ તપ કરી એક સત્તાનો સિંદ્ધાત સમજી શકતા હતા ધ્રુવને નારદ ગુરુ તરીકે મળ્યા હતા તેથી ધ્રુવની શ્રદ્ધા ભગવાનમા દૃઢ થઈ ગઈ હતી જ્યારે ભગવાને ધ્રુવને દર્શન આપ્યા ત્યારે ધ્રુવ કહે છે કે '—

> योऽन्त प्रविश्य मम वाचमिमा प्रसुप्ता
> सञ्जीवयत्यखिलशक्तिधरः स्वधाम्ना ।
> अन्याश्च हस्त चरणश्रवणत्वगादीन्
> प्राणान्नमो भगवते पुरुषाय तुभ्यम ॥

' આપે મારી અ તર પ્રવેશ કરી મારી ગુપ્ત વાણીને જગાડી છે અને તને જીવન આપી બોલવાની શકિત આપી છે, તે જ આપ મારા હાથ, પગ, કાન, ત્વચા અને પ્રાણ વિગેરેને જીવન આપી રહેલ છો તે સર્વ શકિતમાન સ્વરૂપના પ્રકાશથી પ્રકાશિત આપ પૂર્ણ પુરુષોત્તમને હુ નમસ્કાર કરૂ છુ "

આ સ્તુતિ ઉપરથી પણ સિદ્ધ થાય છે કે વ્યાવહારિક જીવને કાઈ સત્તા નથી બધુ ભગવત્ સત્તાથી ચાલે છે

પ્રશ્ન —જો એ વાત સાચી હોય તો મુંડક ઉપનિષદમા એક ઝાડ ઉપર બે પક્ષીની વાત આવે છે ત્યા ચોખ્ખુ દ્વૈત જણાઇ આવે છે

ઉત્તર —द्वा सुपर्णा सयुजा सखाया समान वृक्ष परिषस्वजाते એ વાક્યમા દ્વિત્વ એ શબ્દ ભેદવાચક નથી તેની સાથે પડેલો શબ્દ सयुजा એ બન્નેની એકતા જણાવે છે

વળી સમાન વૃક્ષ ઉપર રહેલ હોવાથી બન્નેનું અધિષ્ઠાન એક છે. ભેદની નિંદા ઉપનિષદમાં ઘણે ઠેકાણે છે, તેથી દષ્ટિનું માર્જન કરવા માટે જુદીજુદી યુક્તિઓ આપવામા આવેલ છે. કઠ-ઉપનિષદમાં પણ કહેલ છે કે જે નાનાત્વ એટલે ભેદ જુએ છે, તે મરણ પામે છે તેથી શ્રુતિનો શબ્દાર્થ ન જોવો પણ તાત્પર્યાર્થ જોવો. માંડુક્ય ઉપનિષદમા પણ કહેલ છે કે બ્રહ્મજ્ઞાન એ એક પ્રકારનો અસ્પર્શ યોગ છે એટલે કે અધિષ્ઠાન માયાના ધર્મથી વિકાર પામતું નથી. તે યોગ સર્વ રીતે સુખકર અને હિતકર છે. માયાના સુખમા હિત નથી. આત્માના સુખમા જ હિત છે, આત્મા જ પ્રેમ કરવાલાયક વસ્તુ છે એવા યોગને કોઈ સાથે વિવાદ નથી તેમ વિરુદ્ધતા નથી, કારણ કે તેની સામે કોઇ રહેતુ નથી

પ્રશ્ન –ગીતામા પણ છેલ્લા શ્લોકમા કહેલ છે કે "બધા ધર્મ છોડી તુ મને શરણ આવ." એ વચનમા પણ શરણભાવ છે તેથી દ્વૈત જેવુ જણાય છે.

ઉત્તર –જેવી શિષ્યની બુદ્ધિ હોય તે પ્રમાણે ઉપદેશ આપવાનો પ્રકાર શાસ્ત્રોમા છે. પણ તેનો ખરો અર્થ એવો છે કે સર્વ ધર્મ છોડીને એટલે કે અનેક ભાવ છોડીને મને એકને એટલે એકત્વને શરણે આવ. એમ કહેવામા દ્વૈત ઉત્પન્ન થતુ નથી. પણ ઉલટુ દ્વૈત છોડીને અદ્વૈતમા આવવાનું કહે છે. ગીતાના બીજા અધ્યાયમા પણ ભગવાને અર્જુનને કહેલ છે કે :-

एषा ब्राह्मी स्थितिपार्थ नैनां प्राप्य विमुह्यति ।
स्थित्वास्यामन्तकालेऽपि ब्रह्मनिर्वाणमृच्छति ॥

આવી બ્રાહ્મી સ્થિતિ પ્રાપ્ત કરતા ફરીથી જીવને મોહ થતો નથી અને તે નિર્વાણરૂપ બ્રહ્મસ્વરૂપને પામે છે એ શ્લોકમા પણ ભગવાને જીવની બ્રહ્મદશા સાચી છે એમ માનેલ છે.

પ્રશ્ન –પુરુષસૂક્તમા એમ કહેલ છે કે ભગવાનના એક ચરણમાથી સર્વ

પ્રાણીમાત્ર ઉત્પન્ન થયેલ છે ત્યા પણ ભેદ નજરે પડે છે

ઉત્ત૰ —આ રાની અથવા પાદની એવી કલ્પના શિષ્યની બુદ્ધિને સમજાવવા માટે છે જો એમ કહેવામા આવે કે બ્રહ્મ સિવાય બીજુ કાંઈ નથી તો જીવ તરત તે સિદ્ધાત પકડી શકે નહિ તેની બુદ્ધિમા તત્ત્વ બરાબર સમજાય તેટલા માટે કલ્પિત માયાને સ્વીકારી તે માયા બ્રહ્મના એક ભાગમા છે, અલ્પ છે એમ કહેવામા માયાની સત્તા બહુ નાની બતાવવામાં અને બ્રહ્મની સત્તા ઘણી મોટી છે એ બતાવવામા તાત્પર્ય છે કે જેથી શિષ્ય મોટી સત્તાનો આશ્રય લઈ શકે અને માયાની સત્તા નાની હોવાથી તેને બીક લાગે નહિ

આવી રીતે સમજાવવાની પદ્ધતિને શાસ્ત્રમા પરિસખ્યાવિધિ કહે છે, એટલે કે સાભળેલો અર્થ છોડીને ન સાભળેલો તાત્પર્ય-અર્થ ગ્રહણ કરવો તેને પરિસખ્યાવિધિ કહે છે જેમકે બૃહદારણ્યક ઉપનિષદ્મા કહેલ છે કે आत्मा वा अरे द्रष्टव्य श्रोतव्य मतव्य निदिध्यासितव्य । એટલે કે આત્માનુ શ્રવણ કરવુ, મનન કરવુ અને નિદિધ્યાસન કરવુ હવે વસ્તુતાએ જોઈએ તો આત્મા દષ્ટિનો કે શ્રવણેન્દ્રિયનો વિષય નથી તેથી આત્માનુ દર્શન કે શ્રવણ થઈ શકે નહિ, પણ તેનુ તાત્પર્ય એ છે કે અનાત્માનુ શ્રવણ ન કરવુ, અનાત્માનુ દર્શન ન કરવુ અનાત્માનુ મનન ન કરવુ માટે શબ્દાર્થ તરફ ધ્યાન ન રાખતા તેનુ તાત્પર્ય શુ છે તે જોવુ કોઈ પિતાએ પુત્રને કહ્યુ કે "ઝેર ખા " એવુ વાક્ય બાપ બોલે નહિ પણ પુત્ર દુશ્મનને ઘેર જમવા જતો હતો તેને રોકવા માટે બાપે કહ્યુ કે ' તે કરતા ઝેર ખાવુ સારૂ છે " એટલે તેમ કહેવામા ઝેર ખાવાનુ કહેવામાં તાત્પર્ય નથી પણ પુત્રને રોકવામા તાત્પર્ય છે

પ્રશ્ન —દાસભાવની ભક્તિના વખાણ ઘણા કરે છે

ઉત્તર —તેનો મુખ્ય હેતુ પણ શિષ્યને પોતાના સ્વરૂપ તરફ વાળવાનો

છે. જે શેઠની નોકરી નોકર કરતો હોય તે નોકરને શેઠ જેવા થવાની ઇચ્છા થાય છે. વૈકુંઠમાં પણ જો દાસભાવ રહેતો હોય તો ભેદબુદ્ધિ રહી જાય, અને જો ભેદબુદ્ધિ રહી જાય તો જેમ જય-વિજય વૈકુંઠમાંથી પડયા તેમ બીજાને પણ પડવું પડે.

વચમાં બીજા મહાત્માએ કહ્યું:–સ્ત્રી એ દિવસમાં પતિની દાસી છે, રાત્રે દાસી નથી.

ઉત્તર ચાલુ:–એક વખત વૈકુંઠમાં બેઠાં બેઠાં લક્ષ્મીજીનું મન એક ઘોડો જોવામાં એવું એકાગ્ર થઇ ગયું કે ભગવાને લક્ષ્મીજીને બોલાવ્યાં તો પણ લક્ષ્મીજીએ જવાબ આપ્યો નહિ; તેથી ભગવાને તેને ઘોડી થવાનો શાપ આપ્યો. માટે બધી શ્રુતિનું તાત્પર્ય એક અદ્વૈત તત્વમાં છે. અંશની કલ્પના અથવા દાસભાવની કલ્પના શિષ્યની બુદ્ધિને સમજાવવા માટે છે. ભકિત કરવી હોય તો વિષ્ણુ થઇને વિષ્ણુની પૂજા કરવી, દેવ થઇને દેવની પૂજા કરવી, શિવ થઇને શિવનું અર્ચન કરવું એવી શાસ્ત્રની આજ્ઞા છે. ભેદ જો કાંઈ જોવામાં આવે તો તે વિશેષણમાં છે, ઉપાધિમાં છે, વિશેષ્યમાં નથી, એટલે અધિષ્ઠાનમાં નથી, માટે માયાવાળી દૃષ્ટિનું માર્જન કરવું જોઇએ.

( અપૂર્ણ )



# શ્રી લઘુ વાસુદેવમનન

( ગતાંકથી ચાલુ )

## પંચમ વર્ણક

卐

જ્ઞાનમાં ત્રણ પ્રતિબંધક

એવા પ્રસિદ્ધ આત્મસ્વરૂપનો ગુરૂદ્વારા ઉપદેશ અપાયા છતાં પણ ત્રણ પ્રતિબંધકને લીધે નિશ્ચય થતો નથી એ પ્રતિબંધક ત્રણ છે (૧) સંશયભાવના, (૨) અસંભાવના અને (૩) વિપરીત-

( સંશયભાવના )

ઋગ્વેદ વિગેરેની શાખાઓમાં ઉપદેશ કરાયેલા ઉપનયન વગેરે કર્મ જેમ અનેક પ્રકારનાં છે, તેમ ઋગ્વેદ વગેરેની શાખાઓમાં ઉપદેશાયેલું આત્મતત્ત્વ પણ અનેક પ્રકારનું છે કે અન્ય પ્રકારનું, એવો સંશય સંશયભાવના કહેવાય છે, અને સમસ્ત વેદાન્તશાસ્ત્રના સાવધાનતાપૂર્વક કરેલા શ્રવણથી એ નાશ પામે છે

( અસંભાવના )

સમસ્ત વેદાન્તશાસ્ત્રનું અદ્વૈત બ્રહ્મમાં જ તાત્પર્ય છે, એવા શ્રવણ દ્વારા પ્રમાણવિષયનો સંશય નાશ પામ્યા પછી પણ સત્ય જેવા પ્રતીત થતા પરસ્પર ભિન્ન એવા જીવ, જગત્ અને ઈશ્વરમાં એક જ અદ્વૈતની કેવી રીતે સંભાવના હોઇ શકે એવી બુદ્ધિ અસંભાવના કહેવાય છે, અને એ સ્વપ્નના દૃષ્ટાન્ત વગેરેથી યુક્તિપૂર્વક કરેલા મનનદ્વારા નાશ પામે છે

આવી રીતે શ્રવણ અને મનન કર્યાં છતા પણ અનાદિ અવિદ્યા-જન્ય વાસનાને લીધે પહેલાના જેવી જ સમસ્ત જગતમા સત્યપણાની પ્રતીતિ થાય એ વિપરીત ભાવના છે, અને એ બ્રહ્મની સાથે એકાકાર જ્ઞાનના પ્રવાહરૂપ એવા નિદિધ્યાસનથી નાશ પામે છે.

**(વિપરીત ભાવના)**

આ ત્રણે પ્રતિબધકનો નાશ ન કર્યો હોય તો જેમ સર્વને ભસ્મીભૂત કરે એવો અગ્નિ મણિમત્રાદિકના પ્રતિબધકથી પ્રતિબદ્ધ થયેલો હોય તો એક તૃણને પણ બાળી શકતો નથી તેમ જ્ઞાનરૂપ અગ્નિ પણ પ્રતિબધકથી પ્રતિબદ્ધ થયેલો હોવાથી અજ્ઞાન અને તેના કાર્યો (સસાર)માથી કશાને પણ ભસ્મીભૂત કરી શકતો નથી, પણ ઉપર વર્ણન કર્યું તેવી રીતે ત્રણે પ્રતિબધકનો નાશ થયા પછી અગ્નિ જેમ તૃણને તરત જ બાળે છે તેમ એ (જ્ઞાન) પણ અવિદ્યા અને તેના સમસ્ત કાર્ય (સસાર)ને બાળી મૂકવા સમર્થ થાય છે.

અને (શાસ્ત્ર)ના તાત્પર્યનો નિર્ણય કરવામા નીચે પ્રમાણે ૭ લિંગનો ઉપયોગ કરવો જોઇએ.

**તાત્પર્યના નિર્ણયમાં ૭ લિંગની ઉપયોગિતા**

उपक्रमोपसंहारावभ्यासोऽपूर्वता फलम् ।
अर्थवादोपपत्ती च लिङ्गं तात्पर्यनिर्णये॥

(૧) ઉપક્રમ અને ઉપસહાર, (૨) અભ્યાસ, (૩) અપૂર્વતા, (૪) ફલ, (૫) અર્થવાદ અને (૬) ઉપપત્તિ, એ તાત્પર્યનો નિર્ણય કરવાના લિંગ છે

ઉપનિષદની શ્રુતિઓ દ્વારા એનું વિવેચન આ પ્રમાણે છે –

**પહેલુ લિંગ** –(૧૯) "હે સોમ્ય ! ઉત્પત્તિની પૂર્વે કેવલ એક અદ્વિતીય સત્ જ હતુ" એમ ઉપક્રમ (પ્રારભ–શરૂઆત) કરીને

---

(૧૯) सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम् ।

(છા૦ઉ૦ ૬–૨–૧)

(૨૦) " આ ( બધું ) સર્વ આત્મસ્વભાવવાળું છે, તે સત્ય છે." એમ છાંદોગ્યના વાક્યદ્વારા એ અખંડ એકરસ છે એવો ઉપસંહાર કર્યો, એ ઉપક્રમ-ઉપસંહાર નામનું પ્રથમ લિંગ થયું.

બીજું લિંગઃ-(૨૧) " તે તું છે " એમ નવવાર કહ્યું એ અભ્યાસ નામનું બીજું લિંગ.

ત્રીજું લિંગઃ-આ અખંડએકરસ આત્મા પ્રત્યક્ષ વગેરે પ્રમાણોનો વિષય થઈ શકતો નથી એ અપૂર્વતા નામનું ત્રીજું લિંગ.

ચોથું લિંગઃ-(૨૨) " જ્યાં સુધી [ પ્રારબ્ધ કર્મથી ] મુક્ત થયો નથી, ત્યાં સુધીજ વિલંબ છે; ત્યાર પછી એ વિદેહમુક્તિ પામે છે. " આમ પ્રારબ્ધભોગના ક્ષય પછી અખંડ એકરસ જ્ઞાનનું વિદેહકૈવલ્ય ફલ છે, એમ શ્રુતિ કહે છે, એ ફલ નામનું ચોથું લિંગ છે.

પાંચમું લિંગઃ-પાંચમો અર્થવાદ છે, અને એ (૧) સૃષ્ટિ, (૨) સ્થિતિ, (૩) પ્રલય, (૪) પ્રવેશ, (૫) સંયમન, (૬) તત્ તથા ત્વમ્ પદના અર્થનું પરિશોધન અને (૭) ફલ આવી રીતે સાત પ્રકારનો છેઃ—

(૧) (૨૩) " તે ( પૂર્વકથિત ) આ આત્મામાંથી આકાશ ઉત્પન્ન થયું " ઈત્યાદિ સૃષ્ટિના અર્થવાદરૂપી શ્રુતિઓ છે, અને તે

(૨-૩) આકાશ વગેરે બધાનો બ્રહ્મમાંથી ઉત્પત્તિ, તેમાં જ અવસ્થાન ( સ્થિતિ ) અને પુનઃ તેમાંજ લય બતાવીને મૃત્તિકામાંથી

(૨૦) एतदात्म्यमिदं सर्वं तत्सत्यम् । ( छा० उ० ६-८-७ )

(२१) तत्त्वमसि । ( छा० उ० ६-८-७ )

(२२) तस्य तावदेव चिरं यावन्न विमोक्ष्येऽथ संपत्स्ये ।
( छा० उ० ६-१४-२ )

(२३) तस्माद्वा एतस्मादात्मन आकाशः संभूतः । ( तै. उ. २-

ઉત્પત્તિ, સ્થિતિ અને લય પામતો ઘડો જેમ મૃત્તિકાથી અભિન્ન છે, તેમ કારણ બ્રહ્મનો કાર્ય જગતની સાથે અભેદ દર્શાવીને મહાવાક્યમા કહેલા બ્રહ્મનુ અદ્વિતીયપણુ સિદ્ધ કરે છે.

(૪) (૨૪) " તેણે એકઠાએ જ આ ( મસ્તક ) ની સીમા ફોડીને એમા પ્રવેશ કર્યો " (૨૫) ' તેને નિર્માણ કરીને તેણે સ્વત તેમા પ્રવેશ કર્યો " (૨૬) " તેણે ધાર્યુ કે આ જીવ દ્વારા ( પ્રાણધારી ) આત્મામા પ્રવેશ કરીને નામ રૂપ સ્પષ્ટ કરૂ " ઇત્યાદિ શ્રુતિઓ જીવ રૂપે બ્રહ્મનોજ પ્રવેશ વર્ણવે છે અને બહાર રહ્યા પછી ઘરમા પ્રવિષ્ટ થએલા દેવદત્તની પેઠે જીવબ્રહ્મનો અભેદ જ મહાવાક્યનો અર્થ છે, એમ સિદ્ધ કરે છે

(૫) તેવીજ રીતે (૨૭) " જે પૃથ્વી પર રહેનારો, પૃથ્વીમા અદર રહેનારો, જે આવો છે એમ પૃથ્વી જાણતી નથી, જેનુ શરીર પૃથ્વી છે, જે અદર રહીને પૃથ્વીનુ નિયમન ( પ્રવૃત્તિનિવૃત્તિ ) કરે છે, એવો આ તારો આત્મા અતર્યામી અને અમૃત છે " ઇત્યાદિ નિયમન શ્રુતિ [ જીવ બ્રહ્મના ] અત્યત ભેદમા પણ નિયમ્ય નિયામક ભાવની ઉત્પત્તિ થતી હોવાથી બન્નેના અભેદની સભાવના કરે છે

(૬) તેમજ (૨૮) " માટે આ પુરુષ અન્નરસથી પૂર્ણ છે "

---

(૨૪) स एतमेव सीमान विदार्य तयाद्वारा प्रापद्यत (ए १-३-१२)

(૨૫) तत्सृष्ट्वातदेवानु प्राविशन् (तै उ २-६)

(૨૬) अनेन जीवेनात्मनाऽनु प्रविश्य नामरूप व्याकरवाणि ।
( छा ६-३ २ )

(૨૭) य पृथिव्यां तिष्ठन्पृथिव्या अन्तरा य पृथिवी न वेद यस्य पृथिवी शरीरं य पृथिवीमन्तरो यमयत्येष त आत्माऽन्तर्याम्यमृत ।
( बृ उ ३-७-३ )

(૨૮) सवाएव पुरुषोऽन्नरसमय ( तै उ १-११ )

(૨૯) "[29] અગ્નિમાં જે લાલરૂપ છે" વગેરે તત્ પદ અને ત્વમ્ પદના અર્થનું પરિશોધન કરનારી શ્રુતિઓ જીવ અને ઈશ્વર બન્નેના ધર્મોનું નિરસન કરીને તે બન્નો અભેદ સિદ્ધ કરે છે

(૭) "[30] બ્રહ્મવિદ્ પરમ્ (બ્રહ્મ) ને પામે છે" "[31] તે અમૃત થાય છે, ઈત્યાદિ શ્રુતિઓ અભેદ અર્થ પ્રકટ કરે છે, તેથી અભેદની સંભાવના બતાવીને અભેદજ્ઞાનનું નિરતિશય ફલ બતાવે છે

આવી રીતે સૃષ્ટિ, સ્થિતિ, પ્રલય, પ્રવેશ, સંયમન તત્ત્વપદાર્થ-પરિશોધન અને ફલપ્રતિપાદન કરનારા સાત અર્થવાદનું વર્ણન કરીને જીવબ્રહ્મની એકતારૂપ અખંડ એકરસપણું અવાન્તરવાક્યોદ્વારા પ્રતિપાદન થાય છે, તેથી મહાવાક્યનો અર્થ પણ અખંડ એકરસપણાથીજ પ્રતિપાદન થાય છે

છઠ્ઠું લિંગ -"[32] હે સોમ્ય ! જે પ્રમાણે માટીના એક લાસણ પરથી અન્ય સર્વ મૃત્તિકાના વિકાર (કાર્ય) નું જ્ઞાન થાય છે" એમ જે શ્રુતિ કહે છે, એ દૃષ્ટાંત ઉપપત્તિ નામનું છઠ્ઠું લિંગ છે

એ ૭ લિંગોદ્વારા શ્રુતિનું તાત્પર્ય ધારણ કરવું, એ શ્રવણ કહેવાય છે

શિષ્ય –આનો સારાંશ શું ?

ગુરુ–જેવી રીતે પ્રધાનની પ્રેરણાથી સેનાએ પ્રાપ્ત કરેલા વિજયનું

---

(२९) यदग्ने रोहितं रूपम् । (छा उ. ६–४–१)

(३०) ब्रह्मविदाप्नोति परम् (तै० २–१)

(३१) अमृत समभवत् (ऐ० ५ ४)

(३२) यथा साम्यैकेन मृत्पिण्डेन सर्वं मृन्मयं विज्ञातं स्यात् ।
(छा० उ० ६–१–४)

**આત્મામાં કર્તૃત્વ તથા કારયિત્વનો અભાવ.**

"હું જીત્યો" એમ રાજા પોતાનામાં આરોપણ કરે છે, તેવી જ રીતે, રાગદ્વેષાદિમાં રહેલું પ્રેરકપણું અજ્ઞાનને લીધે પોતાનામાં છે, એવું આત્મા અભિમાન ધારણ કરે છે; એટલા માટે પૂર્વોક્ત પ્રકારે વિચાર કરીને રાગદ્વેષાદિની પ્રેરણાથી જ ત્રણે પ્રકારનાં કરણો ત્રણ પ્રકારનાં કર્મ કરે છે, અને કર્તૃત્વ તથા કારયિતૃત્વ આત્મામાં નથી, એવો જે દૃઢ નિશ્ચય કરે છે તે જ જીવન્મુક્ત છે.

( અપૂર્ણ )



# ઓઢણી

卐

ઓઢી અગમનિગમની ઓઢણીરે,
વચમાં સતનું પુલ ગુલાબ—ઓઢી૦

ચારે છેડે બાંધ્યા બન્ધ દિગન્તનારે,
કોરે કોરે કોરા કમળની વેલ—ઓઢી૦ ૧

ઝીણાં ઝીણાં છાંટયાં વિરાટનાં છાંટણાંરે,
ગૂથ્યાં માહીં વેદશ્રુતિનાં ફૂલ—ઓઢી૦ ૨

દીધી મને રંગ બોળી સંસારનારે,
નિત્ય નિત્ય વરસે ત્રણ ગુણ મેહઃ—ઓઢી૦ ૩

જેમ રંગ નીતરે રૂપ ઝંખવાય છે રે,
દૂર મારા શ્યામનાં સ્મિત ડશ્માયઃ—ઓઢી૦ ૪

કાળના વ્હેણે ધોઉં મારી ઓઢણીરે,
ઘૂંઘટના રંગ અરંગી ના થાયઃ—ઓઢી૦ ૫

આ શીદ અગમ અનામી ઓઢણીરે,
શીદ મારે અરંગીને વળી રંગઃ—ઓઢી૦ ૬

રાતાપીળા રંગે રીઝે ના રામજીરે,
આવો ગોરી કાપાયને પરિધાનઃ—ઓઢી૦ ૭

માડી મને દે તો દે કાળી કામળીરે,
જાવું મારે પરબ્રહ્મને પુકારઃ—ઓઢી૦ ૮

સ્હામે તીરે **સ્વામી** મારો સાદ દે રે,
આવો ગોરી આવડા શીદ અંતરાયઃ—ઓઢી૦ ૯

**સૌ. કુસુમ ઠાકોર** એમ. એ.

卐

# કવિ સમ્રાટ્ ટાગોર—એક અંજલિ

( લેખકઃ—શ્રી. શાન્તિલાલ ઠાકર એમ. એ., બી. ટી. )



પરમકૃપાળુ પરમાત્માની ભારત ઉપર—જગત ઉપર કૃપા છે કે કવિવર ટાગોર જેવા મહાપુરુષને એણે આટલાં લાંબાં આયુષ દીધાં. બાળપણથી જ બાદશાહતમાં ઉછરેલા એ કલ્પના દેવીના લાડીલા બાળકે બાદશાહી ગાણાં ગાયાં છે. છતાં જીવનના અંતભાગમાં કવિ ઝંખે છે—

> આવો કોઈ નવજવાન, ગાઓ ધરતીનાં ગાન;
> જનતા કેરી જબાન બનવા કો આવો!
> ખેતી કરતા કિસાન સંગે બની એકતાન;
> ધરતીની ધૂળ આભ—વાદળ બિરદાવો!

શરૂઆતમાં ગગનગામી કલ્પનાથી મૃદુલ કાવ્ય—કુસુમો નીપજાવનાર કવિ સમ્રાટમાં આવો ચમત્કારી પલટો શાથી? એમની છેલ્લી ઝંખનામાં એમના જીવન—અનુભવનો નિષ્કર્ષ આપણને એમણે આપ્યો છે. સાચા કવિનો એમનો આદર્શ એ છે કે—તે પૃથ્વીની પીઠ પર વિચરતાં પોતાનાં દીન ભાઈભાંડુઓ સાથે એકતાન બની, તેમની કાવ્યમય જીભ્હા બને, અને તેની ધરતીમાતાની ધૂળને સ્વર્ગની રજ જેવી દિવ્ય અને મોંઘેરી બનાવે. એમનો આ આદર્શ રચાયો છે ભારતવર્ષની આમજનતા સાથેના સૈકા સુધીના સીધા સંસ્પર્શ ઉપર, અને મહાત્મા ગાંધીજી સાથે ધીમે ધીમે પરિપકવ બનેલા તેમના મૈત્રીસંબંધને પરિણામે.

ભવ્ય મુખમુદ્રા, ચિંતનઘેરી આંખો, વેદના કો ઋષિને છાજે તેવી શ્વેત દાઢી, બુદ્ધિવૈભવ દાખવતું તેજસ્વી વિશાળ લલાટ, રેખાઓમાં અને વળાંકમાં કાવ્ય રચતાં તેમનાં સુકુમાર બાદશાહી અંગ–ઉપાંગો–તેમને જોતાં જ આપણને કોઈ ક્રાન્તદર્શી ઋષિનો ખ્યાલ આવે. તેમણે કાવ્યો, નિબંધો, નવલિકાઓ, નવલકથાઓ, નાટકો, તત્ત્વજ્ઞાનની વિચારસરણિ–સાહિત્યનાં સઘળાં ક્ષેત્રોને સ્પર્શ કર્યો છે. અને સાહિત્યપ્રદેશનું એવું એક પણ ક્ષેત્ર નથી કે જેને તેમની પ્રતિભા ન સ્પર્શી હોય અને તેને વધારે ઉજ્જ્વલ અને અલંકૃત ન બનાવ્યું હોય. ધસમસ ધપતા ધોધ માફક તેમની સર્જનશક્તિ વહી છે, અને પરિણામે જગતને અનુપમ કલ્પનાસૃષ્ટિઓ પ્રાપ્ત થઈ છે, જેના સિવાય જગતનું સાહિત્ય દીન, દરિદ્ર અને કંગાલ ભાસત.

કવિવરના સમૃદ્ધ અને ઉત્તુંગ જીવનને સમજવાની ચાવી એક છે, અને તે એ કે તે માત્ર કવિ કે લેખક ન હતા, પણ જીવનસાધક હતા. તેમની વિપુલ સર્જનસામગ્રી તો તેમના આંતરજીવનને આવિષ્કાર આપવાનું સાધનમાત્ર હતી. અને તેમાં ય એક વાત યાદ રાખવાની ખાસ જરૂર છે કે તેમનો મહાન આત્મા ભારતીય સંસ્કૃતિના રંગોથી રંગાયેલો આત્મા હતો, તે ભારતની વિશિષ્ટ સંસ્કૃતિના શુદ્ધતમ પ્રતિનિધિ હતા. બ્રાહ્મસમાજનાં ધ્યાન અને નિર્ગુણ બ્રહ્મની ઉપાસના તેમને પોતાના પિતા મહર્ષિ દેવેન્દ્રનાથ તરફથી વારસામાં મળ્યાં હતાં. ઉપનિષદ્નો ઉપાસનાવિભાગ એ તેમના અભ્યાસનો પ્રિય વિષય હતો. મૃત્યુપર્યંત પ્રાતઃકાળમાં વહેલા ઊઠીને ઉપનિષદ્માં વિહિત કરેલું અનંત જ્યોતિર્મય બૃહદ્ ચૈતન્યનું ધ્યાન કરવું એ તેમની ટેવ હતી. તે જગતની પીઠમાં રહેલા તત્ત્વનો સાક્ષાત્કાર કરવા મથતા. પણ તે એકાંગી જ્ઞાનમાર્ગ કે ભક્તિમાર્ગ કે કર્મમાર્ગદ્વારા, નહિ, પણ આ સર્વે માર્ગોનો સમન્વય સાધતી ક્રાન્ત કવિદૃષ્ટિ વડે. આની સાક્ષી પૂરે છે તેમના 'સાધના' નામના પુસ્તકાકારે પ્રસિદ્ધ થયેલા લેખો

અંતરો મનુષ્યજીવન પર ઓગરે છે. અને છતાં પ કવિની દષ્ટિ નિરાશાવાદી નથી. તેમને પ્રાતઃકાળમાં આછી મધુરપથી હસતા ફૂલમા દિવ્ય પ્રિયતમનું પ્રેમચિન્હ નજરે પડે છે. સવારમાં કલરવ કરી ગાતા પંખી તેમને માટે પ્રભુના પયગામ લાવે છે. ઉષાના લાલ સોનેરી રંગો અને સંધ્યાના રંગ ભેદભર્યા તેજ કવિને કોઈ અનેરી સષ્ટિના સદેશા આપતા હોય તેમ લાગે છે. નીરવ રાત્રિના ગાઢ અંધકારમાં ઝબુકતા તારા તેમને માટે દિવ્ય પ્રીતમના સંકેતની કોઈ ગયબી અક્ષરમાળા રચે છે. તે સૌન્દર્યને સૌન્દર્ય ખાતર, સુંદર વર નટવર નાગર પ્રભુના આવિષ્કાર તરીકે ચાહે છે. આ બાબતમાં તેમનો કલાનો ખ્યાલ મહાત્મા ગાંધીજીના કલાના ખ્યાલ કરતાં કંઈક જુદો પડે છે. જો દરિદ્રનારાયણને મદદરૂપ ન નીવડે, જો કોઈ પણ કલાસૃષ્ટિ આમજનતાને ઉપભોગ્ય અને ઉદ્ધારક ન હોય, તો કદાચ ગાંધીજી તેમાં કલા ન જોઈ શકે. પણ કવિને માટે તેવી મર્યાદા મંજૂર નથી. કલા તમ હોય, કેવળ રસિકજનોને જ તે ઉપભોગ્ય હોય, તેનું મહ્ત્વા-. સૂક્ષ્મ સંવેદનોની અનુભૂતિમા જ થઈ શકે તેમ હોય અને તે મુદનવન પરમાત્માના સૌન્દર્યને વ્યક્ત કરતી હોય, તો પણ કવિ તેને વધાવી લે છે ટૂંકમા કવિનો આત્મા માર્દવમાં અને સુલલિત રંગો કે રેખાઓની મિલાવટમા વ્યક્ત થતી કલા તરફ વધારે આકર્ષાય છે; જ્યારે ગાંધીજીના તપસ્યાદષ્ટિ અને સંયમ પરનો ઝોક તેમને માટે તે વિષયમા મર્યાદારૂપ બની જવાનો સંભવ છે.

કવિની કૃતિઓમા વપરાયલા અલંકારો-ઉપમા તથા રૂપકો પણ સ્વતંત્ર અભ્યાસ માગી લે તેવાં છે. ઘણીવાર તેમનાં ઉપમેય બાહ્ય જગતના પદાર્થો હોય છે, ત્યારે ઉપમાનો આંતરજગતની અનુભૂતિઓ હોય છે. અને ઉપમેયો જ્યારે આંતરજગતની અનુભૂતિઓ હોય છે ત્યારે તે તેમને વિશદ કરવા બાહ્યજગતના પદાર્થો કે ઘટનાઓનો પ્રયોગ ઉપમાનક તરીકે કરે છે. આ રીતે પણ કવિ .જગતમાં અભેદતત્ત્વનું

પ્રતિપાદન કરે છે એ તેમની વિશિષ્ટતા છે, તેમની ક્રાન્તદષ્ટિનું આનુષંગિક પરિણામ છે. દાખલા તરીકે–પવન પડી જવાથી હોડીના સઢ શિથિલ થઈ ગયા, જેમ આશા ઊડી જવાથી માનવનું મન શિથિલ થઇ જાય તેમ. અથવા તો, તે સુંદરીની સાડીનો પાલવ ભાગ ચિત્તમા હજી પણ ફરકે છે, જેમ સવારના પહોરનું ગુલાબી સ્વપ્ન માનવના મનમાં તેની આછી મધુરી છાયા મૂકી જાય તેમ.

આ રીતે જોતા કવિ આધુનિક હિંદની એક મહાન વિભૂતિ હતા. આધુનિક હિંદની મહાન વિભૂતિઓ ત્રણ–એક શ્રી અરવિંદ ઘોષ યોગના ક્ષેત્રમા, બીજા શ્રી રવીન્દ્રનાથ ટાગોર કવિતાના ક્ષેત્રમા, અને ત્રીજા શ્રી મહાત્મા ગાધીજી રાજકારણમા અનુસ્યૂત કરાયલી નીતિ અને વિશુદ્ધિના ક્ષેત્રમા. ત્રણેના વ્યક્તિત્વ નિરાળા, ક્ષેત્રો નિરાળા, જીવનયોગની પદ્ધતિઓ નિરાળી, અને છતાય ત્રણે ભારતીય સસ્કૃતિના સાચા પ્રતિનિધિઓ જીવનને અને જગતને તેમના અર્પણો કીમતી અને મોઘેરા. કવિએ તો પોતાના જીવનની એકેએક ક્ષણનો સદુપયોગ કર્યો છે. તેમની કૃતિઓ-સખ્યા તેમ જ ગુણની દષ્ટિએ, વિપુલ અને સમૃદ્ધ છે. અને છતા ય કવિની નમ્રતા કેટલી મધુર છે. મૃત્યુ પહેલા થોડે જ સમયે તે ગાય છે કે —

> મે તો જીવનકિનાર ગાઈ છે વારવાર,
> ભીતરના દ્વાર હું થી ખોલ્યા નવ ખુલ્યા,
> ભાગ ગીતોની છાપ શબ્દોથી દાબદાબ,
> મરતા અરમાન એમા ફાલ્યા ને ફૂલ્યા !
> છેડી તન્ત્રે હજાર, પલટી વિધવિધ પ્રકાર,
> કદમો લાચાર મારા ઉબરમાં ડુલ્યા !
> જીવનવિહોણા ગાન ગાયાના શા ગુમાન !
> નિષ્ફળતાના નિશાન દેખું હું ઝુલ્યા !

એમ સ્વીકાર કરવું પડશે. અને જો એ સ્વીકાર કરશો તો "કર્તૃત્વ" શબ્દનો અર્થ 'દષ્ટત્વ' થાય છે એ પણ માનવું પડશે. એટલે, જે કર્તા છે તે જ્ઞાતા છે, એમ અવશ્ય સ્વીકાર કરવું પડશે; કારણ કે, કર્તૃત્વ શી રીતે કરવું તે જાણ્યા વગર કર્તૃવ્ય શક્ય નથી; એટલે જ્ઞાનશકિતને જ્ઞાતા માનવી પડશે. જ્ઞાનશકિતથી જ જ્ઞાતા હોય તો તમે એમ શી રીતે કહી શકશો કે જ્ઞાનશકિત જ્યારે જડની સાથે સંયોગ પામે છે ત્યારે જ્ઞાતા થાય છે ? વારૂ, હવે જ્યારે જ્ઞાનશકિત જ જ્ઞાતા વા દષ્ટા થાય છે તો તે જ્ઞાનશકિત હું જ છું. એ જ્ઞાનશકિતજ ચૈતન્ય વા જ્ઞાતા છે તો પછી હું જ્ઞાનરૂપ છું. જ્ઞાનપદાર્થ છું. મારો સ્વભાવ પ્રકૃતિ કે ધર્મ એ છે કે હું જાણું છું, હું જોઉં છું, હું દષ્ટા વા જ્ઞાતા છું, મને જ્ઞાનશકિત છે, દર્શનશકિત છે એમ વ્યવહાર થાય છે એમ કહેવાય છે. વસ્તુતઃ જ્ઞાનસ્વરૂપ–મારાથી વ્યતિરિક્ત–કે મારાથી સ્વતંત્ર જ્ઞાનશકિત નથી.

[ ૫ ]

હું વિકારી છું કે અવિકારી ? અર્થાત્ કે મારૂં પરિવર્તન થાય છે કે હું અપરિવર્તનશીલ પદાર્થ છું ? કાલ્યે વા પૂર્વે કે પૂર્વમુહૂર્તે જે 'હું' હતો તે જ 'હું' અત્યારે કે આ ઘડિયે છું; એટલું જ નહીં પણ આવતી કાલ્યે કે ત્યાર પછી પણ 'હું' જ હોઇશ, એ હું જાણું છું. મારું એકત્વ નાશ પામતું નથી. જો હું વિકારી હોત તો આજે જે હું એક છું ને કાલ્યે હું બીજો હોત. બીજું એ પણ છે કે જે પરિવર્તનશીલ છે તે જડ છે. કોઈ પણ જડ પદાર્થ અપરિવર્તનશીલ જોવામાં આવતો નથી. મારૂં દેહમાં પરિવર્તન થાય છે, માટે તે જડ છે. જે જડ છે તે સાવયવ છે. કોઈ પણ જડ પદાર્થ અવયવહીન જોવામાં આવતો નથી. માટે જો કોઇ અવયવ હોત તો હું જે જ્ઞાન સ્વરૂપ છું તે તેને જોઇ શકત. આથી એ સ્વીકારવું પડશે કે હું નિરવયવ છું. નિરવયવ પદાર્થનું પરિવર્તન કદાપિ સંભવતું

નથી. જ્ઞાનશક્તિ વગર કોઈને કર્તૃત્વ શક્ય નથી. કે જેથી તે કર્તા જ્ઞાતા કે દ્રષ્ટા થઇ શકે. જ્યારે આગળ કહ્યું તેમ હું જ એ જ્ઞાનશક્તિ છું-મારાથી જ્ઞાનશક્તિ અભિન્ન છે, ત્યારે મારું પરિવર્તન કોણ કરી શકે ? મારું પરિવર્તન હું તો કરતો નથી, એ હું જાણું છું આથી હું અપરિવર્તનશીલ પદાર્થ અર્થાત્ હું **નિર્વિકાર છું.**

ભગવાન શ્રી કૃષ્ણે ગીતાના બીજા અધ્યાયના તેરમા શ્લોકમ આ વાત અર્જુનને સમજાવી છે. છાંદોગ્યમાં. ( ૬, ૨, ૧ ) 'સદે સૌમ્યેદમગ્ર આસીદેકમેવાદ્વિતીયમ્' થી આત્મામાં ત્રણે પ્રકારના ભેદનુ નિરાકરણ કર્યું છે.

[ ૬ ]

હું નિર્વિકાર રૂપે કે નિર્વિકાર અવસ્થામાં અનાદિ અનંતકાળ સ્થાયી છું, એથી હું 'સત્' પદાર્થ છું.

[ ૭ ]

આથી હું સત્ સ્વરૂપ અને ચિત્ સ્વરૂપ વા જ્ઞાન સ્વરૂપ વસ્તુ છું.

[ ૮ ]

હું નિરવયવ છું અને નિર્વિકાર છું તેથી હું નિર્ગુણ છું, કારણ એ કે ગુણનું જ પરિવર્તન જોવામાં આવે છે.

[ ૯ ]

હું નિરવયવ છું, તેથી હું **નિરાકાર** છું અને **નીરૂપ** છું, એટલે હું **અસીમ** અર્થાત્ કે સીમારહિત છું.

[૧૦]

જે પદાર્થ નિરાકાર છે, નીરૂપ છે, નિરવયવ છે, અસીમ છે તે એકજ હોવો જોઇએ; કારણ કે, નિરવયવ અને અસીમ એવા બે પદાર્થોનું અસ્તિત્વ સંભવતું નથી. બે હોય તો પણ એક જ થઈ જશે

આ ઉપરાંત નિરવયવ અને અસીમ એવા બે પદાર્થોનો પરસ્પર ભેદ નિરૂપક કોઈ પદાર્થનું અસ્તિત્વ સંભવતુ નથી, કારણ કે, સાવયવ પદાર્થ વડેજ, નિરવયવ અને અસીમ બે પદાર્થોનો ભેદ થઇ શકે છે આથી નિરવયવ પદાર્થ એકથી ભિન્ન બીજો સંભવતો નથી, આથી કરીને ' હું ' જ નિરવયવ છુ

શ્રુતિ અને શાસ્ત્રોના ' सच्चिदेक ब्रह्म ' એમ જે પ્રતિપાદન કરવામા આવ્યુ છે તે બ્રહ્મ તે હું જ છુ હું ' સત્ સ્વરૂપ ' છુ, ચિત્ સ્વરૂપ છુ અને મારાથી ભિન્ન કોઈ 'સચ્ચિદ' પદાર્થ નથી, કારણ કે જે ' સચ્ચિત્ ' પદાર્થ નિરવયવ, અસીમ હોય છે તે એક જ છે. હું જ્ઞાનસ્વરૂપ છુ એથી કરીને " प्रज्ञानब्रह्म " એ વેદના મહાવાક્યનો પ્રતિપાદ્ય બ્રહ્મ પણ " હું " જ છુ. અત્યાર સુધી આપણે જે મીમાંસા કરી તે પરથી વેદનુ એક બીજુ મહાવાક્ય ' अहं ब्रह्मास्मि ' તે સિદ્ધ થઇ ગયુ અર્થાત્ કે હું બ્રહ્મ છુ

અત્યાર સુધીની આપણી મીમાંસાથી એમ સિદ્ધ થયુ કે 'હું'જ ત્રિવિધ ભેદ ×રહિત બ્રહ્મ છુ ' હું ' અને બ્રહ્મ ભિન્ન નથી.

અર્થાત્ કે વૃક્ષનો પોતાની ડાળી પત્ર, પુષ્પ, ફળ સાથેનો જે ભેદ છે તે સ્વગતભેદ કહેવાય છે એ વૃક્ષનો બીજા વૃક્ષોથી ભેદ તે સજાતીય ભેદ છે એજ વૃક્ષનો પાષાણ, ઇંટ વગેરેથી જે ભેદ છે તે વિજાતીય ભેદ છે આત્મા વા બ્રહ્મ આવા ત્રણે પ્રકારના ભેદથી રહિત છે સ્વગત ભેદ કેવળ સાવયવ પદાર્થોમાં જોવામા આવે છે. આત્મા નિરવયવ છે તેથી સ્વગતભેદની સંભાવના નથી આત્મા બ્રહ્મથી

---

× શ્રી વિદ્યારણ્ય સ્વામી ત્રણ પ્રકારના ભેદ સમજાવવા કથે છે કે–
वृक्षस्य स्वगतो भेद पत्रपुष्पफलादिभि ।
वृक्षान्तरात् सजातीयो विजातीय शिलादित ॥
(પં. દ ૨/૨૦)

અભિન્ન છે. માટે બ્રહ્મમાં પણ સ્વગતભેદ નથી. બ્રહ્મની સમાન અન્ય બ્રહ્મ નથી તેથી વિજાતીય બ્રહ્મની કે આત્માની પણ સંભાવના નથી. સૃષ્ટિ પૂર્વે નામરૂપની અવિદ્યમાનતા હોવાથી તે પણ આત્માના અંશ નહિ કહી શકાય. સૃષ્ટિકાળમાં નામરૂપાદિ ઉપાધિથી રહિત અવસ્થામાં એટલે સુષુપ્તિ કે સમાધિકાળમાં અન્ય સત્ય પદાર્થનું ભાન નથી થતું એથી પણ આત્મા સજાતીય ભેદથી રહિત છે. સદ્‌રૂપ આત્માનો વિજાતીય તો અસત્ જ હોઈ શકે, પણ એની સત્તા કોઈને અભિપ્રેત નથી. આથી આત્મા ત્રણે પ્રકારના સ્વગત, સજાતીય અને વિજાતીય ભેદથી રહિત છે. છાંદોગ્ય ઉપનિષદમાં ( ૬, ૨, ૧ ) 'એકમેવા-દ્વિતીયમ્' એમાં એક, એવ અને અદ્વિતીયમ્ એ ત્રણે વિશેષણોથી ત્રણ પ્રકારના ભેદોનું નિરાકરણ કર્યું છે.



' જગતમાં અવતરેલા મહાન્ વિભૂતિવાળા મહાત્માઓને મારા નમસ્કાર છે, પણ મારું અન્ન જેમ તેઓ પચાવી આપી શકનાર નથી, તેવી જ રીતે ઈશ્વરની સાથે મારો અભેદનો અનુભવ મારા પુરુષાર્થ વિના તેઓ કરાવી શકશે નહીં. એ અદ્વૈતાનુભવ તો મારે જાતે જ સાધ્ય કરવો જોઇએ.

સ્વા. રામતીર્થ



## પરમહંસ સ્વા. શ્રી. રામતીર્થજી
## ની
# નીતિકથાઓ

( ગતાંકથી ચાલુ )

કથક.-શ્રી. નર્મદાશંકર હરિશંકર વ્યાસ બી. એ.

卐

[ ૩૧ ]

### શાપિત-આશિર્વાદ

એક ધન્ય સ્ત્રી નવ પુત્રોની માતા હતી. એક દિવસ કોઇ સાધુ તેના ઘર પાસેથી પસાર થતા તેણે તેને સારૂં દાન આપ્યું. સાધુ મહારાજ એટલા બધા ખુશ થઇ ગયા, કે તેણે પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરી અને એ બાઇને સાત પુત્રોની માતા થવાનો આશિર્વાદ આપ્યો ! આવો આશિર્વાદ સાંભળી બાઇને ઘણું માઠુ લાગ્યું; કારણ કે તે નવ પુત્રોની માતા તો હતી જ અને તેમાંથી સાત પુત્રોની માતા થાય એટલે તેના બે લાડીલા ગુમાવવા પડે. તેને સાધુને બીજો આશિર્વાદ આપવા વિનંતિ કરી. સાધુ મહારાજે તે જ આશિર્વાદનું પુનઃ ઉચ્ચારણ કર્યું. બાઇના ક્રોધની હવે સીમા-ન રહી, અને શો

તમાસો છે એ જોવા માટે આસપાસનાં લોકો એકઠાં થઈ ગયાં. આશિર્વાદની ઘટનાં સાંભળતાં બધાંને આશ્ચર્ય થયું કે ખરે-ખર આશિર્વાદ તે આશિર્વાદ નહોતો પણ શાપ હતો.

એ જ પ્રમાણે અવર્ણનીય અને અનિર્વચનીય આનંદ માનવીના પોતાના જ આંતરજીવનમાં રહેલો છે; જો તે તેને પારખી શકે અને માણી શકે તો, એ સચ્ચિદાનંદ સ્વરૂપ જીવન્મુકિત આપે છે. સંસારની સમગ્ર યાતનાઓમાંથી મુકત કરે છે.

આ પાર્થિવ દેહ અને તેનું વ્યક્તિત્વ, હિમાલયની શિલાના કમળ માફક, કોઈની જાણ વિના ભલે ખીલે; અથવા તો ભલે એ દેહને ખીલા ઠોકી દેવામાં આવે, કે જેલખાનાના સળિયાઓ પાછળ ધકેલી દેવામાં આવે; અગર તો મહા-સાગરનું કોઇ ઘુઘવતું મોજું ભલે તેનો કોળિયો કરી જાય, કે પછી તેને ઉષ્ણ કટિબંધની ઉષ્મામાં શેકી નાંખવામાં આવે; તેનું ગમે તે થાય, તેની શુભ કે અશુભ ગમે તેવી સ્થિતિ થાય, તેની સદ્‌ગતિ કે દુર્ગતિ થાય, પણ પેલું અનંત આનંદનું ઝરણું સદા શાશ્વત છે; નથી તેમાં ઓટ કે ભરતી, નથી તેમાં આવેશ કે ઉન્માદ, નથી તેમાં શોક કે ગ્લાનિની ઝીણી ઝીણી પણ રેખાઓ. એ આત્મિક પ્રસન્નતાનું પલ્લું સદાય સમતોલ રહે છે. એ સુખને—એ સ્થિતિને પોતાના આતર—આત્મિક જીવનમાંથી જ પ્રાપ્ત કરવાની હોય છે. એ પ્રાપ્ત થયા પછી માનવી પોતે જ પ્રભુ છે.

બોધઃ—અવર્ણનીય આનંદનાં આંતરઝરણો સાથે સર-ખાવતાં દુન્યવી સુખનો આશિર્વાદ શાપરૂપ છે.

## [ ૩૨ ]
## ગાંડાનો તરંગ

એક વખત કોઇ ગાંડા માણસે, શેરીમાં રમતા બાળકોને કહ્યું કે નગરશેઠને ત્યાં મહાન ભોજનની તૈયારી થઇ રહી છે અને તેમણે ગામના બધા બાળકોને પણ જમવાનું આમંત્રણ આપ્યું છે બાળકોને તો સહજ સ્વભાવે આ વાત બહુ ગમી અને દોડતા કૂદતા નગરશેઠને ઘેર પહોંચી ગયા પણ ત્યાં તો ભોજન જેવું કંઇ હતું જ નહિ, ભોજન થવા માટેની કોઈ પણ જાતની હીલચાલ પણ નહોતી. બાળકો તો બાપડા મૂઝાયા, અને પોતાની હાસી થઈ જાણી ઝંખવાણા થઇ ગયા બાળકોએ તેમને ત્યાં લઇ આવનાર પેલા પાગલને પૂછ્યું કે "મહેરબાન સાહેબ! જ્યારે આપ આવી ગપ ચલાવતા હતા, ત્યારે તમે પણ અમારી સાથે અહિં સુધી શા માટે આવ્યા?" તેણે કહ્યું, "કદાચને વાત સાચી થઇ જાય અને ખરેખર જમણ સાંપડી જાય તો વળી હું રહી જાઉં ને?" ભોજન કદાચિતને અકસ્માત પ્રાપ્ત થઇ જાય તો તે તક ન ગુમાવવાની ઇચ્છાથી પાગલ પણ બાળકોની પાછળ પાછળ નગરશેઠના ઘર સુધી આવ્યો!

જે લોકો પોતાની કલ્પનાથી, પોતાના જ મનમ્વી તરંગોથી ફૂલોને સુંદર બનાવે છે, દુન્યવી વસ્તુઓને મોહક અને આકર્ષક બનાવે છે, દરેક ઐચ્છિક વસ્તુને પોતાની કલ્પના પ્રમાણે મૂર્ત્તિમંત કરે છે, તે લોકો ખરેખર પાગલની

માફક પોતાના જ તરંગો પાછળ દોડે છે વાસ્તવિક રીતે તે અપ્રાપ્ય અને અલક્ષ્ય છે. ઝાંઝવાના -જળરૂપી સંસારી સુખના કાલ્પનિક તરંગો પાછળની ઝંખના કે દોડધામ એ પાગલપણું નહિં તો બીજું શું ?

**બોધ**—મોહ અને માયાની જાળમાં ફસાયેલો માનવી પોતાની કલ્પનાથી જ અવાસ્તવિક વસ્તુઓને આકર્ષક બનાવે છે અને પછી તેને માટે ઝંખે છે, ઝુરે છે, મરે છે.

[ ૩૩ ]

## કાચના ઘરમાં કૂતરો

એક વખત કોઇ ભવ્ય અને આલીશાન કાચગૃહમાં એક કૂતરો આવી ચડયો. કાચગૃહમાં પ્રવેશ કરતાં જ કૂતરાને પોતાની જમણી બાજુએથી, ડાબી બાજુએથી, સામેથી, નીચેથી, ઉપરથી, પાછળથી, જે બાજુ જુએ તે બધી બાજુએથી કૂતરાંઓનાં લશ્કરનાં લશ્કર તેની તરફ ધસી આવતાં લાગ્યાં. કૂતરાંનો તો કુદરતી રીતે જ અદેખો સ્વભાવ છે. પોતાની નજદીક તે બીજા કૂતરાની હાજરી સહન કરી શકતો નથી. દર્પણગૃહમાં પ્રવેશેલા કૂતરાએ જ્યારે અગણિત કૂતરાઓ પોતા તરફ ધસી આવતા જોયા, ત્યારે તે ગભરાયો; ચારે તરફ ચક્કર ચક્કર કરવા લાગ્યો, તો પણ કૂતરાંઓનાં ધાડાં ને ધાડાં તેની આસપાસ ફરતાં હતાં; ચારે તરફ કૂદવા લાગ્યો, તો પણ ઉપર, નીચે, આજુબાજુ, બધે કૂતરાંઓ કૂદતાં કૂદતાં જાણે તેને ફાડી ખાવા જ ધસતાં હોય એમ લાગ્યું; જ્યારે તે ભસવા લાગ્યો, ત્યારે પણ સારાયે શ્વાન-

સમુદાય તેને વળતો જવાબ આપતો હોય તેવું દૃશ્ય થયું. બિંબ અને પ્રતિબિંબોમાં, ધ્વનિ અને પ્રતિધ્વનિઓમાં ઘેરાયેલો કૂતરો છેવટે પોતાની બધી શક્તિઓ ખતમ કરી ઢળી પડયો.

એજ પ્રમાણે વેદાન્ત તમને પુકારી પુકારીને કહે છે કે આ સંસાર એક આલીશાન દર્પણગૃહ છે અને તેમાં વિચરતાં લાખો અને કરોડો માનવીઓ આયનામાં પડતાં પ્રતિબિંબો અને ઓળાઓ જ છે. જેવી રીતે શ્વાનને પોતાનાજ સ્વરૂપમાં અનેક સ્વરૂપનો ભાસ થયો, તેમ ખરી રીતે પોતાનાં આત્મિક સ્વરૂપને પિછાણનાર માનવી જગતના ઓળાઓને સત્ય માની લેતો નથી, પણ એક જ અભેદ્ય અને અવિચ્છિન્ન આત્માનાં અગણિત સ્વરૂપો સંસારના આયનામાં પ્રતિબિંબો પાડે છે, તેવું બરાબર સમજે છે. અસંખ્ય શરીરોમાં પ્રતિબિંબિત થતો એક અનંત રામ જ છે.–જગતની અંદર અજ્ઞાની લોકો, શ્વાનની માફક, પોતાના સ્વરૂપના ઓળાઓથી ગભરાય છે અને માને છે કે કોઇ તેને મારી નાંખશે, કોઇ તેને લુટી લેશે, કોઇ તેને રંજાડશે, વગેરે. અરે, આ જગતમાં કેટલી ઇર્ષા, કેટલો ભય ! સંસારના અજ્ઞાની લોકો ઉપર ઇર્ષા અને ભયનું અજોડ સામ્રાજ્ય સ્થપાયેલું છે. મનુષ્યરૂપે વિચરતી અણુજ શ્વાનસૃષ્ટિને જગતનો અખૂટ ઇર્ષા અને બીકનો ખજાનો આભારી છે.

સંસારનું બીજું પાસું–ખરું પાસું તપાસવાની ખાસ જરૂર છે, તેના વાસ્તવિક સ્વરૂપને સમજી જગતની અંદર જગતના માલિક તરીકે પ્રવેશ કરવાનો માનવીનો ખરો ધર્મ

છે. માનવી તેના ખરા જ્ઞાનપ્રકાશમાં શ્વાનની માફક નહિં, પણ પરમાત્માની માફક પ્રતિબિંબિત થાય છે. સંસારના આયનામાં ભાસતાં અગણિત પ્રતિબિંબોને તે બરાબર પોતાના જ આત્માના ઓળાઓ તરીકે ઓળખે છે અને તેની પ્રગતિમાં તે રાચે છે. તેની ઉન્નતિમાં એ આનંદનાં અખૂટ ઝરણાંઓ પ્રાપ્ત કરે છે. તે ખરેખર સંસારમાં સ્વર્ગ ખડું કરે છે.

**બોધઃ**—વાસ્તવિકતાનું અજ્ઞાન ઈર્ષા અને ભયનું કારણ છે.

[ ૩૪ ]

## મીઠાઇની લ્હાણી

એક મંદિરમાં મીઠાઈની લ્હાણી થઇ રહી હતી. કોઇપણ શુભ પ્રસંગે મીઠાઇ વ્હેંચવાનો રિવાજ પ્રચલિત છે. મીઠાઈની લ્હાણી કરતા માણસને આવી કોઇએ પૂછયું કે શા માટે મીઠાઈ વ્હેંચી રહ્યા છો ? એણે પ્રત્યુતર આપ્યો કે તેનો ઘોડો ખોવાઇ ગયો છે, અને તે તેના આનંદનું કારણ છે. આસપાસનાં બધાં લોકોને આશ્ચર્ય થયું ને બોલ્યાં કે ઘોડો ખોવાઈ ગયો, એ તે કોઇ દિવસ આનંદનું કારણ હોઇ શકે? પેલાએ વધારે સ્પષ્ટતાથી કહ્યું, "કે મારા કથનથી ગેરસમજુતી થવાનું કાંઇ કારણ નથી. મારો ઘોડો ખોવાઇ ગયો છે, પણ ઘોડાનો ચડનારો—ઘોડેસ્વાર બચી ગયો છે. ડાકુઓની ટોળીએ મારો ઘોડો ચોરી લીધો છે, સદ્‌ભાગ્યે તે વખતે હું ઘોડાની પીઠ ઉપર ન હતો, નહિં તો હું પણ ચોરાઈ ગયો હોત !

હુ બચી ગયો અને માત્ર ઘોડો ગયો તે ખરેખર આનદની બીના છે " લોકો આ વાત સાભળી ખૂબ હસ્યા કેવો ભોળો માણસ !

વાત હાસ્યાસ્પદ લાગે છે, પણ જરા ઊંડાણથી વિચાર કરતા જણાશે કે શુ પ્રત્યેક માનવી-પુરુષ કે સ્ત્રી-પેલા ઘોડેસ્વાર કરતા પણ વધારે ભોળપણ કે અજ્ઞાનમા નથી ગર્ચી રહ્યા ? તેણે તો માત્ર ઘોડાને જ ગુમાવ્યો, પણ પોતાની જાતને બચાવી લીધી જ્યારે જગતની અદર લાખો અને કરોડો માનવીઓ પોતાની જાતને ગુમાવી ઘોડાને બચાવવા મથી રહ્યા છે એ તો ઘણુ જ ખરાબ એને માટે તો ખરેખર એ પ્રસગ આનદનો જ હતો પ્રત્યેક વ્યકિત સાધારણ રીતે તો સમજી શકે છે કે ઘોડાનો એને ઘોડેસ્વારનો જેવો બધ છે, તેવો જ શરીર અને આત્માનો સબધ છે પણ માનવી માત્ર પોતાના પાર્થિવ શરીરની જ સૃષ્ટિમા જીવન યાત્રા કરતો હોય તેમ વર્તે છે તે જીવનના ખરા મુદ્દાને, જીવનના ખરા તત્ત્વને પકડી શકતો નથી. આપણે કોઇને " તમે કોણ છો ? તમે શુ છો ? " એવો પ્રશ્ન પૂછીશુ તો પ્રત્યુત્તર મળશે કે " મારુ નામ અમુક, હુ અમુક કામકાજ કરુ છુ, હુ આમ છુ, તેમ છું વગેરે " આ પ્રત્યુત્તરમા તેના ખરા સ્વરૂપનુ ખ્યાન થતુ નથી એ જવાબ મુદ્દાસર નથી આપણે તેને તેની જાત માટે-તેના ખરા ચૈતન્યજીવન માટે પૂછીએ છીએ, ત્યારે તે ઘોડાની વાત કરતો હોય તેમ પાર્થિવ શરીર અને પાર્થિવ વિગતોની જ વાત કરે છે શુ આપણે ઘોડાને જ, ઘોડેસ્વાર તરીકે નથી

માની લેતા ? નગ્ન સત્ય તો એ છે કે ઘોડો નથી ખોવાયો પણ ઘોડેસ્વાર જ ખોવાઇ ગયો છે. શરીરનું ભાન તો પુરેપુરું છે, પણ આત્મભાન, આંતરચેતના અને ખરા સ્વરૂપને જાગૃત કરવાની ખાસ આવશ્યકતા છે.

**બોધ**—દેહને સાચવવામાં અને દેહભાવમાં માનવીઓ આનંદ માને છે. જ્યારે તેમનો આત્મા, તેમનું ખરું સ્વરૂપ તો ખોવાઈ ગયેલું-વિસરાઇ ગયેલું હોય છે. આ ખરેખર હાસ્યાસ્પદ છે.

[ ૩૫ ]

## તરબુચ

પંજાબમાં એક શેઠે, પોતાને ત્યાં કામ કરતા ત્રણ છોકરાઓ ઉપર ખુશ થઈ ચાર આના ત્રણે જણા વચ્ચે સરખે ભાગે વહેંચી લેવા આપ્યા. ત્રણે જણાએ ચાર આનાની કોઇ પણ ચીજ લઇ વ્હેંચી લેવા નિર્ણય કર્યો. ત્રણે છોકરાઓ જુદી જુદી જાતના હતા. એક હતો અંગરેજ, બીજો હિંદુ અને ત્રીજો ઇરાની. એકબીજા પરસ્પર સામસામાની ભાષાઓ જાણતા નહોતા, એટલે કઇ વસ્તુ લેવી તે નક્કી કરવામાં તેમને મુશ્કેલી પડી.

અંગરેજ છોકરાએ 'વોટરમેલન' લેવા માટે આગ્રહ બતાવ્યો. હિંદુ છોકરાએ કહ્યું "નહિ નહિ મારે તો હિંદવાના જ જોઇએ" જ્યારે ઇરાની છોકરાએ પોતાનો મત રજુ કરતાં કહ્યું "નહિ, નહિ, આપણે 'તરબુચ' જ લેવું જોઇએ" આ પ્રમાણે ત્રણે જણા કઈ વસ્તુ લેવી તે નક્કી

કરી શક્યા નહિ. દરેક પોતાની મનગમતી વસ્તુ લેવા માટે બીજાના વલણની દરકાર કર્યા વિના આગ્રહ રાખતો હતો. પરિણામે ત્રણે વચ્ચે ઝઘડો શરૂ થયો. ઝઘડતાં ઝઘડતાં રસ્તે ચાલ્યા જતા હતા તેવામાં તેમની પાસેથી એક એવો માણસ પસાર થયો કે જે ત્રણે ભાષા જાણતો હતો. છોકરાઓનો ઝઘડો સાંભળી તેને બહુ આનંદ પડ્યો. તેણે કહ્યું, "છોકરાઓ, આપસ-આપસમાં લડવાનો કંઈ અર્થ નથી. અહીં આવો હું તમારો ઝઘડો પતાવી દઉં." ત્રણે જણાએ તેને સમાધાન કરનારા તરીકે માન્ય રાખ્યો અને ચૂકાદાને અપનાવી લેવા હા પાડી.

પછી તે બજારમાં એક ફળ વેચનારાની દુકાને જઈ ચાર આનાનું મોટું સારૂં જોઈને 'તરબુચ' લઈ આવ્યો. છોક-રાઓથી તેણે ફળને સંતાડી રાખ્યું અને ત્રણેયને વારાફરતી બોલાવી તેમનો ભાગ આપવા ગોઠવણ કરી. પહેલાં અંગરેજ છોકરાને બોલાવી તેને 'તરબુચ'નો ત્રીજા ભાગનો કડકો આપી કહ્યું: "કેમ, આ વસ્તુ તમારે જોઈતી હતી તે જ છે ને?" છોકરો તો ખુશ ખુશ થઈ ગયો અને નાચતો કુદતો 'વોટર-મેલન'ની મોજ માણતો ચાલ્યો ગયો.

પછી તેણે ઈરાનીને બોલાવ્યો અને તેના હાથમાં તેના ભાગનો 'તરબુચ'નો કડકો મૂક્યો. "કેમ, તમને મન-ગમતી વસ્તુ આ જ છે ને?" એ પણ આનંદના આવેશમાં નાચતો કુદતો "મને મારું તરબુચ મળી ગયું; મને મારૂં તરબુચ મળી ગયું" એમ બૂમો મારતો દોડી ગયો. પછી હિન્દુ છોકરાને તેનો ભાગ આપવામાં આવ્યો અને પૂછ્યું

" કેમ, બરાબર છે ને ? તારી મનગમતી વસ્તુ આ જ છે ને ?" એને પણ ખૂબ સંતોષ થયો અને આનંદથી ' હિંદવાના 'ની લહેજત ઉડાવવા લાગ્યો.

ત્રણે જણાને એક જ વસ્તુ જોઈતી હતી, તો પછી ઝગડો થવાનું કારણ શું હતું ? એવી કઈ બાબત હતી કે જેને લીધે ત્રણે વચ્ચે ગેરસમજુતી ઉપસ્થિત થઈ ? માત્ર **નામ.** વસ્તુ એક જ હતી પણ જુદા જુદા નામના પ્રયોગને લીધે જ ઝઘડો થયો હતો. અનેક પ્રકારના નામના અંચળાઓ લઈ લ્યો, અને પછી જે ખરૂં તત્ત્વ અજ્ઞાનના અંધકારમાં ઢંકાયેલું પડી રહ્યું હોય છે, તે આપોઆપ પ્રકાશમાં આવશે. ' વોટરમેલન ', ' તરબુચ ' અને ' હિંદવાના ' એમ ત્રણ જુદા જુદા નામથી પુકારાતી વસ્તુ એક જ છે, પણ જ્યાં સુધી તેના એકત્વનું ભાન નથી થતું, ત્યાં સુધી ઝઘડાનું કારણ રહે છે અને સમાધાન થતું નથી. સંભવ છે કે ઈંગ્લંડના ' વોટરમેલન 'માં અને ઈરાનના ' તરબુચ 'માં થોડો નજીવો તફાવત હોય, તેમ જ હિંદુસ્તાનમાં થતા ' હિંદવાના 'માં ' વોટરમેલન ' અને ' તરબુચ ' કરતાં કંઈક ફરક હોય, પણ વાસ્તવિક રીતે ત્રણેયનું ફલ તત્ત્વ તો એક જ છે. એક જ પ્રકારનાં ત્રણે ફળો છે અને માત્ર દેશ અને આબોહવા પૂરતા થોડા તફાવતને જતો કરીએ તો ચીજ એક જ છે. નજીવા જુજ તફાવતો જતા કરવા જ જોઈએ.

આજ પ્રમાણે ધાર્મિક ઝઘડાઓનું કારણ પણ પાયા વિનાનું હોય છે. દુનિયાના બધા ધર્મોનું ધ્યેય એક જ હોય

છે, છતાં દરેક ધર્મ બીજા ધર્મના સંઘર્ષણમાં આવે છે, તેનું કારણ માત્ર નામભેદ જ હોય છે. જો નામભેદના પડદાઓનું આવરણ લઈ લેવામાં આવે, તો પાછળના ખરા તત્ત્વમાં ખાસ મોટો ભેદ નહીં જણાય.

બોધઃ—નામભેદની ગેરસમજુતીમાંથી ધાર્મિક ઝઘડાઓ ઊભા થાય છે. નામભેદની પાછળ રહેલી વાસ્તવિકતાને સમજતાં શાંતિ પ્રાપ્ત થાય છે



ॐ

# સ્વ—સ્વરૂપ

લેખકઃ—શ્રી. કેશવલાલ અં. ઠક્કર એમ. એ. એલ. એલ. બી.

卐

ब्रह्मैवाहम् ब्रह्मैवाहम् । मनबुद्धि नाहम् नाहम् ॥

( સંતોની ધૂન )

વિશ્વનો કોયડો અને અનાદિ પ્રશ્નપરંપરા.

આ વિશ્વનો કોયડો ઉકેલવા મથનાર જિજ્ઞાસુ અને મુમુક્ષુ જીવના મનમાં વારંવાર પ્રશ્નો ઊઠે છે કે— कोऽहम् । कोऽयं संसार : । હું કોણ ? આ જગત શું ? હું દેહધારી પુરંજન કે નિરંજન ? મારે અને આ જગતને શો સંબંધ ? મારે અને જગન્નાથ (ઈશ્વર) ને શો સંબંધ ? હું ક્યાંથી આવ્યો છું ? ક્યાં જવાનો છું ? (Born for?) આ ભવચક્રમાંથી છૂટવાની કંઈ આશા છે ? આ અને આવા પ્રશ્નોનું જ્યાં સુધી સંતોષકારક નિરાકરણ થાય નહીં, ત્યાં સુધી મુમુક્ષુ જીવને શાંતિ મળે નહીં. તેથી આપણે આ સ્વસ્વરૂપની વિચારણા ત્રિવિધ દષ્ટિબિંદુથી કરીશું. જીવ, જગત અને જગન્નાથની ત્રિપુટીનો સળંગ વિચાર કરીશું. કારણ કે આ ત્રિપુટીને એક બીજાથી અલગ પાડી શકાય તેમ નથી.

મૂળમાં ત્રિપુટી બ્રહ્મસ્વરૂપ.

૨. વસ્તુતઃ જીવ, જગત્ અને જગન્નાથ બ્રહ્મસ્વરૂપ છે. આર્ય-મહર્ષિઓના ઉપદેશનું આ રહસ્ય ચાર વેદમાં ચાર મહાવાક્ય ઉપરથી સ્પષ્ટ થાય છે:—

(Aim of life) લક્ષ્ય હોવાથી હરહમેશ તે હોકાયન્ત્રની માફક બ્રાહ્મી ભાવમા જ જીવે છે, અને તેથી જ બ્રહ્મર્ષિ અખાજી કહે છે કે —

હરિજન તે હરિમે રહે, મનસા વાચા કાય
બાહિર ભીતર નાહી, અખા ! તો કાહા તે કાહાકુ જાય
( અપ્રસિદ્ધ સાખીઓ )

અતર્મુખી જીવનમા બ્રહ્મવેત્તા અહોનિશ પોતાના અતરનુ અવલોકન ( Self-introspection ) કરી પરમ સત્ અને પોતાના મન-વાણી-કર્મ વચ્ચેનુ અતર દૂર કરી હમેશા બ્રહ્મણ્યમ્ હોય એવુ જ જીવન જીવે છે પોતાના મન, બુદ્ધિ, ચિત અને અહ-આ ચતુષ્ટયને માયિક પ્રવાહમાથી વાળીને ( Turn Back ) બ્રાહ્મી બનાવે છે અને સાગરમા જેમ સહજ તરંગ આવ્યા જ કરે છે તેમ તેના અતરમા સતત બ્રહ્મભાવ જ વહ્યા કરે છે બહિર્જગતમા જેટલુ લુ બ્રહ્મણ્યમ્ હોય, તેને જ તે પુષ્ટિ આપે છે-તેમા વૃદ્ધિ કરે છે, તલ્લીન થાય છે અને અબ્રહ્મણ્યની ઉપેક્ષા કરે છે આથી મૈત્રી કરુણા મુદિતા અને ઉપેક્ષા એ એના અતરજીવનના સહજ લક્ષણો હોય છે, ખપ કરતા અધિક આસક્તિ તેને પોતાના દેહ કે આસપાસની દુનિયા સાથે કદિ હોતી નથી. આમ ત્રિવિધ પોતાના અહ ને બ્રાહ્મી બનાવે છે એક શબ્દમા કહીએ તો પોતાના અહનુ બ્રાહ્મીકરણ કરે છે આ બ્રાહ્મીકરણમા આતરયુદ્ધ ( War within ) પ્રકટે છે અને તેમા ક્ષાત્રવીર જ ટકી શકે છે તેથી જ કહ્યુ છે કે બ્રહ્મરસ તો સાગર દિલ જ પચાવી શકે છે કારણ કે બ્રાહ્મીભાવ પ્રકટતા પૂર્વે દ્વંદ્વાતીત અને દ્વૈતાતીત દશા અનુભવવી જોઈએ અભેદ દૃષ્ટિ અને તિતિક્ષા વિના બ્રહ્માનુભવ અશક્ય છે-દુસાધ્ય છે શ્રુતિમા યથાર્થ કહ્યુ છે કે —ब्रह्मविद् ब्रह्मैव भवति ।

" નિજનુ જ્ઞાન નિજરૂપે હોય, અખા ! પાણો જેમ થાયે તોય "

આવી નષ્ટમોહ અને સ્થિતપ્રજ્ઞ અવસ્થા પ્રાપ્ત કરવી એ જ

બ્રાહ્મીજીવનનું અંતિમલક્ષ્ય હોય છે.

૫. અને આવી બ્રાહ્મી દશા પ્રાપ્ત થતાં મહાનુભવમાં ભક્તિ, જ્ઞાન અને યોગની ત્રિપુટી એકરૂપતા ધારણ કરે છે, અનુભવ એકજ છે-માત્ર પ્રકાર ભિન્ન ભિન્ન હોય છે. " **મહા અનુભવનું** મહાલક્ષણ **પિંડબ્રહ્માંડૈક્ય** "-અર્થાત્ यत् पिंडे तद् ब्रह्माण्डे। કારણ કે, બધે એક જ ચાવી લાગી રહેલી છે. અખિલ વિશ્વનું સૂત્ર બ્રહ્માધીન છે અને **સ્વયંભૂ** વસ્તુતઃજ બધું થયા કરે છેઃ—

મહાનુભવમાં ત્રિપુટીની એકતા.

" સહજ નિર્વાહ હોત હૈ, દેવ નર નાગ સબ લોક;
અખા ! કોઈ જાનત અનુભવી, શીર લે ન કરત શોક."
( અપ્રસિદ્ધ અક્ષય સાખીઓ )

આ બ્રહ્માંડમાં ક્યાંય માયાનું પોલ ચાલતું નથી, અને તેથી તત્ત્વદર્શીએ મનસા, વાચા, કર્મણા પૂર્ણ પવિત્ર, નિષ્પાપ નિષ્પ્રપંચી જીવન જીવવું જોઇએ. જે બ્રહ્મલક્ષ્યને અનુરૂપ જ આંતરબાહ્ય જીવન ગાળે છે અને તે જ સાચો તત્ત્વદર્શી છે-તે જ બ્રહ્મવેત્તા છે-તે જ પૂર્ણતા પામે છે. આથી જ અંગ્રેજીમાં કહ્યું છે કે:-External (બાહ્ય) અને Internal ( આંતર ) Eternal (**સનાતન વસ્ત્વનુભવ** કિંવા બ્રહ્મભાવ ) ને વશવર્તી હોવાં જોઈએ. External-Internal-Eternal-આ ત્રણની એકવાક્યતા એટલે Perfection (પૂર્ણતા). આ પૂર્ણતાથી જ જીવન **રસબસ** થાય છે—કૃતકૃત્ય અને જ્ઞાતજ્ઞાતવ્ય થાય છે. તેથી **પોતે પરિપૂર્ણ થવું** એ જ ધર્મનો પણ મહાધર્મ છે. Self-perfection is the Highest Religion. આવો પૂર્ણપુરુષ એટલે **મહાજ્ઞાની-મહાભક્ત અને મહાયોગી.** યાજ્ઞવલ્ક્ય અને વસિષ્ઠ, રામ અને કૃષ્ણ, મનસુર, મહેતા અને મીરાં; જલંધર અને ગોપીચંદ; રાજા અંબરીષ અને જનક વિદેહી; શુકદેવ, વ્યાસ અને ભગવાન શંકરાચાર્ય; નાનક, કબીર અને અખાજી.

૬. **આની પૂર્ણતા-આ** મહાપદની પ્રાપ્તિનો મહા રાજમાર્ગ

આત્માનુભવનો માર્ગ
નાહમ્ શિવોઽહમ્।

'નિજાનંદ'ની વિચારણામાં આપણે વર્ણવ્યો છે તેનું અહીં સ્મરણ કરીશું દેહાભિમાનનું "અહં" ઓગળતા મદ્ગૈવાહમ્ શેષ રહે છે "અહં" ઉપર મીંડુ મૂકતા શિવોઽહમ્ સિદ્ધ રહે છે તેથી '૦=૧" એ જ મહાપદ પ્રાપ્તિનો રાજમાર્ગ **યોગીની નિર્વિકલ્પ સમાધિ, જ્ઞાનીનો બ્રહ્માનુભવ** અને ભક્તની રસબસતા આ જ વાતનું સ્પષ્ટીકરણ કરે છે સૂફીઓનું ફના પછીનું બકા અને ક્રાઇસ્ટનું ફના ( Crucifixion ) પછીનું દ્વિજજીવન ( Resurrection ).
આ જ વાતનો નિર્દેશ કરે છે મહાનુભાવ અખાજી કહે છે તેમ –

"જબ લગ અહંતા ઉલગી તબ લગ સત્ સંસાર,
અખા! જબ ગુલટી ભયી, તબ તે પામ્યા પાર '
( અક્ષય સાખીઓ )

ઉંધુ 'અહં' એ જ બંધન, અને સુલટુ "અહં" મદ્ગૈવાહમ્ એ જ મોક્ષ

ઉપસંહાર

૭ ઉપસંહારમાં એટલું જ કે મનખા દેહ મળવા છતાં જો પુરુષ સંસારસાગર તરે નહીં, તો તે ખરેખર આત્મઘાતી છે શ્રુતિમાં યથાર્થ કહ્યું છે કે –

यदि पुमान् न तरेत् आत्महा। ( श्रुति )

પુરંજન મટી નિરંજન થવું એ પ્રત્યેક મનુષ્યના હાથની વાત છે દૃઢ ઇચ્છા છે તો માર્ગ છે જ છે આ દેહનગરીમાં કામમદના કેદી થવું કે રાજમહેલના રાજા થવું–નરદેવ થવું કે નરપશુ થવું–એનો નિર્ણય સ્વયંભૂ આપણે પોતે જ કરી લેવાનો છે કારણ કે, મનુષ્ય જે ઇચ્છે છે તે પ્રાપ્ત કરી શકે છે માટે આ સંસારરૂપી ખાડામાંથી નીકળવા માટે જડજીવનમાંથી જાગીને ચેતી ઉઠવું જોઇએ સતસમાગમ અને સતસેવાદ્વારા ગુરુગમ પામીને આત્મા-પરમાત્માની એકતાના મુકામે દેઠ વતનમાં પહોંચવું જોઇએ વસ્તુને જાણીને વસ્તુને પામવામાં–વસ્ત્વનુભવમાં જ જીવનસિદ્ધિ રહેલી છે, મા' ફલતુ અને એકદમ એ જ જીવન જીતવાનો મહામંત્ર ॐ શાંતિ ।

  



"કામને સંકલ્પના ત્યાગથી, ક્રોધને કામનાના ત્યાગથી, લોભને અર્થમાં અનર્થબુદ્ધિ કરીને તથા ભયને તત્ત્વજ્ઞાનથી જીતવો જોઇએ. એવી જ રીતે શોક તથા મોહને અધ્યાત્મવિદ્યાથી, દમ્ભને મહાપુરુષની સેવાથી, યોગનાં વિઘ્નોને મૌનથી, હિંસાને શરીરની [illegible]થી, આધિભૌતિક દુઃખને ઈશ્વરકૃપાથી, આધિદૈવિક વેદનાને [illegible]થી, આધ્યાત્મિક કષ્ટને યોગબલથી, નિદ્રાને સાત્ત્વિક આહા[illegible] રજોગુણ અને તમોગુણને સત્ત્વગુણથી, અને સત્ત્વગુણને ઉપરતિથી જીતવો જોઇએ. અને એ બધાં શ્રીગુરુની ભક્તિથી સહજમાં જીતી શકાય છે. જ્ઞાનરૂપ દીપકનું દાન કરનાર સાક્ષાત ભગવત્સ્વરૂપ ગુરુદેવમાં જે 'એ મનુષ્ય છે' એવી દુર્બુદ્ધિ કરે છે, તેનું બધું શાસ્ત્રશ્રવણ હાથીના સ્નાનના જેવું વ્યર્થ છે. યોગેશ્વરગણ જેના ચરણકમલનું અનુસંધાન કરે છે તથા જે પુરુષ તથા પ્રકૃતિના અધીશ્વર છે એ સાક્ષાત ભગવાન્ જ ગુરુદેવ છે, તેમને લોકો ભ્રાન્તિથી મનુષ્ય માને છે."

શ્રીમદ્ભાગવત, ૭-૧૫,-શ્લોક ૨૨ થી ૨૭

---

રમણલાલ નાનાલાલ શાહે શ્રી સ્વયંજ્યોતિ તીર્થ મુ. [illegible], એમને માટે વડોદરા, રાવપુરા, અશોક પ્રિન્ટરીમાં છાપ્યું અને ત્યાંથી પ્રકટ કર્યું. તા ૧૫-૪-૧૯૪૨

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान् निबोधत ।

ઊઠો સાધક ! જાગો ને આચાર્યવર મેળવો;
આત્મબોધ મળે એવાં વિદ્યાવિજ્ઞાન કેળવો.

પહેલું વર્ષ ]
બારમો અંક ]

[ જૂન : ૧૯૪૨
[ સં. જેઠ ૧૯૯૮





તંત્રી
સ્વા. સ્વયંજ્યોતિ તીર્થ
જ્ઞાનસાધન આશ્રમ
છોટાઉદેપુર, ( પૂર્વ ગુજરાત )

## વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે

# ઉત્થાન

### અધ્યાત્મવિદ્યાનું માસિક પત્ર

### વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે

| હિંદ | બર્મા | આફ્રિકા | એક અંકની કિંમત |
|---|---|---|---|
| રૂ. ૩-૮-૦ | રૂ. ૪-૦-૦ | શિ. ૮-૦ | રૂ. ૦-૬-૦ |

### પુસ્તકાલયો માટે માત્ર રૂ. ત્રણ

**નિયમો:**—( ૧ ) ઉત્થાનનું વર્ષ જુલાઈથી શરૂ થાય છે, અને વર્ષ વચ્ચે ગ્રાહક થનારને પાછલા અંકો મોકલી આપવામાં આવે છે. ( ૨ ) પ્રત્યેક અંક અંગ્રેજી મહિનાની ૧૫ મી તારીખે રવાના થાય છે. અંક ન મળે તો પ્રથમ પોતાની નજદીકની પો. ઓ. મા તપાસ કરવી અને પછી જ કાર્યાલયમાં લખવું. મહિનાની આખર તારીખ સુધી લખનારને જ અંક મળી શકશે; ત્યાર પછી કિંમત લઈને અપાશે. ( ૩ ) પત્ર વ્યવહાર કરનારાઓએ પોતાનું નામ તથા ઠેકાણું સ્પષ્ટ અક્ષરે ગ્રાહકનંબર સાથે લખવું. જવાબ માટે હમેશાં પૂરતી ટીકડી મોકલવી. ( ૪ ) મ. ઓ. થી લવાજમ મોકલનારાઓએ કુપનમાં પોતાનું નામ, ઠેકાણું સ્પષ્ટ અક્ષરે લખવું. (૫) પુસ્તકાલયોએ મ. ઓ થી નાણાં મોકલવા ઉપરાંત પ્રમુખ તથા મંત્રીના હસ્તાક્ષરનો પ્રમાણભુત પત્ર બીડવો. ( ૬ ) 'ઉત્થાન' વડોદરામાં છપાય છે અને ત્યાંથી રવાના થાય છે; પરંતુ એ સંબંધે બધો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

**છ આનાની ટિકીટો બીડી નમૂનાનો અંક મંગાવી જુઓ.**

**પ્રબન્ધક, ઉત્થાન, છોટાઉદેપુર, ( પૂર્વગુજરાત )**

# જૂના—નવા ગ્રાહકોને

વિનંતી કે,

-(૧) જો આપને બીજા વર્ષના ગ્રાહક રહેવું હોય તો ૨૦૦ પૃષ્ઠના ભેટના દળદાર પુસ્તકનો અને ગૂજરાતભરના વિદ્વાનો અને જિજ્ઞાસુઓથી પ્રશંસા પામેલા ઉત્થાનનો લાભ લેવા માટે

અ લવાજમના સાડાત્રણ રૂપિયા મ. ઓ. થી મોકલી આપો; અથવા

બ ભેટનું પુસ્તક વી. પી. થી મોકલવાની આજ્ઞા આપો. આઠેક દિવસમાં એ તૈયાર થઈ ગ્રાહકોને રવાના થશે. તે પહેલાં અમારે આપનો નિર્ણય જાણવો જોઈએ.

(૨) જો આપને બીજે વર્ષે ગ્રાહક ન જ રહેવું હોય, અને ભેટનું પુસ્તક મેળવવું હોય તો **ચાર આનાની** ટપાલની ટીટીકો મોકલી આપો. પુસ્તક તૈયાર થયે આપની સેવામાં હાજર કરશે.

આટલું કરો એટલે અમારૂં કામ સરળ થાય. કાગળની મોંઘવારી અને અછત ખૂબ જ વધી પડ્યાં છે; તેવે વખતે પણ સારા જાડા કાગળ અને સુઘડ છાપકામવાળું ઉત્થાન આપવાનુ સાહસ કર્યું છે; અને આપે તો ઉત્તેજન આપવું જોઈએ. જનતામાં બધે નિરાશા, નિરુત્સાહ અને પામરતા વધી પડ્યાં છે, એક માત્ર આત્મજ્ઞાન જ એવું જ્ઞાનબલ છે કે જે જનતાને પોતાનામાં નિર્ભયતાનો જુસ્સો પ્રકટાવી બધાં સંકટોની સામે થઈ એમાંથી વિજેતા બની પાર નીકળવાની શક્તિ આપે છે.

આવું નિર્ભયના અને નિઃસ્વાર્થની પ્રેરણા આપનારા સાહિત્યને પોષણ આપી સ્વાર્થ સાથે પરમાર્થ સાધો. **ખોટ ખમીને** જ એ ચલાવ્યું છે એ ન ભૂલશો. આપનો ગ્રાહક રહીને ગ્રાહક વધારવાનો પ્રયત્ન ચાલુ રહેશે તો અમારો પ્રયત્ન સફળ થશે સાડા ત્રણ રૂપિયા જેવા

નજીવા લવાજમમાં વર્ષદહાડે ૧૨૦૦ પાનાનું અમૂલ્ય પ્રાણવાન સાહિત્ય મળે છે, અને એને માટે વિદ્વાન સંતમહાત્માઓ, અન્ય વિવેકશીલ લેખકો, તથા અમે પરિશ્રમ કરીએ છીએ, એને સફળ બનાવી પુણ્યશાલી બનો એવી અમે હજુ પણ શ્રદ્ધા ગણીએ છીએ,

ઘણાનાં નવા વર્ષના લવાજમ આવી ગયાં છે; કેટલાએક ભેટનું પુસ્તક વી. પી. થી મોકલવાની આજ્ઞા આપી છે, અને જેઓએ કોઈ પણ કારણવશાત્ ભવિષ્યમાં ગ્રાહક ન રહેવાની સૂચના આપી છે, તેમણે પણ પહેલે વર્ષે ગ્રાહક બની ઉત્થાનને પોષણ આપ્યું છે તે માટે એ સૌને અનેકશઃ ધન્યવાદ !

હજુ પણ વિશેષ પ્રયત્નની જરૂરીઆત છે. ગૂજરાતની ધર્મપ્રાણ પ્રજા છે; દાનપરાયણ છે, પણ એ વિવેકપરાયણ નથી, તેથી જ વિચારપ્રધાન છે; ગૂજરાતમાં લક્ષ્મીનંદનોની ખોટ નથી; દાનવીરોની ઉણપ નથી; પરંતુ એમના ધનવ્યયની સાચી દિશા જ્ઞાનપ્રચારની છે એટલો વિવેક એમને શીઘ્ર સૂઝે, અને સર્વત્ર, જ્યાં જ્યાં જરૂરીઆત હોય, ત્યાં આત્મજ્ઞાનદ્વારા ચારિત્ર ઘડાય એવા સાહિત્યનો પ્રચાર કરવામાં પોતાનો ઉદાર હાથ લંબાવે એવું આકરું પણ નમ્રભાવે લખવું પડે છે.

આ અંક મળતાં વેંત જ અમને ઉપર લખ્યું છે તેમાંથી કોઈ પણ એક રીતે વ્યવસ્થા કરવાની સૂચના કરી આભારી કરશો એવી આશા છે ! આથી બીજું વધારે શું લખાય ? સૌ સુજ્ઞ છો !

| તા. ૧૦-૬-૪૨<br>જ્ઞાનસાધન આશ્રમ<br>છોટાઉદેપુર | સદા શુભેચ્છક<br>સ્વા. સ્વયંજ્યોતિના<br>નારાયણસ્મરણ |
| --- | --- |

ૐ

નારાયણ

# ઉત્થાન

વર્ષ પહેલું ] જુન ૧૯૪૨—અ. જેઠ ૧૯૯૮ [ અંક બારમો

ईश्वरोगुरुरात्मेति मूर्तिभेदविभागिने।
व्योमवद् व्याप्तदेहाय दक्षिणामूर्तये नमः ॥

ઈશ, સદ્‌ગુરુ ને આત્મા, મૂર્તિમાત્ર વિભાગ જે;
વ્યોમશા વ્યાપ્ત એવા એ, દક્ષિણામૂર્તિને નમું.

* * *

શ્રી સદ્ગુરુના કૃપા અને પ્રેરણાથી ' ઉત્થાન ' પ્રકટ કરવાનું સાહસ કર્યું, અને એમના જ આશીર્વાદથી પહેલા વર્ષનો આ છેલ્લો-બારમો અંક પ્રકટ થાય છે.

*　　　　*　　　　*

યથામતિ અમે આગળ ચાલ્યા જઈએ છીએ, એમ કહેતા કહેતા આ બારમો અંક આપની સનામાં ધરી ચૂક્યા, અનેક વિઘ્નો આવ્યા પણ ' ઊંઠ્યા પછી ઊંઘ કેવી ? ' એનું લક્ષમાં રાખના પ્રયત્ન કર્યો. અને વિઘ્નો સાથે લડતા-ઝગડતા પણ આટલે સુધી પહોચ્યા, એ પરમાત્માની અગાધ દયા !

×　　　　×　　　　×

ચોમેર અજ્ઞાન, ક્લેશ કુસંપ અને વેરઝેર જ ઘેરી મૂકયાં છે, ત્યા વ્યવહાર ને વિષમતાના બંધન બાંધી લે એમા શું આશ્ચર્ય !

×　　　　×　　　　×

સંસ્કારી અને સ્વતંત્ર વિવેકશકિતનો વિકાસ કરે એવુ નૈતિક, ધાર્મિક અને અધ્યાત્મ વિદ્યાના મૂળભૂત પાયારૂપ વેદાન્તનો પ્રચાર કરે એવુ સાહિત્ય પીરસવાના કોડથી ' ઉત્થાન 'ની શરૂઆત કરી.

વિદ્વાન્ સન્યાસીઓ અને વિચારકોએ સદ્ભાવપૂર્વક લેખસામગ્રી પૂરી પાડી અને સેવાભાવી સજ્જનોએ ગ્રાહક મેળવવામા નિ સ્વાર્થ પરિશ્રમ ઉઠાવ્યો છે એ પૂરતા સતોષની વાત છે સૌના સ્વધર્મે અમે વર્ષ પૂરૂ કરી શકયા, એ ખાતર એ સૌનો આભાર માની, ભવિષ્યમા એવા જ સહકાર માટે વિનતી કરીએ છીએ

*　　　　*　　　　*

વિઘ્નો વધ્યાં છે; લડાઇ વધારે ઉગ્ર બની છે અને હિંદુસ્તાનના સીમાડા સાચવવાની રાજા-પ્રજા બન્નેને એકસામટી ચિંતા વધી પડી છે. પરંતુ માયાના અદષ્ટ હેતુઓ વાંચવા, સમજવા, અને એ પ્રમાણે જીવન ઘડવાનું કામ તો માયાને ચલાવનાર માયાધીશ-ઈશ્વર-ને ઓળખ્યા વિના સૂઝે એવું નથી. માણસ માણસ મટીને પશુ બનવા-અને પશુ કરતાં પણ ઘોર પાતકી બનવા ધસી રહ્યા છે, રાક્ષસી સ્વભાવનું જ ઘનઘોર તાંડવ ખેલાઇ રહ્યું છે, અને યુદ્ધ જ જાણે એના સુધારાની પરાકાષ્ટા હોય એવું પ્રદર્શન કરે છે; ત્યાં દૈવી જીવનના પ્રવાહ માટે મથતા, 'ઉત્થાન' જેવા ઊગીને ઊભા થતા માસિકપત્રને અડચણો-અસંખ્ય અડચણો-આવે એમાં કશી નવાઈ નથી.

× × ×

કાગળની મોંઘવારી અને અછત વધી પડયાં છે. અત્યાર સુધી ઊંચા, સફેદ કાગળ વાપર્યા છે. બારે અંકના મળી ૧૦૭૫ પૃષ્ઠ પૂર્ણ થયાં છે, અને ભેટના પુસ્તક 'ત્રિપુરારહસ્ય'નાં ૧૭૫થી પણ વધારે પૃષ્ઠ ઉમેરતાં લગભગ ૧૨૦૦ પૃષ્ઠનું વાચન ગ્રાહકોને પૂરૂં પાડયું છે, અને એ રીતે અમને આપની સેવા કરવાનો સંતોષ થયો છે.

પણ બીજે વર્ષે એક કડવો અનુભવ થવા માંડયો છે. છેલ્લા બે અંકથી પૂછીએ છીએ છતાં ઘણા ગ્રાહકોએ અમને નથી જણાવ્યું કે તેઓ બીજા વર્ષના ગ્રાહક રહેવાના છે કે નહિ. ભેટનું પુસ્તક વી. પી. થી મોકલીને લવાજમ વસુલ કરવામાં સરળતા ખૂબ જ હતી. લગભગ ૨૦૦ પાનાનું એ પુસ્તક બુકપોસ્ટથી મોકલતાં ગેરવલ્લે જવાનો સંભવ હતો ને હજુએ છે. એટલે હજુ પણ વિનવીએ છીએ કે સૌ બીજા વર્ષના ગ્રાહકો તરીકે રહી, જે માસિકને આપે પહેલા વર્ષે ઉત્તેજન આપી શરૂ કરાવ્યું છે, તેને હવે ઉછેરવાનું-ઉત્સાહ આપવાનું

ચાલુ રાખો

\+ + +

ગૂજરાતમા ધાર્મિક વાચનના વિષયમા આટલો પ્રમાદ કેમ? ધનપ્રેમી ગૂજરાતીઓને ધર્મપ્રેમી થવાનુ કયારે સૂઝશે? ગહન વિચારોની ઊણપ, અને ધનલોલુપતાએ ગૂજરાતને લગભગ બધા વિષયોમા છીછરૂ બનાવી મૂક્યુ હોય એમ લાગે છે! વાડ મયના બધા પ્રદેશમા જ્યા આવી ફરિયાદ છે, ત્યા પરમતત્ત્વની શોધ માટેના થનારા પ્રયત્ન માટે જે ગહન વિચાર, ગભીર અભ્યાસ, અને મનોયોગપૂર્વકની ભક્તિનો યોગ, તેનો શુ એટલો બધો અભાવ છે કે, ધાર્મિક માસિકો પૂરતા ગ્રાહકોને અભાવે હતાશ થાય!

* * *

અસ્તુ અમારે તો પ્રયત્નપરાયણ રહેવુ છે અમારા સુજ્ઞ વાચકોને વિનવીએ છીએ કે તેઓ ગ્રાહક તરીકે ચાલુ રહે વિષય કે ભાષા કઠિન લાગતા હશે તો એનુ વાચન છોડી દેવાથી નહી શીખાય, પણ વાચતા વાચતા અભ્યાસ વધશે તેમ તેમ સરલ લાગવા માંડશે કાળ વસમો છે, છતા મોઘવારીના કારણે જેમ બીજી દિશામાં ખર્ચ થાય છે તેવો જ પ્રયત્ન મનની શાતિ મેળવવા માટે કરવો જોઇએ વરસ દહાડે પૂરા ૧૨૦૦ પાનાનુ સુદર અને સુઘડ છાપેલુ, મનને સતોષ અને શાતિ પમાડે તેવુ રોજની બે પાઈની કિમત કરતા પણ સસ્તુ ધાર્મિક સાહિત્ય ગુજરાતની જનતાને મોઘુ-ભારે-પડે, એ પ્રજાને ઉદાર કહેવી કે લોભી? સેવાભાવી કહેવી કે સ્વાર્થી? પરોપકારી કહેવી કે પેટપાળુ? પરમાત્માએ તન-મન-ધન આપ્યા છે એનો સદુપયોગ કરવો એ આપણો પરમપુરુષાર્થ. એ પુરુષાર્થના પરિણામે વ્યક્તિ અને સમાજનુ જીવન ઘડાય તો જ સર્વવ્યાપી સુખની આશા બધાય, પણ જ્યા કેવળ સ્વાર્થી વૈશ્યવૃત્તિ જ વધ્યા કરતી હોય, પોતાના

લાભની દૃષ્ટિથી વ્યવહારની જાળ વણવામાં બુદ્ધિની ચતુરાઈ વપરાતી હોય ત્યાં પછી કુસંપ, કલેશ અને કષ્ટનાં વિષવૃક્ષો ઊગે, અને ચોમેર હાહાકારના ત્રાહિ ત્રાહિ પુકાર જ સંભળાય એમાં શું આશ્ચર્ય !

*　　　*　　　*

પશ્ચિમના જડ વિજ્ઞાનના અભિમાને એમને અદળક સંપત્તિ અપાવી, વૈભવવિલાસનાં સ્વર્ગો ઊભાં કરાવ્યાં, અને છેવટે શ્રી ભગવદ્‌ગીતામાં ભગવાન કહે છે તેમ–

ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं,
क्षीणे पुण्ये मर्त्यलोकं विशंति ।
एवं त्रयी धर्ममनुप्रपन्ना,
गतागतं कामकामा लभंते ॥

અ. ૯ શ્લો. ૨૧

મર્ત્યલોકના અધિકારી બની બેઠા છે. ઉપર્યુક્ત શ્લોકનો ભાવાર્થ એવો થાય છે, મનુષ્ય જ્યારે ઈશ્વરદત્ત મળેલાં તન–મન ધનનો કેવલ સ્વાર્થી વિષયલોલુપતામાં આંધળો બની ભોગવૈભવને માટે જ પ્રયત્ન કરે છે, ત્યારે સ્વર્ગસુખને પામે છે તો ખરો, પણ તેવાં કર્મને અંતે તો એમે વારંવાર મૃત્યુના મુખમાં જ હોમાવું પડે છે. વેદોના સંહિતાભાગમાં, એટલે કે જે શાસ્ત્રો કેવલ કર્મ અને એ પ્રમાણે મળતા ભોગવિલાસ માટે જ શરીરના લોહીનું પાણી કરી તનનો ક્ષય કરે છે; ઈશ્વરે જે બુદ્ધિ-ઇશ્વરનું જ્ઞાન મેળવી, આત્મલાભ મેળવવાનો છે; તેમાં કપટ, પ્રપંચ, અને જડવિજ્ઞાનના વૈભવનાં સાધનો વધારવામાં

જ દુરુપયોગ કરે, અને પૂર્વકર્મના ફલરૂપે જે ધન–સંપત્તિ મેળવ્યાં હોય, તેને માત્ર સ્વાર્થ તથા આ સુખવૈભવ માટે જ વાપરી નાંખે, તેવા ભોગોની જ વાસનાવાળા પુરુષો, જન્મમૃત્યુના ફેરફેરામાં જ ચક્કર લગાવ્યા કરે છે. એમને માટે કશી સ્થિરતા નથી. સ્થિરતા નથી એટલે શાંતિ નથી, શાંતિ નથી એટલે સંતોષ નથી, સંતોષ નથી તેથી સ્વાર્થ અને દેહભોગમાં જ જીવન વેડફાઈ જાય છે.

× × +

આપણાં ધર્મશાસ્ત્રો આવું આવું તો પ્રત્યેક ગ્રન્થે, વાક્યે અને-શબ્દે શીખવે છે કે હે માનવ પ્રાણી ! મોક્ષસાધનના દ્વારરૂપ માનવ શરીર પામ્યો છે તે ગુમાવી ન બેસ; ધર્મને માટે વૈભવ છે, વૈભવને માટે ધર્મ નહીં. પ્રપંચ, કપટ, અસત્ય, રાગદ્વેષ છોડવા તને માનવ શરીર મળ્યું છે તે વેડફી નાખીશ, તો વળી પાછો કોણ જાણે ક્યારે એ ..ત્માના મોક્ષદ્વારે ઊભો રહેવાનો અધિકારી બનીશ. માટે વિલંબ ન કર ! આવી ચેતવણીની અસર ન થાય તો પશુ અને મનુષ્ય વચ્ચે કશો તફાવત નથી.

ચારે તરફ પશુધર્મની બોલબાલા છે, તેમાથી જાગૃત થવા 'ઉત્થાન'-નો પ્રયત્ન કર્યો છે; વિદ્વાન લેખકો, ગ્રાહકો, ગ્રાહકો વધારી ઉત્થાનને આગળ વધારવાનો સેવાધર્મ બજાવનારા ઉત્થાનપ્રેમીઓ, એ બધાનો ઉપકાર માનીને વળી પાછા વિનવીએ છીએ કે આટલી સગવડ અમને જરૂર કરી આપો.

૧. આવતા વર્ષના પણ અવશ્ય ગ્રાહક રહો,

૨. ભેટનાં પુસ્તકનાં ધાર્યા કરતાં પાના વધી પડવાથી એ બહુ જ

મોઘું પડયું છે, તેથી જેઓ બીજા વર્ષના ગ્રાહક રહે તેમને જ એનો વિના મૂલ્યે લાભ મળશે એવી અમારી મરજી વિરૂદ્ધ અમારે ગોઠવણ કરવી પડી છે, તે માટે ક્ષમા કરી, અમને ઉત્તેજન મળે એટલા માટે ગ્રાહક રહો અને તે સુંદર પુસ્તકનો લાભ લો.

૩. ભેટનું પુસ્તક વી. પી. થી મોકલવા અમને આજ્ઞા કરો, કે જે મારફત બીજા વર્ષનું લવાજમ વસૂલ થાય.

૪. બારમો અંક મળતા વેંત જ અમને બધા ગ્રાહકો સૂચના આપે કે જેથી બીજા વર્ષના પહેલા અંકની કેટલી પ્રત છપાવવી એની સૂઝ પડે.

૫. કેવળ આકાશવૃત્તિ ઉપર નિર્ભય રહીને આ સાહસ કર્યું. જ્ઞાનસેવાનો જ એમાં ઉદ્દેશ છે. એમાં ખોટ આવે એ ગુજરાતી જનતાની શોભાને લાંછન લાગે ! જિજ્ઞાસુઓ ને, જેમને તત્ત્વજ્ઞાન પ્રાણથી પણ અધિક પ્રિય હોય, તેવાઓને વર્ષના સાડાત્રણ રૂપીઆ ભારે પડે એ હાસ્યાસ્પદ છે.

૬. માટે સત્વર ભેટનું પુસ્તક વી. પી. થી મંગાવી લવાજમ મોકલવાની ગોઠવણ કરાવી લો.

કેટલું લખીએ ? શા માટે લખીએ ? આપને અણસમજુ માનવામાં અમને જ ખેદ થાય ! પહેલે વર્ષે આપે ઉત્તેજન આપ્યું તે માટે આપને અનેકશઃ ધન્યવાદ, અને ઉત્થાનનો આરંભ આપના ઉત્સાહથી થયો છે, તે જ આપના જ પુરુષાર્થથી ચાલુ રહે એવી પરમકૃપાળુ પરમાત્મા પાસે પ્રાર્થના કરીને વિરમીએ છીએ.

\+ \+ \+

સુખ શોધે છે, પ્રતિષ્ઠા શોધે છે, તેઓ તો માત્ર મીંડાઓના જ ગુણાકાર કરી રહ્યા છે. આધ્યાત્મિક જ્ઞાનનો પ્રકાશ જ ખરો આનન્દ આપી શકે છે.

૪. જે બ્રહ્મનિષ્ઠ પુરુષ સાંસારિક સંપત્તિને લાત મારે છે, તે સદાને માટે ઈશ્વરના વક્ષઃસ્થળમા બિરાજે છે, અને સાંસારિક સંપત્તિમા આસક્ત બનેલો, આખી દુનિયાનો શહેનશાહ હોય તો પણ ભિખારીની યે લાતો ખાશે

૫. ગરીબ કોણ? જેનો ધનલોભ પૂરો ન થાય તે. ઈચ્છાના ગુલામો ઘાણીના બળદીઆ જેવા છે જરા દૂર એક બાજુએ પડેલું ઘાસ ખાવા જાય છે, પણ તે ખાઇ શકતા નથી. ઈચ્છાઓ છોડો એટલે પરમ શાંતિ મળશે.

૬. બંસની કહે છે કે, ' માન શરીરમાં જડ વસ્તુ રહી નથીઃ હું તદ્દન સાફ છુ. ' બધી ઇચ્છાઓ ઈશ્વરને અર્પણ કરવાથી તમારી હૃદય–બંસીમાથી પણ અજબ સુરીલું ગાન નીકળશે

૭ આત્મભોગ આપનારની જ જગતમા જીત થાય છે. ગ્રીક લોકોની દોડધામથી પૃથ્વી ધમધમી ઊઠી હતી–પણ તે ફિલિપ્સ અને સિકંદરના દેશની આજે તો માત્ર વાત જ રહી ગઇ છે, રોમન સામ્રાજ્યનો ગરુડ ધ્વજ એક વખત સાગર્વ વિશ્વ પર ફરકી રહ્યો હતો, પણ આજે સીઝરના સિંહાસન પર કરોળીઆઓએ જાળા બાઝ્યાં છે. જ્યારે હિન્દુજાતિ તો તેત્રીસ કરોડ આજે હયાત છે; કારણ તેનું પ્રત્યેક વાક્ય ॐ થી શરૂ થાય છે, અને શાન્તિ: શાન્તિ: શાન્તિઃ થી પૂર્ણ થાય છે, વિગ્રહ અને કલહને બદલે ત્યાગ અને વૈરાગ્ય એ તેના શસ્ત્રો છે. બીજાઓના ઉપર નહી પણ પોતાના ઉપર જ વિજય મેળવો.

૮. Deserve and then desire. અગ્નિ સળગતો હોય તો

પ્રાણવાયુ ખેંચાઇ આવે જ આવે; આરસપહાણ રસ્તામાં રઝળતા પડયા રહે જ નહીં.

૯. Thought is another name of Fate. સદ્‌ગુણી થવું હોય તો બીજાના સદ્‌ગુણો અને શ્રેષ્ઠતાના વિચાર કરો અને તેને માન આપો.

૧૦. આપણું કોઇપણ નિઃસ્વાર્થ કર્મ ઇશ્વરને આપણો દેણદાર બનાવે છે. લેતી વખતે તેમણે જે હાથ વાપર્યા હોય તે કદાચ દેતી વખતે તેઓ ન પણ વાપરે, પરંતુ બીજા હાથો દ્વારા તે આપણું દેવું વ્યાજ સહિત ચૂકવી આપે છે જ.

૧૧. શરીર એ આત્માનું–ઇશ્વરનું–મંદિર છે, પણ તેનો અર્થ એવો કરવાનો નથી કે તમારે દેહનું રક્ષણ કરી ઇશ્વરને તદ્દન વિસારી મૂકવાનો છે. લોકો તો બસ ! મંદિરને જ પોતાનું સર્વસ્વ માની અંતર્યામી ઇશ્વરને ભૂલી જાય છે. દેવની ભક્તિસહિત પૂજા કરવી એ જ દેવાલયનો સદુપયોગ છે.

૧૨. બધાં પાપો વિવેકનાં અજ્ઞાનને લઇને જ થાય છે, ધર્મનું, જ્ઞાનનું યથાર્થ સ્વરૂપ સમજ્યા વિના તમારાં પાપો દૂર કરવા ગમે તેટલા પ્રયત્નો કરશો તો તમામ નિષ્ફળ જશે.

૧૩. મનને સ્થિર કરવા માટે તમારી નોંધપોથીમાં–હૃદયમાં ઉત્સાહ આનન્દ અને ઉન્નતભાવ પ્રેરે એવા ઉતારાઓ લખી રાખો. વારંવાર તે વાંચો અને મનને સ્થિર કરો.

૧૪. કુટુમ્બીઓ અવરોધરૂપ લાગે તો તેમનો સંયમ કેળવવામાં ઉપયોગ કરજો. ધર્મના અલૌકિક મર્મને અનુસરી આપણે ગૃહસ્થાશ્રમ ચલાવીએ તો સહેલાઇથી આપણી આધ્યાત્મિક ઉન્નતિ થાય, અને આત્મસાક્ષાત્કાર પણ થાય.

# ઘેલો !!

લેખકઃ–શ્રી. રમેશનાથ રંગનાથ ગૌતમ, બી. એ.



ઢોલ શમ્યા ધમકંતા, ઘંટા–ઘડિયાળોના પણ રણકાર
વિરમ્યા, ને વિખરાયાં ભાવિક મંદિરમાંથી નર ને નાર;
દેવાયો સમસમાકાર, ને પૂજારી પણ નિસરે બ્હાર,
ત્યાં દેખી સોપાને બેઠો સૂનો માનવ પ્રભુને દ્વાર.–૧

> હળવેથી ઉપહાસ કર્યો, " રે વરં બ્રૂહિ, પ્રસન્નોઽસ્મિ ! "
> વિહ્વલ એની આંખો ચમકી સોત્સુક આશાની ઊર્મિઃ
> "પ્રભુનાં નિત પૂજન કરનારા, રીઝયા પાગલના સ્વામી ?
> આજ કરાવો ઝાંખી ! હું તો હરિદર્શનનો છું કામી ! "–૨

મેલા, ધૂળ ભરેલા ઘેલા વેશે દેખાતો પાગલ !
પ્રેમલ એની મુખચ્છબિની કોમલતા કેવળ પાગલ !
અંતરીક્ષ ખોજંતાં નયનો રઘવાયાં દીસે પાગલ !
એકલવાયો, ભાનભૂલ્યો–દુનિયા એને કહેતી પાગલ !–૩

"સરિતાની લહરીનાં નમણા નર્તનથી જે આંખ ઠરે,
એના કાલાં કલરવ ગુંજન જે આનંદે ઊર ભરે.
તો જેની મોહકતાના એ તો આછેરાં બિમ્બ ધરે,
એ પ્રભુદર્શનની લ્હે લાગી, મને આવરો, વ્યગ્ર કરે.–૪

"સન્ધ્યાકાળે વ્યોમસુન્દરી પાલવરંગો સંકોરે–
કોયલ, બુલબુલ, મીઠડી મેના સંગીતે પિયૂષ ઝરે–
ઋતુગજ્જનાં નવપલ્લવ, ને ગ્રીષ્મે આમ્રલિયો મ્હોરે–
સુન્દર ફૂલડાંનાં મટકલડાં જગબાગે સૌરભ ફોરે–૫

"જગતચૉકને નભચંદરવે સોમ–સૂર્ય–તારક ગાજે–
તડિત–જડિત જલધરની વર્ષા ધરા ધ્રૂજાવંતી ગાજે–
જેના ભાવોની એ છાયા, એ હરિના દર્શન કાજે
આ ઘેલાના નયનમોરલા કળા કરી થૈ થૈ નાચે !–૬

"મંદિરે, મસ્જીદે શોધ્યું, ફરું ઢૂંઢતો દ્વારેદ્વાર,
પણ માનવની નયનબારીએ પેખું પ્રભુતાના ઇન્કાર !
ગિરિગહ્વર ને કુંજ નિકુંજે, જનપદ ને વનપદ મોઝાર,
સરિતાતટ પર જોવા નટવર ઝંખી ઝણુણે દિલના તાર.–૭

"રીઝયા સ્વામી ? આજે નિશ્ચે ભવકેરી ભાવટ ટળશે,
એક, ભલે બસ એક જ મટકું હરિની જો ઝાખી મળશે!"
"મૂરખ કહીંનો !" હસ્યા પૂજારી "પ્રાણ દેહથી નીકળશે
તારા પાગલ દિલની ત્યારે આશાઓ ઘેલી ફળશે !"–૮

× × ×

માઝમ રાતે, તારકસાખે, નદીતટે ઘેલો ચાલ્યો;
પુલકિત તન, ને પ્રસન્ન વદને, જળલ્હેરે ઘેલો ચાલ્યો;

તેને તો આપવાનું જ રહ્યું.

સખ્યભાવ મૈત્રી ઉપર બંધાયેલો છે. પ્રત્યેક મનુષ્ય પોતાના મિત્રની આગળ પોતાનું હૃદય ખુલ્લું મૂકી દે છે, તેના દોષો પણ જણાવી દે છે. તેની અભિલાષાઓ, તેના મનની વાસ્તવિક સ્થિતિ, તેની આગળ અભિવ્યકત કરે છે. તે જાણે છે કે તે તેને દગો દેશે નહીં. ઉલટો સહાનુભૂતિ બતાવી સહાય કરશે. તે જ પ્રમાણે ભકિતમાં પણ છે. આ ભકિત સમાનતાના ભાવ ઉપર રચાયેલી છે. આમાં ઈશ્વરની સાથે બરોબરીઆ થઈને રમત રમાય છે. આ સંસાર એક રમત માત્ર છે, ખેલ છે, ભગવાનની લીલા છે. આપણામાં દેહાધ્યાસ દૃઢ હોવાથી આ વાતને આપણે ભૂલી જઈએ છીએ. સૃષ્ટિની ઉત્પત્તિ, તેનું રક્ષણ, તેનો સંહાર, તે પણ લીલા જ છે. ભગવાન, આ ત્રણે ય પ્રકારની પ્રવૃત્તિમાં એક સરખો જ આનંદ લે છે. અજ્ઞાની જીવોને (જેઓ શરીરની અને સંસારના તુચ્છ નામરૂપાત્મક પદાર્થની કિંમત અનહદ આંકે છે) તેમને ભગવાનની વિનાશાત્મક લીલાનું રહસ્ય સમજાતું નથી. નાટકમાં જેમ એકનો એક માણસ આજે રાજાનો વેશ ભજવે ને કાલે ભિક્ષુકનો, તે પછી સ્ત્રીનો, તેમ આ વિશ્વરૂપી નાટકમાં એક જ ઈશ્વર વિધવિધ વેશો ભજવીને ખેલ કરે છે. નાટકનાં પાત્રો પોતાના ભિન્ન ભિન્ન વેશોમાં એક સરખો જ આનંદ લે છે. તેમને ભવિષ્યની પણ ખબર હોય છે કે હવે પછી આમ થશે તોપણ પોતાનું કર્તવ્ય બરોબર બજાવે જ જાય છે. તેમ જગતને કેવળ **લીલાક્ષેત્ર**, રમતનું જ મેદાન માની ઈશ્વરની સાથે રહી રમત રમવામાં જ આનંદ છે, પછી ગમે તે પ્રકારની તે રમત હોય. આપણને ગમે તે સ્થિતિમાં તે ગોઠવે, આપણને સર્જનાત્મક, રક્ષણાત્મક કે સંહારાત્મક, ગમે તે પ્રકારનું કામ સોંપવામાં આવ્યું હોય, તે કામ આપણે સંપૂર્ણ નિષ્ઠાથી કરવું જ જોઈએ. એ જ આપણો પરમ ધર્મ છે.

જ્યારે આ રમતના ખ્યાલનું વિસ્મરણ થાય અને ખેલમાં સત્યતાનું

ભાન થાય એટલે શોક, મોહ, ક્રોધ વિગેરે વિકારો ઉત્પન્ન. થાય છે અને તે આપણા સ્વરૂપને દાબી દે છે. માધુર્ય-પતિપત્ની આશક-માશુકના સંબંધ ઉપર ઘડાયેલું છે. સુફી લોકો ઇશ્વરને માશુક માની તેની ઉપાસના કરે છે. કેટલાક આશક માની ભકિત કરે છે, જ્યારે પ્રેમનો આ ઉચ્ચતમ આદર્શ પ્રાપ્ત થાય છે, ત્યારે તેવા ભકતો નિર્વાણ કૈવલ્ય મુકિતની પણ પરવા કરતા નથી. કેટલાક ભકતોનાં મન એવાં હોય છે કે સાકર બનવાની જરૂર નથી; તેમાં આનંદ નથી. ખરો આનંદ તો તેમાં રહી તેનો આસ્વાદ લેવામાં છે, એમ માને છે. તેઓને ઐકયનો અનુભવ થાય પણ જાણીજોઇને પૃથકતા રાખી પ્રિયતમનો ઉપભોગ કરવામાં જ રસ લે છે.

ભકિતમાર્ગમાં પ્રથમની શરૂઆત દ્વૈત ભાવનાથી થાય છે. પ્રાથમિક પગથિયાં, પ્રતીક, ગુરુ, શ્રવણ, સત્સંગ, વિ. દ્વારા ચઢયા પછી જેમ જેમ ચિત્ત શુદ્ધ થતું જાય છે, તેમ તેમ ઇશ્વર પ્રત્યે પ્રેમની વૃદ્ધિ થતી જાય છે, તે ઇશ્વરની નિકટ જાય છે અને ઇશ્વર તેની પાસે આવે છે. પછી આ બાહ્ય વિધિઓ, શાસ્ત્ર, સત્સંગ, ગુરુ વગેરે અવલંબનોની આવશ્યકતા રહેતી નથી. તેની બધી સાધના માનસિક સારૂપ પકડે છે. તેનું ચિત્ત ઇશ્વરમાં જ પરોવાયલું રહે છે. તેને છેવટે એ અનુભવ થાય છે કે, " હું ઇશ્વરનો એક અંશ છું. " તેને સારૂપ્ય, સામીપ્ય, સાયુજ્ય; સાલોકય વિ. ભિન્ન ભિન્ન ભૂમિકાઓ પ્રાપ્ત થાય છે અને છેવટે કેટલાક ભકતો કૈવલ્ય મુકિત પ્રાપ્ત કરે છે. તે પ્રેમ, પ્રેમાસકત ને પ્રિયતમની અથવા ઉપાસક, ઉપાસના અને ઉપાસ્ય દેવની એકતા મેળવે છે ને કેટલાક અંશાંશી ભાવથી છેવટ સુધી પ્રિયતમના પવિત્ર અને અવર્ણનીય, અખંડ સ્પર્શનું આસ્વાદન લેવામાં જ કૃતકૃત્યતા માને છે.

શ્રી ભાગવતના પ્રથમ સ્કંધમાં શ્રી નારદજીએ ભકિતની ભૂમિકાઓનું કથન કર્યું છે, અને શ્રી મધુસૂદન સ્વામીએ ભકિતરસાયનમાં

તેનો સંગ્રહ કર્યો છે. આમાં પ્રાથમિક અને ઉચ્ચતમ બન્નેનો સમાવેશ થઈ જાય છે. ભક્તિમાર્ગી માટે આ ઉપયોગી હોવાથી સંક્ષિપ્તમાં તેનો ઉલ્લેખ આ લેખમાં કરવામાં આવ્યો છે.

### પ્રથમ ભૂમિકાઃ— "મહત્સેવા"

મહાત્મા, સાધુ, સંત, શિષ્ટપુરુષ, જીવન્મુક્ત, સ્થિતપ્રજ્ઞ, ગુણાતીત, આવા પુરુષોની શક્ત્યાનુસાર સેવા કરવાથી ચિત્તની શુદ્ધિ થાય છે, અને ભક્તિનો ઉદય થવા માંડે છે; જેવી રીતે વસ્ત્ર, જળ, ભૂમિ-વિ. પદાર્થો જે પુષ્પોના સંપર્કમાં રહે છે, તેમાંથી સુગંધ લઈ બીજા સ્થળોએ તેનો પ્રચાર કરે છે, તેવી રીતે મનુષ્યો પણ સારાખોટા સહવાસથી પોતાના ચારિત્ર્યનું ઘડતર કરી તે દ્વારા બીજાઓ ઉપર અસર કરે છે. શ્રી. ભાગવતમાં પ્રતિપાદન કરેલું છે કે જેવી રીતે આ સંગોને નિવૃત્ત કરનાર સત્સંગમને વશ કરે છે, તેવી રીતે અષ્ટાંગ યોગ, સાંખ્ય, પરોપકાર, વેદાધ્યયન, તપ, સંન્યાસ, દક્ષિણા, ઉપવાસાગ્નિવ્રત, જપ, તીર્થ, નિયમ, યમ વગેરે કોઇપણ અન્ય પ્રકારનું સાધન મને વશ કરી શકતું નથી. શ્રી યોગવાસિષ્ઠમાં પણ શ્રી રામચંદ્રજીને ઉપદેશ કરતાં મહર્ષિ વસિષ્ઠ કહે છે કે, "સંસારસાગર તરવાને સર્વત્ર મનુષ્યોને ઉપકાર કરનાર સાધુસમાગમ જ ઉત્તમ છે. સાધુ પુરુષોની સેવા અને ભગવત્સેવા સમાન છે." તેથી શાસ્ત્રોમાં, **ભગવદ્ભક્તની સેવાને સાક્ષાત્ ભગવદ્સેવા** કહી છે. એવા ભગવત્સેવાના બે પ્રકાર કહેવામાં આવ્યા છે.

### બીજી ભૂમિકાઃ "**તદ્દયાપાત્રતા**" ની છે.

મહાન પુરુષો સ્વાભાવિક રીતે જ દયા, પ્રેમ, અનુકંપા, વગેરે ઉદાર લાગણીઓથી યુક્ત હોય છે; તેથી નિષ્કામ સેવાથી પ્રસન્ન થઈ અધિકારીઓ ઉપર અનુગ્રહ કરે છે ગુરુકૃપા, ઈશ્વરકૃપાનો આધાર આપણી યોગ્યતા ઉપર છે. લાયકાત પ્રાપ્ત કરી એટલે બીજું બધું આપોઆપ જ આવી રહે છે. પુરુષાર્થનો ત્યાગ ન કરવો જોઈએ.

તેથી જ સત્સંગ થાય, ચિત્તની ઉન્નતિ થાય, ને ત્યારે જ કૃપાપાત્રતા આવે. જળ હંમેશ જેમ નીચા પ્રદેશમાં કુદરતીરી તે જ વહે છે, તેમ જે મનુષ્ય સદ્‌ગુણી હોય તેના ઉપર ભગવાનનો અનુગ્રહ અવશ્ય થાય છે.

ત્રીજી ભૂમિકા "શ્રદ્ધા" ની છે.

સંત પુરુષોના ઉપદેશોમાં, શાસ્ત્ર ને ગુરુના વચનોમાં શ્રદ્ધા રાખી તે પ્રમાણે વર્તન કરવું જોઇએ, એવો વિશ્વાસ દૃઢ હોવો જોઇએ કે "આચારમા મૂકવાથી મને દર્શન થશે અને હું કૃતકૃત્ય થઇશ." આવા અડગ વિશ્વાસને "શ્રદ્ધા" કહેવામાં આવે છે. ગમે તેટલી મુશ્કેલીઓ આવે ને પરમકૃપાળુ પરમેશ્વર આપણી કસોટી કરે તો પણ જરાપણ ડગવું નહીં. આવા અચળ નિશ્ચયની તો દરેક કાર્યમાં જરૂરીઆત છે. તે સિવાય કોઇપણ ક્ષેત્રમા પ્રગતિ થઇ શકતી નથી. પરોક્ષ જ્ઞાન અને અનુભવ બન્નેનું અનુસંધાન કરનારી સાંકળ શ્રદ્ધા જ છે. જેવી શ્રદ્ધા તેવું ફળ. શ્રદ્ધાહીન મનુષ્યોને મંદિરનિવાસથી દેવ-દર્શનથી, તીર્થયાત્રાથી, શાસ્ત્રોના અધ્યનથી, યજ્ઞ, દાન, તપથી કાંઇપણ ફળ મળતું નથી. શ્રદ્ધાપૂર્વક કરેલું કાર્ય અવિધિપૂર્વક હોય, શ્રદ્ધા-પૂર્વક જપેલો મંત્ર અશુદ્ધ (અબદ્ધ) હોય તો પણ તેના અનુષ્ઠાનથી ધ્યેયસિધ્ધિ થાય છે.

ચોથી ભૂમિકા "હરિગુણશ્રુતિ" ની છે

ભગવાનનાં નામ, રૂપ, કર્મ, ગુણોનું શ્રવણ કરવું તેનું નામ "હરિગુણશ્રુતિ" છે. આમાં સામાન્ય રીતે જેને નવધાભકિત કહેવામા આવે છે તે અંતર્ગત છે. (શ્રવણ, કીર્તન. નામસ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય, આત્મનિવેદન.) શ્રવણથી વાસ્તવિક ધર્મ શું છે તે જાણવામાં આવે છે તથા ભગવાનનું સ્વરૂપ, પ્રાપ્તિનું સાધન વગેરેનું યથાર્થ જ્ઞાન થાય છે. શ્રવણના ત્રણ ભેદો કરવામા આવે છે. સાત્વિક, રાજસિક, તામસિક. જે શ્રવણથી આધ્યાત્મિક ઉન્નતિ થાય

તે સાત્વિક, જેથી બુદ્ધિનો વિકાસ થાય પણ સર્વ વાસનાઓનો અને આસક્તિઓનો ત્યાગ ન થાય તે રાજસિક, ને જેથી અધોગતિ જ થાય ને દોષોની વૃદ્ધિ થાય તે તામસિક આધ્યાત્મિક શાસ્ત્રનુ શ્રવણ પણ સાત્વિક રાજસ અને તામસ ત્રણ પ્રકારનુ હોય જે શ્રવણ જલદીથી સાત અથવા થોડા દિવસોમાંજ સમાપ્ત કરવામા આવે તે 'રાજસ' છે કષ્ટ વિના રસનો અનુભવ કરતાં કરતા શાત ચિત્તથી, શ્રદ્ધાથી કરેતુ રોજનુ શ્રવણ સાત્વિક કહેવાય અને આળસથી અને શ્રદ્ધા વિના કરેતુ શ્રવણ તેને તામસિક જાણવુ.

**કીર્ત્તન** —ભગવાનના દિવ્યકર્મને યથાવત્ સમજીને પછી પ્રીતિ પૂર્વક તેમનુ જ ગાયન ને સગીત સાથેનુ ઉચ્ચારણ તે કીર્ત્તન પરમાત્માના નામસકીર્ત્તનમા અનત શકિત રહેલી છે. તેમા પુરુષપણુ, સ્ત્રીપણુ, જાતિ, આશ્રય, વગેરેનો કોઇ પણ પ્રતિબંધ નથી સર્વજાતિ આશ્રયવાળી ભકિત કરી શકે છે એક શુદ્ધ પ્રેમનીજ આવશ્યકતા છે એવા ઉપદેશથી રામચદ્રજીએ શબરી નામની બીજી જાતિની સ્ત્રીને ઉપદેશ કર્યો છે આથી જ તે કૃતાર્થ થઈ હતી

**નામસ્મરણ** —શિવપુરાણમા સ્મરણની વ્યાખ્યા કરતા મહેશ્વર કહે છે કે "સર્વ વ્યાપક એવો જે હુ તેનુ હમેશાં સર્વ દિશામા ધ્યાન કરવાથી લોકમા સદાને માટે જે નિર્ભયત્વ પ્રાપ્ત થાય છે તેનુ નામ 'સ્મરણ" નામરૂપ મત્રનો જપ અને વાચ્યરૂપ દેવનુ ધ્યાન એ પણ સ્મરણ જપ ચાર પ્રકારના છે વાચિક, ઉપાશુ, ધ્યાનસ્થ અને અજપા જપ ક્રમશ એકાગ્રતા પ્રાપ્ત થતા ઉચ્ચ ભૂમિકાઓમા જવાય છે. મુખ્ય વાત ચિત્તને સ્થિર અને શુદ્ધ કરવાની છે. સામાન્ય રીતે મનુષ્યોનુ ચિત્ત વિષયોમાં જ રમતુ રહે છે તેથી અતર્મુખ સહેલાઇથી થઈ શકતુ નથી વિષયોમાથી પ્રીતિ નીકળી જાય અને પરમાત્મામાંજ પ્રીતિ થાય ત્યારેજ પરમેશ્વરનુ ચિતન સ્વભાવિક બને છે માથા ઉપર પાણી લાવનાર માણસ વાતો પણ કરે, શરીરથી ગતિ પણ કરે ને હાથ

છુટા રાખે તો પણ તેનું ચિત્ત હંમેશાં ઘરમાંજ રહે છે. તેવી જ રીતે ભકત સંસારમાં રહે તો પણ પોતાની વૃત્તિને પરમાત્મામાં જ રાખી શકે છે; આવશ્યકતા પ્રેમની છે.

જે પદાર્થ ઉપર આપણને અત્યંત પ્રેમ હોય તે તરફજ મન વળે છે. સર્વ દિશાઓમાં, સર્વથા, સર્વદા, જ્યારે ચિત્તની વૃત્તિ ધ્યેયાકાર રહે ત્યારે જ ધ્યાનની પરિપકવાવસ્થા થઈ કહેવાય.

**પાદસેવનઃ**–ઇષ્ટદેવની અને ગુરુની શરીરની સેવા તેનું નામ પાદ-સેવન. શ્રી ભાગવતાનુસાર, તૃષ્ણા, અભિનિવેશ, વિષાદ, ક્રોધ, માન, સ્પૃહા, દીનતા, ભય, આધિ, વગેરેના કારણરૂપ, તથા જન્મમરણરૂપી સંસારના સમૂહ રૂપ ગૃહ વગેરેનો મનથી પરિત્યાગ કરીને ભગવાનના ચરણની સેવા જ નિર્ભયતાનું સાધન છે. આ પ્રમાણે માનસિક સમર્પણને પણ પાદસેવન કહેવામાં આવે છે.

**અર્ચનઃ**—પૂજાનું નામ અર્ચન; તે પણ ઇષ્ટદેવના પ્રતીકનું અથવા ગુરુનું પણ થઇ શકે છે. પૂજાવિધિ ત્રણ પ્રકારના છે. વૈદિક, તાંત્રિક અને મિશ્રિત. તે ઉપરાંત શ્રી ગીતાજીમાં પ્રતિપાદન કર્યું છે તે પ્રમાણે શુદ્ધ બુદ્ધિવાળો ભકત શ્રદ્ધા સહિત, પત્ર, પુષ્પ, ફળ, જળાદિ, અથવા અનાયાસે મનથી કોઇ પણ વસ્તુ પ્રીતિપૂર્વક ભગવાનને અર્પણ કરે તો તે પણ ભગવાન સ્વીકારે છે. શુદ્ધ ભાવના, શ્રદ્ધાની પ્રથમ આવશ્યકતા છે. બીજું બધું ગૌણ છે. શ્રી ભાગવતમાં પણ સુદામાજી પ્રતિ શ્રીભગવાન જણાવે છે, કે મારા ભકતે અર્પણ કરેલી વસ્તુ થોડી હોય તો પણ તે મારે બહુ જ છે; અને શ્રદ્ધાહીન અને અભકત મનુષ્યે આપેલી વસ્તુ બહુ જ હોવા છતાં પણ તે મને પસંદ કરવાને પૂર્ણ નથી. સુદામાજીના તાન્દુલનો દષ્ટાંત આના સમર્થન માટે સુપ્રસિદ્ધ છે. શ્રી ભાગવતમાં પૂજાના ભિન્ન ભિન્ન સ્થાનોનું વર્ણન કરતાં ભગવાન જણાવે છે કે પ્રતિમા, સ્થંડિલ, અગ્નિ, સૂર્ય, જળ, હૃદય, અતિથિ, આદિ એ મારાં પૂજાનાં સ્થાન

છે. આગળ ઉપર સૂર્ય, અગ્નિ, બ્રાહ્મણ, ગાય, વિષ્ણુ, ભક્ત, હૃદયાકાશ, વાયુ, જળ, પૃથ્વી, દેહાદિ સંઘાતમાં રહેલો આત્મા તથા સર્વ પ્રાણી માત્ર એ મારી પૂજાનાં સ્થાનો છે એમ કહેલું છે. આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે દીન, દુઃખી, અપંગ, રોગી મનુષ્યોની તથા અન્ય પ્રાણીઓની સેવા એ પણ ભગવાનની પૂજા છે.

**વંદનઃ**–મનને વાણીથી જે અષ્ટાંગ ભૂસ્પર્શ તેનું નામ વંદન. પરમેશ્વરની પ્રાપ્તિ માટે ઘણાં સાધનો છે. તેમાં મન, વાણી ને કર્મથી સર્વમાં ઈશ્વરબુદ્ધિ કરવી એ ઉત્તમ સાધન છે. સર્વને ઈશ્વરબુદ્ધિથી નમસ્કાર કરવાથી અભિમાન ગળી જાય છે અને નમ્રતા, મૃદુતા, શીઘ્રતા આવે છે. ઈશ્વર પોતે જ ચરાચર સંસાર રૂપે પ્રતીત થાય છે. માટે સમદૃષ્ટિ રાખવી ને તે પ્રમાણે વર્તન કરવું.

**દાસ્ય** ભાવથી ભક્તિ કરનારને સર્વ પ્રકારની સિદ્ધિ થાય છે. તે પોતાના સ્વામીને તન, મન, ધન, અર્પણ કરી દે છે. કોઈ પણ પ્રકારનો સોદો કરવાની ઈચ્છા રાખતો નથી.

**સખ્યઃ**–પરમેશ્વર સર્વના સુહૃદ છે. પ્રત્યુપકારની ઇચ્છા વિના સ્વભાવથીજ સર્વનો ઉપકાર કરનારા છે. જેનું હૃદય સુંદર અને શુદ્ધ હોય તેને સુહૃદ કહેવાય છે.

**આત્મનિવેદન** એટલે આત્મ સમર્પણ. ભગવાનની પ્રીતિ અર્થે દેહાદિ સર્વ ભગવાનને જ અર્પણ કરવું. સર્વનો પરિત્યાગ કરીને ઈશ્વર પરાયણ થવાય ત્યારેજ ભક્તિનો ઉદય થયો કહેવાય. પરમાત્માના શરણે જવાનાં ત્રણ પગથિયાં છે. એક " હું પરમેશ્વરનો દાસ છું. " બીજું " પરમેશ્વર મારા જ છે. " અને ત્રીજું " હું પરમેશ્વર જ છું. " આ અવસ્થાઓ ક્રમે ક્રમે પ્રાપ્ત થાય છે. પ્રથમ દ્વૈતભાવથી શરુ કરી અંતિમ અવસ્થામાં સર્વ ભેદનો ત્યાગ કરવામાં આવે છે.

### પાંચમી ભૂમિકા રત્યંકુરોત્પત્તિ

પ્રથમ વર્ણવેલી ચાર ભૂમિકાઓ સાધનરૂપ છે. તેનું અનુષ્ઠાન

કરવાથી ચિત્ત નિર્મળ થાય છે. અને તેમાં ભગવદાકાર વૃત્તિરૂપ ભકિતનો ઉદય થાય છે. પ્રેમલક્ષણા ભક્તિ આને જ કહે છે. પરમેશ્વર-વિષયક જે વૃત્તિની અખંડ ધારા તેનું નામ ભકિત ભગવદાકારતા આવી તદાકારતાને ભાવ પણ કહે છે ને તેનો કદાપિ ક્ષય થતો નથી, તેથી "**સ્થાયિભાવ**" કહેવામાં આવે છે. તદ્જન્ય આનંદને **રસ** કહે છે. દ્રુતચિત્તમાં પ્રવિષ્ટ થયેલો ભગવદાકારતારૂપ ભાવ સ્થાયી રહેવાથી ભકતને અહોનિશ ભગવાનનુ જ્ઞાન રહે છે. તેથી તેના ભકતને ઉત્તમ ભકત અથવા કૃતકૃત્ય ભકત પણ કહે છે. શ્રી ભાગવતમાં પ્રતિપાદન કરેલું છે કે "જે ભકત સર્વ પ્રાણીઓમાં ભગવાનના સ્વરૂપને દેખે છે અને સર્વ પ્રાણીઓને શ્રી ભગવાનમાં કલ્પિત જુએ છે તે મારા ભકતોમા ઉત્તમ છે. જે ભક્તો ઇશ્વરમા પ્રેમ કરે છે તે ભક્ત સાથે મિત્રભાવ રાખે છે, અજ્ઞાની તરફ દયાભાવ રાખી તેના દુઃખની નિવૃત્તિ કરવાની ઇચ્છા કરે છે અને ભકતો તરફ દ્વેષ કરનારાઓ તરફ ઉદાસિનતા, ઉપેક્ષા બુદ્ધિ રાખવે છે; તેઓ મધ્યમ ભગવદ્‌ભક્ત છે. અને જેઓએ અન્તેમાથી કોઇપણ સ્થિતિ પ્રાપ્ત કરી નથી પણ તે મેળવવા મથે છે તેઓ પ્રાકૃત કોટીના ભકતો છે. જે ભકત પોતે માનેલી પ્રતિમાનું અથવા ગુરુનું પૂજન શ્રદ્ધાથી કરે છે, પરંતુ અન્ય સાધનોમાં અને અન્ય ભકતોમાં જેને શ્રદ્ધા નથી ( અન્ય પ્રતીકોમા અને ગુરુઓમાં ) ને જેને અન્ય પ્રાણીઓ તરફ પ્રેમ નથી તે પ્રાકૃત ભકત કહેવાય છે. તે નવીન ભકત છે તથા સાધનની શરૂઆત કરનાર જ છે."

### છઠ્ઠી ભૂમિકા, સ્વરૂપાધિગતિ

સ્થૂળ અને સૂક્ષ્મ દેહોથી ભિન્ન થઇને આત્માનું જે જ્ઞાન તેને સ્વરૂપાધિગતિ કહે છે. આ પ્રકારનું અનુભવાત્મક જ્ઞાન કાયમ ન રહે તો દેહાધ્યાસથી બંધન રહે છે અને પૂર્ણ ફળની પ્રાપ્તિ અસંભવ છે. પ્રથમ આત્મા પરમાત્માનો અંશ છે એમ અનુભવ થાય છે અને

છેવટે ઐક્યનો આ અનુભવ મેળવવાને તેમાં કાયમ સ્થિતિ રાખવી એ જ પરમ પુરુષાર્થ છે.

## સાતમી ભૂમિકા —પ્રેમવૃદ્ધિ

છઠ્ઠી ભૂમિકા પ્રાપ્ત થવાથી સર્વ વસ્તુઓમાં ભગવાનના જ દર્શન થવાથી પ્રેમવૃદ્ધિ સહજ થાય છે, એને **પરાનંદ** પણ કહે છે. ભગવાનથી અતિરિક્ત કોઈ વસ્તુ છે જ નહિ એવો અનુભવ હોવાથી આવો પુરુષ રાગદ્વેષ વિ. બધનોથી પર હોય છે. તેનો ભાવ ગમે તે સ્થિતિમાં હોય, સૂતેલા હોય, બેઠેલા હોય, ફરતા હોય, ખાતા હોય, પીતા હોય, તોપણ તેના અંતઃકરણની વૃત્તિ પરિરંભિત ( ભગવદાકાર, આલિંગિત, ) હોવાથી તે સંસારના પદાર્થોને, પદાર્થો તરીકે જોતો નથી. સામાન્ય રીતે વૃત્તિઓ વિષયાકાર હોય છે, અને તેમાં પણ એક વિષય ઉપર લાંબો વખત ટકી શકતી નથી તેથી વિક્ષેપમય હોય છે ભગવદાકાર થાય અને તેમાં સ્થાયી થાય એટલે આ ભૂમિકા પ્રાપ્ત થાય છે.

## આઠમી ભૂમિકા " તત્સ્ફુરણ "

પ્રેમના આશ્રય શ્રી ભગવાનના સાક્ષાત્કારરૂપ આ ભૂમિકા છે. શ્રી ભાગવતમાં આનું વર્ણન કરતાં કહે છે કે, " હે અંબ ! સંત પુરુષો પ્રસન્ન મુખવાળા, અરુણ રંગના નેત્રવાળા, ભક્તોને વર દેનારા, મારા અલૌકિક રૂપોને દેખે છે અને મારી સાથે "સ્પૃહણીય" વાણી બોલે છે."

## નવમી ભૂમિકા —"શ્રી ભગવદ્ધર્મનિષ્ઠા"

જ્યારે શ્રી ભગવાનમાં જ ચિત્ત કાયમ લાગેલું હોય, તેમના જ શરણમાં લાગેલું રહે, અને સર્વ ઇન્દ્રિયોદ્વારા ભગવાનનાં જ દર્શન થાય, ત્યારે નિષ્ઠા બંધાઈ કહેવાય રાજા પરીક્ષિતને આ અવસ્થા પ્રાપ્ત થઈ ત્યારે બોલ્યા કે " હે બ્રાહ્મણો, મને શ્રી ભગવાનમાં ચિત્ત લગાવેલાને તેમનો શરણાગત જાણો, 'તક્ષક' નાગ મને ભલે કરડો· આપ લોક તો શ્રી ભગવાનના ગુણોનું ગાયન જ કરતા રહો." આ પ્રમાણે નિશ્ચય કરી

રાજા પરીક્ષિત અન્નજળનો પરિત્યાગ કરી ભગવાનના ધ્યાનથી દેહનો ત્યાગ કરવા બેસી ગયા, ત્યારે દેવતાઓએ પ્રેમથી પુષ્પોની વૃષ્ટિ કરી અને ભેરી આદિ વાજીંત્રો વાગવા લાગ્યાં.

### દશમી ભૂમિકા—સ્વસ્મિંસ્તદ્‌ગુણશાલિતા

અક્ષય ભગવાનની સમાન ગુણોનો આવિષ્કાર આ ભૂમિકામાં થતો હોવાથી, તેને "તદ્‌ગુણ શાલિતા" કહેવામાં આવે છે. શ્રી ભગવાનનુ વચન છે કે " મારા ભકતો વૈકુંઠલોકમાં સ્થિત ભોગસંપત્તિની ઇચ્છા નહીં હોવા છતાં પણ મારા લોકમા દુઃખથી રહિત તે વિભૂતિઓને પ્રાપ્ત થાય છે.

### અગીઆરમીઃ—પ્રેમની પરાકાષ્ઠા

ક્ષણ માત્ર પણ વિરહની અસહિષ્ણુતા રૂપ પ્રેમની પરમ અવધિને પ્રેમની પરાકાષ્ઠા કહે છે.

આ ભૂમિકાઓમાં ભકતની સાધન અને સાધ્ય બન્ને અવસ્થાઓ આવી જાય છે.

મુક્તિ પાંચ પ્રકારની છે. સાલોક્ય, સારૂપ્ય, સાષ્ટર્ય અથવા સામીપ્ય, સાયુજ્ય અને પાંચમી કૈવલ્ય. ભગવાનના લોકને પ્રાપ્ત થઇ ઇચ્છિત ભોગને ભોગવે તેને સાલોક્ય. (એક સ્થાનમાં નિવાસ). ભગવાનના તુલ્યરૂપને પ્રાપ્ત થઇને અનેક પ્રકારના ભોગો ભોગવે તે સારૂપ્ય. સમાન સત્તાવાળી મુક્તિને સામીપ્ય. સગુણ પરમેશ્વરને પોતાના સ્વરૂપ તરીકે જાણવું તે સાયુજ્ય. અદ્વૈતાનુભવ, સચ્ચિદાનંદ સ્વરૂપમાં સ્થિતિને કૈવલ્ય મુક્તિ કહે છે. કેટલાક ભકતો "સાયુજ્ય"ને જ પોતાનો ધ્યેય માને છે. જ્ઞાની ભકતો કૈવલ્યને અંતિમ ધ્યેય તરીકે સ્વીકારે છે. આ બધી ભૂમિકાઓમાં અપર મનના દ્વંદ્વોથી પર જવાય છે તેથી તેને મુક્તિની ભૂમિકાઓ કહેવામાં આવે છે. જ્ઞાનીઓ અધ્યાત્મવિચારદ્વારા અથવા ઉપાસના દ્વારા " સદ્યોમોક્ષ " પ્રાપ્ત કરે છે. તેમાં કોઈ પ્રકા-

•

પડશે; વર્ણધર્મ અને આશ્રમધર્મ પડી ભાંગશે, એવું અમે મહર્ષિ ઓએ કહેલ શાસ્ત્રદ્વારા સાંભળેલ છે. રાજ્યના સુખના લોભમાં અમે કુળધર્મનો નાશ કરવા બેઠા છીએ, એ કરતાં તો કૌરવો અમને મારી નાંખે એ અમે વધારે સારૂં ગણીએ છીએ. "

અર્જુનના આ પ્રશ્નની અંદર એક મોટો પ્રશ્ન સમાયેલો છે અને તે એ કે સમાજધર્મ મોટો કે વ્યક્તિનો ધર્મ મોટો? યૂરોપ અને અમેરિકામાં સમાજધર્મે બહુ જોર કરેલ છે. ત્યાં એમ માનવામાં આવેલ છે કે વ્યક્તિએ સમાજ માટે પોતાનો ભોગ આપવો જોઇએ અને તેમ કરવાથી સમાજને જે વ્યાવહારિક સુખ મળે, તેમાં વ્યક્તિને લાભ છે, માટે લિમિટેડ કંપનીઓ, સંઘધર્મ, પાર્લામેન્ટના કાયદા, સમષ્ટિ માટે ધારા જે બધા ભેગા થઇ નક્કી કરે, તે દરેક વ્યક્તિએ પાળવા જ જોઇએ. લડાઇ જાહેર થાય ત્યારે પાર્લામેન્ટ હુકમ કરે તે પ્રમાણે દરેક વ્યક્તિએ તૈયાર થવું જ જોઇએ. આવા ધર્મથી જો કે વ્યક્તિ ઉપર એક જાતની પરતંત્રતા આવી પડે છે, પણ એ પરતંત્રતાને યૂરોપમાં સ્વતંત્રતા માને છે. જો માણસનું જીવન અર્થ અને કામ એ બે પુરુષાર્થ સિદ્ધ કરવામા પૂર્ણ થતું હોય, તો યૂરોપની સમાજવ્યવસ્થા અને રાજ્ય વ્યવસ્થા અમુક અપેક્ષાએ ઠીક કહી શકાય; પણ ધર્મ અને મોક્ષ એ બે પુરૂષાર્થ વધારે માન્યા વગર માણસનું જીવન સુધરતું નથી. જમવું હોય તો સાથે મળીને જમી શકાય, પણ જન્મવું કે મરવું હોય તો સાથે જન્મી શકાતું નથી અને સાથે મરી પણ શકાતું નથી. તેથી ધર્મ અને મોક્ષ એ બે પુરૂષાર્થ સિદ્ધ કરવા હોય તો દરેક વ્યક્તિએ પોતાનો સ્વભાવ સુધારવાની જરૂર છે.

જ્યારે સમાજધર્મ વ્યક્તિને સંસારના સુખમાં ઘસડે અને વ્યક્તિની ઈચ્છા આત્માનું સુખ લેવાની થાય ત્યારે, અથવા વ્યક્તિને સંસારનું સુખ ગમતું હોય અને સમાજ તેને આત્માના સુખ તરફ વાળતી હોય ત્યારે, એફર્જ તે બે ત્રણ ફરજ ઉત્પન્ન થાય છે અને તે

વખતે શુ કરવુ એ પ્રશ્ન ઘણાને મુઝવે છે.

કુળધર્મ એટલે સમાજધર્મનો પ્રશ્ન ગહ્ અઘરો છે જો સમાજને બહુ સ્વતંત્રતા આપવામા આવે તો હાલ જેમ જર્મનીમા નાઝીઓએ કરેલુ છે, તેમ વ્યક્તિને કચરી નાખે છે અને વ્યક્તિના ધર્મને બહુ સ્વતંત્રતા આપે તો તે સમાજનુ હિત અથવા દેશનું હિત જોવાની દરકાર કરતો નથી

આવો મોટો પ્રશ્ન અર્જુને ગીતાની શરુઆતમા ભગવાન પાસે મુકેલ છે, અને તેનો સ્પષ્ટ ઉત્તર ભગવાને ગીતામા કયે ઠેકાણે આપ્યો છે તે ઘણાને તરત સમજાતુ નથી. કુભના મેળામા ભેગા થયેલા મહાત્માઓ સાથે અને મડળીના આચાર્યો સાથે આ પ્રશ્નની ચર્ચા કરવાનો અવકાશ થોડોક મળ્યો હતો, પણ તેના ઉત્તરથી પણ આ પ્રશ્ન જોઇએ તેટલો સ્પષ્ટ થઈ શક્યો હોય એમ લાગતુ નહોતુ

એક મહાત્માએ એમ કહ્યુ કે "ભગવાનના ઉત્તરમા ક્ષત્રિયે ક્ષત્રિયનો ધર્મ પાળવાની જરૂર બતાવી છે ક્ષત્રિયો પોતાના ધર્મનુ પાલન કરે તો સ્ત્રીઓનુ રક્ષણ થાય, અને તે પણ પોતાના ધર્મમા રહી શકે, તેથી વર્ણાશ્રમ ધર્મ પાળવામા સમાજનો ધર્મ રહેલો છે."

બીજા એક મહાત્માએ કહ્યુ કે "સમષ્ટિના પાપપુન્ય સમષ્ટિને ભોગવવા પડે છે. બેલ્જીઅમે આફ્રીકામા પોતાનો વેપાર વધારવા માટે ત્યાના લોકોના હાથ પગ કાપી દુઃખી કર્યા, તેના બદલામા ૨૫ વર્ષ પહેલા જ્યારે યૂરોપમા લડાઈ જાહેર થઇ, ત્યારે બેલ્જીઅમની પ્રજા નિર્દોષ લાગતી હતી છતા પહેલા તેમના ઉપર હુમલો થયો અને ઘણા નિર્દોષ મરી ગયા આર્યોએ હિદમા આવી અનાર્યોને નસાડીને, કેટલાકને મારીને પોતાની જગ્યા કરી તેથી આર્યો ઉપર બી ન ચડી આવ્યા અને તેમનુ રાજ્ય લઇ લીધું, જે દેશનું પાપ હોય તે દેશના બધા માણસોને ભોગવવુ પડે છે. તેથી જેમ વ્યક્તિના પુણ્ય-પાપનો હિસાબ

રહે છે તેમ સમષ્ટિનાં પુણ્ય અને પાપનો પણ હિસાબ રહે છે. જેમ વ્યક્તિગત જીવનું આયુષ્ય છે અને તેનું પ્રારબ્ધ છે, તેમ સમષ્ટિના અભિમાની દેવ બ્રહ્માનું અને તેના બ્રહ્માંડનું આયુષ્ય છે અને પ્રારબ્ધ છે. જેને જે દેશનું અભિમાન છે તેને તે દેશનું પ્રારબ્ધ સાથે ભોગવવુ પડે છે. તેમાં લાભ છે, તેમ ગેરલાભ પણ છે. જેને અભિમાન નથી અથવા બધુ અભિમાન મૂક્યું છે તેને વ્યક્તિગત માત્ર દેહનું પ્રારબ્ધ રહે છે. હાલના કાળમાં કેટલાક જ્યોતિષવિદ્યા જાણવાવાળા જુદા જુદા દેશનું પ્રારબ્ધ કહી આપે છે, એટલે કે ઈંગ્લાંડનું શુ થશે અથવા જપાનનું ભવિષ્ય કેવું થશે, અને તેમના વર્તારા કેટલેક અંશે સાચા પડે છે તેથી સમષ્ટિના પ્રારબ્ધ જેવી કોઈ વસ્તુ ભગવાનની માયામાં હોવી જોઇએ એવું લાગે છે.

ત્રીજા એક મહાત્મા કે જેનું વચન ગીતા ઉપર પ્રમાણ મનાય છે તેમણે કુળધર્મ અથવા સમાજ ધર્મના નાશ માટે અર્જુને જે પ્રશ્ન પૂછ્યો છે તેનો ઉત્તર ભગવાને ક્યાં આપ્યો છે તે કહ્યું નહિ, " પાછળથી કહીશ " એમ જવાબ આપ્યો.

ચોથા મહાત્માએ જવાબ આપ્યો કે " વર્ણાશ્રમ ધર્મ એ જ કુલ-ધર્મ છે અને વર્ણાશ્રમ ધર્મ પ્રમાણે ભગવાને અર્જુનને લડવા માટે કહ્યુ. " તે મહાત્માએ એમ પણ કહ્યું કે " ગીતામાં અઢારમા " અધ્યાયમાં ભગવાને કહેલ છે કે " જે પરમાત્માની સત્તાથી બધા પ્રાણી માત્રની સત્તા ચાલે છે, જેનાથી આ બધું જગત વ્યાપ્ત છે, તેને પોતાના કર્મ અર્પણ કરી તેની પૂજા કરવાથી માણસને સિદ્ધિ પ્રાપ્ત થાય છે. " આ જવાબમાં પણ વ્યક્તિના ધર્મનો ભાસ થાય છે. વ્યક્તિનો ધર્મ તો ભગવાને ગીતામા ઘણે ઠેકાણે બતાવેલ છે. જે અમુક રીતે રહે છે તેને અમુક લાભ થાય છે એવું તો ઘણી જગ્યાએ કહેલ છે. આખી સમાજ તેવું કરે તો આખી સમાજને તેવો લાભ મળે, પણ હાલની સમાજનું લક્ષ્ય રોટલી મેળવવામા અને વાસનાની

તૃપ્તિ એ એમાં જ અટકી ગયું છે. અર્જુનના વખતમાં પણ પાંડવોને રહેવા જેટલી જમીન દુર્યોધને આપવાની ના પાડી, એટલે ત્યાં પણ રોટલીનો અને માનનો પ્રશ્ન હતો; પણ ભગવાને ખાસ કરીને તેને આત્મધર્મ સમજાવ્યો છે, એટલે આત્માનું સ્વરૂપ સમજી તે પ્રમાણે રહેવાનું કહેલ છે. એવો ધર્મ ઘણા માણસ ભેગા થઈ પાળી શકે એવું હાલના સમાજનું વાતાવરણ નથી. મહાભારત વખતે પણ આત્મા 'જન્મતો નથી, મરતો નથી એવું જ્ઞાન લડનારાઓમાં ઘણાને નહોતું.

ગીતા જેવા સર્વમાન્ય પુસ્તકમાં સમાજધર્મના પ્રશ્નનો ઉત્તર ચોખ્ખો ન મળે એ મોટું આશ્ચર્ય લાગે છે. તેથી એમ લાગે છે કે કાં તો લડાઈ, કેટલાક માને છે તેમ સાચે સાચી થઈ નથી, પણ આપણા મનમાં થતું દૈવી અને આસુરી પ્રકૃતિનું યુદ્ધ એ મહાભારતનું યુદ્ધ સમજવાનું છે. અથવા ઋષિમુનિઓના સમાજમાં કાઢીમ કાઢીને પણ નજીકના સગા માનવામાં આવેલ હતા; અથવા ભગવાનના મત પ્રમાણે સમાજધર્મ કરતાં વ્યક્તિધર્મ ઊંચો છે; વ્યક્તિની સ્વતંત્રતામાં સમાજની સ્વતંત્રતા છે. વ્યક્તિએ આખું વિશ્વ એક સત્તાથી ચાલતું જોવું જોઇએ. છતાં વ્યક્તિને પણ અમુક નિયમોમાં બાંધ્યા વગર તેની સ્વતંત્રતા જાગૃત થતી નથી. તેથી સમાજ એવો જોઇએ કે વ્યક્તિને આડે ન આવે અને વ્યક્તિનું જીવન એવું જોઇએ કે સમાજને આડું ન આવે. પણ એવી સમાજરચના કરવી એ ઘણું મુશ્કેલ કામ છે, કારણ કે જગતની રચનામાં ચાર પ્રકારનું સુખ છે; ધર્મ, અર્થ, કામ અને મોક્ષ અને સમાજને એક સુખ જોઇએ અને વ્યક્તિને બીજું સુખ જોઇએ, ત્યારે માણસના હૃદયમાં અને દેશમાં ઝઘડો ઉત્પન્ન થાય છે.

તેથી બન્નેના ધર્મ નક્કી કરતાં પહેલા માણસના જીવનનો હેતુ નક્કી કરવો જોઇએ, અને સમાજનું લક્ષ્ય તે હેતુ તરફ હમેશાં રહેવું જોઈએ, પરંતુ તે પણ ઘણું મુશ્કેલ કામ છે. જર્મનીએ, જાપાને

અને ઇટાલીએ લડીને સત્તાની મગરૂરી મેળવવાની ઇચ્છા રાખી છે ઇંગ્લાંડ અને અમેરિકાએ વેપાર વધારીને સત્તાની મગરૂરી મેળવવાની ઇચ્છા રાખી છે. રશિયાએ મજુરોની સંભાળ અને ખેડૂતોની સંભાળ રાખવા તરફ ધ્યાન આપ્યું છે મહાત્મા ગાંધીજી પણ ગરીબોની સંભાળ લ્હે તેમાં જ દેશનું કલ્યાણ માને છે. આગળના ઋષિ મુનિઓએ મોક્ષને પરમ પુરુષાર્થ માનેલો હતો, તેથી લડવાનું કામ ફક્ત ક્ષત્રિયો માટે જ રાખ્યું હતું, અને તેમાં પણ જે શસ્ત્ર વગરનો હોય તેને મરાય નહિ, જે શરણે આવ્યો હોય તેને મરાય નહિ જેનું ધ્યાન ન હોય તેને મરાય નહિ, નિદ્રાંતને મરાય નહિ, એવાં અનેક બંધન ક્ષત્રિયો માટે રાખેલાં છે હાલના યુદ્ધમાં તો ૧૮ વર્ષની ઉમરથી ૪૦ સુધીના બધાએ લડાઈ માટે તૈયાર થઈ જવું, સ્ત્રીઓએ પણ યુદ્ધમાં મદદ કરવી અને ગમે તેને ગમે તે સ્થિતિમાં મારવો એ જ ધર્મ. દરેક મોટો દેશ બીજા નાના દેશને એમ કહે કે " કાં તો અમારા મિત્ર થાઓ અથવા અમારા શત્રુ થાઓ, અથવા અમારા મિત્ર હોય એવા દેશના મિત્ર થાઓ, અને અમારા શત્રુ હોય, એવા દેશના શત્રુ થાઓ, એવી દશામાં વ્યક્તિને સ્વતંત્રતા રહેતી નથી અને સમાજનો સ્વભાવ પશુ જેવો થઈ જાય છે

જ્યાં સમાજનું ધ્યેય ફક્ત અર્થ અને કામ એ બે પુરુષાર્થ તરફ જ હોય, ત્યાં વ્યક્તિનું અને સમાજનું જીવન પશુના જીવન કરતાં આગળ વધી શકતું નથી ત્યાં અપૂર્ણ સમાજસેવકનો અપૂર્ણ સંબંધ અપૂર્ણ સમાજ સાથે રહે છે સમાજસેવક એક પ્રકારના ન્હાના અભિમાનમાંથી બીજા પ્રકારના મોટા અભિમાનમાં પ્રવેશ કરે છે અને પોતાના સિવાય બીજા બધાને સુધારવાની ઇચ્છા રાખે છે, તેથી હાલની સમાજસેવામાં દ્વૈતભાવ દૂર થતો નથી

હાલનો સમાજસેવક એમ માને છે કે જો તેના મતના જેવા સમાજ–સેવક તૈયાર નહિ થાય તો સમાજનું શું થશે ? વળી ભક્ત-

કોટિના માણસો એમ માને છે કે જે ભગવાને જગત રચ્યું છે, તે જગતને સુધારવાનો આધાર તેના ઉપર છે, અને જ્ઞાની પુરુષો એમ માને છે કે વસ્તુ એક છે, અદ્વૈત છે, ઘણા છે જ નહિ, તેથી એક વસ્તુમાં કાંઈ બગડતું નથી કે બનતું નથી. પહેલી દશા મંદ જિજ્ઞાસુ માટે છે, બીજી મધ્યમ માટે છે, ત્રીજી દશા ઉત્તમ અધિકારી માટે છે.

જ્ઞાની માણસો જે ઉપદેશ સમાજને આપે છે, તે ઘણા સમજી શકતા નથી સમાજમાં ઘણા માણસો અજ્ઞાની હોય છે તેથી મહાત્માઓ જે ઉપદેશ આપે છે, તે ઉપદેશ સમાજના માણસો બગાડી નાંખે છે. બુદ્ધે જે અહિંસાનો ઉપદેશ આપ્યો, તેથી વિરૂદ્ધ વર્તન બુદ્ધધર્મવાળા જાપાનનું જોવામાં આવે છે; ક્રાઈસ્ટે જે ઉપદેશ આપ્યો તેથી વિરૂદ્ધ વર્તન ક્રિશ્ચિયનોમાં જોવામા આવે છે. આર્યોના ઋષિ મુનિઓએ નીતિ અને સત્યના જે સિદ્ધાંતો સમજાવેલ છે, તેથી વિરૂદ્ધ વર્તન તીર્થસ્થળોમાં પણ જોવામા આવે છે. દુકાનદારો, ગાડીવાળા, પંડ્યા લોકો, વિગેરે ઘણાના જીવનમાંથી પ્રમાણિકપણું જતુ રહેલ છે.

સમાજધર્મ અથવા કુટુંબધર્મ નિયમ કેમ સારો રહે, એવી ચિંતા અર્જુનને ગીતાની શરૂઆતમા થયેલ છે. અને તે મુશ્કેલી તેણે જાહેર પણ કરેલ છે. ભગવાન ચોથા અધ્યાયમાં એટલુ કહે છે કે જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે અને અધર્મ પ્રવર્તે છે, ત્યારે સાધુઓના રક્ષણ માટે, દુષ્કર્મીઓના વિનાશ માટે અને ધર્મની સ્થાપના માટે હું અવતાર લઉં છું." તે ઉપરથી એમ લાગે છે કે સમષ્ટિને સુધારવાનુ કામ બહુ અઘરૂં હોવાથી ભગવાન જાતે અવતાર લઈ તે કરે ત્યારે જ થાય તેવું છે. તે પહેલા પોતે કાળ રૂપે આવી સંહારની ક્રિયા પણ કરે છે. જે માણસો દુષ્કર્મી હોય, જે વધારે જીવે તો સમાજને બગાડે તેવા હોય, તેઓનો નાશ થયા વગર નવો સારો ધર્મ ઉત્પન્ન કરી શકાય નહિ, અને તે નભી શકે નહિ. તેથી લડાઈ એ નવા ધર્મની ઉત્પત્તિ પહેલાંની જરૂરી પ્રવૃત્તિ છે. જુદા અનેક માણસ અનેક

જાતના ગગ હાંકે, જ્યા કોઈનામા પૂરી મત્તા ન હોય, જ્યાં સમાજ-જીવનનું લક્ષ્ય બાધ્યા વગર, જીવન સુધારવા અનેક જાતનાં સાધન અનેક માણસો બતાવે, ત્યાં કયે રસ્તે કામ કરવુ એ ઘણાને સૂઝતુ નથી સમાજ સુધારવામા આપણો સ્વભાવ સાથે રહે છે તેથી જેટલો આપણો સ્વભાવ સુધર્યો હોય તેટલી અને તેવી સેવા થઈ શકે છે સમાજને સુધારવા જતા જો પોતાનો સ્વભાવ સુધારવાનુ ધ્યાનમા ન રહે, તો પોતાના જીવનમા અનાત્મભાવ વધી જાય છે

વળી સમાજસુધારકના વખાણ અજ્ઞાની માણસો કરે છે, તેથી ઘણી વાર સમાજસેવક પોતાની જાતને સુધારવાનું કામ બધ કરી દે છે તેથી આર્યોની વિદ્યાપીઠામા એવી પદ્ધતિ છે, કે નાનાએ મોટાની સેવા કરવી કે જેથી મોટાનુ જ્ઞાન નાનામા આવે, અને નાનાનો અહકાર વધે નહિ

શાસ્ત્રોમા કહેલ, છે કે સો કામ પડતા મૂકીને જમી લેવુ, હજાર પડતા મૂકીને સ્નાન કરી લેવુ દાનનો વખત આવે ત્યારે લાખ કામ પડતા મૂકીને દાન કરી લેવુ અને કરોડ કામ પડતા મૂકીને શ્રી હરિનુ ભજન કરી લેવુ

વળી એક જગ્યાએ એમ પણ કહેલુ છે કે કુટુબનુ હિત થતુ હોય તો પોતાનુ હિત જતુ કરવુ, ગામનુ હિત થતુ હોય ત્યારે કુટુબનુ હિત જતુ કરવુ દેશનુ ભલુ થતુ હોય ત્યારે ગામનું હિત જતુ કરવુ અને આત્માનુ હિત થતુ હોય ત્યારે દેશનું હિત જતુ કરવુ આવા કારણને લઈને શ્રી અરવિંદ ઘોષે ભક્તિ માટે કોંગ્રેસનુ પ્રમુખ પદ પણ સ્વીકાર્યું નહિ, અને પોતાના આશ્રમમા રાજદ્વારી વાતો કરવાની ના પાડે છે તેના આશ્રમમાં લાયબ્રેરી છે તેમા ન્યુસપેપરો આવે છે, પણ તે ઓરડાના દરવાજા ઉપર ' falsehood ' લખેલ છે એટલે કે ન્યુસપેપરોમા જે આવે છે તે બધુ જુઠુ છે આગલા કાળમા પણ ઘણા રાજાઓએ ભક્તિ માટે રાજ્ય છોડયાં છે

હાલનો દેશસેવક ઘણી સત્તાને માને છે રાજાની સત્તાને માને છે

પ્રજાની સત્તાને માને છે, બીજા દેશની સત્તાનો વિચાર કરે છે ભક્ત ફક્ત એક જ સત્તાને માને છે તે એમ માને છે કે બધું એક ભગવાનની સત્તાથી ચાલે છે. માટે પોતે કોણ ? અને પોતાની સમજ કેવડી અથવા પોતાનો દેશ કેવડો એ પહેલા નક્કી કરવુ જોઈએ તેથી અધિકારી ભેદે સમાજસેવાના ક્રમ માનીએ તો જ સત્ય સમજાય તેવુ છે બધા માણસો અદ્વૈત તત્ત્વ ગ્રહણ કરી શકતા નથી, તેથી તમોગુણી માણસો માટે ભગવાને ભયાનક સાધન રાખેલા છે અને તેમને માટે યુદ્ધ કરવાં, કોઈની નિંદા કરવી, કોઈના દોષ બતાવી ઝગડો કરીને સમાજસેવા કરવી એ પણ સાધન છે તેઓ એક બીજા યુદ્ધ કરી સુધરે છે અને સુધારે છે. રજોગુણી માણસો લાલચથી સુધરે છે તેમને માટે શાસ્ત્રમા રોચક વાક્યો છે. જેમ કે ગીતાનો રોજ એક અધ્યાય વાચવાથી અમુક ફળ છે માઘ મહિનામા ત્રિવેણીસંગમમા સ્નાન કરનાથી અમુક જાતનુ પુણ્ય છે કુંભના મેળામા સાધુઓના દર્શન કરવાથી પણ ઘણુ પુણ્ય થાય છે કાશીમા મરવાથી તો જરૂર મુક્તિ થાય છે વિગેરે સત્ત્વગુણી માણસો માટે યથાર્થ વાતો શાસ્ત્રોમા કહી છે, તેમને કાશીમા મરવાની જરૂર નથી, કારણ કે આત્માનો જન્મ નથી તેથી બધાને સુધારવા માટે એક જ પ્રકારનુ સાધન નથી બધાએ અમુક કામ કરવુ જ જોઈએ એમ કોઈ કહી શકે નહિ અને કહે તો બની શકે તેવુ નથી તેથી બધા દેશોની પાર્લામેન્ટોમા પણ ઘણા મતભેદ જોવામા આવે છે મીઠા ઝાડ ભગવાને વાવેલા છે અને કડવા ઝાડ પણ તેમણે વાવેલા છે, તે બધાને તે પાણી પાય છે. ગુલાબનુ ફૂલ અને કાંટા એક જ ડાળીમાથી થાય છે

પચાસ પોણોસો વર્ષની આ માણસની જિંદગી અને તેમા સમાજને સુધારવાની ધમાલ એ સાચી છે, કે કોઈ જાદુગરની ઈંદ્રજાળ છે કે મૃગજળની પેઠે આભાસ માત્ર છે ? જ્યા અનેકત્વ નથી ત્યા અનેકત્વ જોઈ ભ્રાંતિમા પડવુ એ શુ ડહાપણ છે ? ઘુવડને દિવસે અંધારૂ દેખાય તેથી અંધારૂ સાચુ છે ? માણસને અનેકત્વ દેખાય

તેથી અનેકત્વ સાચું છે ? સમાજની સેવા કરનારાઓ તો આપણા શરીરના જન્મ પહેલા હતા, અને પછી પણ આવશે. જગતનો બોજો આપણા ઉપર નથી. જેવી સમાજ તેવા સેવા કરનારાઓ આવ્યા જ કરશે, અને છતા હજુ માણસની સમાજનું ઠેકાણું નથી. યુરોપ અને અમેરીકાના માણસો કહે છે કે તેમના બાપદાદા વાંદરા હતા, અને ધીરે ધીરે હવે તે માણસ થતા જાય છે, પશુથાથી માણસ થતા વાર લાગે છે. માણસ થયા પછી બ્રહ્મજ્ઞાનની વાતો તેને કાને આવી શકે, પણ તેમના વેપારી અને સ્વાર્થી સંસ્કારની અસર બીજા દેશોમાં ફેલાઇ છે. કૃષ્ણ અને મહાવીર, બુદ્ધ અને મહંમદ અને ક્રાઇસ્ટ આવ્યા ને ગયા, અને છતાં જેઓનુ અંતઃકરણ તેમનું જ્ઞાન ઝીલવાને તૈયાર હતુ તેજ ઝીલી શકયા છે.

બધા સુધારક આત્માના સુધારક છે, માયાના સુધારક નથી. માયાને સુધારો તો યે તે માયાજ રહે છે.

કુંભના મેળામા પણ સમાજસેવાની ભાવના રહે છે. ધાર્મિક સમાજનુ લક્ષ્ય ધર્મના પ્રચાર તરફ રહે છે, છતાં મહંતો અને શિષ્યો આત્મધર્મને બદલે મારો ધર્મ અને તમારો ધર્મ એમ ભેદમા પડે તો માયા જીતી શકાતી નથી ત્યા પણ પરાધીનપણું રહે છે જ્યાં પર વસ્તુ દેખાય ત્યા પરાધીનપણુ દૂર થતુ નથી સ્વ–ને દેખે તે જ સ્વતંત્ર થઇ શકે છે જ્યા સુધી માણસમા આત્મજ્ઞાન નથી ત્યા સુધી તે સમાજના દબાણ નીચે રહેવાનો જ. જે પોતાના સ્વભાવને વશ કરી શકતો નથી, તેને વશ રાખવા માટે બીજાની જરૂર પડે છે. There must be Governors and there must be governed.

અજ્ઞાની માણસ કુટુંબનો ગુલામ બને છે, અથવા જ્ઞાતિનો, સમાજનો, કાઉન્સીલનો, રાજ્યનો, અખાડાનો કે મંડળીનો ગુલામ બને છે ધાર્મિક ભાવનાનુ લક્ષ્ય બરાબર ધ્યાનમા ન રહે તો મહંત અને મંડલેશ્વરનો ગુલામ બને છે, અને એ ગુલામીમાથી કેમ નિકળવુ એ

તેને સઝતું નથી. મહંતોને પણ કેટલીક જાતની પરતંત્રના રહે છે. તેમને આશ્રમો ચલાવવા માટે પૈસાની જરૂર પડે છે અને તેથી ગૃહસ્થોને માન આપવું પડે છે, અને તેમનાં વખાણ કરવાં પડે છે.

આત્માની કિંમત આત્માથી છે. અજ્ઞાની સમાજ કે અજ્ઞાની કુટુંબ આત્માની કિંમત બરાબર સમજી શકતાં નથી, તેથી ભગવાન કહે છે કે "હું જેના ઉપર અનુગ્રહ કરું છું તેનાં ધન, વૈભવ, અને કીર્તિ હરી લઉં છું" કે જેથી તે બરાબર ભક્તિ કરી શકે.

જેને એમ લાગે છે કે જગતમાં જે કાંઈ છે તે પ્રભુનું છે, અને તેની સત્તાથી ચાલે છે અને તે સત્તાથી આપણે જુદા નથી તે ખરું સ્વરાજ્ય ભોગવે છે. તે માત્ર બધે સ્વ-ને જ જુએ છે. બીજા મનાતા સ્વરાજ્યમાં, એક બે વર્ષ પછી અથવા ૨૦-૨૫ વર્ષ પછી બીજી સત્તા તે રાજ્ય પડાવી લે છે. આપણા કુટુંબની સેવા આપણે કરીએ છીએ, ત્યારે આપણે પરોપકાર કર્યો એમ કહેતા નથી; તેમ આખું જગત આપણું કુટુંબ માની જે કાંઈ પોતાનાથી બને તે બીજાને સુખ આપવા માટે થાય, તો તે ખરી સમાજસેવા છે. ખરી સેવામાં પરોપકારની ભાવના રહેતી નથી. પરને જોવું એ દોષ છે.

હાલની સમાજસેવામાં બધા સાથે હોય ત્યારે હિંમત રહે છે અને માણસ એકલો પડે ત્યારે નાહિંમત થઈ જાય છે. ભક્તિમાં એકલો માણસ પણ કોઈથી બીતો નથી. મહાભારત વખતે કૌરવની સંઘશક્તિ એક શ્રી કૃષ્ણની વ્યક્તિગત સત્તાથી હારી ગઈ હતી, તેથી જે કામ એક મહાત્માની શક્તિથી થાય છે, તે ઘણા અજ્ઞાનીને ભેગા કરવાથી થતું નથી. ઇંગ્લાંડની પાર્લામેન્ટમાં જેટલા ડાહ્યા માણસો ભેગા થયા હતા તે પણ લડાઈ અટકાવી શક્યા નહિ.

વળી બધાએ એક પ્રકારની જ સેવા શા માટે કરવી જોઈએ? અમુક સેવામાં માણસો વધારે વખાણ કરે તેથી તે જ સેવા સાચી છે એવો નિયમ નથી. આપણા શરીરમાં હાથ હાથનું કામ કરે છે અને

ગુણ વિગેરે મનમૂન બહાર કાઢી મ્યુનીસીપાલીટીનુ કામ કરે છે, તેથી તે કામ ખગાબ છે એમ કોઇ કહેતુ નથી, તેથી બધાએ એક જ પ્રકારની સેવા કરવાની જરૂર નથી

સમાજસેવા એ ભગવાનની સેવા છે એમ માનવુ હોય તો સમાજ હમેશા ભગવાન રૂપે પ્રતીત થવી જોઇએ જ્યાં વારવાર અનેક જીવ નજરે આવે, ત્યા અનેક નથી પણ એક જ પરમાત્મા છે, એવી બુદ્ધિ સ્થિર રાખવી એ ઘણુ મુશ્કેલ કામ છે. તેથી કુભના મેળામા પણ ઘણી મડળીઓમા અદ્વૈતની ભાવના જાગ્રત રહેતી નથી

છતા લોકોમા ધાર્મિક ભાવના ફેલાવવાનુ જે શરૂઆતનુ કામ છે, તે આવા મડળો અને અખાડા કેટલેક અંશે ઠીક કરી શકે છે ભજના નદી સાધુઓ ફકત રોટલીના બદલામા લોકોને સારા ભજનો સભળાવે છે અને તેમની પણ જરૂર છે

પ્રાણી માત્ર ઉપર દયા રાખવી, તેમને મદદ કરવી એ ખરી સાધુતાનુ એક મુખ્ય લક્ષણ છે, છતા તેમા વિવેક જોઇએ વિવેક ન રહે અને અપ્રશસ્ત રાગ રહે, તો જેમ ભરતને હરણ થવુ પડ્યુ હતુ તેમ સેવા કરનારની હલકી દશા પણ થઇ જાય છે

એક મહાત્માને કોઇ શેઠે આશ્રમ બાધવા માટે મોટી રકમ આપવા માડી તેણે તે લીધા નહિ થોડા વખત પછી બીજી જગ્યાએ દુકાળ પડયા, એટલે તેમાથી કેટલીક રકમ તે દુકાળમા મદદ કરવા માટે મહાત્માએ તે શેઠને લખ્યુ, શેઠે જે રકમ આશ્રમ માટે અલગ રાખી હતી તેમાથી અરધી મોકલી તે વપરાઇ ગઈ અને દુકાળના દુખથી પીડાતા માણસો બચ્યા શેઠની શ્રદ્ધા સારી છે એમ માની તે મહાત્માએ દેવુ કરીને દુકાળીઆને મદદ કરી અને તે દેવુ ચૂકવી આપવા શેઠને લખ્યુ શેઠે કહ્યુ કે, મે તો એ રકમ આશ્રમ માટે જ અલગ રાખી છે, અને બીજા કામ માટે આપી શકુ નહિ, તેથી તે મહાત્મા ઉપર કરજનો બોજો એવો રહી ગયો, કે તેને પોતાની આત્મ-

સાધનામાં ચિંતા વિઘ્નરૂપ થવા લાગી. આ ભગતની માફક અપ્રશસ્ત રાગનો નમુનો છે. આ બનાવ પંદર વર્ષ પહેલાં બનેલો છે. સાધુઓ વ્યવહારી માણસોને આધારે રહેવા કરતાં ભગવાનને આધારે રહેવાની ટેક રાખે; તો આવા બનાવ બને નહિ.

ભગવાન હજારો હાથે યોગક્ષેત્ર ચલાવે છે:

ગીતામાં કહેલ છે કેઃ-

**श्रेयो द्रव्यमयात् यज्ञात् ज्ञानयज्ञः परंतप ।**
**सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥**

એટલે દ્રવ્ય વિગેરેથી થતા બધા યજ્ઞ કરતાં જ્ઞાનયજ્ઞ શ્રેષ્ઠ છે, બધાં કર્મ જ્ઞાનમાં પરિસમાપ્ત થઈ જાય છે.

(અપૂર્ણ)

卐

# નાવલડાંની વાટ

જોઉં હું તો નાવલડાંની વાટ.
થાકીપાકી કરી સજાવટ
ઉપડવાને માટ;
નિર્જન આરે વાટડી જોતાં
જાગે દિલ ઉચાટ....જોઉં.

વસંત આવી, ફૂલડાં લાવી
કરમાયાં યે ફૂલ;
કરમાયેલાં ફૂલને ભારે
જીવન થાતું ડુલ....જોઉં.

હરખે હૈયું ભરતાં ભૂલ્યો
માનવતાનું માન;
રંગરાગ ભોગવવામાં ના
રહીજ સાચી સાન....જોઉં.

વાટડી ખૂટી જીવન કેરી
જોતો રહ્યો હું ત્યાંજ;
હવે વાટડી નાવલડાંની
એ ય મળે છે કયાં જ ?....જોઉં.

બિપિન વૈદ

ॐ

# શ્રી લઘુ વાસુદેવમનન

(ગતાંકથી ચાલુ)

## સપ્તમ વર્ણક

卐

આ સાતમા વર્ણકમાં આત્મા અને અનાત્માનો વિવેક, તેનાથી સાધ્ય થતું આત્મજ્ઞાન, અને તેનાથી સાધ્ય થતા બ્રહ્મકૈવલ્યનું વર્ણન છે.

**આત્મા અને અનાત્માનો વિવેક.**

શિષ્ય :—આત્મા અને અનાત્માના વિવેકમાંથી આત્મજ્ઞાન ઉત્પન્ન થાય છે, એમ આપે ઠીક કહ્યું, પણ એ આત્મા એટલે શું ?

ગુરુ :—ત્રણ શરીરથી વિલક્ષણ, ત્રણ અવસ્થાનો સાક્ષી, પંચકોશથી વ્યતિરિક્ત, તથા સત્, ચિત્ અને આનન્દલક્ષણરૂપ એ આત્મા છે.

શિષ્ય :—અને અનાત્માનાં શું લક્ષણ છે ?

ગુરુ :—અનાત્મા એટલે ત્રણ શરીર, અને એ અનૃત, જડ, અને દુઃખરૂપ છે. વળી એ ત્રણે શરીર વ્યષ્ટિ અને સમષ્ટિ ભેદવાળાં છે. વ્યષ્ટિ અને સમષ્ટિનાં લક્ષણ પ્રથમ વર્ણકમાં કહ્યાં છે, છતાં અહીં પણ કહું છું તે સાંભળ. વન એટલે સમષ્ટિ; (એક) વૃક્ષ એટલે વ્યષ્ટિ; (ટૂંકમાં) સમસ્ત હોય તે સમષ્ટિ અને વ્યસ્ત (છૂટું છવાયું, એકલું) હોય તે વ્યષ્ટિ. આવી રીતે ત્રણે શરીરો વ્યષ્ટિ અને સમષ્ટિ રૂપવાળાં છે.

**વ્યષ્ટિ અને સમષ્ટિનો વિચાર**

શિષ્ય :—તે કેવી રીતે ?

ગુરુ :—સમષ્ટિ સ્થૂલ શરીર, સમષ્ટિ સૂક્ષ્મ શરીર અને સમષ્ટિ કારણ શરીર, તેવી જ રીતે વ્યષ્ટિ સ્થૂલ શરીર, વ્યષ્ટિ સૂક્ષ્મ શરીર અને વ્યષ્ટિ કારણ શરીર; એમ ત્રણે શરીર વ્યષ્ટિ અને સમષ્ટિના ભેદ વડે ૭ પ્રકારના થાય છે.

**આત્માના ઇશ્વર-જીવભાવ માયા અને અવિદ્યાની ઉપાધિઓ છે.**

આત્માને સમષ્ટિના ઉપાધિને લીધે ઇશ્વરપણુ અને વ્યષ્ટિના ઉપાધિને લીધે જીવપણું પ્રાપ્ત થાય છે, જો કે આત્મા એક જ હોવાથી એ [ભેદ] વાસ્તવિક નથી. આત્માને એ ઇશ્વરપણુ માયાના ઉપાધિને લીધે અને જીવપણુ અવિદ્યાના ઉપાધિને લીધે છે. એમા કશું યે વાસ્તવિક નથી. જ્યા સુધી એ વાસ્તવિક છે એમ જે જાણે છે, ત્યાં સુધી એના બન્ધની નિવૃત્તિ થતી નથી. "જીવ અને ઇશ આભાસમાત્રથી બનાવે છે, પોતે જ માયા અને અવિદ્યા થાય છે." આમ એ વિષયમા સમસ્ત જીવોની માતા, શ્રુતિભગવતી ઉપદેશ કરે છે.

શિષ્ય :—ઇશ્વરને સમષ્ટિ કારણ શરીરમાં અભિમાન હોતું નથી, એમ કહેવાય છે, એનું શુ કારણ ?

**ઇશ્વર અને અભિમાન; તેની ઉપાસનાનો વિચાર.**

ગુરુ :—મહાસુષુપ્તિ (સૃષ્ટિનો મહાપ્રલય)માં અહંકાર લીન થતો હોવાથી અભિમાનના કારણુનો જ ત્યા અભાવ હોય છે. આ સમષ્ટિ કારણના ઉપાધિવાળા ઇશ્વરને અવ્યાકૃત અને અન્તર્યામી પણ કહે છે, અને ઉત્તમભક્ત કોટિના જીવો એની ઉપાસના કરે છે.

જેઓ એ (અન્તર્યામી)ની ઉપાસના કરી શકે તેવા ન હોય, તેઓને શ્રુતિ સમષ્ટિ સૂક્ષ્મ શરીરના ઉપાધિવાળા ઇશ્વરની ઉપાસના કરવાનો ઉપદેશ કરે છે, જેનાં હિરણ્યગર્ભ, સૂત્રાત્મા અને મહાપ્રાણ એવા નામ છે.

શિષ્યઃ—ત્યારે શું આ હિરણ્યગર્ભને પોતાના સૂક્ષ્મ શરીરમાં અભિમાન હોય છે કે નહિ ?

ગુરુઃ—તે વખતે જો કે અભિમાન ધારણ કરનાર અહંકાર વિદ્યમાન છે, છતાં પણ સ્વપ્ન અવસ્થાને લીધે અભિમાનના આશ્રયવાળા સ્થૂલ શરીરના પ્રવેશનો અભાવ હોવાથી, એ સૂક્ષ્મ શરીરમાં પણ ઈશ્વરને અભિમાન હોતું નથી.

આ સૂક્ષ્મ ઉપાધિવાળા ઇશ્વરની ઉપાસનામાં પણ (જે) જીવો અશક્ત હોય છે, તેમને માટે સમષ્ટિ સ્થૂલ ઉપાધિવાળા ઈશ્વરની ઉપાસના કરવાની શ્રુતિ આજ્ઞા કરે છે. તે ઇશ્વરનાં વિરાટ, વૈરાજ અને વૈશ્વાનર એવાં નામ છે.

શિષ્યઃ—એને પણ આ સ્થૂલ શરીરમાં અભિમાન હશે કે નહિ હોય ?

ગુરુઃ—વિચાર કરતાં જણાય છે કે નથી હોતું.

શિષ્યઃ—કેવી રીતે ?

ગુરુઃ—એક તો સમસ્ત જીવોનાં શરીરો એકત્ર થઇને શરીરરૂપે રહે ત્યારે એની સ્થિતિ કહેવાય તેથી, અને બીજું "अहम्–હું" એવો વ્યવહાર કરનાર પ્રતિયોગીના અભાવને લીધે.

ઉપર કહ્યા તે ત્રણે સમષ્ટિ શરીરના ઉપાધિવાળા ઈશ્વરની ઉપાસના પણ ન કરી શકે એવા જીવોને માટે શ્રુતિ એવું વિધાન કરે છે કે તેઓએ, દુષ્ટનું દમન કરનાર, અને શિષ્ટ (સજ્જન)નું પરિપાલન કરનાર, સૃષ્ટિ, સ્થિતિ (પાલન) અને સંહાર કરવાને રાજસ, સાત્ત્વિક અને તામસ મૂર્તિધારી, બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્રનું નામ ધારણ કરીને, મત્સ્ય, કૂર્મ વગેરે અવતાર ધારણ કરે છે, એ ઈશ્વરની ઉપાસના કરવી જોઇએ.

શિષ્યઃ—બ્રહ્મા વગેરેની મૂર્તિ ધારણ કરનાર ઈશ્વરને તે તે મૂર્તિઓમાં અભિમાન હોય છે કે નહિ ?

ગુરુઃ—અભિમાન તો હોય છે; કારણ કે જો અભિમાન ધારણ ન

કરે તો તે તે મૂર્ત્તિદ્વારા સૃષ્ટિ, સ્થિતિ વગેરે કાર્ય કરી શકાય નહિ, તેથી અભિમાન હોય છે, એમ માનવું જોઈએ.

શિષ્યઃ—ઈશ્વરને પણ જીવની પેઠે જો એમ અભિમાન હોય છે એમ કહીએ તો પછી જીવના કરતાં ઈશ્વરમાં શું વિશેષતા રહી ?

**ઇશ્વર અને જીવના અભિમાનમાં ભેદ.**

ગુરુઃ—વિશેષતા છે; જીવોને પોતપોતાના શરીરમાં અહંતા તથા મમતા સતત્ રહે છે જ; ત્યારે ઈશ્વર તો, પોતાની [ઈચ્છાથી સ્વીકારેલી] ભૂમિકા ભજવનાર નટની પેઠે, લોકરક્ષણને માટે કેવલ કૃપાપૂર્વક જ તે તે કાર્ય કરતી વખતે પોતાની મૂર્ત્તિમાં અભિમાનની કલ્પના કરી લે છે. આવી રીતે જીવના અભિમાન અને ઈશ્વરના અભિમાનમાં મહાન્ ભેદ છે.

આવા મૂર્ત્તિસ્વરૂપ ઈશ્વરની પણ જેઓ ઉપાસના ન કરી શકે તેવા હોય, તેઓને શાસ્ત્ર તામ્ર વગેરે ધાતુની બનાવેલી કલ્પિત પ્રતિમાની ઉપાસના કરવાનો આદેશ કરે છે. એટલા માટે કેટલાએક ઈશ્વરબુદ્ધિથી પ્રતિમાની ઉપાસના કરે છે. ( સત્ય તો એ છે કે ) સર્વત્ર એક જ અન્તર્યામી પરમેશ્વર બ્રહ્મા વગેરે મૂર્ત્તિઓમાં તેમજ તેમની પ્રતિમાઓમાં નિવાસ કરીને પોતપોતાના ઉપાસકોને ફલપ્રદાન કરે છે. મૂઢ લોકો ઈશ્વરના સર્વાત્મભાવનો વિચાર ન કરતા, તે મૂર્ત્તિઓમાં અનેક ભિન્ન ભિન્ન ઈશ્વરો છે, એમ માનીને પરસ્પર કલહ કરે છે (લડે છે ) પણ અન્તર્યામી ઈશ્વર તો એક જ છે એમ તું જાણજે.

**અનેક મૂર્ત્તિઓ હોવા છતાં અન્તર્યામી ઇશ્વર એક છે.**

શિષ્યઃ—ઈશ્વર સર્વત્ર અને એક જ છે, તો પછી શાસ્ત્રો તે તે દેવોની મૂર્ત્તિના ભેદનો અંગીકાર કરીને તેઓની ઉપાસનાનો ભેદ પ્રતિપાદિત કરે છે એનું શું કારણ ?

ગુરુ—બહિર્મુખ વૃત્તિવાળાને ધીરે ધીરે અન્તર્મુખ કરીને ' પર-

આત્મા જ જીવાત્મા છે, [કોઇ] અન્ય નથી' એવું જ્ઞાન આપીને મુક્તિપ્રદાન કરાવવાની ઈચ્છાથી અનાદિ કાલથી પ્રવૃત્ત થયેલા ભેદનો શાસ્ત્ર અંગીકાર કરે છે, અને તેમની બુદ્ધિ અનુસાર ભિન્ન ભિન્ન પ્રકારની યોજના કરે છે. પણ એ કાંઈ મુખ્ય તાત્પર્ય નથી. આવી રીતે પરમાત્મા પરમેશ્વરનું ત્રણ સમષ્ટિ શરીરના ઉપાધિભેદ વડે ઈશ્વરત્વ સિદ્ધ કરી બતાવ્યું.

**આત્માનું જીવત્વ.**

હવે એક જ પરમાત્માને ત્રણ વ્યષ્ટિ શરીરના ઉપાધિને લીધે કેવી રીતે જીવત્વ સિદ્ધ થાય છે તે કહું છું. વ્યષ્ટિ કારણ શરીરના ઉપાધિને લીધે તે પરમાત્માનાં પ્રાજ્ઞ, પારમાર્થિક, અવિદ્યાવચ્છિન્ન એવાં નામ પડયાં છે. વ્યષ્ટિ સૂક્ષ્મ શરીરના ઉપાધિને લીધે એ જ પરમાત્મા તૈજસ, સ્વપ્ન કલ્પિત તથા પ્રાતિભાસિક એવાં નામથી ઓળખાય છે; અને વ્યષ્ટિ સ્થૂલ શરીરના ઉપાધિને લીધે પરમાત્માને વિશ્વ, વ્યાવહારિક અને ચિદાભાસ એવાં નામ પ્રાપ્ત થયાં છે.

શિષ્યઃ–એ જીવને પણ ત્રણ શરીર શા માટે હોય છે ?

ગુરુઃ–એમાં પણ પ્રયોજન છે. અંતઃકરણમાં પડેલું પ્રતિબિંબ જીવ કહેવાય છે, તેથી જીવને સૂક્ષ્મ શરીરની પ્રથમ આવશ્યકતા પડે છે. ત્યારપછી સ્થૂલ શરીર વિના કર્મ તથા કર્તૃત્વ (કર્તાપણું) સંભવી શકતાં નથી, તેથી સ્થૂલ શરીર આવશ્યક છે; અને આ બન્ને કાર્ય-શરીરો કારણ શરીર વિના રહી શકતાં નથી, તેથી કારણ શરીરની પણ આવશ્યકતા પડે છે; એટલા માટે જીવને પણ ત્રણ વ્યષ્ટિ શરીર જરૂરનાં છે.

**જીવ અને એનું અભિમાન**

શિષ્યઃ–એ ત્રણ વ્યષ્ટિ શરીરોમાં જીવને અભિમાન હોય છે કે નહિ?

ગુરુઃ–વિચાર કરતાં જણાય છે કે અભિમાન હોય છે.

શિષ્યઃ–કેવી રીતે ?

ગુરુઃ–જીવમાં કર્મ અને કર્તૃત્વ હોય છે તેથીઃ જો શરીરમાં અભિમાનનો અભાવ માનીએ તો જીવને તે કર્મ અને કર્તૃત્વ જ ન પ્રાપ્ત થાય. એને અભાવે શરીરનો સંભવ મનાતો નથી; શરીરનો અભાવ થાય એટલે જીવત્વ જ નહિ સંભવે. એટલા માટે જીવને અભિમાન છે એમ માનજો. આવી રીતે પરમાત્મા તો એક જ છે, પણ વ્યષ્ટિ અને સમષ્ટિના ઉપાધિઓને લીધે જીવ તથા ઇશ્વરભાવને પ્રાપ્ત થાય છે.

શિષ્યઃ–આમાં કાંઇ દૃષ્ટાન્ત છે કે ?

ગુરુઃ–જેવી રીતે એક જ દેવદત્ત નામના પુરૂષને પુત્ર તથા પૌત્રની ઉપાધિઓને લીધે પિતા અને પિતામહ એવાં બે નામ પ્રાપ્ત થાય છે, તેમ અવિદ્યા અને માયાના ઉપાધિઓને લીધે એકજ આત્મા, જીવ તથા ઇશ્વરપણાને પ્રાપ્ત થાય છે.

શિષ્યઃ–પૂર્વોક્ત દૃષ્ટાન્તદ્વારા જીવ અને ઇશ્વર એવાં બે નામની યોજના તો સમજાઈ પણ અલ્પજ્ઞતા, અને સર્વજ્ઞતા વગેરેના ખાસ ભેદમાં કોઈ દૃષ્ટાન્ત છે ખરૂં ?

**આત્મામાં સર્વજ્ઞતા-અલ્પજ્ઞતા ઉપાધિઓ નથી.**

ગુરુઃ–હા; તેમાં પણ દૃષ્ટાન્ત છે; જલ એક જ છે, પણ મોટા તળાવમાં રહેલું હોય ત્યારે આખા ગામની રક્ષા કરી શકે છે તેથી તે મહાશક્તિવાળું કહેવાય છે, અને ઘડામાં ભરેલું હોય ત્યારે એકજ ઘરને પૂરું પડે એટલું હોવાથી અલ્પશક્તિવાળું બને છે; વળી એકજ અગ્નિ મોટી મશાલમાં હોય, તો બહુ દૂર સુધી પ્રકાશ પાડનારો હોવાથી મહાશક્તિમાન્ અને ન્હાના કોડિયામા બાળ્યો હોય તો ઘરમાં જ પ્રકાશ પાડતો હોવાથી અલ્પશક્તિમાન્ કહેવાય છે; તે જ પ્રમાણે આત્માને પણ કારણભૂત માયાના મહાન્ ઉપાધિને લીધે સર્વજ્ઞતા અને કાર્યભૂત અવિદ્યાના ઉપાધિને લીધે અલ્પજ્ઞતા પ્રાપ્ત થાય છે; પરન્તુ ( વસ્તુતઃ ) સર્વજ્ઞ કે અલ્પજ્ઞ એ બેમાથી કાંઇ પણ આત્મા બનતો નથી. એટલા

માટે તો વેદાન્તશાસ્ત્ર તત્પદ અને ત્વંપદનું ત્રણ પ્રકારના સંબંધ વડે અખંડપણું સમજાવે છે.

શિષ્યઃ-એ ત્રણ પ્રકારના સંબંધ કયા કયા ?

**ત્રણ પ્રકારના સંબંધ.**

ગુરુઃ-બે પદોનો સંબંધ **સામાનાધિકરણ્ય** કહેવાય છે; બે પદોના અર્થોનો સંબંધ **વિશેષણ વિશેષ્યભાવ** કહેવાય છે, અને બે પદોનો અથવા બે પદોના અર્થનો પ્રત્યગાત્માની સાથેનો સંબંધ **લક્ષ્યલક્ષણભાવ** કહેવાય છે; આવી રીતે સંબંધ ત્રણ છે. તેમાં દૃષ્ટાન્ત આ પ્રમાણેઃ—

**સોઽયં દેવદત્તઃ**– **સઃ અયમ્ દેવદત્તઃ**–" તે આ દેવદત્ત " આ વાકયમાં ત્રણે સંબંધ છે.

(૧) **સામાનાધિકરણ્ય સંબંધઃ**–" તે (સઃ) " શબ્દ અને " આ (અયમ્) " શબ્દનું એક દેવદત્તનું શરીર સમાન અધિકરણમાં છે, તેથી એ બે શબ્દોનો સામાનાધિકરણ્ય સંબંધ છે. *

**સમાન અધિકરણનો સંબંધ**

તેવી જ રીતે (તત્-ત્વમ્-અસિ)માં તત્ (તે) પદ અને ત્વમ્ (તું) પદનું પણ એક જ ચૈતન્ય સમાન અધિકરણમાં છે; તેથી બન્નેનો પણ સામાન, અધિકરણ્ય સંબંધ છે.

(૨) **વિશેષણવિશેષ્યભાવ સંબંધઃ**-તે કાલ ( સમય )ના

---

* બન્ને શબ્દો એક જ વિભક્તિવાળા છે અને એક જ દેવદત્તના દેહરૂપ એક જ અર્થને કહી બતાવે છે, તેથી એક જ અધિકરણવાળા કહેવાય છે; તેવી જ રીતે તત્ અને ત્વમ્ શબ્દો એક જ ( સમાન ) વિભક્તિવાળા છે, તથા એક જ ચૈતન્યરૂપ અર્થને કહી બતાવે છે, તેથી એ બન્ને પણ સમાન અધિકરણમાં છે.

**વિશેષણુવિશેષ્ય ભાવ સબધ**

અને તે દેશ ( સ્થાન )ના વિશેષણુવાળા દેવદત્તવાચક સ–તે શબ્દના અર્થ ( દેવદત્ત )ને આ કાલ ( અત્યાર )ના અને આ સ્થા (અહી)ના વિશેષણુવાળા દેવદત્તવાચક अयम्–આ શબ્દના અર્થ (દેવદત્ત) સાથે પરસ્પર ભેદ ન રહેતા હોવાથી જેવી રીતે વિશેષણુવિશેષ્ય ભાવ સબંધ છે, તેવી જ રીતે સર્વજ્ઞતા, પરોક્ષના વગેરે વિશેષણોવાળા ચૈતન્યવાચક तत्–તે પદના અર્થનો અલ્પજ્ઞતા વગેરે વિશેષણોવાળા ચૈતન્યવાચક त्वम्–તુ પદના અર્થની સાથે પરસ્પર ભેદ દૂર થતો હોવાથી પરસ્પર વિશેષણ વિશેષ્યભાવ સબધ છે.

(૩) લક્ષ્યલક્ષણુભાવ સબધ :—स–તે અને अयम्–આ એ બે પદોમા અથવા એ બે પદોના અર્થમા

**લક્ષ્યલક્ષણુભાવ સબધ**

અખડ અર્થ (વસ્તુ) રૂપ જે દેવદત્ત નામનું શરીર છે, તેનો વિચાર કરવામાં વિરુદ્ધ અશનો ત્યાગ કરીને દેવદત્ત નામના અવિરુદ્ધ અશરૂપી શરીરને ઓળખાવનારો સબધ લક્ષ્યલક્ષણુભાવ સબધ કહેવાય છે એ જ પ્રમાણે तत्–તે અને त्वम्–તું એ બન્ને પદમા અથવા એ બન્ને પદોના અર્થમા અખડ સચ્ચિદાનદનું જ ગ્રહણ કરવામા વિરુદ્ધ અશનો ત્યાગ કરીને ચૈતન્ય માત્ર જે અવિરુદ્ધ અશને ઓળખાવનારો સબધ લક્ષ્યલક્ષણુભાવ સબધ છે. એ લક્ષ્યલક્ષણુભાવ સબધને ભાગત્યાગલક્ષણા અથવા જહત્–અજહત્–લક્ષણા પણ કહે છે

શિષ્ય —એ જરા સ્પષ્ટતાથી સમજાવશો ?

ગુરુ —શાસ્ત્રમાં વાકયનો અર્થ સમજવામાં મુખ્યવૃત્તિ, ગુણુવૃત્તિ અને લક્ષણાવૃત્તિ એમ ત્રણ પ્રકારની વૃત્તિનો

**મુખ્યવૃત્તિ, ગુણુવૃત્તિ, લક્ષણાવૃત્તિ**

ઉપયોગ થાય છે. "રાજા જાય છે" એ વાકયના અર્થમા મુખ્યવૃત્તિ છે " કમલ આસમાની છે " " દેવશંકર તો અગ્નિ છે " એ વાકયના અર્થમા ગુણુવૃત્તિ છે

જહત્ અજહત્-લક્ષણા

અને જહત્લક્ષણા, અજહત્લક્ષણા તથા જહત્-અજહત્ લક્ષણા એમ લક્ષણાવૃત્તિ ત્રણ પ્રકારની છે.

" ગંગામા ઝૂંપડું છે. " " ગતો દોડે છે. " અને " તે આ દેવદત્ત " એ ત્રણે વાક્યો અનુક્રમે ત્રણ લક્ષણાવૃત્તિનાં ઉદાહરણ છે. એનો મુખ્યાર્થ લેવામાં વિરોધ આવતો હોવાથી લક્ષણાવૃત્તિથી જ એનો અર્થ કરવો જોઇએ.

તત્-ત્વમ્‌મા વાચ્યાર્થ લક્ષ્યાર્થ.

શિષ્ય —તત્ અને ત્વમ્ પદોમા વાચ્યાર્થ અને લક્ષ્યાર્થ શુ છે?

ગુરુ—માયા, માયામા પડેલું પ્રતિબિંબ અને માયાનું અધિષ્ઠાન (જેનું માયામા પ્રતિબિંબ પડે છે તે) બ્રહ્મ ચૈતન્ય એ ત્રણેનો સમુદાય તત્-પદનો વાચ્યાર્થ છે, અને કેવલ શુદ્ધ બ્રહ્મ તત્-પદનો લક્ષ્યાર્થ છે.

અવિદ્યા, અવિદ્યામા પડેલું પ્રતિબિમ્બ, અને અવિદ્યાનુ અધિષ્ઠાન સાક્ષી ચૈતન્ય, એ ત્રણેનો સમુદાય ત્વમ્-પદનો વાચ્યાર્થ છે, અને કેવલ સાક્ષી કૂટસ્થ ચૈતન્ય ત્વમ્-પદનો લક્ષ્યાર્થ છે.

હવે તત્-તે અને ત્વમ્-તું પદોના વાક્યનો અર્થ સમજવામા જીવ તથા ઈશ્વરના વાચ્યાર્થનો વિરોધ આવે છે, તેથી બન્નેના વિરોધી અંશનો ત્યાગ કરીને અવિરુદ્ધ અંશરૂપી બ્રહ્મચૈતન્ય અને કૂટસ્થચૈતન્યનો અભેદ છે, તેથી બ્રહ્મ અને કૂટસ્થને જ લક્ષ્યમા રાખીને જે અખંડ અર્થ નીકળે છે, તે જ એ બન્નેના ઐક્યરૂપે રહે છે, તેનો જ મહાવાક્ય (તત્ત્વમસિ) ઉપદેશ કરે છે. (દૃષ્ટાન્ત તરીકે) જેમ પુત્ર અને પૌત્ર એ બન્ને ઉપાધિનો ત્યાગ કરીએ એટલે પિતા અને પિતામહપણાનો અભાવ થવાથી એક દેવદત્ત જ કેવલ અવશેષ રહે છે, જેમ મોટું તળાવ તથા ઘડાની ઉપાધિનો ત્યાગ કરીએ એટલે શીતલતા, પ્રવાહીપણું અને મધુરતાના સ્વભાવવાળુ કેવલ જલ જ અવશેષરૂપે રહે છે, જેમ મોટી

મસાલ અને નાનું કોડિયું એ બન્ને ઉપાધિનો ત્યાગ કરીએ એટલે લાલ, ઉષ્ણ અને પ્રકાશ સ્વભાવવાળો અગ્નિ જ અવશેષ રહે છે, તેમ માયા અને અવિદ્યાની ઉપાધિનો પરિત્યાગ કરવાથી સચ્ચિદાનંદ સ્વભાવવાળી એક માત્ર આત્મવસ્તુ જ અવશેષરૂપે રહે છે.

આ પ્રમાણે વિચાર કરીને "પરિપૂર્ણ સ્વભાવ, પ્રત્યક્ (અન્તર્યામી) આત્મા જ મારું સ્વરૂપ છે, હું બ્રહ્મ છું, બ્રહ્મ જ હું છું"* એવો અનુભવ જે મહાનુભાવને થાય છે, તે જ મુક્ત, તે જ કૃતકૃત્ય, અને તે જ બ્રાહ્મણ× છે એમ બધાં વેદાન્તશાસ્ત્રો ડંકો વગાડીને કહે છે.

---

*अहम्ब्रह्मास्मि, ब्रह्मैवाहमस्मि ।

×ब्रह्मविद्; ब्रह्मज्ञ.



# कोऽहम्–હું કોણ છું ?

( દસમા અંકથી ચાલુ )

લેખકઃ–શ્રી. રમણીક એ. મહેતા



૧૧

હું જ્ઞાનસ્વરૂપ છું, તાત્પર્ય કે મારી જ્ઞાનશક્તિ ( જાણવાની–સમજવાની શક્તિ ) છે, હું જાણી શકું છું. આ જ્ઞાનશક્તિ મારાથી કોઈ સ્વતંત્ર પદાર્થ નથી. ઉદાહરણ તરીકે, અગ્નિ એટલે શું ? તે સમજાવવા માટે, અગ્નિની દાહકશક્તિ અને પ્રકાશ કરવાની શક્તિ છે, એમ કહેવામાં આવે છે; પરંતુ, દાહકશક્તિ, અગ્નિથી ભિન્ન, સ્વતંત્ર પદાર્થ નથી. બાળવું એ અગ્નિનો ધર્મ, પ્રકૃતિ કે સ્વભાવ છે. આ જ પ્રમાણે જ્ઞાન એટલે શું? તે સમજાવવા માટે જ્ઞાનની 'જ્ઞાનશક્તિ' છે એમ કહેવામાં આવે છે; પરંતુ, ખરી રીતે જોતાં જ્ઞાનથી એ કોઈ સ્વતંત્ર પદાર્થ નથી. દાહકશક્તિ જો અગ્નિમાંથી લઈ લેવામાં આવે તો અગ્નિનો અભાવ થાય છે, તે જ પ્રમાણે જ્ઞાનશક્તિના અભાવથી જ્ઞાનનો અભાવ થાય છે. ' જ્ઞાનની જ્ઞાનશક્તિ છે ' એનો અર્થ એટલો કે, જ્ઞાન એ જ જ્ઞાતા કે દૃષ્ટા છે. આથી જ્ઞાનશક્તિ શબ્દપ્રયોગમાં કંઇ વાંધા જેવું નથી, કારણ કે એથી અર્થનો બાધ થાય છે. આ જ્ઞાનશક્તિ એક છે એટલે ક્રિયાના બાધકાભાવે તે અસીમ છે. એમાં હ્રાસ કે વૃધ્ધિ–વધઘટ થતી નથી. જ્ઞાનશક્તિ જો કોઈ સ્વતંત્ર પદાર્થ હોત તો તેમાં વધઘટ થવાનો પ્રશ્ન ઊભો થાત; પરંતુ, અસીમ જ્ઞાનશક્તિ એ જ જ્ઞાન છે. કેવી રીતે? જેવી રીતે અસીમ દાહકશક્તિ એટલે જ અગ્નિ તેની માફક. આ પરથી

એટલું સ્વીકાર્ય છે કે જ્ઞાન–જ્ઞાતા એટલે જ્ઞાનશક્તિ. જે વસ્તુ કે પદાર્થની જે પ્રકૃતિ, તે વસ્તુમાંથી પ્રકૃતિને બાદ કરીએ તો તે વસ્તુનો જ લોપ થાય છે. અગ્નિમાંથી તેની દાહિકા અને પ્રકાશિકા શક્તિ લઈ લ્યો તો અગ્નિનો લોપ થાય છે–અગ્નિ જેવું કંઈ રહેતું જ નથી

૬૨

આપણે હવે જોઈએ કે હું જે જ્ઞાનસ્વરૂપ અને ચિત્‌સ્વરૂપ છું તે સક્રિય છું કે નિષ્ક્રિય ? હું નિરવયવ, નિર્વિકાર અને અસીમ એટલે નિશ્ચલ છું, સ્થિર છું, એથી હું **નિષ્ક્રિય છું.** મારો સ્વભાવ કે પ્રકૃતિ છે કે હું જોઉં છું વા જાણું છું. અર્થાત્ કે હું તો માત્ર સાક્ષીરૂપે કેવળ દ્રષ્ટા કે જ્ઞાતા જ માત્ર છું. હું કંઈ કર્તા નથી અર્થાત્ કે હું કંઈ જાગતિક પરિવર્તન કરાવતો નથી–જગતમાં કંઈ ફેરફાર કરાવતો નથી એટલે સૃષ્ટિ વિનાશાદિ ક્રિયા મારી નથી. હું જો જ્ઞાન પદાર્થ છું તો મારી જ્ઞાનશક્તિથી કેવળ હું જાણું છું, જોઉં છું, એમ કહેવું યુક્તિ સંગત છે જ્ઞાનશક્તિ સૃષ્ટિવિનાશાદિ ક્રિયાબોધક નથી, એ સહજમાં જાણી શકાય છે

જો એમ કહો કે જ્ઞાનસ્વરૂપ બ્રહ્મને જ્ઞાનશક્તિ છે અને એ જ્ઞાન શક્તિ બ્રહ્મથી સ્વતંત્ર પદાર્થ નથી, અર્થાત્ કે બ્રહ્મ અને જ્ઞાનશક્તિ એક અને અભિન્ન છે એમ આપણે સ્વીકાર કર્યું, પરંતુ, બ્રહ્મની જે પ્રમાણે જ્ઞાનશક્તિ છે તે પ્રમાણે બ્રહ્મની 'ક્રિયાશક્તિ'–સૃષ્ટિવિનાશાદિ ક્રિયાશક્તિ–અને ઇચ્છાશક્તિ એમ સ્વીકાર કરવામાં હરકત શી છે ? બ્રહ્મની ઇચ્છાશક્તિ અને ક્રિયાશક્તિનો સ્વીકાર કરી શકતા નથી જ્ઞાનસ્વરૂપ બ્રહ્મ સાક્ષીરૂપ છે, માત્ર દ્રષ્ટા છે, જ્ઞાતા છે સૃષ્ટિવિનાશાદિ જાગતિક ક્રિયા–જગતક્રિયા–તેનામાં નથી. જાગતિક પરિવર્તનરૂપ ક્રિયા તેની નથી અને તેની ઇચ્છા પણ નથી 'ઇચ્છાશક્તિ' અને ક્રિયા શક્તિ જો તેનામાં હોય તો એમ અવશ્ય સ્વીકાર કરવું પડે કે 'જ્ઞાન-શક્તિ' જેમ બ્રહ્મથી સ્વતંત્ર પદાર્થ નથી, તેમ 'ઇચ્છાશક્તિ' અને

' ક્રિયાશક્તિ ' પણ બ્રહ્મથી સ્વતંત્ર પદાર્થ નથી—અભિન્ન છે. જ્ઞાનશક્તિ તે જ બ્રહ્મ તે પ્રમાણે ' ઇચ્છાશક્તિ ' ને ક્રિયાશક્તિ પણ બ્રહ્મ એમ કહેવું પડશે. ' ક્રિયાશક્તિ ' અને ' ઇચ્છાશક્તિ ' એ બ્રહ્મથી અતિરિક્ત કોઈ સ્વતંત્ર પદાર્થ હોય તો તે બન્ને પદાર્થો નિરવય કિંવા સાવયવ હોવા જોઇએ. જો સાવયવ હોય તો તેમનાં અવયવ જ્ઞાનસ્વરૂપ બ્રહ્મથી દષ્ટ હોવાં જોઈએ. આથી ' ક્રિયાશક્તિ ' અને ' ઇચ્છાશક્તિ નિરવયવ પદાર્થ કહેવાં પડશે. એક બ્રહ્મ સિવાય નિરવય પદાર્થ કોઇ નથી એમ આગળ ઉપર સિદ્ધ કરવામાં આવ્યું છે આથી કરીને ' ક્રિયાશક્તિ ' અને ' ઇચ્છાશક્તિ ' બ્રહ્મને જ સ્વીકાર કરવો પડશે. આપણે આગળ ઉપર 'જ્ઞાનશક્તિ'ને બ્રહ્મરૂપે સ્વીકારી છે; એથી 'ક્રિયાશક્તિ' અને 'ઇચ્છાશક્તિ' તે પણ બ્રહ્મ કહેવી પડશે. આથી એમ થશે કે ' જ્ઞાનશક્તિ ' તે જ ' ક્રિયાશક્તિ ' અને 'ઇચ્છાશક્તિ ' તે જ 'જ્ઞાનશક્તિ.' તાત્પર્ય કે 'ક્રિયાશક્તિ' અને 'ઇચ્છાશક્તિ' અને 'જ્ઞાનશક્તિ'થી સ્વતંત્રતા ભિન્ન નથી. જો 'જ્ઞાનશક્તિ' એ ક્રિયાશક્તિ ' કે 'ઇચ્છાશક્તિ' થાય તો જ્ઞાનશક્તિની ક્રિયા અને ઇચ્છાશક્તિની ક્રિયા સાથે એક અને અભિન્ન થશે. ' જ્ઞાનશક્તિ ' ની ક્રિયા જાણવું વા જોવું. ' ' ઇચ્છાશક્તિ 'ની ક્રિયા ઈચ્છા કરવી, વાંછના કરવી ' અને ક્રિયાશક્તિની ક્રિયા ' સૃષ્ટિ કરવી, વિનાશ કરવો અને જાગતિક પરિવર્તન કરવું ' આથી એમ થયું કે જે ' જાણવું કે જોવું ' તે જ ઇચ્છા કરવી, વાંછના કરવી અને તે જ સૃષ્ટિ કરવી, વિનાશ કરવો, જાગતિક પરિવર્તન કરવું. ફરીથી કહીએ તો જાણવું-જોવું=ઇચ્છા કરવી=સૃષ્ટિ કરવી, વિનાશ કરવો, જાગતિક પરિવર્તન કરવું. આ કેવળ અસંગત છે. ' દર્શન ' અને ' ઇચ્છા ' એક નથી. તે જ પ્રમાણે ' દર્શન ' અને ' સૃજન ' પણ એક થઇ શકતાં નથી. આથી એ જ યુક્તિયુક્ત છે કે બ્રહ્મની કેવળ ' જ્ઞાનશક્તિ ' છે 'ક્રિયાશક્તિ' અને ' ઇચ્છાશક્તિ ' મૂળમાં જ નથી.

હવે જો એમ કહેવામાં આવે કે બ્રહ્મની ' જ્ઞાનશક્તિ ' છે માટે બ્રહ્મની ' ક્રિયાશક્તિ ' અને ' ઇચ્છાશક્તિ ' છે એમ સ્વીકાર ન થઈ શકે, તો પછી ' ક્રિયાશક્તિ ' કિંવા ' ઇચ્છાશક્તિ 'નો સ્વીકાર કરી ' જ્ઞાનશક્તિ 'ના અસ્તિત્વનો અસ્વીકાર કરવામાં શો વાંધો છે? તો આના જવાબમાં અમે એ કહીશું કે ' જ્ઞાનશક્તિ 'ના અસ્તિત્વનો અસ્વીકાર થઈ શકતો નથી. 'હું છુ' એ હું જાણું છું, આથી કરીને મારી ' જ્ઞાનશક્તિ ' છે, વા જાણવાની શક્તિ છે; એ તો અવશ્ય સ્વીકારવું પડશે. હવે 'જ્ઞાનશક્તિ' નો અસ્વીકાર કરી કેવળ 'ઇચ્છા-શક્તિ' કે ' ક્રિયાશક્તિ ' નો સ્વીકાર કરીએ તો પછી 'ઇચ્છા' અને ' ક્રિયા ' નો જ્ઞાતા કોણ ? જ્ઞાનશક્તિના અભાવે ' ઇચ્છા ' અને ' ક્રિયા ' ના જ્ઞાતા કે કર્તાનો અભાવ થશે. ઇચ્છાકારી-ઇચ્છા કરનાર કે સર્જનકારી કર્તા પોતાના અસ્તિત્વને ન જાણવાથી શી રીતે ઇચ્છા કરશે કે શી રીતે સર્જન કરશે ? આથી આપણે એવા સ્થિર સિદ્ધાંત પર આવવુ પડશે કે બ્રહ્મની કેવળ ' જ્ઞાનશક્તિ ' છે, તેને ઇચ્છા અને ક્રિયાશક્તિ નથી. તે તો કેવળ સાક્ષીરૂપ જ્ઞાતા કે દૃષ્ટા જ છે. તે ઇચ્છા પણ કરતો નથી અને સૃષ્ટિ પણ કરતો નથી; એટલું જ નહીં પણ તે જાગતિક પરિવર્તન પણ કરતો કે કરાવતો નથી. ઇચ્છા એટલે શું તે આપણે આગળ ઉપર જોઈશું; પણ હમણાં તો આપણી મીમાંસાથી એમ સિદ્ધ થયુ કે જ્ઞાનસ્વરૂપ હું બ્રહ્મ નિષ્ક્રિય છું.

જો હું નિષ્ક્રિય અને સજાતિરહિત બ્રહ્મ છું તો પછી આ જાગતિક પરિવર્તન કોણ કરે છે ? મારા દેહમાં પણ હું પરિવર્તન જોઉં છું. આજે જે હું એકરૂપ છું તો કાલ્યે તેવો હોતો નથી. આજે જોઉં છું કે મરુભૂમિમાં જળ છે, કાલ્યે જળ જણાતું નથી. જે જણાતું હતું તે મરીચિકા એટલે ઝાંજવાનું જળ હતુ. એક જ વસ્તુને એક વખતે બાષ્પરૂપે જોઉં છું, બીજી વખતે તે તરલ પદાર્થ જળરૂપે જોઉં છુ, અને ત્રીજી વખતે બરફ–ઘન–જોઉં છું. મારા દર્શન જોવાની

ક્રિયા—વા જ્ઞાનમાં આ પરિવર્તન કોણ કરાવે છે ? મારી જ્ઞાનશક્તિમાં તો વધઘટ થતી નથી. જ્ઞાનશક્તિ તો છે તેમની તેમ છે, તો પછી આજે જે એકરૂપે જોઉં છું તે કાલ્યે બીજા રૂપે શા માટે જોઉં છું. જેમ દર્પણને લઇને આપણી જ મુખાકૃતિ કોઈ દર્પણમાં વક્ર, કોઇમાં દીર્ઘ, કોઇ દર્પણમાં ન્હાની, કોઇમાં મ્હોટી જણાય છે, પરંતુ દષ્ટિશક્તિ તો તેની તે જ રહે છે અને મુખમાં—મુખાકૃતિમાં કંઇ પરિવર્તન થતું નથી. આ જ પ્રમાણે આજે એક વસ્તુ જળાકાર જણાય છે, કાલ્યે તે વસ્તુ બરફાકાર કે બાષ્પાકાર જણાય તો તેથી મારી જ્ઞાનશક્તિ—દર્શનશક્તિ—માં વધઘટ થતી નથી એમ સ્વીકારવું પડશે. કારણ કે હું નિર્વિકાર નિર્ગુણ જ્ઞાન ( રૂપ ) છું અને જ્ઞાનશક્તિ મારાથી કોઈ સ્વતંત્ર કે ભિન્ન પદાર્થ નથી. જ્યારે મારી જ્ઞાનશક્તિ અસીમ અને નિર્વિકાર (અપરિવર્તનશીલ) છે ત્યારે મને એ ભ્રમ નથી થયો એ સ્વતઃસિદ્ધ છે. હું જે જોઉં છું તે બરાબર જોઉ છું, જ્ઞાનમાં ભ્રમ પ્રમાદ યુક્તિસંગત નથી. દર્પણમાં પ્રતિબિમ્બ જોઉં છું, મુખ જોતો નથી. પ્રતિબિમ્બ નાના પ્રકારનાં હોઈ શકે પરંતુ મુખ તો છે તેમનું તેમ રહે છે. જો હું પ્રતિબિમ્બ ન જોતાં મુખને જોતો હોત તો તેથી હું મુખના રૂપને જ જોત. મુખ એક જ પ્રકારનું જોત, નાના પ્રકારનું નહીં. જેવું પ્રતિબિંબ પડત તેવું જોત. એથી મારી દષ્ટિશક્તિનો દોષ નથી. એક જ વસ્તુ જળ, બરફ કે બાષ્પ રૂપે ભિન્ન ભિન્ન આકારે ભિન્ન ભિન્ન સમયે, જ્ઞાનસ્વરૂપ જે હું તેણે જોઇ. આથી મારી જ્ઞાનશક્તિને—દર્શનશક્તિને દોષારોપણ કરી શકાય નહીં. હું જે જોઉં છું તે બરાબર—યથાર્થ જોઉં છું, એમાં કોઈ પ્રકારનો ભ્રમ નથી. આજે મરૂભૂમિમાં જળ જોયું, કાલ્યે તેને મરીચિકા—મૃગજળ તરીકે ઓળખ્યું. આ ઉભય દર્શન યથાર્થ છે. દર્શનમાં ભ્રમ સંભવતો નથી. જ્ઞાનસ્વરૂપ બ્રહ્મમાં ભ્રમ એ યુક્તિવિરૂદ્ધ છે. તો અહીં પ્રશ્ન એ થાય છે કે એક જ વસ્તુ બે આકારે જણાય છે તેનું કારણ શું? મુખ એક જ છે પરંતુ બે ભિન્ન ભિન્ન દર્પણમાં ભિન્ન

શક્તિ પણ રહેશે; આ પરથી એમ સિદ્ધ થાય છે કે જગત્ નામે કોઇ પદાર્થ નથી. જો જગત્ નામનો કોઈ પદાર્થ હોત તો જગત્પ્રપંચરૂપી દશ્યનો અભાવ કોઈ કાળે પણ થાત નહીં. ગીતામા કહ્યું છે ' नासतो विद्यते भावः नाभावो विद्यते सतः ' ( ગી. ૨. ૧૬ ) ' आद्यन्तेचयन्नास्ति वर्तमानोऽपितत् तथा ' ( યોગવાસિષ્ઠ ) આ પરથી જગત પ્રપંચરૂપ દશ્ય અવસ્તુ છે. અર્થાત્ કે માત્ર પ્રતિબિંબ છે, એટલું જ નહી પણ બીજા કોઇ પદાર્થનું અસ્તિત્વ જ નથી, તો એ બ્રહ્મનું જ પ્રતિબિંબ છે. જ્ઞાનસ્વરૂપ બ્રહ્મ કેવળ સાક્ષી, દષ્ટા કે જ્ઞાતારૂપે રહે છે, અને તે નિષ્ક્રિય છે. આથી વિનાશરૂપ ક્રિયાના અભાવે–અભાવને લઇને જગતને અનિત્ય અર્થાત્ વિનાશશીલ પદાર્થ પણ કહી શકીશુ નહિ. આથી એમ સિદ્ધાન્ત થશે કે જગત્પ્રપંચરૂપ દશ્ય માત્ર આત્મપ્રતિબિંબ છે

જો એમ પ્રશ્ન કરવામા આવે કે અંતઃકરણનો વિનાશ કોણે કર્યો તો એમ કહીશુ કે અંતઃકરણ પ્રતિબિંબ નથી અને તેની વર્તમાનત અસ્તિત્વ–જ્ઞાનગોચર છે. તે નિરવયવ પદાર્થ નથી તેમ સાવયવ પણ નથી. જો અંતઃકરણ નિરવયવ પદાર્થ હોય તો બ્રહ્મની સાથે એક અને અભિન્ન હોત અને જો તે સાવયવ હોત તો તેના અવયવ જરૂર જણાત. ત્યારે પ્રશ્ન એ થાય છે કે અંતઃકરણ સત્તાવિશિષ્ટ જ્ઞાન દર્પણ તે શું ? તેનો વિચાર આગળ પર કરીશું.

અપૂર્ણ

卐

# ગીતાશાસ્ત્ર

( એક સંવાદ )

લેખકઃ-શ્રી નાનાલાલ દેવશંકર વૈદ્ય



તર્કપ્રસાદઃ-કેમ ભાઈ, હાલ શું વાચન ચાલે છે?

વિદ્યાચતુરઃ-ગીતાજીનાં વાચનનો ક્રમ જારી છે.

તર્કપ્રસાદઃ-જ્યારે પૂછીએ ત્યારે તમારો તો એ જ જવાબ છે. એવું તે એમાં શું છે? મેં તો એક બે વાર વાંચી છે, મને તો કાંઈ રસ પડતો નથી. કેટલીક શંકાઓ ઉઠે છે. એ તો મરણકાળે વાંચી સંભળાવવાનો પાઠ છે.

વિદ્યાચતુરઃ-ભાઈ એમાં તમારી ભૂલ છે. એ તો એક મોટું ધર્મશાસ્ત્ર છે-યોગશાસ્ત્ર છે. કેવળ મરણસમયે જ વાંચી સંભળાવવાના પાઠનું એ પુસ્તક ન હોય. એ એક જ શાસ્ત્રનો આલાપ હૃદયમાં ભરી દીધો હોય તો બીજાં શાસ્ત્રોના વિસ્તારનું કશું પ્રયોજન રહેતું નથી. એ ગ્રંથની મહત્તા શ્રેષ્ઠતા-

તર્કપ્રસાદઃ-એ બધી મોટી મોટી વાતો રહેવા દો. પોતાનાં કુટું-બીઓનો ઘાત કરવો એ તો મોટું કુકર્મ. એવા વિચારથી અર્જુન ખિન્ન થયો. તેનો ખેદ દૂર કરી તેને યુદ્ધમાં જોડવા સારૂ ગીતા ગવાઈ એટલું જ કે બીજું કાંઈ? એ તો યુદ્ધશાસ્ત્ર થયું. યોગશાસ્ત્ર શાનું અને ધર્મશાસ્ત્ર ય શાનું?

વિદ્યાચતુર ( હસીને ):-ખરૂં છે, વાંચ્યા વિચાર્યા વગર-અભ્યાસ કર્યા વગર જ અભિપ્રાય આપવા મંડી પડવું એ હાલના જમાનાનું

ખાસ લક્ષણ છે. પોતે બુદ્ધિપૂર્વક વાંચ્યાવિચાર્યા કે સમજ્યા પહેલાં જ અમુક કૃતિ, રીતિ, વિચાર પર શુષ્ક તર્કો ઉઠાવવા, આક્ષેપો કરવા, અશ્રદ્ધા ધરવી—એ હાલના જુવાનીઆઓનો સ્વભાવ થઇ પડ્યો છે. પણ ઠીક આપણે મૂળ વિષય ઉપર આવીએ. એટલું તો તમે જાણો છો કે શ્રીકૃષ્ણ ભગવાન અને અર્જુન વચ્ચે થએલો પુણ્ય, ગુહ્ય અને ધર્મ્યસંવાદ એમાં છે.

તર્કપ્રસાદઃ—આવાં લાંબાં ભાષણ અને મોટા મોટા શબ્દોમાં અને વિશેષણોમાં અમે સમજીએ નહિ, સીધી વાત કરો.

વિદ્યાચતુરઃ—એ વિશેષણો ખુદ ગીતાજીમાં વપરાયલાં છે અને એમાં ઘણું રહસ્ય સમાયલું છે.

તર્કપ્રસાદઃ—એ રહસ્યની વાત પછી. પહેલાં મારા તર્કોનું સમાધાન તો કરો કે ગીતાજી તો યુદ્ધશાસ્ત્ર છે કે નહિ ?

વિદ્યાચતુરઃ—ઠીક, ત્યારે કહો અર્જુન વીર હતો, સમજુ હતો અને લોભમૂલક રાજ્યસુખની ઇચ્છાથી યુદ્ધ કરવાનો પાકો નિશ્ચય કરી રણસંગ્રામમાં આવ્યો હતો; એ ખરૂં છે ?

તર્કપ્રસાદઃ—હા, વીર છતાં એ કાયર બની ગયો, તેની વજ્ર જેવી છાતી દયાભાવથી કોમળ થઇ ગઇ, સમજુ છતાં અણસમજુ થયો—તમારે મતે; કેમકે યુદ્ધ એ મહા ઘોરકર્મ છે, એથી ઉપરામ પામવું એ સમજુનું કામ છે, એમાં અણસમજ જેવું હતું જ શું ?

વિદ્યાચતુરઃ—તમે વચમાં તર્કો ઉઠાવો નહિ, જરા સ્થિર થઇ ને સાંભળો; પૂછું તેના જવાબ દેતા આવજો, બીજી વાત પછી કરજો. હા—પણ એની એ કાયરતા અણીને વખતે હતી કે નહિ ?

તર્કપ્રસાદઃ—અણીનો વખત તો ખરેખરો એમાં ના કેમ કહેવાય.

વિદ્યાચતુરઃ—ખરેખર એ વિષમ પ્રસંગનું ચિત્ર ભગવાન વેદવ્યાસે ભારે કુશળતાથી આલેખ્યું છે. જુઓ લડાઇના મેદાનમાં બંને પક્ષની મહાસેના લડવાને સજ્જ થઇ ઉભી છે, ભારે કોલાહલ થઇ રહ્યો

છે, કાનના પડદા તોડી નાંખે એવાં રણશીંગડાંઓના ઘોર અવાજ થઈ રહ્યા છે, ભારે ઉત્સાહ ફેલાઇ રહ્યો છે, લડવૈયાઓ પોતપોતાની જગા પર ગોઠવાઇને ઉભા છે, એક બીજા ઉપર શસ્ત્રો ફેંકવાની તૈયારી થઈ રહી છે. તે સમયે એ મહાવીર અર્જુનનું પ્રથમ યુદ્ધઔત્સુકય, સ્થૈર્ય અને પાછળથી હૃદયમાં કરૂણભાવ અને પ્રશાન્તભાવ-વિષાદનો ઉદય-આ મહચ્ચિત્ર સાહિત્યના જગતમાં દુર્લભ જ છે.

તર્કપ્રસાદ.—ખરૂં છે, પરિસ્થિતિ બારીક અને વિષમ ખરેખરી.

વિદ્યાચતુરઃ—વળી કહો, યુદ્ધનો પ્રસંગ ટાળવા માટે શ્રી કૃષ્ણ વગેરેએ શકય તેટલા ઉપાય કર્યા હતા, કૌરવોને કેટલીક છૂટ મૂકી હતી, અર્જુન બધો વખત યુદ્ધ કરવાના પક્ષમાં હતો, યુદ્ધ વિના અન્યાય પૂર્વક હરી લીધેલા રાજ્યનો પુનરૂદ્ધાર અસંભવિત હતો, મહાભારતનું ઉદ્યોગપર્વ વાંચ્યું છે ?

તર્કપ્રસાદઃ—ના રે ભાઇ, આટલી બધી મહેનત અને માથાફોડ કોણ કરે ?

વિદ્યાચતુર—ઠીક; એમાં આ વાતના અનેક વિચાર અપાયા છે. વિચારને અંતે એ સ્થિર ક ર્યું કે યુદ્ધ જ કર્તવ્ય છે.

તર્કપ્રસાદઃ—અને યુધ્ધ તો જગતમાં જેટલા પ્રકારનાં કર્મો છે તે સર્વથી નિકૃષ્ટતમ છે.

વિદ્યાચતુરઃ—ધીરજ રાખો ભાઈ, કબુલ છે. યુધ્ધ એ મહાઘોર કર્મ છે, પણ બધાં યુધ્ધ ઘોરકર્મ ગણાતાં નથી. ધર્મયુધ્ધ પણ હોય છે. સ્વાર્થ ખાતર અહમહિકા પોષવા ખાતર, વિશાળ અને નિરંકુશ તૃષ્ણા, ધનલિપ્સા, વિષયોપભોગની કામના સંતોષવા ખાતર જે યુધ્ધો થાય છે, તેવાં યુધ્ધો મહા ઘોર કુકર્મ છે. પરંતુ ગરીઓ, નિર્દોષો સદાચારીઓને સ્વાર્થ ખાતર પીડનારાઓ જગતમાં અશાન્તિ ફેલાવનારાઓ ઇશ્વરી નિયમથી વિરૂધ્ધ વર્તન કરનારાઓ, દુષ્ટ કર્મ કરનારાઓને અટકાવવાના હેતુથી જે યુધ્ધ થાય છે તે કુકર્મ નથી, બલ્કે

એક મહાન કર્તવ્ય છે વળી અમુક કર્મની સારાસારતાનું ધોરણ હમેશ એક સરખું પણ રહેતું નથી. એક પ્રસંગે સારૂં એ બીજે પ્રસંગે ખોટું અને એક પ્રસંગે ખોટું તે બીજે પ્રસંગે સારૂં એમ પણ બને છે.

તર્કપ્રસાદઃ–એ ઠીક. એટલું કબુલ કે યુદ્ધ કુકર્મ ખરૂં પણ બધે યુદ્ધ કુકર્મ નથી; અને પાંડવોની યુદ્ધપ્રવૃત્તિ પણ ધર્મ્ય હતી–સ્વધર્મ રૂપે હતી.

વિદ્યાચતુરઃ–હાં, સ્વધર્મરૂપ હતી એ ઠીક કહ્યું; હવે એટલું બીજું પણ કબૂલ કરો છો કે અર્જુન ખિન્ન થયો; યુદ્ધ કરવાને સંપૂર્ણ રીતે નિશ્ચય કરી અને તૈયાર થઈને આવ્યા પછી, અને યુદ્ધથી ઉપરામ પામ્યો; એની એ ઉપરતિ વિષમ પ્રસંગે હતી.

તર્કપ્રસાદઃ–હા. ખરૂં લાગે છે. અહા ! એ ખિન્નતા, એ ઉપરતિ, એ કરૂણાભાવ, એ પરાકૃપા યુદ્ધભૂમિ પર તે આવ્યો તેથી પહેલાં થયાં હોત તો ?

વિદ્યાચતુરઃ– અને તે વખતે શ્રીકૃષ્ણપરમાત્માએ તેને યુદ્ધ કરવાનું કહ્યું હોત તો અને તેને યોગે અર્જુને લડાઈની તૈયારી કરી હોત તો ગીતા યુદ્ધશાસ્ત્ર કરી શકત. પરંતુ તેમ તો છે નહિ. યુદ્ધનો એત નવીન ન હતો અર્જુન પહેલાંથી જ યુદ્ધ કરવાના પક્ષમાં હતો, અને પૂર્ણ ઉત્સાહથી રણભૂમિ ઉપર આવ્યો હતો, માત્ર ક્ષણભર રહેનારૂં મનોયુદ્ધ તેના હૃદયમાં ઉત્પન્ન થઇ આવ્યું. તેનો ક્ષાત્રસ્વભાવ દબાઇ ગયો; પરંતુ તે સ્વભાવ પાછો ઉછળી આવત જ, જ્યારે લડાઈ ચાલત,

તર્કપ્રસાદઃ–ઠીક ઠીક. આ યુદ્ધપ્રતિબંધક મનોયુદ્ધનું કારણ ભગ-ને શમાવ્યું–દૂર કર્યું એમ તમારૂં કહેવું છે ?

વિદ્યાચતુરઃ–જી હા, કહેવાની મતલબ એટલી જ કે અર્જુનને [illegible] જોડવા માટે જ ગીતાજ્ઞાન કહેવાયું છે એમ નથી, પણ જે [illegible]નસંમોહથી અર્જુનને અકર્તવ્યમાં કર્તવ્ય બુદ્ધિ થઇ, જે અજ્ઞાન સંમોહથી મારાંતારાં માની શોકમોહથી વ્યાકુલ બની ગયો, જે અજ્ઞાન

સંમોહથી તે ધર્મસંમૂઢ બન્યો, ધર્મ અધર્મ સમજી શક્યો નહિ અને સંદેહજાળમાં ગુંચવાઈ ગયો. સ્વધર્મ તજી પરધર્મ સ્વીકારવા તૈયાર થઇ ગયો. તે અજ્ઞાન સંમોહનો નાશ કરવા અને ત્રૈલોક્યનું નિષ્કંટક સામ્રાજ્ય તો શું પણ દેવતાઓનું આધિપત્ય પણ જે શોક શમાવવા સમર્થ નથી, તે શોક મોહ દૂર કરવાને અને નિશ્ચિત શ્રેયોમાર્ગ દર્શાવવાને ગીતા ઉપદેશાઈ છે.

તર્કપ્રસાદઃ—એ તો લાંબુ ભાષણ થાય છે-ટૂંકમાં જ પતાવો ને; પણ હવે આવતી કાલે વાત. મોડું થઈ ગયું છે, મારે ઘણું ઘણું પૂછવાનું છે.

( બન્ને મિત્રો જાય છે )



" આત્માનું સર્વદા અનુસંધાન કરવારૂપ અંતઃપૂજન ચાલતાં, ઊભા રહેતાં, જાગતાં, સૂતાં અને બધી જાતના વ્યવહારોમાં પણ થાય છે. શરીરમાં રહેલ મહામંગળરૂપ આત્મા કે જે સન્નિધિમાત્રથી બધાં દશ્યોને ઉત્પન્ન કરે છે, તેનું પોતાથી જ ચિંતન કરવું."

શ્રી યોગવસિષ્ઠ મહારામાયણ

## પરમહંસ સ્વા. શ્રી. રામતીર્થજી
## ની
# નીતિકથાઓ

( દસમા અંકથી ચાલુ )

કથકઃ-શ્રી. નર્મદાશંકર હરિશંકર વ્યાસ બી. એ.



[ ૩૬ ]

### ઘડિયાળ

વિશ્વવિદ્યાલયમાં અભ્યાસ કરતો શરદ ઉનાળાની રજાઓમાં પોતાને ગામડે ગયો, ત્યારે પોતાની સાથે ઘડિયાળ લેતો ગયો. શરદનાં દાદીમા જુના જમાનાનાં ડાશીમા હતાં, એટલે તે બરાબર સમજીને જ તેના મહાવિદ્યાલયના અને શહેરના સાજ શહેરમાં છોડીને જ આવ્યો હતો. પણ ઘડિયાળની આવશ્યકતા તેને અનિવાર્ય લાગવાથી તે પોતાની સાથે લઈ આવ્યો. પણ દાદીમા તો પાશ્ચાત્ય જીવનશ્રેણીની કોઈપણ ચીજ ગ્રામજીવનમાં ન પ્રવેશ કરે તેને માટે બહુ ચૂસ્ત હતાં. અલબત તેમની ચૂસ્તતામાં સિદ્ધાન્તના બળ કરતાં વહેમનું ...શ વધારે હતુ.

ચોવીસે કલાક ટક....ટક....ટક થતા ,ઘડિયાળમાં તેમને કોઇ ભૂતાવળ ભરાઇ બેઠાનો ભાસ થયો. "તેનાથી કોઈ

મહાન આફત આવી પડશે, નિર્જીવ વસ્તુ અવાજ કર્યા કરે તે તો મોટું અપશુકન ગણાય, માટે તેને તોડી ફોડીને ફેંકી જ દેવું જોઇએ." એવો દાદીમાએ પોતાનો મત પ્રદર્શિત કર્યો.

યુવાન શરદે દાદીમાને સમજાવવાની ઘણી કોશિષ કરી પણ દાદીમાનું સમાધાન કોઇ વાતે થાય તેમ નહોતું. છેવટ દાદીમાનો વિરોધ હોવા છતાં તેમનો ઠપકો ખમી લઇને પણ શરદે તો પોતાના અભ્યાસગૃહમાં ઘડિયાળને રાખ્યું જ.

હવે બનવાકાળ છે ને, એક દિવસ ઘરમાં ચોર આવી ચોરી કરીગયા. પછી તો દાદીમાના વહેમનુ પુછવું જ શું ? "જો હું નહોતી કહેતી કે આ ઘડિયાળ અપશુકનિયાળ છે, તેને રાખવાથી જરૂર કંઇ આફત આવવાની જ". એમ દાદીમાનું વ્યાખ્યાન શરદના સુધારાની ઉપર લગભગ આખો દિવસ ચાલ્યું. દાદીમાની એક દલીલ બહુ સચોટ હતી "જુવોને ચોર ઘરમાંથી બધું ઉસેટી ગયા, પણ મુઆ આ સેતાન ઘડીયાળને લેતાં તો તેઓ પણ ગભરાયા એટલે તેને મૂકીને જ ચાલ્યા ગયા છે ચોર પણ સમજે છે કે એને લઇ જઈશું તો વળી આપણી ઉપર પણ આફત આવશે. ઓ રહયા શરદા, તું હવે માનીશ કે નહિ ? શા માટે માનતો નથી અને એ ટક-ટકને દફનાવી દેતો નથી ?" દાદીમાએ પોતાનું ખરૂં સ્વરૂપ પ્રકાશતાં શરદ સામે મોરચો માંડયો

શરદ પણ કંઇ ઉતરે તેવો નહોતો. આજના યુવાનોમાં વહેમ અને જુની રૂઢીઓનો સામનો કરવાની ધગશ ખુબ હોય છે, અને વળી શરદ તો મહાવિદ્યાલયમાં અભ્યાસ કરતો ભાવનાશીલ યુવાન હતો, એટલે તે કેમ માત્ર વહેમનાં પલ્લાં-

ને જ નમતું તોળાવા દે ?

જાણે કે કુદરત શરદની કસોટી ન કરતી હોય ! થોડા દિવસ થયા ને તેના પિતા ગુજરી ગયા. દાદીમા શરદના જક્કી-પણા ઉપર સખત, રીતે ઉતરી પડયાં અને તેની ઉપર વાણી-પ્રહાર જેટલો કરી શકાય તેટલો કર્યો. પણ શરદ અડગ અને અણનમ હતો.

એક બાજુ હતો બુદ્ધિની પરીક્ષામાં ન ટકી શકે એવો માત્ર ડોશીમાનો વહેમ અને બીજી બાજુ અર્થહીન પ્રણાલિ-કાઓને ભૂંસી નાખવાની શરદની અડગ ભાવના. પ્રભુ પણ યુવાનના ભાવનાબળને માપી રહ્યા ન હોય, તેમ તેના ઉપર એક પછી એક આફતનાં વાદળાંઓ ઉતારતા હતા.

થોડા દિવસ થયા અને શરદની મા ગુજરી ગઈ ! હવે દાદીમા શરદની સાથે જીભાજોડી કરવા બોલે તેમ નહોતાં. કોઈ પણ ભોગે તેઓ એ અપશુકનિયાળ ઘડિયાળનો નાશ કરવા જ તત્પર થયા હતાં. શરદની સહજ ગેરહાજરીનો લાભ લઈ દાદીમાએ ઘડિયાળને બે પથ્થર વચ્ચે, જેમ ઘંટીના બે પડ વચ્ચે ઘઉંને દળી નાંખે, તેમ ટીપી નાખ્યું. દાદીમાની ધારણા પ્રમાણે અંદરથી જો કે અવાજ કરતો રાક્ષસી જીવડો નીકળ્યો નહિ, છતાં સેતાનનો નાશ કરી તેમણે આપ-ત્તિઓ ઉપર આપત્તિઓનાં વાદળાં ધસી આવવાના કારણને નિર્મૂળ કરી દમ ખેંચ્યો.

શરદ ખિન્ન હૃદયે મહાવિદ્યાલયની નવી સત્ર શરૂ થતાં શહેરમાં ચાલ્યો ગયો.

દાદીમાની માફકજ સંસારના અજ્ઞાન માનવીઓ કુદરતની

અકળ ગતિના પ્રવાહમાં બનતા પ્રસંગોનાં ખોટાં કારણો શોધી કાઢે છે, અને જુઠાં પરિણામો માની લે છે.

બોધઃ—વહેમ હંમેશાં ખોટાં સમાધાન તરફ જ લઇ જાય છે.

[ ૩૭ ]

## ધણી જીવતાં વિધવા !

ગાંડાલાલનું માનસિક સમતોલપણું હમણાં હમણાં વધારે અસમતોલ થતું જતું હતું. હોળીના દિવસો આવ્યા. ગામના ટીખળી જુવાનીઆઓએ ગાંડાલાલની ગમ્મત કરવાનું નક્કી કર્યું. એક સાંજના ગાંડાલાલને બરાબર પીવડાવ્યો, પીધા પછી તો તેનું જ પૂછવું જ શું ? જેમ જેમ એક પ્યાલી ખાલી થતી જાય તેમ તેમ ' ઓર પીયે જા ' ની બુમ લગાવતો, પછડાતો આથડાતો ગાંડાલાલ ચકચૂર બન્યો.

હસમુખ ગાંડાલાલનો ખાસ પ્રિય મિત્ર હતો. હસમુખે આવી ખબર આપ્યા કે ગજબ થઇ ગયો ! " અરે ગાંડાભાઇ, જરા સાંભળ તો ખરો, હું તારે ઘેરથી જ ચાલ્યો આવું છું. કુદરતનો કોઇ કોપ ઉતર્યો, તારી પત્ની રાંડી; " હસમુખે ગંભીર મુખમુદ્રા રાખી કૃત્રિમ ડુશકાં ખાતાં વિહ્વળતાથી બોલી નાખ્યું.

ગાંડાલાલને તો બરાબર ચડેલો એટલે વાત ખરી કે ખોટીનો વિચાર કરવાપણું હતું જ નહિ. તે પણ છાતીફાટ રડવા ને કુટવા લાગ્યો; " હાય રે, હાય મારી બાયડી રાંડી ! ઓ....ઓ....ઓ....ગજબ થઇ ગયો, મારી વહુ વિધવા થઈ ! ! "

ગાંડાલાલનું આક્રંદ સાંભળી આસપાસના લોકો ભેગા થઈ ગયા અને પૂછવા લાગ્યા કે શા માટે રડે છે?" "અરેરે શું કહું, મારી વહુ રાંડી રે....ઓ....ઓ....ઓ." બધા હસવા લાગ્યા અને કહેવા લાગ્યા "એ બને જ કેવી રીતે? તારા જીવતાં તારી પત્ની કેવી રીતે વિધવા થાય? તું જ તારી પત્નીનું વૈધવ્ય રડે છે? એ તો ખરેખર વિરોધની વાત છે."

ગાંડાલાલ બોલ્યાઃ "જાઓ, હરામખોર, તમે બધા લુચ્ચા છો, મૂર્ખ છો. આ મારો ખાસ પ્રિય મિત્ર હસમુખ મારે ઘેરથી જ મારી પત્નીની વૈધવ્યદશા જોઈને આવે છે, અને તેણે મને કહ્યું કે તારી પત્ની રાંડી; શું એ વાત ખોટી છે? નહિ, કદાપિ નહિ, મારી વહુ ખરેખર રાંડી જ છે." લોકો આ ભયાનક વિચિત્રતા ઉપર હસતાં હસતાં ચાલ્યા ગયા.

આવી ભયાનક વિચિત્રતા જગતના લગભગ બધા જ ધર્મોથી અને સંસારના દંભી, ધમંડી પોલા લોકોથી પોષાય છે. તેઓ પોતાની આંખોથી તો દેખતા જ નથી, પોતાના મગજથી તો વિચારતા જ નથી. ખરી રીતે તો તમારો પોતાનો આત્મા એ જ તમારૂં બ્રહ્માંડનું અને બ્રહ્મનું ખરૂં સ્વરૂપ છે, પવિત્રમાં પવિત્ર, પ્રકાશમાનમાં પ્રકાશિત, સ્વર્ગોનું પણ સ્વર્ગ, અનંત, અખંડ અને નિર્લેપ, આત્મા સદા ચેતનસ્વરૂપ છે, સદાયે જીવન્ત છે, સદા વ્યાપક છે. તે કોઇ દિવસ મરતો નથી, કપાતો નથી, બળતો નથી અને છતાં મૂર્ખ માનવી દુઃખી થાય છે, કાલ્પનિક કરૂણતા ઊભી કરે છે, રડે છે, અને

બોલે છે, " મને સુખ કયારે મળશે ?" સુખ મેળવવા માટે દેવદેવલાંને સેવે છે. આપત્તિમાંથી બચવા માટે કોઇ ઇલમી કે સિદ્ધની શોધ કરે છે. પોતાની જાતને દુઃખી, હલકી માની, માનવી પોતામાં ભયંકર વિરોધાભાસ ઊભો કરે છે. જગતની મહાનમાં મહાન અને ભયાનકમાં ભયાનક વિચિત્રતા એ જ છે કે મનુષ્ય પોતે પોતાના ખરા સ્વરૂપને જ પારખી શકતો નથી !

બોધઃ—માનવી પોતાની જાતને દુઃખી અને હલકી માની આક્રંદ કરે છે, કારણ કે બીજાઓ તેને તેમ સમજાવ્યું છે. કેવી વિચિત્રતા ! પોતાનું સ્વરૂપ સમજવું તે જ ખરો સ્વધર્મ છે.

[ ૩૮ ]

## અંધારી ઓરડીમાં

શ્રીરામે ગરીબોના લતામાંથી પસાર થતાં એક ઝૂપડીમાં અંધકાર પથરાએલો જોયો અને અંધારામાં ઝૂપડીનો માલીક તેની પત્નીને ધમકાવતો હોય તેવું જણાયું. હિંદમાં ગરીબાઇનો પણ કયાં પાર છે? બિચારાં અર્ધભૂખ્યાં અને અર્ધનગ્ન માનવીઓના ઝૂંપડાઓમાં રાત્રે દીવો કરવાનું પણ સાધન હોતું નથી. દિનભર મહેનત મજુરી કર્યા બાદ થાકેલો પાકેલો શ્રમજીવી અંધારામાં ઘરમાં પ્રવેશતાં ખાટલા પાસે અથડાયો, બીજી તરફ ફર્યો ત્યાં વળી ડામચીયા સાથે અથડાયો, એમ ચારે બાજુ-કોઇ ને કોઇ ચીજ સાથે, અંધારામાં અથડાવાનું જ હતું.

પોતાની પત્ની ઉપર અને ઘરનાં માણસો ઉપર ધુંઆં

પુંઆં થઇ ગયો, પણ તેનો બીજો ઉપાય શો હતા ? વસ્તુઓ એક જગ્યાએથી બીજી જગ્યાએ મૂકી હોત, તો પણ જ્યાં સુધી અંધકાર ન નિવારી શકાય ત્યાં સુધી કંઇ ને કંઇ અફળાવાનું જ હતું. પણ જો અંધકારને દૂર કરી પ્રકાશ આણી શકાય, તો ભલે સર્વ વસ્તુઓ પોતપોતાને સ્થાને રહે તો પણ કોઇની સાથે અફળાવાનો સંજોગ નહિ આવે.

આધ્યાત્મિક ગરીબાઇમાં સબડતો સંસાર પણ અંધકારમાં પટકાયા જ કરે છે. જ્યાં સુધી જ્ઞાનરૂપી સૂર્ય અંતરમાં પ્રકાશ્યો નથી ત્યાં સુધી માનવી જગતની પ્રત્યેક વસ્તુ સાથે સંઘર્ષણમાં આવે છે. અથડામણો અને સંઘર્ષણો નિવારવાનો કોઇ પણ બાહ્ય ઉપાય રામબાણ નહિ નીવડે, એ તો માત્ર આંતરચેતના, આંતરજાગૃતિથી જ એવો પરમદીપ પ્રાપ્ત થવાનો, કે જે સંસારના ઘોર તિમિરોને ભેદી જગતની સર્વ ગડમથલોથી પર લઇ જઈ, માનવીને પરમાત્માના સ્વરૂપમાં પલટાવી નાખે છે; માત્ર બાહ્ય સમાધાનથી, પુષ્કળ ધનપ્રાપ્તિ કરવાથી, આલીશાન ઇમારતો બાંધવાથી, અથવા મોટી જાગીરો પ્રાપ્ત કરવાથી ખરી શાન્તિ–ખરો પ્રકાશ પ્રાપ્ત થતો નથી. જગતના ઝંઝાવાતોથી પર થવાનો એ માર્ગ નથી. દુઃખ નિવારવાનો માત્ર એક જ માર્ગ છે અને તે પોતાના જ ઘરમાં પ્રકાશ આણવાનો. જગતના ચોકમાં ગમે તેટલી રોશની હોય તે સ્વ–પ્રકાશને માટે નકામી છે. જ્યાં સુધી પોતાના ઘરનું, પોતાનું જ અંધારૂં–અજ્ઞાન દૂર નથી થયું, અને જ્ઞાનદીપ પ્રગટયો નથી, ત્યાં સુધી બધાંજ બાહ્ય આલંબનો નકામાં છે. માનવીના હૃદયમંદિરમાંથી અંધકાર દૂર થતાં, તેમાં સ્વયં પર-

માત્માનું સ્વરૂપ પ્રગટ થાય છે.

બોધઃ–જગતનું અજ્ઞાન અને અંધકાર બાહ્ય સાધનોથી નિવારી શકાતાં નથી; પણ જ્યારે માનવી પોતાનું સાચું સ્વરૂપ સમજી આંતરદીપ પ્રગટાવે છે, ત્યારે જ માયાનાં તિમિર-પડો ભેદાય છે.

[ ૩૯ ]

## ગુફાનો રાક્ષસ

હિમાલયના પહાડ ઉપર ઘણી જાતની જંગલી પ્રજાઓ વસે છે. આ જંગલી પ્રજાને અગ્નિ પ્રજ્વલિત કરવાનું જ્ઞાન હોતું નથી. જગતની શરૂઆતમાં પણ જ્યારે માનવજાત જંગલી અવસ્થામાં હતી ત્યારે અગ્નિનું તેને જ્ઞાન નહોતું. ખોરાક રાંધવાની કળા ખીલેલી નહોતી. સૂર્યના તાપમાં વસ્તુઓ સૂકવી કે તપાવીને લેવામાં આવતી.

આ જંગલી લોકો સાંજે સૂર્યાસ્ત પહેલાં ઉંઘી જાય છે અને સવારે સૂર્યોદય સાથે ઉઠે છે; એટલે તેમને સ્થૂળ અંધકારનું જ્ઞાન હોતું નથી. તેઓના રહેઠાણ નજીક એક મોટી ગુફા હતી; તેમની એવી માન્યતા હતી કે એ ગુફામાં તેમના માનવંતા વડવાઓનું રહેઠાણ હતું. વાસ્તવમાં ભૂતકાળમાં તેમના વડવાઓ એ ગુફામાં પ્રવેશ કર્યા પછી તેમાંથી બહાર નીકળી જ શકયા નહોતા. ગુફાના અંધકારમાં–અનંતતામાં આટોપાઈ ગયા હતા.

ગુફાને એ લોકો ઘણી પવિત્ર માનતા હતા પણ અંધકારથી અજ્ઞાન હોઇને તેમને મન ગુફાનો અંધારપીછોડો રાક્ષસ સમાન હતો. અંધકાર નિવારવા માટે તેમને કોઇએ સૂચન

કર્યું કે ભકિતભાવથી ગુફામાં પ્રવેશવાથી નિબિડ અંધકારનો નાશ થઇ શકશે. ઘણાં જ ભકિતભાવથી પ્રાર્થનામય રીતે તેઓ ગુફા તરફ ગયા પણ તેથી રાક્ષસ દૂર થાય તેમ હતું નહિ.

બીજું સૂચન એવા પ્રકારનું આવ્યું કે રાક્ષસનો હિંસાથી પ્રતિકાર કરવામાં આવશે તો જ ગુફાને તે છોડશે. શકય તેટલા બધા જ હિંસક માર્ગો અંધકાર દૂર કરવા તેઓએ અજમાવી જોયા પણ તિમિરરાય અણનમ હતા.

ત્રીજું સૂચન ઉપવાસ માટે આવ્યુ. રાક્ષસને દૂર કરવા ઉપવાસનું વ્રત કરવાની ખાસ જરૂર હતી, બધા જ લોકો સામુદાયિક ઉપવાસ ઉપર ઉતર્યા. પણ તેથીએ કંઈ અર્થ સર્યો નહિ.

ચોથું સૂચન દાનનું હતું. દાન-પુણ્યથી એ રાક્ષસનો નાશ કરી શકાશે એમ માની તેમની પાસે જે કંઇ હતું તે બધુ દાન-પુણ્યમાં આપી દીધું, પણ અંધકાર એ જ સ્વરૂપમા મોજુદ હતો.

પછી જ્ઞાનપ્રકાશે આવી સાચી સલાહ આપી કે તે લોકો જો તેની સલાહ પ્રમાણે ચાલે તો રાક્ષસને પલવારમાં ગુફામાંથી વિસર્જન કરાવી શકાય. તેની સૂચના પ્રમાણે જંગલી લોકો મોટા મોટા વાંસ લઇ આવ્યા અને તેને છેડે સુકું ઘાસ બાંધી તેની ઉપર તેલ રેડયું; પછી ચકમકના ઘર્ષણથી જ્ઞાનપ્રકાશે અગ્નિ પ્રગટાવી વાંસના છેડાઓને સળગાવ્યા. પ્રજ્વલિત અગ્નિનું દ્રશ્ય જંગલી લોકોને તદ્દન નવું અને આશ્ચર્યજનક હતું, કારણ કે તેમની જીંદગીમાં પહેલી જ વાર

તેઓ અગ્નિદેવનું દર્શન કરતા હતા ! સળગતા વાસ લઇ ગુફામા હિમતથી પ્રવેશવા માટે જ્ઞાનપ્રકાશે તેમને પ્રેરણા આપી અને રાક્ષસ કોઇ જગ્યાએ દેખાય તો તેને પકડી પાડવા જણાવ્યુ

આ કીમીયામા પ્રથમ તો તેમને શ્રદ્ધા ન બેઠી, કારણ કે વડવાઓ તો જુદા જ માર્ગ બતાવી ગયા હતા, અને આવો વળી કોઇ અજાણ્યો માણસ આવી તેમને સાચો માર્ગ બતાવે તે બને જ કેમ ? એટલે અગ્નિને શાન્ત કરવા પ્રયાસ કરવા લાગ્યા પણ થોડા વિચારશીલ લોકોએ અખતરો કરવાનુ માથે લીધુ અને જ્ઞાનપ્રકાશની પાછળ પાછળ ગુફામા પ્રવેશ કર્યો. ગુફામા ઘણી શોધ કરી પણ તિમિરરાયનો પત્તો લાગ્યો નહિ જ્ઞાનપ્રકાશના આગમનથી જ અધકારનો નાશ થયેલો.

સસારની ઘેરી ગુફામા અજ્ઞાનરૂપી અધકાર જબરદસ્ત રાક્ષસ છે. આ માયાવી રાક્ષસે માનવીઓની હૃદયગુફામા મચોટ રીતે સ્થાન લીધુ હોય છે, તે સ્વર્ગમાથી નરક ઊભુ કરે છે અને પરમ પવિત્ર શાન્તિના વાતાવરણને ડોળી નાખી ઉદ્વેગ ને ઉત્પાત ઊભા કરે છે.

સસારની સમગ્ર યાતનાઓ, દુનિયાના બધા દુઃખો, જગતની સર્વ આળ-પપાળ ને જાળ માનવીના અતરથી જ ઉદ્ભવે છે અને માનવીને દેવ તત્ત્વથી દૂર કરી રાક્ષસી તત્ત્વ તરફ લઇ જાય છે. મઆગના નિબિડ તિમિરમા અથડાતો માનવી ખરા જ્ઞાનપ્રકાશના પરિચયમા આવતા સત્યને, પ્રકાશને, જ્ઞાનને પામે છે.

બોધ —અજ્ઞાનરૂપી અધકાર જ્ઞાનથી દૂર કરી શકાય,

જ્ઞાનનો પ્રકાશ સ્વયંપ્રેરિત આંતર પ્રદેશમાંથી ઉદ્ભવેલો હોય તો, બાહ્ય ઉપચારો, અપવાસ, તપ, જપ, જાપ અને કર્મ-કાંડથી ખરા જ્ઞાનની પ્રતીતિ થતી નથી.

[ ૪૦ ]

## ગાંડીનો કુકડો

દુઃખની પરંપરામાંથી પસાર થતાં કેસરનું મગજ થોડાં વર્ષોથી અસ્વસ્થ થઇ ગયેલું. કેસરને છોડી, તેનાં બધાં જ આપ્તજનો અનંતતાને ખોળે પોઢી ગયાં હતાં. હવે માત્ર કેસરની દુનિયામાં અને કેસરના જીવનમાં હતો એક કુકડો. કુકડો તેનું સર્વસ્વ હતું, કુકડાને તે પુત્રસમો વ્હાલ કરતી અને પાળતી. સંસારમાં માનવીઓ—ડાહ્યાં કે ગાંડાં—એવાં કંઇ આલંબનથી જ જીવનની મજલ પૂરી કરતાં હોય છે ને? કેસર પણ કુકડાના સાન્નિધ્યમાં જીવનયાત્રા પૂરી કરી રહી હતી.

ગામના લોકો કેસરને સતાવતા હતા, તેનાં અનેક નામ પાડતા હતા, તેને કોઇને કોઈ બહાને ખીજવતા હતા. કેસરે એક દિવસ તો કંટાળીને ગામલોકોને નોટીસ આપી દીધી. " તમે લોકો મને પજવો છો, હેરાન કરો છો, પણ ધ્યાનમાં રાખજો હું તમારી ઉપર વેર ન લઉં તો !" લોકોએ કેસરને ...સી કાઢી. " ધ્યાન રાખો, તમે મને હસો છો, પણ હું બહુ સખત થઇશ. " કેસરે દઢતાથી કહ્યું. લોકોએ પૂછયુંઃ " શું કરશે તું ? તારાથી અમને શું થઇ શકે એમ છે?"

" એ વાતમાં શું માલ છે ? હું ધારૂં તો તમને સૂર્યના ..કાશથી વંચિત રાખી શકું તેમ છું. " કેસરે ક્રોધના આવેશમાં પોતાની શકિતનો એકરાર કર્યો.

લોકોએ પૂછ્યું: "એ તે વળી તારાથી કેમ થઈ શકે? જા જા, ગાંડી, તારૂં તો ભેજું ચસકી ગયું છે."

હવે કેસરના મગજની લગામ કાબુમાં રહે તેમ નહોતું. "મારો કુકડો જ્યારે બોલે છે ત્યારે સૂર્ય ઉગે છે. જો તમે મને ગાંડી ગણી પજવશો તો હું મારો કુકડો લઇ બીજે ગામ ચાલી જઇશ, અને પછી જો જો કે સૂર્ય કેમ ઉગે છે?"

કુકડાના બોલવા સમયે સૂર્ય ઉગે છે તે વાત સત્ય છે, પણ સૂર્ય ઉગવાનું તે કારણ નથી. કેસર તો ગામ છોડી ચાલી ગઇ, અને બીજે ગામ ગઇ, છતાં પણ સવાર થતાં કુકડો બોલ્યો અને બધા ગામમાં સૂર્ય ઉગ્યો. કેસરને આથી ઘણું દુઃખ થયું.

માનવહૃદયમાં ઘર કરી બેઠેલી વાસનાઓ અને ઇચ્છાઓની પરિતૃપ્તિ માટેની ઝંખના કુકડાનું બોલવું છે. વાસના-, ની ઝંખના કરતાં પ્રાપ્ત થતાં સાધનો સૂર્યના ઉગવાં જેવાં છે. ભૌતિક વસ્તુઓ કે પાર્થિવ સાધનાની પર્યાપ્તિ માટે સેવવામાં આવતી ઝંખના-સકામ સેવા, ઉપાસના, તપ, દાનધર્મ વિગેરે વાસ્તવમાં કંઇ આપી શકતાં નથી. એ તો કેવળ અકસ્માત જ હોય છે. છતાં મૂર્ખ મન માની લે છે કે ઝંખનાના પરિણામે ફળસિદ્ધિ મળી. પરંતુ તે અશક્ય છે, એ તો આત્માને છેતરવાની ચાલબાજી છે. બહિર્મુખ ઉપાસના કે બાહ્ય આલંબનોથી કોઇ દિવસ માનવીનું સાચું શ્રેય સંભવી શકતું નથી.

બ્રહ્માંડોને પ્રકાશમાન કરતો સૂર્યોનો સૂર્ય તો માનવીની અંદર જ રહેલો છે. જીવનનાં સર્વ સાધનો અને સર્વ પ્રસંગો *આ અસીમ સૂર્યથી નિયંત્રિત બને છે. એ છે સ્વયં પ્રકાશિત*

આત્મદીપ આત્મદીપના પ્રકાશે જીવનનું પ્રભાત પ્રકાશે છે, એ આત્મદીપને માયાની અંધાર પિછોડીમાં વીંટતાં જીવનની સંધ્યા અને રાત્રિ સંભવે છે.

**બોધઃ**—જીવનની ઉચ્ચ આધ્યાત્મિક કક્ષાએ પ્રાપ્ત થતું આનંદ ઝરણું, બહિર્મુખ ઉપાસનાનું પરિણામ માની લેવું, તે ખોટી વિચારણા છે.



" હે ઉદ્ધવ ! સત્ત્વ, રજસ્ અને તમસ્ એ બુધ્ધિના ગુણ છે, આત્માના નહી. સત્ત્વવડે રજોગુણ અને તમોગુણને પ્રથમ જીતી લેવા અને પછી સત્ત્વની પ્રવૃત્તિને સત્ત્વ ( વિચાર વિવેકાદિ ) વડે શાન્ત કરવી. સત્ત્વગુણથી જ પુરુષને મારી ભક્તિરૂપ ધર્મની પ્રાપ્તિ થાય છે. સાત્ત્વિક વસ્તુઓના સેવનથી સત્ત્વગુણ વધે છે અને એનાથી મારી ભક્તિરૂપ ધર્મમાં પ્રવૃત્તિ થાય છે. ”

શ્રી ભાગવત; એકાદશસ્કંધ

# પ્રસંગસ્ફૂર્તિ



—મહેસાણામાં અંબાજીના મંદિરમાં સળીઆ તોડી ધાડપાડુઓ દોઢેક હજારની કિંમતનો માલ ઉઠાવી ગયા હતા

—કોલ્હાપુર પાસે આવેલા કુંભોજ ગામમાં દિગંબરજૈનોએ શ્વેતાંબરજૈનોનું નવું ચણાતું મંદિર તોડી પાડયું છે.

—ગોધરાના દેરાસરના નાણાંનો વહીવટદારો અંગત રીતે ઉપયોગ કરે છે એવો સુધારક જૈન યુવાનોનો આક્ષેપ છે. વાત અદાલતે ચઢવા સંભવ છે.

—ગુજરાત સાહિત્ય સભાના વાર્ષિક વ્યાખ્યાન તરીકે ડૉ. હરિપ્રસાદ દેસાઇએ ધર્મારણ્ય અને બ્રહ્મક્ષેત્ર ( ઉત્તર ગુજરાત અને ઇડર પ્રદેશ ) ના પૌરાણિક ઇતિહાસ પર ભાષણ કર્યું હતું.

—ટાંગાવાળા સાથે દર વિષે રકઝક થતાં દહેરાદુનમા કોમી રમખાણ થયું હતું, આ માટે ૧૭ માણસોને પકડવામાં આવ્યા છે.

—મુંબઇમાં ફણસવાડીનાં વ્યંકટેશ મંદિરમાં શ્રી ૧૦૦૮ શ્રી જગદ્‌ગુરુ શ્રી કૃષ્ણમાચાર્યજી મહારાજની અધ્યક્ષતા નીચે અધિક જેઠ સુદ છઠથી પૂર્ણિમા સુધી યજ્ઞ સમારંભ તથા ૧૦૮ ભાગવત સપ્તાહ પારાયણ વિશ્વશાંતિ માટે કરવાનાં આવ્યાં છે.

—મુંબાઈ આર્યસમાજ તરફથી શિશુગૃહ, અનાથ બાલાશ્રમ અને અનાથ મહિલાશ્રમ શરૂ થનાર છે. બાલાશ્રમ માટે શ્રી. બિહારીલાલ નાઝરે રૂા. ૧૦૦૦૦ ની સખાવત કરી છે.

—અમરાવતીમાં ગણપતિવિસર્જનના સરઘસ વખતે કોમી અથડામણ થઈ હતી. ૧૪૪ મી કલમ જાહેર થઇ છે.

—પોરબંદરના મહારાણાએ રાજકોટના રામકૃષ્ણ આશ્રમમાં વિવેકાનંદ ગુરુકુળની ઉદ્ઘાટન ક્રિયા કરી હતી અને તેના ફંડમાં રૂ. ૧૦૦૦) આપ્યા હતા.

—રાણપુરમાં શ્રીકૃષ્ણ કાર્યાલય તરફથી તત્ત્વજ્ઞાન અને ચિંતનના ગ્રંથોની 'પૂર્ણમાળા' નામે ગ્રંથમાળા શરૂ કરવામાં આવી છે. 'આનંદમય જીવનરહસ્ય ' એ નામનું પહેલું પુસ્તક બહાર પડયું છે.

—ભાવનગરમાં તા. ૨૮ થી ૩૦ એપ્રિલ સુધી બુદ્ધ જયંતી ઉજવવામાં આવી હતી.

—શ્રી સયાજી બાળજ્ઞાનમાળા તરફથી ' ગુરુનાનક ' અને ' ગુરુ ગોવિંદસિંહ ' એ પુસ્તકો બહાર પડયાં છે.

—તા ૧૦ મી મે ને રોજ અમદાવાદમાં હિંદુસભાની દોરવણી હેઠળ શ્રી. વામનરાવ ધોળકિયાના પ્રમુખપદે પાકીસ્તાન વિરોધી અખંડ ભારત દિન ઉજવવામા આવ્યો હતો.

—થોડા માસ પહેલાં બે વાગડીઆ જૈનો એક ગરીબ કચ્છી જૈનના આઠ વર્ષના છોકરાને ઉઠાવી ગયા હતા, અને તેને એક જતીને વેચ્યો હતો. જતીએ એક જૈન સાધુને સોંપ્યો હતો, જેની પાસેથી તે મળી આવ્યો છે. ઉઠાવી જનાર જૈનો પકડાતાં એકે ફાંસો ખાધો છે, અને બીજો જામીનપર છૂટી ભાગી ગયો છે. દીક્ષા માટે આ મનુષ્ય-વેચાણ થયેલું.

—મુંબાઇમાં શ્રી. જમનાદાસ મહેતાના પ્રમુખપદે પાકીસ્તાન વિરોધ દિન ઉજવાયો હતો.

—તા. ૭-૫-૪૨ ને રોજ માલસર મુકામે ભજનાનંદી મહાત્માશ્રી પ્રેમાનંદજીની પુણ્યતિથિ ઉજવવામાં આવી હતી.

—અમરેલી તાબે ગોવિંદપુરામાં ગરીબો માટે અન્નક્ષેત્ર ખોલાયું છે.

—ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ કેનોપનિષદનો અનુવાદ રા. મણીલાલ છબારામ ભટ્ટ પાસે કરાવી છપાવ્યો છે.

ના, એવો કશો અધિકાર છે જ નહિ છે તેનો નાશ કેવો ? તું છે-જગત છે—આ બધા છે-એરને બધા રહેશે પણ રૂપાન્તર પામશે, દેહ બદલશે, કર્મ અને કર્મફલમાં ફસેલા, કર્તા અને ભોક્તા બનીને અથડાતા પીટાતા એ બધા રહેશે-બીજા શરીર પામશે એની ચિન્તા શી ? સ્વભાવ પ્રમાણે સૌ કર્મ કરવા ઊભા છે, સૌ સ્વભાવ પ્રમાણે કર્મ કરશે, કર્મ કરશે એટલે ભોગ ભોગવશે, અને નર્યા સુખના ભોગ કોઈને સાંપડ્યા હોય એમ જોયુ કે સાંભળ્યુ છે કોઈ દહાડો આ વિચારી જગતમા ? દાતની બે બાજુ જેવા દ્વંદ્વના જોડકા છે સુખની બીજી બાજુ દુઃખ હર્ષની બીજી બાજુ શોક હારની બીજી બાજુ જીત-આમ એ દ્વંદ્વ બંધન તો મોહગ્રસ્ત જીવાત્માને લાગેલાજ છે, અને એજ તને મૂઝવે છે, તુ એથી જ હતાશ થયો છે તને આશા છે જીતવાની, તને ભ્રાન્તિ છે મિત્રોને જીવાડવાની પણ તારો એ દેહમોહ છે બધો વિનાશી દેહને તુ મનુષ્ય સમજે છે, આ તારો વિકાર છે, એ તારો જ્વર છે, એ સંતાપથી તુ તપી રહ્યો છે એ તાપને દૂર કર, એ થથરાટ એ ધ્રૂજારી, એ કંપ તારી ધીરતાને દબાવી બેઠા છે માટે કહુ છુ કે युध्यस्व विगतज्वर — લડવા તૈયાર થા પણ અંતરનો તાપ શમાવીને

\+ \+ \+

અનેક જન્મ ધારણ કરતા કરતા, બ્રહ્માંડમા અનેક સ્થળે સબધો બાંધતા બાંધતા, અનેક જાતની લેવડ દેવડ અને લેણદેણનો હિસાબ કરતા કરતા અહીં સૌ આવી મળ્યા છે સૌ લડશે મરશે વળી પાછા જન્મશે વળી પાછા લડશે, દ્વંદ્વોના બંધનમા બંધાયેલા આ જીવાત્માઓના રોગ આમ ને આમ સસારકાંડમા ખદબદ્યા કરશે તુ એમાથી મુક્ત થઇ જા

\+ \+ \+

તુ દેહ નથી, ક્ષુદ્ર જીવાત્મા નથી, તને હુ કોણ છુ ? કોણ મરશે ? કોણ જીવશે ? કોણ હારશે ? કોણ જીતશે ? આ બધી જિજ્ઞાસા થઈ

છે, એ વાસ્તવિક છે—અને તેથી જ કહું છું કે સાચું જ્ઞાન તો આથી ઊલટું છે; જગત અને જીવાત્માના સ્વભાવ કરતાં આત્માનો સ્વભાવ વિપરીત છે. જગત અને જીવ અનિત્ય—આત્મા નિત્ય; જગત અને જીવ ચૈતન્યનો આભાસ—આત્મા ચૈતન્ય સ્વરૂપ; જગત અને જીવ દુ:ખનો ભંડાર—આત્મા આનંદઘન રસરૂપ; તું અંતરમાં અધ્યાત્મદૃષ્ટિ ભર; જ્ઞાનચક્ષુ ઊઘાડ; નિરાશી થા; આશાના તૃણભંડારને સળગાવી દે; મમત્વ વિસારી મૂક; **તું પોતે એક અને અખંડ** છે. જ્યાં દ્વૈતનોજ ભાસ નહીં, ત્યાં મમત્વ-મારાપણું કોણ કોના ઉપર કરે ? ઊઠ, લડ, લડવા તૈયાર થા; પણ સંભાળ—થા विगतज्वरः ।

× × ×

જ્વર કહાડી નાંખ, દૈવી સંપદમાં ત્હારો જન્મ ! એ દૈવી સંપદના પ્રભાવે તો હું તું મિત્ર છીએ ! મારો મિત્ર આવો અજ્ઞાની ? મોહકંપ કે વાસનાજ્વર એને સંતાપે એ શું ? આવાં તો અસંખ્ય શરીરો મ્હેં ત્હેં ધારણ કર્યાં. દૈવી લીલા કરી; આસુરીઓને દબાવ્યા; દૈવી જીવાત્માઓને, સાધુપુરુષોને, પુણ્યશાલીને ઊચે ચ્હડાવ્યા ! માટે ઊઠ, ઊભો થા ! योगस्थ कुरु कर्माणि—આત્મા સાથે અભેદભાવ રૂપી તારા જ્ઞાનનો યોગ અનુભવ, અને પછી પ્રકૃતિમાં દૈવી સંપદ્ આવે, એને સ્વભાવવશ કર્મ કરવા દે, દૈવી સંપદ્ના ખેલમાં અને આત્મજ્ઞાનના પ્રકાશમાં ભય કેવો ? વાસનાનો સંગ છોડ ! सगंत्यक्त्वा અને सिद्ध्यसिद्ध्यो: समोभूत्वा કર્મ કર; અસંગ, નિર્લેપ આત્માને મોહસંગ કેવો ? સિદ્ધિ અસિદ્ધિની ભ્રાન્તિ કેવી ? આત્મજ્ઞાનસ્વરૂપ અભેદ યોગ એટલે તો ચિત્તની સમતા—અને ચિત્તની સમતા એ જ આત્માની નિર્વિકાર અવસ્થા. તેથી જ કહું છું કે समत्त्व योग उच्यते। એ સમતા થઈ કે તું યોગી અને જ્ઞાની-સદા સર્વથા નિત્યમુક્ત !

અર્જુનના તાપ શમ્યા ! મોહ નાશ પામ્યો; અને તરત જ ભગવાનના ચરણકમલમાં-એના સમર્થ સદ્ગુરુના પાદપંકજમાં

૨

એ મસ્તક મૂકીને કહે છે કે—

नष्टो मोहः स्मृतिर्लब्धा, त्वत्प्रसादान्मयाऽच्युत।
स्थितोऽस्मि गतसंदेहः करिष्ये वचन तव ॥

અહો ! સદ્‌ગુરુદેવ ! મ્હારા ભગવાન, મ્હારો મોહ તો કપૂરની-પેઠે બળીને હતો નહોતો થઈ ગયો; મને હવે યાદ આવ્યું કે હું તો આત્મા-શુદ્ધ બ્રહ્મસ્વરૂપ છુ: મ્હારી સ્મૃતિ ઊઘડી, એ બધી આપની કૃપા છે, નાથ ! આપની જ કરુણા, આપની મ્હારાપરની અસીમ દયા. દેવ ! આપના પ્રસાદથી જ આ બધું બન્યું. મ્હારા ભવતાપ શમ્યા; આ તે યુદ્ધ કે આ કેવલ પ્રકૃતિમાં નિત્ય ચાલતો દૈવી આસુરીનો વિગ્રહ ? આસુરી હારે અને દૈવી જીત મેળવે, એ તો આપની લીલા ! હું એમાં નિમિત્ત થાઉં, એ પણ આપની કૃપા ! મ્હારી શંકાઓ ગઈ, અને હવે આપની આજ્ઞા શિરોધાર્ય છે, ભગવન્ ! હું ઊઠું છું. શરીર ક્ષત્રિય સ્વભાવનું છે, એ એનો ધર્મ બજાવશે, એ એની મેળે સ્વભાવપ્રેર્યું ધર્મયુદ્ધ ખેડશે; હું તો આ બધી અવસ્થામાં-બધાં કર્મમાં એ અકર્મસ્વરૂપ આત્માને જ નિહાળું છું. પ્રભો ! ધન્ય આપને ! ધન્ય આપના ઉપદેશને અને ધન્ય ધન્ય આપના આશીર્વાદને !

\+ \+ \+

આમ અર્જુનનું આંતરયુદ્ધ શમે છે; એનું અજ્ઞાન ઊડી જાય છે, અને પછી એ કૌરવ-પાંડવના યુદ્ધમાં વિજયી નીવડે છે. દૈવી સંપદની જીત ભગવાન કરી દેખાડે છે; અર્જુન સમજે છે કે " હું " એવું ઓળખાતું મ્હારું વ્યક્તિત્વ તો કેવલ નિમિત્ત માત્ર છે; કર્તા હર્તા તો **શ્રી હરિ** છે !

× × ×

એ ધર્મયુદ્ધે ભગવાનના **શ્રીમુખે** ભગવદ્‌ગીતા અપાવી ! વર્તમાનયુદ્ધ ભગવાન વિના ભગવદ્‌ગીતા ક્યાંથી અપાવે ? આસુરી

સંપદાનો આ યુદ્ધ કેવળ પ્રલયકાળના નૃત્ય જેવાં છે. છતાં આપણે ઇચ્છીએ, કે સૌને સદ્બુધ્ધિ સૂઝે! પરમાત્મા પોતાના અસીમ કરુણા-સાગરમાંથી, થોડાં પણ જ્ઞાનબિન્દુ છાંટે કે સૌને વિશ્રાંતિનો માર્ગ સૂઝે અને આ સંહારમાંથી સર્જન, અને કુસંપમાંથી પ્રેમની ઉષા ઊઘડે—સૌને થોડી આત્મજાગૃતિ આવે!

* * *

સાધક! ભગવદ્ગીતા ભણ અને આંતરયુદ્ધ શમાવ. આત્મજ્ઞાન વિના દૈવી આસુરીના વિગ્રહમાં પડીશ તો કૌરવોની પેઠે હતો નહોતો થઈ જઈશ; તું અર્જુન થા! અર્જુનની જિજ્ઞાસા કેળવ; અર્જુનનો શિષ્યભાવ ધારણ કર! અર્જુનની આજ્ઞાધીનતા, અર્જુનની ભક્તિ, અને એની અપ્રતિમ શ્રદ્ધા હૃદયમાં ભરીને એ આત્મજ્ઞાનના અમૃતથી ત્હારો જ્વર શાંત કર! ભગવાન સદા સર્વથા જિજ્ઞાસુને જ્ઞાનસુધા પાવા તૈયાર છે! વિલંબ છે આપણી જિજ્ઞાસવૃત્તિને સતેજ કરવાનો!

× + +

પરમાત્મા આપણને સૌને આની આત્મદૃષ્ટિ કેળવવાના અધિકારી બનાવે!

  

 



# આર્ય તત્વજ્ઞાનની ભૂમિકાઓ

લેખક,-સ્વા. શ્રી. અદ્વૈતાનંદજી



આપણે બે પ્રકારની સૃષ્ટિઓની સાથે સતત સંપર્કમાં આવીએ છીએ, બાહ્ય અને આંતર. બુદ્ધિતત્ત્વનો વિકાસ થવા માંડે છે કે તરત મનુષ્ય આ બન્ને સૃષ્ટિઓનું નિરીક્ષણ કરી, તર્કશક્તિનો ઉપયોગ કરી, કારણ કાર્યના અચલ નિયમાનુસાર કારણોનો નિર્ણય કરી, તેમના ઉપર આધિપત્ય પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરે છે સામાન્ય રીતે બાહ્ય સૃષ્ટિની શોધખોળનું કામ પ્રથમ શરૂ થાય છે ને માનવ જીવનને લગતા અંતિમ પ્રશ્નોનો ઉત્તર તે દ્વારા પ્રાપ્ત કરવાનો પ્રયાસ કરવામાં આવે છે આર્ય સંસ્કૃતિના સર્વમાન્ય અપૌરુષેય પવિત્ર ગ્રંથ વેદમાં પણ આજ વિચારપદ્ધતિ ગ્રહણ કરવામાં આવી છે પૂર્વ વિભાગમાં બાહ્ય સૃષ્ટિનું અન્વેષણ કરી સૃષ્ટિની પીઠમાં રહેલા તત્ત્વના અસ્તિત્વ વિષે, તેના સ્વરૂપ વિષે ઘણા ગંભીર ભવ્ય નિર્ણયો કરવામાં આવ્યા છે વેદના ઉત્તર વિભાગમાં અન્ય માર્ગ લેવામાં આવ્યો છે. બાહ્ય સૃષ્ટિનું પૃથક્કરણ ન કરતા આંતરસૃષ્ટિનું પિંડનું, મનુષ્યના

શરીરનું અવલોકન કરવા તરફ વૃત્તિ વળી દેખાય છે. આપણા નાશવંત શરીરની પીઠમાં કાંઈ નિત્ય વસ્તુ છે કે કેમ? તેનો કોઈ નિત્ય સાક્ષી છે કે કેમ? હોય તો તેનું સ્વરૂપ કેવું છે? કેટલાએક કહે છે કે દેહના મૃત્યુ પછી આત્માનું અસ્તિત્વ રહે છે ને કેટલાએક કહે છે કે નથી રહેતું, તો તેમાં સત્ય શું છે? આ વિચારસરણી પ્રથમથી જુદા પ્રકારની છે. આમાં સૂક્ષ્મ સૃષ્ટિદ્વારા તેના અધિષ્ઠાનમાં પ્રવેશ કરવાનો પ્રયત્ન છે. પણ છેવટના નિર્ણયમાં કોઈ પણ પ્રકારનો ફેર પડયો નથી.

સનાતન સત્ય નિરપેક્ષ–અચલ–હોવાથી ગમે તે રસ્તે બુદ્ધિશાલી મનુષ્ય તેને જ પ્રાપ્ત કરી શકે છે. અર્વાચીન સમયમાં પણ વૈજ્ઞાનિકો સ્થૂલ સૃષ્ટિનું અવલોકન કરી જે સત્ય પ્રતિપાદન કરે છે, તેનો જ આપણા પૂર્વજોએ બીજી ભાષામાં આવિષ્કાર કર્યો છે. પિંડથી શરૂ કરો કે બ્રહ્માંડથી, સૂક્ષ્મથી શરૂ કરો કે સ્થૂલથી, ધૈર્ય સહિત નિડરપણે શાંત ચિત્તથી વિચાર કરવામાં આવે તો એક જ સનાતન સત્યનો મનુષ્યનાં અંતઃકરણમાં ઉદય થાય છે, કારણ કે **જ્ઞાન તો આત્માનું સ્વરૂપજ** છે. તે કાંઇ બહારથી આવતું નથી. પ્રયાસથી ચિત્તની અમુક અવસ્થા પ્રાપ્ત થાય એટલે તેની અંદર સ્ફુરણા આપોઆપજ થવા માંડે છે. સાધારણ રીતે આપણી માન્યતા એવી હોય છે કે જ્ઞાન બહારથી આવે છે પણ વાસ્તવિક રીતે તેમ નથી. બાહ્યાવલંબનોનો ઉપયોગ તો ફક્ત ચિત્તના વ્યાયામ માટે જ છે. ઉપર્યુક્ત બન્ને ય વિચારશ્રેણીઓનો ઉપયોગ કરીને માનવજાતિની સમક્ષ જીવનના મુખ્ય પ્રશ્નો વિષે જે ઉચ્ચતમ, ભવ્ય, સર્વોત્કૃષ્ટ વિચારો આપણા પૂર્વજોએ મૂકયા છે, તે વિષે આપણે સંક્ષિપ્તમાં વિચાર કરીએ.

આર્ય ધર્મમાં જીવ, સૃષ્ટિ અને ઈશ્વર સંબંધી, એમ ત્રણ મતો વિશેષ પ્રમાણમાં પ્રચલિત છે; દ્વૈત, વિશિષ્ટાદ્વૈત અને અદ્વૈત સર્વધર્મોની માન્યતાઓનું વર્ગીકરણ આ ત્રણ વિભાગોમાં કરવામાં કોઈપણ

પ્રકારની મુશ્કેલી નડે તેમ નથી

આ સર્વના મૂલમાં સાખ્ય દર્શન જ છે એ વાત ભૂલવી જોઈએ નહી તેમ આ ત્રણે ય મતોમા જે થોડો ઘણો મતભેદ છે, તે જીવના સ્વરૂપ વિષે તથા જીવ અને ઈશ્વરના પરસ્પર સબધ વિષે જ છે, તેનુ પણ વિસ્મરણુ ન થવુ જોઈએ

આપણી જ્ઞાનેન્દ્રિયો દ્વારા આપણને બાહ્ય જગતનુ જ્ઞાન થાય છે બાહ્ય વસ્તુનુ જ્ઞાન થવા માટે બાહ્યકરણુ સ્થૂલકરણ ને ઇન્દ્રિયના સયોગની પ્રથમ આવશ્યકતા છે તે ઉપરાત મનનો અને ઇન્દ્રિયનો પણ સયોગ થવો જોઈએ મન સકલ્પવિકલ્પાત્મક છે, તેથી નિશ્ચયાત્મક જ્ઞાનને માટે મનને બુદ્ધિનો આશ્રય લેવો પડે છે જ્યારે બુદ્ધિ નિર્ણય કરી " આ વસ્તુ આ છે " એવો પ્રતિધ્વનિ પાછો મન ઉપર પાડે છે ત્યારે જ્ઞાન થાય છે અને આ પ્રતિધ્વન્યાત્મક જ્ઞાનની સાથેજ પુરુષ અહકાર રૂપે મનમા પ્રગટે છે અમુક વસ્તુનુ જ્ઞાન થવામા આટલી ક્રિયાઓની અનિવાર્ય આવશ્યકતા છે

આખુ વિશ્વ અનિત્ય છે, પરિવર્તનશીલ છે, ક્ષણે ક્ષણે બદલાયા કરે છે, એવો આધુનિક ભૌતિક શાસ્ત્રનો પણ સિદ્ધાન્ત છે આ બાબતમા પ્રાચીન આર્ય તત્વશાસ્ત્ર અને અર્વાચીન ભૌતિક શાસ્ત્રની એકવાક્યતા છે જે પ્રમાણે બાહ્ય જગતની પ્રત્યેક વસ્તુ અસ્થિર છે, તેવી જ રીતે આપણા મન, બુદ્ધિ અને શરીર પણ અસ્થિર છે, વિકારાધીન છે તેથી જ્ઞાનપ્રાપ્તિ માટે એક એવી શક્તિની આવશ્યકતા છે કે જે સ્થાયી હોય અને ઇન્દ્રિયો દ્વારા પડતા સર્વ સસ્કારોને એકત્ર કરે આ અવિકારી અધિષ્ઠાનને, જીવ, પુરૂષ, આત્મા એવાં અનેક નામોથી સબોધન કરવામા આવે છે, આ જીવાત્મા—જે ચૈતન્ય છે, આકાશ અને પ્રાણ તત્વોથી પર છે, સ્થૂલ સૂક્ષ્મ શરીરથી પણ પર છે તેનો કોઈ પણ કાળે નાશ થતો નથી એજ કારણથી એને અજન્મા પણ કહેવામા આવે છે

દ્વૈતવાદીઓના મત પ્રમાણે સમગ્ર પ્રકૃતિ કોટયધિ જીવો, એક પરમાત્માના તાબામા છે પરમાત્મા સર્વત્ર સર્વવ્યાપક છે, પ્રકૃતિ ઉપર તથા અસખ્ય જીવાત્માઓ ઉપર તેનુ સ્વામિત્વ છે આ સસારમાં દુ ખનો આપણને જે અનુભવ થાય છે તેમા પરમાત્માનો કાઈ અપરાધ નથી આપણે પોતે જ તેને માટે જવાબદાર છીએ પ્રત્યેક જીવ અનતકાળથી અનેક પ્રકારના કર્મોનો ભાર વહન કરતો આવે છે અને તે પ્રમાણે તેનો જીવનક્રમ નિશ્ચિત થાય છે સારા કર્મોનુ પરિણામ સુખ છે અને ખોટા કર્મોનુ પરિણામ દુ ખ છે દ્વૈતવાદીઓના મતાનુસાર પણ જીવ સ્વભાવે તો શુદ્ધ છે પણ દુષ્ટ કર્મોથી તેનો સ્વભાવ આવૃત્ત થઇ જાય છે અને સત્કર્મોથી તે શુદ્ધ થાય છે, અને જેમ જેમ શુદ્ધિ પ્રાપ્ત થતી જાય છે તેમ તેમ તેના ખરા સ્વરૂપનુ ભાન તેને થતુ જાય છે કોઇ પણ મનુષ્ય સ્વભાવથી અશુદ્ધ કે અજ્ઞાનાવૃત્ત નથી સત્કર્મોના પ્રભાવથી જ્યારે સર્વ વિકારો નષ્ટ થાય છે ત્યારે જીવ સ્થૂલ શરીરનો ત્યાગ કરી સૂર્ય લોકમા જાય છે, ત્યા તેને એક પૂર્ણ મુકત જીવાત્મા ભેટે છે અને તેને ઉચ્ચતર લોકમા દોરી જાય છે, તેને બ્રહ્મલોક કહે છે ત્યા જન્મ મરણના બધન-માથી મુકત થઈ તે જીવ અનતકાળ પર્યન્ત રહે છે, ને અખડાનદનો ઉપભોગ કરે છે તેને દૈવી સામર્થ્ય પ્રાપ્ત થાય છે મા ! સૃષ્ટિ સર્જન કરવાની શકિત તેને પ્રાપ્ત થતી નથી કોઈપણ જીવાત્મા પરમાત્મા થઈ શકતો નથી બ્રહ્મલોકની પ્રાપ્તિ એજ જીવાત્માની ઉચ્ચતમ ગતિ છે

વિશિષ્ટાદ્વૈત મતાવલબીઓ આ અભિપ્રાય સ્વીકારતા નથી તેઓના મત પ્રમાણે દ્વૈતવાદીઓની માન્યતા એ કે ઈશ્વર જીવ પ્રકૃતિ ત્રણે ય ભિન્ન ભિન્ન પદાર્થો છે એ યુક્તિ વિરુદ્ધ છે તેમના મત પ્રમાણે જીવ, પ્રકૃતિ અને ઈશ્વર અનાદિ છે. પણ એક બીજાથી ભિન્ન નથી પરમાત્મા શરીરી છે આ સમગ્ર વિશ્વ જડચેતન પદાર્થોના સમૂહ સહિત તથા અસખ્ય જીવો સહિત પરમાત્માનુ શરીર છે પરમાત્મા

મૂળ સ્વરૂપને જાણવુ ? આપણી સ્થિતિ ખરેખર દયા પાત્ર જ છે આપણુ વાસ્તવિક સ્વરૂપ અનંત-સચ્ચિદાનંદ રૂપ હોવા છતા આપણે પ્રકૃતિના બંધનમા સપડાઈ ગયા છીએ અદ્વૈતમતાનુસાર આત્મા સબધી જ્ઞાન સત્સગથી મેળવવાથી, મનનથી તેને દૃઢ કરવાથી અને નિદિધ્યાસનથી-નિરતર ચિંતનથી-સ્વસ્વરૂપના અનુસધાનથી અવિદ્યા નષ્ટ થઈ જાય છે સત્ય જ સાભળવુ, સત્યનો જ વિચાર કરવો, " હુ બ્રહ્મ છુ, સચ્ચિદાનંદ સ્વરૂપ છુ,' આ વિચારને ચિત્તથી દૂર થવા દેવો નહી આના વિરોધી સર્વ વિચારોને-સર્વ ભાવનાઓને તિલાંજલી આપવી " હુ શરીર છુ હુ મન છુ " આ વિચારો બાલિશ છે શ્વાસેશ્વાસે " હુ બ્રહ્મ છુ ' એ ભાવના દૃઢ કરવી ને સમસ્ત નામરૂપાત્મક બ્રહ્માડને મગજમાથી ઉડાવી દેવુ. ' હુ પાપી છુ હુ દુખી છુ, મને આ માણસ, આ દેવ સહાય આપશે ને સુખી કરશે, આવા વિચારો મનમા લાવવા તે જ પાપ છે આત્મા પોતે સચ્ચિદાનંદ સ્વરૂપ હોવાથી કોની પાસેથી સહાયની તેને અપેક્ષા હોઈ શકે ! આપણા સિવાય આપણી જાતને મદદ કરનાર કોઈ પણ શક્તિ નથી, આપણે જ આપણા કર્તા સહર્તા છીએ જેમ રેશમનો કીડો પોતાના પેટમાથી તતુ કાઢી પોતાના શરીરને બાધી લે છે, તેમ આપણે પણ આપણી કલ્પનાથી જ બધાએલા છીએ આપણી કલ્પનાકૃત જાળ આપણે જ તોડવી જોઈએ સુખ, દુખ મોહ ઇત્યાદિ દેહાધ્યાસને લીધે જ છે ચચળ તથા અસ્થિર ચિત્તને સતત " સોડહમ્-તે હુ છુ ' નો પાઠ શીખવવો જોઈએ આ જપથી જ ચિત્તની શુદ્ધિ થઈ જાય છે. સર્વ વાસનાઓ અને આસકિતઓનો ત્યાગ થાય છે જ્ઞાનમાર્ગનુ શ્રવણ અને મનન એ કર્મ છે અને નિદિધ્યાસન ઉપાસના છે. અને આખરે તે અપરોક્ષાનુભવમા સમાઈ જાય છે, દૌર્બલ્ય ને કાયરતાનો, મદોત્સાહનો, સદતર બહિષ્કાર કરવો જોઈએ બલહીન મનુષ્ય કોઈ

પણ પ્રકારના યોગના, જ્ઞાન, ભક્તિ, કર્મ, રાજ્યોગ, હઠયોગ કે એવા બીજા કોઈ માર્ગનો અધિકારી થઈ શકતો નથી. વ્યવહારસિદ્ધિ માટે પણ મનોબળની આવશ્યકતા છે, તો પરમાર્થને માટે તો એથી અધિક બળની જરૂરિયાત હોય તે સ્વાભાવિક છે.

અદ્વૈતવાદ પ્રમાણે માયા, યા અજ્ઞાનનું મૂળસ્વરૂપ અનિર્વચનીય છે. તે સત્ નથી, કારણ કે સાંત છે. અસત્ય પણ નથી કારણ કે તેની વ્યાવહારિક સત્તાની સર્વેને પ્રતીતિ થાય છે. ને એક જ વસ્તુ એક વખતે સદસત્ પણ હોઇ શકે નહીં.

માયાના આવરણનો ભંગ કરી, સર્વ ભેદભાવનાઓનો ત્યાગ કરી સર્વત્ર, સર્વથા, સર્વદા એક જ આત્માનો અનુભવ કરવો એ જ અદ્વૈતમતનું પરમ લક્ષ્ય છે. સૂક્ષ્મમાં સૂક્ષ્મ જીવભાવ રહે તો પણ તે દાસત્વની નિશાની છે.

આર્ય તત્ત્વજ્ઞાનનાં આ ત્રણ મુખ્ય પગથિયાં છે, અને અદ્વૈતવાદ છેલ્લું પગથિયું છે. તેનાથી પર બુદ્ધિ જઈ શકે તેમ નથી. બુદ્ધિનું કામ કાર્યમાંથી કારણ શોધી મૂળ કારણ સુધી પહોંચવાનું છે, તથા કાર્યમાંથી કારણની ઉત્પત્તિનો ક્રમ નિશ્ચય કરવાનું છે. આદ્ય કારણ એક જ છે, તેનાથી પર કાંઇ નથી એવો નિર્ણય થાય એટલે બુદ્ધિનું કાર્ય સમાપ્ત થાય છે. એક જ પદાર્થમાંથી સર્વ સૃષ્ટિ નિર્માણ થઈ છે ને થશે તે જાણવું એ બૌધ્ધિક જ્ઞાનની પરાકાષ્ઠા છે. વિશ્વવ્યાપક પ્રેમ થવો તે હાર્દિક વિશ્વવિકાસની પરાકાષ્ઠા છે. સર્વલોકસંગ્રહાર્થ પ્રવૃત્તિ કરવી એ ક્રિયાશક્તિના વિકાસની પરાકાષ્ઠા છે અને એકત્વની અનુભૂતિ કરવી તે અપરોક્ષ જ્ઞાનની પરાકાષ્ઠા છે.

અદ્વૈતસિદ્ધાન્ત સાધારણ જનસમાજને માટે નથી. તેને સમજવામાં અતિ સૂક્ષ્મ બુદ્ધિની આવશ્યકતા છે તથા તેને વ્યવહારમાં ઉતારવામાં મનોબળ જોઇએ; પ્રથમ દ્વૈતની ભૂમિકાથી શરૂ કરી જેમ જેમ

'દેવ' પથ — નમે સુજન પેખતાં, સુગુણ સાધના લક્ષ દે;
ગમે દુરજને દયા, મતિ સુધારવા કષ્ટ લે.
ગ્રહે વિતક જે વિતે, જગત સૌખ્ય સાધે જહીં;
ચહે જતન દીનનાં, દરસ ઈશ લાધે તહીં.
સદા નિયમમાં રહે, સુમતિ સંયમે શોભતા;
પ્રભા વદને, છાઈ રહે, નયન દર્શને લોભતા.
વહે પરહિતે સદાચરણ જીન્દગીમાં વણે;
રહે અમર સત્વમાં, મનુજ દેવ જ્ઞાની ગણે.

શું થવું ? ક્યાં જવું? — જનો જનમતાં ધરે, ઉદરના જ સંસ્કારને;
સુસંગતિ થકી કરે, સહજ પાર સંસારને.
તમો ગુણ હૃદે વસે, મનુજ થાય તો દાનવો;
રજો ગુણ રસે લસે, રસિક હોય એ માનવો.
વસે અમર સત્વમાં, ત્રિગુણ શ્રેષ્ઠ પંથે જવા;
મથે મનુજ શી ગતે ? દનુજ, દેવમાં શું થવા ?
થશે દનૂજ નીચ ? કે, મનુજ, દેવ ઊંચા થશે ?
અધોગતિ વ ઉન્નતિ, પથ કયે જનો ક્યાં જશે?



"અત્યારે જે સંયોગોમાં તમે મૂકાયા હો, તેમાં સંતોષ માનીને એનો લાભ લો અને એ પ્રસંગોનો સદુપયોગ કરો. અત્યારે તમારામાં જેટલો દૈવી પ્રકાશ–જ્ઞાન અને શક્તિ હોય તેને અમલમાં મૂકો–આચરણમાં ઊતારો, એટલે પછી આગળ તો એની મેળે તમને સન્માર્ગ મળી રહેશે."

સ્વા. રામતીર્થ
(ઉન્નતિનો માર્ગ)

# ભક્તિમીમાંસા

(ગતાંકથી ચાલુ)

## ભક્તિ અને તિતિક્ષા

લેખકઃ-સ્વા. શ્રી. માધવતીર્થજી

卐

માણસના જીવનનું બરાબર નિરીક્ષણ કરતાં જણાઈ આવે છે, કે માણસના જીવનમાં ચાર પુરુષાર્થ છે, અને તેના ફળ તરીકે ચાર પ્રકારનાં સુખ મળે છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થ કહેવાય છે, અને તેના ફળ તરીકે મનનું સુખ, શરીરનું સુખ, પ્રાણનું સુખ અને આત્માનું સુખ એમ અનુક્રમે મળે છે. પહેલા નંબરનું સુખ માટે એટલે કે મનના સુખ માટે, મનની શાંતિ મેળવવા માટે કે દેશ-ભક્તિ માટે પણ સહન કરવું પડે છે; શરીરના સુખ માટે, ધન કમાવા માટે પણ સહન કરવું પડે છે, અને પ્રાણના સુખ માટે એટલે કે વિષયોના સુખ માટે પણ ઘણી મુશ્કેલીઓ વેઠવી પડે છે; પણ ચોથું સુખ એટલે આત્માના સુખ માટે કેટલાક એમ માની બેસે છે, કે પોતાના જીવનમાં કાંઈ પણ ફેરફાર કર્યા વગર અને પોતાનો સ્વભાવ ફેરવ્યા

વગર તે પ્રાપ્ત થઈ શકશે, પણ તે મોટી ભૂલ છે જે સુખ મેળવવા માટે જેટલી મહેનતની જરૂર હોય, જેટલા ત્યાગની જરૂર હોય, તે પ્રમાણે ભોગ આપવો જ જોઈએ કોઈ પણ મહાત્મા કોઈ પણ પ્રકારનું દુ ખ સહન કર્યા વગર આત્માનુ સુખ મેળવી શક્યા નથી.

ખરી રીતે જોતા વિષયનુ સુખ તો પશુઓને વગર મહેનતે મળે છે અને માણસોને તે સુખ મેળવવા પણ ઘણો પ્રયત્ન કરવો પડે છે, ઘણુ સહન કરવુ પડે છે અને એટલુ સહન કરતા માત્ર પશુઓના જેટલુ જ સુખ મળે, તો માણસના જીવનનુ સાર્થક થયુ છે એમ કહી શકાય નહિ

માણસનો જન્મ તો ઉત્તમ સુખ એટલે આત્માનુ સુખ મેળવવા માટે છે, અને તે માટે જે જે અગવડો ભોગવવી પડે તે ભોગવવાની તૈયારી રાખવી જોઈએ માત્ર શરીરનુ તપ કે મનનુ તપ કરવાથી જ કાર્યસિદ્ધિ થતી નથી શરીર, પ્રાણ અને મન એ ત્રણેની શુદ્ધિ આત્માનુ સુખ મેળવવા માટે જરૂરી છે. મનથી સમજાય કે અદ્વૈત સાચુ છે, એક તત્ત્વ સિવાય બીજુ કાઈ નથી, છતા તે વાત વ્યવહારમા વિસરી જવાય તો ફરી તે વાત મન પાસે ઘુટાવવી પડે મનથી તે વાત બરાબર સમજાઈ જાય, મન કહે કે આત્માનુ સુખ સાચુ છે છતા પ્રાણના પરમાણુ બીજુ સુખ માગ્યા કરે, શરીરના પરમાણુ ત્રીજુ સુખ માગ્યા કરે, ત્યારે તેમની માગણીઓનો ઈન્કાર કરી મન, પ્રાણ અને શરીરને શાત રાખી, આત્માનુ સ્વરૂપ ખુલ્લુ થવા માટે પોતાના હૃદયમા જગ્યા અને વખત આપવા, એમા ઘણી તિતિક્ષાની જરૂર છે, ઘણા વિઘ્નોની સામે થવુ પડશે એ તો એક એક પ્રકારની પોતાના સ્વભાવ સાથે મહાન લડાઈ છે આત્મા પ્રકૃતિના ગુણોથી બગડી જતો નથી, પણ પ્રકૃતિના ગુણોમા રમેલી અહતા આત્માનો સજાતીય પ્રવાહ રોકીને, આત્માનો સ્વભાવ ભૂલાવી દે છે અને આવુ કેટલી વાર બને છે, તેનો અનુભવ આ માર્ગના બધા સાધકોના જાણવામા હોય છે

માટે સાધકે બધા માયાના વિચાર કાઢી, કોરો, સૂકો થઈ જવાની તૈયારી રાખવી. બધી કલ્પના છોડયા વગર અંદરનો માર્ગ ખુલ્લો થતો નથી. જ્યારે એવો વિરહ જાગે કે આત્માના સુખ સિવાય બીજે કોઈ ઠેકાણે શાંતિ મળે નહિ, ત્યારે આત્માનો સ્વભાવ જાગ્રત થાય છે. તે માટે ભગવાન તરફ દીનતા જોઈએ અને વિષયો તરફ અભિમાન જોઈએ. વિષયો તરફ દીનતા વહી ન જાય એનું ધ્યાન રાખવું જોઈએ. આપણા અંતઃકરણમાં જેટલી શુદ્ધિ કાયમ માટે થઈ હોય છે, તેની ભગવાન કદર કરે છે. આપણાં બહારનાં કામ કરતાં આપણી અંદરની શુદ્ધિ વધારે ઉપયોગી છે. જો ભક્ત ભગવાનને ખરેખર ચાહતો હોય તો તેને ભગવાન સિવાય બીજી કોઈ જગ્યાએ સંતોષ થવો ન જોઈએ. જેને માત્ર ભગવાન જ જોઈએ છે તેની કોઈ સાધના નકામી જતી નથી. ભગવાનને માટે બધામાંથી આસક્તિ છોડવી એમાં ઘણો લાભ છે. તેનાથી મન નિર્મળ થાય છે અને ભગવાનમાં બરાબર ચોંટે છે. આખું જગત ગોટાળામાં પડે, તો યે ખરો ભક્ત અશાંત થતો નથી. તે બધા બનાવમાં ભગવાનની ઇચ્છા જોઇ શકે છે.

લાકડાં બાળવા માટે જેટલો અગ્નિ જોઇએ તેટલો ન મળે તો લાકડાં બળતાં નથી. તેવી જ રીતે ભક્તિ માટે જેટલો વિરહ જોઇએ તેટલો ન હોય તો જીવ ભાવ એટલે અહંકાર બળતો નથી, અને તે બળ્યા વગર ગરમી કે તેજ મળતાં નથી. એક સારો વિચાર, ભગવાન તરફ લઈ જાય એવી એક સારી વૃત્તિ ઉત્પન્ન થાય, એ બીજા બધા લાભ કરતાં વધારે કિંમતી વસ્તુ છે. એ જીવને ખોટા મોહમાંથી ઉત્થાન કરવામાં સહાયભૂત થાય છે.

જે જે વિચારો ભગવાન સંબંધના નથી તે એક પ્રકારની ચોરી છે. ગોપીઓના ઘરમાં જઈ શ્રી કૃષ્ણ માખણ ખાતા હતા, ત્યારે ગોપીઓ કૃષ્ણને પકડી જ્યારે યશોદાજી પાસે ફરિયાદ કરવા આવી, એટલે યશોદાજી કૃષ્ણને ઠપકો આપવા તૈયાર થયાં, ત્યારે કૃષ્ણે કહ્યું કે

## પરમહંસ સ્વા. શ્રી રામતીર્થજી
## ની
# નીતિકથાઓ

( ગતાંકથી ચાલુ )

કથક — શ્રી નર્મદાશંકર હરિશંકર વ્યાસ બી એ.



વાસના —

[ ૭ ]

### પવિત્ર છાયા

આ એક પરમ પવિત્ર અને ભદ્ર પુરુષની વાત છે. જેમ આકાશમાંથી તારાઓ તેજ વર્ષાવે છે, અને ઉદ્યાનમાંથી કુસુમો સુવાસ પ્રસરાવે છે, તેમ તે પોતાના દૈનિક જીવનક્રમમાં ડગલે ને પગલે સદ્‌ગુણની સેરો વહાવતો. એક માનવી આટલો પવિત્ર અને પ્રભુમય હોઇ શકે, એ જોઇ સ્વર્ગમા દેવતાઓ પણ આશ્ચર્યચકિત થયા અને પૃથ્વી ઉપર તેનાં દર્શન કરવા આવ્યા.

બે શબ્દમાંજ તેનો સારો યે જીવનવ્યવસાય સમાઇ જાય છે. તે આપતો–વળતરની આશા કે ઇચ્છા સિવાય; અને જે આપેલું તે બીજીજ પળે વીસરી જતો ! આ બાબત, એક શબ્દ પણ તેને મોંઢે કોઇ દિવસ ચડતો નહિ. સદા યે સ્મિત પથરાયેલા તેના ચહેરા ઉપર એ સ્પષ્ટ તરી આવતું. તેની દયાવૃત્તિ, તેની ક્ષમાવૃત્તિ અને તેની દાનવૃત્તિ તે બાબતની મૂક સાક્ષી પૂરતાં.

દેવતાઓએ પરમાત્માને કહ્યું. "પ્રભુ, તેને પરચાની અદ્‌ભૂત શકિત અર્પો."

પરમાત્માએ જવાબ આપ્યો, "હું સંમત છું, પૂછો તેની શી ઇચ્છા છે ?"

દેવતાઓએ મહાત્માને પૂછયું, "તમારા સ્પર્શથી રોગીઓના રોગ દૂર થાય, તેવું તમને ગમશે ?"

"નહિ," મહાત્માએ જવાબ આપ્યો, "હું ઇચ્છું કે એ શકિત માત્ર પરમાત્મામાંજ હોય."

"પાપાત્માઓનાં હૃદયનું પરિવર્તન કરી તેમને સન્માર્ગે લાવવાનું તમને ગમશે ?" દેવતાઓએ બીજો પ્રશ્ન કર્યો.

"નહિ, એ દેવતાઓનું કૃત્ય છે; હું કોઇનું પણ પરિવર્તન કરી શકું, એ ઢોંગ મારે નથી જોઇતો." મહાત્માએ જવાબ આપ્યો.

દેવતાઓએ આગળ પૂછયું, "ધૈર્યની આદર્શ પ્રતિમા સરખા બની, તમારા સદ્‌ગુણના તેજે માનવીઓને આકર્ષી

પ્રભુની કીર્તિ ઉજ્જવળ કરવી, એ તમને ગમશે ?"

મહાત્માએ જવાબ આપ્યો, "નહિ, જો માનવીઓ મારા તરફ આકર્ષાઈને આવશે, તો તેઓ પ્રભુથી તેટલાં વિમુખ થશે. પ્રભુની કીર્તિ ઉજ્જવળ કરનારો હું કોણ ?"

"ત્યારે તમારી ઇચ્છા શું છે ?" દેવતાઓએ જોરથી કહ્યું.

"હું શાની ઇચ્છા કરૂં ?" સ્મિતવદને સંત બોલ્યા. "પ્રભુની પરમકૃપાને હું પાત્ર બન્યો છું, તેથી બીજું અધિક શું હોઈ શકે ?"

દેવતાઓની ઇચ્છા હતી કે, તેણે કોઇપણ જાતના અદ્ભૂત પરચાની માગણી કરવી, નહિ તો બળજબરીથી એવી કોઈ શકિતનું આરોપણ તેનામાં કરવામાં આવશે.

દેવતાઓના આગ્રહને વશ થઇ, છેવટે સંત બોલ્યા, "બહુ સારૂં, ત્યારે મારામાં એવી શકિતનું આરોપણ કરો કે મારાથી સતત શુભ પરમાર્થનાં કર્તવ્યો થયા કરે–મને તેનું જરા યે ભાન થયા વિના."

આ સાંભળી દેવતાઓ ગૂંચવણમાં પડી ગયાં. બધાએ એક સાથે મળી મસલત કરી એક યુકિત ઘડી કાઢી. તે આ પ્રમાણેઃ–દરેક વખતે સંતનો પડછાયો કાંતો પાછળ અથવા તો બાજુમાં પડે, જેથી તે પોતે પડછાયાને જોઇ શકે નહિ, પરંતુ તે પડછાયામાં, રોગીઓના રોગ હરવાની, દુઃખીઓનાં દુઃખ દૂર કરવાની, તથા ગ્લાનિને શાન્ત પાડવાની શકિતનું આરોપણ કરવું.

અને થયું પણ તેજ પ્રમાણે. જ્યારે સંત ચાલતા ત્યારે તેમનો પડછાયો, કાંતો પાછળ કે કાંતો બાજુમાં, જ્યાં પડતો ત્યાં, શુષ્ક વેરાનને લીલી હરિયાળીમાં, કરમાયેલી કુંપળોને નૂતન ખીલવટમાં, સુકાયેલાં ઝરણોને મધુરાં વહેણમાં, રોગી ફિક્કાં બાળકોને નવા આરોગ્યમાં અને દુઃખી માતાઓને ઉલ્હાસ ને આનંદમાં ફેરવી નાંખતો.

પણ સંત મહાત્મા તો તેમના દૈનિક જીવનમાં, આકાશના તારાઓની અને ઉદ્યાનનાં પુષ્પોની માફક તેજ અને સુવાસ પ્રસરાવે જતા હતા-કશીએ તેની પ્રતીતિ વિના.

અને લોકો તેની નમ્રતાને માન આપી શાંતિથી તેમની પાછળ ચાલતાં,-તેના પરચાની વાત કર્યા વિના. ધીમે ધીમે વખત જતાં લોકો તેમનું નામ પણ ભૂલી ગયા અને માત્ર "પવિત્ર છાયા" તરીકેજ તેમને સંબોધવા લાગ્યા.

બોધ-જે વાસનાથી પર છે, તે આકાશના તારા અને ઉદ્યાનનાં પુષ્પની માફક સદા સર્વથા તેજ અને સુવાસ સતત પ્રસરાવે જાય છે. તે શુભ કરી રહેલ છે તેની પણ તેને પ્રતીતિ હોતી નથી.

[ ૮ ]

## રાજા;-રંકનો પણ રંક

એક સાધુની પાસે થોડા પૈસા હતા અને તે બાળકોને આપી દેવાની તૈયારીમાં હતો, તેવામાં ઘણાં ગરીબ માણસો પૈસા લેવા તેને વીંટાઇ વળ્યાં, પણ તેણે કોઇને એક રાતી પાઇ આપી નહિ. છેવટે, ત્યાંથી રાજા હાથીની અંબાડી ઉપર

બેસી પસાર થયો. સાધુએ રાજાની અંબાડી તરફ પૈસા નાંખ્યા. સાધુના આવા આશ્ચર્યજનક વર્તનથી રાજા તાજુબ થઈ ગયો. સાધુએ કહ્યું "પૈસા રાજા માટે હતા કારણ કે, એ સૌથી રંકમાં રંક છે.

રાજાએ કહ્યું,"હું ગરીબમાં ગરીબ માણસ કેવી રીતે?" સાધુએ જવાબ આપ્યો, "તું ગરીબ છે, કારણ કે તારા પરિગ્રહને સીમા નથી.રાજ્ય વધારવાની મહાત્ત્વાકાંક્ષા તારામાં સતત પ્રજ્વળ્યા કરે છે, ધનભંડાર ભરેલા હોવા છતાં, સદાય તું ધનની આવશ્યકતામાંજ હોય છે, માટે તું ગરીબમાં ગરીબ છે."

બોધઃ–સમૃદ્ધિ કે સંપત્તિના અભાવમાં ગરીબાઈ નથી, પણ પરિગ્રહની સતત ઇચ્છામાં રંકપણું રહેલું છે.

[ ૯ ]

## અંધાપાનો ઢોંગ

એક રાજાના દરબારમાં એક ઘણોજ રમૂજી, હાજર જવાબી અને હોંશિયાર શિઘ્ર કવિ હતો. રાજાને શિઘ્ર કવિતાનો બહુ શોખ હતો તેથી ઘણી વખત મોડી રાત સુધી કવિની સાથે આનંદમાં વખત પસાર કરતો. એક રાત્રે બહુ મોડે સુધી, કવિએ રાજાને પોતાની હાસ્ય વિનોદની વૃત્તિથી તથા શીઘ્ર કવિતા બનાવવાની શકિતથી, ખૂબ આનંદ કરાવ્યો. રાજા જ્યારે મોડી રાત્રે અંતઃપુરમાં ગયા, ત્યારે રાણીએ મોડું થવાનું કારણ પૂછયું. રાજાએ કહ્યું કે તેના દરબારમાં એક એવો રમૂજી અને બાહોશ માણસ છે, કે

જેની સાથે આજ સાંજના ગમ્મતમાં વખત પસાર કરતાં આટલું મોડું થઇ ગયું, તેનો ખ્યાલ પણ ન રહ્યો ! રાણીને તે માણસની બાબતમાં વિશેષ જાણવાની સહજ કુતૂહલતા થઇ અને રાજાને રાણીએ તે માણસના વિષયમાં વાતચીત કરતાં લગભગ રાત્રિ પસાર કરી નાંખી. રાણીની કુતૂહલતા તે માણસને જોવા માટે અનહદ વધી પડી અને તેણે રાજાને તે માણસને અંતઃરપુમાં લાવવા વિનંતી કરી.

રાજા કવિરાજને અંતઃપુરમાં લાવ્યા. કવિએ પોતાનું કાવ્યગાન, પોતાની વાર્તાઓ તથા અનેક પ્રકારની રમૂજ વડે અંતઃપુરની બધી સ્ત્રીઓનાં મન હરી લીધાં. કવિને પણ અંતઃપુરની મોહિની લાગી, અને ત્યાંજ રહી જવા એક બુટ્ટો ઉઠાવ્યો. પોતે અંધ છે અને આંખો સારી દેખાતી હોવા છતાં કંઈ દેખાતું નથી એમ જાહેર કર્યું. રાજાએ તેને ખરેખર આંધળો માની અંતઃપુરમાં રહેવાની પરવાનગી આપી; પણ સત્ય કોઇ દિવસ ઢાંકી શકાતું નથી, એક દિવસ તો જરૂર તે પ્રકાશમાં આવેજ છે.

**“ પાતાળમાં દાબેલું સત્ય પણ ફરી પ્રગટ થાય છે, કારણ કે પરમાત્માના અનંત કાન સત્યનો નાદ સતત સાંભળ્યા કરે છે.”**

જ્યારે કવિને રાજાના આવાસમાં માનપૂર્વક રાખવામાં આવ્યો, ત્યારે તેને પોતાને માટે બહુમાન થયું અને પોતાની સેવા માટે પરિચારકોને હુકમ કરવાનું તેને માટે સ્વાભાવિક બની ગયું. એક દિવસ કોઇ દાસીને તેણે ખુરશી લાવવા

ફરમાવ્યું, પણ દાસી ઘણી કામમાં હોવાથી કવિના હુકમની અવગણના કરી ચાલી ગઈ. બીજી દાસી પસાર થતાં કવિએ તેને હુકમ કર્યો પણ 'ખુરશીજ અહીં નથી' એમ કહી તે પણ પોતાના અન્ય કાર્યમાં મગ્ન થઈ ગઇ. હવે કવિનો મિજાજ ગયો, અને ક્રોધના આવેશમાં તેણે બૂમ મારી કહ્યું કે "શું આંધળી છે? આ ઓરડામાં અહીં ખુરશી પડી છે તે દેખાતી નથી?" કામ કરાવવાની હકુમતમાં અને ક્રોધના આવેશમાં કવિનું ખરું સ્વરૂપ ઉઘાડું થઇ ગયું અને પોતે અંધાપાનો ઢોંગ કર્યો છે, તે ઘડીભર ભુલાઈ ગયું. **સંસારમાં જુઠું બોલનાર સાથે સત્ય આ પ્રમાણે હાંસી કરે છે એ કુદરતનો કાનૂન છે.** દાસીને જ્યારે ખબર પડી કે કવિ ખરેખર અંધ નથી, પણ માત્ર અંધાપાનો ઢોંગ કરે છે, કે તુરતજ દોડતી, રાણી પાસે જઈ બધી હકીકત સાદર કરી; પરિણામે કવિને અંતઃપુરમાંથી દેશવટો મળ્યો અને થોડાજ સમય બાદ તેને ખરેખર અંધાપો આવ્યો.

કર્મની ગતિ ગહન છે! માનવી ભૂલી જાય છે કે પોતાની જ ઇચ્છાથી અને પોતાનીજ વાસનાઓથી તે પોતાનું શુભ અશુભ ભાવિ નક્કી કરે છે. માનવી પોતેજ પોતાના ભાવિનો નિર્માતા છે. કવિએ પોતેજ પોતાની સ્વેચ્છાએ અંધાપાને આવકાર આપ્યો અને કુદરતે તેને અંધાપો બક્ષ્યો; પણ ખરેખર અંધાપો આવતાં તે આક્રંદ કરવા બેસે છે, દાંત કચાવે છે અને છાતી કુટે છે, પણ એ બધું વ્યર્થ!

**બોધઃ**—જગતમાં પ્રત્યેક માનવી પોતાની ઇચ્છા,

પોતાની વાસના, અને પોતાનાં જ કર્મનાં ફળ લણે છે.

[ ૧૦ ]

## મૃત્યુને ભેટતો માનવી

એક થાકયો પાકયો વૃદ્ધ શ્રમજીવી, શ્રમના બોજાથી કંટાળી, કોઇ તરુની છાયામાં સંધ્યા સમયે, આરામનો દમ ખેંચવા, બોજાને દૂર કરી પગ વાળી બેઠો. થોડી પળો વીત્યા બાદ, તે જાણે કેમ જિન્દગીના બોજાથી કંટાળ્યો હોય તેમ મૃત્યુદેવને પુકારવા લાગ્યો !

" હે યમરાજ ! તમે પધારો અને મને જીવનઉપાધિમાંથી મુકત કરો ! "

તરતજ એક ભયંકર કારમી આકૃતિ તેની સમક્ષ આવી ખડી થઇ ગઇ, એ જોઇને તે આશ્ચર્ય અને ભયમાં ગરકાવ થઇ ગયો. તેણે એ આકૃતિને પૂછયું " કોણ છે તું ? "

" જેને તું આવાહન આપે છે તેજ હું મૃત્યુદેવ છું " આકૃતિએ જવાબ આપ્યો. " તારી ઇચ્છા પરિતૃપ્ત કરવાનેજ હાજર થયો છું. "

વૃદ્ધ માનવીએ ધ્રૂજતાં ધ્રૂજતાં કહ્યું, " મેં તમને, મને મૃત્યુના મુખમાં ધકેલી દેવા નથી બોલાવ્યા, પણ માત્ર આ બોજો ઊંચકવામાં મદદ કરવા અને મારી કાંધ ઉપર ફરી એને લાદી દેવાજ આવાહન કરેલું હતું. "

જગતનું પ્રત્યેક માનવી આમજ કરે છે. મૃત્યુને સદાય યાદ કરવા છતાં, જયારે ખરેખરૂં મૃત્યુ આવી પડે છે, ત્યારે

મૃત્યુને ભેટવા કોઇ તૈયાર નથી થતું. માણસ આપ મેળેજ જીવનની અંદર મુશ્કેલીઓના પહાડ કે દુઃખના દાવાનળ સર્જે છે. માનવી પોતેજ પોતાનો ભાગ્યનિર્માતા છે. પણ જ્યારે વસ્તુતઃ પરિણામ આગળ આવે છે ત્યારે તેજ માનવી થરથર કંપે છે, અને તેની અવગણના કરવાની કોશિષ કરે છે. મૃત્યુની ઇચ્છા કરવી, મૃત્યુને આવાહન આપવું અને પછી જ્યારે મૃત્યુ સમક્ષ આવે, ત્યારે પાછી પાની કરવી, એ કેમ બને ? જીવનની હરાજીમાં જે વસ્તુની વધારેમાં વધારે કિંમત આંકી, તે વસ્તુ સ્વીકારવીજ રહી.ગાડીનો ઘોડો દોડે તો ગાડીને પાછળ ઘસડાવું પડે તે અનિવાર્ય છે. એમ કોઇપણ જાતની ઇચ્છા કે વાસના પોષવાથી એ ઇચ્છા કે વાસનાનું ફળ વહોરવુંજ પડે.

**બોધ**—ઐહિક ઇચ્છાઓ અને કુવાસનાઓના અનિવાર્ય પરિણામ રૂપે માનવીને જીવનમાં દુઃખ, ગ્લાનિ, ઉદ્વેગ અને અશાન્તિ ભેટ તરીકે મળે છે.

[ ૧૧ ]

## મહાવિદ્યાલયનો અધ્યાપક

અમુક ધાર્મિક સંપ્રદાયના મત પ્રમાણે ચાલતા એક વિદ્યાલયની અંદર એક તેજસ્વી યુવાન અધ્યાપક તરીકે કામ કરતો હતો. તેણે પોતાના જીવનનું સર્વસ્વ એ વિદ્યાલયને ... સમર્પણ કરેલું. તે તેનો આજીવન સભ્ય બનેલો. અને પોતાની સર્વ શકિતઓ ખર્ચી વિદ્યાલયના ઉત્કર્ષ માટે

કામ કરતો. પણ વખત જતા તેનાં વિચારો વિસ્તૃત થવા લાગ્યા; તેનું દૃષ્ટિબિંદુ વિશાળ થવા લાગ્યું અને તેના આદર્શમાં પરિવર્તન થવા માંડયું. હવે કોઇપણ મતના વાડાની મર્યાદામાં રહીને કામ કરવું તેને માટે શું ગળામણ જેવું લાગવા માંડયું. રુઢિચુસ્ત મતધારીઓ સાથે તેનો કોઇ પણ રીતે મેળ ખાય તેમ નહોતું, પણ તેનાથી એ વાડ ઠેકી બહાર નીકળાય તેમ હતું જ નહિ. આજીવન સભ્ય બની પોતાની જાતને તેણે એ મતની જડ શૃંખલાઓથી જકડી દીધેલી. ન તો તે આપ મેળે તેમાંથી છૂટી શકે કે ન તો તેને કાર્યવાહકો મુક્તિ આપે. તેનું શરીર યંત્રવત્ કામ કર્યે જતું, જ્યારે તેનું મન અને હૃદય અન્ય પ્રદેશમાં વિહાર કરતાં. આવી રીતે મન અને શરીરના મેળ વિના, આચાર અને વિચારના સંયોજન વિના કર્મ અને કર્ત્તાની સંલગ્નતા વિના, માનવી પોતાનો જીવન-વ્યવસાય લાંબો વખત ખેંચી શકતો નથી. અસંગતતાઓથી ઘેરાયેલા માનવીની જીવનદોરી ટૂંકી થઇ જાય છે અને અકાળે જીવન સમાપ્તિ કરી ઇચ્છાઓના વિરોધાભાસમાંથી મુક્તિ મેળવે છે.

વાસ્તવિક રીતે માનવી પોતે સંયોગોનો સર્જક છે. સંયોગોનો સર્વસત્તાધીશ સ્વામી છે, પોતાનો ભાગ્યનિર્માતા છે, પણ છતાં સદાય દુઃખમાં રગદોળાતો તે વ્હેંતિયું જીવન જ જીવે છે. મુશ્કેલીઓનું મૂળ ઇચ્છાઓના વિરોધમાં જ હોય છે. કોઇ વખત અમુક ઇચ્છા પ્રબળ, તો કોઇ વખત બીજી ઇચ્છા પ્રબળ, એમ એક જ જીવનની અંદર કેટલાય ભાગ ભજવતો માનવી માત્ર ઇચ્છા અને વાસ-

નાનો કીડો જ છે. એ સામસામી વિરોધી ઇચ્છાઓનું અથડામણુ થાય છે અને અથડામણુના આઘાત અને પ્રત્યાઘાત મહીં માનવીના કરુણુ જીવનની સમાપ્તિ થઇ જાય છે. એકની તૃપ્તિમાં બીજીની ઉણુપ સાલે છે અને બીજીની તૃપ્તિમાં પ્હેલીની અતૃપ્તતા વિકરાળ બને છે. આ પ્રમાણે જ માનવીના ભૌતિક જીવનમાં–વાસનાની પરિતૃપ્તિમાં સુખને બદલે હંમેશાં દુઃખ જ રહેલું છે.

બોધઃ–ઇચ્છાઓના વિરોધાભાસમાંથી દુઃખ, કલેષ અને મુશ્કેલીઓ ઉપસ્થિત થાય છે.



# શ્રીકૃષ્ણલીલારહસ્ય

લેખકઃ-શ્રી. કેશવલાલ અં. ઠક્કરઃ એમ. એ. એલ્‌એલ્‌. બી.



શ્રુતિમાં પરમાત્માને રસરૂપ વર્ણવી રસો વૈ સઃ એવું ઉપનિષત્‌-કાલના દ્રષ્ટાઓએ ગાયું છે. સ્થૂલ ખટરસ અને સૂક્ષ્મ નવરસથી કેવલ વિલક્ષણ બ્રહ્મરસનું વર્ણન વાણીમાં કોઈ કરી શક્યું નથી. ભક્તોએ, જ્ઞાનીઓએ, યોગીઓએ અને સંત મહાત્માઓએ પોતાના અનુભવોદ્‌ગારદ્વારા અનિર્વચનીય બ્રહ્મરસની કાંઈક ઝાંખી કરાવી છે. આથી જ સદ્‌ગુરુ શ્રી અખાજી કહે છે કેઃ—

"અદભૂદ અગાધતા, રસના કહી ન જાય;
સુરત અખા તામેં શમે, તો રસના કયું કરી ગાય ?"

૨. આથી સગુણરૂપધારી લીલાવતાર ભગવાન શ્રીકૃષ્ણચંદ્રના જીવનરહસ્યદ્વારા આ લઘુલેખમાં અમરરસ પીવાનો અને પાવાનો યત્ન કર્યો છે. ઈશ્વરના દશ અવતારોમાં શ્રીકૃષ્ણ પરમાત્માનો અવતાર સોળેસોળ કળાનો પૂર્ણાવતાર ગણાય છે. ઈશ્વરાવતારનો હેતુ સ્પષ્ટ કરતાં પોતે શ્રીમુખે ગીતામાં કહે છેઃ-

यदायदा हि धर्मस्य ग्लानिर्भवति भारत।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम्॥
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम्।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे॥
( ગીતા અ. ૪, શ્લોક ૭-૮ )

અર્થાત્-" દયા સારૂ લે દશ અવતાર, અસુરનિકંદન ભક્તઉદ્ધાર;
દયાએ કીધું ગીતા ભાગવત, દયા કરી સમજાવ્યા સંત."
( શ્રી અખાજીના છપ્પા )

સારાંશ કે આ મર્ત્ય લોકમાં અસત્, અધર્મ અને અનીતિના પ્રવાહનું પ્રાબલ્ય જામે છે, ત્યારે સતનો, ધર્મનો અને નીતિનો ઉદ્ધાર કરવા માટે પરમાત્મા સ્વયંભૂ યુગેયુગે આકાશના છત્ર નીચે અને પૃથ્વીના પટ ઉપર અવતાર ધારણ કરે છે-એવું બ્રાહ્મી નિયમન છે.

૩. શ્રીમદ્ ભાગવતના એકશ્લોકી સાર ઉપરથી શ્રીકૃષ્ણ પ્રભુના જીવનનો સ્થૂલ ઇતિહાસ આપણા લક્ષમાં સહજ આવશે.

૪. શ્રી કૃષ્ણચન્દ્રનાં મુખ્ય લીલાધામ ગોકુળ, મથુરા અને દ્વારિકા આ ત્રણ છે. પ્રભુએ અવતાર ધારણ કરી ગોકુળમાં શ્રી નંદરાયને ત્યાં પધારી બાળલીલા કરી અઘાસુર, બકાસુર વગેરે દૈત્યોનો નાશ કર્યો હતો; અને નવ વરસની ઉમરે વૃંદાવનમાં ગોપીઓની સાથે રાસમંડળ રચાને રાસલીલા કરી હતી. પ્રભુ પોતાને જ મળ્યા છે એવા પ્રકારનું ગોપીઓને અભિમાન થતાં, તેમનો ગર્વ નિર્મૂળ કરવા પ્રભુ અંતર્ધાન થઈ ગયા હતા, અને ગોપીઓએ અનેકધા વિલાપ કર્યો ત્યારે તેઓશ્રીએ તેમને ફરી દર્શન દીધાં હતાં. આ કથા શ્રીમદ્-ભાગવતમાં રાસપંચાધ્યાય નામે પ્રસિદ્ધ છે. વળી, ગોવાળના સમૂહમાં ગોપરૂપમાં રહેતા પ્રભુ વિષે બ્રહ્માજીને ભ્રમ થયો; અને તેથી તેઓ ગોપ સહિત સર્વ ગાયોનું હરણ કરી ગયા. પ્રભુજીએ સર્વ ગોપ

ધેનુ નવીન ઉત્પન્ન કરી બ્રહ્માજીનો ભ્રમ દૂર કર્યો હતો. વળી, ઇંદ્રનો ગર્વ ઉતારી ગોવર્દ્ધન પર્વત ધારણ કરી પ્રભુજીએ ગોપગણને અનેક દેવોપાસનામાંથી એક ઇશ્વિરની અવિચળ ભક્તિ તરફ વાળ્યા હતા. એક વખત એવું બન્યું કે ગોવાળ સાથે ગેડી દડે રમતાં પ્રભુથી દડો કાલિંદીમાં પડ્યો કે જ્યાં કાલીનાગ નામનો મહાન ઝેરી નાગ રહેતો હતો. આ સ્થાનમાંથી દડો લાવવાની કોઇએ હિંમત ધરી નહીં; તેથી પ્રભુએ પોતે જ યમુનાના નીરમાં ઝંપલાવ્યું અને કાલીનાગને નાથીને બહાર આવ્યા. આવા પ્રકારની બાળ લીલામાં શ્રી કૃષ્ણચંદ્રે અગીઆર વર્ષ અને બાવન દિવસ ગોકુળમાં વ્યતીત કર્યા હતા. ભક્તહૃદય આ લીલાનું હાર્દ પોતાના અંતરમા અનુભવી શકે છે.

૫. આ પછી શ્રી કૃષ્ણચંદ્ર મથુરા ગયા; કારણ કે મથુરાના રાજા ઉગ્રસેનને કંસ અને દેવકી એ બે બાલકો હતાં. દેવકીનું લગ્ન વસુદેવ સાથે કરવામાં આવ્યું હતું, અને પોતાની બેનને સાસરે વળાવવા પૂર્ણ હર્ષભેર રથમાં આરૂઢ થઇને કંસ જતો હતો. રસ્તામાં આકાશવાણી થઇ કે "દેવકીનો આઠમો ગર્ભ તારો નાશ કરશે." આથી કંસ ક્રોધાન્વિત થઈ ખડ્ગ ખેંચી બેનનો વધ કરવા જતો હતો. પણ વસુદેવે ધૈર્ય અને જ્ઞાનથી શાંત પાડીને તેને કહ્યું કે—અબળાનો—અરે ! તારી બેનનો વધ કરવાથી તને સ્રીહત્યાનું પાપ લાગશે, વળી તને ડર માત્ર તેના આઠમા ગર્ભનો છે, તેનાથી ભય પામીને અમથડી જ તું તારી બેનનો વધ કરીશ તો જગત્ તારી હાંસી કરશે. આથી જો તને સંતોષ ન થતો હોય તો હું તારી બેનનાં પ્રત્યેક સંતાનને જન્મતાંની સાથે જ તને મોકલી આપવા કરારથી બંધાઉં છું. આ પ્રમાણે ડહાપણથી મહાત્માની વસુદેવે કંસને શાંત કરીને અણિનો પ્રસંગ વીતાવી દીધો. આથી દેવકીના આઠમા ગર્ભને-શ્રી કૃષ્ણને મારવા માટે કંસે અનેક યોજનાઓ રચી હતી; પરંતુ તે સર્વમાં નિષ્ફળ જવાથી તેણે ધનુર્યાગ નિમિત્તે શ્રીકૃષ્ણબળદેવને મથુરામાં આમંત્ર્યા હતા. આ

પ્રસંગે અનેક મહાવીર મલ્લોને કૃષ્ણનો નાશ કરવાની સૂચના કરી કંસે સજ્જ કર્યા હતા પણ પરમ ઐશ્વર્યસંપન્ન ભગવાન શ્રીકૃષ્ણચંદ્રે તે સૌનો નાશ કરી કંસનો વધ કર્યો હતો, અને ઉગ્રસેનને ગજગાદી આપી પોતાના માતપિતાને કારાગૃહમાથી મુક્ત કર્યા હતા બંધન મુક્ત થતા પિતા વસુદેવે શ્રી કૃષ્ણ બલરામને ઉપવીત ધારણ કરાવી ગુરુને ઘેર વિદ્યાભ્યાસ કરવા મોકલ્યા હતા ગુરુ સાંદીપનિને ત્યા રહી બ્રહ્મચર્યવ્રત ધારણ કરી પ્રભુએ ચોસઠ દિવસમા ચોસઠ વિદ્યાકળાનો અભ્યાસ કરી ગુરૂ દક્ષિણા આપી વિદ્યાભ્યાસ પૂર્ણ કર્યો હતો આ લીલાનુ હાર્દ જ્ઞાનીઓને અનુભવગમ્ય થશે

૬ કંસના વધથી ક્રોધાન્વિત થયેલો તેનો સસરો જરાસંધ ચઢી આવતા પ્રભુએ સાગરમા સુવર્ણમય દ્વારિકા વસાવી અને અષ્ટ પટરાણી અને ૧૬૧૦૦ કન્યાઓ સાથે લગ્ન કરી યોગેશ્વર શ્રીકૃષ્ણજીએ અનેક રૂપ ધારણ કરી ગૃહસ્થાશ્રમનુ પાલન કર્યું પોતાનો બાલસખા ભક્ત સુદામા દ્વારિકામા દર્શનાર્થે આવતા પ્રભુએ અતિ પ્રેમથી તેનો સત્કાર કર્યો હતો અને તેના મુઠીભર તાંદુલથી પ્રસન્ન થઈને તેને અઢળક સંપત્તિ આપી ત્યાર બાદ ઇંદ્રપ્રસ્થમા રાજ્ય કરતા પાંડવોએ દિગ્વિજય કરી રાજસૂય યજ્ઞ આરંભ્યો હતો આ દિગ્વિજયમા શ્રીકૃષ્ણચંદ્ર પાંડવોને અપૂર્વ સહાય કરી હતી, અને ભીમના હાથે જરાસંધનો વધ કરાવી અનેક રાજાઓને બંધનમાથી મુક્ત કર્યા હતા આથી તેઓશ્રીની કીર્તિ દિગંતમા પ્રસરી હતી વિશેષમા રાજસૂય યજ્ઞમા યુધિષ્ઠિરે સુમહત્ભગ ભગવાન શ્રીકૃષ્ણજીનુ સૌથી પ્રથમ પૂજન કર્યું, તેથી રાજા શિશુપાલે વિરોધ સૂર ઉઠાવ્યો અને શ્રીકૃષ્ણની નિંદા કરી તેથી તેનો સુદર્શન ચક્રથી શ્રીકૃષ્ણે શિરચ્છેદ કર્યો કુરુકુળમા પાંડવ કૌરવ વચ્ચે વિગ્રહ જાગતા વિષ્ટિ કરી ભગવાને દુર્યોધનાદિ કૌરવોને બહુ સમજાવ્યા, પરંતુ દુર્યોધન, દુઃશાસન, શકુનિ અને કર્ણના દુરાગ્રહથી કુરુક્ષેત્રમા મહાયુદ્ધ થયુ આ યુદ્ધમા પોતાના મિત્ર અને

ભક્ત અર્જુનના સારથિ બની ગીતાનો બોધ કરી ભગવાને અર્જુનનો મોહ નષ્ટ કર્યો અને પાંડવોને હાથે કૌરવોનો નાશ કરાવી ધર્મરાજ્યની સ્થાપના કરાવી હતી. આવી રીતે ભગવાન કૃષ્ણચંદ્રે અનેક અસુરોનો વધ કરી, ભક્તોનો ઉદ્ધાર કરી ભૂભાર ઉતાર્યો હતો. પરંતુ આ દરમિયાન યાદવકુળ ગર્વિષ્ઠ બની ગયું હતું, તેથી હાંસી નિમિત્તે યાદવો શાપિત થયા અને તેથી યદુકુળનો નાશ થયો. લીલાકાર્ય પૂર્ણ થતાં પારધિના તીરથી ઘવાતાં ભગવાન શ્રીકૃષ્ણચંદ્ર ૧૨૫ વર્ષની ઉમ્મરે વિદેહમુક્ત થયા હતા. આ લીલાનું હાર્દ જીવનમુક્તો અનુભવી શકે છે.

૭. ઉપરનાં વર્ણન ઉપરથી ભગવાન શ્રીકૃષ્ણચંદ્રના જીવનનાં મુખ્ય મુખ્ય લીલાકાર્યો દૃષ્ટિ સમક્ષ ખડાં થશે. હવે આમાં રહેલું આધ્યાત્મિક રહસ્ય વિચારીશું તો આપણે કૃતકૃત્ય થઈશું; અને આપણું જીવન સંગીતમય બની બ્રહ્મસંગીતમાં એકતાર થતાં આપણે અપૂર્વ મહાનંદ અનુભવી શકીશું. ખરેખર, મહાપુરુષોનાં કાર્યો અલૌકિક હોય છે અને તેમાં ઊંડું રહસ્ય રહેલું હોય છે. પ્રથમ આપણે ઈશ્વરાવતારની અપેક્ષા વિષે વિચાર કરીશું. જેમ બાળકોને ખાંડ કરતાં ખાંડનાં રમકડાં વધારે પ્રિય લાગે છે, તેમ જીવનની બાલ્યાવસ્થામાં વસ્તુનું જ્ઞાન નહીં હોવાથી અલખ નિરંજન નિરાકાર ઈશ્વરી સ્વરૂપની કાલ્પનિક મૂર્તિ ( Beau Ideal ) રચવાની મુમુક્ષુને જરૂર પડે છે. મૂર્તમાંથી અમૂર્તના નિયમનને અનુસરીને ( From the Concrete to the Abstract ) આ મૂર્તિમાં ઈશ્વરી ગુણોનું આરોપણ કરી તેનું શુદ્ધ, સરળ અને શ્રદ્ધાન્વિત અંતઃકરણપૂર્વક ધ્યાન કરતાં તલ્લીનતા જામે છે, અને શનૈઃ શનૈઃ ધ્યાતા ધ્યેયાકાર થવા માંડે છે, તેમજ સાચા જ્ઞાનનો આવિર્ભાવ થાય છે. સર્વત્ર ઈશ્વરી ભાવના પ્રકટે છે, અને પછીથી બ્રહ્માસ્મિ અને સર્વં ખલુ ઇદં બ્રહ્મ—આવી બ્રાહ્મીભાવના જાગ્રત થતાં જીવપણાનું નાનકડું 'હું અને મારું' વિલીન

થઈ જાય છે આથી સગુણ અને નિર્ગુણ બન્ને ઉપાસના સાધકના અધિકાર પરત્વે બરાબર અને સાચી છે આથી જ બ્રહ્મનિષ્ઠ મહાત્મા **શ્રી અખાજી** કહે છે કે —

જ્ઞાનીને મન બ્રહ્મ સબે, ઔર ભક્તકે પ્રતિમા રામ
એ દોનુ નિશ્ચય નહિ, અખા, તાકુ નહિ આરામ
( **શ્રી અખાજીની** અપ્રસિદ્ધ સાખીઓ )

સારાશ કે સગુણ કિંવા નિર્ગુણ એકના પણ તલસ્પર્શી અનુભવથી જીવને બધુ જ સીધુ ભાસે છે માત્ર વાદવિવાદમા જે જીવ સમય બરબાદ કરે છે તેની દશા ત્રિશકુ જેવી **અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ** થાય છે જ્યા સુધી ભેદદષ્ટિ છે ત્યા સુધી ઈશ્વરની સગુણોપાસના આવશ્યક છે અને આ ભેદાભેદ ગયે આપોઆપ નિર્ગુણત્વનુ ભાન થશે આથીજ ઈશ્વર અવતાર ધારણ કરે છે ઈશ્વર ષડૈશ્વર્ય ( સંપૂર્ણ જ્ઞાન સપૂર્ણ ધર્મ, સપૂર્ણ વૈરાગ્ય સપૂર્ણ લક્ષ્મી, સપૂર્ણ યશ, અને સપૂર્ણ બલ ) સપન્ન હોય છે આવા ઈશ્વરની સગુણોપાસનાદ્વારા જ નિર્ગુણ બ્રહ્મનો અનુભવ કરી શકાય છે

૮ તેથી **રાસલીલાનું** હાર્દ શુ છે, એ હવે આપણે આધ્યાત્મિક દષ્ટિએ વિચારીશુ ભગવાન વ્યાસજી કહે છે કે શ્રીકૃષ્ણચંદ્રની **રાસલીલાનુ** ખરૂ અને પૂરૂ રહસ્ય શુકદેવ જાણે છે અને હુ જાણુ છુ, અને યત્કિંચિત્ સંજય જાણે છે બાકી કોઈના જાણવામા નથી. એક વાકયમા કહીએ તો **વૃત્તિઓનું કૃષ્ણાકાર બનવું**, જગતનુ **ભાન ભૂલી** જવુ અને **લીનતા** આવવી એ જ **વાસ્તવિક રાસ** છે એક વાર પ્રભુની ઝાખી થતા જગતમા કોઈ પણ વસ્તુ સુખદ જણાતી નથી અને હરિભક્તિમા લીન થયેલાને માયિક પદાર્થોમાં રુચિ થતી જ નથી પ્રભુએ ગોપીઓની સાથે જે એક રાત્રિ ભજનમા ગાળી તે જ રાસક્રીડા છે પ્રભુપ્રાપ્તિમા ગર્વિષ્ઠ બનેલી ગોપીઓનો

ગર્વ ઉતારવા પ્રભુ અંતર્ધાન થઇ જતાં પ્રભુવિરહિણી ગોપીઓ ભાન ભૂલી ઝાડપાનને પ્રભુના સમાચાર પૂછી અખંડ અશ્રુપાત કરતી હતી. પ્રેમની આ પરાકાષ્ઠા છે. અને વિરહથી જ વસ્તુની પ્રાપ્તિ થાય છે વિરહમાં ઝૂરી મરતી ગોપીઓને પ્રભુએ દર્શન આપ્યાં, અને સદા તેમના અંતરમાં વાસ કરી રહેવાનું વચન આપ્યું, ત્યારે જ ગોપીઓ સૌ સૌને ઘેર ગઇ, અને સંસારમાં અલિપ્ત રહી જીવન ગાળવા લાગી. આ ઉપરથી સહજ સમજાશે કે પ્રભુપ્રાપ્તિ માટે મુમુક્ષુએ દીન અને અનાથ ( No master but God ) અર્થાત્ અહંમમત્વરહિત થવાની જરૂર છે અને સાચી ભકિતથી એક વાર પ્રભુની ઝાંખી થતાં વૃત્તિઓ તદાકાર જ રહે છે એ અનુભવસિદ્ધ વાત છે. ગોપીઓના આવા બેહદ પ્રેમથી જ ઉદ્ધવજી તેમને ઉપદેશ આપતાં શરમાઇ જાય છે, અને મુકત કંઠે ગોપીઓની પ્રશંસા કરે છે. સદ્‌ગુરૂ સાગરરાજ કહે છે કે:–

" જ્ઞાની કરો જાવ કૂડા જગતને, જોગી થતું જોણે જોઇએ. "
( દીવાને સાગર, દફતર બીજું )

રાજર્ષિ કલાપીદેવના શબ્દોમાં બોલીએ તો ગોપીઓ ઉદ્ધવજીને સ્પષ્ટ જ સંભળાવી દે છે કે:—

" હા ! લાખરંગી ઇશ્કનું, કો એકરંગી જામ છે !
મસ્તાનના મસ્તાન, એવું જામ પીનારા અમે. "

અર્થાત્ (શ્રીકૃષ્ણચંદ્રરૂપી) એકજ પ્રેમના પ્યાલામાં વિશ્વના લક્ષાવધિ સ્નેહોને ઘોળીને પી ગયેલી અમે બ્રહ્મમસ્ત નિજાનંદી ગોપીઓ છીએ. માટે તમે પણ મહારસ "પીઓ અને પાવ." પરમાત્માનો સાક્ષાત્કાર કરવો હોય તેણે પ્રભુની ગોપી બનવું જોઈએ, પ્રણય વિનાની પ્રણવધૂન સંભવે જ નહીં. આજ મહા રાજમાર્ગ છે. પ્રણય પ્રણવાકાર થતાં જ પૂર્ણતા અનુભવાય છે. ૐ.

૯. હવે જરા " કાલિયદમન ' નું રહસ્ય વિચારીએ. આ દેહ-નગરી કિંવા જગત એજ કાલિંદી; અને દેહાભિમાન-દેહાધ્યાસ-અહંકાર ( Mr. I ) એ જ કાલિયનાગ. આ નાગ અનેક વાસનારૂપી સ્ત્રીઓથી ઘેરાયેલો છે. શ્રીકૃષ્ણચંદ્રના પ્રવેશથી-સૂર્યના પ્રકાશથી જેમ તિમિરનો નાશ થાય તેમ અહંકારરૂપી કાલિયનાગનો નાશ થાય છે,નાગ ઝેર વગરનો થઇ જાય છે. આથીજ સદ્દગુરૂ શ્રી અખાજી કહે છે કે:-

" પૂર્ણ પરમેશ્વર નિહાળતાં જીવ ફાટે તત્કાલ "

( અપ્રસિદ્ધ સાખીઓ )

વળી, જેમ વિષ વગરના નાગને મારવાની જરૂર નથી. તેમ પ્રભુના ચરણરૂપ-" જ્ઞાન અને વૈરાગ્ય "ના સ્પર્શથી રાગદ્વેષ રહિત " અહં-ભાવ " અર્થાત બ્રહ્મૈવાહમ્ નો નાશ કરવાની જરૂર નથી; કારણ કે તે બંધનકર્તા નથી

૧૦. હવે આગળ મથુરાની લીલા તરફ વળીએ તો ' કંસવધ ' આપણું ખાસ ધ્યાન ખેંચે છે. કંસ એ આસુરી સંપત્તિના અધિષ્ઠાનરૂપ કામ છે. વસુધાના દેવ વસુદેવ જે જ્ઞાન, તેનું સાત્વિકવૃત્તિરૂપ દેવકી સાથે લગ્ન થતાં કાળને ભય ઉપજે અને તે દેવકીનો નાશ કરવા તત્પર થાય એ દૈવાસુર સંગ્રામમાં સ્વાભાવિક છે. જ્ઞાનનું સાત્વિકી-વૃત્તિ સાથે લગ્ન થતાં કામરૂપ કંસ સાત્વિકીવૃત્તિરૂપ દેવકીનો વિઘાતક થતાં અટકે છે. અને પરિણામે આ લગ્નથી પ્રભુ પોતે વિરાજિત થઈ કામ આદિ આસુરી સંપત્તિનો નાશ કરે છે. સંતશિરોમણિ કબીર સાહેબે યથાર્થ ગાયું છે કે —

" અગ્યાની તો આંધિયા, જ્ઞાન, વિચાર, વિવેક;
પીછે હરિકી આયેંગે, સારી સોઝ સમેક. "

× × ×

" કામદહન, મન બસકરન, ગગન ચઢન મુશ્કેલ. "

અર્થાત્ જ્ઞાન, વિચાર અને વિવેકના ઉદ્ભવ પછી જ જીવને પર-

માત્માની ઝાંખી થાય છે. માટે આસુરી સંપત્તિનો નાશ કરી, દૈવી સંપત્તિ પ્રાપ્ત કરી, પોતાની પ્રકૃતિને સ્વવશ વર્તાવી, ત્રિગુણાતીત થઇ મુમુક્ષુએ આત્મસાક્ષાત્કાર કરવો જોઇએ. બીજી રીતે બોલીએ તો પ્રેમપિતા ( વાસુદેવ ) અને શ્રદ્ધામાતા ( દેવકી ) નું અંતરમાં લગ્ન થતાં જ્યોતિરૂપ બાલકૃષ્ણનો જન્મ થાય છે; અર્થાત્ નિજાનંદની પ્રાપ્તિ થાય છે.

૧૧. આ પ્રમાણે શ્રીકૃષ્ણલીલાનું અંતરંગ ઉકેલતાં સ્પષ્ટ પ્રતીત થાય છે કે પ્રભુપ્રાપ્તિ માટે લાખો માર્ગ હોવા છતાં પ્રેમ એ એવી અજબ વસ્તુ છે કે જે "હવસના ગુલામને ઈશ્કનો બન્દો બનાવે છે, હેવાનને ઈન્સાન બનાવે છે, ઈન્સાનને આશક બનાવે છે, અને આશકને ખુદબખુદ માશુક બનાવે છે-અરે ઈશ્કના નૂરમાં યકતન બનાવે છે." આમ પ્રેમ મનુષ્યને ઠેઠ પરમાત્માનો સ્વાનુભવ કરાવી સ્વયં સચ્ચિદાનંદ સ્વરૂપ બનાવી દે છે. પરંતુ પ્રેમ એટલે આત્મપ્રેમ–પરમાત્માપ્રેમ ( Celestial Love )-દેહનો પ્રેમ નહીં, એ હરદમ લક્ષમાં રાખવું જોઇએ. દેહનો પ્રેમ એ તો માયા જ છે–મોહ છે–મૃગતૃષ્ણિકા છે–ભવરણ છે–લક્ષચોરાશી છે; અને એનું પરિણામ અધોમુખ ટંગાવાનુંજ છે. ભોગમાંથી રોગ અને રોગમાંથી જીવનહાનિ એજ વિલાસનું ફળ. માટે દેહાધ્યાસી પંચવિષયી જડ જીવનમાંથી આપણે ચેતીને જાગી ઉઠવું જોઇયે. જીવનની દિશા એકદમ બદલવી જોઇએ અને હોકાયંત્રની માફક બાજી લક્ષ રાખવું જોઇએ. જેવું લક્ષ્ય તેવાં લક્ષણ પ્રાપ્ત કરવાં જોઇએ, અર્થાત્ 'ગોપી' બનવું જોઇએ:-

" રાખી પ્રેમ ઉરે ગોપી, જાણે સંસાર વ્યર્થ છે.
એવું ગોપી બન્યા વિના, કૃષ્ણભક્તિ નિરર્થ છે."

× × ×

" નેહ થતાં પ્રગટ્યો વિરહાગ્નિ, ઝંખ્યો અધરરસ પીધો."
( દી. સા. ૧લું દફતર )

હતો અને દરિદ્રીને યથાશક્તિ મદદ કરતો હતો. વગર વ્યાજે રૂપીઆ ધીરી પ્રભુઇચ્છા પર તેના પુનરાગમનને છોડી દેતો. પરંતુ લોકવાયકા એવી હતી કે એ બ્રાહ્મણના રૂપીઆ કોઈને હરામી રીતે પચતા નહતા. સર્વજનોમાં એ બ્રાહ્મણ પ્રિય હતો અને માન્ય હતો.

બ્રાહ્મણના ગામથી થોડે દૂર એક બીજા ગામમાં એક રક્તપિપાસુ ક્ષત્રિય કરણસિંહ રહેતો હતો. એની દુષ્ટતા જગજાહેર હતી અને સર્વે એનાથી ભય પામતા હતા. એ સાક્ષાત્ રાક્ષસ હતો.

એક દિવસ પ્રાતઃકાળમા કૃષ્ણભટ્ટના દ્વારપર કરણસિંહ વિનીત વદને આવીને બોલ્યો, " પંડિતજી, આપ આ દાસ પર કૃપા કરો તો પ્રાણ બચે એમ છે." "શું થયું છે?" કૃષ્ણભટ્ટ બોલ્યા.

" પંડિતજી, પેલા ચરણદાસ શેઠ મારાં ઘરબાર લીલામ કરાવે છે અને જો આપ જેવા મહાપુરૂષ દશહજાર રૂપીઆ ન ધીરે તો મારી આબરૂના કાંકરા થવા બેઠા છે. "

કંઇક થંભીને કૃષ્ણભટ્ટે જવાબ આપ્યો, "ઠાકુર, રકમ નાની નથી માટે અતિશીઘ્ર પાછા આપી જવાની ક્ષમતા હોય તો હું આપીશ."

" અરે પંડિતજી, આ વર્ષનું મહેસૂલ આવતાં જ ચૂકવી આપીશ."

"હરિ હરિ," કૃષ્ણભટ્ટ બોલ્યા, "વારુ સાંજે રૂપીઆ લઇ જજો. દસ્તાવેજ તૈયાર રાખીશ."

કૃષ્ણભટ્ટે રૂપીઆ આપ્યા અને પછી બે વર્ષ થયાં, પણ

કરણસિંહે મોઢું ન બતાવ્યું. બ્રાહ્મણે અનેક સંદેશા મોકલ્યા પણ બધું વ્યર્થ ગયું. બ્રાહ્મણને કાને શબ્દો આવ્યા: "બ્રાહ્મણને મેં કેવો બનાવ્યો !" બ્રાહ્મણ મૂઢ થઇ ગયો. જીવનમાં લોભ એને અડકી શકયો ન હતો, પરંતુ એક દુષ્ટ ગામ બનાવી જશે, એમ એણે આશા રાખી નહતી. તેજ દિવસે તીર્થયાત્રા કરતા એક ત્યાગી સાધુનો પડાવ ત્યાં પડયો. બ્રાહ્મણે પોતાની વેદના સાધુ સામે પ્રકટ કરી.

" વત્સ, એને ન્યાયાલયમાં લઇ જા. "

"મહારાજ, હું જિંદગીમાં કોઇ દિવસે કોર્ટે ચડયો નથી"

" પરંતુ આ સમયે અવશ્ય જા. તું લોકસંગ્રહનું કાર્ય કરશે. એ દુષ્ટ ફરી કોઇ સજ્જનને દુ:ખી ન કરે એ માટે પણ તારે પ્રભુ પ્રીત્યર્થે એ કામ કરવું પડશે. "

કૃષ્ણભટ્ટે કહ્યું: " વારુ મહારાજ. "

કૃષ્ણભટ્ટના કરણસિંહ પર કરેલા દાવાએ ખળભળાટ મચાવી મૂકયો. કૃષ્ણભટ્ટ કોઇ દિવસ કોર્ટમાં જતો નહીં અને કરણસિંહે જરૂર કંઇ દુષ્કૃત્ય કીધું હશે, એવી કલ્પના જનતામાં થવા લાગી. કોર્ટમાં બે મહિના કેસ ચાલ્યા પછી કરણસિંહના નામ પર ડીકી થઇગઇ અને એની જમીન તથા ઘરબાર લીલામ થવાનો વખત આવી ગયો.

તેજ સમયે એ જિલ્લામાં એક ક્ષત્રિય ડેપ્યુટી કલેકટર તરીકે હતા. તેમના હાથમાં એ લીલામને વ્યવસ્થિત કરવાનું કામ હતું. એમને ક્ષત્રિયો તરફ ખાસ પક્ષપાત હતો અને કોઇપણ ક્ષત્રિયની જમીનજાગીર લીલામ થવા દેવાં પહેલાં પોતાની સત્તા, સામ, દામ, દંડ, ભેદથી એ ક્ષત્રિયને બચાવી

લેતા. આ સમયે પણ કૃષ્ણભટ્ટ પર અનેક પ્રકારની સૂચનાઓ આડકતરી રીતે તેમણે મોકલી, પણ બ્રાહ્મણ અડગ હતો. છેવટે દિવસે કૃષ્ણભટ્ટ તથા અન્ય વ્યક્તિઓ લીલામની જગ્યાએ હાજર થયા. ડેપ્યુટી સાહેબે કંઠમાં રૂદ્રાક્ષની માળા અને ફક્ત એકજ ઉપવસ્ત્ર ધારણ કરેલા-કૃષ્ણભટ્ટના તરફ આગ્નેય દૃષ્ટિએ જોઈ પૂછયું; "પંડિતજી, બ્રાહ્મણોએ આ ધંધો કયારથી શરૂ કીધો ?"

લોકોમાં શાંતિ ફેલાઈ. કૃષ્ણભટ્ટે જવાબ દીધો " સાહેબ, જ્યારથી તમો ક્ષત્રિયોએ પોતાનો ધર્મ ચૂકયા છો અને રક્ષક મટી ભક્ષક બન્યા છો, ત્યારથી બ્રાહ્મણોએ તમને ઠેકાણે લાવવા આ ધંધો શરૂ કર્યો છે."

એક અદભુત શાંતિ વચ્ચે ડેપ્યુટી સાહેબનો પશ્ચાત્તાપપૂર્ણ સ્વર સંભળાયો. " લીલામ શરૂ કરો."

લીલામની બોલી બોલાવા લાગી.

કરણસિંહને ડેપ્યુટી પર મોટી આશા હતી પરંતુ આમ છિન્નભિન્ન થતી જોઈ, તેનું અભિમાન ઊતરી ગયું. તે ડેપ્યુટી પાસે જઈ કંઈ કહેવા જતો હતો ત્યાં તો ક્રોધપૂર્ણ સ્વરે ડેપ્યુટી બોલ્યા, 'મૂર્ખ, તું ક્ષત્રિય ધર્મ ચૂકયો છે માટે તને આ સજા યોગ્ય છે.શું ભગવાન કૃષ્ણે નથી કહ્યું स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः"

શાંત ઉભેલી જનતાએ જોયું કે તે જ સમયે કૃષ્ણભટ્ટે ત્યાં એક મંદિર અને ધર્મશાળા બંધાવવાને માટે લીલામના રૂપીઆ દાનમાં આપી દીધા.

# એક ખાસ નોંધ

લેખક:- બ્ર. શ્રી. સાગર મહારાજ



મનુષ્યનું "હૃદય" એજ વિચિત્ર અગમ્યણી છે. હજારો ગઝલો લખો કે લાખો કવિતાની લીટીઓ લખો, પણ હૃદયને પૂરેપૂરું સમજવાનું કામ તો નહીં જ બની શકે એવું લાગે છે. જે સમજવાને ચાહે છે, તે તો બહુજ ટૂંકી વાતથી યે આખું સમજી જશે અને સમજવાને જેની ઇચ્છા નથી, એટલે જેનો અધિકાર નથી, આન્તર પાત્રતા નથી, તે તો સેંકડો "કેકારવ" મોજૂદ છતાંય સમજી નહીં જ શકે, આ ખરી હકીકત છે; અને તેથી જગતને "હૃદય" વિષે એકની એક વાત વારંવાર કહેવાની વધારે અગત્ય લાગતી નથી. પ્રેમ, પ્રેમયોગ, "હૃદય," હૃદયભાવોની સૂક્ષ્મતા અને લાગણીની વિલક્ષણ પ્રાબલ્યવાળી કોમળતા, એ વિષયો એવા છે કે કલમ જો એમને લખવા માંડે તો કદાપિ સફળ થઇ શકે નહીં.

રોબર્ટબર્ન્સની કવિતા-એ પ્રીતિભક્તિ ભરેલા અદ્ભુત ઉર-નના અદ્ભુત ઉદ્ગારો સ્કોટલેન્ડના ડાળા ગળાના મનુષ્યોએ મોજે

દિવસે બાળી મૂકયા ! નીતિના સંરક્ષણ નામે આ પરાક્રમ એ લોકોએ કર્યું !

**બાયરનને** એવી વિચિત્ર સ્થિતિમાં લંડનના લોકોએ મૂકયો, કે એને ઇંગ્લેન્ડ છોડીને જવુ પડયુ—ઇંગ્લેન્ડના કેટલાક લોકોએ પ્રતિષ્ઠા પામેલા પુરુષોની કબરો જેમા હતી, તે કબ્રસ્તાન Westminster Abbey )મા એનું શબ દાટવાને વાંધો લીધો હતો, એટલુજ નહી પણ એના મૃત્યુ પછી કેટલેક વરસે એની છબી એક યુનિવર્સિટીના હોલમા મુકવાને થયેલી દરખાસ્ત ડાહ્યા ગણાતા માણસોએ નામંજૂર કરી હતી ! આવુ પણ નીતિના સંરક્ષણને નામે કરવામાં આવ્યું હતું !

**ગ્રીસના લોકોએ સોક્રેટીસ** જેવા સમર્થ સાધુને મોતની શિક્ષા ફરમાવી હતી એણે કરેલા ભાષણો તરફ બધા લોકો બેદરકાર જ રહ્યા અને એની ઝિન્દગીનુ ( કાયદેસર ) ખૂન કરવામા આવ્યું ! જાહેર નીતિના સરક્ષણને નામે આ બન્યુ હતુ

**હાફિઝ** જેવા પ્રેમ પોકારનાર ઈશ્કના દિલદરવેશને તેની હયાતીમા ઈરાને કનડગત કરવામા કાંઈ બાકી રાખ્યુ નહી એટલુંજ નહીં પણ મૃત્યુ પછી તેનું મુડદૂ ઊંચકવાને પણ ધર્મનિષ્ઠ કહેવાતા લોકોએ ના કહી, અને હાફિઝની ઝિન્દગાની નીતિમાન ન હતી, એજ કારણને આગળ કરવામા આવ્યુ હતું !

'અદ્વૈતવાદ' બોલવો એ અતિશય ગંભીર પાપ છે, એવું માનીને બગદાદના લોકોએ **મહાત્મા મનસૂરના** શરીરને દેહાન્ત શિક્ષા કરી અને એને ફાંસીને લાકડે યા શૂળીએ લટકાવી દીધું ! આ પરાક્રમ પણ ધર્મના સંરક્ષણને નામે જ બનવા પામ્યુ !

**ક્રાઇસ્ટ** જેવા દિવ્ય જીવિત પુરુષને અપમાન આપીને યહુદી જન સમાજે અને શાસક સત્તાએ ફાંસીની સજા કરેલી, તે પણ ધર્મના સંરક્ષણને નામેજ બનેલુ હતુ !

ગુજરાતના લોકોએ કરસનદાસને આદરપૂર્વક સાંભળ્યા નહીં અને વૈષ્ણવ મહારાજોની બદીને ઢાંકવાને પુષ્કળ પ્રયત્નો કર્યા અનેક બચાવો કર્યા ! આ પણ ધર્મના સંરક્ષણને નામે !

**દુનિયાનો સામાન્ય જનસમાજ ખરા ધર્મનાં ઉષ્મા અને પ્રકાશ સહી શકવાને પાત્ર નથી હોતો.** પણ ધર્માભાસમાં જ જીવવાને ટેવાયલો હોવાથી વસ્તુને નહી, પણ વસ્તુના આભાસને જ માને છે અને જુવે છે. **આવી પરિસ્થિતિમાં ધર્મનું સાચું વસ્તુ રજૂ કરનારની પૂરી કમબખ્તી છે.** ઉપરના દાખલા સ્પષ્ટ કરે છે **કે ધર્મનો આભાસ જ લોકોને વધારે ગમે છે,** અને આકરી ગરમી અને ઝળહળ થતું ખુલન્દનૂર, જે ધર્મના સૂર્યનાં સ્વાભાવિક લક્ષણ છે, તેનો સ્વીકાર કે કદર સુદ્ધાં લોકો કરી શકતા નથી.

યુરોપ જેવી સુધારાની ભૂમિમાં આવું અનેકવાર બનેલું છે, તો **હિન્દુસ્તાન અને ગુજરાત જેવા કેવળ જ રૂઢીના પૂજારી દેશ માટે તો આવું બને એમાં નવીનતા કશી નથી. ચાલતે ચીલે જાઓ અને જેવા છો તેવા જ રહીને કબરમાં જાઓ. અને લોક બિલ્કુલ ગુસ્સે થશે નહીં.** લોક જેને ધર્મ કહે છે તેને તમે ધર્મ કહો, લોક જેને નીતિ કહે છે તેને તમે નીતિ કહો અને લોક બિલ્કુલ ખફા થશે નહિ.

**પણ હૃદયને ઠગવું શી રીતે ?** હૃદયના ઊંડા ભાગમાંથી લોકની નીતિ કે અનીતિ, અને લોકે કહેલો ધર્મ કે અધર્મ એવો વારંવાર ધ્વનિ આવતો હોય તો એને બંધ કરવો શી રીતે ? એ સાંભળતા છતાં એની અવગણના કરવી શી રીતે ? એ આન્તરના સૂર કરતાં લોકોને વધારે ગણના શી રીતે ? એનો કોઈ કીમીઓ છે ? માત્ર એક જ છે અને તે એ કે હૃદયને ઠગીને.

હૃદયને ઠગીને ? અલ્બત; એ સિવાય લોકોની અપકીર્તિમાંથી લોકોના ગુસ્સામાંથી બચવાને અન્યથા માર્ગ જ નથી મહાત્મા કલાપી

કહે છે —

" પોતુ છે જગ ને નહી જગતની પોલી જ કીર્તિ દીસે,
પોતુ આ જગશૂ થતા જગતની કીર્તિ સહેજે મળે
' એ પોતાણુ તજી જનાગ હૃદિયે કીર્તિ ન પામી શકે,
" લોકોની અપકીર્તિમાં હ્રુદયની સાચી જ કીર્તિ વસે "

બીજો એક માર્ગ છે, અને તે ડહાપણ ભરેલી રીતે સૂફી મહાત્માઓએ યોજ્યો છે, અને તે એ કે જગતની સાથે સબધ જ ગખ્યા વિના જીવન ગાળવુ. હિદુ સન્યાસીઓમા કેટલાક મુનિવ્રત પણ ગખે છે-બિલકુલ બોલતા જ નથી, તે પણ આવા જ કોઈ કારણને લીધે સભવિત લાગે છે.

ના છુટકે જ બીજાની સાથે ભેળાવુ અને ભેળાવુ તોપણ જીવનની લગનીથી નહી—મનુષ્ય હૃદયને માટે આ બહુ સખ્ત પરીક્ષણ છે હૃદય ખેચાય ત્યા એને પૂર્ણ પ્રકાશના બલથી—આત્માના તેજથી વારી લેવુ અને આન્તરની એકાન્તિક સ્થિતિ સાચવી લેવી, એ કેટલુ વિકટ છે ? હજારોમાં છતાં એકાકી રહેવુ એજ સાચો આત્મ યોગ છે, જગલમાં જઈને રહેવામાં યોગની પૂર્ણતા નથી.

અહા ! જગત એ કેવો મહાન મહેતાજી છે ! એ મહેતાજી પાસેથી છાનુંમાનુ ભણી લેવુ, અને પોતે પોતાના કડક પરીક્ષક થઈને આત્મપરીક્ષણ કરવુ

卐

ॐ

नारायण

# પરમામૃત

( ગતાંકથી ચાલુ )

વાળું અંતઃકરણ લિંગદેહ કહેવાય છે, એ જ સ્વપ્નાવસ્થા છે અને વાસનામય છે. ( ૨૧ ) ઇન્દ્રિયોરૂપી દ્વારોમાંથી મન જે પ્રવૃત્તિ કરે છે, તે જ અંતઃકરણમાં વાસના રૂપે વ્યાપી રહેલ હોય છે અને તે વખતે સાંભળેલા કે જોયેલા વિષયોના આભાસ રૂપે સ્વપ્નાવસ્થાની માંડણી થાય છે. (૨૨) આ દૃશ્ય જોનાર અભિમાનીનું નામ તૈજસ છે અને આવી રીતે અંતઃકરણમાં ચિદાભાસ ( જીવાત્મા ) વ્યાપીને રહે છે. ( ૨૩ ) સૂર્યકાન્તમણિ ( આગીઆ કાચ ) માં (સૂર્યને લીધે) અગ્નિ પ્રદીપ્ત થાય છે તે શું સૂર્ય જ નથી ? એવી જ રીતે અંતઃકરણમાં જે બિંબ પડે છે, તે જ સ્વયંપ્રકાશ આત્મા છે.(૨૪) આમાં મૂળે જ જો તારામાં જાણવાપણું (જ્ઞાનશકિત) ન હોત, તો અંતઃકરણ વગેરેમાં કશું સ્ફુરણજ ન થાત. એટલા માટે ચિદાભાસ વડેજ આ બધાનો આભાસ જણાય છે એમ સમજજે. ( ૨૫ ) આમાં તારી આ એક જ્ઞાનશકિત જો ખંડિત થાય ( હણાઇ જાય ), તો આગળ પછી કશું સમજાશે જ નહિ. એ સ્થિતિમાં તું એક જ તારા પોતાના અખંડ સ્વરૂપેજ બાકી રહીશ. ( ૨૬ ) તું જ ( આત્મારૂપે ) સ્ફુરણ પામે છે, બોલે છે, સાંભળે છે અને અંતઃકરણનો મર્મ જાણે છે, એ તું જ તને જુએ છે એવો વિચાર કરીને જોઇ લે. ( ૨૭ ) જેના પ્રકાશ વડે અંતઃકરણ પ્રકાશે છે ( જે જ્ઞાનથી અંતઃકરણમાં જ્ઞાન થાય છે ) અને જે આત્મતેજ સ્ફુરે છે તે જ તું પોતે છે એમ જાણ. (૨૮) આમાં જે જાણવાપણું છે,